# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) શાળા માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ. ૦-૬-૦ મ. ઓ. દ્વારા અગાઉથી મોકલવા [illegible] બીજા વર્ષમાં રૂ. ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વે માટે વર્ષે એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એ અંકના | રૂ. ૦-૬-૦ „ |

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

# દિગ્દર્શન.

આકાશ નિર્મળ હતું—વરસાદનું એક પણ ચિહ્ન નજરે પડતું નહોતું: માત્ર . વેંતભર વાદળીનો કકડો આકાશને એક ખૂણે દેખા દેતો. એટલામાં યાહુદી પ્રભુભક્ત એલીજાહને પ્રેરણા થઇ કે . પડશે. જોત-જોતામાં પેલી વાદળી વધીને આકાશ ઘનઘોર ગયું અને મુસળધાર વરસાદ પડ્યો! પ્રભુની ગતિ અકળ છે. ઉરુક્રમ ભગવાન ક્યારે માગવા આવશે અને ત્રણ પગલાંથી આખા વિશ્વમાં દૈવી સંપત્ ભરી દેશે એની કોઇને પડી નથી. વામનમાંથી વિરાટ્—સૂક્ષ્મમાંથી સ્થૂલ—એ આ પ્રભુની સૃષ્ટિનો નિયમ જ અજ્ઞાન જનો જ સૂક્ષ્મને અવગણે છે—વસ્તુનું વામન રૂપ જોઈ હસે છે.

**હિન્દનાં છેલ્લાં દશ વર્ષ.**

આપણા દેશનો છેલ્લાં દશ વર્ષનો ઇતિહાસ નિહાળો. દશ વર્ષ ઉપર અલ્પ અને [illegible] જેવી ગણાતી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ આજ કેવું રૂપ ધારણ કરી રહી છે! છપ્પની આપણા દેશમાં અસંખ્ય મનુષ્યો અને પશુઓ ભૂખે પીડાયાં અને મરણ પામ્યાં. પણ એક વર્ષનું દુઃખ અનેક [illegible] સુખ ઉપજાવી ગયું. સરકારની દેશની સ્થિતિ પ્રત્યે આં ઉઘડી. મહેસૂલ વસુલ [illegible] નીતિમાં તદ્દન નવી જ પદ્ધતિ દાખલ થઈ. ખેડૂ [illegible] જગાવી આપવા સા [illegible] ઓને નાણાં ધીરવા માટે પરસ્પરસહાયક બેંકો—જે પૂર્વે મનાતી હતી—તે સ્થપાવા લાગી, અને તેઓ માટે સેંટ્રલ બેંક જેવું સ્વપ્નું પણ મૂ[illegible] ગણાતું હતું તેની યોજનાને અત્યારે સરકારે સત્કાર આપ્યો છે. બીજું—દેશમાં ગણીગાં નહેરો હતી. હિન્દુસ્થાનની નદીઓનું કરોડો મણ પાણી વૃથા વહી જાય છે એમ કહે તે સૂર્યનાં કરોડો કિરણો વૃથા ચાલી જાય છે એમ કહેનારના જેવો બેવકૂફ ગણાતે પણ ત્યાર બાદ નહેરો અને પાણીનાં બાંધકામ સંબંધી વિચાર કરવા કમિશન બેઠું, એ અનેક નવી યોજનાઓ સૂઝી અને એને પરિણામે અત્યારે ત્રિવેણી સતલજ નીચે [illegible] નહેરોથી દેશમાં, જાણે ભગીરથે ગંગા ઉતારી હોય, એવો જળનો વિસ્તાર થઈ રહ્યો વળી ખેડૂતોને ઉપયોગી એવાં સ્થળે સ્થળે પાક ઢૈર ખાતર વગેરેનાં પ્રદર્શન ભરાવા લા અને એમાં ખેડૂતોને દૂર દૂરથી સરકારને ખર્ચે બોલાવી એમને બાવડો આપવાની રી પણ દાખલ થઈ. વળી ખેડૂતોને નવી શાસ્ત્રીય પદ્ધતિની પ્રયોજના કરવા સરકાર તરફ વિવિધ સ્થળે નમૂનેદાર ખેતરો પણ રાખવામાં આવ્યાં, તથા તેઓને ઊંચી જાતનું બી [illegible] પૂરું પાડવાની ગોઠવણ પણ થઈ.

પ્રત્યક્ષ છે. પણ કાઉન્સિલમાં નવી જગ્યાઓ કે વિશેષ પ્રતિનિધિઓ, એ જ આ કાઉન્સિલથી પ્રજાને થએલો લાભ નથી. એમાં પ્રજાને જે અપૂર્વ પ્રતિષ્ઠા મળી છે, તથા સરકારની રાજ્ય નીતિને રાજ્યસભામાં નિન્દવાની કે વન્દવાની જ નહિ પણ એને પ્રકાશમાં લાવી પૂર્ણ જવાબદારીના ભાનથી એમાં ચોકસ ફેરફાર સૂચવવાની પ્રજાને જે સત્તા મળી છે, એ જ એનો ખરો ફાયદો છે.

સરકારે પ્રજાહિત માટે ગયા દસકામાં શું શું કર્યું એનું ટુંકામાં આપણે સિંહાવલોકન કરી ગયા. હવે પ્રજાએ શું શું કર્યું એ જોઇએ. તેમાં પ્રથમ તો એ જ ગણાવવાનું છે કે ઉપર વર્ણવેલા બધા સુધારામાં પ્રજા સરકારને ઘણી મદદગાર થઈ છે. સારા વૈદની માફક સરકાર આપણી ભૂખ પ્રમાણે જ આપણને અન્ન આપે છે, કારણ કે એ સારી રીતે સમજે છે કે વગર ભૂખે ખવાએલું અન્ન પચતું નથી, અને એ વૈદ પોતાના ઘરમાં પોતાનાં બાળકો માટે પણ એ જ નિયમ પાળે છે. હવે પ્રજાને જે યશ ઘટે છે તે એ કે પોતે અન્ન માગે છે તે ઉન્મત્ત દશામાં નહિ પણ વાસ્તવિક ભૂખ લાગવાથી જ એ વાત પોતાના વૈદના ધ્યાન ઉપર એણે બહુ ડહાપણ ભર્યા અને આત્મપ્રતિષ્ઠાના ભાનપૂર્વક આણી છે. તેમ કરવામાં એને શાન્તિ અને ધીરતાની પણ થોડી જરૂર પડી નથી—કારણ કે આ વૈદની રીત એવી છે કે આજ માગેલી છૂટ એ ત્રીજે દહાડે આપે છે, જેથી કોઈ પણ પ્રકારે અજીર્ણ કે અન્ય વિકાર થવાનો ભય રહેતો નથી. વળી, રૂપક બદલીને એક બીજી વાત પણ ઉમેરીશું કે પ્રજાએ સરકારના રથને યોગ્ય માર્ગ બતાવ્યો છે; એટલું જ નહિ પણ રાજ્યરથનાં પૈડાંને હાથ દઇ એ રથને વધારે ગતિમાન કર્યો છે. એ કાર્યમાં પ્રજાની મદદ લેવા માટે જેમ સરકારની ઉદારતા પ્રખ્યાપવા જોગ છે, તેમ એ મદદ ડહાપણથી અને સ્વાર્થત્યાગ-પૂર્વક આપવા માટે પ્રજાની પણ જેટલી સ્તુતિ ન કરીએ તેટલી ઓછી છે. આજ કાલ કાઉન્સિલોમાં થતું કામકાજ અવલોકશો તો આ વાતની સહેજ ખાતરી થશે.

વળી આ ઉપરાંત સરકારને લોકહિતનાં કાર્યમાં દ્રવ્યની મદદ આપવામાં પણ પ્રજાએ પાછી પાની કરી નથી. આપણા ઇલાકામાં 'સાયન્સ'ના શિક્ષણને યોગ્ય સ્થાન અને યોગ્ય સ્વરૂપ આપવામાં સર જ્યૉર્જ ક્લાર્કે જે ઉત્સાહ દર્શાવ્યો છે તેને સર ચીનુભાઈ માધવલાલ, સર કાવસજી જહાંગીર રેડીમની, સર ડેવિડ સાસૂન, સર કરીમભાઈ ઇબ્રાહિમ વગેરેએ પોતાની ધનિકતાને શોભતી મદદથી વધાવી લીધો છે.

પણ અત્રે પ્રશ્ન થશે કે પ્રજાએ સ્વતન્ત્ર રીતે શું કર્યું છે ? આનો ઉત્તર અમે વિના સંકોચે આપીશું કે શક્તિના પ્રમાણમાં ઘણું કર્યું છે. આપણા મુસલમાનબાઇઓએ પોતાની કેળવણીનો સવાલ પોતે માથે ઉપાડી લીધો છે. બંગાળાએ જાપાનની માફક પરદેશ વિદ્યાર્થીઓ મોકલી વિવિધ હુન્નરોનું શિક્ષણ મેળવવા ખર્ચ કરવા માંડ્યું છે. દેશમાં શહેરે શહેર સ્વદેશી દુકાનો સ્થપાઈ છે, અને સુખ શોખ અને દ્રવ્યનો ત્યાગ કરી અસંખ્ય લોકો એને ઉત્તેજન આપે છે. હુન્નર-પ્રદર્શનોનો જે આરંભ કૉન્ગ્રેસે કર્યો હતો તે દિન પર દિન વિકાસ પામે છે, અને દેશના ઉદ્યોગો અને કારીગરી પરત્વે આપણી શી શક્તિ છે અને શું સાધવાનું છે એ વિષે પ્રજાની સમજણ વધારે ચોખ્ખી થતી જાય છે. જે ચીજનું

કરે છે. હિન્દી પ્રજા જીવતી પ્રજા છે એની મ્હોટામાં મ્હોટી સાબિતી જોઈતી હોય તો એ જુવો કે—છેલ્લા દસકામાં ઉત્પન્ન થએલી જાગૃતિ એક જ અંગમાં પૂરાઈ રહી નથી, પણ દેશના દરેક અવયવમાં પ્રસરી ગઈ છે. રાજ્ય અર્થ શુદ્ધ ઇત્યાદિની પુનઃ ઘટના થવા માંડી છે એટલું જ નહિ પણ પ્રત્યેક જ્ઞાતિ પણ પોતપોતાના મંડળમાં સુધારો કરવા મચી પડી છે; જેનો પ્રત્યક્ષ પુરાવો અમે વિવિધ જ્ઞાતિઓનાં કોન્ફરન્સોમાં તેમજ પ્રતિભાસ અમને વસન્તના બદલામાં મળતાં વિવિધ જ્ઞાતિઓના 'ગુલેન્ઝ'માં જોઈએ છીએ. વળી જ્ઞાતિઓના આ પ્રયત્નો પોતાનો સ્વાર્થ સાધી પર જ્ઞાતિનો દ્વેષ કરવા તરફ નથી એ ખાસ સારૂં ચિહ્ન છે. અને અત્યારે દેશમાં એકપ્રજાભાવનાનો જે સૂર્ય પ્રકટ્યો છે તેણે અજ્ઞાન અને સ્વાર્થનો અન્ધકાર વિદારી આપણને બતાવી આપ્યું છે કે હું ઉભો છું **ત્યાં માત્ર હું અને મારી પગ તળેની ભોંય એટલાં જ નથી, પણ આપણે અને આપણો દેશ છે.**

એકમાં અનેક અને અનેકમાં એક—તાનું ભાન કરાવનાર સવિતાના મંગળ પ્રકાશનું આપણે સદા ધ્યાન કરીએ, અને એ આપણી બુદ્ધિને પ્રકૃષ્ટ માર્ગે પ્રેરો એમ એની પ્રાર્થના કરીએ. અને અત્યારે આ પ્રકાશ જોઈએ છીએ તે માટે એટલું જ કહીએ કે—

"चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः"

જે ગુરુએ આપણી આંખ ઉઘાડી તેને નમસ્કાર!

---

હાલ કેટલાક વખતથી આ પત્ર ગુજરાત પ્રત્યે પોતાની ફરજ જોઈએ તેવી રીતે બજાવતું નથી. છતાં એના ગ્રાહકોની સંખ્યામાં કાંઇ ને કાંઈ વધારો જ થતો જાય છે—આ કરતાં તન્ત્રીને પોતાના કર્તવ્યનું ભાન કરાવનાર વધારે સખ્ત ઠપકો બીજો શો હોઈ શકે! અમે સારી રીતે જાણીએ છીએ કે આ સંખ્યામાં વધારો થવાનું કારણ એના આન્તર ગુણો નથી, પણ ગુજરાતને એક સારા સર્વદેશી માસિકની જરૂર છે અને એ જરૂર હજી કોઈ પણ બીજા પત્ર તરફથી પૂરી પડી નથી એ જ છે. તથાપિ અમે આશા રાખીએ છીએ કે અમારા વાચકોને જો ભૂતકાળનું સ્મરણ હશે તો તેઓ એટલું તો સ્વીકારશે જ કે તે સમયમાં આ દેશના કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઉપર આ પત્રે ઉપયોગી ચર્ચા કરી છે, અને એનું અત્યાર સુધીનું જીવન સઘળું વ્યર્થ ગયું નથી. શું ભવિષ્યમાં એટલી, બલ્કે એ કરતાં અધિક, સેવા આ પત્ર નહિ કરી શકે? તન્ત્રી યથાશક્તિ પોતાનું કર્તવ્ય કરશે; પણ પત્રમાં શૈલીની અને વિચારની વિવિધતા જોઈતી હોય તો તન્ત્રી ઉપરાંત બીજા ઘણા લેખકોએ ભાગ લેવો જોઈએ.

નવું વર્ષ

પરન્તુ માસિકનું સ્વરૂપ બાંધવાની અને દેશના વિચારને યથાશક્તિ પોતાને ઉત્તમ લાગતા માર્ગે વાળવાની તન્ત્રીની ફરજ છે. અને એ ફરજ—જે પાંચેક વર્ષ ચોડી ઘણી બજાવવામાં આવી હતી, અને જે એકાદ બે વર્ષથી વીસરાઈ છે—તે પુનઃહાથ ધરવામાં આવશે.

આપણા દેશના ઇતિહાસમાં 'કાઉન્સિલ રિફૉર્મ'ના બનાવ પછીથી નવો દસકો શરૂ થયો છે—અને યુગ યુગના ધર્મ જુદા હોય છે તદનુસાર આવતાં દસ વર્ષ આપણે વર્ષોમાં કરતાં જુદું કામ કરવાનું છે: જુદું એટલે ભૂતકાળ સાથે સંબન્ધ ન ધરાવતું એમ નહિ પણ ભૂતકાળમાંથી જન્મ પામેલા નવા યુગને ઉચિત એવું—અર્થાત્ વિચારકાળને બદલે આચારકાળને, ચર્ચાને બદલે ઘટનાને, શોભતું.

'સુધારો તો થઈ ચૂક્યો'—એવી સુધારાની પર્યાપ્તિ ('બસ'-ભાવ) નથી: કાળની ગતિ રુધ્ધ થાય તો સુધારાની થાય. પણ જેમ શેરડીને કાતળીઓ હોય છે તેમ કાળને—અને તેથી સુધારાને—પણ હોય છે. બીજું રૂપક લઇએ તો કાળની લાંબી સીડીમાં વચ્ચે વચ્ચે એક પહોળું પગથીયું આવી વિભાગ ન પડતા હોય, તો ઊભી સીડીએ ચઢતાં છાતી ભરાઇ જાય. માટે ભણ્યા તેટલું જરા ગણી જઈ પછી આગળ ભણવાનો વિચાર કરીએ તો સારૂં.

ભણ્યા છીએ તે ગણવાનું છે: હક મેળવ્યા છે તે વાપરતાં શીખવાનું છે. આપણા અગ્રણીઓ તો આ કામમાં પોતાની સરસાઈ બતાવી ચૂક્યા છે, પણ અગ્રણીઓ એ આખો દેશ નથી. ઝાડની કિંમત એના ઉત્તમ ફળથી થાય છે એ ખરૂં–પણ શિખર ઉપર કળશની શોભા કેટલી વાર ટકશે એ પાયાની મજબૂતી ઉપર આધાર રાખે છે. માટે પાયાની મજબૂતી કરવી હોય તો આપણાં ગામડાં—જ્યાં આવાં અલ્પ પત્રોને જઇ કર્તવ્ય કરવાનો અધિકાર છે–તેની કેળવણી શરૂ કરવી જોઇએ. બીજી રીતે, દેશનો પાયો શૂદ્ર: માટે, દેશસેવા યથાર્થ કરવી હોય તો શૂદ્રની કેળવણી યથાર્થ કરવી જોઇએ. ત્રીજી રીતે, ભવિષ્ય પ્રજાનું બીજ તે વર્તમાન બાળકો—માટે ભવિષ્યની પ્રજા સુધારવી હોય તો વર્તમાન બાળકોને સુધારવાં જોઇએ. તે માટે, જો કે દેશહિતના મ્હોટા પ્રશ્નો વીસારવામાં નહિ આવે, તથાપિ આજથી ઉપર કહેલી ત્રણ વસ્તુઓ ઉપર નવું ધ્યાન આપવામાં આવશે.

આ પ્રતિજ્ઞા પાળવી સર્વથા તન્ત્રીને હાથ નથી. જેઓ અમારા ઉપર જણાવેલા વિચારમાં મળતા હોય તેઓ સર્વેને આ પ્રતિજ્ઞા સિદ્ધ કરવામાં સહાય થવા આમન્ત્રણ છે. પ્રૌઢ વિદ્વાનોને પણ આમન્ત્રણ છે, કારણ કે અમે આશા રાખીએ છીએ કે મિલ્ટન સંબન્ધી વર્ડ્ઝવર્થે ઉચ્ચારેલા પેલા શબ્દો એમના ધ્યાન બ્હાર નહિ જ હોય કે—" Who...... the lowliest duties to himself did lay."

# પુરુષાર્થ.

મનુષ્યજન્મનો ઉદ્દેશ તપાસવો અને એ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જીવનના શાસ્ત્રીય નિયમો યોજવા—એ કાર્યમાં આપણા પ્રાચીન મહર્ષિઓએ જેવાં અદ્ભુત બુદ્ધિ અને કૌશલ્ય દર્શાવ્યાં છે તેવાં ભાગ્યે જ કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં નજરે પડશે. તેઓની વર્ણવ્યવસ્થા માટે અર્વાચીન દુનીઆ આદર ધરાવતી નથી, પણ તેઓની આશ્રમવ્યવસ્થા અને પુરુષાર્થ વ્યવસ્થા વિષે તો હજી પણ માન અને સંમતિ સિવાય બીજી દૃષ્ટિએ જોવાય તેમ નથી. તેઓની વર્ણવ્યવસ્થામાં ઘણા સારા અંશો હતા, અને તે આજના જનસમાજમાં પણ એક નહિ તો બીજે રૂપે પણ સ્વીકારવા પડે છે. પણ વસ્તુતઃ એ વર્ણવ્યવસ્થામાં કેવળ તેઓની આર્ષ દૃષ્ટિનો જ પ્રભાવ ન હતો, એટલે એના શૈથિલ્યથી તેઓની આર્ષ બુદ્ધિને કાંઈ પણ દૂષણ લાગતું નથી. વર્ણવ્યવસ્થા એ મનુષ્યશક્તિની નૈસર્ગિક વિવિધતાને સફલ રીતે વ્યવસ્થિત કરવાનો યત્ન માત્ર હતો, અને તે સમયની જરૂરિયાતમાંથી પણ એનું સ્વરૂપ કેટલેક અંશે ઘડાએલું હતું: આમ હોવાથી એને પ્રકૃતિ અને કાલના સંયોગથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલું ફલ માનીએ તો ખોટું નથી. અને આ જ કારણથી અન્ય દેશના પ્રાચીન વિદ્વાનો (ઉદા૦ પ્લેટો અને એરિસ્ટોટલ) ને પણ આવી કલ્પના સૂઝી હતી. પરંતુ જ્યારે પુરુષાર્થવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા ઉપર આવીએ છીએ ત્યારે તો આપણા પ્રાચીન ઋષિઓની બુદ્ધિનો જ પ્રભાવ આપણે નિરખીએ છીએ. મનુષ્યજન્મનો ઉદ્દેશ શો? એ વિષે અન્ય દેશના વિદ્વાનોએ વિચાર કર્યો નથી એમ નથી; કર્યો ન હોય તો આ અનન્યસાધારણતા એ જ એની નિરર્થકતાનો પૂરતો પૂરાવો થઈ રહે. પણ વસ્તુતઃ, આપણા ઋષિઓએ પુરુષાર્થના નિર્ણય સંબન્ધી જે ચિન્તન કર્યું છે એમાં રહેલી વ્યાપકતા અને વિશેષે કરીને આ વિષયમાં કરેલા નિર્ણયોને વ્યવહારમાં મૂકવા તેઓએ રચેલી આશ્રમવ્યવસ્થા, એ તો અન્ય કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં મળવી મુસ્કેલ છે.

ઋષિઓએ નક્કી કરેલા પુરુષાર્થ ચાર છેઃ **ધર્મ, અર્થ**, કામ અને મોક્ષ—જેમાં ધર્મ અને મોક્ષને જોડતાં લેતાં એ '**ત્રિવર્ગ**' પણ કહેવાય છે. આ પુરુષાર્થોને ઉત્તમ મનુષ્ય જીવનમાં એક બીજાથી છૂટા પાડવાના નથી—સર્વની યોગ્ય સંઘટના કરવાની છેઃ જે સંઘટનાને અભાવે આપણું જીવન કદરૂપું અને ખોડીલું—અને તેમાં પણ જો ધર્મનું તત્ત્વ વીસારવામાં આવે તો નિરર્થક અને મૃતપ્રાય—થઈ જાય છે.

મહાકવિ કુમારદાસના 'જાનકીહરણ'માં વિશ્વામિત્ર રામ-લક્ષ્મણને લઇ જનકરાજાને ત્યાં જાય છે અને ત્યાં આરંભમાં ઋષિ રાજાને કેટલાક કુશલપ્રશ્ન પૂછે છે. તેમાં એક પ્રશ્ન એવી મતલબનો છે—હે રાજા! યુવાવસ્થામાં તેં ધર્મ અર્થ અને કામ **સરખી રીતે સેવ્યા છે? અને હવે તું વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છે તો અર્થ અને કામ કરતાં ધર્મને આગળ પાડયો છે?**

"द्वयेनादौ त्रिवर्गस्य कच्चित् साम्यं गतश्चिरम् ।
धर्मोऽद्य वयसो वृद्धया सह संवर्धते तव ॥ "

આ પ્રશ્નમાં વ્યવહાર અને પરમાર્થના સંબન્ધ પરત્વે આપણા પ્રાચીન પૂર્વજોના શા વિચાર હતા એ યથાર્થ રીતે દર્શાવાય છે.

(૧) ધર્મ એ મનુષ્યજીવનનો પ્રધાન ઉદ્દેશ યાને પરમ અર્થ (પ્રયોજન) હોઈ સર્વના અગ્રસ્થાને છે. પરંતુ એ ઉદ્દેશ પણ 'અર્થ' (દ્રવ્ય) અને 'કામ' (સુખ)ના યોગ્ય સંપાદન વિના સિદ્ધ થવો અશક્ય છે: 'અર્થ' (દ્રવ્ય)ના તિરસ્કારથી ધર્મ કેવું સ્વરૂપ લે છે એનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત આપણા આળસુ બાવાઓનાં ઝુંડ છે; અને 'કામ' (સુખ)ના ત્યાગથી વૈરાગ્યનો ભૂખર વા જીવનની વાડીને વેરાન કરી નાંખશે તો પછી ધર્મરૂપી મીઠાં ફળ આપણે ક્યાં જોઇશું ? અને એ પણ સ્મરણમાં રાખવું કે આ 'ધર્મ'—શબ્દના અર્થમાં નીતિ અને નીતિનું અધિષ્ઠાન (સાંકડા અર્થમાં) ધર્મ યાને ઈશ્વરનિષ્ઠા એ બંનેનો સમાવેશ થાય છે. અને તેથી જેમ સામાન્ય રીતે 'અર્થ' અને 'કામ'થી વિહીન પરી ઈશ્વરનિષ્ઠા અશક્ય છે, તેમ 'અર્થ' અને 'કામ' વિના નીતિ પણ અશક્ય છે. બિચારા દરિદ્ર માણસની નીતિ કેટલે સુધી પહોંચવાની ? બહુ તો અભાવાત્મક કે હૃદયમાત્રની નીતિ એ આચરી શકે—પણ જ્યાં રોગ ભૂખ વગેરેથી પીડાતાં પોતાનાં કુટુમ્બજનનાં કે મનુષ્યબન્ધુઓનાં સંકટો એ જોશે ત્યાં એનું હૃદય ચીરાશે, પણ એ સંકટો ટાળવાના ઇલાજો એ શી રીતે લઈ શકવાનો હતો ? ત્યારે શું દરિદ્ર માણસને માટે નીતિની ઉત્તમ ભાવના સિદ્ધ કરવાનો અવકાશ જ નથી ?—એમ તમે પૂછશો. આનો ઉત્તર કે દરિદ્ર માણસ પણ ઉપદેશ વગેરેથી અર્થવાન—ધનિક—પાસે એના ધનનો ઉપયોગ કરાવી—ઇસ્પિતાળ ધર્મશાળા વગેરે સ્થપાવી—પોતે બન્ધુજનનાં દુઃખો ટાળે, અને આ રીતે પરોપકારમાં કારણ બની નીતિની ઉત્તમ ભાવના સિદ્ધ કરે. પરંતુ આ કાર્ય જનસમાજમાં ધનિક પુરુષો હોય તો જ બની શકે. માટે ધનનો તિરસ્કાર એ જનસમાજ માટે પુરુષાર્થ ન જ ગણાય. માટે શાસ્ત્રે જનસમાજ માટે સામાન્ય નિયમો ઘડવામાં ધનને પુરુષાર્થરૂપ ગણ્યું છે તે યોગ્ય જ છે. વળી જેમ 'અર્થ' વિના નીતિ અશક્ય છે તેમ 'કામ' (વ્યાવહારિક સુખની ઇચ્છા) વિના પણ એ અશક્ય છે. નીતિ કેવળ વ્યાવહારિક સુખ અર્થે જ છે—પછી તે વ્યક્તિનું હો કે જનસમાજનું હો—એવી અધમ ઐહિકતા પણ આપણા પૂર્વજોએ નીતિના પ્રયોજક હેતુમાં સ્વીકારી નથી. પણ તેઓનું સામાન્ય મનુષ્યસ્વભાવનું જ્ઞાન એવું ઊંડું હતું કે સુખની ઇચ્છા મનુષ્યનો કેવો પ્રવર્તક હેતુ છે તે તેઓ ભૂલ્યા નહોતા. જનસંસ્કૃતિમાં સુખની ઇચ્છા કેવી પ્રબળ શક્તિ નીવડી છે એ ધ્યાનમાં રાખવાથી, 'કામ'નો પુરુષાર્થ રૂપે સ્વીકાર યોગ્ય જણાશે.

(૨) હવે 'અર્થ'ને ધર્મ અને કામથી વીખૂટો પાડતાં શું પરિણામ આવે છે તે જોઇએ. અનીતિથી દ્રવ્ય સંપાદન કરવું, જગત્‌માં પ્રભુનો વાસ છે એ ભૂલી જઈ, રાત દિવસ 'અર્થ'ના દાસ થઈ સોનાના ઉકરડા વધારવા—એ મનુષ્યજન્મનો હેતુ કદી પણ હોઇ શકે નહિ. રૉબર્ટ સધીની બિશપ હૅટોના ઉંદરિયા મિનારા વિષેની કવિતા ઘણાએ વાંચી હશે: બિશપ હૅટો અત્યન્ત લોભી અને ક્રૂર હતો. એક વખત એના ગામમાં દુકાળ પડ્યો ત્યારે લોક એની પાસે અનાજ માગવા આવ્યા. એણે હજારો મણ અનાજ પોતાના કોઠારમાં ભરી રાખ્યું હતું પણ એમાંનો એક કણ પણ ભૂખે મરતા લોકને એણે આપ્યો નહિ. અને ઉલટું

એ ભિખારાઓને એક કોઠારમાં પૂરી મારી નાંખ્યા! પરિણામે બન્યું એવું કે એ જ્યાં સૂતો હતો ત્યાં કોઠારના ઉંદરડાની ધાડ ધડબડ કરતી આવતી દેખાઇ! એની ભીંતે એની છતે એના શરીર ઉપર જ્યાં જુવે ત્યાં ઉંદરડા જ ઉંદરડા! નદીની વચ્ચો વચ્ચ એક મિનારામાં જઇને રહ્યો ત્યાં પણ એનું એ દેખાય! આ પ્રમાણે એનું પાપ એને કરડ્યું. બિશપ હૅટોને આપણે ભિખારીએ છીએ અને એના ઉંદરોની વાત સાંભળી આપણે હસીએ છીએ. પણ આપણે આપણા જીવનમાં દ્રવ્યની સેવા ધર્મથી કેવી વિખૂટી પાડી દઈએ છીએ એ વિચારીશું તો બિશપ હૅટોનો જ અવતાર આપણા આત્મામાં પ્રતીત થશે. પશ્ચિમના દેશોમાં આજ કાલ અઢળક ધન સંપાદન કરવાની જે તૃષ્ણા વધી છે, અને એને પરિણામે ઘઉં રૂ વગેરે મનુષ્યની સામાન્ય અગત્યના પદાર્થો એકહાથ કરી લઇ એના ભાવો ચઢાવી દઇ નફો ખાવાની જે રીત ચાલે છે, એ કેવળ અધર્મ છે; અને જનસમાજનો આત્મા એ પાપને પોતામાંથી દૂર કરવા ડહાપણથી પ્રબળ યત્ન નહિ કરે તો જગતનું સુખ દિન પર દિન વધવાને બદલે પાયમાલી ઉપર આવી જશે. આ જનસમાજના દેહમાંથી વિષ ફૂંકી દેવા યુરોપમાં જે અરાજકતાનાં મંડળો (Anarchists) ઉત્પન્ન થયાં છે, અને સમષ્ટિવાદીઓ (Socialists) પણ જનસમાજને ખળભળાવી મૂકે છે—એ વિષનું ઔષધ વિષ એ ન્યાયનું અનિષ્ટ ઔષધ છે. આપણા દેશમાં યુરોપ–અમેરિકા જેવું સમર્થ ધન નથી, એટલે ધનવડે અન્યને હેરાન કરવાના ઉપર કહ્યા તેવા દુષ્ટ યત્ન થતા નથી. પણ આપણી દરિદ્રતાના કારણથી આજ કાલ આપણામાં દ્રવ્ય સંપાદન કરવાની જે તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ છે તે ધર્મથી અલગ ન પડી જાય એટલી આપણે સંભાળ રાખવાની જરૂર છે. અત્યારે આપણા દેશમાં ધનિકો ધનિકતાનો ધર્મ સમજે છે ખરા; એનો પુરાવો એ છે કે આજ કાલ આપણે સ્થળે સ્થળે પાઠશાળા દવાખાનાં વગેરે દેશકલ્યાણને માર્ગે દાન થતાં જોઇએ છીએ. (અને એ સર્વે ‘ટાઇટલ’ મેળવવા માટે જ થાય છે એવો અન્યાયી અને નાદાન વિચાર કરવાનું કારણ નથી.) પરંતુ સામાન્ય પ્રજામાં ધનની તૃષ્ણા વધતી હોય એમ લાગે છે. તેથી એ તૃષ્ણારૂપી રાક્ષસી આપણા આત્માને ખાઇ ન જાય એટલી અત્યારથી સાવચેતી રાખીશું તો ભવિષ્યમાં અનેક અનર્થો ઉત્પન્ન થતા અટકશે. ધર્મરૂપી અમૃત મૂળમાં રેડાતું રહેશે તો જ ધનની વેલ પણ ફાલશે, અને એનાં ફળ મનુષ્ય ખાઈ શકે એવાં થશે.

‘અર્થ’નો ધર્મ સાથે સંબન્ધ જેમ જરૂરનો છે તેમ ‘કામ’ સાથે પણ જરૂરનો છે. ‘અર્થ’ સાથે જો કામની (સુખ) ઇચ્છા જોડાએલી હોતી નથી, તો કંજૂસપણું ઉત્પન્ન થાય છે. સુખની ઇચ્છા વિના સોનાના ઢગલા એના માલિકને ભાર રૂપ છે એટલું જ નહિ પણ સુખના વિનિમયમાં એ જ્યારે તવંગર પાસેથી ગરીબ પાસે જાય છે ત્યારે જ એની યોગ્ય વહેંચણી થઈ જનસમાજનાં સઘળાં અવયવો સમાન સામર્થ્યવાળાં બને છે. વળી જનસમાજ સમગ્ર લક્ષને વિચાર કરીએ તો તો એમ પણ કહી શકાય કે સુખની ઇચ્છા વિના જનસમાજ ધનિક થતો જ નથી; કારણ કે સુખની ઇચ્છા એ ધનના સંવિભાગમાં તેમ જ ઉત્પાદનમાં પ્રબળ હેતુ છે. આ કારણથી, જો કે આપણે આપણી રહેણીકરણીમાં સ્થિતિને અનુસરતી સાદાઇ રાખીશું તથાપિ સુખ ભોગવવાની ઇચ્છા આપણા જીવનમાંથી તદ્દન છોડી કાઢીશું નહિ. દિવસે દિવસે આપણા લોકો એશઆરામી થતા જાય

છે એમ આપણે કેટલેક સ્થળેથી ફરિયાદ સાંભળીએ છીએ. પરંતુ આ ફરિયાદ અમને તો ગેરવાજબી લાગે છે. આપણી પ્રજા ગઈ એક બે સદીમાં એવી નિર્ધન થઈ ગઇ હતી કે સાદાઈ અને કરકસર વિના જીવન અશક્ય હતું—અને એ સાદાઈ અને કરકસર હજી તાજાં હોવાથી જરા પણ સુખ ભોગવવા તરફ કોઈ સ્થળે ઇચ્છા જોવામાં આવે છે તો આપણે એને એશઆરામીનું ચિહ્ન ધારી ભડકી ઉઠીએ છીએ! અને જાણે આપણા દેશે તો પ્રાચીન સમયથી બાવા અને સંન્યાસી રહેવાનું જ વ્રત લીધું હોયની એવી અજ્ઞાન સમજણ આપણે ધરાવીએ છીએ! પણ વસ્તુતઃ બ્રાહ્મણઆદિ અમુક વર્ગ માટે યોજાએલાં વચનોને સર્વ દેશની વાસ્તવિક સ્થિતિનું વર્ણન માની લઇ પ્રાચીન ગ્રન્થોમાં સુખોપભોગનાં જે અસંખ્ય ચિત્રો વાંચવામાં આવે છે એના ઉપર હડતાળ મારવી એ વાજબી નથી.

(૩) ધર્મનો અર્થ અને કામ સાથે, તથા અર્થનો ધર્મ અને કામ સાથે સંબન્ધ આપણે જોયો. હવે 'કામ'નો ધર્મ તથા અર્થ સાથે સમન્વય કરીએ. ઉપલા વિવેચનથી કદાચ કોઇને એમ લાગ્યું હશે કે અમે ઉડાઉપણાના ને એશઆરામના જીવનનું પ્રતિપાદન કરીએ છીએ. તો એ ભ્રાન્તિ હવેના વિવેચનથી દૂર થશે. 'કામ' એટલે કે સુખની ઇચ્છા સાથે હમેશાં 'ધર્મ' જોડવો, તથા અર્થ જોડવો. ધર્મથી વિયુક્ત સુખની ઇચ્છા એ પુરુષાર્થ મનાવી ન જ જોઇયે; એવી સુખની ઇચ્છા વસ્તુતઃ દરેક વ્યક્તિના જીવનમાં પ્રવર્તક હોતી નથી એટલું જ નહિ, (ધર્મને વાસ્તે ઘણા મનુષ્યોએ પ્રાણ સુદ્ધાં અર્પ્યા છે). પરંતુ જનસમાજે પણ ધર્મખાતર અસંખ્ય વિટંબણાઓ વેઠી છે. ધર્મખાતર પારસીઓએ પોતાનું વતન ત્યજ્યું, યાહુદી પ્રજા પૃથ્વી ઉપર ભટકતી થઇ ગઇ, અને હિન્દુઓએ કેશરીયાં કર્યાં! મનુષ્ય શું કરે છે તે ઉપરથી શું કરવું જોઇએ, એનો નિર્ણય ફલિત થતો નથી એમ કહેવાય છે ખરું; પણ વિવિધ સ્થળનાં મનુષ્યો શુદ્ધ ભાવે જે કૃત્યો કરે છે તથા સારાં માને છે, તે મનુષ્યની નીતિ પરત્વે સામાન્ય સમજણ સૂચવે છે એમાં સંશય નથી. તથાપિ મનુષ્યે શું કરવું જોઇએ, અર્થાત્ મનુષ્યનું કર્તવ્ય શું છે, એ પ્રશ્નનો ઉત્તર માગીશું તો પણ એટલું તો સ્પષ્ટ જ છે કે સુખની સાધના એ જ એનું કર્તવ્ય નથી. વ્યક્તિમાં એ ઉદ્દેશ સ્વાર્થીપણા તરીકે નિન્દિત છે એટલું જ નહિ પણ જનસમાજમાં તો એ ભાવના અત્યન્ત હાનિકર નીવડી છે. ધર્મનું શૈથિલ્ય અને સુખની લાલસા એ દરેક પ્રજાના ઇતિહાસમાં પાતીનું ચિહ્ન જણાયું છે. પરંતુ એથી ઉલટી સ્થિતિ જંગલી પ્રજામાં પણ દેખાય છે, અને તેથી ઉપલા વિવેચનમાં આપણે સુખની ઇચ્છાને પણ યોગ્ય અંશમાં અનુમોદી છે. પરંતુ આ બે સ્થિતિ વચ્ચે પસંદગી કરવાની હોય તો ધર્મ રહીને સુખ નાશ પામે એ સારૂં. પણ સુખ રહીને ધર્મ જાય એ ખોટું. "धर्मार्थेयथ कामश्च" એ ઉક્તિમાં પુષ્કળ સત્ય છે. એશઆરામથી દેશની કેવી પાયમાલી થાય છે એ સિદ્ધ કરવા માટે પૂરાવો આપવો પડે એવું નથી—છતાં જોઇતો હોય તો આપણા દેશના ઇતિહાસમાં યુગે યુગે મળી આવશે. વાત્સ્યાયન અમરુ વગેરેના સમય તો દૂર રહેવા દો, પણ વધારે અર્વાચીન સમયમાં આવી મોગલો અને મરાઠાના સમયના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ સરખાવો: મોગલોમાં અને મરાઠાઓમાં ધર્મનું તેજ તપતું હતું એ સમયો જુવો, અને પછી છાવણીમાં અને ચાલતે યુદ્ધે પણ ગાન તાન અને ગણિકાઓમાં મોજ માણનારા એમના વંશજોનો કાળ તપાસો, એટલે ધર્મવિરહિત 'કામ'ને અનુસરવાથી દેશની શી સ્થિતિ થાય છે એ સહજ પ્રતીત થઈ જશે.

જેમ 'ધર્મ'–રહિત 'કામ' હાનિકારક છે, તેમ 'અર્થ'–રહિત 'કામ' પણ હાનિકારક છે. 'પણ સુભાગ્યે અર્થરહિત કામ લાંબો વખત ચાલી' શકતો જ નથી. નિર્ધન માણસ કેટલો વખત સુખ ભોગવે! ચાર દહાડા ઉડાઉ થઈ સુખ ભોગવી લે, પરંતુ છેવટે તો ખાલી ખીસા સાથે સંકટ જ જોડાએલું છે. આપણા દેશની વર્તમાન સ્થિતિ કામપરાયણતાની અર્થાત્ એશઆરામની નથી—અને તેથી જ આપણી નિર્ધનતા ઘણે ભાગે સહ્ય થઇ છે. પણ આપણામાં જૂના સુખના વખતના રિવાજો એવા જડ ઘાલી બેઠા છે કે આપણી નિર્ધન દશામાં આપણે એનો ત્યાગ કરવો જોઇએ છતાં પણ આપણે તે કરતા નથી. આપણી વિવિધ જ્ઞાતિઓમાં વરા–વાજન–મરણ–પરણને અંગે ઘણું દ્રવ્ય નિરર્થક ખર્ચાઈ જાય છે. એનો કુટુમ્બ જ્ઞાતિ કે દેશના કલ્યાણમાં સદુપયોગ કરવાને બદલે એમાં જે જે 'સુધારા' થાય છે તેમાં પણ ઘણે ભાગે એક ખોટા ખર્ચને બદલે બીજું ખોટું ખર્ચ જ ઊભું કરવામાં આવે છે. પ્રજાના ઉત્સવના પ્રસંગો લૂખા કરી નાંખવા એમ અમારૂં કહેવું નથી. પણ જે ઉત્સવ આખા જન્મારાની કમાઇ એક દિવસમાં હરી જાય એ ખરેખર રીતે 'ઉત્સવ'ના નામને જરા પણ યોગ્ય નથી. 'ઉત્સવ' તે એવું નામ કે જે મંગળ પ્રસંગ આપણા જીવનમાં ઉલ્લાસ અર્પે, આપણા જીવનને ઊંચું અને નવું બનાવે. જે પ્રસંગના દિવસથી કરજની અને કષ્ટની શરૂઆત થાય તેને 'ઉત્સવ' કોણ કહી શકશે? સરકારી દફતરમાં ઇન્કમટૅક્સના (આયપત વેરા) આંકડા જોશો ત્યારે જણાશે કે ત્રીસ કરોડની વસ્તીમાં કેવી જૂજ સંખ્યા મહિને દહાડે પાંચ પાઉંડ પણ કમાય છે। છતાં ઉપર કહેલા ખર્ચાળ રિવાજોનો બોજો તો દરેક જ્ઞાતિમાં દરેક કુટુમ્બ ઉપર હોય છે એમ કહીએ તો ચાલે. તમે પૂછશો કે લોક જો આવા દરિદ્ર છે તો પ્રસંગે પ્રસંગે જોઇતાં નાણાં ક્યાંથી આવે છે? આનો ઉત્તર એક જ છે કે એમના દેહના અને આત્માના રુધિરમાંથી. આ અતિશયોક્તિ નથી. આપણા નિર્ધન દેશમાં દરેક કુટુમ્બને પોતા પાસે જે થોડું ઘણું દ્રવ્ય હોય તે આવે પ્રસંગે ખર્ચવું પડે છે, તેનું પરિણામ એ આવે છે કે કુટુમ્બજનોના આરોગ્ય માટે યોગ્ય ઘર કપડાં ખોરાક વગેરેમાં જે ખર્ચ કરવું જોઈએ તે કરાતું નથી, તેમ જ ઉદ્યોગ કેળવણી મુસાફરી વગેરે મનુષ્યજીવનને સુખી અને વિશાળ બનાવનાર આવશ્યક સાધનો પણ કેટલેક અંશે દૂરથી વર્જવાં પડે છે. તે માટે અમે કહીએ છીએ કે જીવનમાં 'કામ' યાને સુખ પ્રાપ્ત કરવું હોય તો 'અર્થ'ના યોગક્ષેમના—એટલે કે પૈસો બચાવવાના અને કમાવાના—માર્ગો યોજોઃ કરકસર કરો, કારણ કે કરકસર એ મ્હોટો અને આવશ્યક ગુણ છે; પણ દ્રવ્યોત્પાદન ઉપર મુખ્ય લક્ષ રાખો, કારણ કે દ્રવ્યોત્પાદન એ વધારે મ્હોટો અને તેજસ્વી ગુણ છે.

(૪) આ પ્રમાણે આપણા પ્રાચીન પૂર્વજોએ, ધર્મ અર્થ અને કામનો સમન્વય કરવાનો ઉપદેશ કર્યો છે. પણ કલ્યાણધર્મ તો કીડી પણ કરે છે, અને સુખની ઇચ્છા તો પ્રાણિમાત્રમાં સાધારણ છેઃ એટલે અર્થ અને કામ એ બે પુરુષાર્થ તો મનુષ્યમાં ખાસ કરીને છે એમ કહી શકાતું નથી. પરંતુ મનુષ્યનું જે મનુષ્યત્વ તે તો ધર્મમાં જ રહેલું છે, અને તેથી સર્વ પુરુષાર્થ મધ્યે ધર્મને અગ્ર સ્થાન ઘટે છે. આ કારણથી વિશ્વામિત્રે જનકરાજાને પૂછ્યું છે કે હવે ઉત્તરાવસ્થામાં તેં ધર્મને આગળ પાડ્યો છે કે કેમ! અન્ય દેશોમાં કે

જ્યાં આશ્રમવ્યવસ્થા અજ્ઞાત છે ત્યાં મનુષ્યજીવનનું પરમ પ્રયોજન ભૂલાઈ જઈ ઉત્તરાવસ્થા પરમાર્થચિન્તનમાં ન ગળાય એ સ્વાભાવિક છે; પરંતુ આપણો દેશ કે જેમાં આ વિષયની કિંમત બરાબર સમજાઈ છે, અને જેમાં પ્રાચીન મહર્ષિઓએ જીવનનું 'ટાઈમટેબલ' બાંધી છેલ્લા ઘડી જીવનનું સાર્થક્ય કરવા માટે આંકી રાખી છે, ત્યાં પણ ઉત્તરાવસ્થા વૃથા જલ્પમાં, નિર્બળતાના નીસાસામાં, અને કિંકર્તવ્યતાની મૂઢતામાં પસાર થાય એ જેવું આશ્ચર્યકારક તેવું જ ખેદકારક છે. ધ્યાનમાં રાખો કે ધર્મ એ ઉત્તરાવસ્થામાં નવો આરંભવાનો પુરુષાર્થ નથી. એનું સેવન પૂર્વાવસ્થામાંથી જ થવું જોઇએ. એ થયું હશે તો ઉત્તરાવસ્થા ખાલીખાલી અને કાર્યશૂન્ય નહિ લાગે-બલ્કે પૂર્વાવસ્થાના ત્રિવર્ગસેવનનો યોગ્ય પરિપાક એમાં થતો દેખાશે.

મોક્ષરૂપ મહાપુરુષાર્થ જે પ્રથમ ધર્મમાં અન્તર્ભૂત હતો તે જેમ જેમ દર્શનશાસ્ત્રોનો વિકાસ થતો ગયો અને ધર્મભાવના વધારે દૃશ્ય અને સૂક્ષ્મ બનતી ગઈ તેમ તેમ તે ધર્મમાંથી બહાર નીકળવા લાગ્યો; પણ તે, જેમ કાચબો પોતાની ઢાલમાંથી ડોકું આગળ કાઢે છે તેમ—અર્થાત્ એ ધર્મ સાથે આન્તર અને જીવન્ત સંબન્ધથી જોડાએલો પુરુષાર્થ છે, ધર્મના અન્તરમાં રહી બહાર વિકસતો પુરુષાર્થ છે, ધર્મનો નિષેધક પુરુષાર્થ નથી; અને તેથી જ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે—" यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव " અર્થાત્ યોગ અને સંન્યાસ યાને ધર્મ અને મોક્ષ તે એક જ છે. એમાં ફેર હોય તો તે એટલો જ છે કે એક તે-બીજાની પરિપક્વાવસ્થા છે, અને તેથી શ્રીકૃષ્ણ અન્યત્ર જરા ફેરફાર કરીને કહે છે કે " आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते" અર્થાત્ યોગે ચઢતાં સુધી કર્મ ( ધર્મ ), અને ચઢી રહ્યા પછી શમ (સન્યાસ=મોક્ષ ). પણ આ બીજી અવસ્થાના ખરા અધિકારી થોડા હોય છે—અને તેથી જનસમાજના પુરુષાર્થની ગણનામાં ધર્મ અને મોક્ષને એકઠા કરી ' ત્રિવર્ગ ' માં સર્વનો સમાવેશ કર્યો છે એ યોગ્ય છે.

---

# બાળશિક્ષણ.×

## નીતિ.

એક વખતે પાસ-પાસેના દેશો વચ્ચે લડાઈ જાગી, અને એક દેશનું લશ્કર બીજા દેશમાં દાખલ થઈ ગયું. લડાઈ વખતે પણ ખેતરોનો વિનાશ ન કરવો—એ આપણા પ્રાચીન પૂર્વજોની નીતિ એ લશ્કર સમજતું ન હતું. લશ્કરના ઘોડેસ્વારો ગામમાં ઘુસી ગયા અને એક ડોસાને પકડીને કહ્યું : " અરે બુઢ્ઢા ! અમને એક સારૂં ખેતર બતાવ—અમારા લશ્કર માટે ખોરાક જોઇએ છે. " પેલો ડોસો આગળ થયો, અને પાછળ ઘોડેસ્વારનું ધાડું

× જુવો દિગ્દર્શન—' નવું કર્તવ્ય.'

ચાલ્યું. રસ્તામાં એક ખેતર આવ્યું તેમાં ઘઉં પુષ્કળ પાક્યા હતા તે જોઈ કપ્તાને હુકમ આપ્યો—" હૉલ્ટ" (=" ખડે રહો ! " ) પણ પેલા ડોસાએ કહ્યું—" સાહેબ, જરા આગળ ચાલો તો ઠીક " તેથી સૌ આગળ ચાલ્યા અને એક ખેતર ડોસાએ બતાવ્યું ત્યાં ઘોડા ઉપરથી ઊતર્યા અને ખેતર કાપ્યું. પાક સારો ન ઊતર્યો તેથી ચીઢાઈને કપ્તાને કહ્યું—" અરે બુઢ્ઢા ! તેં અમને આટલે દૂર શા માટે અથડાવ્યા ? આ કરતાં તો પેલા ખેતરમાંથી સારો માલ નીકળત. " ડોસાએ જવાબ દીધો—" પણ સાહેબ, એ ખેતર મ્હારૂં નહોતું."

## વિનોદ અને જ્ઞાન.

એક દસાડીઓ× ગધેડા ઉપર ઘઉંની ગુણ નાંખી તે ઉપર બેશી પાસેના ગામના મોદીને ત્યાં તે વેચવા જતો હતો. રસ્તામાં જતાં જતાં એને બિચારા ગધેડાની દયા આવી તેથી ઉતરી પડ્યો. પણ એટલામાં એને સૂઝી આવ્યું કે હું ચાલું તેના કરતાં આ ગુણ મારે ખભે લઇને બેસું તો શું ખોટું ? મારે ચાલવું ન પડે અને ગધેડાનો ભાર ઓછો થાય. આમ વિચાર કરી તેણે ગુણના બે થેલા પોતાને બે ખભે નાંખ્યા અને ગધેડા ઉપર ચઢી બેઠો

[ આ વિનોદી વાર્તાને અન્તે ગુરુત્વ ( ભાર ), ગુરુત્વાકર્ષણ અને ગુરુત્વમધ્યબિન્દુ વિષે છોકરાઓને જ્ઞાન આપી શકાય. ]

એક દસાડીઓ બજારમાં ત્રિપાઈ વેચવા ગયો. ત્રિપાઈ બજારમાં રહેવા દઇ એમનો એમ ઘેર આવ્યો ત્યારે એની વહુએ એને પૂછ્યું : ' કેમ ત્રિપાઈ વેચી આવ્યા ?' દસાડીઆએ કહ્યું : " ના રે ! ના—એક આવડા રૂપીઆ માટે આવડી ત્રિપાઈ આપું એવો હું મૂર્ખો છું ?' વહુને હસવું આવ્યું અને શોક થયો. વરને પૂછ્યું : ' વારૂ, પણ ત્રિપાઇ ક્યાં ! ' વર : ' અહીં નથી આવી ? ' મેં જાણ્યું એ મ્હારા પહેલાં આવી હશે; કારણ કે મ્હારે બે પગ અને એને ત્રણ." બિચારી બાઈ બજારમાં ગઇ, અને ત્રિપાઈ એમની એમ મૂકી ધણી આવતા રહ્યા હતા તે ઘેર લઈ આવી.

[ કિંમતનું સ્વરૂપ, તથા મનુષ્યના અને ત્રિપાઇના 'પગ' વચ્ચે ફેર—બાળકોને સમજાવવાં.]

---

× આપણામાં દસાડીઆઓની વાર્તાઓ છે તેવી અંગ્રેજીમાં "The Tales of the Wisemen of Gotham" કરીને છે. એ વાર્તાઓ ડૉ. ઍન્ડ્રૂ બૂર્ડે નામના આઠમા હેન્રીના દાક્તરે રચેલી કહેવાય છે. તેમાંની બે વાર્તા સ્હેજ ફેરફાર સાથે, ગોથમને બદલે દસાડીઆ મૂકીને,—ઉપર આપેલી છે. આ વાર્તામાં વિનોદ ઉપરાંત બીજો બોધ પણ રહેલો છે.

આપણી દસાડીઆની વાર્તાઓ કેટલી જૂની હશે એ નક્કી કરવું કઠણ છે. દસાડા ગામના લોક તે દસાડીઆ. પણ આ શબ્દ વેદાન્તના ' दशमस्त्वमसि ' સાથે અદ્ભુત રીતે સંબન્ધ રાખતો દેખાય છે. આમાંથી અનુમાન કાઢવું તો હસવા જેવું ગણાય પણ એટલું નોંધવાને હરકત નથી કે—જેમ દસાડીઆઓ પોતે ઉભા હતા તેજ ઘર ગણવું ભૂલી જતા હતા, તેમ કુલ દસ જણના ટોળામાં ઉભેલો મૂર્ખ પોતાને ગણવો ભૂલી જતો હતો. આવી વેદાન્તની આખ્યાયિકા છે એમાં કહેવાનું તાત્પર્ય એ છે કે પેલા મૂર્ખે જેમ જાણવાનું હતું કે હું જ દસમો છું તેમ જીવે જાણવાનું છે કે હું જ બ્રહ્મ છું.

## પ્રશ્નપત્ર.*

૧. [ વડ=બાખરો-રાયણ-જાંબુડો અને-લીંબુડી-એનાં પાંદડાં છોકરા આગળ મૂકીને ] આ પાંદડાં ઓળખો.

૨. કૂતરૂં અને શિયાળ : એ બે પ્રાણી વચ્ચેનો ભેદ કહો.

૩. અમદાવાદથી જેતલસર રેલવેગાડીમાં જતાં ક્યાં ક્યાં ગાડી બદલવા પડે છે ?

૪. સંજાણ, લસુંદ્રા અને સુરપાણ—એ વિષે જે જાણવાજોગ હોય તેને લગતી સઘળી હકીકત કહો.

૫. 'સેવાસદન' વિષે તમે શું જાણો છો ?

૬. 'લોકલ ફંડ' એટલે શું ?

૭. ડૂબેલા માણસને કાઢિ લાવ્યા પછી, એનામાં જીવ જણાતો હોય તો એને સ્વસ્થ કરવા માટે શા ઇલાજો લેવા ?

૮. દેવતા પાડો.[1]

૯. કહો હું કેટલો ઊંચો હઈશ ?[2]

૧૦. જગદેવ પરમારની વાત કહો.[3]

[ વસન્ત ઑફિસ. ]

---

* બાળકોને કેવે માર્ગે કેળવવાં એ સૂચવવા માટે એક અંગ્રેજી પ્રશ્નપત્રની સહાયથી યોજેલો આ પત્ર છે. કેળવાએલાં માબાપને આમાં કાંઇ નવીન નહિ લાગે; તથાપિ તેઓ જો આ માર્ગે પોતાનાં બાળકો કેળવશે અને પાડોશીનાં કેળવવામાં મદદ કરશે—તો હિન્દુસ્થાનનું ભવિષ્ય સુધારવા તેઓએ એક મોટી દેશસેવા કરી ઠરશે.

૧. ખરેખર પડાવવો; એમ કરવામાં કયા વસ્તુઓનો કેવો ઉપયોગ કેવી ચતુરાઇથી અને કેટલી ઝડપથી કરે છે તથા સાધનની એકાદ ખામી નભાવી શકે છે કે કેમ એ જોવું.

૨. શરૂઆતમાં, એક જણની ઊંચાઈ માપી આપવી પડે તો તે માપી આપવી—અને પછી આવા પ્રશ્નોદ્વારા નજર કેળવવી.

૩. વાત કહેવામાં રસિકતા કેવી લાવે છે, અને નૈતિક તત્ત્વો ઉપર કેવું લક્ષ આપે છે એ જોવું.

વસન્ત.

# સરસ્વતી-સ્તવન.

જય! સરસ્વતી!
ઉર-સર વિલાસતી-
અમીરસ ઉજાવતી-
સુકુમાર નન્દિની!

વિમલ સરલ રસ-તરંગ સમ અભ-
હો! સ્વચ્છન્દ વિહાર!
તુજ કોમાર કળાધર સમ હો-
ભાવ-જીવન મઝાર!!

જય! સરસ્વતી!
પ્રતિભા જગાવતી-
મલકતી મનસ્વિની-
સુકુમાર નન્દિની!

દેવપુત્રી! સંજીવની ઉષ્મા!
જ્યોતિ આત્મઉજાળ!
પ્રાણ-પ્રેરણા! પ્રણય પ્રચારક-
વિબુધ ભક્ત તુજ થાવ!!

જય! સરસ્વતી!
મલકાવી મ્હાલતી-
ઉમંગ-આશા-સિંચતી-
પ્રભુ-પન્થ સહચરી!!

"લલિત."

---

# જમીનની ફળદ્રુપતા.

( અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૫૩૫ થી. )

આટલો આ જંતુઓનો ઇતિહાસ જોયા પછી આપણે આમાંના જંતુઓના કેટલાક ચપતા જના જ્ઞાનનો હેવાલ તપાસીશું.

જ્યારે કોઇપણ સૂક્ષ્મ જંતુની જાતનો પુરેપુરો અભ્યાસ કરવો હોય છે ત્યારે પ્રથમતો એક જાતના જંતુઓને બીજી જાતથી છુટાં પાડી દરેક જાતને એક બીજાથી સ્વતંત્ર રીતે જુદીજ ઉછેરવા પડે છે. પછી જો કોઇ રોગ અથવા ઔદ્યોગિક ક્રિયાની તપાસ ચાલતી હોય તેને કઇ જાત પુષ્ટિ આપે છે તે ઓળખી કાઢવું પડે છે અને ત્યાર પછી તેમની એ અસરનું ખાસ કારણ શું છે તે જાણવાને પ્રયત્ન ચાલુ થાય છે. આવી રીતે જંતુઓને છુટાં પાડવાની ક્રિયા માટે જીલેટીન ( સરેશ ), માંસનો ઉકાળો કે લોહીનું પાણી ( serum ) ઘણું ખરૂં પસંદ કરવામાં આવે છે. હવે અમુક જાતનાં જંતુઓ કોઇ અમુક સ્થળે છે કે કેમ તે જોવું હોય તો કાચની નાની રકાબીમાં સરેસ મુકી તેને એટલો બધો તાપ આપીને ઉકાળે છે કે તેની અંદર કોઇ પણ જાતના જંતુઓ હોય તો તે સઘળાં મરી જાય પછી તે સરેસમાં જે જગ્યાના જંતુઓની પરિક્ષા કરવી હોય તે જગ્યામાં એ સરેસવાળી રકાબી મુકવામાં આવે છે અને પછી તરતજ તેને એક બંધ કાચની બરણીમાં બરાબર બંદોબસ્તથી મુકી દેછે. બે ત્રણ દહાડામાં પેલાં જંતુઓ પુષ્કળ આ સરેસમાં પેદા થઇ રહે છે. અને સૂક્ષ્મ દર્શક યંત્રથી તેનું નિરિક્ષણ કરવાથી તેમાં અનેક જાતનાં જંતુઓ નજરે પડે છે. પછી તેમાંની એક પછી એક જાતને બરાબર ઉકાળીને સાફ કરેલી સોય-પર લઇ જુદી જુદી ઉકાળેલા સરેસની રકાબીઓમાં પ્રત્યેક જાતને જુદી જુદી મુકવામાં આવે છે અને આ પ્રમાણે દરેક જાતનું સ્વતંત્ર સંસ્થાન આપણા કબજામાં આવે છે. આ ક્રમ પ્રયોગશાળામાં કરાય છે પણ અમુક જાતનાં જંતુઓ અમુક ક્રિયા જમીનમાં કરે છે કે કેમ તે જાણવું જરા મુશ્કેલ છે. કેમકે જે જમીનમાં જન્તુઓ રહે છે તે જમીનને જો ઉપરના સરસ પ્રમાણે ઉકાળવામાં આવે તો એટલી બધી ગરમીથી જમીનના અણુઓપર અસર થાય છે અને જમીનના ફળદ્રુપક ગુણ એથી કમી થાય બલ્કે સાવ જતો રહે. તોપણ કેટલાક લોકોએ અખતરા ખાતર પોતાના ખેતરની સઘળી જમીનને ખુબ તપાવી અને તેઓ ધારતા હતા કે આથી જમીનના જંતુઓ મરી જશે અને ફળદ્રુપતા કમી થવાથી પાક ઓછો ઉતરશે પણ આથી ઉલટુંજ જમીનમાં પાક હમેશ કરતાં વિશેષ આવવા લાગ્યો અને આવા પ્રકારના વિરોધાભાસનું કારણ શું છે તે જાણવું તે વખતે બહુ મુશ્કેલ થઇ પડયું હતું.

હવે એટલામાં એક બીજીજ દીશાપેથી એક નવોજ પુરાવો આવી મળ્યો. ગઇ સદીના છેલાં વીસ વર્ષપર યુરોપના દ્રાક્ષના માંડવાઓમાં એક જાતનો રોગ ફેલાયો અને તે રોગ દ્રાક્ષના મુળીયાઓમાં "Phylloscera" નામના ઘણાજ નાના જીવડાઓ પડવાથી

ર્યું છે તે સમજાઇ શકાતું નથી. તો પ્રશ્ન હવે એવો થયો કે આ જંતુઓને આમ એકદમ વધી પડવાનું કારણ શું ગર્જ્યું છે? આ કારણ આ બે શોધકોને ઘણી મહેનત ભરેલી રીત પછી એવું માલૂમ પડ્યું કે આ ક્રિયા કઇ ગરમ કરવાથી કે ઝેર આપવાથી વધતી નથી પણ સાદી માટીમાં કંઇક એવું તત્વ રહેલું છે કે જે આ કુદરતી રીતે જંતુઓના થતા વધારાને અટકાવે છે. આ રીતે તપાસ કરતાં માલૂમ પડ્યું કે દરેક જાતની જમીનમાં કદી નહિ આશા રખાય એવા મોટી જાતના જીવડાંઓ રહે છે. આ જીવડાં "પ્રોટોઝા" નામના પ્રાણી વર્ગના છે અને તેઓ આ સૂક્ષ્મ બેકટેરીઆ ઉપર જીવે છે. ખરૂં પુછો તો આ પ્રોટોઝા જીવડાંઓ ઘણાજ સચેતન હોય છે અને તેમનો વિનાશ બેકટેરીઆ કરતાં જલદીથી થાય છે, આ પ્રમાણે આ જીવડાંઓનો ગરમ થવાથી કે ઝેર દેવાથી સમૂળગો નાશ થવાથીજ અજમાવેલી માટીમાંનાં બેકટેરીયા એકદમ વધી પડે છે જે સાદી માટીમાં આ જીવડાંઓનાં ખાઈ જવાથી બહુ વધી શકતા નહોતા. આ જાતના જીવડાની હવે બધી જાતની જમીનમાં તપાસ કરવાથી માલુમ પડી આવ્યા છે. અને આ જીવડાની પણ અનેક જાતો છે. આ જીવડાંઓનો સંપૂર્ણ જીવન ઇતિહાસ હજી વિદ્વાનોને સમજાયો નથી. આ વર્ગની મુખ્ય જાતનો "અમીબા" છે જે પ્રોટોપ્લાઝમના રસનું માત્ર એક કણ છે અને તે પોતાના શોચ્યા જેવા શરીરમાંથી જુદે જુદે ઠેકાણેથી લાંબી અણીઓના હાથ કાઢી પાસેના બારીક જંતુઓને શરીરમાં એંથી લઇને ખાઈ જાય છે. આ "અમીબા" વળી આપણાં લોહીમાંના ધોળાં કણો જે "લ્યુકોસાઇટ"ના નામે ઓળખાય છે તેમનાંજ કુટુમ્બી છે. મેક્નીકોફના મત પ્રમાણે આ ધોળા કણો આપણા શરીરના રક્ષકો છે અને આપણને બહારના બેકટેરીયાથી થતા અનેક રોગોથી દૂર રાખવામાં અત્યંત મહેનત કર્યા કરે છે. આ કણો તે બેકટેરીયાને ખાઈ જાય છે નહિ તો તે બેકટેરીયાઓ શરીરના કોઈ ભાગમાં સોજો લાવે છે અને જો શરીરમાં બધે પ્રસરી જાય તો જાત જાતના સખ્ત તાવ આવે છે. મેલેરીયા, ટાઇફોઇડ વગેરે આવા પ્રકારનાજ તાવ છે. હવે જો આપણાં લોહીમાંના ધોળાં કણો અને આ બહારથી આવેલા બેકટેરીઆ વચ્ચેના યુદ્ધમાં ધોળાકણો ફાવે તો તો આપણો તાવ જાય છે અને આ સૂક્ષ્મ જંતુઓની ઝેરી અસર નાબુદ થાય છે. માટે હાલના વૈદક શાસ્ત્રિઓ આ ધોળા કણોને કેમ પુષ્ટી મળે એવી દવાઓ શોધ્યા કરે છે. આ પ્રમાણે આપણા લોહીમાં જ્યારે આ કણો સહાયકો છે ત્યારે જમીનમાં આ કણો આપણાં એક રીતે દુશ્મન છે. કારણ કે બેકટેરીયા આપણા લોહીમાં વિકારી છે પણ જમીનમાં તો ફળદ્રુપતા લાવનારાં છે. એટલે જમીનના બેકટેરીયાને ખાઈ જતા "અમીબા"ને દાબમાં રાખવાં પડે છે.

હવે આપણે આ ઉપરના અનુભવોની દલીલને પાછી તપાસી જોઇએ. પહેલાં તો જમીનની ફળદ્રુપતાનો આધાર બેકટેરીયાની જમીનના નાયટ્રોજન યુક્ત પદાર્થોને નાયટર બનાવવાની ઝડપપર રહે છે. આ પદાર્થો જમીનપરના આગળના પાકમાંથી અથવા તો ખાતરમાંથી પુરો પાડી શકાય છે. હવે જ્યારે જમીનને જરા તપ્ત કરવામાં આવે છે અથવા તો જંતુ નાશક દવા રેડવામાં આવે છે ત્યારે તેની ફળદ્રુપતા વધે છે. આ ફળદ્રુપતા વધવાનું કારણ એમોનીયાનો વધારો છે. જે વધારો એમોનીયા બનાવનારા બેકટેરીઆના

પાથરી ચારેમેર દબાવવામાં આવે છે કે જેથી કંઈ પણ ઝેર જરા રહી ગયું હોય તો તે બધે પ્રસરી રહે. આ થઈ રહ્યા પછી તે માટીમાં રોપા ઉછેરવામાં આવ્યા અને તેની સાથે સાદી માટીમાં પણ તેવાજ રોપા ઉછેર્યા. પરિણામમાં પાક ઝેર પાયેલી માટીમાં વધારે આવ્યો પણ ગરમ કરેલી માટી જેટલો નહિ. આની અંદર લગભગ ત્રીસ ટકા પાક વધારે આવ્યો જ્યારે ગરમ કરેલી માટીમાં લગભગ બમણો એટલે સો ટકા પાક વધારે આવ્યો હતો.

આવા અખ્તરાઓથી આજ પરિણામ જુદા જુદા દેશના શોધકોને માલૂમ પડ્યું પણ તેનું કારણ શું છે તે અત્યાર લગી માલૂમ નહોતું ખેતીવાડીની જુનામાં જુની સંસ્થા વીલાયતમાંની હારપેન્ડનમાં આવેલી રોધેમ્સ્ટેડની કૃષિશાસ્ત્રની પ્રયોગશાળાના બે અધ્યાપકો ડૉ. રસેલ અને ડૉ. હચીનસને આ પ્રશ્નનો નીવેડો હમણાંજ આણ્યો છે. આ વિદ્વાનોએ આ પ્રશ્નને બે રીતે તપાસવા માંડ્યો હતો. ડૉ. રસેલે, ગરમ કરવાથી કે ઝેર નાંખવાથી માટીમાં થતા રસાયણિક ફેરફારોની તપાસ કરી જ્યારે ડૉ. હચીન્સને માટીમાં પહેલાં અને પછી રહેલાં સૂક્ષ્મ જંતુઓ ( Bactoria )નું નીરિક્ષણ કર્યું.

રસાયણિક રીતે જોતાં એક વાત તો જલદી બહાર આવી કે, ઉપર પ્રમાણે અજમાવેલી માટીમાં એમોનીયા ( નવસાર ) ધીમે ધીમે એકઠો થતો જતો હતો અને સાદી માટીમાં તે બીલકુલ જણાતો નહોતો. ખરૂં જોતાં માટીમાં નાયટ્રોજન મિશ્ર પદાર્થોમાંથી નાયટ્રેટ કરવા માટે એમોનીયા એ વચલી સ્થીતિ છે. અજમાવેલી માટીમાં નાઇટ્રેટને બદલે એમોનીયા એટલો બધો વધી પડે છે કે તેનું પ્રમાણ સાદી માટીમાં રહેલા નાઇટ્રેટ અને એમોનીયા કરતાં ઘણું વધારે હોય છે. એટલે આનો અર્થ એવોજ થયો કે અજમાવેલી માટીમાં એમોનીયા વધારે થાય છે અને એમોનીયાનો નાઇટ્રેટ બનાવવાનું કામ બંધ પડે છે. હવે આપણે બેક્ટેરીયાની થતી તપાસ તરફ નજર કરીયે તો ડૉ. હચીનસનને માલૂમ પડ્યું કે જમીનને ગરમ કરવાથી કે ઝેર આપવાથી તેમાંના સઘળાં જંતુઓ મરી જતા નથી. ચાલબત કેટલાએક જંતુઓ આ ક્રિયાથી મરી જાય છે ખરા પણ જે બચી જવા પામે છે તે પાછળથી કેટલીએક અનુકૂળ થયેલી સ્થીતિને લઈ પાછાં એકદમ વધી પડે છે. અને આ વધારો એટલો બધો આગળ વધે છે કે તેટલો વધારો સાદી માટીમાં કદી થવા પામતો નથી. વળી અજમાવેલી માટીના એક એકમમાં જંતુઓની સંખ્યામાં થયેલા વધારાનું પ્રમાણ એમોનીયાના વધારાના પ્રમાણ સાથે મળતું આવે છે. એટલે દાખલા તરીકે સાદી માટીમાંના એક ગ્રામ ( ૮।। રતીપુર ) વજનમાં પહેલ વહેલાં ૭૦ લાખ બેક્ટેરીયા હોય છે અને આ સંખ્યામાં કંઈ ખાસ વધારો ઘટાડો થતો લાગતો નથી. એટલે આ માટીમાં જંતુઓની એક એવી કુદરતી સમતોલ સ્થીતિ પ્રાપ્ત થાય છે કે તેથી જંતુઓની સંખ્યામાં વધારો ઘટાડો થતો નથી આ માટીને તપાવવાથી આ જંતુઓમાં એકદમ ઘટાડો થઈ સંખ્યા લગભગ ૪૦૦ સુધી આવી પહોંચે છે. ચાર દહાડા પછી તે સંખ્યાં પાછી એકદમ વધી ૬૦ લાખપર આવે છે અને ત્યાર પછીનો વધારો તો એટલી તો ઝડપથી થાય છે કે ગણત્રી કરવી પણ મુશ્કેલ થઈ પડે છે. આ ઉપરથી એવું સાબીત થાય છે કે એમોનીયાનું પ્રમાણ અને વધેલા બેક્ટેરીયાના પ્રમાણને સંબંધ છે. પણ આમાં કારણ કયું અને કાર્ય

કર્યું છે તે સમજાઇ શકાતું નથી. તો પ્રશ્ન હવે એવો થશે કે આ જંતુઓને આમ એકદમ વધી પડવાનું કારણ શું મળ્યું છે? આ કારણ આ બે શોધકોને ઘણી મહેનત કરેલી રીત પછી એવું માલૂમ પડ્યું કે આ ક્રિયા કંઇ ગરમ કરવાથી કે ઝેર આપવાથી વધતી નથી પણ સાદી માટીમાં કંઇક એવું તત્વ રહેલું છે કે જે આ કુદરતી રીતે જંતુઓના થતા વધારાને અટકાવે છે. આ રીતિ તપાસ કરતાં માલૂમ પડ્યું કે દરેક જાતની જમીનમાં કદી-નહિ આશા રખાય એવા મોટી જાતના જીવડાંઓ રહે છે. આ જીવડાં "પ્રોટોઝા" નામના પ્રાણી વર્ગના છે અને તેઓ આ સૂક્ષ્મ બેકટેરીઆ-ઉપર જીવે છે. ખરૂં પુછો તો આ પ્રોટોઝા જીવડાંઓ ઘણાજ સચેતન હોય છે અને તેમનો વિનાશ બેકટેરીયા કરતાં જલદીથી થાય છે, આ પ્રમાણે આ જીવડાંઓનો ગરમ થવાથી કે ઝેર દેવાથી સમૂળગો નાશ થવાથીજ અજવાયેલી માટીમાંનાં બેકટેરીયા એકદમ વધી પડે છે જે સાદી માટીમાં આ જીવડાંઓનાં ખાઈ જવાથી બહુ વધી શકતા નહોતા. આ જાતના જીવડાની હવે ઘણી જાતની જમીનમાં તપાસ કરવાથી માલુમ પડી આવ્યા છે. અને આ જીવડાની પણ અનેક જાતો છે. આ જીવડાંઓનો સંપૂર્ણ જીવન ઇતિહાસ હજી વિદ્વાનોને સમજાયો નથી. આ વર્ગની મુખ્ય જાતનો "અમીબા" છે જે પ્રોટોપ્લાસ્મના રસનું માત્ર એક કણ છે અને તે પોતાના લોચા જેવા શરીરમાંથી જુદે જુદે ઠેકાણેથી લાંબી અણીઓના હાથ કાઢી પાસેના બારીક જંતુઓને શરીરમાં ખેંચી લઇને ખાઈ જાય છે: આ "અમીબા" વળી આપણાં લોહીમાંના ધોળાં કણો, જે "લ્યુકોસાઇટ"ના નામે ઓળખાય છે તેમનાંજ કુટુમ્બી છે. મેકનીકોફના મત પ્રમાણે આ ધોળાં કણો આપણા શરીરના રક્ષકો છે અને આપણને બહારના બેકટેરીયાથી થતા અનેક રોગોથી દુર રાખવામાં અત્યંત મહેનત કર્યા કરે છે. આ કણો તે બેકટેરીયાને ખાઈ જાય છે, નહિ તો તે બેકટેરીયાઓ શરીરના કોઈ ભાગમાં સોજો લાવે છે અને જો શરીરમાં બધે પ્રસરી જાય તો જાત જાતના સખ્ત તાવ આવે છે. મેલેરીયા, ટાઇફોઇડ વીગેરે આવા પ્રકારનાજ તાવ છે. હવે જો આપણાં લોહીમાંના ધોળાં કણો અને આ બહારથી આવેલા બેકટેરીઆ વચ્ચેના યુદ્ધમાં ધોળાકણો ફાવે તો તો આપણો તાવ જાય છે અને આ સૂક્ષ્મ જંતુઓની ઝેરી અસર નાબુદ થાય છે. માટે હાલના વૈદક શાસ્ત્રિઓ આ ધોળા કણોને કેમ પુષ્ટી મળે એવી દવાઓ શોધ્યા કરે છે. આ પ્રમાણે આપણા લોહીમાં જ્યારે આ કણો સહાયકો છે ત્યારે જમીનમાં આ કણો આપણાં એક રીતે દુશ્મન છે. કારણ કે બેકટેરીયા આપણા લોહીમાં વિકારી છે પણ જમીનમાં તો ફળદ્રુપતા લાવનારાં છે. એટલે જમીનના બેકટેરીયાને ખાઈ જતા "અમીબા"ને દાબમાં રાખવાં પડે છે.

હવે આપણે આ ઉપરના અનુભવોની દલીલને પાછી તપાસી જોઇએ. પહેલાં તો જમીનની ફળદ્રુપતાનો આધાર બેકટેરીયાની જમીનના નાયટ્રોજન યુક્ત પદાર્થોને નાયટ્રેટ બનાવવાની ઝડપપર રહે છે. આ પદાર્થો જમીનપરના આગળના પાકમાંથી અથવા તો ખાતરમાંથી પુરા પાડી શકાય છે. હવે જ્યારે જમીનને જરા તપ્ત કરવામાં આવે છે અથવા તો જંતુ નાશક દવા રેડવામાં આવે છે ત્યારે તેની ફળદ્રુપતા વધે છે. આ ફળદ્રુપતા વધવાનું કારણ એમોનીયાનો વધારો છે, જે વધારો એમોનીયા બનાવનારા બેકટેરીઆના

અપૂર્વ વધારાને લઈને છે, આવા પ્રકારનો વધારો, સાદી અને નહિ અજમાવેલી જમીનમાં કદી જોવામાં આવતો નથી. આ એમોનીઆના બેકટેરીઆ સાદી જમીનમાં આટલા બધા વધી શકતા નથી કારણ કે આ બેકટેરીઆપર જીવનારા બીજા મોટા પ્રોટોઝા વર્ગના જીવો તેમને કાબુમાં રાખે છે, આવી રીતે સાદી જમીનમાં આ બન્ને પરસ્પર વિરોધી જીવોનું કુદરતી રીતે સમતોલપણું રહે છે. હવે ગરમ કરવાની રીત કે ઝેર આપવાની રીત આ પ્રોટોઝોઆનો સમુળગો નાશ કરે છે એટલે એમોનીઆનાં બેકટેરીઆ જેમાંના થોડા આ અજમાયશ પછી પણ જીવતા રહે છે તે એકદમ વધવા માંડે છે. આવી જાતનો ખુલાસો બરોબર બંધબેસતો આવે છે. આ મતના બહાર પડ્યા પછી આને પુષ્ટી આપનારી ઘણી બીનાઓ જાહેર થઈ. જે લોકો કાકડી, ટમાટા, અને બીજા વેલાઓ વીલાયતમાં કાચની અંદર ઉગાડે છે તે લોકો હમેશાં વર્ણીજ ઉંચા પ્રકારની માટી વાપરતા હતા અને જો કે ઘણુંજ ખાતર તેમાં નાંખતા હતા તોપણ આ માટે ખાતર તેઓ બે વર્ષ કરતાં વધારેવાર વાપરી શકતા નહિ. એટલે તેમને દર ત્રીજે વરસે નવી માટી અને નવું ખાતર લેવું પડતું પણ હવે આ લોકોને માલુમ પડ્યું કે આ નકામી પડેલી માટીને જો તપાવવામાં આવે છે તો તેમાં ફળદ્રુપતા પાછી આવી જાય છે એટલે જમીનમાં નાયટરનું પ્રમાણ વધે છે. અને પાક પાછો સારો ઉતરે છે. આપણા મલકામાં આતો ઘણો જાણીતો અને જુનો અનુભવ છે કે જમીનપરનો ઘાસ અને જુના પાકના સુળીયા કચરો વિગેરે જમીન સાથે બાળી નાંખવામાં આવે છે. અને ત્યાર પછી ખેડાણ કરેલી જમીનનો પાક સારો ઉતરે છે. આ શાસ્ત્રીય રીતે શોધાયેલી રીત આપણા દેશમાં ઘણા પ્રાચીન અનુભવથી જુની અને પુરાણી થઈ ગયેલી છે અને હજી પણ આપણી કેટલીક જુની રીતો એવી છે કે જેનું પાશ્ચાત્ય વિદ્વાનો ખરૂં રહસ્ય શું છે તે શોધી શક્યા નથી.

ખેતીવાડીનું શાસ્ત્રીય જ્ઞાન હજી એટલી તો ઉતરતી દશામાં છે કે કોઈ પણ શાસ્ત્રીય મત કે શોધને લઈને પ્રચલિત થયેલા વિચારો એકદમ ખેતીવાડીની કૃતિમાં મુકવાથી કેટલીકવાર જુના અનુભવ અને વ્યવહારી નાનથી ઉત્પન્ન થએલી ઉત્તમ રીતીનો નાશ કરવામાં આવે છે અને તેથી ઘણું નુકશાન સહન કરવું પડે છે. દાખલા તરીકે યુરોપમાં વચમાં એક એવો યુગ હતો કે જ્યારે એમ મનાતું કે સારી ફળદ્રુપ જમીન હમેશાં ઉંડી રહે છે અને તેને ખેડતે ખુબ મહેનત કરી ઉપર લાવવી જોઈએ. આવો મત પ્રચલીત થવાનું મુખ્ય કારણ તો તે દિવસનું એક નીતિ વચન એવું હતું કે જેમ મહેનત વિશેષ કરવામાં આવે તેમ ફળ વધારે મળે છે. આ ભુલ ભરેલા વિચારોથી વરાળથી ચાલતાં હળો વિગેરે બનાવવામાં આવ્યાં અને તેથી જમીનને ખુબ ઉંડી ખેડી નાંખી અને આથી મીડલેન્ડની ઘણી ખરી જમીન ૫૦ વર્ષ સુધી બગડેલી રહી. આનું કારણ એ હતું કે જમીનમાં અંદર "હુમસ" હોતું નથી. 'હુમસ' એટલે જમીનપર વનસ્પતિ અને પ્રાણીના અવયવો અને કચરામાંથી ઉત્પન્ન થતો એક જાતનો કાળો કાટ જે જમીનના ઉપરનાજ ભાગમાં બહારના ધોવાણથી અને ઉપરના ઝાડ અને પ્રાણીઓના પડેલા ભાગોથી અને વારંવાર નંખાતા ખાતરથી જામી રહે છે. અને વળી આવા "હુમસ"માંજ આપણે ઉપર જોઈ ગયા તેમ ફળદ્રુપતા ઉત્પન્ન કરનારા બેકટેરીઆ રહી શકે છે કેમકે અહીંજ તેઓને તેમનો ખોરાક નાયટ્રોજન યુક્ત પદાર્થો મળી આવે છે.

'આ શાસ્ત્રીય શોધ અને અનુભવપરથી હિંદુસ્તાનની ખેતીવાડીને માટે ખાસ બોધ એ લેવાનો છે કે જે ખેતીના રીવાજો વંશપુર્વથી ચાલતા આવ્યા છે તેમાં કોઈ પણ જાતનો મહત્વનો ફેરફાર કર્યા સિવાય તે અનુભવોનું શાસ્ત્રીય કારણ શું છે તે સમજવામાંજ આપણી હાલની કૃષિશાસ્ત્રની પ્રયોગ શાળાઓનો ઉપયોગ કરવાનો છે. પશ્ચિમના રીવાજો અને શોધોનું આંધળું અનુકરણ આપણી ખેતીમાં કરવાનું નથી અને ખેતીવાડીમાં તો "conservative;" એટલે પ્રાચીન મતના સંરક્ષકજ થવાની આપણે જરૂર છે. સદ્ભાગ્યે આપણા ખેડુતો ગરીબ અને અભણ હોવાથી આ પ્રાચીન મતની સંરક્ષકતા તેમનામાં સ્વાભાવિકજ છે. આપણો ખેતીવાડીનો અનુભવ દુનીયામાં સૌથી વિશેષમાં વિશેષ પ્રાચીન છે. અને આપણો મુખ્ય ઉદ્યોગ ખેતીવાડી હોઇ આ અનુભવ ઘણોજ આગળ વધેલો છે. આ અનુભવ હાલની ખેતીવાડીનું ઉત્કર્ષ કરનારાઓએ સંપૂર્ણ ખેડુતો પાસેથી સમજી લેવો જોઇયે અને તેની ઇચ્છતાના કારણો પ્રયોગશાળામાં શોધાવાં જોઇએ. આ ઉત્તમ ફરજ પુનાની કોલેજના પ્રીન્સીપાલ ડૉ. મેન સારી રીતે સમજે છે અને તેમનાં જુદે જુદે સ્થળે અને જુદે જુદે વખતે થતા ભાષણો વાંચશો તો આજ બોધ તેમાં સમાયેલો છે.

આપણી ખેતીવાડી સુધારવાને અત્યંત આજ કંઈ એકજ સાધન નથી પરંતુ સામાજીક આર્થીક, રાજકીય અને ઔદ્યોગિક વિગેરે અનેક દિશાઓમાં આ ખેતીવાડીનો ઉત્કર્ષ થવો જ જોઈએ અને ત્યારેજ તેની સંપૂર્ણ ઉન્નતિ થશે પણ આજના લેખનો એ વિષય ન હોવાથી આજનો લેખ એટલુંજ કહીને બંધ કરીશું કે.

"જ્યારે જ્યારે કૃષિ શાસ્ત્રની ઉછરતી વિદ્યામાં કોઇક અસાધારણ કીમતી વાત બહાર આવે ત્યારે ત્યારે હમેશાં એટલી વાત ધ્યાનમાં રાખવી કે આ શાસ્ત્રીય શોધની બડામણ કૃતિમાં મુકવામાં જો એકાદ ભુલ કરવામાં આવશે તો તેને લઇને થતું નુકશાન ખીજી હજારો શાસ્ત્રીય ભલામણોથી સુધરવાની નથી. આપણો હિંદુસ્તાન દેશ એટલો વિશાળ છે કે તેની અંદર અનેક પ્રકારની જમીન છે અને પ્રત્યેક જમીનના જુદા જુદા અનેક અનુભવો છે. એટલે ખેતીવાડીના હાલના સુધારકો હમેશાં એક પ્રકારની પાશ્ચાત્ય ઢબ પ્રમાણેજ સુધારણા જોવા ઇચ્છતા હોઈ, આ દેશના ખેડુતોની નવી સુધારણા પ્રત્યેની સંદેહતા માટે હમેશાં તેમના તરફ અવિશ્વાસથી જુવે છે તો તેઓએ ઉપલી શાસ્ત્રીય શોધથી એટલોજ ધડો લેવો જોઈયે કે જે જમીન બાળવાનો રીવાજ પહેલાં આપણને તુચ્છ અને હલકો લાગતો હતો તેજ રીવાજ શાસ્ત્રીય વિજ્ઞાનથી જમીનની ફળદ્રુપતા વધારવાનું ખાસ કારણ જણાયો છે."

સંખેડા બહાદરપુર
તા. ૧-૪-૧૧

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

———

## બિચારાં હૈયાંને.*

( ગઝલ. )

સુખે સહજો ! સુખે સહજો ! બિચારાં કૂમળાં હૈયાં !
નથી તે એ નહીં થાશે ત્હમારી, બાપડાં ભોળાં ! ૧

દિનો ને રાત્રિયો જાશે, સમય સારો પુરો થાશે;
ધરે જો વ્યર્થ આશાઓ, નકામું તે દુઃખી થાશે. ૨

અરે ! તું મૂર્ખ થાજે ના ! પ્રિયાનું નામ દેજે ના !
નિરન્તર અગ્નિની જ્વાળે બળે તોયે ન કે'જે 'હા!' ૩

નહીં સહેવાય એવાં જે દુઃખો તે સર્વદા સહેજે !
છુપાં દુઃખો મઝાને તું, અવર કોને નહીં કે'જે ! ૪

---

## પ્રેમી જોડું.×

( શિખરિણી. )

નદીકાંઠે પેલું કુમળું ઝુલતું કંટકભર્યું,
ખિલ્યું'તું ત્યાં ચાલ્યું યુગલ મિઠડું માર્દવભર્યું;
"અહીં વિશ્રાન્તિ લે ! શ્રમિત થઇ હોશે, પ્રિય સખી !"
કહીને બેસાડી યુવક રસિલે રમ્ય યુવતી. ૧

ગયો પેલો પ્રેમી કુસુમ સરખીથી દુર જરી,
ઉભો છોડીને પ્રણય મધુરો અન્તર ધરી;

* લૅન્ડૉરના એક કાવ્ય ઉપરથી.

×. લૅન્ડૉરના એક કાવ્ય ઉપર

"અરે! આવો! આવો! અમ સકળ આવો પરિહરો!
"જુઓ! આ રંગાયો રુધિર થકી હા! હાથ ઉજળો." ૨

દયાવાળાં એવાં વચન સુણી મ્હેં હાથ છુપવ્યો,
હતો નિશ્ચે કોઈ રુધિર થકી એ રક્ત થયલો;
"છુપાવો શું, વ્હાલા? શરમ પ્રિયની શું ઉર ધરો?
"મ્હને એ જોવા દો! ઉચિત નહિં આ ભેદ ગણવો!" ૩

જૂંતી બાળા અન્તે નરમ મધુરાં એ બળવડે,
કહો! ક્યાંથી એવું મૃદુલ બળ એ નિષ્ફલ જશે?
અહો! આ સંસારે તન-મનતણાં સર્વ બળમાં,
સખી મીઠી કેરાં મૃદુલ બળની શી અતુલતા! ૪

પછી બેઠાં કેવાં ઉભય નદી કાંઠે જમીનમાં!
અને ત્યાંની રેતી કઠિન ભસાવી શી પ્રણયમાં!*
મટાડી ત્યાં કોણે કર ઉપરની પીડ સઘળી?
અને કેવી રીતે!—કંપમ કહીં શકું એહ કથની! ૫

( અનુષ્ટુપ્ )

હતું એ સ્વપ્ન!—રે! એના ગૂઢ ભેદ ઉકેલવા,
શ્રમ મ્હારો—તમારોયે—વ્યર્થ જશેજ સર્વદા! ૬

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

* બેસતાં ખૂંચે નહીં તેટલા માટે જે કઠણ રેતી હતી તે એકબીજાંને સ્નેહથી ખસેડી આપી.

# " વનલીલા અને કુમુદ. "

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૭૦ થી )

કુમુદ—કાકી, હવે ત્હમે પહેલાંના જેવાં ભોળાંને બહાં રહ્યાં નથી, ગુણીયલ ને દાદાજી પાસેથી કંઇક શીખ્યા છો, બાકી તો કુસુમના સંસર્ગથી જબરા થઇને ત્હેના જેવાંજ પ્રશ્ન કરો છો તો સાંભળો સરસ્વતિચંદ્રે મ્હારો ત્યાગ કર્યો તે પણ મ્હારા સુખને માટે, અઢળક લક્ષ્મીને વૈભવનો ત્યાગ તે પણ મ્હારે માટે, વિના અપરાધે વનવન રખડયા તે પણ મારે માટે, મ્હને સુખી થયેલી જોઇ જેઓને તૃપ્ત કરવા આવ્યાં ત્યાં વિપરીત થયું. મ્હેં ત્હેમને ભોગવ્યા, દુઃખીને પ્રકારે દુઃખ થતું જોઇને ત્યાંથી નાઠા તે પણ મ્હારા માટે, સુન્દરગીરીમાં સાધુ થયા તે પણ મ્હારેજ માટે, કુસુમથી લગ્ન કર્યાં ને મુંબાઇ ગયા તે પણ મ્હારેજ માટે છે. ને મ્હને સુખી કરવાને વાસ્તેજ છે. તેણે તેનું સર્વસ્વ જીવન સુખ મ્હારા ચર્ણમાં સમર્પીને માત્ર મ્હારીજ પ્રસન્નતા, સંતોષ, ને સુખ શોધ્યા હતા જેણે સર્વસ્વ તજીને માત્ર કેવળ મ્હારૂં સુખ જોયું ત્હેને મહાત્મા કેમ ન કહું ? એકાન્તમાં સંસાર લીન થયેલી શુદ્ધી રહીત શરીરે જેનો અંકમાં પડેલી જે જેણે પ્રદીપોના બળવાન સમુહને વારીને આત્મ સંયમ કરીને મહા કષ્ટ સહન કરીને પ્રબળ પ્રયાસે પણ પવિત્ર ને નિષ્કલંકી રાખી મ્હારા ઉપર મહાન અનુગ્રહ કર્યો અને શંકર, બ્રહ્મા, ને વિષ્ણુ, પણ જ્યાં આશ્ચર્ય નિવડયા છે ત્યાં સમર્થ નિવડી દેવો કરતાંએ શ્રેષ્ટપણું દર્શાવ્યું છે. બાકી, કાકી, પ્રારબ્ધને કોઇ ફળી શકતું નથી તો હું અને મ્હારો ચંદ્ર ક્યાંથી છુટીયે ? ભવિષ્ય સર્વને ઝુલાવે છે. "अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि । तदाकुः खैर्न लिप्येरन्नलरामयुधिष्ठिरा:" "જે ભાવી અવસ્ય બનવાનું છે ત્હેનો ઉપાય હોત તો નળ, રામ ને યુધિષ્ઠિર દુઃખ પામતજ નહિ." નિરાભાગી કુમુદને કાલ્વમાં રહીને ગગનમાં વિહાર કરતાં ચંદ્રને સંપુર્ણપણાને પામતો જોઇને ત્હેના સૌમ્ય કિરણોથીજ માત્ર પ્રસન્ન થવાનું છે ત્હેમાં ચંદ્રનો શો દોષ, તેતો જગતના સુખાર્થે વર્ષી રહ્યો છે. મ્હારો ચંદ્ર એક કુમુદના હૃદયનોજ ચંદ્ર નથી પણ તે સમસ્ત વિશ્વનો છે. ત્હેનું જીવન કુવાના દેડકા જેવું, પરના ટુકડા જેવું કે શેરીનાં કુતરા જેવું નથી પણ મહાન સાધુઓને અનુકરણ યોગ્ય તેનું જીવન છે. દુનીઆના કોઇ પણ વૈભવ કે સુખની જેને સ્પૃહા નથી. તેમજ મનની આકાંક્ષા માનવાસ્તે મથતી નથી. વિશ્વકલ્યાણને અર્થે જે જીવનને ધારણ કરે છે, તે ચંદ્રના ઉદયમાં હિંદનું સૌભાગ્ય છે સુખ છે, આનંદ છે. સાધુઓની શારીરીક, માનસિક, આર્થિક આદી સંપતી વિશ્વકલ્યાણ અર્થે છે, મ્હારા ચંદ્રે પણ સર્વસ્વ તથા પોતાની અઢળક લક્ષ્મી કલ્યાણ ગ્રામની યોજનાઓમાં અર્પી દીધી છે. હવે તો ચંદ્રને દુરથી કળાપૂર્ણ નિહાળીને દુર કુમુદ દુર રહીને જીવન ધારણ કરવાનું છે તે હું કિસમત ટકવા દ્યેતો સારૂં, વારૂં કાકી, ક્યા સ્વાર્થે ત્હમે ચંદ્રને સ્વાર્થિ કહ્યા ! ને ત્હેમની નિંદા કરો છો," કુમુદના 'આવેશ ભર્યા વાક્યોથી સુન્દર નરમ પડી ગઇ, મનથી પાછી ફરીને શરમ ઉપજી તે બોલી, "સારૂં લ્યો કુમુદને કુસુમ ઝુલાં અને સુન્દર હારી પછી કહ છે. માણસ છીયે તે કોઇવાર મન

મુઝાયને બોલીયે જવાય, મ્હને તો હવે જીવવું ઝેર જેવું લાગે છે ભગવાન છોડે તો છુટી જાઇએ એટલે બસ," સુન્દરનું ભોળુ ભલુ, નિર્મળ ને નરમ હૃદય પોતાના હાથ ઉછેર કુમુદને આવી રીતે મૃતપ્રાય સ્થીતિમાં નિહાળી શકતું નહોતું તે રોતી હતી અને તેને રોવાનું કારણ પણ તેજ હતું, ઇશ્વરની કૃતિ મતિ અતી ગહન છે તે મહાન સત્તા આગળ કોઇનું ચાલતું નથી, મનુષ્યના વિવિધ પ્રયત્નો ત્હેની સહાયતા વિનાનાં નિરર્થક છે. કુમુદ કાકીનું સાન્તવન કરતાં કહેવા લાગી કાકી સંસાર મૃગજળ જેવો અનિશ્ચીત છે. માયાવી છે. મિથ્યા છે ને પરિણામે મહા કલેષ, કષ્ટ, ને પરિતાપનો જન્મ આપે છે. સુખ એવી કોઇ ચીજ સંસારમાં છેજ નહિ. મિથ્યા મોહને વશ થઇને માનેલું સુખ પણ અન્તે દુઃખદાઇ છે. સુખદુઃખના સંકલ્પો માત્ર કેવળ મનની ભ્રમણા છે નાશવંત સૃષ્ટિમાં કેવળ અક્ષય સુખ પરમાત્માનું છે. ને નૃસિંહ મહેતાની પેઠે જે સ્થીતિ કર્મફળે પ્રાપ્ત થઇ ત્હેમાંજ સંતોષ ધરવાથી છે. પ્રાપ્ત થયેલાં ધર્મો પૂર્ણ રીતે પાળવામાં જ સ્વર્ગની પ્રાપ્તી છે. આપણા ને આપણા સગા કુટુમ્બ જ્ઞાતિ નગર ને દેશ સમગ્ર સ્થાવર જંગમ વિશ્વપતિ આપણો શો ધર્મ છે તે જોવો અને તે તે સંપૂર્ણપણે કષ્ટ સહિને પણ અદા કરવો, સંસાર સ્વપ્ન સમાન છે નિદ્રા અવસ્થામાં જેમ સ્વપ્ન સત્ય મનાય છે પણ જાગતાં તે મિથ્યા જણાય છે તેમજ અજ્ઞાનીને આ માયાવી સંસાર સત્ય ભાસે છે પણ જ્ઞાનવંતને જ્ઞાનોદયથી તે મિથ્યા જણાય છે." સર્વે મ્હારા ત્હારાની મિથ્યા જંજાળ કે જે કલેષ ભરી છે ત્હેનાથી પ્રભુએ આપણને તાર્યાં છે તો હવે અવિનાશી પદને પ્રાપ્ત થવા પ્રયત્ન કરવો જોઇએ, ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે :—

निर्मानमोहा, जीतसंगदोषा, अध्यात्मनित्या विनिवृत्त कामाः।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःख संज्ञैर्गच्छन्त्यमुढाः पदमव्ययंतत् ॥

દુનીયાની અન્દર જે અહંકાર અને મોહથી રહિત છે બુદ્ધિ સ્થીર થવાથી ને જ્ઞાન પૂર્ણ પામવાથી સારા અને બુરા સંગની અસર જેને થતી નથી એવા સંગદોષ જીતેલા, પોતાના આત્મામાં નિરંતર તલ્લીન રહીને આનંદ માનનારા, નાના પ્રકારની સંસારીક તૃષ્ણાઓથી નિવૃત્ત થયેલાઓને સુખ દુઃખના જોડકા જે જગતમાં ફરે છે તેથી મુક્ત સુખ અને દુઃખ જેને સમાન છે હર્ષ શોકથી રહીત સદાચરણીય મનુષ્યો અવિનાશી પદને પામે છે અને જન્મમરણની જંજાળથી મુક્ત થઇ પરમાનંદને પ્રાપ્ત કરે છે કાકી, મનલીલા અને કુસુમના પત્રો આવ્યા છે તે હું તમને વંચાવવાંજ ભુલી ગઇ છું. મ્હારા વિના ત્યાં એકલાં અલક બ્હેન મુઝાય છે ને વનલીલા તો ઘેલી થઇ ગઇ છે. લાંબો કાગળ લખીને તેમાં મનના ઘણાંયે ઉભરા ખાલી કર્યા છે. મ્હારે ને ત્હેને જુદા પડયાં વર્ષ થયું ત્હેમાંતો ત્હેને સો વર્ષ જેવું થઇ પડયું છે. જુઓ તો ખરાં ત્હેનો કાગળ એમ કહીને કુમુદે ખીસામાંથી પત્ર કાઢીને સુન્દરના હાથમાં મુકયો. સુન્દરે તે પત્ર પાછો કુમુદના હાથમાં મેલતાં કહ્યું. "આંધળાની પાસે આરસી" ત્હમારાં ગરબડીઆ અક્ષર મ્હને ના ઉકલે, કાકી ઉપર દયા કરીને વાંચી સંભળાવ્યને, કુમુદ—"કાકી, હસશોયે નહિ ને રોશોયે નહિ, લ્યો ત્યારે," ઉપર પ્રમાણે કહીને કુમુદે કાગળ વાંચવો શરૂ કર્યો.

પ્રિય મધુરી,

મધુરી નામ મ્હને ઘણુંજ પ્રિય લાગે છે માટે લખ્યું છે પણ પ્રિયને બદલે દેવી લખુ તો ચાલે, મન મંદીરે તો દેવી મધુરીની સ્થાપના કરી છે. પુજા કરૂં છું. ને નાના પ્રકારના સ્તોત્રોવડે સમાર્પે કરૂં છું, પણ પ્રસન્નતા ક્યાં છે. મનની વાત મનમાં રાખુ તો સારૂ કારણ પ્રત્યક્ષ તો ખુશામત કહેવાશે, પણ ભલે, હૃદયનો ઉભરો કંઈ રોકી શકાશે ! શું લખુ ! મ્હને ત્હમારા પત્રો ઘણોજ આનંદ આપી હૃદય આત્માને સુખીને સ્વસ્થ બનાવે છે, પત્ર માંહેલા ત્હમારા સુંદર શબ્દો કે જે સદાને માટે હૃદયમાં કોતરી રાખીશ, મધુરીની મધુર શિક્ષા મ્હને શાણી, સુજ્ઞાની, ને સદ્‌ગુણી બનાવવા ઇચ્છે છે, ને મ્હારૂં જીવન સુન્દર મધુરને સુખમય, ફળપ્રદ જોવા ઇચ્છે છે, પણ પરમાત્માની જેવી ઇચ્છા. ત્હમે દુર વસો છો પણ પત્રથી જાણે પ્રત્યક્ષ થાઓ છો, અને દેહ જો કે જુદા હોઇ દુર છે તથાપી આત્મા આત્માનો મિત્ર બની નિકટ આવી શોક બીજાનું અનેક પ્રકારે સાન્ત્વન કરે છે, ત્હમે જુઓ છો કે મ્હને ઘણીએ આધિ, ઉપાધિ ને વ્યાધિઓ વળગેલી છે. મ્હારા દેહને સુખ નથી મન સ્વસ્થ નથી હૃદયની શાન્તી જતી રહી છે ને આત્માને આનંદ નથી, આવી ક્લેશમયી સ્થીતીમાં હું ઘણીજ મુઝાઉ છું, પણ ત્હેવી વખતે ત્હમારાં પત્રો મ્હને અનિવાર્ય આનંદનું સ્થાન, શાન્તિનું રાજ્ય ને સુખનું મંદિર થઇ પડે છે. અર્થાત કંઇ લખવાને વાંધો જોતી નથી કે તે પત્રો મ્હારી આસપાસ પ્રસરી રહેલા ગાઢ અંધકારમાં દિવ્ય જ્યોતિની માફક તેજ પ્રસરાવે છે ને તન મનને આરામ આપે છે. મ્હારા ઉપર આવી પડતી વારંવાર સાંસારિક વિટમ્બનાઓ કે જે ઉલ્કાપાતોની માફક મ્હારા હૃદય ઉપર હુમલો કરે છે ત્હેનો ભાર ઉંચકી સેવા નહિ તો કુસુમવત કરવામાં દિવ્ય મહામંત્રની ગરજ સારે છે. અંતઃકરણમાં શાન્તિનું સામ્રાજ્ય પથરાયેલું રહે મનનાં સંકલ્પ વિકલ્પથી ઉત્પન્ન થતી નાના પ્રકારની તૃષ્ણાઓ હૃદયના ઉંડા સંતોષથી સ્થીર થઇ વિષયથી પરિવર્તન પામી પરમાનંદની પ્રાપ્તી કરે ને આત્મા જ્ઞાન સરવર સ્નાન કરીને શુદ્ધ બની સાંસારીક ઉપાધિઓને ભ્હાય સુખદુઃખને સમાન ગણી ત્હેનું વિસ્મરણ કરી દેહના સદ્‌ગુણોની અભિવૃદ્ધિ કરી પોતાની અધિકતા દર્શાવી પરમાત્મામાં લીન થઇ અન્તે આનંદ સાગરમાં ડુબકીઓ મારે અને આ સ્વપ્નજાળ જેવા જગતના પ્રપંચોથી અલ્પ એવા ઉંડા અગાધ સુખનો અનુભવ કરે તો કેવું સારૂં ? મ્હને આ સર્વ ત્હમે જ્ઞાનમણી ગુરૂ સ્વરૂપે શીખવાડો છો, અને ત્હમે જે અખુટ વૈભવ અખુટ સમૃદ્ધિને અખુટ રત્નખાણોમાં ઘણી થયાં છે ત્હેની મ્હને પણ કરવા ઇચ્છો છો, જે સાહિત્યની નવપલ્લવ સુશોભીત વાડીમાં ત્હમે ગાનકાર્ય થઇ રમણ કરો છો ત્હેમાં મ્હને પણ રમાડવા ઇચ્છો છો, જ્ઞાનની સુન્દર પાંખોથી જે ઉચ્ચગમન મંડળમાં વિહાર કરીને સૃષ્ટિનાં મલીન પ્રાણિઓથી પર એવું ઉચ્ચ જીવન અનુભવો છો, ત્હેવું મ્હને પણ અનુભવવા ઇચ્છા કરો છો, સારાંશ જે સુખ, જે સંતોષ ને જે આનંદ ને ત્હમે પ્રાપ્ત થયાં છો તે મ્હને પણ કરાવવા ઇચ્છા કરો છો, પણ અપસોસ કારણ ત્હમારી આ સર્વ મહેચ્છા કુસુમવત છે, હું નિરભાગી ત્હેને યોગ્ય નથી, મ્હારો પુણ્ય સંચય તે ફળને પ્રાપ્ત કરાવે તેમ નથી, પાત્રની યોગ્યતાને જાણ્યા કે જોયા વગરજ ત્હમે જે અભિલાષ ધરાવી છે તે પુર્ણ થવાની નથી, જ્ઞાનરૂપી માનસરોવરમાંથી સદ્‌ગુણરૂપી મોતીનો ચારો ચરતા ત્હમારા હંસને હું કાગ

થાય છે ત્યારે ત્યારે ત્હમારી "હૃદયોદ્‌ગાર" નામની કવિતા કે જે મેં મહિનાના "શાળાપત્ર-ચંદ્ર" ના અંકમાં પ્રગટ થઈ છે ત્હેનું છેલ્લું ચરણ વારંવાર બોલ્યા કરૂં છું કે "હરિની ગતિ અતિગહન છે, સુખસહન કરવામાં જ છે" આચરણ જ્યારે મ્હારા વ્યાકુળ થતાં મનની શાન્તિ અર્થે જ લખાયું હોયની ? એવો મ્હને ભાસ થાય છે. ત્હમે એક વખતે કહેતા હતા કે "કવિતા કે લેખ તે હૃદયના વિચારને સંસ્કાર યુક્ત લાગણીઓ ત્હેની સાથે કરીને કલ્પનાનું ચીતરેલું થાતો પ્રતિબિમ્બ છે. દરિયામાંના ઉછળતાં મોજાની માફક હૃદયમાં ઉછળતાં વિચારો કવિતા અને લેખ સ્વરૂપે બ્હાર પડે છે." ત્હમે પોતે પારસમણી સ્વરૂપ છો અને મ્હારા જેવા અગણીત લોહને કંચન કરવાને સરજાયેલા છો. કલ્પતરૂ સમાન ત્હમારો દેહ સર્વદા પરોપકારી છે, મનસા, વાચા ને કાયાયે કરીને અહોનિશ ત્હમે પરહિતમાં જ તત્પર રહો છો, ને અગણીત રંક ને રોગીઆ દુઃખીઆ છવોને આનંદી ને સુખીઆ કરો છો. વૃદ્ધ વડીલનાં પ્રણામોને પણ ઇચ્છાસા થઈ છે કે "સાધ્વિઓમાં શિરોમણી એવી મ્હારી પુત્રવધૂ કુમુદ અને આવી મ્હારા ગૃહને દિપાવીને મ્હારી આશીષ ગ્રહે" તો હવે જરૂર આવી વડીલની ઇચ્છાસ્થાયે ત્હેમની કલ્યાણ વાસના જ તૃપ્ત કરશો. ને મ્હારાં રંક હૃદયને તૃપ્ત કરીને આરામ કરશો. અચક બ્હેનને ત્હેમની સાસુના મંદવાડમાં વિદ્યુત્પ્રસાદ સાથે બોલાબોલી થઈ છે તેથી તે રીસાઈને અહિંઆ આવતા રહ્યાં છે ને મુકાય છે તો યોગ્ય લાગે તેમ કરશો. હું ધારૂં છું કે મ્હારા પહેલા ત્હમને ત્હેમનો પત્ર મળશે. બાકી મ્હારી તો ઘણીએ વાતો લખવાની છે પણ તે પત્રમાં લખાય નહિ. પ્રત્યક્ષપણે સર્વે નિવેદન કરીશ. અત્રે સર્વે કુશળ છે. બા, કાકીને મ્હારા પ્રેમ પૂર્વક પ્રણામ કહેશો. કાકીને મોટીની વાત સાંભરવા કહેશો. કામકાજ લખશો હાલ એજ.

લી. કોણ તે ત્હમે ક્યાં નથી જાણતાં,

કુમુદની શાન્ત સંયોગ પાછળ ભમતી

ભ્રમરી વનલીલાના પ્રણામ.

પત્ર પુરો થયો ને કુમુદે સુન્દરના સામુ જોયું સુન્દર હર્ષ શોક મિશ્રીત રોતી હતી તે પાલવથી આંખો લ્હોતી બોલી—"કુમુદ, ત્યારે શું દુનીઆમાં કોઈજ સુખીઉ નહિ" કુમુદ "ચંદ્રકાન્ત" માં એક સાધુ પ્રથ્વી ઉપર સુખ શોધવા નીકળે છે તે યાદ છે ના. એટલામાં માલણ આવી ને બોલી બ્હેન, ત્હમને અને કાકીમાને બોલાવે છે, કહે છે "વાતો કરતાં રાત પડી ત્હેનુંયે ભાન છે કે નહિ !" કુમુદ—"લો ચાલો જઈએ છીએ.

કહી અને ઉઠયાં.

બ્હેન વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી.

---

# વીરાભિમાન.

—હરિગીત.—

ઉદ્દગ્રીવ અદ્રિ શૃંગ ઉપર દુર્ગ સંગીન દીસતો,
વીર સૈન્ય તેમાં સજ્જ હતું ધ્વજ આણુત વિહ્વને ફરકતો.
નીચે રહીને શત્રુ સેના શૌર્ય અતિશય દાખવે,
બહુ માર તોપોનો કરે પણ દુર્ગ તેથી ના ડગે.
કો પુરુષ કાયર સૈન્યમાંથી સ્મિત કરી બોલ્યો "અહા !
મુશ્કિલ છે એ જીતવો—શું વ્યર્થ આશા ધારવી !"
એ દાગ તણો શૂરવીર સેનાધિપતિ એ સાંભળી,
"શું બાર છે એ કાયરોનો !" બોલી ઉઠ્યો ક્રોધથી.
"કાઢીશ શોધી, કે કરીશ હું માર્ગ—સૌ હિમ્મત ધરી,
વીરો લડો અરિ ગણુ તૃણુ ધરશો ન પગ પાછો જરી !
શું કીર્તિ સમ્પાદન થવા અભિલાષ ના તમ મન વિશે ?
પણ કીર્તિ મંદિરે જતાં પગથી ઘણી આવી પડે !
જોતાં કદી નિશ્વાસ નાંખે અંગ કમ્પિત જે બને,
તેણે ન મિથ્યા યત્ન કરવો પહોંચવા તેની કને !
થાપે ખરે એ પ્રાપ્ત કરમાં શસ્ત્ર સાથે પ્રાણ જો,
વીરત્વ ભરી હિમ્મત ધરી સંગ્રામ મધ્યે જાય તો !
પારિતોષિક સર્વે માટે છે પડ્યું ખુલ્લું અરે !
ધીરજ સહિત રણમાં લડે તે એહને જીતે ખરે !

અનુષ્ટુપ.

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा ना भोक्ष्यते महीम्
કૃષ્ણનું સુત્ર એ યાદ, લાવો સર્વે મહારથી !"
સુણી શબ્દો બધા કંપ્યા, શૌર્ય સ્ફુર્યું રગે રગે;
નેત્રોમાં વહતા આપી, અનલની ધારા વહે.
ગ્રહીને હસ્તમાં શસ્ત્રો, સિંહ નાદ કરી સહુ;
કુધા તે ક્ષેત્રમાં વીરો, શૌર્ય દાખવતા બહુ.

શ્રી કંકણપુર—અમદાવાદ. } "શશિશેખર."

# પ્રેમાનન્દનાં નાટકો.

માર્ચ ૧૯૧૧ ના બુદ્ધિ પ્રકાશમાં "અનેવારી ગુજરાતના બુદ્ધિપ્રકાશમાં છાપેલી અપ્રસિદ્ધ પુસ્તકોની યાદી"—વિશે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એક લેખ આરમ્ભ્યોછે. એ લેખ યદ્યપિ અપૂર્ણ છે તથાપિ ‍હેમાં કરેલી ચર્ચા તત્કાળ વિમર્શન માગી લેછે, તેમ એ વિમર્શનને લેખની અપૂર્ણતાનો બાધ નહે એમ નથી.

આ યાદી વિશે મ્હેં શઙ્કાઓ કેટલીક દર્શાવનારો લેખ 'વસન્ત' ના (સં. ૧૯૬૭ ના) પૌષના અંકમાં પ્રગટ કર્યોછે. હેમાં એક શઙ્કા એ બતાવીછે કે 'દ્રૌપદીહરણ' ને વિશે 'નાટક કે આખ્યાન' એમ અનિશ્ચિત વર્ણન શા માટે આપ્યું હશે? એ શઙ્કાનું સમાધાન રા. કેશવલાલના આ લેખમાં (મ્હારી શઙ્કા દીઠા પ્હેલાં જ) અપાયલું જણાયછે. પ્રેમાનન્દ પોતે ગુજરાતીમાં નાટકને આખ્યાન સંજ્ઞા આપેછે "હેના અનુરોધે યાદીમાં એવડી સંજ્ઞા કદાચ આપી હશે."—એમ એઓ તર્ક કરેછે. પરન્તુ એ યાદીમાં બીજાં બે નાટક છે—એક વલ્લભના નામનું ને બીજું પ્રેમાનન્દના નામનું, હેને વિશે 'નાટક' એટલું જ શા માટે છે? પરંતુ આ વાત મહત્વની નથી, તેથી પડતી મૂકીશું.

મહત્વની વાત તો બીજી એક છે. "પ્રેમાનન્દનાં નાટકો" ના મ્હારા નિબન્ધમાં પૃ-૪ થે મ્હેં એમ શઙ્કા બતાવી છે કે "દ્રૌપદીહરણ" માં કવિ ચરિત્રમાં પૃ. ૧૧–૧૨ મે પ્રકાશકોએ આપેલી પ્રેમાનન્દના ગ્રન્થોની યાદી (નર્મદાશંકરે તથા નવલરામે બતાવેલી, તેમ જ પોતે પ્રાપ્ત કરેલા ગ્રન્થોની યાદી) માં નાટકોનું નામ કે ઇશારો પણ નથી. નાટકો રચ્યાં હતાં એમ પણ ઉલ્લેખ નથી. આ શઙ્કાના ઉત્તર તરીકે રા. કેશવલાલ આ લેખમાં લખે છે કે "પ્રેમાનન્દે બાંધે ભારે મહાકાવ્યો અને નાટકો લખ્યાનું તો સન ૧૮૯૦ થી પ્રાચીન કાવ્યમાલાના પ્રકાશક અને વિવેચકના જાણવામાં હોય એમ જોવામાં આવેછે." અને તે માટે પ્રમાણ માટે એ "દ્રૌપદીહરણ" માં આપેલા 'ગ્રન્થવિવેચન' માંથી નીચેનો ફકરો ઉતારેછેઃ—

"આ કવિએ (પ્રેમાનન્દે) ગુજરાતી ભાષામાં કેવો અમૂલ્ય સાહિત્યભંડાર અર્પણ કરેલોછે તે વિશે હાલ અમે કાંઈ સરસતા કરતા નથી, તથાપિ જ્યારે આ મહાકવિએ મહાકાવ્યના નામથી અંકિત કરેલાં કાવ્ય તથા નાટક વગેરે આપણે જોઈશું ત્યારે ગર્વપૂર્વક આ ગુજરાતી કવિને ધન્યવાદ આપવાને સૌથી અગ્રેસર થઈશું હેમાં લેશ પણ શઙ્કા નથી."

આ વચન ઉપરથી તો સ્પષ્ટ એમ જ લાગે છે કે ગ્રન્થવિવેચન લખનારે તો આ મહાકવિનાં નાટકો દીઠાં હતાં, અને તેથી જ હેની અમૂલ્યતા જાણી હતી અને આટલી બધી પ્રશંસા કરી હતી. તો એ નાટકોનાં નામ વગેરે વિશિષ્ટરૂપે જ્ઞાન હેમને હતું જ; છતાં રા. કેશવલાલ હેને "બાધિભાર" જ્ઞાન કેમ દર્શાવેછે, અને "દ્રૌપદીહરણ" છપાવતી વખતે પ્રેમાનન્દે નાટકો લખ્યાનું તેઓ જાણેછે પણ કેટલાં ને ક્યાં તેની ખબર હેમને

હોય એમ જણાતું નથી" એમ અર્થ શા રીતે કાઢેછે તે સમજાતું નથી. ગ્રન્થવિવેચન, લખનારને માત્ર એટલું મોઘમ જ, જ્ઞાન હતું કે પ્રેમાનન્દે નાટકો કેટલાંક લખ્યાંછે એમ હોય તો ઉપરના વચનમાં જે ખાતરીપૂર્વક સ્તુતિવચન લખ્યુંછે તે લખત જ નહિં. માત્ર મોઘમ જ્ઞાનને આધારે આવી ચોક્કસ સ્તુતિ કરવી તે કેવળ સાહસ અથવા સમજશક્તિની ખામી જ સૂચવે. અને એ પ્રકારના વચનનો અર્થ બીજો સંભવતો જ નથી. "હમે તો એ નાટક વગેરે વાંચ્યાંછે; પણ હમણાં કશું બોલતા નથી; ગુર્જર પ્રજા સમક્ષ જ્યારે એ મૂકાશે ત્યારે હેની ખૂબી એ પ્રજાને જણાશે."—એમ જ એ વચનનો આશય છે.

અને તેમ છતાં એ ગ્રન્થમાંના 'કવિચરિત્ર' માં આ નાટકો વિશે ગંભીર મૌન જ છે! એ શું? 'ગ્રન્થવિવેચન' ના લખનારની વાત 'કવિચરિત્ર' ના લખનારની જાણમાં આવી નહિ હોય કે શું? આ વિરોધ ન્હાનોસૂનો નથી. એથી આ વિષયની અગમ્ય ગૂઢતા વધેછે. બીજું શું? नामूलं लिख्यते किञ्चित् એ મલ્લિનાથના સંકલ્પને આ નાટકના પ્રકાશકો "તે તે કાળે વળગી રહેતા અને મળી આવતા પ્રમાણને તે તે કાળે માન આપતા જણાયછે." એમ રા. કેશવલાલ આ પ્રકાશકોને જશ આપેછે, ત્હેને તેઓ કેટલે દરજ્જે યોગ્ય છે તે જોવાનું આ સ્થળ નથી; પરંતુ "મળી આવેલાં પ્રમાણો" માંથી થોડાંક પણ એઓએ અત્યાર સુધીમાં કદી પણ બતાવ્યાં હોત તો આટલા બધા તર્કવિતર્ક ઉત્પન્ન જ ના થાત. પ્રેમાનન્દે નાટકો લખ્યા બાબત એઓને 'કાંઈક આધાર મળ્યો હતો.' તે શો! માત્ર ગ્રાહકનું વચન તે જ? અને પછી મળેલું પ્રમાણ તે શું? મુદ્દે નાટકનો ગ્રન્થ તે જ? પણ તે ગ્રન્થની સત્યતા માટે આધારને નામે હજી સુધી તો શૂન્ય જ છે.

વળી—

"જેણે રચ્યાં નવીન નાટક [કાવ્ય વારૂ"* એ ચરણ 'કવિ અને કાવ્યપ્રશંસા'-માંનું બતાવી રા. કેશવલાલ "આ નાટકમાં" એ પ્રશસ્તિ છે એમ કહે છે. પરંતુ "દ્રૌપદી હરણ" માં એ પ્રશસ્તિ છે, "આ નાટકમાં" એ શબ્દો કાંઈક સ્મૃતિદોષથી લખાયા જણાયછે. હવે એ પ્રશસ્તિ લખનાર કોણ છે તે ખબર નથી. પણ તર્ક એમ થાય છે કે 'કવિચરિત્ર' લખનારથી તે ભિન્ન હશે. અને 'ગ્રન્થ વિવેચન' લખનાર તે જ પ્રશસ્તિ લખનાર હશે. 'દ્રૌપદીહરણ' માંના એ ગ્રન્થવિવેચનકારનું બીજું એક વચન પણ સ્પષ્ટ છે,—જે રા. કેશવલાલે ઉમેર્યું નથી. આરમ્ભમાં પૃ. ૨ પં. ૭–૮ માં લખેછેઃ—

"તેણે અનેક કાવ્ય નાટક ચંપૂ આદિ ગ્રન્થો રચ્યાછે."

---

* આ ચરણ પ્રશસ્તિના બીજા શ્લોકમાં છે. પરંતુ બીજા શ્લોકનો સંબન્ધ હાની સાથે નથી, અને હેમાંના છેલ્લા ચરણમાંના શબ્દો—"તે પ્રેમાનન્દને હું પ્રથમ પ્રણમું છું." એ ઉતારી હેમાંથી પણ નાટકો વિશે વિવેચકને જ્ઞાન હતું એમ અનુમાન રા. કેશવલાલ શા આધારે કાઢેછે તે સમજાતું નથી.

પરંતુ આ પ્રકારનાં વચનોમાંથી તો સ્પષ્ટ જણાયછે કે ગ્રન્થવિવેચનકારને તો નાટકો બાબત ખાતરીથી જ્ઞાન છે એમ જણાવવાનો આશય હતો. આ અનુમાન પાછળ બતાવેલા મુખ્ય ફકરાના અર્થદર્શન ઉપરથી સ્પષ્ટ જ થાયછે. અને 'કવિચરિત્ર' માં એમ વચન છે કે—"આ સિવાય બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રન્થો હમારે હાથ લાગ્યાછે, અને હજી ખોળ કરતાં બીજા વધારે ગ્રન્થો મળી આવવાનો સંભવ છે." (પૃ. ૧૨ પં-૨૦-૨૧). પરંતુ હેમાં 'નાટક' એમ ઇશારો પણ નથી. 'ગ્રન્થો' માં મોઘમ રીતે 'નાટક' નો સમાવેશ કર્યો હશે એમ દલીલ નભશે નહિં; નાટક જેવી નવાઈની વાત તો લખ્યા વિના રહેવાય જ નહિં. તેમ જ, વધારે ગ્રન્થો મળી આવવાનો સંભવ છે એમ કહેવાને પ્રમાણ શાં હતાં તે જગતને જણાવ્યું હોત તો બાધ ન્હોતો. હજી તે વખતે પોતાને પૂરતાં પ્રમાણ મળ્યાં ન્હોતાં એમ બચાવ કરાશે. પરંતુ 'નાટક' વિશેની માહિતી 'કવિચરિત્ર' લખનારને મોઘમ પણ હોત તો મોઘમ રીતે 'ગ્રન્થો' આ વાક્યમાં લખ્યું છે હેમાં 'નાટક' શબ્દ ઉમેર્યા વિના રહેત જ નહિં.

ગ્રન્થવિવેચન અને કવિચરિત્ર બંનેનો લેખક એક જ ગૃહસ્થ હોય તો તો વળી આશ્ચર્યચમત્કાર બમણો જ થશે—કે ગ્રન્થવિવેચનનો ફકરો તો નાટકો વિશે અસંદિગ્ધ જ્ઞાન સૂચવેછે, છતાં કવિચરિત્રમાં ગ્રન્થગણનામાં નાટકો વિશે અદ્ભુત મૌન જ છે.

૧૮૯૦ માં નાટકોનાં નામાદિક દીધા વિના જ માત્ર ઇશારો "દ્રૌપદીહરણ" માં ગ્રન્થવિવેચકે કર્યો તે વિશે એક કલ્પના સંભવેછે. નામ દીધા વિના જ માત્ર લોકોનાં મનની પરીક્ષા જોવા આટલું પ્રથમ બાણ ફેંક્યું, અને જોયું કે વિરોધનું સંચલન કંઈ થયું નહિં, એટલે ૧૮૯૦ માં વખતે અર્ધપરિપાક પામેલાં નાટકો ૧૮૯૨ માં પૂર્ણરૂપે રજૂ થયાં;—આમ હોય. ગમે તેમ હો, પરંતુ આ સર્વ ગૂંચવાડાને ઉકેલવા માટે પ્રકાશકનું કર્તવ્ય એક જ દિશા તરફ નિર્દેશ કરેછે; તે એ જ કે મૌનભંગ કરી સંપૂર્ણ પ્રમાણ, ખુલાસા, જે હોય તે પ્રજાસમક્ષ મૂકી દેવાં, અને ન હોય તો સત્ય સ્થિતિનો સ્વીકાર કરવો.

પરંતુ આ સર્વ ચર્ચામાત્ર પ્રાસંગિક પ્રશ્નોને જ સ્પર્શ કરેછે. પ્રેમાનન્દનાં કરીતે પ્રગટ થયેલાં નાટકોમાં અન્તર્ગત ચિહ્નો જ આધુનિકતાના સૂચક છે વગેરે પાયાઉપર રચાયલી મ્હારી બધી ઈમારત તો અસ્પૃષ્ટ અને હજી સુધી તો અચલિત જ રહીછે.

વાંદરા.
તા. ૧૫-૩-૧૧

નરસિંહરાવ ભોળાનાથ.

# શિવરાત્રિ માહાત્મ્ય.

માર્ગશીર્ષ સંવત ૧૯૬૭ ના 'વસન્ત' ના અંકમાં રા. ત્રિભોવનદાસ દામોદરદાસનું આ વિષેનું ચર્ચાપત્ર વાંચી મ્હને વિશેષ કુતૂહલ ઉત્પન્ન થવાથી એ ભાઈ પાસેથી મ્હેં હેમની કહેલી પ્રત મગાવી. હેમણે સત્વર એ પ્રત મોકલી દીધી;—તે માટે જાહેર રીતે અહિં આભાર દર્શાવુંછું. એ પ્રત જોયા પછી કેટલાક વિચાર તથા કલ્પના ઉત્પન્ન થાયછે તે આ છેવટના લેખમાં નોંધવાનું ઉચિત ધારૂંછું.

રાજકોટમાં ઈ. સ. ૧૮૬૯ માં પ્રસિદ્ધ થયેલી એ પ્રત અને મ્હારા પિતાએ ઈ. સ. ૧૮૭૩* માં પ્રગટ કરેલી પ્રત એ બેની સરખામણી કરતાં નીચેની વાતો સ્પષ્ટ થાયછેઃ—

( રાજકોટવાળી પ્રતને સંક્ષેપાર્થે ( રા ) સંજ્ઞા, અને મ્હારા પિતાવાળીને ( અ ) સંજ્ઞા આપીશું. )

( ૧ ) ( રા ) મા કર્તાનું નામ જોશી કહાનદાસ એમ છે તે માત્ર પ્રકાશકોના લખેલા ટાઇટલપેજ ઉપર છે; અને કાવ્યને અંતે "किस्सा कहे कहानदास" એ વચનમાં છે.

( ૨ ) ( અ ) માં કર્તાનું નામ મૂળગ્રન્થના શરીરમાં જ આરમ્ભવચનોમાં છે,—શ્રી ગણેશાયનમઃ ॥ अथ शीवरात्रिमहात्म लिख्यते ॥ दिवान रणछोडजी अम्मार्जी कृत ॥ અને છતાં અંતે 'किस्सा कहे कहानदास એમ છે જ.

( ૩ ) ( અ ) પ્રતમાં ઉપર પ્રમાણે આરમ્ભ થાયછે;

( ૪ ) ( રા ) માં આરમ્ભ નીચે પ્રમાણે થાયછે;—

શિવરાત્રિ મહાત્મ્ય.

કીસ્સો—એમ કહી તરત જ

પૂજો ગનપત ગનરાજ

સુરાજ મ્ નાટકી ાજ—ઇત્યાદિથી કાવ્યનો જ ઉપાડ થયોછે.

આ સ્થિતિયો ઉપરથી શું અનુમાન નીકળી શકે છે તે વિચારિયે.

(क) (ग) પ્રતમાં કહાનદાસને કર્તા તરીકે માન્યોછે તે માટે આધાર છેવટની કડીમાં ཁિસ્સા कहे कहानदास એ વચન ઉપર જ રખાયો હશે;

(કહાનદાસને 'જોશી' એમ ઉપપદ આપ્યુંછે તે જરાક વિચારવાનું છે. કહાનદાસના ઐતિહાસિક અસ્તિત્વ વિશે પ્રકાશ મળે તો કાંઇક સમજણ પડે ખરી. પરંતુ તે અસ્તિત્વ માનીને ચાલીશું, તોપણ, નીચે દર્શાવેલાં દિવાનના કર્તૃત્વને પોષક પ્રમાણો વિચારતાં એમ રણછોડજી કહેવાને બાધ નથી કે ખરા રચનાર રણછોડજી દિવાન હોવા છતાં પોતાનું નામ ગુપ્ત રાખ્યાને પરિણામે હેના કર્તૃત્વનો જશ આ કહાનદાસને મળી ગયેલો.)

(ख) પ્રત (अ)માં, ગ્રન્થના શરીરમાં જ હસ્તલેખોના ચાલતા આવેલા સંપ્રદાય પ્રમાણે જ રણછોડજી દિવાનનું કર્તૃત્વ સ્પષ્ટ શબ્દોમાં કહેલુંછે તેથી ખરા કર્તા એઓ હતા એમ (अ) પ્રતનો અસલ હસ્તલેખ જ્યારે લખાયો ત્યારે તો મનાયું હશે. અને છેવટે 'કહાનદાસ' એમ નામ છતાં બુદ્ધિ પુરઃસર રણછોડજી દિવાનનું નામ આરમ્ભમાં પૂરી મર્જનાથી પ્રગટ કર્યુંછે તો સંભવ એ જ કે 'કહાનદાસ' એ (રણછોડ=કૃષ્ણ, માટે, કહાન) એમ દિવાનજીએ જાણીને જ કૃત્રિમ નામ મૂક્યું હશે. (આ નામની કૃત્રિમતા મ્હને મ્હારા પિતાએ જ બતાવેલી હતી—મેં ઉપરના વિરોધની સ્થિતિ ઉપરથી સંશય બતાવ્યો ત્યારે.). આરમ્ભનું વાક્ય રણછોડજીનું નામ મૂકનારું ક્ષેપક હોવાનો સંભવ અત્યન્ત અલ્પાલ્પ છે. વળી, આરમ્ભવચનમાં રણછોડજી દિવાનનું નામ દાખલ કરવાનો કશો હેતુ સંભવતો નથી. એમ પણ સંભવે કે ཁિસ્સા कहे कहानदास એ છેવટની કડી કહાનદાસે, કર્તાનું નામ પ્રગટ ના થયું હોવાને લીધે પોતે જ ખોસી દીધી હોય. અને પ્રત (ग)ના લેખકે તે વિરોધ તરફ લક્ષ ના રાખ્યાથી પરંપરાથી આવેલી માન્યતા પ્રમાણે દિવાનજીનું નામ તો કાયમ રાખ્યું હોય.—પરંતુ આ માત્ર તર્ક છે.

(ग) ઉપર દર્શાવેલા બે પ્રતો વચ્ચેના આ ભેદથી એમ લાગે છેકે (अ) પ્રત (ग) પ્રત કરતાં વધારે વિશ્વસનીય આધારવાળી હશે. તે વાતને (૩) તથા (૪) અંકમાં બતાવેલી સ્થિતિથી પણ પુષ્ટિ મળેછે; કેમકે પ્રત (ग)નો આરમ્ભ કેવળ આધુનિક ઢબનો છે, અને પ્રત (अ)નો આરમ્ભ પ્રાચીન હસ્તલેખોની પદ્ધતિનો છે. (ग)ના પ્રકાશકોએ 'અસલ' ઉપરથી એમ ટાઇટલપેજ ઉપર લખ્યુંછે એ ખરું પરંતુ હેમને મળેલી પ્રત અસલ હેમણે માની હશે એટલું જ; બાકી બંને પ્રતોના સ્વરૂપ ઉપરથી તો (अ) વાળી પ્રત પ્રાચીનતર હસ્તલેખના આધાર ઉપર રહેલી સંભવેછે.

વખતે એમ શઙ્કા ઉપસ્થિત થાય કે રણછોડજી દિવાને ઘણાં કાવ્યો કર્યાંછે તો ત્હેમાં 'કહાનદાસ' જેવું કૃત્રિમ નામ કોઇ સ્થળે ધારણ કરેલું છે? તેમ ના હોય તો આ પ્રસંગે શા માટે ધારણ કરે? પરન્તુ ત્હેનો ઉત્તર સહજ જડેછે. એ કાવ્યને માટે નામ ગુપ્ત રાખવાનું કાંઇ ખાસ કારણ પણ હોય; ત્હેવી સ્થિતિ અસંભવિત નથી. હાલ પણ એ તરેહની યુક્તિ અનુભવમાં આવેછે. 'વિક્રમોર્વશીય'નું ભાષાન્તર કરનાર—'કલમ કરનાર વનમાળી,' એ પોતાની અન્ય ભાષાન્તરાદિ કૃતિઓમાં પોતાનું નામ પ્રગટ કર્યાં છતાં આ પ્રસંગે 'વનમાળી' ના મનોહર તખલ્લુસ જ [illegible] પસંદ કર્યુંછે એ સુવિદિત છે.— માટે અન્યત્ર 'કહાનદાસ' એમ નામ ના જડે માટે આ પ્રસંગે છે તે વાતથી કાંઇ બાધ આવશે નહિં.

આમ પ્રત (अ) માં રણછોડજી દિવાનનું નામ સ્પષ્ટ હોવાથી ભાવાત્મક પ્રમાણ છે; ત્હેની આગળ પ્રત *(ग) માં એ નામ ના હોવાનું અભાવાત્મક પ્રમાણ અબળ બનશે. (કહાનદાસ નામનો ખુલાસો તો ઉપર અપાઇ જ ચૂક્યોછે.)

આ પ્રમાણની ઉપરાંત, બીજાં એક બે આડકતરાં પ્રમાણોથી પણ દિવાન રણછોડજીના કર્તૃત્વના અનુમાનને બળ મળેછે; તે નીચે પ્રમાણે:—

(૧) આ શિવરાત્રિમાહાત્મ્યના કાવ્યમાં મોહડપિય બ્રાહ્મણોનો ઉપહાસ બહુ સબળ વચનોમાં કરાયોછે; ઉદાહરણ.—

> मकन खाए पचीस । भीमशंकर बतीस ।
> आनंदराम छतीस । दाल सीस कटोरे ॥ २७ ॥
>
> कढी दूले भर काय । भोनो गोतीमें तुराय ।
> अंग सगरो लपटाय । केते मड मटोरे ॥ २८ ॥
>
> फुले कुपेहीं पेट । पहोचे नासिका कों ठेठ ।
> जाय धरतीपें फेट । तोय लगन लडुमें ॥ २९ ॥
>
> सोरत छरकी पिछताय । लडु थोडे क्युं खाय ।
> मोंहो केते देखकाय । सकुंगो में बहुमें ॥ ३० ॥

* એમ લાગેછે કે રા. રતનસુખરામના જોવામાં (अ) પ્રત આવેલી જ નહિં અને પ્રત (ग) ત્હેમણે દીઠી હશે. અને હેતુ સુસ્પષ્ટ પણ થઇ ગયું હશે. પરંતુ આશા છે કે સત્યની બીજી બાજૂ હવે ત્હેમની નજરે પડવાથી મ્હારા વચનને અવિશ્વસનીય ઠરાવવાના ત્હેમના પ્રયત્ન માટે ત્હેમને કાંઇક ખેદ થશે.

આ રીતને ઉપહાસ દિવાનજી જે નાગર ગૃહસ્થ હતા તે કરે એ સ્વાભાવિક અને સંભવિત છે; નાગરોની આ પ્રકારની ટેવ સુપ્રસિદ્ધ છે. કહાનદાસ જેવા ભુદેશ્વર મહાદેવ આગળ ગાયકનું કામ કરનાર સામાન્ય સારસ્વત બ્રાહ્મણને હાથે આ પ્રકારનો ઉપહાસ સંભવતો નથી.

(૨) આ કાવ્યમાં, હિન્દીને બહુધા અપરિચિત હોવા, ફારસી ભાષાના શિષ્ટ શબ્દો કેટલાક હોવા છે કે જે દિવાન રણછોડજી જેવા ફારસીના કાબેલ મુસદ્દીની રચનામાં હોય; કહાનદાસ જેવા સામાન્ય બ્રાહ્મણના જ્ઞાન બ્હાર જ એ શબ્દો એ કાળમાં તો હોવાનો સંભવ છે. હાલ જેટલું અંગ્રેજી અર્ધ વર્ગમાં વ્યાપ્યું છે તેટલો પ્રચાર ફારસીનો તે કાળમાં ન્હોતો. અને તેવા સામાન્ય ગાયકને એ શબ્દો સુસાધ્ય હોય એ મનમાં ઉતરે એમ નથી. એ શબ્દોમાંથી કેટલાક અહિં જણાવ્યાથી વધારે સમજણ પડશે.—

| | |
|---|---|
| ખૌફ=ભય; | શાદ= ખુશી; |
| ખ્વસ્તા=ત્રાસ; | ફીલ=હાથી; |
| હૌલ (હૌલ)=ભય; | દસ્તાર=પાઘડી; |
| સિફત=વખાણ; | રફતાર=ચાલ; |
| ટુકડે-ય-ટુકડે= ટુકડે ટુકડા; | નમુદાર=પ્રગટ; |
| સીના=છાતી; | તાલે મહતાબ=ભાગ્યચંદ્ર; ઉદય; |

ઇત્યાદિ, ઇત્યાદિ,

વોદરા.
તા. ૨૯-૩-૧૯૧૧

નરસિંહરાવ ભોળાનાથ.

# પ્રેમ ભૂમિકાનું શોધન

અમને પ્રીતિનું પાઈ રસ્યાં બતાવા
  પ્રેમપાનનું ભાન કરાવો!

તરુ જીવનના સુખ અનુભવવા
  હૃદય અમારા ઘેલા ઝૂમતા રહેતા

રસમય સ્નેહ ઝરતા ઢવતા
  પરમ પુનિત સહુ ભાવો ભરતા,

સ્નેહભર્યા સત્કાર જગાવતા જોએ
  અમ હૃદવિપિનના વહેના ઝરમાં મોટે
    —આવા અમને પ્રેમ બતાવા!

જો અમ અન્તર ઉરને જાણો
  અમ ઉર તણા સહુ તાર નચાવો

જો પ્રિય જરા જોઈ શકો તો
  ઉભય ઉરમાં રાસ અનેરા જાગો,

એવા-એવા હેતભર્યા દેશો હું તરસું,
  જ્યાં જ્યાં જાઉં ત્યાં તે શોધું

પ્રેમસિન્ધુ ઝરણાં જોવા તરસું
  સુન્દર સરિત કિનારે ભટક્યો ને શોધું!

મનહર નકું ઉપવનમાં આવું—
  સરસ સુકનની મગતમાં રહાવું—

મોહન મદિરાના મદમાં ચાહું—
  આ ભાગ્ય-ભાગ પણ ભાગે ક્યાંથી
    ! કંઈ નહિ જાણું!

મ્હોનલાલ ચમનલાલ મહેતા.

## H. H. The Gackwar on Sanitation.

"More than half the causes of death are preventible. This we know with certainty. Experts have estimated that fifteen years, at least, could be added to the mean of human *life by the application of preventive medi*cines. This expert estimate has been based on the average expectation of life thoughout the world and, were we in India able to neglect plague, cholera and malaria as factors in the death-rate-a happy condition already arrived at in the West—then *the estimate of fifteen years would have* to be considerably increased. With our present knowledge, we may safely assert that an application of scientific preventive medicine to Indian conditions would be followed by an increase in the mean duration of life of thirty years—the rate of mortality would be lessened by one half—and, together with the reduction in mortality, would come a two-fold reduction in the number of those who are annually incapacited by sickness. To express this in figures we may say that the Indian death-roll could be diminished by more than four million a year, and the number on the sick list would be lessened by eight million.........................................................

A knowledge of the laws of health and of the requirements of personal, domestic and social hygiene must produce a permanently beneficial effect on a people. Bound up with health are other equally important sciences moral, social and economic, to which due, weight must be allowed in public administration and with which executive officers must be more or less familiar. I am sure that all my hearers to-day will be at one with me in the realisation of the supreme importance of the problems of sanitation in India. In *its improvement there is a field for the exertion of the noblest of all virtues,* selfless patriotism. What true lover of his country can contemplate unmoved the terrible exaction of human lives, the awful weight of human suffering daily caused by ignorance, by miserable acquiescence in present conditions. Gentlemen, *the future of this country, which we all love,* depends largely on the way in which we deal with the problems of public health. Every year added to the average duration of life means increase in our national strength mental physical and economic. We wish to see India take her just place in councils of the nations of the world. It is our duty, our privilege to work to that end. Let us see to it that our efforts are worthy of our high purpose. Around us is a dark night of preventible suffering and death. Science offers us a means by which we may in some degree and in our own time lighten this darkness. Gentlemen, I appeal to you all, to my fellow-countrymen, to all who love my country, to do all that lies within the possibilities of human endeavour to take light into the dark places of our land to carry hope and happiness to the despairing and wretched."

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) બાનુઓ, (૫) ગુજરાતી કન્યાશાળાના માસ્તરો, (૬) તગાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાયબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) અને ધનના આશ્રય વિનાની લાયબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મ. ઓ. દ્વારા અગાઉથી મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં રૂા.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એક અંકના રૂ. ૦-૬-૦ ,,

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।  उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।  उपनिषद्

વર્ષ ૧૦, અંક ૨.  [ માસિક. ]  ફાલ્ગુન, સંવત ૧૯૬૭.

## મ્હારાં રમકડાં.

( પદ હરિગીત )

પ્રકૃતિદેવી ચુમ્બને
જાગિયો હું જે સમે
રમકડાં કંઇ અવનવાં
આપ્યાં મ્હને એ માડીએ ૧

ગગનમંડે આંગણે
રમકડાં કોડે રમું
મારાં મુજ એ પર મ્હેં
આનન્દ રસમાં નિર્ગમ્યું ૨

રજનિપટ લટકાવિયા
રજતતારક ફેરવું
ચન્દ્રગોળો કરમાં
મુજ અંગુલીપર ફેરવું ૩

માત અદ્ભુત કળવડે
હાથ્યાં ફૂલવે ગોળ એ,
શક્તિ હેની મેળવું —
મનમાં ઊંડો ગુંજ કો એ ૪

સરિત સન્ધ્યા કેરીંભર
મેઘવાણુમા રમ્યુ,
માતકેરા મન્દિરે
સ્વચ્છન્દ એ રીતે ભમ્યુ     ૫

સૂર્ય સંગે સમમાં
હીન ના થઈ સુન્દરી
ઉષા જે હજી એકલી,
તે સંગ રમ્યુ હું મનભરી     ૬

ધૂમકેતુ ઉડાવતો
મૃદુ ફુવારો રજતનો,
સ્નાન ત્યહાં કૌતુક કરુ —
મનહાટ મારીમન ઘણો     ૭

કૌમુદીએ લીંપિયુ
સિન્ધુનુ શણુ જ્યહાં પડ્યુ
હોંસથી ને સાહસે
એકલતરંગે ત્યહાં ચઢુ     ૮

અનિલ ગિરિના શૃંગને
ડોલવે સુમવાટથી,
વનવિશે જ વગાડતો
વેનુ મનોહર નાદથી     ૯

વેણુના સુર એ સુણી
ભેળવુ નિજ સુર રસે,
ગાન અદ્ભુત જગવતો
નાચુ કૂદું —ભાડી હસે     ૧૦

પ્રકૃતિકેરા બાળ હું
ખેલ ખેલું એમ હું,
રમકડાં સહુ મનગમ્યા
રમતો ફરુ સપ્રેમ હું     ૧૧

સોરઠો)

રમતો રમતો એમ હું નિદ્રાવશ થઈ પડ્યો,
કાળ વહી ગયો કેમ—જાણ્યું નાહિ લગાર મ્હેં     ૧૨

(દોહરા.)

જાગ્યો ફરી એકાએક,
ઊઠ્યું શિબિર આખું છેક;
ભીષણ ગર્જનોના નાદ
કરતા મેઘ ધરી ઉન્માદ. ૧૩.

(દ્રુતવિલંબિત)

રમકડાં મુજ કોણ ગયું હરી ?
રુદન એમ કરું હું ફરી ફરી!
ભયદ નાદ થકી ગભરાઈને
ગિરિગુહા મહિં એમ લપાઈને. ૧૪.

તિમિરને દ્વિગુણું કરતી કંઈ
ચમકતી હતી વીજ અહિં તહિં;
ઘનતણાં પટ આક્રમી કારમો
મરણરાક્ષસ ત્યાંહિં થયો છતો. ૧૫.

(ભુજંગી.)

ધરી રાક્ષસે ત્હાં વિરાટસ્વરૂપ,
વિકાસ્યું વિશાળું ભયંકાર મુખ;
મહીં દૃશ્ય ત્હાં ક્રીડનદ્રવ્ય મેલાં,
સુવાડ્યાં પડ્યાં ઊંઘમાં જેહ વેળા. ૧૬.

(દોહરા.)

દેખી પ્રિય રમકડાં એહ,
દુર્લભ દામ પડિયાં જેહ;
રડવા અધિક લાગ્યો ત્યાંહિં;—
મારી મગદ તત્ક્ષણ થાય ૧૭

ઉદરી મૃત્યુમુખથી ખાસ,
મૂકી રમકડાં મુજ પાસ,
બોલી પ્રકૃતિ માતા વેણ,
વત્સલતાભર્યાં ધરી નેણઃ— ૧૮

(હરિણી.)

"રુદન કરવું છાજે નાહિં હવે તુજને કંઈ,
રમી રમકડાં ખાણું ભેળને, ગયું વય તે વહી;
તુજ રમકડાં બાલ્યાવસ્થાતણાં પડિયાં અહિં,
તદપિ પલટી છાયા, બેરું સ્વરૂપ રહ્યાં લહી. ૧૯

(અનુષ્ટુપ.)

મૃત્યુ ને જીવનક્ષોભે અર્પતિ રંગ કારમા,
ક્રીડનદ્રવ્ય એ ત્હારાં ચમેલાં અદકાં બન્યાં, ૨૦

(દ્રુતવિલમ્બિત)

ધર્યાં ગભીર નવી ઘન છાય એ,
મૃદુ વિલાસી સુરંગ નહિં તજે;
મૃદુલ રંગ બધા ઘનતા સજે,
વળી ગભીર બધા મૃદુતા ભજે. ૨૧

બદલ્યું રૂપ તથાપિ હજી બધાં.
દ્વિવિધ રૂપ ધરી મન લોભતાં
રમકડાં મુજ જીવન પ્રેરશે,
તિમિર આ જગનું સહુ વેરશે." ૨૨

મરાઠ ]

"ભલે માડી! ભલે માડી!
પ્હનોતાં વેણુ આ ત્હારાં
હૃદય રેડે અમોલી કો
અમીરસની ઝીણી ધારા. ૨૩.

ગયું બાલ્ય પાછું ના માગું,
બન્યું ઘેરું હૃદય આજે;
ગભીરા પ્રૌઢ ભાવોમાં
બાલ્યરંગો છુપા રાજે. ૨૪.

દોહરા.

માડી! તુજ ઉછંગમાં રમતો રહી સદાય,
પ્રૌઢ બાળ હું રમ્યસુખ અનુભવું અદ્ભુત કાંઇ. ૨૫.

કરયુગ ને ઉત્સંગમાં દિવ્ય રમકડાં સર્વ
પકડી રાખું, ઊંઘમાં રમતો રહું સગર્વ. ૨૬.

મૃદુ-ગંભીરાં કાંઇ તુજ સ્હાણું હાલેડું-ગાન,
સુણતો સુણતો એમ હું પામું મુજ અવસાન." ૨૭.

વાંદરા,
તા. ૩૦-૩-૧૧.                નરસિંહરાવ ભોળાનાથ.

# શુકદેવને સમ્બોધન.

કહ અમે તે શી કરીએ ! ઓ પોપટ !
કહ અમે તે શી કરીએ !
ના અમે સ્નેહમાં મરીએ ! ઓ પોપટ !
કહ અમે તે શી કરીએ !

નાદિ ! નાથ તમે શુભરૂપે :
ભેટ અમે તે શી ધરીએ ! ઓ પોપટ !
કહ અમે તે શી કરીએ !

ના અમે સ્નેહમાં મરીએ ! ઓ પોપટ !
કહ અમે તે શી કરીએ !
કહ અમે તે શી કરીએ ! ઓ પોપટ !
કહ અમે તે શી કરીએ !

કાન્ત.

---

# દિગ્-દર્શન.

પ્રિય વાચકો !—આ વિચિત્ર મથાળાથી ભડકશો નહિ; હું જાણું છું જ કે આપણી પ્રકૃતિને વિનોદ કરતાં બોધ વધારે પસંદ પડે છે, અને આપણી વર્તમાન સ્થિતિ પણ ગંભીર વિચાર કરવાની છે, મજા કે રમુજમાં વખત ગુમાવવાની નથી.

ચાર દદા.

પણ થોડાક વિનોદ સાથે બોધ મળે તો ખોટું શું ? આપણા પ્રાચીનો તો જેવા જ્ઞાની તેવા જ આનન્દી અને વિનોદી હતા એ હું તમને આજ આખ્યાયિકા કહીશ તેમાં જ સમજાશે.

તમે સૌએ પેલા સુરતના 'પાંચ દદા' વિષે તો સાંભળ્યું હશે: દુર્ગારામ અને એમના સુધારક સાથીઓ એ નામે ઓળખાતા. પણ એ 'દદા'માં અને આ 'દદા'માં ફેર એ છે કે એ 'દદા' તો આપણા દેશને કલ્યાણકારી હતા–દુર્ગારામ વગેરે તે વખતના સુધારકોએ સુધારાનું કર્તવ્ય સમજવામાં કેટલીક ભૂલ કરી છે, તથાપિ એમના સમયનાં વહેમ અને અનીતિ તોડવામાં ઉત્સાહ અને હિંમત બતાવીને તેઓએ જે દેશસેવા કરી છે તે મહાન પુરુષોને છાજતી છે. પણ હું જે 'દદાઓ' વિષે બોલવા માગું છું તેમાંના બે માન્ય છે, અને બે ત્યાજ્ય છે.

મહાભારતમાં એક આખ્યાયિકા છે કે પ્રજાપતિએ સર્પો, અસુરો, ઋષિઓ અને દેવો સરજ્યા. પણ દરેકે જન્મીને કાંઈ ને કાંઈ તો કરવું જ જોઈએ, અને તે પણ જીવનનો ડૌલ

સમજીને કરવામાં આવે તો ઠીક–તેથી તેઓ સર્વે પ્રજાપતિ પાસે ગયા અને પૂછ્યું કે "હે પિતામહ ! આ વિશ્વમાં પરામાં પરું તત્ત્વ શું હશે એ અમને કહો." પ્રજાપતિએ એક જ અક્ષરમાં ઉત્તર દઈ દીધો કે–'ઓમ્'; અને એ સાંભળીને ચારે—સર્પો, અસુરો, ઋષિઓ અને દેવો–પોતપોતાને માર્ગે ગયા.

"ओमित्येकाक्षरं मन्त्रं ते श्रुत्वा प्राद्रवन् दिशः"

પણ એ ચાર જણા એમાંથી શું સમજ્યા ? (૧) સર્પે જોયું કે પ્રજાપતિએ–'ઓમ્'નો ઉચ્ચાર કરતાં–મ્હોં ઉઘાડ્યું અને પછી બીડી દીધું : માટે દંશ કરવો એ જ આપણા જીવનનું મૂળ તત્ત્વ છે ! (૨) અસુરોએ જોયું કે પ્રજાપતિએ હોઠ હલાવ્યા–માટે આપણે પણ માત્ર હોઠ જ હલાવવા ! હૃદયના ભાવ સાથે કે આચાર સાથે વાણીને કાંઇ જ સંબન્ધ નથી ! અર્થાત્ દમ્ભ એ જ સર્વનો સાર છે. (૩) ઋષિઓએ જોયું કે પ્રજાપતિએ 'ઓમ્' ઉચ્ચાર કરવામાં સ્વરને પોતામાં વિરામ પમાડ્યો–દમાવ્યો : માટે દમ એ જ પરમ કર્તવ્ય છે. (૪) દેવો સમજ્યા કે 'ઓમ' અર્થવાળો શબ્દ છે–અને એનો અર્થ 'હા' થાય છે, માટે યાચકને 'હા' કહેવી–અર્થાત્ દાન કરવું એ જ પરમ શ્રેયનો માર્ગ છે. આમ એક જ ગુરુના ઉપદેશનો દરેક જણે પોતપોતાની પ્રકૃતિને અનુસરતો અર્થ કર્યો. માટે મનુષ્ય માત્રના હૃદયમાં જો કે એક જ અન્તરાત્મા 'हृच्छयः पुरुषः' રહેલો છે, એ જ સર્વનો શાસ્તા છે, ગુરુ છે, બન્ધુ છે, તથાપિ એના શાસનનો, એના ઉપદેશનો, એની સલાહનો દરેક મનુષ્ય પોતપોતાની ભાવના પ્રમાણે અર્થ કરે છે. ભારતના શબ્દોમાં—

एकः शास्ता न द्वितीयोऽस्ति शास्ता
यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनैव युक्तः प्रवणादिवोदकं
यथा नियुक्तोऽस्मि तथा वहामि ॥ १.

एको गुरुर्नास्ति ततो द्वितीयो
यो हृच्छयस्तमहमनु ब्रवीमि । २.

एको बन्धुर्नास्ति ततो द्वितीयो
यो हृच्छयस्तमहमनुब्रवीमि ।

તથાપિ—

(१) सर्पाणां दंशने भावः प्रवृत्तः पूर्वमेव तु;
(२) असुराणां प्रवृत्तस्तु दम्भभावः स्वभावजः;
(३) दानं देवा व्यवसिताः;
(४) दममेव महर्षयः.

एकं शास्तारमासाद्य शद्रुनैकेन संस्कृताः ।
नानाव्यवसिताः सर्वे सर्वदैवार्थदानवाः ॥

એક 'દુચ્છય પુરુષ' સર્વનો શાસ્તા છે, ગુરુ છે, બન્ધુ છે એ સિદ્ધાન્ત—જેને પાશ્ચાત્ય નીતિશાસ્ત્રના શબ્દમાં નીતિશાસ્ત્રનું 'Theological Intuitionism' કહી શકાય—તેનો મનુષ્યમાત્રના આચારભેદ સાથે દેખીતા વિરોધનો કેવી રીતે પરિહાર કરવો તે ઉપરની આખ્યાયિકામાં બતાવ્યું છે. પણ આપણે તો આ સ્થળે એ વિરોધપરિહારની ચર્ચામાં ઉતરવાનું નથી. આપણે તો એમાંથી અત્રે માત્ર એટલો જ ઉપદેશ પેંચીશું કે–(૧) દંશ એ સર્પનો સ્વભાવ છે; (૨) દંભ એ અસુરનો છે; (૩) દમ એ ઋષિઓનો છે અને (૪) દાન એ દેવોનો છે. આ ચારમાંથી પહેલા બે ત્યાજ્ય છે, અને બીજા બે ગ્રાહ્ય છે.

આ ઉપદેશ માત્ર વ્યક્તિ તરીકે આપણી નીતિ ઘડવામાં જ કામનો નથી. વર્તમાન સમયમાં આપણા દેશ તરફ આપણું શું કર્તવ્ય છે એ ઉપર પણ એ બહુ પ્રકાશ પાડે છે. સર્પની માફક દંશ કરવાથી દેશસેવા થવાની નથી: મનમાં દ્વેષ રાખવો, વાણીથી ઝેર વરસાવવું, પ્રાણહારી કૃત્યો કરવાં એ સર્પની વૃત્તિ છે. તેમ અસુરની માફક માત્ર ઓઠ હલાવવાથી પણ એ થવાની નથી: હૃદયમાંથી ન નીકળતા, અને આચારમાં ન પરિણમતા એવા ફોકટ દેશસેવાના શબ્દો ઉચ્ચારવા એ આસુરી દંભ છે. દેશસેવા માટે દમ અને દાનની જરૂર છે. દમ એટલે કે વૃત્તિઓના ઉછાળાને જેવા કે અસન્માર્ગે વહી જવા ન દેતાં—એને દબાવીને આત્માનાં બલ, વીર્ય અને તેજ વધારવાં. પણ તે કરતાં પણ બીજું ઊંચું કર્તવ્ય—આર્ષ કરતાં પણ દૈવી કર્તવ્ય—એ છે કે માત્ર વૃત્તિનું નિયમન કરીને બેસી ન રહેતા, 'દાન' કરવું જોઇએ—અર્થાત્, બહોળે હાથે આપણા સ્વાર્થનો ભોગ આપવો જોઇએ: એ દાન માત્ર દ્રવ્યનું જ નહિ, પણ જે કોઈ ચીજને આપણી પોતાની કહી શકીએ—અર્થાત્ દ્રવ્ય બુદ્ધિ શ્રમ—તે સર્વ દેશને અર્પણ કરવો જોઇએ. આ શ્રીમહાભારતના ચાર દકારો આપણા વર્તમાન કર્તવ્ય પરત્વે સાર છે: પહેલા બે દકા પરહરી, બીજા બેનો આશ્રય કરી, આપણા દેશનું આપણે ઘણું કલ્યાણ કરી શકીશું.

---

ગુજરાતની બાળમાતાઓ.

બાળમાતાઓ! 'બાળકોની માતા'—એટલા શબ્દોથી કેટલાં બધાં કર્તવ્યો સૂચવાય છે! બાળકો જે તમને પ્રાણસમાં વહાલાં છે અને જે ઉછરીને ભવિષ્યની પ્રજા બનવાનાં છે તેમનાં શરીરનાં નિર્માતા—બાંધનાર—તમે જ છો, અને હજી પણ ન્હાનપણમાં એ શરીરને, આરોગ્ય, બળ, સહનતા, ચપળતા આદિ શારીરિક ગુણો તમારે હાથે જ અપાય છે. પણ બાળકો સાથે તમારો સંબન્ધ શારીરિક ગુણોથી સમાપ્ત થતો નથી. એમના માનસિક ગુણોનું બંધારણ ઘડનારાં પણ તમે જ છો. મહેતાજી અને બહારની દુનીયા એ ગુણોમાં જે કાંઈ વિશિષ્ટ રચના કરે છે તેનો સામાન્ય પાયો તો તમારે જ હાથે નખાય છે. આમ બાળકોની માતા તરીકે તમારે માથે આવાં મહત્વનાં કર્તવ્યો છે છતાં એ કર્તવ્યો બજાવી શકવા માટે તમારી સાધનસામગ્રી કેટલી થોડી છે! તમે બાળકોની માતા છો, છતાં માતા તરીકે તમે

પોતે જ બાળક છો! આપણા સાંસારિક રિવાજોએ તમને બાળપણમાં જ માતા કરી મૂક્યાં છે! તમારૂં યૌવન જામતાં પહેલાં તો વીખરાઈ જાય છે, અને વિદ્યા તે શું એની ઝાંખી ઝાંખી થતાં પહેલાં તો તમારે નિશાળ છોડવી પડે છે! તમારાં કર્તવ્ય અને કર્તવ્યની સામગ્રી વચ્ચે આ થોડું વૈષમ્ય નથી. પણ આ વિષમ સ્થિતિ દેશહિતેચ્છુ સ્ત્રીપુરુષોને અજ્ઞાત નથી, અને તેથી તેનો ઇલાજ કરવા તેઓ પુષ્કળ પ્રયત્ન યોજે છેઃ જેમકે, કન્યાકાળ વધારવો, પરણ્યા પછી પણ શાળાનો લાભ લઈ શકાય એવી ગોઠવણ કરવી, બપોર પછીના ફુરસદના વખતમાં ઘેર આવી શિક્ષણ આપી જાય એવાં સ્ત્રીશિક્ષકોનાં મંડળો સ્થાપવાં ઇત્યાદિ પણ આ સર્વ યોજનાઓ એકદમ અમલમાં મૂકી શકાય કે મ્હોટાં શહેરો સિવાયના દેશના બધા ભાગોમાં એનો લાભ અત્યારે વિસ્તારી શકાય એમ નથી. આ કારણથી જ એ યોજનાની પુષ્ટિમાં અને વિશેષમાં જે કાંઈ અન્ય યોજનાઓ યોજી શકાય—પછી ભલે તે ન્હાની હોય–તથાપિ તે યોગ્ય લાગે તો આદરવા જેવી છેઃ આવી એક ન્હાની યોજના અત્રે આપ સમક્ષ મૂકવામાં આવે છે. તે એ છે કે (૧) સ્ત્રીઓને ઘેર બેઠે ફુરસદના વખતમાં કામ લાગે એવી વાંચનસામગ્રી ઉત્પન્ન કરવા માટે યોગ્ય પગલાં ભરવાં; અને (૨) સ્ત્રીઓ ઘેર બેઠે એક બીજા પાસેથી પોતાના વાંચન અને કર્તવ્ય પરત્વે સૂચનાઓ અને સલાહ લઈ શકે તેવી ગોઠવણ કરવી. આ યોજનાનાં આ બંને અંગો સંબન્ધે થોડાક ખુલાસાની જરૂર છે. હાલ સ્ત્રીકેળવણી સાધારણ રીતે ગુજરાતી પાંચ છ ચોપડીઓ ભણવામાં સમાપ્ત થઈ જાય છે, અને ત્યાર પછીની ઉમ્મરમાં વિદ્યા સાથે જો કાંઈ પણ સંબન્ધ રહેતો હોય તો તે ઘણે ભાગે રમુજી વાર્તાઓ, નાટકો કે નવલકથાઓ વાંચવા પૂરતો જ રહે છે. પણ વસ્તુતઃ વાંચન એ કેવળ વિનોદ અર્થે નથી. વિનોદ તો ચાર બૈરાં એકઠાં થઇને દુનીઆદારીની વાતો કરીને પણ મેળવી શકે, અને વિશેષમાં વળી મનુષ્યસ્વભાવને પણ ઓળખતાં શીખે. પણ વાસ્તવિક રીતે જેમ જ્ઞાનની અને નીતિની ઉચ્ચ ભાવના વિના આવી વાતો તે ફક્ત કુથલીરૂપ જ થઇ રહે છે, તેમ પૂર્વોક્ત વાંચન પણ ક્ષણની પતંગીઆં જેવી રંગીલી અને ફરફરતી પણ ક્ષણિક અને નિઃસત્વ વાસનાઓ તૃપ્ત કરવાનું જ સાધન બને છે. સ્ત્રી અને પુરુષનાં સઘળાં જ કર્તવ્યો એક બીજાનાંથી જુદાં નથી. ઉભયનાં સામાન્ય મનુષ્યત્વને લઇ કેટલાંક સામાન્ય કર્તવ્યો છે, અને તેથી કેળવણીનો કેટલોક ભાગ પણ સમાન હોવો જોઇએ. એ વાત આ પત્રમાં પ્રસંગોપાત અન્યત્ર બતાવવામાં આવશે. જે વાંચન, આ વિશાળ જગતમાં તમારૂં સ્થાન શું છે એ સ્થાનને લગતાં તમારાં સામાન્ય અને વિશેષ શાં કર્તવ્યો છે, અને એ કર્તવ્યો યોગ્ય રીતે આચરવા માટે શું શું જાણવાનું અને કરવાનું છે—ઇત્યાદિ જ્ઞાન તમને આપે એ જ ઉપયોગી વાંચન છે. આ વાંચનમાં વાર્તાઓ નવલકથાઓ આદિને અવકાશ નથી એમ નથી, પણ તે ઉપર કહ્યો તેવો બોધ તમારા હૃદયમાં જાગ્રત્ કરી શકે તો જ ગ્રાહ્ય છે. માટે અત્યારે ખરી સ્ત્રી-ઉપયોગી વાંચનસામગ્રી ઘણુ જ થોડી છે એમ કહેવામાં હરકત નથી. હવે આ સંબન્ધમાં ગુજરાતની સ્ત્રી-કેળવણીમાં રસ લેતાં જ્ઞાત-અજ્ઞાત સર્વે સ્ત્રીપુરુષોને આ પત્રમાં નીચેના પ્રશ્નોનો ઉત્તર લખી જણાવવા અમારી નમ્ર વિનંતિ છેઃ—

(૧) અત્યારે સ્ત્રી-ઉપયોગી વાંચનસામગ્રી કેટલી અને કેવી છે–એનું સામાન્ય અવલોકન લખી મોકલશો ?

(૨) હાલ જે પુસ્તકો તૈયાર (ગુજરાતી) છે, તેમાંથી ઉત્તમ સ્ત્રી-ઉપયોગી પુસ્તકોની એક યાદી કરીને મોકલશો ?

(૩) હાલનું સ્ત્રી-ઉપયોગી સાહિત્ય વધારવા માટે ક્યાં-ક્યાં અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકોનું ભાષાન્તર કરાવવાની તમે ભલામણ કરો છો એ લખી જણાવશો ?

આ પ્રશ્નોના ઉત્તરો આવી ગયા બાદ, એમાંથી પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાશે તે અમે આ પત્રમાં પ્રસિદ્ધ કરીશું, અને એ સર્વેની મદદથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને નવાં પુસ્તકો રચાવવાની બાબતમાં વિનંતિ કરીશું; અને અમને ખાતરી છે કે જો અમે યોગ્ય સૂચના કરીશું તો એ સંસ્થાના પ્રમુખ તથા ઑનરરિ સેક્રેટરિ તેમ જ અન્ય વિદ્વાનો જેઓ સર્વે સ્ત્રીકેળવણીમાં બહુ રસ લે છે તેઓ અમારી વિનંતિ ઉપર જરૂર ધ્યાન આપશે.

હવે અમારી યોજનાના બીજા અંગ સંબન્ધે થોડોક ખુલાસો કરીએ: આવું એક જાતનું પરસ્પરસહાયક મંડળ ઉભું કરાવવામાં અમારો ઉદ્દેશ એ છે કે સમસ્ત ગુજરાતની કેળવાએલી અને કેળવાતી સ્ત્રીઓ જે મુંબાઇનાં સેવાસદન કે હિન્દુ સ્ત્રીમંડળ, કે સુરત-અમદાવાદની વનિતાવિશ્રામ જેવી સંસ્થામાં સાક્ષાત્ જોડાઇ ન શકે તે પણ ગુજરાતના સર્વ જુદા જુદા ભાગોમાં ઘેર બેઠે આ પત્ર જેવી એક સંસ્થા દ્વારા પોતાનું એક પરસ્પર-સહાયક મંડળ ઊભું કરી શકે, અને પોતાના જ્ઞાનનો, અનુભવનો, વિચારનો અને શોખનો એક બીજાને લાભ આપી શકે, તથા પોતાની શંકાઓ અને મુશ્કેલીઓ પ્રસિદ્ધ પત્રદ્વારા એક બીજાને જણાવી એ સંબન્ધી અન્ય બહેનો તરફથી યોગ્ય સમાધાન અને સાહાય્ય મેળવી શકે. વળી વિચારની આવી આપ-લેથી ઉદારતા, ઐકમત્ય, વિચારબળ અને કાર્યશક્તિ વધવાનો સંભવ છે એ તો ખુલ્લું જ છે.

---

# બાળ-શિક્ષણ.

## ૧ માતાને સૂચના.

હાલમાં ઇંગ્લંડના એક પ્રગણામાં, કેળવણીના સુધારા વિષે વિચાર કરતાં એમ નક્કી થયું કે—શિક્ષકોનો પગાર ટૂંકો હોવાના કારણથી કેળવણી ખાતામાં સારા શિક્ષકો મળી શકતા નથી, અને (બીજું) સામાન્ય શિક્ષણને સ્થાને વિશેષ શિક્ષણનો મોહ બહુ વધી પડ્યો છે. કહે છે કે મનુષ્યત્વ બધે સરખું જ છે—એટલે એવી મુશ્કેલીઓ અને ભ્રાન્તિઓ પણ બધે સરખી જ હોય એમાં શી નવાઈ? અસ્તુ. શિક્ષકોને પોતાના દરિયાપારના વૃત્તિબન્ધુઓની સ્થિતિમાંથી દિલાસો લેવા વિનંતિ કરી, સામાન્ય શિક્ષણને અંગે શું શું ધ્યાનમાં રાખવા જેવું છે એ વિષે એક અંગ્રેજી પત્રમાં ફિલિપ ઓાઇલર નામે એક વિદ્વાને કરેલી સૂચનાઓ બહુ અગત્યની હોવાથી અત્રે ઉતારીએ છીએ. અને એ ઉપર બાળકોની માતાઓનું અમે ખાસ લક્ષ ઇચ્છીએ છીએ, કારણ કે બાળકોને એ સામાન્ય શિક્ષણ આપવાની ફરજ માતાની છે. 'અમે જાતે અજ્ઞાન તે અમારાં છોકરાંને શું શિક્ષણ આપવાનાં હતાં?'—એમ ન કહેશો. કારણ કે આ સામાન્ય શિક્ષણ એવા સાદા રૂપનું છે કે સ્વલ્પ કેળવણી પામેલી માતા પણ બાળક પ્રત્યે યોગ્ય કાળજી અને કર્તવ્યભાનથી તેને એ શિક્ષણ આપી શકે. એ સૂચનાઓ અમારા વાચકને તદ્દન 'ઘરગથુ' લાગે, તો તેના

ઉત્તરમાં પૂર્વોક્ત વિદ્વાને જે કહ્યું છે તે જ અમે કહીએ છીએ છે. "It is the way of us humans all the world over to watch for comets and ignore the dawn"–"આપણા મનુષ્યોનો સ્વભાવ જ છે કે ધૂમકેતુ માટે તાકીને બેસવું. અને ઉષા તરફ તો નજરે ન કરવી!"–અર્થાત્, હંમેશની ચીજો અવગણી કોઇ કોઇ વખતની જ ચીજો ઉપર આપણે સઘળું લક્ષ સ્થાપીએ છીએ. આપણે વકીલ, ઇજનેર, કારીગર વગેરેનું શિક્ષણ આપવા જતાં મનુષ્ય તરીકેનું શિક્ષણ આપવું તો તદ્દન વીસરી જ જઇએ છીએ! આ આદ્ય શિક્ષણ આપવાનો મુખ્ય અધિકાર માતાનો છે–એ એ શિક્ષણના અંગની નીચે ટાંકેલી થોડીક સૂચનાઓ જોતાં સહજ પ્રતીત થશે:

(૧) બાળકને સ્વતન્ત્ર અને સ્વાશ્રયી થવા દેવું–પોતાની રમતગમતનો આનન્દ પોતાની મેળે ઊભો કરે એમ થવા દેવું.

અર્થાત્ માતાએ બાળકને રમાડવા કરતાં રમવા દેવું એવી ચીજોની જાતે સંભાળ લેવા કરતાં બાળકને પોતાને સંભાળ લેતું કરવું, અને હરેક બાબતમાં એ આપણને પૂછી પૂછીને ચાલે તે કરતાં પોતાની મેળે પોતાને માર્ગે જાય એ વધારે સારૂં છે.

(૨) ખાવું-પીવું, હરવું-ફરવું, ઊંઘવું, શ્વાસ લેવો ઇત્યાદિ એક પ્રાણી તરીકેના જીવનમાં પણ ઘણા પ્રમાદ થાય છે. માટે એ સંબન્ધી યોગ્ય ટેવ બાળકને ન્હાનપણથી જ પાડવી. જેમ કે,—

ખાવું તે અતિશય ઝડપથી કે અકરાંતીઆ થઇને નહિ; અને ખોરાક પચે એવો પણ જાડો ખાવો એ જ લાભકારક છે.

ચાલવું તે દૃઢતાથી અને માપસર સીધાં પગલાં ભરીને: પગ ઘસતા કે, લ્હેરીયાં પાડતા નહિ;

સૂવું તે જમણે પડખે;
શ્વાસ લેવો તે ઊંડો અને મ્હોં બંધ રાખીને;
લૂગડાં પહેરવાં તે મોકળાં;
દાંત, આંખ, જીભ, નખ વગેરે સ્વચ્છ રાખવાં ઇત્યાદિ.

(૩) છોકરાઓમાં પુરૂષત્વ અને છોકરીઓમાં સ્ત્રીત્વ ખીલે એવી કેળવણી બેશક ઇષ્ટ છે; પણ છોકરા-છોકરીઓ એકઠાં રમવાથી દુર્ગુણી કે બાયલાં થાય છે એ સમજણ ભૂલભરેલી છે. છોકરીઓમાં હિંમત વગેરે પુરૂષના ગુણોની જરૂર છે, તેમ જ છોકરાઓમાં કોમળતા વગેરે સ્ત્રીનાં ગુણોની પણ જરૂર છે: તે માટે પરસ્પરનો સમાગમ ઇષ્ટ છે–અને આવા સમાગમથી એ ખુલ્લા હૃદયનાં, મમતાળુ, અને એક બીજાનાં હૃદયનાં જાણીતાં અને માનભર્યાં થાય છે.

માટે યોગ્ય દેખરેખ સાથે, માતાએ બાળકોને એકઠાં છૂટથી રમવા દેવાં.

(૪) સજા અને ઇનામની પદ્ધતિનો બહુ ઉપયોગ ન કરવો.

'ભણવા બેસીશ તો સારૂં સારૂં ખાવાનું આપીશ' કે 'નિશાળે નહિ જાય તો કોઠીમાં પૂરીશ'—એમ લાલચ અને ભય દેખાડીને છોકરાંને ભણાવવાં નહિ પણ અંતર જાતે જ પ્રિય થાય એમ કરવું. તે જ પ્રમાણે સામાન્ય સદ્ગુણો પણ સજા અને ઇનામની મદદથી ઉત્પન્ન કરવા એમાં સદ્ગુણનું ખરૂં સ્વરૂપ જ નાશ પામે છે, સદ્ગુણ માટે પોતાની પ્રીતિ બતાવીને, અને પોતાના પ્રત્યક્ષ ઉદાહરણોથી, આડકતરી રીતે છોકરાંને તે તરફ વાળવાં.

(૫) બાળકની જિજ્ઞાસા તૃપ્ત કરવાની પોતાની ફરજ સમજી એના પ્રશ્નના ઉત્તરમાં અતિશય ખુલાસો ન કરવો. બાળકને જ્ઞાન જાતે મેળવવા દેવું, સંગ્રહવા દેવું; જાતે અવલોકન કરીને, વિચાર કરીને, અનુભવ લઈને સત્યો નક્કી કરવા દેવાં; વળી એને ચોખ્ખા શબ્દોમાં દર્શાવતાં શીખવવાની પણ ઉતાવળ ન કરવી; કારણ કે બાલ્યકાળ સંગ્રહનો છે, પૃથક્કરણનો નથી.

કેટલીક માતાઓ પોતાનાં છોકરાંને ભણવામાં આગળ પડતાં અને ચાલાકીથી ચપચપ ઉત્તર દેતાં જોવાને આતુર હોય છે. આ ભૂલ સાધારણ કેળવાયેલી માતાઓથી પણ થઇ જાય એવી છે, માટે એમને ઉપલી ચેતવણી આપવા જેવો છે—

## ૨. બાળકમાં કેળવવાના સદ્ગુણો:—

(૧) આતુરતા—જેને મ્હોટપણમાં જ્ઞાનની તૃષાનું સ્વરૂપ આપી શકાય.

(૨) તન્દુરસ્તી—જે કોમળતાની વિરોધી નથી, અને જેના ઉપર સુખનો પણ આધાર છે.

(૩) જે કામમાં પડે તેમાં રસ—જેથી મ્હોટા થતાં વર્તમાન કર્તવ્યમાં આનન્દ લેતાં આવડે.

(૪) છૂટ—જેમાંથી સ્વાશ્રય અને સ્વાતન્ત્ર્યના સદ્ગુણો ઉપજાવી શકાય.

(૫) એકાન્ત—જેમાંથી મ્હોટપણે આત્માનન્દ ભોગવતાં આવડે.

(૬) કલ્પના—જેમાંથી જીવનની કવિતા ઉપજાવી શકાય.

(૭) ઉદ્યોગ—જેથી મહેનત કરે તેને જ ખાવાનો હક છે. એમ સમજાય.

(૮) કુદરતનો સમાગમ—જેથી આપણા આત્મામાં ધાર્મિક સાદાઈ અને સામ્ય આવે.

[આ આઠ ગુણો મનુષ્યમાં જંગલી દશામાંથી જ સ્વભાવસિદ્ધ હોય છે અને નીચલા પાંચ વધારે સુધરેલી અવસ્થામાં પ્રાપ્ત થાય છે.]

(૯) પ્રેમ—જે વિશાળ બનીને કુટુમ્બ-દેશ-સામ્રાજ્ય-મનુષ્ય-પ્રાણી અને વનસ્પતિમાં પણ વ્યાપી રહે છે. આપણને એ પ્રેમ તારાઓ, ફિરસ્તાઓ, અને પ્રભુ સાથે જોડે છે.

(૧૦) સહાનુભૂતિ—જેથી આપણે દરેક જણને અને દરેક વસ્તુને સમજી શકીએ છીએ.

(૧૧) દીર્ઘ દૃષ્ટિ—જેથી આપણા આ લોક અને પરલોકના ભવિષ્ય માટે યોજના કરવાનું સૂઝે છે.

(૧૨) વિશાળ મન—જેથી મ્હારા માટે સહિષ્ણુતા આવી વૈર દુશ્મનાવટ વગેરે દૂર થાય છે.

(૧૩) વિનોદી વૃત્તિ—જેથી સર્વ આચારવિચાર પોતપોતાના માપમાં રહે છે.

## ૩. " અમારી શ્રદ્ધાઓ "*

(૧) કેટલીક વસ્તુઓ એવી છે કે જે સર્વને ઉપયોગી અને આવશ્યક છે. અને તેથી શરૂઆતમાં, સઘળું શિક્ષણ સામાન્ય હોવું જોઈએ; વિશેષ શિક્ષણ પછીથી આવી શકે.

(૨) આપણા વિચારો બાળકોનાં મનમાં ઘોચવા નહિ; પણ અંગ્રેજી ' એડ્યુકેટ ' શબ્દના મૂળ અર્થને અનુસરી દરેક બાળકનું સ્વ-સ્વરૂપ બહાર દોરી લાવવું—અને આપણો સંસ્કૃત ' શિક્ષણ ' ૧.—શબ્દ લઇએ તો એના મૂળ અર્થને અનુસરી બાળકને શક્તિ આપવી, વસ્તુ તૈયાર કરી આપવી નહિ.

(૩) આપણો દાખલો, આપણી સૂચના અને ખાસ કરી આપણું ચારિત્ર—એ બાળક ઉપર સાક્ષાત્ શિક્ષણ કરતાં પણ વધારે અસર કરે છે.

(૪) બાળકમાં રહેલા બાળકપણાનો નાશ ન કરવો જેથી મ્હોટપણમાં પણ એ બાળક-ભાવ કાયમ રહી, આશ્ચર્ય, શ્રદ્ધા, જિજ્ઞાસા, વિશ્વાસ, સાદાઈ અને ઉત્સાહ—એ બાળભાવના ગુણો સચવાઇ રહે.

(૫) ગુરૂ અને શિષ્ય વચ્ચે સહાનુભૂતિ હોય તો જ તેઓ એક ભૂમિકા ઉપર મળી શકે—એક બીજાને સમજી શકે.

(૬) માહિતી કરતાં ચારિત્ર, બુદ્ધિ કરતાં હૃદય, બાહ્ય ક્રિયા કરતાં આન્તર પ્રજ્ઞા—વધારે મહત્ત્વનાં છે.

(૭) અમુક નિયમો પાળવા રૂપી સંયમ કરતાં આત્માનો સંયમ વધારે મહત્ત્વનો છે.

(૮) છોકરાંના મગજ અને હૃદયમાં ઉત્સાહ પ્રેરવો—એમની જિજ્ઞાસા જાગૃત કરવી, અને બહારના જ્ઞાન પ્રત્યે એમનાં મગજ અને હૃદય ખુલ્લાં રાખવાં.

(૯) શુદ્ધ મન, સારાં હૃદય અને તન્દુરસ્ત શરીર હશે તો આત્માની ફિકર કરવાની નથી: એ એની મેળે સારી અને ઉમદા રીતે પોતાનું કામ કર્યા કરશે.

(૧૦) સ્વાશ્રય અને સ્વાતન્ત્ર્ય—કેટલાક પ્રમાણમાં છૂટ અને એકાન્ત સારાં છે.

(૧૧) પવન અને પુષ્પો, પૃથ્વી જળ અને આકાશ—એની સાથે સાક્ષાત્ સમાગમ કરવો, અને એ રીતે કુદરતને સમજવી—એ આપણા ઉત્તમ વિચાર અને વૃત્તિઓનું સાધન છે.

(૧૨) બાળક જન્મે છે તે વારે બરફ જેવું સ્વચ્છ હોય છે; આપણે—માબાપ અને શિક્ષકો—જ એની સ્વચ્છતા જાળવીએ કે બગાડીએ છીએ.

(૧૩) સાદો ખોરાક, સાદાં લુગડાં, સાદી શ્રદ્ધા—એ સારાં છે.

(૧૪) બાળ શિક્ષણમાં—માતાની અસર, ગૃહ, અવલોકન, ઉત્સાહ અને વહેમનો ત્યાગ એ મહત્ત્વનાં છે. માટી લાકડું અને હાથની કારીગરી મહત્ત્વનાં છે. સર્વભૂતાનુકમ્પા, કલ્પના, અનુભવ, વિનોદી વૃત્તિ, મૈત્રી, પૂજ્યતા, પ્રેમ, અને ઈશ્વર: એ મહત્ત્વનાં છે.

[ વસન્ત ઑફિસ. ]

---

* મિ. ફિલિપ ઑાસ્બર નામના એક વિદ્વાનનો અંગ્રેજી લેખ ઉપરથી.

૧. શક્ ધાતુ ઉપરથી શિક્ષ્ ' શક્તિ આપવી ' ના અર્થમાં.

# વ્યવહાર અને પરમાર્થ.

ગયા અંકમાં—અમે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ પુરુષાર્થમાં ધર્મનું સ્થાન ક્યાં છે એ બતાવ્યું. અન્ય બે પુરુષાર્થ કરતાં ધર્મની વિશિષ્ટતા એ છે કે ઉત્તરાવસ્થામાં જ્યારે એ બે પુરુષાર્થો ગૌણતાને યોગ્ય થાય છે ત્યારે ધર્મ આગળ પડી સવિશેષ આદરને પાત્ર બને છે. તેમાં ઉત્તરાવસ્થાનો ધર્મ તે પૂર્વાવસ્થાના ધર્મથી તદ્દન ભિન્ન નથી, પણ પૂર્વાવસ્થાનો ધર્મ જ ઉત્તરાવસ્થામાં પરિપાકદશાને પામે છે—અને મૃગશિરનો વા વાતાં જેમ કેરી મીઠી બને છે, તેમ પ્રભુનાં દ્વાર સમીપ આવતાં ધર્મ કોઇક અનેરી મીઠાશ ધારણ કરે છે. એ અવસ્થામાં અર્થ અને કામ સાથેનો એનો સંબન્ધ ક્ષીણ થઇ, એ શુદ્ધ રૂપે પ્રકાશે છે, અને તે વખતે એ 'સંન્યાસ'ને નામે ઓળખાય છે. પણ આ સ્થિતિ સામાન્ય જનમાં દુર્લભ છે. તેથી એ સ્થિતિનો વિચાર હવે પછીથી કરવાનો રાખી, પૂર્વાવસ્થામાં ધર્મ જ્યારે અર્થ અને કામ સાથે જોડાએલો હોય છે તે વખતે એનું સ્વરૂપ શુદ્ધ કેવું હોય છે અને તે બીજા બે પુરુષાર્થ સાથે કેવી જાતનો સંબન્ધ ધરાવે છે એ વિષે આજ વિચાર કરીશું.

આરંભમાં જ સર નારાયણ ચંદાવરકરે એક ભાષણમાં ટાંકેલો પોતાનો અનુભવ અમને યાદ આવે છે. સર નારાયણ કહે છે કે "એક દિવસ રજાના દહાડામાં હું પૂના પાસેના એક ગામ બહાર ફરવા નીકળ્યો હતો: સૂર્યનો લાલ પ્રકાશ ખેતરો ઉપર પથરાએલો હતો અને સઘળું શાન્ત હતું. મારી આગળ એક બાઇ આસપાસ ખેતરોમાંથી છાણ લઇ પાસે મૂકેલી ટોપલીમાં ભરતી જતી હતી. એટલામાં મારી પાસે થઇને એક માણસ તથા બે જુવાન છોકરા નીકળ્યા. પેલા માણસે છોકરાઓને કહ્યું: 'આપણે દુનીઆમાં શું કરવું છે! મહેનત કરવી, પેટ ભરવું અને ચુપચુપ બેસી રહેવું.' આ શબ્દો સાંભળીને હું બોલ્યો: 'ભાઇ! આ છોકરાઓને દુનીઆનો આવો હલકો ખ્યાલ કેમ આપો છો? મહેનત કરવી અને પેટ ભરવું તે શિવાય શું બીજું કાંઇજ કરવાનું નથી?' એણે ઉત્તર દીધો: 'ભગવાનનું સ્મરણ કરવું એ તો ખરૂં જ તો.' પેલી બાઇ વાતમાં ભળી અને કહ્યું: 'ભાઇ; ઠીક કહો છો: નહિ તો પરમેશ્વર આપણને અન્ન કેમ આપે?' મેં કહ્યું: 'પણ ભગવાનનું ફક્ત સ્મરણ કરીશું તેથી એ અન્ન કેમ આપશે?' પેલી બાઇએ તુરત જવાબ વાળ્યો: 'ભગવાનનું સ્મરણ કરશો તો તમે ચોરી નહિ કરો, જુઠું નહિ બોલો, અને આળસુ પડી નહિ રહો'."

ઉપરનો ઉત્તર સાંભળી સર નારાયણનું હૃદય સ્વદેશાભિમાનથી હરખાયું. કોઇનું ન હરખાય! છેલ્લા સેન્સસમાં કદાચ આ સઘળાં સાદાં ખેડૂતજનો "અભણ" વર્ગમાં નોંધાયાં હશે! પણ ભણેલાઓને પૂછો કે વ્યવહાર અને પરમાર્થનો સંબન્ધ આ કરતાં વધારે યથાર્થ અને સચોટ રીતે તમે દર્શાવી શકશો? કહે છે કે પ્રભુનાં દફતરમાં તો "આપણા આગળના તે પાછળ અને પાછળના તે આગળ" હોય છે. તે બરાબર છે: "अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्". શબરી ક્યાં નૈવેદ્યનો વિધિ ભણવા ગઇ હતી? એ

ભિખારીએ પ્રભુને મોર ધરાવ્યો, ત્યારે પાસે બેઠેલા કોઈકે પૂછ્યું કે ખાટો તો નથી ? ત્યારે એણે ઉત્તર આપ્યો કે "એકે એક કરડી ચાખીને લાવી છું." ! પ્રભુએ એ બોર સ્વીકાર્યાં. માટે અમે તો સ્પષ્ટ કબુલ કરીશું કે પ્રભુનાં રહસ્યો જેવાં આ સાદાં-ભોળાં-અજ્ઞાન ભાસતાં મનુષ્યોને સમજાયાં હોય છે, તેવાં આપણા મૂર્ખ વિદ્વાનો સ્વપ્નામાં પણ ભાસ્યાં હોતાં નથી. તેથી આજ તો આ ભાઈના ઉત્તરને જ સત્રસ્થાને રાખી એના વિવરણરૂપે બે શબ્દો કહીશું.

વ્યવહાર સાથે પરમાર્થ શી રીતે જોડવો, ચોતરફ ભાસતા દુનીઆદારીના પ્રચંડ વિગ્રહની વચમાં ઊભા રહી પ્રભુભક્તિ શી રીતે કરવી,-એ પ્રશ્ન હમેશાં વિકટ ગણાયો છે, પણ વર્તમાન સમયમાં તો એ પણાને તદન અશક્યપ્રાય જ લાગે છે. કેટલાક મનુષ્યોમાં ધનની તૃષ્ણાનો વાયુ પુષ્કળ ભરેલો રહેતો હોય છે તેમને માટે તો કદાચ એમ કહી શકાય કે તેઓ પ્રભુનું સ્મરણ કરતા નથી એ એમની ભૂલ છે. પણ જે મનુષ્યોને સામાન્ય ગુજરાન માટે ઘર અને બજારનાં વૈતરાં કરવાં પડે છે તેમની પાસે પ્રભુભક્તિની શી આશા રાખી શકાય ! બેશક, જો પ્રભુ જ નિત્ય આવે ભાગ્યો કરે અને આ દુનીઆ ક્ષણભંગુર અને મિથ્યા હરે તો પ્રભુભક્તિ સ્હામે કોઈ પણ સ્વાર્થને ટકવાનો હક નથી. પણ આ દુનીઆ જેવી સત્ય અને અનિવાર્ય લાગે છે તેવો પ્રભુ જ્યાં સુધી નથી લાગતો ત્યાં સુધી તો આ દુનીઆના વ્યવહારને જ પ્રાધાન્ય આપવું જોઈએ. આમ પૂર્વપક્ષ થાય છે. આપણા વર્તમાન સમયમાં ધર્મ પ્રત્યે સામાન્ય જનોમાં અનેક તરેહના ભાવો જોવામાં આવે છે. કેટલાક તો ધર્મને-ડાહ્યાની સભામાં ગાંડો આવ્યો હોય એમ પોતાના વ્યવસ્થિત દુનીઆદારીના વિચારોની મોંગલાઈ સભામાંથી હસીને કાઢી કાઢે છે। કેટલાક એ ભિખારીને સભાને છેડે એક ખૂણે બેસાડી મૂકે છે, અને એ ડાહ્યાઓની સભામાં એને જરાએ બોલવાનો હક તો શેનો જ હોય ! કેટલાક મનુષ્યહૃદયના ભાવોમાં એની ઉત્કૃષ્ટતા સ્વીકારે છે, પણ એ તો જાણે વારતહેવારે ઘડી બે ઘડી પહેરવાનાં કપડાં હોય એમ સમજીને ! વળી કેટલાક એને આ કરતાં વધારે આવશ્યક માને છે, પણ તેઓ એના ઉપર હર આફતીએ ગજ પોતાના 'ઈમાર્જિ઼ક પિવ' કરતાં કે તાવ રોકવાના 'ક્વિનીન' કરતાં વધારે પ્રેમની દૃષ્ટિએ જોતા નથી.

ખરી વાત એ છે કે ધર્મની અન્ય પુરુષાર્થ સાથે કેવી જાતનો સંબન્ધ છે એ ન સમજવાથી જ ધર્મના આ સર્વ વિડમ્બના થાય છે. સિપાઈના પહેરા બહાર છે તેમ ધર્મ અર્થ અને કામના પહેરા નથી કે અર્થ અને કામના સમય ઉપરાંત ધર્મનો સમય જોઈએ. જે અર્થ અને કામનો સમય તે જ ધર્મનો: માત્ર ધર્મના અન્તઃપ્રવેશથી અર્થ અને કામ સમયોજન અને પવિત્ર બને છે એટલું જ. અન્તઃપ્રવેશ, બાહ્ય સહચાર નહિ. અન્ય પુરુષાર્થ સાથે ધર્મનો બાહ્ય સહચાર એ નિરર્થક કમ છે. આવું એક દૃષ્ટાન્ત સાંભરેલું અમને યાદ આવે છે. એક સારા હેટી રાજ્યના એડમિનિસ્ટ્રેટર પોતાના રાજ્યપ્રબંધમાં એવા ગૂંથાએલા રહેતા કે રાત્રે સૂતી વખતે પાસે પીંછાબત્તી અને દીવાસળીની પેટી રખાવે અને રાતમાં જ્યારે એકાએક વિચાર સૂઝી આવે ત્યારે ઝટ દીવો

કરી એ વિચાર લખી કાઢે. એમને સન્ધ્યા-પૂજાનો તો વખત ક્યાંથી જ મળે? તેથી તેઓ ન્હાવાને કુંડીમાં પાણી કઢાવે ત્યારથી સંધ્યા ભણવા માંડે, તે ન્હાઈને પાટલા ઉપર જમવા બેસે ત્યાં સુધીમાં પૂરી થાય—જેથી પોતાના જીવનની એક ક્ષણ પણ સરકારી નોકરીમાંથી ઓછી ન કરવી પડે અને પ્રભુભક્તિ થઈ ગણાય! આ ધર્મનો અર્થ અને કામમાં કરવો જોઈતો જે અન્તઃપ્રવેશ તે નથી. એ તો માત્ર બાહ્ય સહચાર છે. બલ્કે તે પણ છે કે કેમ એ શંકાપડતું છે. ઔરંગઝેબ ચાલતે યુદ્ધે પણ હાથી ઉપરથી ઊતરી વખતસર પ્રભુની બંદગી કરવી ચૂકતો નહિ. એ ખરા હૃદયથી તે કરતો માટે એને આપણે દંભ તો નહિ કહીએ, તથાપિ એ ધર્મનું ખરું સ્વરૂપ—જે અર્થ અને કામને પવિત્ર બનાવવાનું તે—એ સમજ્યો નહોતો; અને તેથી એના અર્થ અને કામ ધર્મથી વિખૂટા પડી અપવિત્ર બલ્કે પાપી બન્યા હતા. ત્યારે ધર્મનો અર્થ અને કામમાં અન્તઃપ્રવેશ થએલો કેમ જાણવો? એક દૃષ્ટાન્તથી બતાવીશ: એક મોચી બૂટ શીવવા બેસે છે; શીવતાં શીવતાં એને થયું કે બિચારા બચ્ચાને આ ચામડું તો ખૂંચશે: તુરત કાપેલું ચામડું એણે ફેંકી દીધું, અને બીજું કુણું ચામડું લઈ ફરીથી શીવવા બેઠો—એ માણસે પ્રભુને ઓળખ્યો. પ્રભુની ઓળખ જેવી નિત્ય વ્યવહારમાં થાય છે તેવી સમાધિમાં પણ થતી નથી. અર્થ અને કામથી દૂર રહ્યે ધર્મ આવડતો નથી. ધર્મની શિક્ષાશાળા તે આ વ્યવહારનું જગત છે. પાણીમાં પડ્યા વિના માત્ર હાથ હલાવવાની વાત જાણવાથી તરતાં આવડતું નથી; વહાણે ચડ્યા વિના વહાણ હંકારતાં આવડતું નથી; અને યુદ્ધનું શાસ્ત્ર પણ ગમે તેટલું શીખો પણ રણભૂમિ ઉપર હિંમત શાન્તિ સમયસૂચકતા વગેરે ગુણો તમે કેટલા રાખી શકો છો ને ઉપર જ તમારા જયપરાજયનો આધાર છે. આજ પ્રમાણે ધર્મનું પણ છે. ધર્મની ચાર વાતો અરણ્યની ગુફામાં બેસીને કરવાથી ધર્મ આવડતો નથી. અરણ્યની ગુફા એ પ્રાચીન રૂઢિનો દાખલો લીધો, પણ વર્તમાન સમયની પણ ગુફાઓ થોડી નથી: યુનિવર્સિટિ, પુસ્તકશાળા, પ્રાર્થનામન્દિર વગેરે આ જાતની ગુફાઓ જ છે. એમાં પ્રાપ્ત કરેલું જ્ઞાન જ્યાં સુધી વ્યવહારની કસોટીએ ચઢતું નથી ત્યાં સુધી એ સિદ્ધ અને સંસ્કારી બનતું નથી. અમારા વખતના એક શિક્ષક માટે એવી વાત ચાલતી કે એમને ઘોડા ઉપર બેસતાં આવડતું નહોતું, પણ એ ગુરુત્વમધ્યબિન્દુનો સિદ્ધાન્ત જાણતા હતા અને તેથી ગુરુત્વમધ્યબિન્દુની રેખા ઘોડામાં રાખવી એ કરતાં મનુષ્યે ઘોડે બેસવામાં કાંઈ વિશેષ કરવાનું નથી એમ તેઓ સમજતા હતા. આવી સમજથી તેઓ ઘોડે બેઠા, પણ ઘોડાએ એમની સમજને માન ન આપ્યું! આપણો વ્યવહાર એ પણ આવો જ ઘોડો છે: એણે શાસ્ત્રનો સિદ્ધાન્ત જાણનાર અનેક પ્રોફેસરોને પાડ્યા છે, અને આપણને પ્રતિદિન કેટલી બધી વાર પાડે છે એનો સાક્ષી આપણો આત્મા જ છે. ત્યારે તો ઘોડે બેસી જાણે તે જ ઘોડેસ્વાર: ઘોડેસ્વારને સમતાનો સિદ્ધાન્ત જાણવાનું શું પ્રયોજન છે? એમ તમે પૂછશો. આનો ઉત્તર કે, દુનીઆમાં હમેશાં ઘોડે જ બેસવાનું હોતું નથી. કોઈક વાર હાથીએ પણ બેસવાનું આવે: તે વખત એ ઊંચું અને કદાવર પ્રાણી જોઈ તમારું કાળજું ન ધડકે તે માટે એટલું જાણવાની જરૂર છે કે જ્યાં બેસીશું ત્યાં જો સમતાથી બેસીશું તો પડવાનો ભય નથી. માટે જ પેલી બાઈએ કહ્યું છે કે 'જેણે ભગવાનને ઓળખ્યો છે તેનામાં જૂઠ ચોરી આળસ એ કદી પણ નહિ આવે.' જેણે ભગવાનને નથી ઓળખ્યો તેમની શાહુકારી તો જ્યાં સુધી જોઈએ છે ત્યાં સુધી જ; એનો ઉપયોગ પણ જ્યાં સુધી બારકે પૈસે રબર ટાયરની ગાડીઓ

# ભોર ઘાટપરના પાણીમાંથી વિજળીક બળ ઉત્પન્ન કરવાની યોજના.

"तत् सवितुर्वरेण्यम् भर्गो देवस्य धीमहि धियो यो, नः प्रचोदयात् ॥" ऋ. सं.

અનન્ત બ્રહ્મની અનન્ત શક્તિનો અંશ મનુષ્યને શ્રી સૂર્યનારાયણમાંથી મળે છે. એ સર્વ જગદ્વ્યાપી સિદ્ધાન્ત ઘણા મનન અને અભ્યાસ પછી આપણા પ્રાચીન મહર્ષિઓએ આ ઉપરના ગાયત્રીમંત્રમાં પ્રદર્શિત કર્યો છે અને આ મહર્ષિઓની હાલની આર્ય પ્રજા, આપણે, જ્યારે આ મહામંત્રનું હાર્દ પણ રહસ્ય સમજ્યા શિવાય માત્ર સવાર સાંજ પાણીની અંજલિથી શ્રી સૂર્યનારાયણને આ મંત્રથી અર્ઘ્ય આપીએ છીએ અને તેટલુંજ કરવામાં આપણા મહર્ષિઓના મંત્રને જાણે આપણે સંપૂર્ણ ન્યાય આપીએ છીએ એમ સમજી આપણા સર્વ વ્યવહારમાં આ મહામંત્રને આપણે ભુલી જઈએ છીએ; ત્યારે પાશ્ચાત્ય વિદ્વાનો આ સૂત્રનું રહસ્ય પૂર્ણ રીતે સમજવાને અહોરાત્ર પોતાની વેધશાળાઓ અને પ્રયોગશાળાઓમાં શ્રી સૂર્યનારાયણનાં કિરણોનાં અનેક પૃથક્કરણ કરી આપણા ગાયત્રીમંત્રનો ઉપદેશ કેટલો યથાર્થ છે તે બતાવતાજ જાય છે.

પૃથ્વી ઉપરની તમામ શક્તિનું મૂળ શ્રી સૂર્યનારાયણજ છે તે વાત તો સર્વ વિદ્વાનોએ ક્યારનીયે નિર્વિવાદ રીતે ગ્રાહ્ય કરી છે અને હવે તો તેઓ આ અનન્ત શક્તિને મનુષ્યે પોતાના કાર્યમાં કેવી રીતે વધારેને વધારે ઉપયોગી બનાવવી તેનુંજ ચિંતન કર્યા કરે છે. આ વિદ્વાનો જેને શક્તિ એવું નામ આપે છે તે શું છે? શક્તિ એટલે શું? જ્યારે આપણે એકાદ વજન ઉંચકીએ છીએ કે કમાનને નમાવીએ છીએ ત્યારે આપણે કંઇ શ્રમ કરતા હોઇએ એમ લાગે છે. જેને આપણે ઇચ્છા (Will) કહીએ છીએ તેનાથી આપણા મગજના કોષોમાં એક પ્રકારની ગતિ પેદા થાય છે જે ગતિ મજ્જાતંતુઓ વાટે આપણા સ્નાયુ સુધી પહોંચે છે.* અને આપણા લીધેલા ખોરાકના અણુઓના રાસાયનિક ફેરફાર થયેલાં સ્નાયુઓના અણુઓમાં ગુપ્ત રહેલી શક્તિ બહાર પડે છે તેથી સ્નાયુ સંકોચાય છે, અને સંકોચાવાના બળથી કોઇક યાંત્રિક રચના જેવી કે ગરગડીઓની હાર, સ્ક્રુ વિગેરે યાંત્રિક સાધનોથી વજનમાં ગતિ ઉત્પન્ન થાય છે અને તે ઉંચું ચ્હડે છે. જો આપણે આ ઉંચે ચ્હડાવેલાં વજનને છોડી દઇએ તો તે જમીનપર પાછું પડે છે. અને જો છોડી ન દેતાં કાંઇ ટેકાથી તેને થોભાવી રાખીએ છીએ તો તે પડી જતું નથી અને ગતિ પણ થતી નથી, પણ જાણે કે આપણી ક્રિયામાં વપરાયેલી શક્તિ તેમાં ભરાઇ રહી હોય તેમ જ્યારે ટેકો લેઇ લેવામાં આવે છે ત્યારે તેમાં ગતિ પેદા થાય છે અને વજન જમીનપર પછડાય છે. આ પ્રમાણે

*આ વિષયની-વિશેષ માહિતિ વસન્તમાં પ્રગટ થયેલા મ્હારા "મજ્જાતંત્ર" ના લેખ ઉપરથી મળી શકશે.

શક્તિ બે રૂપમાં રહી શકે છે: એક તો "વાસ્તવિક ગતિ રૂપ શક્તિ" (Kinetic Energy) અને બીજી "સંભવનીય શક્તિ" (Potential Energy) આ પ્રમાણે આપણે તમામ ગતિ કે ગતિ ઉત્પન્ન થવાના લક્ષણના મૂળને "શક્તિ" એવું નામ આપી શકીયે; પછી તે ગતિ ભલે સ્થૂલ પદાર્થોમાં ગુરૂત્વાકર્ષણથી કે યાંત્રિક ક્રિયાથી થએલી હોય કે ભલે ગરમી, પ્રકાશ, વીજળી, લોહચુંબકત્વ કે રાસાયનિક ક્રિયા ઉત્પન્ન કરનારી સૂક્ષ્મ અણુ પરમાણુઓની ગતિ હો. આ શક્તિ વિષે આધુનિક વૈજ્ઞાનિકો એવા મોટા સિદ્ધાંતપર આવ્યા છે કે આ સર્વ પ્રકારની શક્તિ એકજ સમગ્ર શક્તિનાં રૂપાંતરોજ છે; અને નવી શક્તિ ઉત્પન્ન થઇ શકતી નથી, તેમજ તેનો વિનાશ પણ થઇ શકતો નથી. આ સિદ્ધાન્તને (Conservation of Energy) કહે છે. આ સિદ્ધાંત કેવી રીતે પ્રતિપાદન થયો તે આપણે જરા જોઇયે.

સાધારણ રીતે આટલી વાત તો ક્યારનીયે જાણીતી થઇ હતી કે યાંત્રિક ગતિમાંથી ગરમી ઉત્પન્ન થાય છે. આનું દૃષ્ટાંત આપણી પ્રાચીન અગ્નિ મેળવવાની રીત છે. લાકડે લાકડું ખૂબ ઘસવાથી અગ્નિ પેદા થાય છે અને આજ રીતે શુદ્ધ અગ્નિ પેદા કરવા માટે આપણા ઋષિઓએ સ્વીકારેલી છે. આનાથી ઉલટું ગરમીમાંથી યાંત્રિક શક્તિ ઉત્પન્ન થાય છે. જેનું દૃષ્ટાંત હાલનું વરાળયંત્ર છે. પણ આ વાત તો ડૉ. જુલને માટે સિદ્ધ કરવાની રહી હતી કે જેણે અમુક યાંત્રિક ક્રિયાથી અમુક પાણીના વજનમાં કેટલી ગરમી ઉત્પન્ન થાય છે અને અમુક ગરમીના વ્યયથી કેટલી યાંત્રિક શક્તિ ઉત્પન્ન થાય છે તે બરાબર ચોકસાઇથી માપી શક્તિનો રૂપાંતર વૈજ્ઞાનિક સિદ્ધાંત સાબીત કરી આપ્યો. તેણે ઘણી ચોકસ રીતે કરેલા અનેક અખતરાઓપરથી એવું સિદ્ધ કરી બતાવ્યું હતું કે જો એક રતલ વજન ૭૭૨ ફીટની ઉંચાઇએથી પડતું પડતું આવે અને તેની ગતિ એકદમ બંધ કરવામાં આવે તો તેને લઇને જે ગરમી ઉત્પન્ન થાય તે એક રતલ પાણીની ગરમી એક ફેરનહાઇટ ગરમીના અંશ જેટલી વધે; અને ઉલટી રીતે જો એક ગરમીના ફેરનહાઇટ અંશ (Fahrenheit degree) જેટલી એક રતલ પાણીની ગરમી એક રતલ વજનને ૭૭૨ ફીટ ઉંચે લઇ જઇ શકે. એટલે એક કલ્પિત ઘોડાની એક મીનીટ કામ કરવાની શક્તિ જેને સાધારણ વ્યવહારમાં "હાર્સપાવર" કહીયે છીએ, એમ તેની શક્તિ એક મીનીટમાં ૩૩૦૦૦ રતલના વજનને એક ફુટ ઉંચે લઇ જઇ શકે એમ કલ્પવામાં આવ્યું છે. આ "હાર્સપાવર" થી ઉપજાવ્યા ત્યારે એક મીનીટમાં ૪૨.૭૩ રતલ પાણીની ગરમી એક ડિગ્રી વધારી શકાય.

પણ યાંત્રિક શક્તિમાંથી ગરમી કેમ પેદા થાય અને ગરમીમાંથી યાંત્રિક શક્તિ કેવી રીતે પેદા થાય છે? આનો જવાબ માત્ર એટલોજ છે કે ગરમી એ બીજું કશુંજ નહિ પણ પદાર્થના સૂક્ષ્મ અણુઓની ત્વરિત ગતિ છે કે જેને લઇને આપણને ગરમીનું ભાન થાય છે. કોલસામાં ભરાઇ રહેલી શક્તિ રાસાયનિક ફેરફારથી બહાર પડે છે અને તેને લઇ તે ગરમ થતું લાગે છે અને છેવટે પાણીના અણુઓમાં અત્યંત ગતિ ઉત્પન્ન થવાથી પાણી પ્રસરી સ્વરૂપ છોડી વરાળ થઇ જાય છે અને આ વરાળની ગતિમાન શક્તિ એક બંધ નળામાંના દટ્ટાને જોરથી ધકેલે છે, જે દટ્ટાની ગતિ યાંત્રિક રચના વાટે એક ચક્રને ચલાવે છે. આવી રીતે કોલસામાં રહેલી શક્તિ એક ચક્ર ચલાવવાને શક્તિવાન થાય છે. હજી પણ એક પગલું આગળ જઇશું અને વિચારશું કે કોલસાના મૂળ શક્તિના આ ભાન કેર-

દ્વારા છે તે ગુપ્ત શક્તિ કોલસામાં કેવી રીતે આવી તો માલુમ પડશે કે આ સર્વે શક્તિ શ્રી સૂર્યનારાયણમાંથી આવી છે. અનેક યુગો પહેલાંના પૃથ્વીપરના વનસ્પતિના લીલા "કલોરોફીલ" (chlorophyl) પદાર્થપર સૂર્યનાં કિરણો પડતાં રહેતાં અને તેની શક્તિને લઇને હવાના કાર્બોનીક એસીડ વાયુનાં અણુઓ કાર્બન અને ઓક્સીજનના પરમાણુઓમાં છુટાં પડેલાં અને આ કાર્બનયુક્ત વનસ્પતિઓ કેટલાયે કાળથી દબાઇ જવાથી કોલસાના રૂપમાં આવી ગયેલી, અને કાર્બન જોડે છુપાઇ રહેલી, તેથી સૂર્યનારાયણની શક્તિ કોલસાના સળગવાથી પાછી બહાર નીકળી કાર્બન અને હવાના ઓક્સીજનના પરમાણુઓને સંયુક્ત કરે છે, અને આ ક્રિયામાં બહાર આવતી શક્તિનો આપણે આગવરાળયંત્રમાં ઉપયોગ કરીએ છીએ. તેવીજ રીતે વનસ્પતિની કાર્બન જોડે છુપી રહેલી શક્તિ આપણા સર્વ પ્રાણીઓના ખોરાકમાં જઇને ધીમે ધીમે આપણા શરીરમાં બળે છે એટલે આપણા શરીરમાં કાર્બન અને ઓક્સીજન એકત્ર થાય છે અને તેથી બહાર આવતી કાર્બનની શક્તિ આપણા સ્નાયુઓને ગતિ આપી હલાવે છે.

વળી સૂર્યનાં કિરણો વાટે આવેલી ગરમીની શક્તિ સમુદ્રના પાણીને વરાળરૂપે હવામાં વાદળાં બનાવી તેને બીજા પ્રદેશમાં ગરમીથી બનેલા પવન સાથે ઘસડી લઇ વૃષ્ટિ કરે છે અને તે પાણી ઉંચે મોટ મોટા પર્વતોપર પડવાથી તે શક્તિ મોટા મોટા ધોધોની ગતિમાં પ્રદર્શિત થાય છે. અને આવા પ્રકારની શક્તિનો ઉપયોગ મનુષ્ય પાણીચક્રી અને પવનચક્રીમાં પોતાના કાર્યમાં ઘણા વખતથી કરતો આવ્યો છે.

આ પ્રમાણે જ્યારે ગરમીથી પદાર્થઅણુઓમાં (Molecules), અને રાસાયનિક ફેરફારથી પદાર્થના પરમાણુઓમાં ગતિ પ્રાપ્ત થાય છે ત્યારે વીજળી અને વીજળીનું માત્ર રૂપાંતર લોહચુંબકત્વને લઇને પદાર્થના પરમાણુઓ બે જથ્થામાં વહેંચાઇ જાય છે, તેને લઈ પોઝિટીવ અને નેગેટીવ વીજળી યુક્ત પરમાણુઓ પદાર્થને ...માં રથપાછા પડી રહેછે; અને જ્યારે આ પરમાણુઓને વીજળીવાળા ચાર લાખ હોર્સપાવરનો આવે છે ત્યારે છુટા પડેલા પરમાણુઓની શક્તિ વીજળી ૫ લાખ હોર્સપાવર ઉપયોગમાં બહાર આવે છે. આવીજ રીતે વીજળીનાઓને લઇ નાયગરાની પડોશમાં એકે વરાળયંત્ર છુટાં પડેલાં પરમાણુઓ એકદમ ભેગાં થાય છે. આ ધોધથી ૨૩ માઇલ દૂર આવેલા અહિંલો સતત વર્ષા કરી વીજળીના ચમત્કાર મળે છે તોપણ અહિં એકે વરાળ યંત્ર નથી! કારણ કે રીમાંના રસાયનોની રાસાયનિકો શોધી આપી શકે છે કે જો એક વર્ષ સુધી એક હોર્સ શક્તિ બીજાં અનેક રૂપોમાં આવે તો તેનો ખર્ચ માત્ર ૭ા રૂપૈયા પડે છે! એટલે એક સોય ફરવા લાગે છે. એ ... માત્ર ૧ાા પાઇ પડે છે. આ ઉપરથી સહજ ખ્યાલ પ્રવાહ લોખંડના સળીયામાંથી બોઇલરમાં કોલસા નાંખવાને પણ ઉત્તું નહિ રહે. પ્રત્યેક ચુંબકત્વ બીજું કંઈ શક્તિ દૂર ને દૂર લઇ જવામાં આવે છે અને હાલ ૨૫૦ માઇલ ફરીને બે છેડે થતી આવેલા સાયરાકુઝ શહેરમાં અને પશ્ચિમમાં ટોરેન્ટો શહેરમાં ચુમ્બકત્વ છે કારણ શક્તિથી દોડે છે અને "ધી એરી રેલ્વે કમ્પની" ૧૫૦ માઇલની ખનિજ પદાર્થોમાં રહે છે. થોડા વર્ષ પછી આ શક્તિ લગભગ ૩૦૦ માઇલ દૂર લઇ પાસ ગોળ રૂપે ક

કની જેમ એમ છે કે દૂર હડસેલે છે. વળી જ્યારે એક તારમાં પ્રવાહ શરૂ થાય છે કે બંધ થાય છે ત્યારે પાડોશના તારમાં પણ તાત્કાલિક તેવીજ અસર થાય છે. આ અસર લગભગ એક તાર વગાડવાથી બીજો તાર જેમ વાગી ઉઠે છે તેને બહુજ મળતી આવે છે. વળી જેમ વીજળીનો પ્રવાહ લોહચુંબકત્વ ઉત્પન્ન કરે છે તેમ ઉલટું લોહચુંબક તાર પાસે લાવવાથી તેમાં પ્રવાહ ઉત્પન્ન કરે છે. અને જ્યારે લોહચુંબક પાછું ખેંચી લેવામાં આવે છે ત્યારે તે તારમાં પહેલાં કરતાં ઉલટી દિશાનો પ્રવાહ તેમાં ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણેની વીજળીક પ્રવાહની જુદી જુદી અસર મહાન વિદ્વાનશાસ્ત્રી મીશાઇલ ફેરાડે (Faraday) એ ૧૯ મી સદીના પૂર્વાર્ધમાં બારીકીથી તપાસી બહાર પાડી, ત્યારથીજ આ મહાન શોધનો લાભ યાંત્રિક શક્તિને વીજળીક પ્રવાહમાં અને વીજળીક પ્રવાહને યાંત્રિક શક્તિમાં ફેરવવાના અનેક પ્રકારના યંત્રો યોજવાની શરૂવાત થઈ. યાંત્રિક શક્તિમાંથી વિજળીક પ્રવાહ બનાવવાનું યંત્ર જે સાધારણ રીતે " ડાયનેમો " ને નામે ઓળખાય છે તે યંત્રમાં એક મોટા લોખંડના ચક્રની આસપાસ તાર વીંટાળેલાં હોય છે અને તે ચક્ર એક વાળેલા લોહચુંબકના બે વિરોધી છેડાની વચ્ચે જોરથી યાંત્રિક બળ વડે ગોળ ફેરવવામાં આવે છે એટલે તે ચક્રને વીંટાળેલા તારમાં વીજળીક પ્રવાહ ઉત્પન્ન થાય છે અને આ પ્રવાહનો ઉપયોગ જે કાર્યમાં લેવો હોય તેમાં લેવામાં આવે છે. આ પ્રમાણે યાંત્રિક શક્તિને વીજળીક રૂપ આપવાથી તેના જે જે રૂપાંતરો કરવા હોય તે થઇ શકે છે. શક્તિનો આ નિયમ આ ઉપલા યંત્રમાં બહુજ સારી રીતે સમજાઇ શકાય એમ છે.

આ ઉપલા યંત્રમાં લોખંડના ચક્રની આસપાસ વીંટાળેલા તારમાં જો વીજળીક પ્રવાહ મોકલવામાં આવે છે તો ચક્ર એની મેળે ગોળ ફરવા લાગે છે. આ બીજી ક્રિયા જ્યારે આ વપે; અને ઉ...માં આવે છે ત્યારે તે " મોટાર " ના નામથી ઓળખાય છે આવા પ્રકારની સ્તક પાણીની ગરમી એંજીન ટ્રામ કે મોટારકારમાં ગોઠવેલી હોય છે. કોલસાની ગુપ્ત શક્તિ એક મીનીટ કામ કરવાની શક્તિ યાંત્રિક શક્તિ પુરી પાડે છે. ડાયનેમો તે શક્તિને વીજળીનું તેની શક્તિ એક મીનીટમાં ૩૩૦૦૦ રતલ મોકલવી હોય તેટલે દૂર મોકલી શકે છે. કલ્પવામાં આવ્યું છે. આ "હોર્સપાવર" થી રૂલે દૂર તેનો ઉપયોગ કરવો હોય ત્યાં પાણીની ગરમી એક ફે—અંશ વધારી શકાય. ...ની સર્વત્ર લઈ શકાય કેકેમ તે પ્રશ્ન

પણ યાંત્રિક શક્તિમાંથી ગરમી કેમ પેદા થાય અને ...ક્તિ કોઇ કુદરતી બક્ષીસથી રીતે પેદા થાય છે? આનો જવાબ માત્ર એટલોજ છે કે ગરમી ...ખલા તરીકે ભરતી એટલી પદાર્થના સૂક્ષ્મ અણુઓની ત્વરિત ગતિ છે કે જેને લઇને અ...ક્તિ, વીજળીક બળમાં છે. કોલસામાં ભરાઇ રહેલી શક્તિ રાસાયનિક ફેરફારથી બહા... બળ વરાળ બળ કરતાં તે ગરમ થતું લાગે છે અને છેવટે પાણીના અણુઓમાં બહુજ ગ... આ બાબતનો સંપૂર્ણ પ્રવાહી સ્વરૂપ છોડી વરાળ થઇ જાય છે અને આ વરાળની ગતિ... અને તે પ્રમાણે નળામાંના દટ્ટાને જોરથી ધકેલે છે, જે દટ્ટાની ગતિ યાંત્રિક રચના વા... તૈયાર કરે છે. છે. આવી રીતે કોલસામાં રહેલી શક્તિ એક ચક્ર ચલાવવાને શક્તિ... યાંત્રિક શક્તિ પણ એક પગલું આગળ જઇશું અને વિચારશું કે કોલસાના ગુપ્ત શ... પડવા લાગી

અને કુદરતના અનેક પ્રવાહોના શક્તિમાંથી વીજળીક બળ પુરૂં પાડવાની યોજનાઓ એક પછી એક પશ્ચિમના દેશોમાં બહાર આવવા લાગી અને હાલ તો દુનીઆના પ્રત્યેક સુધરેલા દેશમાં તેની કુદરતી પરિસ્થિતિ પ્રમાણે નાની મોટી યોજના ચાલુજ છે; જેનો ખ્યાલ નીચેના કોષ્ટકપરથી સહજ આવી શકશે.

| દેશનું નામ. | હોર્સપાવર શક્તિ ઉપયોગમાં લેવાતી યોજના. |
|---|---|
| ફ્રાન્સ. | ૧૧, ૯૦, ૮૦૦ |
| જર્મની. | ૫, ૦૩, ૩૦૦ |
| ઓસ્ટ્રીયા. | ૪, ૫૦, ૦૦૦ |
| ઇટાલી. | ૪, ૧૪, ૦૦૦ |
| સ્વીટ્ઝર્લેન્ડ. | ૩, ૮૦, ૦૦૦ |
| નોર્વે. | ૩, ૦૦, ૦૦૦ |
| સ્વીડન. | ૨, ૦૦, ૦૦૦ |
| હંગેરી. | ૬૫, ૦૦૦ |
| | ૩૫, ૦૩, ૧૦૦ |

આ પ્રમાણે યુરોપના ખંડમાં એકંદર ૩, ૪૧, ૫૧, ૦૦૦ હોર્સ પાવરની પાણીના પ્રવાહની શક્તિની કલ્પાયેલી યોજનામાંથી હાલ ૩૫, ૦૩, ૧૦૦ હો. પા. શક્તિનો ઉપયોગ કરવામાં આવે છે. આ કુદરતી શક્તિની બક્ષિસનો ઉપયોગ પહેલ વહેલા દુનીઆના સુપ્રસિદ્ધ મહાન્ નાયગરાના ધોધપર કરવામાં આવ્યો હતો. આ મહાન્ ધોધમાં લગભગ ૭૫ લાખ હો. પા. શક્તિ સમાયેલી છે અને તેનો ઉપયોગ પહેલ વહેલો ૧૮૮૬ માં સ્થપાયેલી "નાયગરા ફોલ્સ પાવર કમ્પની" એ કર્યો. હાલમાં લગભગ બાર લાખ હોર્સપાવરનો ઉપયોગ આ મહાન્ ધોધમાંથી કરવામાં આવે છે. અને હજી બીજી ૫ લાખ હોર્સપાવર ઉપયોગમાં લેવાની યોજનાઓ ચાલુજ છે. આ મહાન્ યોજનાઓને લઇ નાયગરાની બંદોબસ્તમાં એકે વરાળયંત્ર ચાલતું નથી, જો કે અહીં કોલસો બહુજ સોંઘો છે. આ ધોધથી ૨૩ માઇલ દૂર આવેલા બફેલો શહેરમાં એક ટન કોલસો પાંચ રૂપિયે મળે છે તોપણ અહિં એકે વરાળ યંત્ર નથી. કારણ કે અહીં વીજળી શક્તિ એટલી તો સોંઘી મળી શકે છે કે જો એક વર્ષ સુધી એક હોર્સ પાવર શક્તિ સતત વાપરવામાં આવે તો તેનો ખર્ચ માત્ર ૭૫ રૂપૈયા પડે છે એટલે એક હોર્સપાવરની એક કલાકની કિંમત માત્ર ૨॥ પાઇ પડે છે. આ ઉપરથી સહજ ખ્યાલ આવશે કે આટલી કીમતે કોઇ બોયલરમાં કોલસા નાખવાને પણ કહેશું નહિ રૂચે. પ્રત્યેક વર્ષે આ મહાન્ ધોધની શક્તિ દૂર ને દૂર લઇ જવામાં આવે છે અને હાલ ૨૫૦ માઇલ દૂર આ ધોધની પૂર્વમાં આવેલા સાયરાકુઝ શહેરમાં અને પશ્ચિમમાં ટોરેન્ટો શહેરમાં ટ્રામગાડીઓ આ ધોધની શક્તિથી દોડે છે અને "ધી એરી રેલ્વે કમ્પની" ૧૫૦ માઇલની રેલ્વે આ શક્તિથી દોડાવે છે. થોડા વર્ષ પછી આ શક્તિ લગભગ ૬૦૦ માઇલ દૂર લઇ જવામાં આવશે.

એકલા ન્યુયોર્કસ્ટેટમાં પાસેની નદીયોના પ્રવાહમાંથી ૬, ૨૦, ૦૦૦ હો. પા શક્તિ ઉપયોગમાં લેવાય છે, આવા પ્રકારની એક યોજના હાલ જપાનમાં ૫૦ થી ૬૦ હજાર હો. પા. ૫ માઇલ દૂર લઇ જવા માટે ઘડી કાઢવામાં આવી છે અને તેથી ટોકીયો શહેરમાં રોશની વિગેરે પુરી પાડવામાં આવશે.

દુનીયાના જુદા જુદા ભાગોમાં જ્યારે ઉપર પ્રમાણે પાણીની શક્તિમાંથી વીજળીક બળ પુરૂં પાડવાની યોજનાઓ ચાલી રહી છે, ત્યારે આપણા ભરતખંડમાં પ્રથમ એક અંગ્રેજી કમ્પનીયે કાવેરીના ધોધમાંથી વીજળીક બળ ઉત્પન્ન કરી કોલારની સોનાની ખાણ ખોદવામાં તે શક્તિનો ઉપયોગ લેવાનું થોડા વર્ષથી શરૂ કર્યું છે; અને હાલમાં હિંદુસ્તાનના વ્યાપારના અગ્રણી મથક મુંબઇ શહેરમાં સારે નશીબે વીજળીક બળ પુરૂં પાડવાની એક મહાન્ યોજના બહાર પડી છે. આમાં ભોર ઘાટ ઉપર પડતા અતિશય વર્ષાદના નકામા જતા પાણીનો વ્યય અટકાવી તે પાણીના બળથી વીજળીક બળ ઉત્પન્ન કરવાનું અને તે બળ મુંબઇના અનેક ઉદ્યોગમાં કામે લેવાનું કર્યું છે. આ યોજના શરૂ કરવાનું ખાત મુહૂર્ત આપણા લોકપ્રિય ગવર્નર નામદાર શરજ્યોર્જ ક્લાર્કને હાથે હાલમાંજ ૮ મી ફેબ્રુઆરીને રોજ તેના ચાલકો તરફથી ઘણા ધમામ સાથે લાનોલી મુકામે કરવામાં આવ્યું છે. આ મહાન્ યોજનાની કલ્પના કરી તેને સર્વ રીતે ફળીભૂત કરવાનું માન મુંબઇના ઘણાજ સુપ્રસિદ્ધ અગ્રણી શહેરી મર્હુમ મી. જમસેદજી નવરોજજી ટાટાને ઘટે છે આ શ્રીમંત વ્યાપારી આપણા બીજા ઘણાખરા લક્ષાધિપતિયોની માફક માત્ર પૈસો એકઠો કરવામાં માત આરામ મેળવવામાં, કે એશઆરામમાં પોતાની બુદ્ધિનો વ્યય કરતા નહોતા, પણ તેમના દેશભક્ત અંતઃકરણમાં હમેશ હિંદુસ્તાનની આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ કેમ સુધરે અને તે સુધારવા માટે એક લક્ષાધિપતિએ શું પગલાં ભરવાં જોઇયે તેનુંજ ચિંતન ચાલ્યા કરતું હતું. તેમણે પોતાના પાશ્ચાત્ય પ્રદેશોના અનેક પ્રવાસોમાં કુદરતી શક્તિની બક્ષિસનો ઉપયોગ સુધરેલી અને કેળવાએલી પ્રજા કેવી રીતે કરે છે તેનો સંપૂર્ણ ખ્યાલ લીધો હતો, અને હિંદુસ્તાનમાં કુદરતી શક્તિની બક્ષિસ બીજા કોઇ પણ દેશના કરતાં ઉતરતી નથી, બલ્કે વધારે પ્રમાણમાં છે તો પોતાના સ્વદેશમાં આ અપૂર્વ શક્તિનો લાભ મનુષ્યોપયોગી ઉદ્યોગોમાં કેવી રીતે લેવો તેનું મનન આ સાહસિક શ્રીમંતના મગજમાં ચાલ્યા કરતું હતું. ઈ. સ. ૧૮૭૫ માં જ્યારે તેઓ મધ્ય પ્રાંતમાં રૂના વણાટ માટે એક કારખાનું ઉભું કરવા મથતા હતા ત્યારે તેઓએ જબલપૂર પાસેના સંગેમરમરના ખડકોમાં વહેતા નર્મદાના ધોધીનો ઉપયોગ આ કારખાના માટે લેવાનો વિચાર કર્યો. પણ સરકાર તરફથી જોઇતી છુટ આ યોજના અમલમાં મુકવાને તેમને મળી શકી નહિ. અને આ જ વખતે મધ્ય પ્રાંતના ચાંદા તાલુકામાં આવેલી લોખંડની ખાણો ખોલવા માટે પણ જોઇતી છુટ તેમને મળી શકી નહિ. આથી નિરાશ ન થતાં તેમણે હિંદુસ્તાનના લોકોની બુદ્ધિવિષયક અને ઔદ્યોગિક ઉન્નતિ કરવાની અનેક યોજનાઓ પાર લાવવા માટે પુષ્કળ શ્રમ કર્યો અને તેઓ હાલ પોતાની આવી ત્રણ મોટી યોજનાઓને આજે સિદ્ધિમાં મુકાએલા જોવાને હયાત નથી તે જાણી આપણે ખરેખર શોકગ્રસ્ત થયા વિના રહીશું નહિં. આ ત્રણ યોજનાઓમાંની પહેલી તો હિંદુસ્તાનમાં વૈજ્ઞાનિક શોધખોળનું શિક્ષણ આપવા માટે એક

મોટી સંસ્થા ઉભી કરવાની હતી અને તે સંસ્થા હાલ મૈસુરમાં લગભગ શરૂ થઈ ચુકી છે. બીજી યોજના પશ્ચિમ બંગાળમાં લોખંડ અને પોલાદની ખાણો ઉઘાડવાની હતી અને તે ખાણોની શરૂઆત છેલ્લાં પાંચ વર્ષ થયાં શરૂ થઇ ચુકી છે. અને ત્રીજી યોજના મુંબાઈના ઔદ્યોગિક શહેરને ઘાટપરના પાણીમાંથી વિજળીક બળ પુરૂં પાડવાની છે અને આ યોજના અત્યાર લગી સંપૂર્ણ રીતે વિકાસ પામી હાલમાંજ શરૂ થઇ ચુકી છે. આ છેલ્લી યોજના કેવા પ્રકારના છે તે જોવાનો આજના લેખનો ઉદ્દેશ છે.*

( અપૂર્ણ. )

સંખેડા-બહાદરપુર.
તા. ૨૪-૪-૧૧ } વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

## સંસાર તે મનની સ્થિતિઓનું પ્રતિબિમ્બ જ છે.

જેવા આપણે હોઈએ છીએ તેવીજ દુનિયાં આપણને લાગે છે. દુનિયાંમાંનું સર્વસ્વ આપણા આન્તર અનુભવ ઉપર આધાર રાખે છે. બાહ્ય વસ્તુ, બાહ્ય સ્થિતિ શી છે, તે વાત ગણવાની નથી. કારણ કે તે સર્વ આપણા અંતર્ગતનું પ્રતિબિમ્બ જ છે. માટે આપણે આપણા મનની અંતઃસ્થિતિ તપાસવી જોઈએ કારણ ત્હેને લીધેજ જે કાંઈ બાહ્ય વસ્તુ છે તે છે. જે કાંઇ આપણે ખાતરીથી જાણીએ છીએ તે સર્વ આપણે પોતે અનુભવ્યું હોય છે. આપણે ભવિષ્યમાં જે કાંઇ જાણવાનું હોય છે તે અનુભવરૂપી દરવાજામાંથી આપણી અંદર પ્રવેશ કરે છે.

આપણા પોતાના વિચારો, આકાંક્ષાઓ અને ઇચ્છાઓથી આપણો સંસાર બને છે. અને દુનિયાંમાં જે કાંઇ આપણને સૌન્દર્યવાળું, હર્ષથી ભરેલું, તથા સુખમય લાગે છે તે, તેમ જ સર્વ જે કાંઈ વિરૂપ શોકાતુર તથા દુઃખમય હોય છે તે આપણા મનની સ્થિતિને લીધેજ હોય છે. આપણા પોતાના જ વિચારોથી આપણે આપણા જીવનને તેમજ આપણા સંસારને અને સર્વ જગતને સુખમય અથવા દુઃખમય બનાવીએ છીએ. આપણે વિચારશક્તિથી જે કાંઈ ધાર મનમાં ઘડીએ છીએ તેજ પ્રમાણે આપણાં કૃત્ય અથવા તો વચન થાય છે. આપણા અંતઃકરણના છેક અંદરના ભાગમાં પણ જે કાંઈ વિચાર આપણે રાખી શું તે તે પ્રતિક્રિયાના કાયદાનુસાર વહેલો અથવા મોડો કોઇક કાળે આપણાં વચન અથવા તો કૃત્યથી જણાઇ આવશે. જે માણસનો આત્મા અપવિત્ર, સ્વાર્થી

---

*આ ઉપરના વિષયપર અમદાવાદની સાહિત્ય સભામાં ગુજરાત ઈરીગેશન ખાતાના આસીસ્ટન્ટ એન્જીનીયર મી. ગોપાળ પ્રભાકર સાંઠારકર, બીએ; એલ.સી.ઈ ના પ્રમુખપણા નીચે તા. ૨૩ માર્ચ ૧૯૧૧ ને રોજ ભાષણ કરવામાં આવ્યું હતું. પ્રમુખના ભાષણનો સાર લેખને અન્તે આપવામાં આવશે.

તથા અધમ હોય છે તે માણસ નિશ્ચયપણે આખરે વિપત્તિઓ તથા વિનાશ તરફ ઘસડાઇ જાય છે. તેમજ નિઃસ્વાર્થી ઉમદા તથા પવિત્ર આત્માવાળો માણસ આખરે સુખ, તથા વૈભવ પ્રાપ્ત કરી શકે છે. દરેક જણના મનમાં જે કાંઇ વિચારો આવે છે તે હેને રુચતા જ હોય છે. આપણને પોતાને ન રુચતું કશું પણ આપણા મનમાં આવતું નથી. જ્યારે આપણે ઇશ્વરી નિયમની વ્યાપકતા સમજીએ છીએ ત્હારે જ આ બધું આપણને વાસ્તવિક લાગે છે. મનુષ્યના જીવનના દરેક સુખમય અથવા દુઃખમય બનાવો માણસના આંતર જીવનની શક્તિ અને ગુણથી આકર્ષાય છે. દરેક આત્મા તે એકઠા કરેલા વિચારો અને અનુભવોનો એક સંકુલ સમૂહ છે. અને શરીર તો ફક્ત તે અનુભવો તથા વિચાર પ્રગટ કરવા માટેનું કામચલાઉ સાધન છે. જેવા આપણા વિચારો હોય છે હેવા આપણે પોતે હોઇએ છીએ. તેમજ આસપાસની સર્વ વસ્તુઓ સજીવ તેમજ નિર્જીવ આપણે જેવી ધારીએ છીએ હેવી આપણને દેખાય છે. બુદ્ધે કહ્યું છે કે "આપણે જેવા છીએ તે સ્થિતિ ફક્ત આપણા વિચારોનું જ પરિણામ છે, વિચારો ઉપરજ હેનો પાયો બંધાયો છે અને વિચારોથી જ તે બનેલી છે" આ ઉપરથી સાબીત થાય છે કે કોઇ માણસ સુખી અથવા દુઃખી, બ્હાદુર અથવા બ્હીકણ, ડાહ્યો અથવા મૂર્ખ અથવા તો શાન્ત મનવાળો યા અશાન્ત મનવાળો હોય તો હેનું કારણ હેના વિચારો જ હોય છે. ત્યારે કોઇ પ્રશ્ન કરશે કે "શું ત્હારે બાહ્ય સ્થિતિઓ આપણા મન ઉપર કાંઇ અસર કરતી જ નથી એમ આ ઉપરથી ધારવું?" મ્હારૂં કહેવું એમ નથી કે બાહ્ય સ્થિતિઓ મન ઉપર બીલકુલ અસર નથી જ કરતી; પણ હું તો એમજ કહું છું અને તે નિશંક સત્ય જ છે કે બાહ્ય સ્થિતિઓની આપણા મન ઉપર જેટલી આપણે અસર થવા દઇશું તેટલી થશે." આપણા મન ઉપર બાહ્ય સ્થિતિની અસર થાય છે એનું કારણ માત્ર એક જ છે કે આપણે વિચારશક્તિનું ખરૂં સ્વરૂપ, તથા હેનો ખરો ઉપયોગ જાણતા નથી. આપણે એમજ માની લઇએ છીએ (અને ફક્ત આપણા માનવા ઉપરજ આપણા સુખ દુઃખનો આધાર રહેલો હોય છે) કે બાહ્ય સ્થિતિથીજ આપણી જીંદગી સુખમય અથવા દુઃખમય થાય છે. અને તેમ માનવાથી તે બાહ્ય સ્થિતિના આપણે ગુલામ બની જઇ તે સ્થિતિને આપણા ઉપર સંપૂર્ણ રીત્યે રાજ્ય ચલાવવાનો અધિકાર આપી દઇએ છીએ, અને તે બાહ્ય સ્થિતિને લીધે આખરે જે કાંઇ સારૂં અથવા માઠું પરિણામ આવે છે તે ખમીએ છીએ.

એક સમયે કોઇ બે યુવાન પુરુષો હતા. હેમની ઘણા વર્ષની મેહેનતથી એકઠી કરેલી સર્વસ્વ પુંજી (મિલકત) ગુમ થઇ ગઇ તે બેમાંના એક જણને તો આથી બહુ લાગ્યું અને ન્હીકરો, નિરાશ, અને વિચિત્ર સ્વભાવનો થઇ ગયો બીજાએ જ્યારે વર્તમાનપત્રમાં પોતે જે બેન્કમાં રૂપીઆ મૂક્યા હતા તે બેંક ભાગ્યાનું વાંચ્યું ત્હારે શાંત રહીને બોલ્યો "અસ્તુ. એ સર્વ ગયું છે હવે શોક કર્યાથી કાંઇ એ પાછું મળવાનું નથી. પણ ફરીથી ખંતથી પ્રયત્ન કર્યાથી પાછું એકઠું કરાશે." એમ નિશ્ચય કરી, નવાજ ઉત્સાહથી તે ફરી કામ કરવા લાગ્યો અને થોડા વખતમાં તે પાછો સારી સ્થિતિએ પ્હોંચી ગયો. અને હેનો પેલો મિત્ર તો હમેશાં જોઇને હેવોજ ઉદાસીન, અને વિપત્તિઓમાં જ રહ્યો. આમ એકને મન ધનનો નાશ તે વિપત્તિ, તથા શાપ જેવાં હતાં. અને બીજાને મન તો હેની કાંઇજ દરકાર નહોતી. કારણ હેનામાં ઉત્સાહ તથા આશા અમર હતાં. જો બાહ્ય સ્થિ-

તિઓમાં કોઈ પણ માણસને સુખી અથવા દુઃખી કરવાની શક્તિ હોત તો તે બધાને સરખી જ રીતે સુખી અથવા દુઃખી કરત પણ એકજ અમુક બનાવથી કોઈ માણસને દુઃખ થાય છે, અને તેજ પ્રસંગથી બીજાને દુઃખ નથી થતું એ ઉપરથી જ સાબીત થાય છે કે સુખ માની લેવું કે દુઃખ માની લેવું તે માણસના પોતાના મન ઉપર જ આધાર રાખે છે. આપણે જ્યહારે આ સમજીશું ત્યહારે આપણે આપણા વિચારોને તાબે રાખવાને તથા મનને નિયમમાં રાખી ત્હેને બરોબર નિયમમાં ચલાવવાને શક્તિમાન થઈશું આપણે આપણું મનરૂપી મંદિર ફરીથી બાંધતી વખત, જે કાંઈ અણુ છાજતું, તથા ફાલતુ હોય તે કહાડી નાંખી ત્હેમાં હર્ષ, શાન્તિ, નવું જીવન, શક્તિ દયા, પ્રેમ, સૌન્દર્ય, અને શાશ્વતતાના વિચારો દાખલ કરીશું તોજ આપણે સર્વદા, આનંદી, નીરોગી, શાન્ત, બળવાન, દયાથી ભરપૂર, અને શાશ્વતતાના સૌન્દર્યથી સુન્દર રહી સકીશું.

આપણે જેમ અમુક એક બનાવને આપણા વિચાર રૂપી વસ્ત્રો પ્હેરાવીએ છીએ તેમજ આપણી આસપાસની પ્રત્યક્ષ વસ્તુઓને પણ કરીએ છીએ કોઇકને અમુક વસ્તુમાં સૌન્દર્ય સમાયેલું લાગે છે તો તેજ વસ્તુ બીજા માણસને કમકમી ઉપજાવનારી વિરૂપતાથી ભરપૂર લાગે છે કોઇ એક ઉત્સાહી પદાર્થશાસ્ત્રવિત્તાની ત્હેના વિષયના છન્દમાં ખેતરોમાં ફરતો હતો તેવામાં તે એક ખારા પાણીના ન્હાના ખાબોચીયા આગળ આવી પ્હોંચ્યો. સૂક્ષ્મદર્શકયંત્રથી પરીક્ષા કરી તપાસી જોવા માટે એક બાટલીમાં તે ખાબોચીયાનું પાણી ભરતે ભરતે સમજની ખામીથી પણ ઉત્સાહના જોસમાં તે ખાબોચીયામાં અદૃશ્ય રીતે રહેલી અસખ્ય નવાઇઓ વિષે પાસે ઉભેલા એક અભણ ખેડુતને મ્હોએ તેણે વિસ્તારપૂર્વક વર્ણન કરવા માંડ્યું, અને છેવટે કહ્યું "મ્હારા મિત્ર આટલા ખાબોચીયામાં, સેંકડો બલ્કે લાખો સૃષ્ટિઓ છે પણ તે જોવાને આપણામાં શક્તિ નથી તેમજ આપણી કને સાધન પણ નથી." આ ઉપરથી પેલા જ્ઞાનથી ન બગડેલા મનવાળા ખેડુતે જડતાથી ભરેલી રીતે કહ્યું "હું તો એટલુંજ જાણું છું કે પાણીમાં દેડકાં હોય પણ તે તો સ્હેલાઇથી પકડી શકાય છે.

આ પ્રમાણે જ્યહાં પેલા, પદાર્થવિજ્ઞાનના જ્ઞાનથી ભરપૂર મનવાળા શાસ્ત્રીને, પદાર્થજ્ઞાનનો પ્રસંગ મળ્યો હતો, જ્યહેને સૌન્દર્ય, અનુરાગ, અને ગૂઢ પ્રતાપથી ભરપૂર જોતો હતો તેજ વસ્તુ પેલા અજ્ઞાન, અસંસ્કારિત મનવાળા ખેડુતને મન તો ફક્ત એક ગંધાતા પાણીનું ખાબોચીયું જ હતું.

જે જંગલી ફુલ, કોઈ પણ રસ્તે જનાર વગર વિચારે ચગદી નાંખે છે તે ફુલ કવિની આધ્યાત્મિક નજરે તો આલક્ષ્યનો સ્વર્ગીય દૂત છે. ઘણાને મન સમુદ્ર તો ફક્ત એક ભયંકર પાણીનો વિસ્તાર છે ત્હેના ઉપર નૌકાઓ ચાલે છે અને કોઇકવાર ત્હેમનો નાશ થાય છે પણ તેજ સમુદ્ર એક સંગીતશાસ્ત્રીને મન તો સજીવન વસ્તુ છે, અને ત્હેની દરેક બદલાતી વૃત્તિઓમાં તે દિવ્ય સુરો સાંભળે છે. સાધારણ માણસને મન જે પ્રસંગ, વિપત્તિ તથા ગભરાટથી ભરપૂર હોય છે ત્હેવોજ પ્રસંગ તત્ત્વજ્ઞાનીને મન તો ફક્ત કાર્ય-કારણનું પરિણામ છે જે સ્થિતિ અનાત્મ વાદીને મન અનંત મૃત્યુ છે તેજ સ્થિતિ બ્રહ્મવાદીને મન ચિરસ્થાયી જીવન છે.

આપણે જેમ આપણી આસપાસની વસ્તુઓ તથા બનાવને આપણા વિચારરૂપી વસ્ત્રો પ્હેરાવીએ છીએ તેજ રીતે બીજા માણસના આત્માને પણ આપણે આપણા વિચારરૂપી વસ્ત્રો પ્હેરેલો જોતા હોઇએ એમ ધારીએ છીએ. શંકાશીલ માણસ હમેશાં બીજાને પણ હેવોજ ધારે છે જુઠું બોલનાર એમ વિચાર કરીને સંતોષ માને છે કે સત્યવાદી માણસ હોવો એ બનાવવું અસ્તિત્વજ જગતમાં નથી. દ્વેષી માણસ બધાને દ્વેષીજ ધારે છે. કૃપણ હમેશાં બીજાને પોતાનું ધન લઈ લેવાનો પ્રયત્ન કરતોજ ધારે છે. જેણે ફક્ત ધન પ્રાપ્ત કરવામાંજ પોતાનો બધો કાળ કાઢ્યો હોય છે તે બીજા મ્હારૂં ધન લઇ લેશે એમ એમ ધારી ઓશીકા નીચે પીસ્તોલ રાખીને સુવે છે. વિષયી માણસ હમેશાં સાધુ પુરૂષને દંભી ધારે છે પણ જે લોકો હમેશાં પ્રેમમય વિચારોમાંજ મગ્ન રહે છે તે લોકો હમેશાં જ્હાં અનુકંપા તથા પ્રેમની લાગણીની જરૂર હોય છે ત્હાં જવાને તત્પર રહે છે. પ્રમાણિક તથા વિશ્વાસ રાખનારા માણસોને શંકાઓ હેરાન કરતી જ નથી. ઉમદા સ્વભાવના તથા પરોપકારી માણસો જેઓ બીજાનું સુખ જોઇને તે સુખી થાય છે ત્હેવા લોકો દ્વેષ તે શું તે ભાગ્યેજ જાણે છે. અને જે માણસે પોતાનામાં દિવ્યતાનો અંશ અનુભવ્યો છે તે એ દિવ્ય અંશ સર્વ પ્રાણીઓમાં, પશુઓમાં પણ ઓળખી શકે છે.

પુરૂષો તથા સ્ત્રીઓને પોતાની વિચારની પદ્ધતિનાં પોષક પ્રમાણ જડે છે. ત્હેનું કારણ એ કે કાર્યકારણના નિયમને પરિણામે, જે વિચારાદિ પોતે પોતાના અંતરમાંથી બ્હાર પ્રેરે છે તેનેજ પોતાની તરફ આકર્ષે છે અને એ રીતે પોતાના જ્હેવાં માણસોના સંસર્ગમાં તેઓ આવે છે. આપણામાં જે કહેવત છે કે "समानशीलव्यसनेषु सख्यम्" મતલબ કે સ્વભાવ તથા વર્તણુક એકજ જાતના હોય ત્હેવાઓની વચ્ચે મૈત્રી હોય; તે કહેવતનો ભાવાર્થ છે તે કરતાં પણ ત્હેમાં ગૂઢાર્થ ઘણો વધારે સમાએલો છે. કારણ જેમ કૃત્યોમાં એક બીજાને મળતા આવનારાઓ વચ્ચે મૈત્રી હોય છે તેમજ મનોવ્યાપાર રૂપી સૃષ્ટિમાં પણ ત્હેવીજ મૈત્રી હોય છે.

આપણે જો પરોપકાર, સ્નેહવૃત્તિ, અને માયાની આશા રાખતા હોઇએ તો પ્હેલા આપણે જ તે બધી વૃત્તિઓ રાખવી જોઇએ. જો આપણે બીજા પાસેથી સત્યતાની આશા રાખવી હોય તો આપણે પોતે સત્યવક્તા થવું જોઇએ. આપણે જે કાંઈ અને જેવું કાંઈ પણ આપીએ છીએ ત્હેવુંજ આપણને બદલામાં મળે છે. સૃષ્ટિ તે ફક્ત આપણું પોતાનું, પોતાનાં કર્તવ્ય, તથા આચારવિચારનું પ્રતિબિમ્બજ છે.

પર દુનિયામાં સુખી થવાને માટે પ્રાર્થના કરનારાઓમાંના એક આપણે હોઈએ તો આપણે જાણવું જોઇયે કે તે દુનિયામાં આપણે હાલ પણ દાખલ થઈ શકીશું. તે સુખ સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપી રહેલું છે, અને તે આપણામાં પોતાનામાં જ છે તે સોધી કહાડવું, ઓળખવું, અને આપણું કરીને રાખવું. કોઇ એક જીવનના ઉચ્ચ નિયમો જાણનારે પોતાના મિત્રને કહ્યું કે "લોકો કહે અરે આમ જા, કોઈ વળી કહે એમ નહિં આમ જા, તો તે લોકોના કહ્યા પ્રમાણે કરવું નહિં. ઈશ્વરનું રાજ્ય ત્હારા પોતાનામાંજ છે." આપણે ફક્ત આ ખરા મનથી અને મનમાં બીલકુલ પણ અશ્રદ્ધાનો અંશ આવ્યા વગર માનવું જોઇયે

અને તેનો અર્થ સમજવા માટે તે બાબતનું મનન કરવું જોઈએ. આમ કરીશું ત્યારે જ આપણે આપણી આંતર સૃષ્ટિને પ્રદીપ્ત કરી શકીશું અને જેમ જેમ આપણા મનમાં પ્રકાશ ફેલાતો જશે, જેમ જેમ આપણે વધારે ને વધારે જ્ઞાન સંપાદન કરતા જઈશું તેમ તેમ આપણને જણાશે કે આત્મ નિયમીત મન ઉપર આત્મ નિયમની જાદુઈ શક્તિ આગળ, બાહ્ય વસ્તુઓ અથવા તો બાહ્ય સ્થિતિઓ કાંઈ પણ અસર કરવાને બળહીન છે.

નલિનકાન્ત નરસિંહરાવ દિવટીયા.

---

# અખો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૪૯ થી, )

## અખાનું વેદાન્ત.

આ પ્રમાણે મુખ્યદર્શનો અને ઉપદર્શનોમાં આપેલા તત્વવિચારથી વિશ્વનું મૂળ કારણ અને વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ કેટલે દરજ્જે સમજાય છે તેની અખાએ ઉપર જણાવ્યા પ્રમાણે સમાલોચના કરી છે, તે ઉપરથી વેદાંતદર્શનની તત્વદષ્ટિએ જગતનું મૂળ કારણ અને વિશ્વસ્થિતિ બરોબર સમજી શકાય છે, અને તત્વાવબોધ થાય છે એમ અખો નિશ્ચય ઉપર આવે છે. વેદાંતમાં બ્રહ્મ સત્ય છે અને નામરૂપાત્મક વસ્તુમાત્ર મિથ્યા છે એ સમજાવવાનો પ્રયત્ન છે. નામરૂપાત્મક વસ્તુ માત્ર આપણને જે રૂપે ભાસે તે માયાથીજ છે. માયા અનિર્વચનીય છે; તેનું સ્વરૂપ સમજાય તેમ નથી. માયા સત્ય પણ નથી, મિથ્યા પણ નથી. બ્રહ્મ એજ સત્ય છે, બીજી રીતે કહીએ તો વિશ્વસ્થિતિ જે રૂપે ભાસે છે તે વૃત્તિજ્ઞાનથીજ છે. વૃત્તિજ્ઞાન મિથ્યા છે, જ્ઞાન એજ સત્ય છે. એ સત્તા રૂપ જ્ઞાન એજ પરમ સત્તા, એજ બ્રહ્મ. વળી એ સર્વ વસ્તુમાં વિલસી રહ્યા છે માટે એ સત્, ચિદ્ આનંદ રૂપ છે. બ્રહ્મનું વર્ણન વાણીથી થઇ શકે તેમ નથી; તે વાણીથી પર છે ઉપનિષદોમાં પણ 'નેતિ નેતિ' શબ્દથી વાણી વિરામ પામે છે. આ પ્રમાણે (सर्वं) खल्विदं ब्रह्म વસ્તુ માત્ર જ્ઞાનરૂપ છે બ્રહ્મરૂપ છે, બ્રહ્મવિના બીજું કાંઇ છેજ નહિ એવી જે ભાવના તેજ અદ્વૈત. આ અદ્વૈતભાવના જુદા જુદા વેદનાં तत्त्वमसि, प्रज्ञानंब्रह्म, अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म એ મહાવાક્યોમાં સ્પષ્ટ છે. આ મહાવાક્યોથી અજ્ઞાનની નિવૃત્તિ થઈ બ્રહ્મ સાક્ષાત્કાર થાય તેજ મોક્ષ. હવે બ્રહ્મ સત્ય છે વિશ્વ મિથ્યા છે અને વિશ્વ આપણને દેખાય છે તેનું શાથી દેખાય છે તે સમજાવવા વેદાંતીઓમાં જુદા જુદા વાદ છે; અનિર્વચનીયખ્યાતિવાદ અથવા વિવર્તવાદ, દષ્ટિસૃષ્ટિવાદ સૃષ્ટિદૃષ્ટિવાદ, અવચ્છેદવાદ, બિંબપ્રતિબિંબ વાદ, અજાતવાદ અને પ્રૌઢીવાદ વગેરે. દરેક વાદમાં જુદાં જુદાં દષ્ટિબિંદુથી અધ્યાસાદિ અનાદિ લઈ વિશ્વ મિથ્યા છે તે તેમજ અધ્યાસાદિનો ભંગ થઈ બ્રહ્મ સાક્ષાત્કાર શી રીતે થાય તે સમજાવવા પ્રયત્ન છે, બ્રહ્મજ્ઞાન થવું તેજ મોક્ષ.

અખો પણ અદ્વૈત પ્રતિપાદન કરે છે. વસ્તુ માત્ર દેખાય છે તે રૂપે મિથ્યા છે પણ

અધિષ્ઠાન પરત્વે સત્ છે તે સમજાવવા અખાએ વેદાંત માર્ગ ગ્રહણ કર્યો છે. વેદાન્ત સિદ્ધાન્ત એને માન્ય છે પણ અમુક વાદ માટે એને આગ્રહ નથી. પ્રસંગોપાત્ત સિદ્ધાન્ત પ્રતિપાદન કરવા અખો ગમે તે વાદનું અવલંબન કરે છે; એનું લક્ષ કેવળ સિદ્ધાન્ત ઉપરજ છે; અને સિદ્ધાન્ત પ્રતિપાદન કરવા જે જે વાદ ઉપયોગમાં આવે, તે તે વાદ જુદે જુદે સ્થળે અખો વાપરે છે. વાદ વિવાદ કરી શબ્દ જાળમાંજ ગુંચાઈ રહેવાથી મૂળ ઉદ્દેશ ભૂલી જવાય છે એમ અખાનું માનવું છે. માટે તે લખે છે:—

"વેદાન્તને વાટ સઉ સુધી જો માયા સુખથી નવ બહે"; વેદાંતીઓ જો વાદ વિવાદ કરવા મૂકી દેતા તેમને સુજ સારી છે. અખો વારંવાર પોકાર કરી કહે છે કે શાસ્ત્રોમાં મતાગ્રહ નકામા છે. વસ્તુ સ્વરૂપ સમજવા માટે પ્રત્યગવૃત્તિની, ખરી સુરતાની જરૂર છે, વાદ વિવાદની તકરારોમાં નહિ પડતાં વિશ્વનું મિથ્યાપણું અને અધિષ્ઠાન બ્રહ્મનું સત્યત્વ પ્રતિપાદન કરવા અખો શાસ્ત્રીય તેમજ પ્રાકૃત રીતથી ઉપદેશ કરે છે. ઉપદેશમાં એનું લક્ષ્ય એકજ છે. એનું લક્ષ્ય પ્રપંચથીપર બ્રહ્મ છે પોતે લખે છે:—

"જ્ઞાનીનું લક્ષ પ્રપંચપાર જેમ નાવ ચાલે ધ્રુવને આધાર"

બ્રહ્મ ઉપદેશની રીતો—

૧ શાસ્ત્રીય રીતે ઉપદેશ—

વેદાંત પ્રક્રિયાને અનુસરી પિંડ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ અને લયનો વિવેક, "પંચીકરણ"માં તેમજ "ગુરૂ શિષ્ય સંવાદના" "જ્ઞાનભેદ" અંગમાં કરેલો છે. પંચીકરણ લેખમાં કારણ કાર્ય પરંપરાથી મહાકારણ બ્રહ્મ અને કાર્ય જગતનું એકાકારપણું સમજાવેલું હોય છે; એટલે અધિષ્ઠાન બ્રહ્મમાંથી માયાની વિક્ષેપ અને આવરણ શક્તિ વડે દૃશ્ય વસ્તુ માત્ર કેવી રીતે ઉત્પન્ન થઈ તે ઘટાવેલું હોય છે પરંતુ પંચીકરણને અંતે અખો લખે છે:—

"સ્થૂળ જોતાં નાવે પાર, અંતર ઉતરે લીધે સાર"

આ પ્રમાણે તેણે પ્રત્યગવૃત્તિ કરવાનો ઉપદેશ કરેલો છે. ગુરુશિષ્ય સંવાદના દ્વિતીય અને તૃતીય અંગમાં અને 'ચિત્તવિચાર સંવાદ' માં સંવાદદ્વારા સંશય દૂર કરી વિવેક અને વિચાર જાગૃત પેદા કરી સદ્ગુરૂનો નિર્દેશ કરી જગતના મિથ્યાત્વનું ભાન કરાવી વૈરાગ ઉત્પન્ન કરી, જ્ઞાન પ્રાપ્ત કરવા ઉપદેશ કરેલો છે. આ ઉપદેશથી પરાગવૃત્તિનો લય કરી પ્રત્યગ્ વૃત્તિ કરવા માટે છે. ઉપદેશથી જાગૃત થયેલા અધિકારી પુરુષોને સિદ્ધાન્તનો ઉપદેશ અખો પોતાના અક્ષય ગીતાના ગ્રંથમાં તેમજ ગુરૂ શિષ્ય સંવાદના ચતુર્થ અંગમાં અને બીજે સ્થળે વખતો-વખત કરે છે.

આ સિદ્ધાન્ત દૃઢ કરવા 'અનુભવ બિંદુ' 'કૈવલ્ય ગીતા તેમજ કેટલાક છપ્પાઓમાં અખો તેજ સિદ્ધાન્તોને પુનઃપુનઃ જુદા જુદા દાખલા દલીલોથી સમજાવે છે આમાં અખાના અનુભવ સિદ્ધ બ્રહ્મજ્ઞાનની છાપ જણાઈ આવે છે.

(૨) પ્રાકૃત રીતે ઉપદેશ—

શાસ્ત્રીય રીતે પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તનું સમર્થન, સરલ રૂપમાં દૃષ્ટાંતથી સામાન્ય જનો સમજી શકે તેવી રીતે ઘણે ભાગે છપ્પાઓમાં, ચિત્ત વિચાર સંવાદમાં અને અનુભવ બિંદુ વગેરેમાં સ્થળે સ્થળે વેદાંત સિદ્ધાંતોનું સમર્થન અને સ્પષ્ટી કરણ કરેલું છે. અહીં અખાએ સંસારના અવલોકનથી મેળવેલા જ્ઞાનનો બહોળો ઉપયોગ કર્યો છે.

૩. આ ઉપરાંત જ્ઞાન વિનાનાં અન્ય સાધન મિથ્યા છે એમ બતાવવા સંપ્રદાય અને પંથોનાં છિદ્ર શોધી કાઢી તેમને હાસ્ય પાત્ર બનાવ્યા છે; અને પ્રસંગોપાત્ત તેમના ઉપર સખ્ત પ્રહાર કરી તેમની તુચ્છતા બતાવી વેદાંત સિદ્ધાંત માર્ગનું ગૌરવ પ્રતિપાદન કર્યું છે. અહીં પાખંડમત ખંડન કરવામાં અખાનો ઉદ્દેશ લોકોની પરાગ્ વૃત્તિનો ઉચ્છેદ કરી તેમની પ્રત્યગ્ વૃત્તિ જાગ્રત કરવા માટે છે.

હવે અખાએ વેદાન્ત સિદ્ધાન્ત કેવી રીતે પ્રતિપાદન કર્યો છે, પ્રપંચ, જીવ, ઈશ્વર અને બ્રહ્મ વિષે તેના વિચાર કેવા છે, અને સિદ્ધાન્તમાં તેના વિચાર કેટલા આગળ વધેલા છે તે બધાનું સંપૂર્ણ રીતે વિવેચન કરવાથી લેખ ઘણોજ લાંબો થઈ જાય માટે તેમ નહિ કરતાં તેની પોતાની કવિતામાંથી તેના વિચારનાં સેંજ જેવા કેટલાક ઉતારા આપી તેનું વેદાન્તનું જ્ઞાન કેવું ઉંચા પ્રકારનું હતું અને મૂળ સિદ્ધાન્તમાંથી વિનાનું જરા પણ સ્ખલન નથી તે તપાસીએ.

જીવશિવ ભેદાભેદ:—

જીવ એજ શિવ છે, પણ અજ્ઞાનથી જીવ શિવમાં ભેદ ભાસે છે. પોતાની ભૂલથી જીવ માયામાં બંધાઈ સંસારમાં જુદી જુદી યોનિમાં ભટકયા કરે છે. અજ્ઞાનથી તેની બુદ્ધિ દૂષિત થાય છે, દેહથી જુદો બ્રહ્મરૂપ પરમાત્મા હશે કે નહિ, અથવા બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય કે નહિ, તેમજ વેદાંત વાક્ય અદ્વિતીય બ્રહ્મપ્રતિપાદક છે કે કોઈ બીજા અર્થનો છે એવો પ્રમાણમાં સંદેહ થાય છે અને તેથી મનમાં સંશય અથવા અસંભાવના ઉત્પન્ન થાય છે. આ સંશય ઉત્પન્ન થવાથી પરાગ્ વૃત્તિ થાય છે; મનુષ્ય દેહને આત્મા માને છે તેમજ બાહ્ય પ્રપંચમાં સત્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે આત્મ સ્વરૂપનું ભાન ભૂલી જવાથી ને અસંભાવના અને વિપરીત ભાવનાથી જીવ માયામાં વધારે વધારે લુબ્ધ થતો જાય છે; તેનામાં અવિદ્યા રાગ દ્વેષાદિ ઉત્પન્ન થાય છે; તે કર્મ ધર્મનાં સાધન કરે છે; એમ ક્રમે ક્રમે તેના ઉપર અજ્ઞાનનું આવરણ વધારે ચઢતું જાય છે.

આવી જીવની સ્થિતિ સમજાવવા અખો લખે છે:—

"આપ થકી ઓતપ્રોતથકે, અસંભાવના ઉપજે
"પછે વિપરીત ભાવના આચરે ને દુઃખ પામે ઘેડે ગજે
"પંચ પર્વ માયા અવિદ્યા હું ગુણ આદિ સહી
"તે દેશ કરે ભવ વિષે, જ્યમ તે કું નિગમે આંધળો અહિ
"તે ભોગ દેખી ગૃહ ભાવે, લડાવા ઈંદ્રિ વિષે
"સંસારનાં સુખ અધિક જાણી, કર્મઆદિક નિત્ય ભખે
* * *

"પરમાત્માને પુંઠ દઇ આતમા બુદ્ધિ છળે
"બુદ્ધિની દૃષ્ટિ વિષય સાહામી, એમ આપોપું નર ખુવે.
"વિષય વ્યક્ત કરે હરિથી; વિષપણું દે જીવને
" અજ્ઞાને અવળો ફરે, તે સર્વસુખના હોય શિવને

આ અજ્ઞાનતા શ્રવણ અને મનનથી દૂર થાય છે અને વિપરીત ભાવના નિદિધ્યાસનથી દૂર થાય છે. માટે અખાએ પંચીકરણાદિમાં સૃષ્ટિ ક્રમ જીવેશ્વરાદિભેદ માયા, બ્રહ્મ વગેરેનાં સ્વરૂપનું શાસ્ત્રીય તેમજ પ્રાકૃત રીતે વિસ્તારથી નિરૂપણ કર્યું છે અને સમી સુજ, સ્વસંવેદન આત્મ વિચાર વગેરે ઉપર ભાર મૂકી, વિચાર બળ પોષવા તેમજ વારંવાર સિદ્ધાન્ત ભાવનાને દૃઢ અભ્યાસ કરવા સ્થળે સ્થળે લખ્યું છે. જીવથી શિવ જુદા હશે કે કેમ તે સંશય દૂર કરવા અને જીવને પ્રબોધવા અખો લખે છેઃ—

" નિજ પણાની ભૂલે કરી શિવ; ભૂલ ટળી તો સદાએ શિવ,
" ત્રિગુણ ધુંમાડે આંખ્ય બહુ ભરી, તોહે લોક રહ્યાં આવરી.
" આતમ અખા સદોદિત સદા જીવને ત્રિગુણની લાગી દવા.

આ અજ્ઞાનના નાશ કરવા વિચારનીજ આવશ્યકતા અખો જણાવે છેઃ—

" સદ્વિચાર વડે હરિમળે, બીજે ઉપાયે ક્લેશ નવ ટળે;
" જેમ જેમ તેના કરે ઉપાય, તેમ જીવપણું જાડું થાય
" જ્યારે પદ બેસે વિશ્વાસ, ત્યારે રહે અખા સચરાચરદાસ. "

વળી લખે છે—

ચિદ અર્ણવ ફેણ શુદ્ધ બુદ્ધ, ઉપજે આપે સ્વભાવે સદા;
અસ્તિ નાસ્તિ એની ન કેવાય, નર છાયા જેમ સાથે થાય
ચરજ ધામ કેવાને એ. એમ જીવ શિવ અખા જોઈ લે.

અખો પોતાના અનુભવ સિદ્ધ જ્ઞાનથી આ સિદ્ધાન્ત નું સમર્થન કરતાં જણાવે છેઃ—

"તીરથ મારજન કીધું અખે, જન્મ મર્યું ને તેને વિષે.
"જાણ્યો છે જે જે જગદીશ, તું પદ છોડીને તે ઈશ
" ઉલટ ભેદ પામ્યો આરામ, જેને તારૂં મળ્યું નિજધામ. "
(આત્મા અંગ)

જીવ શિવજ છે છતાં અજ્ઞાનને લીધે પોતે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે. આ અજ્ઞાન તેજ અવિદ્યા, પ્રકૃતિ, માયા શક્તિ; દરેક એકજ અર્થના છે છતાં જુદે જુદે પ્રસંગે સહેજસાજ જુદા જુદા અર્થમાં વાપરવા[illegible]વ્યા છે. વેદાંત મતમાં માયાથી સર્વ વસ્તુ સ્થિતિ ઘટાવવામાં આવે છે અને તે[illegible]નું અવલંબન કર્યું છે, માટે વેદાંતીઓ માયાવાદી ગણાય છે.

માયા અનિર્વચનીય છે; એટલે સદસદ્ વિલક્ષણ છે સર્વ શાપ અને અશકય પ્રપંચ

માયાથી થઈ શકે છે. આ વિશ્વ પ્રપંચનો વિસ્તાર માયાથીજ છે. માયા અનિર્વચનીયા છે અને તેનો કાંઈક ખ્યાલ તેના કાર્ય ઉપરથી આવી શકે છે. અખો માયા વિષે લખે છે.

" માયા મોટી જગ માંહે નટીજી, તે આગળ કોઈ ન શકે ખટીજી;
" હરિહર અજથી આગળ વટીજી, સમજી ન જાયે એવી માયા અટપટીજી.

વળી—

" સમજી ન જાય એહવી માયા, દીસે નહિ ને બળવતી;
" ચૌદ લોકની આદિ માતા, ઓંકારથી પહેલી હતી.
" ત્રિગુણ પહેલી સત્ત્વ સ્વામિની, તેણે ગુણ જનની ઉભા કર્યાં
" પછે જનની થઈ જોતિયા, બલ પોતી પોતે વર્યાં.
" ચિદ્‌શક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે વળી;
" દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી.

માયાને અહીં ચમત્કારિ શક્તિ અને પ્રકૃતિ કહેવામાં આવી છે, પરમબ્રહ્મ માયાનું અધિષ્ઠાન છે, અને તેથી માયામાં પ્રપંચ ઉત્પન્ન કરવાની કારણ તરીકે શક્તિ રહેલી છે. માયા જ વિકાર પામે છે, પરબ્રહ્મ સદા અવિકૃત છે એમ જણાવતાં અખો લખે છેઃ—

" માયા ચિદ્દશક્તિ ભારે, મોહોટું સામર્થ્ય એ વિષે

* * * *

સૃષ્ટિનાં ચોવીશ કારણ, માયા શબલિત રૂપનાં;
પ્રકૃતિ તે પંચ વિશમી, પરિવાર સર્વ તેહનો કહ્યો;
પણ છવીશમો પરમાતમા, તે યથારથ જેમ ત્યમ રહ્યો.

આ પ્રમાણે માયા અનિર્વચનીયા છે, આ વિશ્વ પ્રપંચના સર્વ રંગ તેનાજ છે. વિશ્વમાં આપણે વસ્તુઓ ઉત્પન્ન થતી સ્થિતિ પામતી અને લય થતી જોઈએ છીએ; પણ

" કાલ માયાનું નાટક એવું, જે ઉપજાવી અહર્નિશ ગવે. "

બ્રહ્મ—આવા વિકાર અને ફેરફાર થવાં તેજ માયાનું સ્વરૂપ છે. માયાની આવરણ અને વિક્ષેપશક્તિથી સર્વ ઉત્પન્ન થાય છે અને ખરૂં હોય તેમ ભાસે છે; પણું વસ્તુતઃ તે મિથ્યા છે; તેનું અધિષ્ઠાન બ્રહ્મ એજ સત્ય છે, આ નિરંતર ફેરફારવાળા વિશ્વના આદિ કારણ તરફ પ્રત્યગ્દષ્ટિથી જોતાં તેના અધિષ્ઠાન બ્રહ્મની કાંઈક ઝાંખી થાય છે, તેનો કાંઈક ખ્યાલ આવે છે, પણ તે શું છે તે કળી શકાતું નથી. પરમાત્મપદ એવું છે કે તેનું શબ્દમાં વર્ણન થઈ શકે તેમ નથી. ઉપનિષદો પણ તેને સમજાવવાનો પ્રયત્ન કરી અંતે નેતિ નેતિ શબ્દથી વિરામ પામે છે. અખો તે વિષે લખે છેઃ—

" વાણીમાં જેહ ન આવે, તેહ તણી સર્વે વાણ;
નેતિ નેતિ કરી સો કહીએ, તેહની જાણે સર્વે જાણ;
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેહનો સર્વ પ્રસાર,
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યું સંસાર.

*   *   *   *

વેત્તા વિણ વિજ્ઞ વિના પૂરણ પદ નિર્વાણ;
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, જાણ્યું વિજ્ઞાણી જાણ.

ચિત્ત વિચાર સંવાદમાં તેમજ ગુરૂ શિષ્ય સંવાદમાં અનિર્વચનીય ખ્યાતિ, બિંબ પ્રતિબિંબાદિ વેદાંતના જુદા જુદા વાદદ્વારા પ્રપંચ મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે એ જુદા જુદા દૃષ્ટાંતથી સમજાવેલું છે. છેવટે અખો અદ્વૈતની કોટિએ જઈ લખે છે:—

" લક્ષાલક્ષ વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
" મન વાણી પામે વિશ્રામ, કોણ કેને દેખાડે ઠામ.
" હું નહિ, તું નહિ ત્યાં છે તેહ, જ્ઞાન નહિ જ્ઞાતાને જ્ઞેય;
" જ્યાં કોઈએ કહ્યું નવ જાય, ઓમ્કારાદિવર્ણ સમાય.
" તે ગુરૂ શિષ્યને શું કહે, મન વાણીથી અગોચર રહે.

આ પ્રમાણે અધિષ્ઠાન બ્રહ્મનું જ્ઞાન થાય તો પછી દ્વૈતભાવ રહેતો જ નથી. જડ ચેતન એવી બે વસ્તુઓ છેજ નહિ, ઉભયાત્મક જ્ઞાન તેજ અદ્વૈત. અખો આજ આશયથી લખે છે:—

" સ્થાવર જંગમ કેરી વાત, નિકટ દેખાડ્યું છે સાક્ષાત
" પંચ મહાભૂત તે સ્થાવર જાણ, જંગમ ચેતન એ વેદ વાણ.
" એક પિંડમાં વરતે બે, ઉભય મુદે અખા જોઈ લે.

*   *   *   *

કારણ વેણી મુધજ રહે, કારજ કેરું ચિત્ત ન લહે;
મળશે પાર તો દ્વૈતજ નથી, સ્વપ્ન ઉપાધ્યા જાગૃત નૈરતી.

( અપૂર્ણ. )

મણિલાલ શામળભાઇ દ્વિવેદી.

# "જાપાનની કેળવણીની પદ્ધતિ."

( અનુસંધાન—પુ. ૯-અંક ૧૨, પૃષ્ઠ ૫૮૭ થી. )

જાપાનમાં કિન્ડરગાર્ટન, પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચતર, તેમજ યુનિવર્સિટિ શિક્ષણ કઈ પદ્ધતિ અનુસાર અપાતું હતું તે વિષે આપણે પૂર્વે ચર્ચા કરી.

ત્યાર પછી વિદ્વાન્ ગ્રન્થકર્તાએ અને ભાષાન્તરકર્તાએ જે વિષયો ચર્ચ્યા છે તે વિષે આપણે થોડું વિવેચન કરીશું.

**સ્ત્રીકેળવણી**—આ પૃથ્વી ઉપરના ભિન્ન ભિન્ન દેશોમાં મનુષ્યની જે ભિન્ન ભિન્ન પ્રજાઓ પ્રાચીન સમયમાં વસેલી હતી અને અદ્યાપિ વસેછે તેમના, અર્વાચીન સમયના *પાશ્ચાત્ય ઇતિહાસકારોએ, વિજ્ઞાનશાસ્ત્રીઓએ, અને તત્વચિંતકોએ* તેમના રહેઠ, જાતિસ્વભાવ, અને આચારવિચારને આધારે, ભિન્ન ભિન્ન વિભાગો પાડ્યાછે; તેમાંનો એક વિભાગ તેમની આચારશિષ્ટતા (civilization) ને આધારે પાડેલો છે. વળી અમુક પ્રજાને આચારવિચારમાં શિષ્ટ કહેવી કે કેમ તેનો નિશ્ચય કરવાને માટે તેઓએ અમુક લક્ષણો (standards) પણ કહી જણાવ્યાંછે, અને એ લક્ષણોને આધારે એ બધી પ્રજાઓનો શિષ્ટતાની નિઃસરણીનો ચઢતો ઉતરતો ક્રમ પણ ત્હેમણે જ સૂચવ્યો છે. અમુક દેશની પ્રજા વિદ્યાકળા આદિમાં કેવું અને કેટલું પ્રાવીણ્ય ધરાવેછે? તે કેટલે અંશે જ્ઞાનવતી છે? એટલે સમસ્ત પ્રજાઓમાં કેટલો ભાગ ભણેલો છે? જ્ઞાનની શિક્ષણપદ્ધતિ તેમની કેવા પ્રકારની છે? તેમનો સમસ્ત સ્ત્રીવર્ગનો કેટલો ભાગ સુશિક્ષિત સ્ત્રીઓનો બનેલો છે? અને ત્યાં સ્ત્રીઓને શિક્ષણ આપવાની પદ્ધતિ કેવી છે?—આવા વિવિધ દૃષ્ટિબિન્દુથી અવલોકન કર્યા પછીજ તેઓ અમુક પ્રજાને આચારશિષ્ટતાની નિઃસરણીના અમુક પગથીઆ ઉપર સ્થાન આપે છે. આ ઉપરથી આપણને સહજ સમજાશે કે "સ્ત્રીકેળવણી" નો વિષય ત્હેમણે પોતાના લક્ષ બહાર નાખ્યો નથી. આ વિષયને આટલી બધી મહત્તા આપીને તેની આટલી બધી અગત્ય વધારી છે તેનું મુખ્ય કારણ તેઓએ સ્વીકારેલું "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ થવી અશક્ય છે"—એવું સૂત્ર જ હતું. એ સૂત્ર આપણને એમ સમજાવે છે કે જ્યાં સુધી અમુક દેશની પ્રજાએ પોતાના દેશની બધી સ્ત્રીઓને ઉચ્ચ પ્રકારની કેળવણી આપીને ત્હેમને ત્હેમનું શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક, અને વ્યાવહારિક જીવન ઉચ્ચત્તમ આદર્શવાળું બનાવતાં એમણે શીખવ્યું નથી ત્યાં સુધી એમના દેશનો ઉત્કર્ષ સાધવાના એમના સર્વ પ્રયત્નો મૃગતૃષ્ણિકાના જળવડે તૃષા છીપાવવાના યત્નો સમાન નિરર્થક ફાંફાં જ-સમજવાં. જે દેશમાં-આપણા મનુ ભગવાનના વાક્યાનુસાર-સ્ત્રીઓ પૂજાયછે, અર્થાત્ પુરૂષ તરફથી તેમને સન્માન મળેછે, ત્યાં—તે દેશમાં અથવા તે ગૃહમાં—દેવતાઓ રમે છે-આનંદપૂર્વક વાસ કરી રહેછે-શુભનું અહોનિશ દર્શન થાયછે.* આ સાથે એ વાત પણ સહજાનુમેય છે કે સ્ત્રી

---

* पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभि : । ५५ ॥

પૂજાર્હા–સન્માનને પાત્ર–યોગ્યતાવાળી–અધિકારવાળી થાય તે પહેલાં તેણે યોગ્યતાના ગુણની પણ પ્રાપ્તિ કરેલી હોવી જોઇએ; અને એવા ઉચ્ચતમ ગુણની પ્રાપ્તિનો મુખ્ય આધાર ત્હેમને મળેલી કેળવણી ઉપર જ રહેલો હોવાથી, 'સ્ત્રીકેળવણી' ના વિષયની અગત્ય વિષે બે મત હોવાનો સંભવ રહેતો નથી. વળી સ્ત્રીને આપણા દેશની સંસ્કૃતભાષામાં 'અર્ધાङ्गना' –"વામા" (અર્થાત્ અર્ધું અવયવ, ડાબું અંગ)—એવાં અભિધાન આપેલાં છે, તે આપણને શું સૂચવે છે? તે આપણને એમ સૂચવે છે કે જેમ મનુષ્યના શરીરનો અર્ધો ભાગ નિર્બળ–શક્તિહીન થઇ ગયો હોય તો તેનું આખું શરીર પણ નિરૂપયોગી થઇ રહે છે તેમ સ્ત્રી એ પુરુષની સમષ્ટિનો અર્ધ ભાગ છે તેથી તે જો કેળવાયેલી–શિષ્ટાચારવાળી–ઉન્નત અને ઉચ્ચ આદર્શનું જીવન નિર્ગમન કરનારી ન હોય તો તેના પતિનો ગૃહસંસાર દુઃખમય અને નિસ્તેજ નીવડવાનો સંભવ રહે છે; જેમ શરીરનો સંપૂર્ણ ઉપયોગ કરવા માટે જમણા અંગને ડાબા અંગની સાહાય્ય લેવી પડે છે અને ડાબા અંગને જમણા અંગની સાહાય્ય લેવી પડે છે તેમ પુરુષના સુખના અનુભવમાં સ્ત્રી ગાંભીર્ય રહેલું છે, અને સ્ત્રીના સુખમાં પુરુષનો હાથ રહેલો છે. માટે ઉભયને અન્યોન્યની સાહાય્ય લીધા વિના છૂટકોજ નથી. આ કારણથી જ્યાં સુધી અમુક દેશમાં પુરુષવર્ગ સ્વાર્થરતિ ધરાવીને માત્ર પોતાનાજ વર્ગવાળાને શિષ્ટતાના સંસ્કારો મેળવવાની અનુકૂળતા કરી આપે અને સ્ત્રીવર્ગને ગૃહમાં ગોંધી રાખે, નોકર સમાન લેખીને ત્હેમની કને ગૃહનાં ખાસ કાર્યો કરાવરાવે, જ્ઞાનરૂપી દીવાનો જરાએ પ્રકાશ ત્હેમના મનઃપ્રદેશ ઉપર પડવાજ દે નહિ, ત્હેમને શિષ્ટતાના સંસ્કારો મેળવવાના અમૂલ્ય લાભથી વિમુખ રાખીને ત્હેમનું નિત્ય જીવન–માનસિક, નૈતિક, શારીરિક, વ્યાવહારિક નિત્યજીવન–ઉચ્ચતમ આદર્શવાળું બનેલું જોવાનું સદ્‌ભાગ્ય ત્હેમને, ન આપે પણ ઉલટી ત્હેમની જ્ઞાનની ક્ષિતિજ અતિ સંકુચિત બનાવીને ત્હેમનું જીવન અધમ–નિઃસાર બનેલું જોવાનો પ્રસંગ ત્હેમને આપવામાં પોતાનું સર્વોપરિપણું સિદ્ધ કરે, ત્યાં સુધી પુરુષ વર્ગમાંના પ્રત્યેકનું અર્ધું અંગ નિર્બળ–શક્તિહીનજ રહ્યું છે એમ સમજવું,–ત્યાં સુધી પ્રત્યેક પુરુષ સંપૂર્ણ સુખી થવા અશક્ય છે, ત્યાં સુધી સમસ્ત પ્રજાનો પણ લગભગ અર્ધ ભાગ અન્ધકારમય જીવન અનુભવતો હોવાથી સમસ્ત પ્રજાનું પણ અર્ધજીવન નિઃસાર, નીરસ અને નિસ્તેજ બની રહેવાનું, અને ત્યાં સુધી સમસ્ત પ્રજાનો ઉત્કર્ષ પણ દૂરજ રહેવાનો. આ ઉપરથી 'સ્ત્રી–ઉન્નતિ' અને સ્ત્રી–ઉન્નતિ સાધક 'સ્ત્રીકેળવણી'—એમની અગત્ય સર્વેને માન્ય થશે, એટલું તો નિર્વિવાદ જ છે.

હવે, "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે"—"સ્ત્રીની ઉન્નતિ દેશની ઉન્નતિનું એક પરમ સાધન છે"—વગેરે સૂત્રો અને વાક્યો એટલાં બધાં સ્વતઃસિદ્ધ છે કે તેને સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ માન્ય કરી શકશે. પરંતુ એવી સ્ત્રી–ઉન્નતિસાધક જે સ્ત્રીકેળવણી તે કઇ પદ્ધતિ પ્રમાણે યોજવામાં આવવી જોઇએ તેનો નિર્ણય કરવામાં

---

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ५६ ॥

मनुस्मृति ३–५५–५६

વિદ્વાન પુરુષોમાં, તત્ત્વચિંતકોમાં, અને શિક્ષણપ્રચારકોમાં બહુ મતભેદ માલમ પડે છે. કેટલાક, સ્ત્રીઓ વિદ્યાભ્યાસાર્થે શાળાઓમાં અને પાઠશાળાઓમાં દાખલ થઈને સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, આદિ વિષયોની ઊંચી ઊંચી પરીક્ષાઓ ઉત્તીર્ણ કરીને પ્રમાણપત્રિકાઓ (certificates or degrees) સંપાદન કરે એવી રીતની પદ્ધતિવાળી કેળવણી પસંદ કરે છે; ત્યારે અન્ય, માત્ર ગૃહકાર્યમાં જ પ્રાવીણ્ય મેળવવું એજ સ્ત્રીનો અંતિમ ઉદ્દેશ હોવો જોઈએ એવું માને છે; ત્યારે બીજા કેટલાક, ઉભયનું મિશ્રણ કરવામાં અર્થાત્ શાળાઓમાં અને પાઠશાળાઓમાં પ્રવેશ કરીને સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, ગણિતાદિ વિષયોની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થવું એ માત્ર ગૃહકાર્યદક્ષતાસંપાદક સાધનજ હોવું જોઈએ એવું સમજે છે. પ્રાચીન સમયમાં આપણા દેશની સીતા, દ્રૌપદી, કુન્તી, આત્રેયી, મૈત્રેયી, ગાર્ગી, સરસ્વતી, ભામતી, શિલાભટ્ટારિકા, સુવર્ચલા, લીલાવતી આદિ અનેક સન્નારીઓએ વિદુષી અને સુશિક્ષિત સ્ત્રીઓ તરીકેની પ્રખ્યાતિ પ્રાપ્ત કરેલી હતી, એવું આપણા દેશના પ્રાચીન ગ્રન્થોનું વાચન આપણને કહે છે. તે સમયમાં જ્ઞાનનો સંગ્રહ સંસ્કૃત ભાષામાં લખાયેલાં પુસ્તકોમાં થયેલો હોવાથી હેમણે સંસ્કૃત ભાષાનું અને તે ભાષામાં લખાયેલા અન્ય વિષયોના પુસ્તકોનું સંપૂર્ણ રીતે અધ્યયન કર્યું હતું, અને તે સાથે હેમનો શુદ્ધ પ્રેમ, હેમની પતિપરાયણતા, હેમની શાન્તિ, હેમની ક્ષમાવૃત્તિ, હેમની પ્રસન્નતા, હેમનું ધૈર્ય, હેમની ગૃહકાર્યદક્ષતા, હેમની મૃદુતા કે નરમાશ, હેમનું નમ્રત્વ, હેમની ઉદારતા, હેમની સહિષ્ણુતા, હેમનો સ્વાર્થત્યાગ, હેમની દીર્ઘદૃષ્ટિ, સંક્ષેપમાં હેમનું સર્વસ્વ—જીવ—જીવપણું —હેમણે કોરાણે મૂક્યું નહોતું તેના સમર્થન અર્થે હેમણે પ્રાપ્ત કરેલી અચળ—અક્ષય—કીર્તિ મોજુદ છે. “યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ”—આવું આચારસૂત્ર જે દેશમાં જે સમયે મન્તવ્ય ગણાતું હતું તે દેશમાં તે સમયે પૂર્વોક્ત સર્વગુણસંપન્ન, વિદુષી અને સુશિક્ષિત સન્નારીઓ ઉદ્ભવે તેમાં શું આશ્ચર્ય? પ્રાચીન સમયમાં સંસ્કૃતભાષામાં લખાયેલાં ધર્મશાસ્ત્રનાં અને બીજા વિષયનાં પુસ્તકોના વાચનથી આપણે જે માહીતી મેળવી શકીએ છીએ તે માહીતી ઉપરથી આપણે એટલું તો નિઃસંશય કહી શકીશું કે પ્રાચીન સમયમાં આપણા દેશની સ્ત્રીઓએ ત્રીજા પ્રકારના મતાનુસાર કેળવણી મેળવેલી હશે, કારણ કે તે સમયે તેઓ ઉત્તમ પ્રતિષ્ઠા ભોગવતી હતી, ઉચ્ચ આદર્શમય જીવન નિર્ગમન કરતી હતી,* ધાર્મિક અને સાંસારિક કે વ્યાવહારિક કાર્યોમાં અગત્યનું—ગંભીર અગત્યનું—સ્થાન તેઓ ભોગવતી હતી, સંક્ષેપમાં પુરુષવર્ગ તરફથી હેમને ગોઠું સન્માન મળતું હતું, એ ઉપરથી તેઓને તે સમયે જે પ્રકારની કેળવણી મળતી હશે તે પણ ઉચ્ચ પ્રકારની હોવી જોઈએ એમ સહજ અનુમાન થાય છે.

ત્યાર પછી કેટલાંક વર્ષો પછી દેશમાં વસ્તુસ્થિતિ બદલાવા લાગી અને વસ્તુસ્થિતિના

---

* આના સમર્થનમાં વાંચો શ્રીયુત કાલિદાસવિરચિત રઘુવંશમાં રાણી ઈન્દુમતીને ઉદ્દેશીને અજરાજાએ ઉચ્ચારેલો શ્લોકઃ—

> ગૃહિણી સચિવઃ સખી મિથઃ પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ ।
> કરુણાવિમુખેન મૃત્યુના હરતા ત્વાં વદ કિં ન મે હૃતમ્ ॥

પરિવર્તનની સાથે જનસમાજની ભાવનાએ પણ પોતાનું રૂપ બદલવા માંડ્યું. પુરૂષ અને સ્ત્રી એભનની ઉભયની વચ્ચે ભેદ દિનપ્રતિદિન વધતો ગયો; પુરૂષો સ્વાર્થતત્પરાયણ્ વધારે થવા લાગ્યા, અને સ્ત્રીઓની તરફ ઈર્ષ્યાયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યા; સ્ત્રીઓ પુરૂષની સ્વાર્થ પરાયણતા જોઈને પોતે પણ સ્વાર્થપરાયણીઓ થવાના યત્નો કરવા લાગી અને એવાં સ્વાર્થ સાધવાને માટે પોતે મેળવેલા જ્ઞાનનો, પ્રવીણતાનો, ચાતુર્યનો, બુદ્ધિ બળનો દુરુપયોગ કરવા લાગી. પુરૂષો હેમના બુદ્ધિપ્રભાવનો આ પ્રમાણે દુરુપયોગ થતો, જોઈને, વધારે ઈર્ષ્યા; યુક્ત દૃષ્ટિથી હેમની તરફ જોવા લાગ્યા, પોતાનો હેમનાપર અંકુશ સ્થાપવા લાગ્યા અને પોતાના મહાન્ બળને પરિણામે પુરૂષો તે કાર્યમાં વિજયી નીવડ્યા. તેઓએ સ્ત્રીવર્ગની ઉપર પોતાનો અંકુશ સંપૂર્ણ રીતે સ્થાપ્યો, હેમને પૂરેપુરી પરાધીન બનાવી એટલું જ નહિ પણ હેમની કનેથી કેટલીક જાતના હક્ક પણ છીનવી લીધા. ત્યારથી સ્ત્રીઓની સામાજિક પ્રતિષ્ઠા ઉતરી ગઈ. અને તેઓ અધમ, ક્રૂર, નિષ્ઠુર, ઈર્ષ્યાવાળી, વિશ્વાસઘાતી, સ્વાર્થપરાયણી, અમત્યપ્રલાપિની. ઇત્યાદિ તિરસ્કારવાચક લક્ષણોથી ઓળખાવા લાગી.

સ્ત્રીની અધોગતિનો આવો દુષ્ટ સમય ઘણાં વર્ષો પર્યન્ત દેશમાં ટકી રહ્યો. ત્યારપછી દેશમાં બ્રિટિશ અમલ સ્થપાયો તે દિવસથી પાશ્ચાત્ય પ્રજાના અતિ વિસ્તૃત જ્ઞાનનો અને હેમની આચારશિષ્ટતાનો રાગ આપણા દેશની પ્રજાના હૃદયપટ ઉપર લાગવા માંડ્યો તેથી, અને દયાળુ ન્યાયી બ્રિટિશ સરકારે દેશની તેમાં મુખ્યત્વે સ્ત્રીની કેળવણી તરફ ખાસ લક્ષ અને ઉત્તેજન આપવા માંડ્યું તેને પરિણામે, આપણા દેશની સ્ત્રીની અવસ્થા પાછી પલટાઈને ઉચ્ચાદર્શવાળી ઉન્નતાવસ્થા થવાનો સંભવ હવે સમીપ આવતો હોય તેમ લાગે છે. પુરાતન સમયમાં અનુભવેલી ઉન્નતાવસ્થા આધુનિક સમયની સ્ત્રીઓ પુનરપિ પ્રાપ્ત કરે એવી પ્રભુ પ્રત્યેની આપણી નમ્ર પ્રાર્થના સફલ હજો. તથાસ્તુ.

આ પ્રમાણે આપણા દેશનો સ્ત્રીકેળવણીનો ઇતિહાસ સંક્ષેપમાં આપણે તપાસ્યો.

પ્રાચીન સમયમાં મિસર, ગ્રીસ, રોમ વગેરે દેશોમાં નારીપ્રતિષ્ઠા આપણા દેશમાં હતી તેવીજ ઉચ્ચાદર્શવાળી હતી તેવું તે તે દેશોના પ્રાચીન સમયનાં ઐતિહાસિક પુસ્તકોનાં વાચનથી આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ છિયે.

જાપાન દેશની પ્રજાના ઇતિહાસનું પણ જો આપણે અવલોકન કરીશું તો જાપાનની સ્ત્રીકેળવણીનો ઇતિહાસ પણ આપણા દેશની સ્ત્રીકેળવણીના ઇતિહાસની સાથે કેટલેક અંશે સામ્ય ધરાવતો હોય તેવું સમજાય છે, હિંદુસ્તાનમાં સ્ત્રીકેળવણીના ઇતિહાસના જેમ ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે તેમ જાપાનના સ્ત્રીકેળવણીના ઇતિહાસના પણ ત્રણ વિભાગ કે યુગ પાડી શકાશે. આપણા વેદના સમયથી છેક બુદ્ધ ધર્મના આરંભ પર્યન્તના સમય સુધી નારીપ્રતિષ્ઠા આપણા દેશમાં ઉંચા દરજ્જાની હતી. જાપાનમાં પણ આશરે દોઢ બે હજાર વર્ષ ઉપર 'પ્રાચીન જાપાનનો યુગ' હતો, તે સમયે તે દેશમાં પણ નારીપ્રતિષ્ઠા ઘણા ઉંચા પ્રકારની હતી એમ તે દેશના તે સમયના સામાજિક, રાજકીય અને ધાર્મિક ઇતિહાસ વાંચ્યાથી આપણને સમજાય છે. એક પાશ્ચાત્ય વિદ્વાનના શબ્દો-

માં કહીએ તો, " તે સમયે જાપાનમાં પુરુષ અને સ્ત્રી સરખી પદવી ધરાવતાં હતાં. પુરુષ એ સમાજનું સર્વોપયોગી અંગ અને સ્ત્રી એ સમાજનું નિરુપયોગી અંગ, એવી તુચ્છ ભાવના તે સમયે પ્રજાનાં મનમાં પ્રવૃત્ત થયેલી નહોતી. સ્ત્રીઓ ઊંચા દરજ્જાની રાજકીય સત્તા પણ ધરાવતી હતી. ઇતિહાસનાં દૃષ્ટાંત વાંચ્યાથી આપણા જાણવામાં આવે છે કે પુરાતન સમયમાં નવ રાણીઓ રાજ્યતખ્તપર બેઠી હતી. ઈ. સ. ૨૦૨ માં થયેલી જિંગો રાણી આ સર્વમાં શ્રેષ્ઠ હતી. તેણે પોતાના પતિના મૃત્યુ પછી પણ કોરીયાના મુલકપર જાતે ચઢાઈ કરીને તે જીત્યો હતો, ત્યાર પછી એક રાણીએ મોટા રસ્તાની ઉપર મુસાફરોની વિશ્રાંતિ અર્થે વિશ્રાન્તિગૃહ બંધાવ્યાં હતાં; એક બીજી રાણીએ મૃત્યુ પછી શરીરદાહની ક્રિયાને ઉત્તેજન આપ્યું હતું. ઈ. સ. ૭૩૦ માં કિનૂમ્યો નામની રાણીએ ગરીબોને માટે ( Hiden-in ) સદાવ્રત અને હૉસ્પિટલો ( Si-yaku-in ) બંધાવ્યાં હતાં; અને તેજ રાણીએ નાહવાના હોજ પણ ચણાવ્યા હતા. વળી એક કૈકુઝન કેની-નામની ઉમરાવ સ્ત્રી થઈ ગઈ. તેણે અબળા વર્ગનો મોટો પક્ષ ખેંચીને 'અબળાઓને સાહાય્ય આપવા માટે એક મંદિર' ('Temple of divorce'). બંધાવ્યું હતું."

આ પ્રમાણે સ્ત્રીઓ માત્ર રાજકીય ઉન્નતિ તે સમયમાં ધરાવતી નહોતી પણ તે ઉપરાંત શારીરિક, માનસિક, અને નૈતિક ઉન્નતિ પણ તેમણે તે સમયમાં સંપાદન કરી હતી. ઊંચા સદ્ગુણ, શીલ, ધૈર્ય, સત્ય, દયા, સંતોષ, પ્રસન્નતા, પતિપરાયણતા, ઇત્યાદિ ગુણ એમનામાં જણાતા હતા; સાહિત્ય અને જ્ઞાનના ક્ષેત્રમાં પણ તેમની બુદ્ધિ સંપૂર્ણ રીતે વિકસિત હતી.*

પ્રાચીન સમયમાં જાપાનમાં સ્ત્રીઓના ગુણ અને સ્વભાવ ઉચ્ચાદર્શવાળા હોવાથી આપણે એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકીશું કે ત્યાં પ્રાચીન સમયમાં પુરુષોના જેટલીજ કેળવણી સ્ત્રીઓ મેળવી શકતી હતી, જો કે હાલના જેવી કેળવણીની સંસ્થાઓ તે સમયમાં કદાચ નહિ હોય. "જાપાનમાં નારીપ્રતિષ્ઠાની ઉન્નતિની આ વસન્તઋતુ હતી, કારણ કે આ સમયમાં સ્ત્રીઉન્નતિ રૂપી પુષ્પ સંપૂર્ણ રીતે વિકસિત થયું હતું, જેની ખુશબોએ, સુગન્ધિએ, પ્રાચીન જાપાનની પ્રજાના નિત્ય અને સાંસારિક જીવન ઉપર વાઈને તેને સુખમય અને લાભદાયક બનાવ્યું હતું."×

જાપાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસનો આ પ્રથમ—સુવર્ણ—યુગ આશરે ઇ. સ. ૨૮૪ પર્યન્ત ચાલ્યો.

---

* "It is a remarkable, and, I believe, an unexampled fact," writes Mr. Aston, "that a very large and important part of the best literature which Japan has produced was written by women."

× "This was the spring-time of Japanese womanhood, when it blossomed undisturbed, and exerted a strong and beneficial influence on the life of Old Japan."

ત્યાર પછી જાપાનમાં સ્ત્રીકેળવણીના ઇતિહાસના દ્વિતીય યુગનો આરંભ થયો. હિંદુસ્તાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસના મધ્યકાલીન યુગને સંપૂર્ણ રીતે નહિ તો અંશે મળતો જાપાનનો પણ આ દ્વિતીય યુગ—"न स्त्री स्वातंत्र्य मर्हति" એવા સૂત્રનું સૂચન કરીને નારીપ્રતિષ્ઠાની અધોગતિનું આપણને દર્શન કરાવે છે. ઉન્નત દશામાંથી અવનત દશા ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ હિંદુસ્તાનની માફક વસ્તુસ્થિતિ પલટાઇ ગઇ તેજ હતું. ઈ. સ. ૨૮૪ માં જાપાને કોરીયા જીત્યું ત્યારથી કોરીયામાં ચીનના કૉન્ફ્યુશ્યન અને મેન્શ્યસ ધર્મ જાપાનમાં દાખલ થયા; અને ઈ. સ. ૫૫૨ માં હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મે પણ જાપાનમાં પગપેસારો કર્યો. મી. સ્ટેડ કહે છે કે, "એ ત્રણે ધર્મમાં સ્ત્રીને પુરુષથી ઉતરતી પંક્તિમાં ગણવામાં આવેલી હોવાથી જાપાનમાં પણ એ ત્રણે ધર્મનો સ્વીકાર થયા પછી નારીપ્રતિષ્ઠા પણ કાંઇક કમી થવા લાગી." ડૉ. ગલિક કહે છે કે "બૌદ્ધ ધર્મના સિદ્ધાંત ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છિયે કે સ્ત્રી પાપ અને દુષ્કર્મનું આકર્ષક મૂલ છે; અને દરેક રીતે પુરુષથી ઉતરતી છે. માટે નિર્વાણ—મોક્ષ—ની આશા થતી હોય તો સ્ત્રીએ પુરુષનો અવતાર લેવો જોઇએ." કૉન્ફ્યુશ્યન ધર્મ માનનાર એક જાપાનીએ સ્ત્રી સમ્બન્ધી લખેલાં પોતાનાં એક પુસ્તકમાં કહ્યું છે કે: "સ્વચ્છંદ (indocility) અસંતોષ, (discontent), પૈશુન્ય (slander), ઇર્ષા (jealousy) અને મૂર્ખાઇ (silliness) એ પાંચ સ્ત્રીના સ્વાભાવિક દોષ છે, અને એ કારણથી સ્ત્રીને પુરુષ કરતાં અધમ ગણેલી છે; અને એજ કારણથી તેણે પોતાના પતિની ઇચ્છાને અધીન રહીને તેની આજ્ઞાનુસાર હમેશ વર્તવું જોઇએ." આ પ્રમાણે એ ત્રણે ધર્મનો સ્વીકાર થયા પછી નારીપ્રતિષ્ઠાને કાંઇક હાનિ લાગવા માંડી, તથાપિ જાપાનની સ્ત્રીવિશ્વવિદ્યાલયનો સ્થાપક પ્રો. નરુઝ એમ કહે છે કે, "પ્રથમ સુવર્ણ યુગમાં સ્ત્રી કેળવણી રૂપી ઇમારત એવા સંગીન પાયા ઉપર બાંધવામાં આવી હતી કે બીજા યુગના આરંભનાં કેટલાંક વર્ષો પર્યન્ત તો સ્ત્રીઓની સ્થિતિ એવી ને એવીજ રહી હતી; અને તે પણ એટલે સુધી કે સ્ત્રીઉન્નતિપ્રક્ષછેદક કુઠારરૂપ એ ત્રણે ધર્મો તેમનો જાપાનમાં પ્રચાર કરનારી સ્ત્રીઓ પોતેજ હતી! વળી બૌદ્ધ ધર્મનો વિશેષ અભ્યાસ કરવા માટે હિંદુસ્તાનમાં જેન્શોનિ, જેન્ઝોનિ, અને કિઓનિ, ને મોકલવામાં આવી હતી તે સ્ત્રીઓજ હતી! આ પ્રમાણે ધાર્મિક પ્રદેશમાં સ્ત્રીઓ પ્રવીણ હતી તેટલુંજ નહિ પણ સાહિત્યના પ્રદેશમાં પણ તેમણે સારું અવગાહન કર્યું હતું." સ્ત્રીકેળવણીના ઇતિહાસનો ઘોર અન્ધકારમય સમય—આ દ્વિતીય યુગ—ઇ. સ. ૨૮૪ થી ઇ. સ. ૧૮૬૦–૭૦ પર્યન્ત ચાલ્યો. રેતીનાં મોટાં ઉજ્જડ રેતાળ રણની માંહ્ય કેટલેક અંતરે નાના વિસ્તારવાળા રણદ્વીપ–લીલોતરીવાળા પ્રદેશો (Oases) મુસાફરને નજરે પડીને તેમને આનંદ આપે છે તેમ જાપાનના આ દ્વિતીય યુગના નીરસ સમયમાં પણ કેટલાક સારા (Epochs) વિશિષ્ટ કાલ નજરે પડીને આપણા મનને શાન્ત કરે છે. પ્રથમ તો, આશરે દશમા શતકમાં એટલે હિયન સમયમાં—(Heian Period)—જો સુલેહનો સમય આવ્યો હતો—તે સમયમાં ઉચ્ચ વર્ગમાં સ્ત્રીઓ સારી કેળવણી લેતી હતી. ત્યાર પછી ઈ. સ. ના બારમા શતકમાં કમકુર સમયમાં— સ્ત્રી પુરોહિત—"અદ્ધર્દ્ર ક્ષીનેટ મણ" એ નામનું પુસ્તક જેમાં સ્ત્રીઓએ પોતાના શીલને મરણ કરતાં પણ વધારે કિંમતી ગણવું એવો બોધ આપવામાં આવ્યો હતો તે પ્રકટ થયું હતું. પાતિવ્રત્ય એ સ્ત્રીનું અમમ્ય આભૂષણ—સર્વોત્તમ લક્ષણ ગણાતું હતું. નિત્યનાં ગૃહકાર્યમાં

ચતુરાઈ મળે એવું શિક્ષણ પણ આ સમયે આપવામાં આવતું હતું. ત્યાર પછી ઈ. સ. ના ૧૭ મા શતકમાં—યેદો સમયમાં—ગૃહવ્યવસ્થાના વિષય ઉપરાંત લખવા વાચવાના અને ગણિત ગણવાના અને ઇતિહાસ ભૂગોળના વિષયો સ્ત્રીઓની શાળાઓમાં દાખલ કરવામાં આવ્યા. આમ છતાં પણ તે સમયમાં પોતાના પતિ પ્રત્યે તે પૂજ્યભાવ અને પ્રેમ દર્શાવે છે કે નહિ? તેનામાં વિનય, સત્ય, નમ્રતા, ઔદાર્ય, ક્ષમા અને શીલ આદિ ગુણ છે કે કેમ, અને ન હોય તો કેમ ખીલવવા એ વિષે વિશેષ લક્ષ આપવામાં આવતું હતું—ચીનના કૉન્ફ્યુસ્યન ધર્મની આ છાયાજ હતી; અને ટોકુગાવા સમયમાં કૈબારા એકીકન (Kaibara Ekiken) નામની વિદુષી બાઈએ લખેલું ઓના ડાઇ ગકુ (Onna Dai-gaku=Great Precepts for Women) એ નામનું પુસ્તક વાંચ્યાથી તે સમયમાં સ્ત્રીને કયા પ્રકારની કેળવણી આપવામાં આવતી હશે તેની આપણને પ્રતીતિ થાય છે. આ પ્રમાણે છુટક છુટક સારી સ્થિતિનું સૂચન કરતા વિશિષ્ટ કાલનું દર્શન કરાવતી દીપાવલિની જ્યોતિએ, જાપાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસના આ દ્વિતીય—મધ્યકાલીન—અધોગતિ સૂચક—યુગના અન્ધકારમય પ્રદેશની ઉપર કાંઇક પ્રકાશ નાખ્યો છે. આ બાબતે યુગ આ પ્રમાણે જો કે આપણા દેશના મધ્યકાલીન યુગની સાથે આનુરૂપ્ય ધરાવતો હતો તથાપિ વિચાર સંબંધમાં રા. શાર્પનું માનવું એવું છે કે, “આપણા દેશમાં ને ચીનમાં જેટલી છે તેટલી અધમ અવસ્થા જાપાનમાં કદી થઇ નહોતી; કારણ કે તે સમયમાં જાપાનમાં બુદ્ધિના વિકાસ કરતાં નીતિની કેળવણીને જો કે વિશેષ અગત્ય આપવામાં આવતી હતી છતાં બુદ્ધિના વિકાસનો હિંદુસ્તાનની માફક છેક અનાદર કરવામાં આવતો નહોતો; તે સમયમાં સ્ત્રીઓને લખતાં વાંચતાં શીખવીને, ત્હેમની બુદ્ધિનો સ્હેજસ્હાજ વિકાસ કરાવીને, ત્હેમનું લક્ષ એકદમ નીતિનાં શિક્ષણ પ્રત્યે અને ગૃહકાર્યવ્યવસ્થા પ્રત્યે દોરવી લેઈ જવામાં આવતું હતું. ‘સ્ત્રીએ બાળક તરીકે પોતાના માબાપની આજ્ઞાને અધીન રહેવું, પત્ની તરીકે પોતાના પતિને અધીન રહેવું, અને વિધવા તરીકે પોતાના પુત્રને અધીન રહેવું’—એવી ત્રણ શુશ્રૂષા ઓ ત્હેમના મનની ઉપર ખૂબ જોરથી ઠસાવવામાં આવતી હતી.”

જાપાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસના ત્રીજા અને સુવર્ણ યુગનો આરંભ ઈ. સ. ૧૮૭૧ થી થયો એમ કહી શકાય; જો કે સ્ત્રીકેળવણીરૂપી વૃક્ષનું પ્રથમ બીજ રૂપ કારણ જાપાનીઓનું પાશ્ચાત્ય પ્રજાઓના સંસર્ગમાં આવવું એ હોવાથી, તે યુગનો ખરેખરો આરંભ જ્યારથી પાશ્ચાત્ય પ્રજા જાપાનમાં પ્રથમ દાખલ થઈ ત્યારથીજ થયો એમ પણ કહી શકાય; કારણ કે જેમ જેમ પાશ્ચાત્ય પ્રજાનો સમાગમ જાપાનીઓને થતો ગયો ત્યેમ ત્યેમ એમની વિદ્યા–કળા–વગેરેનો પ્રભાવ જોઇને જાપાનીઓ ચકિત થાવા લાગ્યા, ત્હેમની ચક્ષુ ઉપર બાંધેલા અજ્ઞાન રુપી તિમિરના પાટા ખોલવા માંડયા, અને એમની કનેથી કાંઇકને કાંઇક નવીન શીખી લેવાની ત્હેમની ઉત્કંઠા દિન પ્રતિ દિન વિશેષ તીવ્ર થાવા લાગી. ઈ. સ. ના ૧૬ મા શતકમાં પાશ્ચાત્ય પ્રજા પહેલવહેલી જાપાનમાં દાખલ થઈ. આ વખતે શોગન સત્તા પૂર જોરમાં હતી તેથી દેશમાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યા નથી, જો કે પાશ્ચાત્ય વિદ્યાનાં પુસ્તકો દેશમાં દાખલ કર્યાનું માન શોગન સત્તાને ઘટે છે. ઈ. સ. ના ૧૭ મા શતકમાં વસ્તુ સ્થિતિનું સ્વરુપ હતું તેમનું તેમ કાયમજ રહ્યું, જો કે ડચ પ્રજા

કનેથી જાપાનીઓએ પાશ્ચાત્ય વિદ્યાનો કાંઈક ભાગ ગ્રહણ કર્યો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૮૫૨ માં પેરી નામનો અમેરિકન જાપાન આવ્યો અને કેટલાક પ્રેક્ષકરાર કર્યા. ઈ. સ. ૧૮૬૭ ના ઑક્ટોબરની ૧૪ મી તારીખે શોગન કૈકિએ પોતાની સર્વોપરિ સત્તાનું રાજીનામું આપ્યું, અને ઈ. સ. ૧૮૬૮ માં શહેનશાહે ઘણાં વર્ષો થયાં ગુમાવેલી અથવા નષ્ટપ્રાય થયેલી સત્તા પુનઃ પ્રાપ્ત કરી. આ વર્ષથી મૈજિ કે સુધરેલો યુગ શરૂ થયો. નવા શહેનશાહે પાશ્ચાત્ય પ્રજાનું વિવિધ જ્ઞાન મેળવવાની પોતાની પ્રજાને અનુકૂળતા કરી આપવાનું કામ પોતાના હાથમાં લીધું. વિદ્વાનો દેશ પરદેશ જઈને ત્યાંની વિદ્યા-કળા—શિક્ષણ પદ્ધતિ વગેરે વિષયોનો અનુભવ લેઈને પાછા આવતા; પાશ્ચાત્ય દેશોમાં જે ઉત્તમ પ્રકારની કેળવણી-શિક્ષણ પદ્ધતિ-પ્રચલિત હતી તે પોતાના દેશમાં દાખલ કર્યાથી દેશને લાભ થશે એવા વિચારોથી પ્રેરિત થઇને જાપાની વિદ્વાનોએ શહેનશાહને તેમ કરવાની સલાહ આપી. શહેનશાહે તેમની સલાહ પ્રમાણે નવી પાશ્ચાત્ય શિક્ષણ પદ્ધતિ દેશમાં દાખલ કરી. થોડાક સમય સુધી તો માત્ર પુરુષ વર્ગ પરત્વે કેળવણી સંબન્ધી વિશેષ લક્ષ અપાતું હતું. પાછળથી વિદ્વાનોએ પોતાની ભૂલ જોઇ. " સ્ત્રીની ઉન્નતિ વિના દેશનો ઉદ્ધાર અશક્ય છે "—એ સત્રનું મહત્વ હેમને વિશેષ સ્પષ્ટ રીતે સમજાયું; અને " બાળકના ભવિષ્યની જિંદગી ઉત્તમ વા અધમ નીવડવી તેનો મુખ્ય આધાર તેની માતા તરફથી તેને મળતાં શિક્ષણ ઉપરજ રહેલો છે "—એવું નેપોલીયનનું વાક્ય* હેમના મનપર વધારે જોરથી ઠસવા લાગ્યું. આ રીતે પાશ્ચાત્ય પ્રજાના સમાગમમાં આવ્યા પછી આ અને આવાં અનેક સંજોગોથી પ્રેરિત થઈ જાપાનીઓએ સ્ત્રી કેળવણીને જેમ બને તેમ ઉંચા પાયાપર લાવીને તેને સર્વોત્તમ બનાવવાને અનેક યત્નો કર્યા; અને હેમનાં અપૂર્વ ઉત્સાહ, અસાધારણ ખંત, અનુપમ શ્રમ, અને સૂક્ષ્મ વિવેકબુદ્ધિને લીધે હેમનાં એ દિશાના સર્વે યત્નો સફલ નીવડ્યા. તે યુગમાં નારીપ્રતિષ્ઠા પ્રથમ યુગના જેટલીજ શ્રેષ્ઠ થઈ!

આ પ્રમાણે જાપાનની પ્રજાએ પાશ્ચાત્ય પ્રજાનાં પગલે પગલે ચાલીને ' સ્ત્રીના સમાનાધિકાર ' ની અને ' સ્ત્રીની કેળવણી ' ની અગત્ય સ્વીકારી અને દેશમાં તે સિદ્ધાંતો સર્વમાન્ય કર્યા. પરંતુ તેઓએ કયી પદ્ધતિ અનુસાર સ્ત્રીકેળવણીનો દેશમાં પ્રસાર કર્યો કે જેને પરિણામે સમસ્ત સ્ત્રીવર્ગની અને હેમને લીધે સમસ્ત પ્રજાવર્ગની ઉન્નતિનો સર્વ દેશમાં હવે. તે પદ્ધતિ જાણવાની વાચકના મનમાં ઇચ્છા ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે. આ કારણથી આપણે તે પદ્ધતિ વિષે થોડો વિચાર હવે કરીશું.

( અપૂર્ણ.)

અમદાવાદ.
તા. ૩-૫-૧૯૧૧.

"જ્ઞાન ભક્તિ."

* " The future destinies of the child are the work of the mother. "—*Napoleon.*

# એક અબળાના ઉદ્દગાર.

(શિખરિણી.)

ઘણાં દુઃખો જોયાં ! અસહ મણ હૈયા પર થયાં !
ગણ્યાં જેને મ્હારાં સ્વજન પ્રણયી, તેય પલટ્યાં !
હરી લૂંટી આજે અવર જનને વિપ્રકરતા !
પતિ પ્યારા તેયે અશરણ પરે રોષ ધરતા ! ૧.

હતી ન્હાની ત્યારે રસિક રમતો રોજ રમતી,
સખી શાણી સાથે સરલ ઉર સ્વચ્છન્દ ભમતી;
તજ્યાં તે સર્વેને, જનક-જનનીને પણ તજ્યાં;
તજ્યો મોંઘો બન્ધુ, 'પતિ, પતિ, પતિ ' એકજ ભજ્યા. ૨

સ્મરી પ્રાણાધારા, દિવસરજની જાપ જપતી,
જરા આઘા થાતાં વિરહ-અનલે ઉગ્ર તપતી;
સદા ધારી આજ્ઞા શિર પર, સહૂ કાર્ય કરતી,
અને એ વ્હાલાનું ઉર રિઝવવા આશ ધરતી. ૩.

ગયું સર્વે મિથ્યા ! જીવન સઘળું નિષ્ફલ ગયું !
હતું જે ના મ્હારૂં હૃદય, નવ મ્હારૂં થઇ શક્યું !
કીધા યત્નો કોટી, પણ સકળ તે વ્યર્થ નીવડ્યા !
ન દુર્ભાગી દારા ઉપર કરુણા, સ્નેહ ઉતર્યાં ! ૪.

સદા સેવું છું ને પતિચરણને સેવીશ સદા !
છતાં કર્માયું આ નહિં વિકસશે જીવન કદા !
હમારે તો સર્જ્યું રુદન કરવું રાતદિનનું !
ભરીને નિઃશ્વાસો, સ્મરી ફરી ફરી દુઃખ, રડવું ! ૫.

જવું માતા પાસે, હૃદય દવશે, દીન બનશું,
રડીશું ને એનું રુદન નિરખી શાન્ત થઇશું;
સહ્યાં દુઃખો સર્વે ! અવર પડશે તેય સહીશું !
કહીશું ના કોને ! ને મરણપળમાંયે ન કહીશું ! ૬.

ભલે સન્તાપોથી સતત ઉર મ્હારૂં સળગતું !
ભલે એ વ્હાલાના વચન—શરનું લક્ષ્ય બનતું !
તપસ્વીનાં જેવાં તપ કઠિનનું એ ફલ હજો !—
**નહીં નારી કેરો દુખદ મુજને જન્મ મળજો !** ૭.

**મોહનલાલ પાર્વતીશંકર દવે.**

---

# બ્રિટિશ સામ્રાજ્ય

અને

## તેનું ગૌરવ.

યાને

બ્રિટિશ સામ્રાજ્યના અમલ નીચે આવી રહેલા પૃથ્વી ઉપરના કેટલાક દેશોની—તેમના વિસ્તાર, વસ્તી, પેદાશ ઇત્યાદિ સંબન્ધી—જાણવા જોગ હકીકત.

આ પૃથ્વી ઉપર વસતું પ્રત્યેક પ્રાણી, ગમે તે તે મનુષ્ય હો કે પશુ હો, પક્ષી હો કે જંતુ હો, ગમે તે હો તોપણ તેને પોતાના જીવનનિર્વાહાર્થે પ્રાસ્તાવિક બે શબ્દ. નાના પ્રકારના શ્રમ, કામ કે ઉદ્યમ દિનપ્રતિદિન કરવા પડે છે. હું પણ પ્રાણી વર્ગમાંનો એક મનુષ્ય હોવાથી આજીવિકા અર્થે લીધેલા અમુક પ્રકારના ઉદ્યમમાં આખો દિવસ રોકાયો હતો. સ્હાંજ પડતાંનીવાર ઉદ્યમની ઘુસરી ખભા ઉપરથી નીચે મૂકીને હું સ્વગૃહ પ્રતિ જવા નીકળી પડ્યો. અર્ધ સમયમાં ગૃહ આવ્યું. વાળુ કર્યું. અને આખા દિવસ પર્યન્ત લીધેલા ઉદ્યમથી શ્રમિત થયેલા મનને શાન્ત કરવાની ઇચ્છાથી અને ગ્રીષ્મ ઋતુના અતિશય—અસહ્ય—ઉકળાટમાંથી શરીરને કેટલેક અંશે શાન્તિ આપવાના હેતુથી હું એકદમ મારા ગૃહના ત્રીજા માળની ઉપર આવેલી અગાશી—'આકાશિકા'—એ જઈ પહોંચ્યો. કૃષ્ણ પક્ષની રાત્રિ હતી, ને તે પણ અમાવાસ્યાની. તેથી અન્ધકારનું તો પૂછવુંજ શું ! આખું વિશ્વ—ઉપર જણાતું આકાશ અને નીચે આસપાસ જણાતી આખી પૃથ્વી—સર્વ ઘોર અને અપાર તિમિરોદધિમાં જાણે ડુબી ગયેલું હોય એવું મ્હને તે સમયે ભાસ્યું. અનિલ પણ જાણે ચન્દ્રની સાથે ગાઢ મૈત્રી ધરાવતો હોવાથી રીસામણું કર્યું હોય તેમ તે અત્યારે જરાકે ફરકતો નહોતો. વસ્તુસ્થિતિ મનને અને શરીરને વિશ્રાન્તિ આપવાને માટે આટલી બધી

પ્રતિકૂલ હોવા છતાં મ્હેં મ્હારી દૃષ્ટિને ઉંચે ઘોર અન્ધકારમાં ડૂબી રહેલા આકાશના છેક ઊંડાણની પેલી મેર દીસતા-પ્રકાશતા—તારાઓ તરફ જવા દીધી. ઘણો વિક્ષેપ કરતો હોવાથી એ તારાઓ જોયાથી મ્હારા મનમાં ખગોળ, ભૂગોળ ઇત્યાદિ વિષયોના વિચાર ઉત્પન્ન થયા. મ્હેં વિચાર્યું કે આકાશમાં પ્રકાશતા આ અસંખ્ય તારાઓ જેને ઉદ્દેશીને કવિએ " અંધારી રાતે એ દેવ ફેરી આંખો "—એ પ્રમાણે ગાયું છે તે તારાઓ આપણને અહોનિશ ગરમી, પ્રકાશ અને જીવન આપનાર આપણા સૂર્યના જેવા–કેટલાક કદમાં તેના જેવડા, અને બીજા કેટલાક તેનાથી હજારો અને લાખો ગણા મોટા સૂર્યો જ છે. અને બીજા કેટલાક જે સ્થિર પ્રકાશ આપતા દેખાય છે તેમને આપણા સૂર્યચક્રના ગ્રહના નામથી આપણે ઓળખીએ છિયે, અને જે પૃથ્વી ઉપર હું વસું છું તે પૃથ્વી પણ એજ સૂર્યચક્રના ગ્રહો જેવો એક ગ્રહજ છે. તે નારંગી જેવા ગોળાકારની છે. પરંતુ નારંગી જેવડા કદની નથી! તે તો આશરે ૮૦૦૦ માઇલના વ્યાસ અને આશરે ૨૫૦૦૦ માઇલના પરિઘવાળો એક મોટો નક્કર ગોળો છે.

બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર.

હવે પૃથ્વીના નકશા ઉપર જો આપણે દૃષ્ટિ નાખીશું તો આપણને સ્પષ્ટ રીતે સમજાશે કે તેના પૃષ્ઠનો એકંદર વિસ્તાર આશરે ૧૯૭,૦૦૦,૦૦૦ ( ૧૯ કરોડ અને ૭૦ લાખ ) ચોરસ માઇલનો છે તેમાંથી ૧૪૨,૦૦૦,૦૦૦ ( ૧૪ કરોડ અને ૨૦ લાખ ) ચોરસ માઇલનો વિસ્તાર પૃષ્ઠપરના જળ સમુદાયે રોકેલો છે અને ૫૫,૦૦૦,૦૦૦ (૫ કરોડ અને ૫૦ લાખ) ચો. માઇલનો વિસ્તાર પૃષ્ઠપરના ભૂમિસમુદાયે રોકેલો છે.* અર્થાત્ પૃથ્વી ઉપરના પૃષ્ઠનો આશરે ¾ ભાગ જળસમુદાયે રોકેલો છે અને માત્ર ¼ ભાગ જેટલીજ ભૂમિ છે. વળી તે ઉપરાંત વિશેષ વિચાર કરીશું તો આપણને જણાશે કે એ ૫ કરોડ અને ૫૦ લાખ ચો. માઇલના વિસ્તારવાળી ભૂમિમાંથી આશરે ૧ કરોડ અને ૩૦ લાખ ચો. મા. જેટલા વિસ્તારવાળી ભૂમિ ઉપર કૃપાળુ બ્રિટિશ સામ્રાજ્યનો અમલ વર્તી રહ્યો છે; અર્થાત્ પૃથ્વી ઉપર જેટલી એકંદર ભૂમિ છે તેનો આશરે ¼ ભાગ બ્રિટિશ સામ્રાજ્યના અમલ નીચે છે; અને ભૂમિસમુદાયનો જે ¾ ભાગ બાકી રહ્યો તે અન્ય રાજાઓની હકુમત નીચે વહેંચાઈ ગયો છે. આ ઉપરથી આપણે નિઃસંશય કહી શકીશું કે એકજ રાજ્યના અમલ નીચે પૃથ્વીનો આટલો મોટો ભાગ આજ સુધીમાં કદાપિ આવેલો હોય એવું બન્યું નથી. પુરાતન સમયમાં હિંદનું, ગ્રીસનું, રોમનું, મિસરનું, બેબિલોનનું વગેરે સામ્રાજ્યના મહત્વ વિષે અનેક વાતો પ્રાચીન સમયનાં ઐતિહાસિક પુસ્તકોમાં લખેલી આપણે વાંચી હશે, પરંતુ અર્વાચીન સમયમાં પૃથ્વી પરના ભૂમિસમુદાયની જેટલા પ્રમાણમાં શોધખોળ થઇ છે તેટલા પ્રમાણમાં પ્રાચીન સમયમાં નહિ થયેલી હોવાથી તે સમયનાં સામ્રા-

---

* ઉપર જે જળસમુદાયનું અને ભૂમિસમુદાયનું પ્રમાણ આપ્યું છે તે આશરે (approximately) સમજવાનું છે, કારણ કે 'જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ' એવો કુદરતનો નિયમ અહોનિશ આખી પૃથ્વીપર વ્યાપી રહેલો હોવાથી, ઉભયનું એ પ્રમાણ કાયમ રહેતું નથી પણ વધતું ઓછું થાય છે.

પણ તે પ્રતિ પુનઃ દૃષ્ટિપાત કરીશું તો આપણને સમજાશે કે 'ન્યુઝીલાંડ' નામનો ટાપુ જળસમુદાયના લગભગ બરાબર મધ્ય સ્થળે આવી રહેલો છે; અને તેજ પ્રમાણે બ્રિટિશ ટાપુઓ ભૂમિસમુદાયના લગભગ બરાબર મધ્ય સ્થળે આવી રહેલા છે. આ કારણથી એ ટાપુઓને ભૂમિસમુદાયનો હરકોઇ ભાગ બીજા ભાગના જેટલોજ અંતરે આવી રહેલો હોવાથી વ્યાપાર રોજગારમાં તેને અમુક પ્રકારની સરળતા અને સહેલાઈ પ્રાપ્ત થઇ રહેલી છે તે પણ તેના આવા સ્થળને અંગે ઉદ્ભવ પામતા ભૂગોળ સંબન્ધી કારણોથી પરિણમતા અનેક લાભોમાંનો એક લાભ જ ગણી શકાય.

આ પ્રમાણે આપણે (અ) વિભાગ જે ભૂગોળ સંબન્ધી છે તેના ચાર પેટા ભાગ સંબન્ધી વિવેચન કર્યું.

હવે આપણે (ઘ) વિભાગ જે ભૂતળ સંબન્ધી છે તે તરફ આપણા વિચાર દોડાવીએ.

(ઘ) ભૂતળસંબન્ધી કારણો.

બ્રિટિશ ટાપુઓની ભૂમિરચના, અને તેના સ્થળને અંગે અને આસપાસની પરિસ્થિતિને અંગે ઉત્પન્ન થતી આબોહવા એ ઉભય ખેતીવાડીના કામને માટે કાંઈક પ્રતિકૂળ હોવાથી તે ટાપુઓમાં વસતી પ્રજા મોટે ભાગે ખેડૂત વર્ગની બનેલી નથી, પણ તેમને હાથના વેપાર રોજગાર ઉપર પોતાનો જીવનનિર્વાહ કરવાની વિશેષ આવશ્યકતા રહેતી હતી. પૂર્વોક્ત પ્રતિકૂળતાના બદલામાં પરમ કૃપાળુ ઈશ્વરે તે દેશમાં બીજો એક લાભ એ આપ્યો કે ત્યાં કોલસો અને લોઢું એવી બે ખનિજો—જે કાળાં અને સસ્તાં હોવા છતાં પરદેશથી સુવર્ણ, હીરા, રૂપું આદિ અમૂલ્ય વસ્તુને ખેંચી લઈ આવવામાં ખાસ અગત્યની ગણાયેલી છે તે બે ખનિજો એ ટાપુઓમાં ભોંયમાંથી જથ્થાબંધ જડે છે. એ ધાતુઓ વડે વરાળયન્ત્રોનાં કારખાનાં ધમધોકાર તે દેશમાં ચાલે છે; અને એ કારખાનાંઓમાં ઉત્પન્ન કરેલા માલનું દેશપરદેશ વેચાણ થઈને તેના બદલામાં દેશ પરદેશથી લક્ષ્મીના ઢગે ઢગ એ ટાપુઓમાં અહોનિશ ખેંચાઇ આવે છે! આ પ્રમાણે આપણે બ્રિટિશ સામ્રાજ્યના અભ્યુદયનાં અનેક કારણોમાંનું આ પણ એક કારણ ગણશું.

હવે આપણે (ક) વિભાગ–કુદરતી કારણો વિષે વિવેચન કરીશું. પૃથ્વીપર જુદે જુદે

(ક) કુદરતસંબન્ધી કારણો.

સ્થળે જુદા જુદા પ્રકારની આબોહવા માલમ પડે છે તેના ધોરણ ઉપર તે તે સ્થળના જુદા જુદા વિભાગ પાડી બતાવ્યા છે અને દરેક વિભાગનું નામ "કટિબંધ" પાડેલું છે.* આવા કટિબંધ પૃથ્વી ઉપર બધા મળીને પાંચ છે. એક ઉષ્ણ કટિબંધ, બે સમશીતોષ્ણ કટિબંધ અને બીજા બે શીતકટિબંધ. બ્રિટિશ ટાપુઓ સમશીતોષ્ણ કટિબંધમાં આવી રહેલા હોવાથી ત્યાંની હવામાં ગરમી અને ટાઢ સમ પ્રમાણમાં જણાય છે.

*( કારણ કે કટિ એટલે કેડ અને બંધ બાંધવું તે. કટિબંધ એટલે કેડે બાંધવામાં આવતો કંદોરો. પૃથ્વી ગોળ હોવાથી આ જુદા જુદા વિભાગ દર્શાવવા માટે જે કલ્પિત રેખાઓ વિષુવવૃત્તની સમાન્તર દોરવામાં આવેલી છે તે કંદોરાની માફક પૃથ્વીની આસપાસ વીંટાઈ રહેલી છે. )

વળી આ સાથે એક વાત બીજી એ પણ કહેવી રહી જવી ન જોઇએ કે બ્રિટિશ ટાપુઓ અને આપણો હિંદુસ્તાન બન્ને દેશો જો કે એકજ કટિબંધમાં આવી રહેલા છે તથાપિ તફાવત સ્થળનો છે. આપણો દેશ સમશીતોષ્ણ કટિબંધના છેક દક્ષિણ ભાગમાં અર્થાત્ ઉષ્ણ કટિબંધની બહુજ સમીપ આવેલો છે તેથી તાપ અને ઠંડીની સમાનતા અહિં કાંઇક છે તો ખરી પણ કાંઇક તાપનું પ્રમાણ ટાઢ કરતાં અધિક માલમ પડે છે; અને બ્રિટિશ ટાપુઓ પણ સમશીતોષ્ણ કટિબંધમાં જોકે આવેલા છે ખરા તોપણ તે તે કટિબંધનાં છેક ઉત્તર ભાગમાં એટલે ઉત્તર ધ્રુવવર્ત્તના શીત કટિબંધની બહુજ સમીપ આવી રહેલા હોવાથી ત્યાં ટાઢનું પ્રમાણ તાપના કરતાં અધિક છે; એટલે સુધી કે શીત કટિબંધમાંજ જાણે એ ટાપુઓ આવ્યા હોય એવી ઠંડી હવા ત્યાં માલમ પડે છે. વળી બીજી વાત એ ધ્યાનમાં રાખવાની કે ઉત્તર ધ્રુવવર્ત્તના અતિ શીતપ્રદેશની બહુજ સમીપ એ ટાપુઓ આવી રહેલા હોવાથી ત્યાંના પ્રદેશ ઉપર ઉત્તર ધ્રુવ વૃત્તના અતિ શીત વા વારંવાર વાતા હોવાથી તે ટાપુઓની હવામાં અતિશય—અસહ્ય—ઠંડી માલમ પડત અને તે એટલે સુધી કે લોકથી વર્ષના ઘણાં માસ પર્યન્ત કોઇ કામ કાજ કરવા માટે પણ ઘરબહાર હરી ફરી શકાત નહિ. પરંતુ પરમ કૃપાળુ પરમેશ્વરે એક 'ગલ્ફસ્ટ્રીમ' ( Gulf Stream=ઉપસાગરનું વ્હેણ ) ઉત્પન્ન કર્યો છે જે ઉષ્ણ કટિબંધમાં આવેલા મેક્સિકોના ઉપસાગરમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી તેનાં પાણીમાં ઘણી ગરમી તેણે ધારણ કરેલી છે. તે વ્હેણ યુરોપના પશ્ચિમ કિનારે વહેતું વહેતું છેક બ્રિટિશ ટાપુઓના કિનારા પર્યન્ત વહે છે અને તેના જળમાં આસપાસનાં જળ કરતાં અધિક ઉષ્ણતા આવી રહેલી હોવાથી તે તેની આસપાસની હવામાં ઉષ્ણતા પ્રેરે છે અને એ રીતે એ ટાપુઓમાં જે અધિક ઠંડી હવા બનતી હોય તેમાં ઉષ્ણતાનો અંશ ભેળવીને તેને સમશીતોષ્ણ બનાવે છે; હવે ભૂગોળવિદ્યાનું જ્ઞાન આપણને સમજાવે છે કે જે દેશો સમશીતોષ્ણ કટિબંધમાં આવી રહેલા હોય છે તે દેશોમાં મનુષ્યની વસતીનો ઘણોખરો ભાગ સારી સંખ્યામાં અને સારી સ્થિતિમાં વસી રહેલો માલમ પડે છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાનું કારણ એક તો એ છે કે આવા સ્થળે વસતી પ્રજા ઉદ્યોગ કરવામાં પ્રવૃત્ત રહેલી જોવામાં આવે છે. કારણ કે તે સ્થળે તેની શારીરિક શક્તિને શિથિલ કરે, તેની માનસિક શક્તિમાં જડતા પ્રેરે એવો અતિશય અસહ્ય તાપ પડતો નથી તેમ તેનાં શરીરનાં સઘળાં અવયવને ઠારીને સ્તબ્ધ કરી નાખે તેટલી અતિશય આકરી ટાઢ પણ ત્યાં પડતી નથી. આ ઉપરથી એટલું તો સહજાનુમેય ગણાશે કે સમશીતોષ્ણ કટિબંધમાં વસતી મનુષ્યજાતિ શીત કે ઉષ્ણ કટિબંધમાં વસતી મનુષ્યજાતિ કરતાં ઉદ્યોગમાં વિશેષ પ્રવૃત્ત થઈ રહેલી હોય છે. આમ હોવાનું વળી બીજું કારણ એ છે કે ઉષ્ણ કટિબંધમાં વરસાદ મુશળધાર પડતો હોવાથી અને તે સાથે સૂર્યનો તાપ પણ પુષ્કળ પડતો હોવાથી ત્યાં વનસ્પતિ સારી પેઠે જથ્થાબંધ ઉગતી માલમ પડે છે. તેથી ફૂલ, ધાન્ય ઇત્યાદિ પણ ત્યાં જથ્થાબંધ પાકે છે, તે કોરસુંપી વગર શ્રમે ત્યાંના વતનીને જીવન નિર્વાહાર્થે ફળ ધાન્ય મળતાં હોવાથી તેથી તેને ઉદ્યોગ કરવાનું મન ઓછું થાય છે; તેથી આલસ્યનો ઢગલો-થર તેના શરીરપર વધારે ને વધારે એકઠો થતો-બાઝતો-આવે છે; અને અતિશય તાપથી તેને કામ કરવાનું મન ઓછું થાય છે તેમાં વગર ઉદ્યમે વસ્તુની પ્રાપ્તિ થતી હોય તો ઉદ્યોગ કરવાનું મન તેને શાનુંજ થાય ? વળી ત્યાં તાપ અતિશય પડતો હોવાથી શરીરને ઢાંકવાને માટે કપડાં

## *Fostering Indian Vernacular Literature.*

"The time has arrived when in the field of letters a new desire is to be awakened and a new demand to be consciously created, such as have been done by the Great Men, who have in various times and climes filled the people's minds with cravings after new ideals. We want men who can preach the need for the enrichment of our life and development of our literature. A movement exclusively for the diffusion of learning is required to supply our wants in the department of higher education, mass education, industrial education and female education. We are in need of the institution of commissions and the appointment of missionaries and experts who can securely study literary, educational and industrial conditions, and suggest ways and means for their improvement. We can no longer put off the foundation of permanent endowments and the organisation of academies and institutes for the carrying on of researches, experiments, translations and investigations by learned and devoted students under the guidance of scholars, organisers and educationists...............................

In order that the *Bangiya Sahitya Parishad* may supply these new wants, its scope of work has to be enlarged. Permanent arrangements have to be made for the maintenance of several educated literary men with proper monthly salaries, in order that they may without anxiety, devote their whole time and energy to the pursuit of literature. If fortunately opportunities be created by which Bengali literature can secure the entire literary thought and activities of our distinguished men like Dr. Brajendra Nath Seal in the field of education, Babu Hirendra Nath Dutt in the field of philosophy, Babu Ramendra Sundar Tribedi in the field of science, and Babu Jadu Nath Sarkar in the field of history, and if, under that guidance and control, some of the best students of our country, freed from pecuniary wants can proceed to work together for the development of our literature, is it too much to expect that in the course of ten years we can have the best literary treasures of the world in our own national literature, that we can have the thoughts and investigations of Plato, Herbert Spencer, Guizot, Hegel and other European philosophers through the medium of our own language and that in no time the educational system of Bengal can grow into one that is natural and really national?"

—*Benoy Kumar Sarkar.*

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વે માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક ... રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મ. દ્વારા અગાઉથી મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં રૂા.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦

| | |
|---|---|
| અન્ય સર્વે માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ એક અંકના | રૂ. ૦-૩-૦ „ |

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ

---

ફ્રી લાઇબ્રેરીઓ તરફથી ઉપરના નિયમ અનુસાર પોસ્ટેજ મ. ઑ. થી અગાઉથી મળ્યું હશે તો જ વસન્ત મોકલવામાં આવશે. પોષ્ટ ટિકીટો સ્વીકારવામાં નહીં આવે તેમજ પત્રનો જવાબ આપવા અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्

વર્ષ ૧૦, અંક ૩. [ માસિક. ] ચૈત્ર, સંવત્ ૧૯૬૭.

## મ્લાન વદન.

( હરિગીત. )

રમતી રૂપેરી ચન્દ્રિકા, અર્પી હૃદયને સ્વસ્થતા
ઘન ચોરથી ઘેરાઈને નિસ્તેજ તે ક્ષણમાં થતી! ૧
ઉપવન વિષે આલ્હાદ ધરતી મૃદુલ મનહર જે લતા,
દૂર કલિથી છેદાઈ કે ગતપ્રાણ તે ક્ષણમાં થતી! ૨
ગહન કો ગિરિકુંજમાંથી ગાનસ્વર જેના થતા
તે પ્રિયા હિજરાઈ કે નિઃસ્વર બની ક્ષણમાં જતી! ૩
નિશ્ચિન્ત જે મૃગચીતણાં પદ ધ્વનિત પંથોમાં જતાં,
શર તીવ્રથી ભેદાઈ કે અતિ વ્યગ્ર તે ક્ષણમાં થતી! ૪
ઝરતી ને સ્નેહ-મહદ્ગુણની અલૌકિક જે પ્રભા,
એ ગૂઢ અન્તરની વ્યથાથી લુપ્ત તે ક્ષણમાં થતી! ૫
આનન્દ-લજ્જા-વિનયના શુભ રંગ જે મુખ પર હતા
એ તીવ્ર નખ ઉર પર થતાં છબિ મ્લાન તે ક્ષણમાં થતી! ૬

* * *

જ્યાં સ્નેહનું પણ શૂન્ય જેવું, ભાગ્યબળ વિપરીત જ્યાં,
ત્યાં વિશ્વરચના અખિલ ગાઢ તિમિરમય ક્ષણમાં થતી! ૭
રે! 'સ્નેહ' શું? 'સૌન્દર્ય' શું? 'સુખ' તેય શું? સ્વાર્પણ કશાં?
છે અર્થ માયા સર્વ એ! હતી ના હતી ક્ષણમાં થતી! ૮

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# ગ્રન્થાવલોકન.

**બ્રિટિશ હિન્દુસ્તાનનું અર્થશાસ્ત્ર.***—આ પુસ્તકનું અવલોકન કરતાં પહેલાં જ અમારા વાચકોને અમારે નિખાલસપણે જણાવી દેવું જોઇએ કે—એ અમારા મિત્રનું કરેલું છે, અને તેથી એ વિષે અમે જે કાંઇ કહીશું તેમાં સ્નેહજન્ય પક્ષપાત નહિ જ હોય એમ અમને ખાતરી નથી. પણ એટલું તો અમે દઢતાથી કહી શકીએ છીએ કે એમાં બુદ્ધિપૂર્વક ખોટી પ્રશંસાનો એક અક્ષર પણ નહિ આવે.

આ પુસ્તક, 'પ્રેમચંદ રાયચંદ સ્કૉલર' એટલે કે કલકત્તા યુનિવર્સિટિના પોતાના વર્ગના ઉત્તમ ગ્રૅજ્યુએટ, અને હાલ પટના કૉલેજના પ્રોફેસર, એવા એક મહાવિદ્વાન પ્રો. જદુનાથ સરકાર હાથે લખાએલા "British Indian Economics" નામના ગ્રન્થનું ભાષાન્તર છે.

આ પુસ્તક વિષે માત્ર બે શબ્દોમાં જ અમારો મત દર્શાવવાનો હોય તો અમે માત્ર એટલું જ કહીશું કે આ પુસ્તક **અપૂર્વ** છે, અને **સમયોચિત** છે. અપૂર્વ છે, કારણ કે હિન્દુસ્થાનના આર્થિક પ્રશ્નોની વર્તમાનપત્રોમાં અનેક ચર્ચા થાય છે, તથા એ સમ્બન્ધી—બહુધા રાજકીય દૃષ્ટિથી જ—અનેક નિબન્ધો લખાય છે, તથાપિ એમાં સઘળા પ્રશ્નોની સઘળાં દૃષ્ટિબિન્દુઓથી કરાએલી શાસ્ત્રીય ચર્ચા માત્ર આ જ પુસ્તકમાં ગોઠવાએલી જોવામાં આવે છે. વળી આ પુસ્તકને અમે **સમયોચિત** કહીએ છીએ તે એટલા માટે કે, ગયા માઘ માસના અંકના આપણા દેશના છેલ્લાં દસ વર્ષનું અવલોકન કરીને આપણા અત્યારના કર્તવ્ય પરત્વે અમે જે સિદ્ધાન્ત બાંધ્યો હતો તેને આ પુસ્તક અનુગુણ છે. એ સિદ્ધાન્ત તે એ કે હવેનો સમય તે લોકમાં માત્ર જાગૃતિ પ્રેરવાનો જ નથી: એ જાગૃતિ તો આપણામાં આવી ચૂકી છે, પણ અત્યારે તો જો આપણે કાર્યપરાયણ નહિ થઇએ તો, કાર્યને અભાવે જેમ જાગેલો માણસ ફરી ઊંઘી જાય તેમ, આપણે ફરી નિદ્રાવશ થઇ જઇશું. પણ આમ કાર્યપરાયણ થવા માટે ઉત્સાહ ઉપરાંત, ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન આવશ્યક છે. જાપાનનો વિજય માત્ર સ્વદેશાભિમાન કે ઉત્સાહથી જ થયો નથી: વર્તમાન સમયમાં જે હતી વિવિધ જાતની માહિતી અને કામ કરવાની અચૂક આવડ-એણે એનાં સ્વદેશાભિમાન અને ઉત્સાહને ફલવંત કર્યાં છે. એવા જ્ઞાનને અભાવે એકલો ઉત્સાહ કેવો હાનિકારક નીવડે છે એ જાણવું હોય તો સ્વદેશી માલ બનાવવા માટે ઊભાં થએલાં કેટલાં બધાં કારખાનાં છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં નાશ પામી લોક પાયમાલ થઇ ગયા એ જુઓ. આટલા માટે પ્રો. જદુનાથ સરકારના આ પુસ્તક જેવાં અનેક પુસ્તક અમે ઇચ્છીએ છીએ, અને ગુજરાતી વાચકોને આ અપૂર્વ અને અદ્વિતીય પુસ્તકનો ભાષાન્તર રૂપે લાભ મળેલો જોઇ અમે ખુશ થઇએ છીએ.

---

* કર્તા—સ્વ. મોતીશંકર ઉદયશંકર. કિંમત રૂા. ૧-૪-૦ (પોસ્ટેજ સાથે) મળવાનું ઠેકાણું—રા. રા. ઇચ્છાશંકર હરજીવન ત્રિપાઠી,—વસન્ત ઑફિસ, અમદાવાદ.

આ પુસ્તકની ઉપયોગિતા' એમાં ચર્ચેલા વિષયોનું થોડુંક દિગ્દર્શન કરાવવાથી ધ્યાનમાં આવશે.

*અર્થશાસ્ત્રની* ચર્ચામાં આજથી કેટલાંક વર્ષો ઉપર એ ભૂલ થતી કે સર્વ દેશનું અર્થશાસ્ત્ર જાણે એક જ હોય તથા એની ચર્ચામાં મનુષ્યહૃદયની લાગણી અને લોકરિવાજનો જાણે હિસાબ જ ન હોય એમ માની લેવામાં આવતું. પણ વર્તમાન સમયમાં એ ભૂલ સુધરી છે, અને તદનુસાર પ્રો. જદુનાથ' સરકારે પોતાના પુસ્તકમાં હિમાલયના પ્રદેશોની, હિન્દુસ્તાનની નદીઓની, દક્ષિણના ઉચ્ચ સપાટ ભૂમિપ્રદેશની હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ ઉપર કેવી અસર થઇ છે એનો આરંભમાં જ વિચાર કર્યો છે. ત્યાર બાદ, હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિનું એક ખાસ અંગ—જે હિન્દુસ્તાનનું ગામડું—એના આર્થિક બંધારણનો વિચાર કર્યો છે. તે ઉપરાંત, " જ્ઞાતિ અને તેની આર્થિક અસર, " " અવિભક્ત કુટુંબ : તેનાં પરિણામ, " તથા " સાંસારિક સ્થિતિના ક્રમમાં દરજ્જો તથા રિવાજ "—ઇત્યાદિ ગૃહ અને સમાજના બંધારણની આર્થિક અસર પણ બહુ સૂક્ષ્મતાથી અને નિષ્પક્ષપાતપણે તપાસી છે. ગામડાની આર્થિક સ્થિતિના પર્યાલોચનમાં, "ખેતી, કારીગિરી, તથા ઘરમાં થતા 'ઉદ્યોગો"નું અવલોકન કર્યું છે; અને શહેરના ઉદ્યોગો, જ્ઞાતિનાં મહાજનો, શરાફી ઇત્યાદિ વિષયો પણ ચર્ચ્યા છે.

પ્રકરણ ૩ જા માં—" હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિનું રાજ્યકીય અંગ" તપાસ્યું છે. તેમાં પરદેશી વેપારીઓની હરીફાઈ અને બ્રિટિશ રાજ્યે ઉત્પન્ન કરેલી શાન્તિ નિર્ભયતા અને ઉદ્યોગોનાં સાધનો વગેરેનાં આર્થિક પરિણામ બતાવ્યાં છે. ત્યાર બાદ જમીનદારી રૈયતવારી વગેરે જમીનને લગતી બાબતો લીધી છે, અને પરદેશી મૂડીનો ઉપયોગ તથા એ મૂડીથી થએલા ઉદ્યોગોનું વિગતવાર નિરૂપણ કર્યું છે.

પ્રકરણ ૪ થામાં—ખપ અથવા ઉપભોગ( Consumption )નો વિષય આવે છે. તેમાં ખાવાના, પીવાના, પહેરવાના, શોખના, વ્યસનના અને અલંકારના પદાર્થોની કિંમત છે.

પ્રકરણ ૫ મામાં—પેદાશ ( Production ) નો અતિ ઉપયોગી વિષય બહુ સારી રીતે ચર્ચ્યો છે. એનો પૂરે પૂરો ખ્યાલ આખું પ્રકરણ ઉતાર્યા વિના વાચકને આપી શકાય તેમ નથી—પણ તેમ કરવું અત્રે અશક્ય હોવાથી, માત્ર સ્થળની અનુકૂળતા પ્રમાણે, અત્રે એમાંના થોડાક વિષયો નોંધીએ છીએ: ખેતી અને ઉદ્યોગ વચ્ચે સંબન્ધ; હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થતા માલ સાથે તેની જમીન ( Land ), મજૂરી ( Labour ) અને મૂડી ( Capital )નો સંબન્ધ; તથા એની ખાસ સ્થિતિ; હિન્દુસ્તાન તથા બીજા દેશોના મુખ્ય ઉદ્યોગોમાં મજૂરીની, કાર્યસાધકતાની ( Efficiency ) તથા માલ બનાવવામાં થતા ખર્ચની સરખામણી; પરદેશી મૂડી ( Capital ) તથા પરદેશી ઔદ્યોગિક નિપુણતા ( Skill ) હિન્દુસ્તાનમાં કામે લગાડવાના કેટલાક લાભ-ગેરલાભ; અને ઔદ્યોગિક શિક્ષણ ( Technical Education ). આ છેલ્લા વિષયને અંગે, હિન્દુસ્તાનમાં

સ્વાભાવિક છે, કેમકે જીવન વૃત્તાન્તના પ્રવાહમાં વિચ્છેદ પડતો નથી; મ્હારા હાલના જીવનનો આ ક્ષણરૂપી છેડો ભૂલોકમાંના મરણ જોડે સંધાય તે સરલ; જન્મ જોડે સાંધવા જઈશું તો છેક દૂરને છેડેથી લેવામાં પ્રવાહનો ભંગ જ થશે. ક્ષણભર વિચાર કરી જુઓઃ—સરિતા પર્વતના ઉચ્ચ માર્ગમાંથી સૂક્ષ્મ ઝરણ રૂપે નીકળી ક્રમે ક્રમે વધતી વધતી, પુષ્ટ થતી થતી, પોતાનો વિશાળ પટ અનન્ત સાગરમાં લીન કરેછે, તે બિન્દુએ ઊભી રહીને સરિતાની આત્મમૂર્તિની નજરે શી સ્થિતિ પડશે? પ્રથમ, સાગરમાં, લીન થતું પોતાનું સ્વરૂપ, પછી હેની પાછળ ગયેલાં જુદાં જુદાં સ્વરૂપ, અને છેવટે દૂર, દૂર, ધુમ્મસ અને વાદળાંમાં વીંટાયલા પર્વતોમાં હેનું આદિજીવન, જન્મ સ્થિતિ—તે તો નિગૂઢ, નિગૂઢ જ રહેશે. જોવાનો સબળ પ્રયાસ કરશે ત્હારે જ હેના આધ્યાત્મિક પ્રભાવથી એ જન્મબિન્દુ જોઈ સકશે. તદ્વત્ માનવ જીવનનું સમજી લેવું;—ભૂલોકમાં જેને મરણ કહેછે તે પછી પરલોકમાં ઊભેલા માનવના જીવનનું.

આ વૃત્તાન્તમાં કેટલાક—કેટલાક શું? બહુ એશે ઘણા—શબ્દો માનવ ભાષાને અગમ્ય હેવા જ હું ઉપયોગમાં લઈશ; કેમકે મ્હારી એમ પણ ઈચ્છા છે કે આ મ્હારો આત્મવૃત્તાન્ત ભૂલોકમાં પાડવી શકાય તો ત્હાં *કુતૂહલ ઉત્પન્ન થવાની સાથે જ્ઞાન લાભ પણ થાય.

મ્હારા મરણ પછી તરત જ ભૂલોકમાં જે ખળભળાટ થયો હતો તે મ્હારા સૂક્ષ્મ શરીરમાં રહ્યે રહ્યે—મ્હારી અધ્યાત્મિક શક્તિથી—હુ જોઈને બહુ રમૂજ પામ્યો હતો. ભૂલોકમાં મ્હારી જીવનપ્રવૃત્તિ કવિ અને વિવેચક તેમ જ તત્વચિન્તક તરીકે આખી હતી. મ્હારા મરણની હકીકત અનેક વર્તમાનપત્રોમાં અને માસિકોમાં ઝપાઝપ પ્રગટ થઈ હતી. હેમાં એક પક્ષ મ્હારા કવિત્વનાં, વિદ્વત્તાનાં ઇત્યાદિનાં સ્તુતિગાનો ગજાવી રહ્યો હતો; તો બીજો પક્ષ એ જ કવિત્વાદિને તુચ્છ, સત્વહીન ઠરાવવા મથતો હતો; અને વળી ત્રીજો પક્ષ એ બંનેમાંથી કોઇ એશ લેઇ, કોઇ એશ ત્યજી, ધીર નિષ્પક્ષ ન્યાયવૃત્તિનો ડોળ રાખી ચાલતો હતો; હેમાં ક્વચિત્ ક્વચિત્ ગૂઢ નિન્દાની પ્રચ્છા પકડાઈ આવતી હતી. સ્તુતિપાઠકોને મતે મ્હેં મ્હારી કવિતામાં દિવ્ય ભૂમિમાં વિચરી પામર જનને પણ મ્હારી સાથે ઉચ્ચ વિહારમાં બેઠા લઈ દિવ્ય દર્શનો કરાવ્યાં એમ હતું; નિન્દકોને મતે એ સર્વ અર્થહીન અવાસ્તવિક લવારા હતા. અને ખરે! મ્હારા નિન્દકો! તમે શું ખોટું કહ્યું? આ નવીન લોકમાં આવીને જે ખરાં દિવ્ય દર્શનો હું જોઉંછું, જે વિરલ, સૂક્ષ્મ પ્રકાશના ઓઘમાં હું અકથ્ય આનન્દથી વિહરુંછું, તે સર્વેનું કશું પણ જ્ઞાન—યથાર્થ જ્ઞાન—ભૂલોકમાં મ્હને હતું? છતાં, મ્હારા સ્તુતિપાઠકો! તમે પણ ખરા જ હતા. માનવ લોકમાં રહી મ્હેં કવિત્વની કલ્પનાને બળે જે ઊંચા વાતાવરણમાં ફરી માનવલોકને યોગ્ય દિવ્ય દર્શનો—અર્ધદર્શનો—કર્યાંછે, તે હાલનાં દર્શનોની અલ્પાલ્પ પણ છાયા તો હતી જ. હાલનાં દર્શનોના રવિદીપ આગળ ભૂલોકનાં દર્શનો તે 'ધરદીવડા' હતાં. માટે મ્હારા સ્તુતિપાઠકો અને મ્હારા નિન્દકો! તમે બંને સાચા છો; પણ પેલા મધ્યમાર્ગી ન્યાય આપનારાઓ! તમે તો મને લાગે અતો ભ્રષ્ટ સ્તતો ભ્રષ્ટઃ માણસના જેવા જ છો.

---

* કુતૂહલ ને કુમી લાલસિંધના નામનો વ્યુત્પત્તિસમ્બન્ધ આ શબ્દ સાથે હશે?

મ્હારા મરણની વખતે—મરણની તત્કાળ પૂર્વે—મ્હેં બહુ ધાર્મિક ઉદ્ગાર કર્યા હતા, પ્રભુની પ્રાર્થના કરી હતી, પત્નીપુત્રાદિકોને શાન્તિના ઉપદેશ કર્યા હતા,-ઇત્યાદિ, ઇત્યાદિ વૃત્તાન્ત એ પત્રો ને માસિકોમાં આવેલા જોઈને તો મ્હને બહુ જ હસવું આવ્યું; કેમકે મરણ વખતે હેમાંનું કશું બન્યું ન્હોતું; મ્હને—મ્હારા સ્થૂલ શરીરને—સંગારે ભાન જ ન્હોતું; મૃત્યુનો અન્તિમ શ્વાસ ચાલતો હતો, અને આસપાસ શું થાયછે તે હું કશું જાણતો ન્હોતો; મ્હારો સૂક્ષ્મશરીરનિવાસી આત્મા તો તે વેળા

' અમર ભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય ' તે સાંભળ્યા કરતો હતો.—ચાલુ.

મ્હારા મરણની પૂર્વેનાં પાંચ વર્ષ કેવળ અસહાય, નિવૃત્તિપરાયણ, સ્થિતિમાં ગયાં હતાં; તેથી તે સમય ઓળંગી તેની પૂર્વેનાં દસ વર્ષનો વૃત્તાન્ત લઉંછું. એ દસકામાં મ્હારાં કાવ્યો જગતના વિવેચકોને રુચતાં ન્હોતાં; હેમાં મ્હારા જુવાનીના સમયનો જોસ ન્હોતો, પ્રૌઢ અવસ્થાની ગંભીરતા ન્હોતી, માત્ર બાલ્યકાળ જેવા નિઃસાર, અસંબદ્ધ પ્રલાપ હેમને જણાતા હતા! પણ ખરું શું હશે ? કેમ કહેવાય ?—ચાલુ.

એ પૂર્વેનાં દસ વર્ષ તે મ્હારી કવિતાની પ્રૌઢાવસ્થા હતી. હેમાં રચાયલાં કાવ્યો ઉચ્ચ દિવ્ય લોકમાં વિહાર કરનારી કલ્પનાનાં વિલસિતોથી ભરેલાં હતાં—એમ તે કાળના વિવેચકો નિર્ણય આપતા હતા. મ્હને પણ લાગેછે કે તે ખોટું નહિં હોય. તે સમયમાં મ્હેં વિવેચન અને તત્વજ્ઞાનના પણ અનેક લેખો લખ્યા હતા. મ્હારી કવિતાની પદ્ધતિથી ભિન્ન પદ્ધતિ તે કેવળ ભૂલ ભરેલી, કવિત્વહીન, એમ સ્થાપવાને અનેક કાપલા દલીલો બતાવી હતી; તત્વજ્ઞાનમાં પણ મ્હારું તત્વજ્ઞાન તે તત્વજ્ઞાન, અન્યનું તે મિથ્યાજ્ઞાન—એમ ઠરાવવાનો જ બધો પ્રયાસ હતો. હવે મ્હને એ સર્વ વાતોથી શરમ ઉત્પન્ન થાયછે. આ લોકમાં આવીને જે કવિત્વનાં સત્યો જોઉંછું, હેમનાં વિવિધ સ્વરૂપો જોઉંછું, જે પરમ સત્યની પ્રતીતિ મ્હને થાયછે, તે વિચારતાં એ સર્વે મ્હારા પ્રયાસ કેવળ અર્હતાના જ લાગેછે.

એ સમયની એક પ્રવૃત્તિથી હાલ રમૂજ પડેછે. કવિતા એટલે શું? કવિત્વહીન પદ અને ગદ્યાન્તર્ગત કવિત્વ એ બેનાં સ્વરૂપ શાં? છન્દ એ કવિનું ભૂષણ છે! આવશ્યક અંગ છે ! કે દૂષણ અને બન્ધન છે ?—આ પ્રશ્નો વિશે મ્હેં બહુ મથન કરી ઠરાવ્યું હતું કે છન્દ એ કુછન્દ છે; કવિતા તો સ્વચ્છન્દવિહારિણી સરિતા છે; નિરંકુશાઃ કવયઃ એ જ કવિતાના શાસ્ત્રનું આદિ, મધ્ય, અને અન્તમાં પ્રવર્તનારું પરમ સૂત્ર છે. પરંતુ આ લોકમાં આવીને શું જોઉં છું ! આ દિવ્ય ભૂમિમાં તો સર્વત્ર ખરું સંગીત, ખરી સૌન્દર્યજનક સમપ્રમાણતા, સંવાદિતા,—ટૂંકામાં છન્દ વડે જે સધાયછે તે સૌન્દર્યનું તત્વ વ્યાપી રહેલું જોઉંછું; અને હવે થાયછે કે મ્હેં ભૂલોકમાં આ વિષયમાં શો ઊંધો જ માર્ગ પકડ્યો હતો !

અહિં મ્હારા કવિત્વનું તથા વિવેચકત્વનું જ સંક્ષિપ્ત દર્શન કરાવ્યુંછે; તત્વચિન્તક તરીકેની મ્હારી પ્રવૃત્તિનું પૂર્ણ વર્ણન તો વધુ પત્ર માટે રાખવું પડશે. પરંતુ મ્હારી કવિતામાં તેમ જ મ્હારાં વિવેચનોમાં તત્વચિન્તક સ્વરૂપ વખતો વખતે ડોકિયાં કરી રહેલું હતું, તે જ મ્હારો ચિન્તક તરીકેનો અધિકાર સ્થાપવાને બસ છે.

વળી એ સમયની પૂર્વેનાં વીસ વર્ષના સમયમાં પ્રવેશ કરુંછું. આ સમયમાં ઉત્સાહ-

પૂર્ણ; વિલાસમય, કાવ્યો અને નાટકો મ્હેં રચેલાં તે નજરે પડેછે. જગતમાં સર્વત્ર પ્રેમ, ઉત્સાહ, દેશને અર્થે આત્માર્પણ, મહાન્ પરાક્રમ વગેરે ભાવનાઓનો જોસ એ સમયની મ્હારી કૃતિયોમાં પ્રસરતો જણાયછે. હેમાં હવે હસવું આવે હેવા અનેક પ્રકારો પણ હતા; છતાં એ સર્વ પ્રવૃત્તિયોને અનુપ્રાણિત કરનારી ભાવનાઓની વિશુદ્ધતા તો અકલંકિત જ હતી. પ્રતિસ્પર્ધીઓ જોડે અનેક વાગ્યુદ્ધ થયેલાં હેમાં કાંઇક ઉચ્છૃંખલ વૃત્તિ દેખાયછે ખરી. કેટલાક પ્રયાસ તો કેવળ શુષ્ક, ફલહીન, રસહીન ચર્ચાના જ હતા; હેમાં કેટલાક તો હસવું આવે હેવા હતાઃ—વાક્યમાં કર્તા તે કર્મ કેમ નહિં? અને કર્મ તે કર્તા કેમ નહિં? અને ક્રિયાપદ તે નશ્વર કે અનશ્વર? હેવા હેવા કૂટ પ્રશ્નોનું મથન કરેલું જોઈ હસવું હવે કેમ ના આવે? તો પણ હેમાં બુદ્ધિને કસરત મળતી હતી, અને પ્રસંગવશાત્ કેટલાંક અમૂલ્ય બુદ્ધિવિષયક સત્યોનું પણ દર્શન થતું હતું;—એ લાભ થતો.

હવે એથી આગળ પંદર વર્ષનો ગાળો આવ્યો. એ તો જ્ઞાન પ્રાપ્ત કરવાનો અભ્યાસ-કાળ હતો. આ સમયને આરમ્ભે મ્હારું વય ૬૦ વર્ષનું થયું;—અર્થાત્ મરણની પૂર્વે ૬૦ વર્ષ થયાં હતાં.—મ્હેં સ્વીકારેલો ક્રમ ભૂલશો નહિં.—એટલે હવે મ્હારા જન્મને માત્ર પાંચ વર્ષ બાકી રહ્યાં. આ અભ્યાસ દશામાં આનન્દપૂર્ણ વર્ષો મ્હેં ગાળ્યાં—ઉચ્ચતમ પદવીની કેળવણીના સમયથી માંડીને છેક એકડિયા વર્ગમાં—આમ્હી 'નિશાળમાં—પાટી ઉપર ધૂળ્ય નાંખવાના સમય સુધી.—પણ, ભૂલ્યો। એ એકડિયા સમયમાં અને તે પછી થોડાં વર્ષ મ્હને નિશાળે જતાં રોવું આવતું હતું. હેમાં વાંક મ્હારો ન્હોતો; માબાપ મ્હારી સ્વચ્છન્દ પ્રવૃત્તિને રોકવાને નિશાળે મોકલી દેવાની ધમકી આપે, નિશાળમાં મહેતાજી છોકરાંને ચાબકા મારે, પાટિઓ પછાડે, ગળાથી ખોખરા થયેલા અવાજે અસભ્ય ગાળો દેઃ—પછી મ્હને આંસુ કેમ ના આવે?

આ ૬૦ વર્ષનો વૃત્તાન્ત બહુધા મ્હારા બહાર જીવનનો જ આપ્યો; ખાનગી જીવનનો શો આપું? મરણની પૂર્વે ઈશ્વરભજનમાં પચીસ વર્ષ ગાળ્યાં, તે પૂર્વે આચરણમાં અનેક સ્ખલન થયાં, પશ્ચાત્તાપ થયા, ઈશ્વરનું જ્ઞાન થતાં પ્રકાશ મળ્યો;—એ સર્વનું સવિસ્તર આલેખન કર્યાથી જગતને શો લાભ છે? મ્હારા આન્તર જીવનનું પ્રતિબિમ્બ મ્હારાં કાવ્યોમાં મ્હેં પાડ્યુંછે,—તે બસ છે.

મ્હારાં છેવટનાં પાંચ વર્ષો! આહા! શો નિર્દોષ આનન્દ! માતાનાં વત્સલતાભર્યાં લાડ! માતાની કોટે ચૂડ ભેરવી લટકીને લીધેલાં ચુમ્બનો! બ્હેન ભાઇઓ અને ગોઠિઆઓ જોડે કરેલી નિર્દોષ મસ્તી!—એ જ, એ જ પરમ સુખ!—પણ હવે તો એ જનનીની સમીપનો સમય આવ્યો! અને હવે તો ધુમસ અને વાદળામાં નદીનું મૂળ દૂર ઉંચા ગિરિશિખરમાં ઢંકાઈ ગયું જણાતું નથી. જન્મમાં—જન્મના કાળબિન્દુમાં—મ્હારું જીવન લીન થયું—પૂર્ણ થયું।

કવિરાજ ગગનચારી.

---

# શ્રી શંકરાચાર્યનું ધર્મસમુદ્ધરણ.*

મહાપુરુષોના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે તેમના ગ્રંથોમાં તેમનું અધ્યાત્મજીવન પ્રતિબિંબિત થાય છે. જે જે સમય અને દેશમાં મહાપુરુષોનો આવિર્ભાવ થાય છે તે તે સમય અને દેશમાં અતિપરિચયાદવજ્ઞા—એ ન્યાયે તેમના અધ્યાત્મજીવનના ઔદાર્યની પરીક્ષા થતી નથી. આમ થવામાં મુખ્ય કારણ એ હોય છે કે બાહ્ય ઉપાધિ વિદ્વાન અવિદ્વાનની સરખી હોવાનો સંભવ હોય છે, અને પ્રસંગે

મહાપુરુષના જીવન-ની ભવિષ્યપ્રજા યોગ્ય તુલના કરી શકે છે.

વિદ્વાનનું બાહ્ય પરિવેષ્ટન હલકા પ્રકારનું પ્રારબ્ધવશાત્ હોય છે, અને જનસમાજ રાગદ્વેષથી દબાયેલો હોવાથી તે પરિવેષ્ટન દ્વારા વિદ્વાનની કીમત આંકે છે, અને તેમના સાચા સ્વરૂપનો પ્રકાશ થવા દેતો નથી. માત્ર વિરલ સુજ્ઞ પુરુષોજ તેમના વાસ્તવ આંતર સ્વરૂપની પરીક્ષા કરી શકે છે. જેમ જેમ સમય જાય છે, બાહ્ય ઉપાધિઓ ગલિત થાય છે, અને સમકાલીન પ્રજાનો અસ્ત થાય છે તેમ તેમ મહાપુરુષના આંતર સ્વરૂપની પરીક્ષા થાય છે, અને ભવિષ્યની પ્રજા તેમના અધ્યાત્મજીવનના વિશદ સ્વરૂપને પારખી શકે છે.

આ દિવ્ય સ્વરૂપને પારખવામાં તે મહાપુરુષોનાં વચનામૃત અથવા ગ્રંથો અપૂર્વ સાધન રૂપ થાય છે. જ્યારે મહાપુરુષો અથવા વિદ્વાનો પોતાની મનોભૂમિકામાંથી સુવિચાર રૂપ અંકુરોને પ્રકટ કરે છે ત્યારે ભૌતિક પરિવેષ્ટનોથી પર થાય છે; પોતાનું વાસ્તવ સ્વરાજ્ય અધ્યાત્મભૂમિકામાં પ્રકટ થવા દે છે, અને તે ભૂમિકામાં સ્થિત થઈ પ્રકટ કરેલા વિચારો તેમના બાહ્યજીવન ઉપર ભારે અસર કરી તેના રૂપને પલટી નાંખે છે, અને તે અસર જે જે મનુષ્યો સમાન વિચારના વાતાવરણમાં ઉછરેલા હોય છે તેના ઉપર થતાં તે વિચારને જન્મ આપનાર મહાપુરુષના ખરા અધ્યાત્મજીવનને, તેમના દેહવિલયને અનંત કાલ થયો હોય તોપણ, જ્યારે ત્યારે પણ ઉદ્ભાવિત કરી શકે છે. આ ભવિષ્યની પ્રજાની નિર્દંદ્વ પરીક્ષક વૃત્તિ ઉપર મહાપુરુષો અને વિદ્વાનોની લેખિની વિશ્રંભ રાખી પોતાનું કાર્ય કરે છે. શ્રી ભવભૂતિને પણ પોતાના સમયની પરીક્ષક વૃત્તિ કરતાં ભવિષ્યની પરીક્ષક વૃત્તિ ઉપર આધાર રાખવામાં યોગ્યતા જણાઈ હતી, નહિ તો

*कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी* એ પ્રકારનો ઉદ્ગાર કાઢવો પડત નહિ.

અદ્વૈતસિદ્ધાન્તની અમરકૃતિને મનુષ્યના સમક્ષ મૂકનાર શ્રી શંકરાચાર્યને તે સમયના કેટલા વિરોધી વિચારબલના સામા થવું પડ્યું હશે; અને વિરલ સુજ્ઞ વિચારકો સિવાય અન્ય પ્રજા અને મુખ્યત્વે કરી તેમની જન્મભૂમિની પ્રજા તેમના સત્યસ્વરૂપને ઓળખવા કેટલી પછાત હતી તેનું દિગ્દર્શન શંકરદિગ્વિજયના અભ્યાસકને અજાણ્યું નહિ હોય.

---

* શ્રી શંકર જયન્તી વખતે શ્રી વેદસનાતનધર્મોના મંડળ તરફથી અમદાવાદમાં વંચાયલો નિબંધ.

બત્રીસ વર્ષની લઘુવયમાં સમગ્ર ભારતવર્ષમાં પ્રસરી રહેલા ધર્મવિપ્લવને દૂર કરી વૈદિક ધર્મની સુવ્યવસ્થા કરનાર આ મહાપુરુષના જીવનમાં કોઈ અલૌકિક બલ વ્યાપી રહેલું હતું. તે બલવડે વિચારશીલ મનુષ્યોમાં જાગૃતિ ઉત્પન્ન થતાં અદ્વૈત સંપ્રદાયે અલૌકિક રૂપ પકડ્યું, અને શ્રી ભગવત્ પાદાચાર્યના સરલ અને પ્રસાદમય વિચારોમાંથી તોઠીયા અમોઘ વેદાન્ત શાસ્ત્રનું પ્રૌઢ વાઙ્મય પ્રકટ થયું.

બૌદ્ધ ધર્મ અને બ્રાહ્મણ ધર્મ-એક વૈદિક ધર્મ-નો દેહાન્તર પરિણામ નહિ પણ અવસ્થાન્તર પરિણામ.

વૈદિક ક્રિયામય ધર્મના હિંસામય અંશથી અસંતુષ્ટ થયેલા, અને નિઃસત્વ થયેલા બ્રાહ્મણધર્મની સુધારણા કરવાનો જે પ્રયત્ન ઈસવીસન પૂર્વે પાંચમા સૈકામાં શાક્ય મુનિ શ્રી ગૌતમ બુદ્ધે આરંભ્યો હતો, તે પ્રયત્નથી ઉત્પન્ન થયેલો નિવૃત્તિપ્રધાન ત્યાગધર્મ દયા ક્ષમાદિ ગુણગણથી ઘણો આકર્ષક થયો અને તેને મગધરાજ્યાધિપતિનો આશ્રય મળતાં વિપુલતાને પામ્યો. આ વિપુલતા ભારતભૂમિની મર્યાદાનું ઉલ્લંઘન કરી અશોક મહારાજના સમયમાં દક્ષિણમાં લંકા અથવા સિંહલદ્વિપ સુધી અને પશ્ચિમ તરફ સીરીઆ, મેસીડોનીઆ, ઈજીપ્ત, સીરીન વિગેરે ગ્રીક મહારાજ્યના તાબાના પ્રદેશોમાં પ્રસરી હતી. આ બ્રાહ્મણધર્મની સુધારણાએ કાળે કરી સ્વતંત્ર ધર્મનું રૂપ પકડ્યું, પણ ઇતિહાસ દૃષ્ટિથી બૌદ્ધધર્મ બ્રાહ્મણધર્મનું સમયોચિત રૂપાન્તરજ હતું.

બૌદ્ધધર્મ ભિન્ન દેશગ્રામમાં પ્રસાર પામ્યો, અને પોતાની જન્મભૂમિમાં તેનું વિશેષ-સ્વરૂપ ટકતા આવ્યું. વૈદિક ધર્મે બૌદ્ધધર્મની શિક્ષાનો સ્વીકાર કર્યો; ક્રમશઃ દયા ક્ષમાદિ ભાવો વૈદિક ધર્મમાં સ્થિર થયા, અને તેના પરિણામમાં જોકે વીર્ય ઘટયું તોપણ તે ધર્મમાં કોમળતાનો પ્રવેશ થયો. વૈદિકધર્મે બૌદ્ધધર્મનો કાળે કરી, સ્પષ્ટ રીતે નહિ, તોપણ અસ્પષ્ટ રીતે સત્કાર કર્યો. મહાત્મા ગૌતમ બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે સ્થાન મળ્યું; એટલું જ નહિ પણ તે ધર્મના વિજ્ઞાનવાદે બ્રહ્મવાદને વિશદ બનાવ્યો. આ પ્રમાણે નવીન જીવનનો પ્રવેશ થવાથી બ્રાહ્મણધર્મે જાગૃતિ પ્રાપ્ત કરી, અને ક્ષણુરિક્ત જેવા થયેલા બૌદ્ધ-ધર્મે ભારતભૂમિનો ત્યાગ કર્યો. વૈદિકધર્મનું આ પુનર્જીવન બૌદ્ધધર્મની પેઠે દેહાન્તર પરિણામથી ન થયું પણ અવસ્થાન્તર પરિણામથી થયું; જેથી મૂલ વૈદિક પ્રણાલિકાની પ્રત્યભિજ્ઞા કાયમ રહી; પ્રાચીન સંપ્રદાયોના સ્વીકાર કરવા યોગ્ય અંશોનો સ્વીકાર થવાથી પ્રજાના વિચારશીલ ભાગે તેનો સત્કાર કર્યો; અને મધ્યમ તથા કનિષ્ઠ સંસ્કારવાળા જનોને પરંપરાગત કુલધર્મ સાથે તેનો વ્યાપકધર્મ તરીકે સંબંધ રહેવાથી તે વિરોધી ધર્મરૂપે ભાસ્યો નહિ.

શ્રી શંકરાચાર્યે વૈદિક ધર્મનો સમુદ્ધાર.

વૈદિક ધર્મને આ નવીન જીવન આપનાર ગૌતમ બુદ્ધના પછી બિહાર બારસો વર્ષે, જેમનું અધ્યાત્મચિંતન આજની જગતની ઉપર આશ્ચર્ય કરીને છાજે, તે મહાપુરુષ શ્રી શંકરાચાર્ય પ્રકટ થયા. પ્રાચીન બ્રાહ્મણધર્મની શુષ્ક ભક્તિ ક્રિયાઓથી જેમ ઉદાર હૃદયના શાક્યસિંહને વૈરાગ્યમાં પ્રક્ષેપ ન થયો, તેમ ધર્માન્ધતા અને વહેમથી ભરાયેલા, બૌદ્ધધર્મથી કલુષિત બનેલા અનેક પાખંડ સંપ્રદાયોના સમવાયરૂપ હિંદુધર્મના આડંબરથી આ સદ્ધર્મના

આવેશ વાળા વિદ્વાન્ બ્રાહ્મણ બાલકને બ્રહ્મચર્યાશ્રમથી જ અસંતોષ થયો. જેમ શુદ્ધ રાજસ આવેશથી શાક્યમુનિને ઉત્તર હિંદુસ્થાનમાં બુદ્ધભાવ પ્રાપ્ત કરવા ગૃહત્યાગની વૃત્તિ ઉદય થઈ તેમ દક્ષિણાપથના કેરલ દેશમાં સનાતન વૈદિક ધર્મની પ્રણાલિકાવાળા બ્રાહ્મણ કુટુંબમાં ઉછરેલા આ બ્રાહ્મણ બ્રહ્મચારીને સાત્વિક આવેશથી વિરાગ પ્રકટતાં સંન્યાસાશ્રમનો સ્વીકાર કરવાનું સ્ફુર્યું. બંનેને પોતાના તથા પ્રજાના કલ્યાણની સિદ્ધિમાં સ્વાશ્રમાપેક્ષની અપેક્ષા જણાઈ; ગૃહતંત્ર અને કુટુંબજાલ પ્રતિબંધક જણાયાં, અને તેથી આશ્રમાદાશ્રમં ગચ્છેત્—એ ઉત્સર્ગ અથવા સામાન્ય નિયમનો યદહરેવ વિરજેત્ તદહરેવ પ્રવ્રજેત્ એ અપવાદનો સ્વીકાર થયો. અપવાદની યોગ્યતા ઉત્સર્ગની સિદ્ધિ કરે છે ( exception proves the rule )—એ ન્યાયે ઉભય મહાપુરુષે પોતાનું તેમ પ્રજાનું ધાર્મિક હિત ઉત્તમ રીતે સાધી બતાવ્યું અને હાલના નિઃસંસ્કાર અને આંતરસંતાપવાળા ત્યાગીઓની પેઠે ભરતભૂમિને અકારણ ભારવાળી ન કરી. આથી ગાર્હસ્થ્ય સેવી કૃતકૃત્ય થવું હોય તો જનક વૈદેહ જેવું થવું. ત્યાગધર્મ સેવી કૃતકૃત્ય થવું હોય તો શ્રી શંકર ભગવાનની પેઠે બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત કરવી.

**શ્રી શંકરની અપૂર્વ માતૃભક્તિ.**

યજ્ઞોપવીતનું સંસ્કાર પ્રાપ્ત થતા પહેલાંજ શ્રી શંકર ભગવાનના પિતા શિવગુરુ સ્વર્ગસ્થ થયા, અને સતી માતાએ તે ભોધા મૂલના પુત્રને સંસ્કાર આપી પોતાથી અળગો કરી ગુરુકુલે વાસ કરાવ્યો. ઔપનિષદ સંપ્રદાય પ્રમાણે આ અસાધારણ બુદ્ધિવિભવવાળા કુમારને પિતૃભક્તિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત ન થયો પણ માતૃભક્તિની તેમના હૃદયમાં ઉંડી છાપ બેઠી. પોતાના કર્તવ્યવ્રતની સિદ્ધિ કરવામાં માતાની મનોવૃત્તિ જે તે રીતે ન દુભાય તેવી પ્રવૃત્તિથી તેમની સંમતિ લઈ પ્રવ્રજ્યાનો સ્વીકાર બ્રહ્મચર્યાશ્રમના અવધિએ લીધો; અને સતી માતાએ મગરના પાશમાં પડેલા પોતાના પુત્રનું મરણ જોતા કરતાં પોતાના સત્કુલનો ઉદ્ધાર કરનાર પ્રવ્રજ્યાવાળા પુત્રને અવલોકવાનું પસંદ કર્યું. ધાર્મિકભાવની સતી માતાએ પરિસીમા બતાવી, અને માતૃદેવોભવ—એ શ્રુતિ આજ્ઞાનું આ પુત્રરત્ને અક્ષરશઃ પાલન કર્યું. જ્યારે જ્યારે પોતાને સંભારે ત્યારે ત્યારે પોતે હાજર થાય તેવી યોજના કરી તથા વિષ્ણુસ્તુતિનું અપૂર્વ રહસ્ય સ્તોત્રદ્વારા સમજાવી માતાને સંતોષ પમાડી અને ચતુર્થાશ્રમના રૂઢ ધર્મથી વિરુદ્ધ રીતે ચાલી પોતાની માતાના મૃતદેહનો અગ્નિ સંસ્કાર પોતેજ કર્યો.

માતા પ્રતિનો આ અલૌકિક પ્રેમ શ્રીશંકરને શુષ્કવેદાન્તી નહિ, પણ અત્યંત મૃદુ અને ઉદાર હૃદયના ધાર્મિક મહાત્મા તરીકે આપણી નજર આગળ ખડા કરે છે. આવો નિર્દોષ કોમલભાવ આપણે ગૃહીઓમાં ભાગ્યેજ જોઈએ છીએ, તો કેવલ ત્યાગીમાં તો ક્યાંથીજ જોઇ શકીએ. પરંતુ આ મહાપુરુષની ધર્મભાવના સામાન્ય જનની પેઠે એકદેશી ન હતી, પરંતુ સર્વદેશી હતી. આથીજ આ મહાપુરુષની કૌમારાવસ્થાના ચરિત્રમાં દરિદ્રાવસ્થાથી પીડાતી એક બ્રાહ્મણ સ્ત્રીને ઘેર સોનાના આંબળાનો વર્ષાદ શ્રીલક્ષ્મીજીને પ્રસન્ન કરી વરસાવ્યો—એવી વાતને શ્રીમાધવે શંકરદિગ્વિજયમાં સ્થાન આપી તે ઉત્તમ કવિએ શંકરના હૃદયના ઔદાર્યને સમજાવ્યું છે.

**તે સમયની ધર્મની અધમ અવસ્થા.**

ત્યાગાશ્રમનો સ્વીકાર કરી શ્રી શંકર ભગવાન્ ધર્મની વિપરીત ભાવનાવાળા દ્રવિડ દેશમાં ભાગ્યેજ રહ્યા જણાય છે. દક્ષિણાપથમાં ધર્મવિપ્લવ તથા ધર્મવૈપરીત્ય કેવા પ્રકારનું તે સમયમાં હતું તેનું અપૂર્વ ચિત્ર કાદંબરીમાં જરદ્દ્રવિડ ધાર્મિકના વર્ણનમાં બાણભટ્ટે આલેખ્યું છે. બાણભટ્ટ શ્રી શંકરના સમકાલીન હતા, કે પૂર્વભાવી હતા તે વિવાદના વિષયમાં ન ઉતરતાં એટલુંજ જણાવવું બસ થશે કે શ્રીહર્ષવર્ધન શિલાદિત્યના રાજ્યસમયમાં ઉત્તર હિંદુસ્થાનમાં અને દ્રવિડાધિપતિ પુલકેશીના રાજ્યસમયમાં દક્ષિણાપથમાં જે સમાજનું ચિત્ર હતું તે ચિત્ર શ્રી શંકરના સમયમાં પણ વિદ્યમાન હતું. શ્રી શંકર પોતેજ ભાષ્યમાં વર્ણન કરે છે કે વર્ણાશ્રમ ધર્મો હાલ પળાતા નથી તેથી પૂર્વ કાલમાં નહિ પળાતા હોય એમ માનવાને કારણ નથી. આથીજ સ્પષ્ટ થાય છે કે વર્ણાશ્રમ ધર્મવ્યવસ્થા તેમના પોતાના સમયમાં બગડી ગયેલી હતી. દ્રવિડ દેશમાં અનાર્યોના ઘણા કાળના સંબંધથી ઉત્તરાપથમાં જેવી રીતે વિશુદ્ધિનું ભાન થાય છે તેવી રીતે વિશુદ્ધિ ધર્મક્રિયામાં અદ્યાપિ મનાઈ નથી. અદ્યાપિ દ્રવિડ દેશમાં પૌરાણિક ત્રિમૂર્તિના યજન પૂજન કરતાં ભૂત પિશાચ અને નાગપૂજાને વધારે સ્થાન મળેલું છે, અને વર્ણ તથા આશ્રમ ધર્મ ઉપરાંત કુલના તથા ગ્રામના દેવની પરિસેવા અધિક થાય છે.

**શંકરના સંન્યાસાશ્રમ સ્વીકારમાં રહેલું રહસ્યાર્પણ.**

આ કારણથી સ્વદેશનો ત્યાગ કરી શ્રી શંકર ભગવાન્ નર્મદાના પવિત્રતટ ઉપર આવેલા શ્રી ગોવિન્દનાથના તપોવનમાં ગયા; અને ત્યાં ગુરુબોધથી તેમને સ્વરૂપાનુભવ થયો. કેટલોક સમય સંયમ સાધી લુપ્તપ્રાય થયેલા અદ્વૈત સંપ્રદાયનું પુનઃ સ્થાપન કર્યું.

શ્રી શંકર ભગવાનના ધર્મ સમુદ્ધરણનું વાસ્તવ સ્વરૂપ સમજવા સારૂ ધર્મના સામાન્ય સ્વરૂપ તથા તેનો માનુષજીવન સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે જાણવાની અગત્ય રહે છે.

**ધર્મનું સમાન્ય સ્વરૂપ અને તેની માનુષ જીવનમાં આવશ્યકતા.**

ઘણા વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે શરીરના વિધારણમાં અન્નાદિની જેવી આવશ્યકતા છે તેવી રીતે મનુષ્યના અધ્યાત્મ ભાગની સ્થિતિ સારૂ ધર્મ એક આવશ્યક અંશ છે. અન્નાદિ વિના જેમ શરીર શોષાય છે તેમ ધર્મભાવનાના પરિપોષણ વિના મનુષ્યનું અધ્યાત્મજીવન સુકાય છે. આહારાદિનો ભેદ દેશકાલ પરત્વે સ્વીકારાય છે તેમ ધર્મનું સ્વરૂપ પણ મનુષ્ય જીવનના અધ્યાત્મ વિકાસ ઉપર આધાર રાખે છે. જેમ જંગલી ભીલનો આહાર બ્રાહ્મણના શરીરનો નિર્વાહ સારી રીતે કરી શકતો નથી, તેમ તે ભીલનો ધર્મ બ્રાહ્મણની અધ્યાત્મ વાસનાને તૃપ્ત કરી શકતો નથી. આવાજ કારણથી દેશકાલને ઉચિત ધર્મનું પાલન કરવા વૈદિક માર્ગગામીઓ પ્રબોધે છે; અને તેથીજ સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ—એ પ્રકારે શ્રી કૃષ્ણચંદ્ર અધિકારાનુસાર સ્વધર્મનું પાલન પરધર્મના સ્વીકાર કરતાં વધારે ઉપયોગી ગણે છે.

મનુષ્યજીવનની પશુજીવનથી વિલક્ષણતા આ ધર્મ તત્ત્વમાં રહેલી છે, બાકી આહાર નિદ્રા અને મૈથુન પશુઓ સાથે મનુષ્યને સમાન છે. આ ધર્મવૃત્તિ અસંસ્કૃત પામરજીવથી માંડી વીતરાગ બ્રહ્મનિષ્ઠ પર્યંત વિકાસને પામે છે. આ વિકાસ એક વ્યક્તિમાં એક જન્મમાં થાય છે તેમ નથી, પણ અનંત જન્મના અનુભવ બલથી થાય છે. તેવી રીતે સમુદાય અથવા સમાજમાં પણ ધર્મનો કાલપરત્વે વિકાસ થાય છે.

મનુષ્યનો જીવાત્મા અધ્યાત્મ સંતર્પણને સ્વભાવથીજ ઇચ્છે છે અને આ વાસના પોતાની અપૂર્ણતાની ભાવના ઉપર બંધાયેલી છે. જીવાત્મા પોતાને ઉપાધિ પરતંત્ર, અજ્ઞ, અને અલ્પશક્તિમાન્ માને છે, અને દૃઢ મંતવ્યના બલથી પોતાથી વિલક્ષણ સ્વભાવવાળા સ્વતંત્ર અને સર્વ શક્તિમાન તત્ત્વના આશ્રયને સ્વીકારે છે. આ પોતા કરતાં ચઢીઆતા તત્ત્વનો સ્વીકાર, અને તે તત્ત્વના સંબંધમાં આવી પોતાની નિકૃષ્ટતા શમાવવાની ઝંખના-એ ધર્મનું સામાન્ય સ્વરૂપ છે. ઇતિહાસની દૃષ્ટિથી આ ભૂમંડલના ધર્મોનુ સ્વરૂપ અવલોકીએ તો પિતૃયજન ( Ancestor Worship ), દેવયજન ( Spiritism ), અનેક દેવયજન ( polytheism ), એકેશ્વરયજન ( monotheism ), સકલ બ્રહ્મભાવના (pantheism) વિગેરે ધર્મની વિવિધ ભાવનાઓમાં ધર્મના ઉપર વર્ણવેલા સામાન્ય સ્વરૂપની ગુંથણી થયેલી અનુભવાશે. પૂર્ણ તત્ત્વને જીવાત્મા પોતાના હૃદયમાં ઉદ્‌ભાવિત કરવા જેવા અંશમાં સમર્થ થાય છે તેવા અંશમાં તેની ધર્મભાવના સ્થાય છે, અને તે ધર્મભાવના તેને તે તે પ્રમાણમાં સંતોષ આપે છે. જીવાત્માના અધ્યાત્મજીવનનો જેમ જેમ વિકાસ થાય છે તેમ તેમ પ્રથમની ધર્મભાવના પલટાતી યાય છે, અને ચઢીઆતી ભાવના સ્થાન લેછે.

ધર્મભાવના આ પ્રમાણે મનુષ્યજીવન સાથે અખંડ ગુંથાયેલી રહે છે અને તેનો આ-વિષ્કાર તે જીવાત્માના માનસ વિકાસ ઉપર આધાર રાખે છે.

બૌદ્ધ ધર્મની અવનતિનાં કારણો

શ્રી શંકરાચાર્યે વૈદિક ધર્મના અથવા બ્રાહ્મધર્મના સમુદ્ધરણમાં આ મનુષ્યના અધ્યાત્મ વિકાસ ઉપર ખાસ લક્ષ આપ્યું હતું. તે તત્ત્વજ્ઞ અને બહુશ્રુત મહા-ત્માઓને જણાયું કે એકજ પ્રકારનું ધર્મશાસન પ્રજાની ધર્મવાસનાને તૃપ્ત કરી શકશે નહિ. બૌદ્ધધર્મની અવનતિનાં ચિન્હો તેમના અનુ-ભવ મર્યાદામાં આવ્યાં હતાં. યજ્ઞાદિ ક્રિયાના વિધ્વંસ વડે મહાત્મા ગૌતમ બુદ્ધે પરાશ્રિત ન થતાં નિર્વાણમાં રમાશ્રવી થવાનું પ્રબોધ્યું હતું, પરંતુ કાલે કરી જનસમુદાય જે ક્રિયાપરવશ છે તે નિષ્ક્રિય થઇ શક્યો નહિ, અને મિથ્યા ક્રિયા અથવા અવિહિત ક્રિયા કરવા લાગ્યો, તેમનો આપેલો સંયમ કરવાનો આદેશ વિચારશૂન્ય અને અસંસ્કૃત અંતઃકરણમાં જડતાને પ્રકટ કરવા લાગ્યો, અને પરિણામ એ આવ્યું કે સાત્વિક દેવભાવનાને બદલે ભૂત પિશાચાદિની તામસ ભાવનાએ જનસમુદાયનો પરવશ બનાવ્યો; ત્યાગીઓ જડવત્ થઈ પાખંડી બન્યા; ત્યાગનાં ભૈરવોપાસક, કાપાલિકાદિ વિકૃત સ્વરૂપો થયાં; અને બૌદ્ધ સાધ્વીઓએ દૂતીનાં કામ કરવા માંડ્યાં. આ સ્થિતિ તે સમયના આપણા સંસ્કૃત સાહિત્યને અવલોકનારને સ્પષ્ટ જણાઈ આવે તેમ છે. ધર્મની આ વિકૃતિઓમાંથી જનસમુદાયને બચાવવા શ્રી શંકરાચાર્યની દક્ષમતિમાં સ્ફુર્યું કે સનાતન વૈદિક ધર્મમાં

મનુષ્યના આત્માને સંતોષ આપે એવાં બીજ રહ્યાં છે તેને અંકુરિત કરવાં, અને તે વિનાનાં નિરુપયોગી બીજોનો સાક્ષાત્ ઉચ્છેદ નહિ કરતાં ઉપેક્ષા વડે સુકાઇ જવા દેવાં. આ ધર્મ-સમુદ્ધરણની પદ્ધતિ પ્રાચીન વૈદિક ધર્મનો ઉચ્છેદક નહિ હોવાથી તથા અવૈદિક ધર્મના રૂઢ દોષોને ઉખાડનારી હોવાથી પ્રજાના વિચારશીલ પુરુષોમાં માન પામી, અને આખરે અદ્વૈત સંપ્રદાય રૂપે તેનું સ્થાપન થયું.

શ્રી શંકરકૃત ધર્મ સુધારણાના ત્રિવિધ અંશો.

આ ધર્મ સુધારકને મનુષ્યના અધ્યાત્મ જીવનનો આધાર તેના મનોમય કોશ ઉપર છે એમ સત્વર જણાયું. તે મનોમય આત્માની ત્રણ પ્રકારની શક્તિઓ પ્રતિ તેમણે નજર નાંખી, અને અર્વાચીન માનસ શાસ્ત્રમાં વર્ણવેલી મનની વિચારાત્મક ( Rational ), ભાવનાત્મક ( emotional ), અને ક્રિયાત્મક ( votitional ) ત્રિવિધ સ્થિતિ પ્રમાણે ધર્મનું ત્રિમુખ સ્વરૂપ રચ્યું. આપણા મનની આપણા માનસ શાસ્ત્રની પરિભાષામાં ત્રણ પ્રકારની શક્તિ સ્વીકારાય છે. અને તેને (૧) જ્ઞાનશક્તિ (૨) ઇચ્છાશક્તિ અને (૩) ક્રિયાશક્તિ. એ નામ આપવામાં આવે છે. શ્રી શંકર ભગવાને પોતાના શારીરભાષ્યના આરંભમાં અધ્યાસવાદનું ( phenomenalism ) જે સ્થાપન કર્યું છે તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે દૃગ્ અને દૃશ્યના ઇતરેતરાધ્યાસ વડે આ જગદ્વ્યવહાર ચાલે છે, અને પ્રત્યક્ષાદિ પ્રમાણસામગ્રી વિજ્ઞાનની પ્રકાશક છતાં વસ્તુતઃ અવિદ્યાપક્ષપાતી છે, અને કેવલ બોધાત્મક પરમતત્ત્વ, જે મનવાણીથી અગોચર ( transcendent ) છે, તે વિના સઘળા વિવર્તોનું જ્ઞાન જેને આપણે જ્ઞાન કહીએ છીએ તે વસ્તુતઃઅવિદ્યા છે, અને તેના વડે ઉપસ્થાપિત થયેલો આ નામરૂપાત્મક સમૂહ વ્યવહારભૂમિકામાં ( phenomenal realm ) પડે છે. આ પ્રમાણે લૌકિક જ્ઞાનશક્તિ અવિદ્યાનું વિશદ રૂપ છે, અને તેનો શાસ્ત્રાનુસાર વિકાસ કરવાથી પરિણામે વાસ્તવ વિદ્યાશક્તિનો અથવા ચિતિશક્તિનો આવિર્ભાવ થાય છે.

આ અવિદ્યાશક્તિ અથવા લૌકિક જ્ઞાનશક્તિની સાથે મનુષ્યના મનમાં અપૂર્ણતાને ટાળવાની અને સ્વતંત્ર થવાની સ્વાભાવિક ઇચ્છાશક્તિ રહેલી હોય છે, અને તે સ્વયંભૂ કામદેવ—અથવા અનંગ—જીવનસહભાવી ગણાય છે. આ સાહજિક કામ અથવા ઇચ્છાશક્તિ જીવાત્માને બલાત્કારથી પ્રેરી તેને આંતર અને બાહ્ય કરણ સામગ્રી વડે પ્રવૃત્તિવાળો બનાવે છે, અને તેથી ક્રિયાશક્તિ પણ જન્મસહભાવી બને છે. આ પ્રમાણે મનુષ્યના મનોમય આત્મામાં જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયા, અથવા અવિદ્યા, કામ અને કર્મ નૈસર્ગિક થઇ ગયાં છે, અને તે વડે પ્રકટ થતા આવરણ, વિક્ષેપ અને મલ રૂપ ત્રણ દોષો પણ સ્વાભાવિક થઇ રહેલા છે. આ નૈસર્ગિક શક્તિઓ અને તજ્જન્ય દોષોને ટાળવા અને તે શક્તિતંત્રથી પર રહેલા વિશુદ્ધ આત્મદેવનો સાક્ષાત્કાર કરવા ધર્મપ્રણાલિકાને રચવાની આવશ્યકતા શ્રીશંકરાચાર્યને જણાઇ હતી. જેમ વિષને મારવા વિષજ ઉપયોગી થાય છે તેમ આ ત્રણ પ્રકારના દોષો અને તેને જન્મ આપનાર ત્રણ પ્રકારની શક્તિઓના બલને ક્ષીણ કરવા ધર્મના ત્રિવિધ સ્વરૂપને તેમણે સ્થાપ્યું હતું.

મનુષ્ય પ્રજાનો મોટો ભાગ કર્મ પરતન્ત્ર છે, અને તેમનાં જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને

નિષ્કામ કર્મ યોગ.

મન રૂપ કરણસામગ્રી અત્યંત મલિન હોય છે. આ મલિનતા દૂર કરવા સારૂ કર્મની વિશુદ્ધિ કરવાની જરૂર રહે છે. અને જેમ સંસ્કાર વિનાનું બાલક મિથ્યા ચેષ્ટા કરે છે, અથવા વિપરીત ચેષ્ટા કરે છે. અને સંસ્કાર અથવા વિનયન વડે તેની ચેષ્ટાઓ નિયન્ત્રિત થઇ તે સુવ્યવસ્થિત પ્રવૃત્તિ કરતું થાય છે, તેમ ધર્મસંસ્કાર વિનાનું મનુષ્યનું મર્કટ જેવું મન કુચેષ્ટાઓ કરે છે, અને તેની ઇન્દ્રિયો ઉન્મત્ત વ્યાપાર કરે છે, અને ધર્મ નિયંત્રણમાં રહેવાથી સુચેષ્ટાઓ કરતાં શીખે છે અને તેની ઇન્દ્રિયો નિગૃહીત બને છે. આથી મનુષ્યના જીવાત્માને સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પ્રભુની ભાવના જાગ્રત્ કરી, જે દેશકાલ અને યોનિમાં તેનું ગુણકર્માનુસાર અવતરણ થયું છે, તે દેશકાલ અને વર્ણને અનુસાર, શ્રૌત સ્માર્ત ક્રિયાઓ ફલાભિસંધિવિના કરતાં શીખવવાનો પ્રથમ પાઠ આ આચાર્યશ્રીએ આપ્યો હતો. સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પ્રભુની ભાવના જીવાત્મા ધારણ કરે, અને સ્વભાવસિદ્ધ કર્મ કરે તો અમુક ફલ મને પ્રાપ્ત થાઓ એવી દુર્વાસના ગલિત થાય છે. અમુક ફલની તીવ્ર આકાંક્ષા ક્રિયાની ગોગ્યતા અને પટુતામાં વિઘ્ન નાંખે છે અને સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ પ્રભુની ભાવનામાં વાસ્તવ શ્રદ્ધાના અભાવને સૂચવે છે. જ્યાં સુધી આવી શ્રદ્ધાનો ઉદય ન થયો હોય ત્યાં સુધી ફલાભિસંધિ પૂર્વક પ્રવૃત્તિ કરવામાં વાંધો નથી, પરંતુ ઇશ્વરની વૃત્તિ અને શક્તિમાં જો વિશ્વાસ છે તો ફલાભિસંધિવિના કર્તવ્યપરાયણ થવામાંજ ઉન્નતિ છે. દેશ,કાલ, વર્ણ અને આશ્રમને અનુસાર શ્રૌતસ્માર્ત ધર્મકર્મ ફલાભિસંધિ વિના કરવાં અને તે દ્વારા વિશ્વ વ્યવસ્થાપક પ્રભુનું સંતર્પણ કરવું—એ શાંકર સિદ્ધાન્તનું પ્રથમનું પગથીયું છે. આ ક્રિયા શક્તિને વિશુદ્ધ કરવાના ક્રિયાયોગને શાંકર સિદ્ધાન્તમાં નિષ્કામ કર્મયોગ કહેવામાં આવે છે અને તેને ત્રણ વિભાગમાં વહેંચવામાં આવે છે. આ નિષ્કામ કર્મયોગ શાસ્ત્રના અભ્યાસવિના સિદ્ધ થતો નથી, કેમકે પોતાને ઉચિત કર્મ કયાં છે તેનું ભાન શાસ્ત્રદ્વારાજ થાય છે, અને આથીજ સ્વાધ્યાયની આવશ્યકતા શ્રી શંકર ભગવાને સ્વીકારી છે. વેદાદિશાસ્ત્રનું પરિશીલન પ્રત્યેક ધર્મમય જીવન ગાળનારને જરૂરનું છે. અને તે સ્વાધ્યાયનું અભ્યસન ઇન્દ્રિયદમન અથવા તપશ્ચર્યાવિના થતું નથી; અને આ તપશ્ચર્યા સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમેશ્વરમાં શ્રદ્ધા ભક્તિ વિના સિદ્ધ થઇ શકતી નથી આ પ્રમાણે સ્વાધ્યાય, તપ, અને ઇશ્વર પ્રણિધાન—આ ત્રણ પ્રકારનો નિષ્કામ ક્રિયાયોગ શ્રી પતંજલિથી સૂચવાયેલો શ્રી શંકર ભગવાને આગ્રહપૂર્વક પાલન કરવા પ્રબોધ્યો છે.

> वेदो नित्यमधीयतां तदुदितं कर्मस्वनुष्ठीयताम्
> तेनेशस्य विधीयतामपचितिः काम्येमतिस्त्यज्यताम्
> पापौघः परिधूयतां भव सुखे दोषोऽनुसंधीयताम्
> आत्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम्

એ સોપાન પંચકનો પ્રથમ શ્લોક શાંકર સિદ્ધાન્તના આ પ્રથમ રહસ્યને સૂચવે છે. શ્રી શંકર ભગવાનનું જન્મથીજ વીતરાગ અંતઃકરણ છતાં તે મહાપુરુષે શાસ્ત્રનું અખંડ પરિ-

શીલન અને સદ્‌ગુરુમાં ઈશ્વર બુદ્ધિ સ્થાપી જે ક્રિયાયોગને સિદ્ધ કર્યો હતો તે તેમની દૈવી ક્રિયાશક્તિનો અપૂર્વ પુરાવો છે ખાઇ પીને મસ્ત રહેનાર આધુનિક સંન્યાસી ક્યાં અને અખંડ શાસ્ત્રનું અધ્યયન કરનાર અને અધ્યાપન કરાવનાર સંયમી શ્રી શંકરાચાર્યનું જીવન ક્યાં !

કર્મમાર્ગ અને કર્મયોગમાં ભેદ.

મહાપુરુષોના આવિર્ભાવમાં અથવા ઈશ્વરના અવતરણમાં તે તે સમયના જનસમાજની સ્થિતિ નિમિત્તરૂપ થાય છે. બૌદ્ધધર્મની પતિત અવસ્થાનું સ્વરૂપ ઉપર આપણે આલેખ્યું છે. વૈદિક ધર્મની પુનઃ જાગૃતિ થવાના હેતુઓ શ્રી શંકરના પૂર્વ સમયના વિદ્વાનોએ સ્થાપ્યા હતા. વૈદિક ધર્મનો વિશાલ કર્મમાર્ગ અવલોકાયો હતો. જૈમિનિ આદિ આચાર્યોએ ક્રિયાત્મક ધર્મની મીમાંસા સારી રીતે કરી હતી, અને શ્રી શંકરકૃત ધર્મસમુદ્ધાર પૂર્વે કુમારિલભટ્ટ વિગેરે વેદાર્થનિપુણ પુરુષોએ કર્મના ગહન માર્ગનું સ્વરૂપ પ્રકટ કર્યું હતું. પરંતુ શ્રી શંકરના પૂર્વે ધર્મ એ ક્રિયાઓનો ઉંડા ચીલાવાળો માર્ગ હતો, પણ યોગઃ કર્મસુ કૌશલમ્—એ ન્યાયે મેટલ રોડ જેવો **કર્મયોગ** ન હતો; પ્રવૃત્તિમાર્ગની **વિદ્યા** હતી, પણ પ્રવૃત્તિધર્મની ફલાભિસંધિના ત્યાગ રૂપ **કલા** ન હતી; કર્મને સર્વ સ્વતંત્ર માનનાર મીમાંસકની પ્રવૃત્તિનું ઘટીયંત્રવત્ ચક્ર ચાલતું, પરંતુ ધર્મમાં પરમેશ્વરના સંતર્પણ રૂપ **લક્ષ્યસ્થાન** ન હતું. શ્રી શંકર ભગવાને—શ્રૌતસ્માર્ત કર્મોના ગહન વિપિનમાં પેસવાની સર્વને આવશ્યકતા નથી, પરંતુ કુશલતાથી ફલાભિસંધિ વિના પોતાના વર્ણાશ્રમોચિત નિત્ય કર્મ કરવાનીજ અપેક્ષા છે—એવો આદેશ કર્યો. આ કર્તવ્યપરાયણતાથી વિશ્વાત્મા પ્રકૃતિના સિદ્ધ નિયમાનુસાર પ્રસન્ન થઈ ચિત્તશુદ્ધિરૂપ ફલને પ્રકટાવે છે. આ પ્રમાણે શ્રીશંકર રચિત કર્મયોગમાં ક્રિયાકૌશલ, કર્તવ્યપરાયણતા, અને પરમેશ્વરમાં શ્રદ્ધાભક્તિ—એ ત્રણ અંશો રહેવાથી મીમાંસકની કર્મજડતા, ગાડરીઆ પ્રવાહ રૂપ પ્રવૃત્તિ, અને અનાસ્તિક્ય રહ્યાં નહિ. પૂર્વમીમાંસામાં અથવા વેદના કર્મકાંડમાં આ અપૂર્વ સૌન્દર્ય સ્થાપનાર શ્રી શંકરને વેદાન્તના હીમાયતીઓ પ્રસંગે " કર્મખંડક " કહી અન્યાય આપે છે. ધર્મપ્રસાદની પાયારૂપ આ કર્મયોગની અવગણનાને લીધેજ મહાનિષ્ઠા આ કાલમાં મૃતપ્રાય થઈ છે. શ્રીશંકરાચાર્યે પોતાના સમય-ના મંડનમિશ્રાદિ કર્મમાર્ગીઓને આ કર્મયોગનું સ્વરૂપ સમજાવી પોતાના સુદ્વિચાર પ્રતિ આકર્ષ્યા હતા. ગંગાધરસરસ્વતી શંકરકૃત આ કર્મયોગના સમુદ્ધારની નીચે પ્રમાણે સ્તુતિ કરે છે:—

जैमिनि रचवा व्यसृत
सुकतात शुभोक्ति चंद्रशाकाया:
नि:श्रेणिमारुरुक्षो
निपुणं तत् कर्मम नास्ति बहु कुर्म: ॥

सिद्धान्तचन्द्रिका

શુકમુનિના પિતા શ્રી વેદવ્યાસની બ્રહ્મસૂત્ર રૂપ આગાશીમાં ચઢવાની શ્રી જૈમિનિએ નિસરણી રચી છે એમ શ્રી શંકરના અભિપ્રાય પ્રમાણે નિપુણ કર્મમાર્ગને અમે બહુ માન આપીએ છીએ.

ક્રિયાશક્તિના ભક્તિયોગ અથવા ઉપાસના.

એકદેશી વિકાસમાં ધર્મ કેવલ મીમાંસકના કર્મની પેઠે જડવત્ બની જાય છે, અને આ પ્રકારની કર્મજાલમાં ( Ritualism ) ન ફસાવા શ્રી શંકર વારંવાર પ્રબોધે છે. કેવલ ક્રિયાનો આવેશ ધર્માન્ધતાને પ્રકટાવે છે, અને તે ટાળવા સારૂ તથા કર્મયોગમાં રસ ઉત્પન્ન કરવા સારૂ મનની સ્વયંભૂ કામશક્તિને અથવા નૈસર્ગિક ઇચ્છાશક્તિને ખીલવવાની જરૂર છે. આ વિશ્વના આંતર ચાલક પરમાત્મા પ્રતિના પ્રેમના આવેશ વડે—ભક્તિના વેગ વડે—ક્રિયાજન્ય વિક્ષેપ શમે છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ સાધવાની કલા ઈશ્વરશરણતામાં રહેલી છે.

અંતર્યામી પ્રભુ પ્રતિ કામના વેગને ખપાવવામાં વિશ્વના પ્રાણી પદાર્થો પ્રતિ દોડનાર મનના વેગનો લય થાય છે. આજ કારણથી શ્રીશંકર સિદ્ધાન્તમાં ભક્તિની ઉત્તમ સાધન રૂપે ગણના કરવામાં આવી છે:—

> ज्ञानसाधनसामग्र्यां भक्तिरेव गरीयसी
> आत्मस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते
> स्वस्वरूपानुसंधानं भक्तिरित्यपरे जगुः ॥

( વિવેકચૂડામણિ. )

વિક્ષિપ્ત અંતઃકરણને ખીલે બાંધનાર આ ભક્તિયોગને શ્રી શંકર ભગવાન પોતાના પ્રકરણ ગ્રંથોમાં વારંવાર પ્રબોધે છે; અને શ્રી પતંજલિ પ્રોક્ત સમાધિયોગનો સત્કાર કરે છે. પ્રસંગે પ્રસંગે એમ પણ જણાવે છે કે અકૃતોપાસ્તિ અર્થાત્ ઉપાસના જેણે કરી નથી તેવા મુમુક્ષુ કરતાં કૃતોપાસ્તિ અર્થાત્ ઉપાસના વડે ઉપાસ્ય સાક્ષાત્કાર કરનાર મુમુક્ષુ સત્વર મોક્ષપદને પામે છે.

ઉપાસનાનો ત્રિગુણી ભાવ અને શંકરનું લક્ષ્ય.

ધર્મથી સંસ્કૃત થયેલા અંતઃકરણને બ્રહ્મનિષ્ઠ થવા પૂર્વે બ્રહ્મોપાસના કરવા શ્રી શંકરનો આદેશ છે. તે ઉપાસના અથવા ભક્તિયોગ સાલંબન અર્થાત્ બાહ્ય પ્રતીક ( external symbol ) અથવા આંતર પ્રતીક ( Internal symbol ) ને આશ્રય લઇ કરવાનો હોય છે, તથા નિરાલંબન એટલે બાહ્ય અથવા આંતર આલંબન વિનાનો સ્વાશ્રયી અહંબ્રહ્મોપાસના રૂપ કરવાનો હોય છે. આ ઉપાસનાના ત્રિવિધ શા-

રત્ન શ્રી શંકર ભગવાને ઉપાસનાના ગ્રંથોમાં અપૂર્વ રીતે કર્યું છે. આ ભક્તિશાસનમાં ઉપાસ્ય દેવનું સ્વરૂપ અધિકારીના અંતઃકરણની સામગ્રી ઉપર રચવામાં આવેલું હોય છે, અને તે સર્વ ઉપાસનાઓમાં બ્રહ્મ અને માયાનો અનિર્વાચ્ય સંબંધ અને તે સંબંધ વડે આ વિશ્વનાં ઉદય સ્થિતિ અને લયનું સત્વર ભાન થાય તેવી પ્રણાલિકાઓ રચી છે. આ રહસ્યવિદ્યાના પ્રકાશમાં શ્રી શંકરના અપૂર્વ પ્રતિભાશક્તિએ તેમના ઉત્તમ કવિત્વને જન્મ આપ્યો છે. શ્રી શંકરની કાવ્યશક્તિનો ઉલ્લાસ આ ભક્તિ અથવા ઉપાસનાની કલાએ કરાવ્યો છે. તેમના હૃદયમાં ઇશ અને ઇશાની બ્રહ્મ અને માયા—એ બે તત્વ અતત્વના, સત્ય અને અનૃતના—મિથુનીભાવે એવી ઉંડી અસર કરી હતી કે આ વિશ્વમાં તેમને તે સંયોગ વડે નૈરાશ્ય અથવા નિર્વેદ ( *pessimism* ) નહિ જણાતાં સર્વત્ર આશા અથવા ઉલ્લાસ ( optimism ) જણાતાં હતાં. તેમના હૃદયમાં સગુણબ્રહ્મનું મનોહારિ સ્વરૂપ વ્યવહારકાલમાં ચિતરાયેલું હોવાથી શોકમોહાદિ અનર્થજાલને સ્થાન મળતું નહિ; અને તેઓ વસ્તુતઃ પરમમંગલ શિવપદના ( Absolute Good ) અથવા પરમ સુંદર માયાપદના ( Absolute Beauty ) ઉપાસક હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એ મહાપુરુષના આ રસિક અને ભક્તિપરાયણ ચિત્તને ઓળખવું હોય તો તેમનાં સૌન્દર્યલહરી, આનંદલહરી, બ્રહ્મલહરી, આક્રેશાન્ત વિષ્ણુસ્તુતિ વિગેરે ઉપાસનાના ગ્રંથોના અભ્યાસ કરવા હું વિનવું છું. આ દૈવી પરમાત્મશક્તિના ઉપાસનાના બલવડે શ્રી શંકરના અંતઃકરણમાં દિવ્ય અંતઃસંવેદન ( Inspiration ) જાગ્રત્ થતાં, અને ઉપાસ્ય સાક્ષાત્કારની ખુમારીમાં સૌન્દર્યલહરીમાં વર્ણન કરે છે કે પોતાને શ્રી માયાશક્તિએ માતૃભાવે ધવરાવ્યા અને તે બલવડે પોતેઃ—

કવીનાં પ્રૌઢાનામજનિ કમનીયઃ કવયિતા ॥

અર્થાત્ પ્રૌઢ કવિ બન્યા.

બ્રહ્મ અને માયાના મિથુનીભાવથી સદસદ્રૂપ, ચિદચિદ્રૂપ, સુખદુઃખાત્મક આ વિશ્વ પ્રકટ થઇ જીવાત્માને વ્યામોહનું સ્થાન થાય છે પરંતુ પરમ ઉપાસકને એ બેના સંયોગમાં વિરોધાભાસજ લાગે છે. મહામાયા શક્તિનું અપૂર્વ દૈહિક સૌન્દર્ય વર્ણવવામાં નીચે પ્રમાણે વિરોધાભાસવાળું ચિત્ર શ્રી શંકર ભગવાન્ આલેખે છેઃ—

अराला केशेषु प्रकृतिसरला मन्दहसिते
शिरीषाभा गात्रे दृषदिव कठोरा कुचतटे
भृशं तन्वी मध्ये पृथुरपि वरारोहविषये
जगत्त्रातुं शंभोर्जयति करुणा काचिदरुणा ॥

પરમેશ્વરની કૃતિરૂપ આ જગતના રક્ષણ સારૂ તેમની અનિર્વચનીય માયાશક્તિ કેશપાશમાં વાંકી છે, પરંતુ મંદહસિતમાં સ્વભાવથી સરલ છે; શરીરે શિરીષ પુષ્પ જેવાં કોમલ

છે, પરંતુ સ્તનાભોગમાં પથ્થર જેવાં કઠણ છે; કટિમાં સંકોચવાળાં છે, નિતંબ ભાગમાં વિપુલ છે; સ્વભાવે દયાવાળાં છે, અને બાહ્ય પ્રસંગે અરુણ અથવા ક્રોધથી રક્ત થતાં જણાય છે.

કર્મયોગ અને ભક્તિયોગની પરસ્પર ઉપકારિતા.

જીવાત્માની નૈસર્ગિક ઇચ્છાશક્તિને અથવા કામના વેગને પરમાત્મશક્તિના અલૌકિક સ્વરૂપચિંતનમાં રોકી અપૂર્વ પ્રતિભાના બળ વડે સગુણ બ્રહ્મથી પર નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા શ્રી શંકર ભક્તિયોગ અથવા ઉપાસનાયોગનું પ્રતિપાદન કરે છે. કર્મયોગજન્ય ધાર્મિકતા (pietism) અને ભક્તિયોગજન્ય ઉપાસ્ય સાક્ષાત્કાર (mysticism) પરસ્પરનાં ઉપકારક છે. કર્મમાર્ગની જડતાને ભક્તિમાર્ગ દૂર કરી ધાર્મિકતામાં રસ રેડે છે, અને કર્મયોગનો આવેશ ભક્તિજન્ય સાક્ષાત્કાર થયા પછી મનને નિર્ગુણ ન પામવા દેતાં કર્તવ્યપરાયણ બનાવી લોકોપકારક કૃત્યો કરાવે છે. બંને યોગ પરસ્પરના સંબંધવિના વ્યર્થ થાય છે. આથી શ્રી શંકરાચાર્યની સાધનશ્રેણીમાં કર્મ અને ઉપાસનાનો સમન્વય કરવામાં આવ્યો છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ—ઉભયની સમયોચિત વ્યવસ્થા રાખી ધર્મવૃત્તિનો વિકાસ કરવાની જરૂર છે. આ પ્રવૃત્તિ તથા નિવૃત્તિનો કુશલતા પૂર્વક અભ્યાસ ગૃહસ્થાશ્રમમાં થઈ શકે છે અને તેથી ગૃહીઓએ આચરવા યોગ્ય ધર્મ અને ઉપાસનાની વ્યવસ્થા શ્રી શાંકર સિદ્ધાન્તમાં કરેલી હોવાથી ધર્માર્થકામરૂપ ત્રિવર્ગની સિદ્ધિમાં આ સંપ્રદાય આડે આવતો નથી.

ગૃહસ્થથી સાધના યોગ્ય પ્રવ્રજ્યાયોગ અને જ્ઞાનગર્ભ વૈરાગ્ય

ધર્મભાવનાના આવિષ્કારમાં ગૃહસ્થના પરોપકારી જીવનની અપેક્ષા છે. ગૃહસ્થ વડેજ વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા બની રહે છે, તેથી વિરક્તિની સિદ્ધિ થયા પૂર્વે ત્યાગાશ્રમનો સ્વીકાર ન કરવા શ્રી શંકરાચાર્ય ઘણે સ્થલે પ્રબોધે છે. ગૃહીઓએ પાલન કરવા યોગ્ય ત્યાગધર્મનું પ્રતિપાદન શતશ્લોકીમાં શ્રી શંકર ભગવાન્ સારી રીતે કરે છે. જેમ વૈરાગ્ય બે પ્રકારનો છે—(૧) વિષયના દોષોના અવલોકનથી ઉત્પન્ન થતા નૈર્વેદરૂપ અને (૨) જ્ઞાનગર્ભ અર્થાત્ જ્ઞાનોપદેશ વડે પ્રકટ થતી અસ્પૃહારૂપ, તેમ પ્રવ્રજ્યા અથવા ત્યાગ પણ બે પ્રકારનો તેઓએ પ્રતિપાદન કર્યો છે:- "प्रव्रज्यापि द्विधास्यान्नियमित मनसां देहतो गेहतश्च ॥* અર્થાત્ દેહાભિમાનના ત્યાગરૂપ અને ગૃહાદિ બાહ્ય ઉપાધિના ત્યાગ રૂપ. આ વિભાગવ્યવસ્થાથી સ્પષ્ટ સમજાશે કે ગૃહત્યાગ રૂપ પ્રવ્રજ્યા દોષદર્શન અથવા ક્લેશના અનુભવ વડે ઉત્પન્ન થઈ શકે છે, પરંતુ પ્રથમ પ્રકારની દેહાભિમાનના ત્યાગરૂપ ગૃહીઓએ સેવવાની પ્રવ્રજ્યા જ્ઞાનગર્ભ વૈરાગ્ય વિના પ્રકટ થતી નથી.

---

* દેહત પ્રવ્રજ્યા કેવી હોય છે તેનું વર્ણન નીચેના શ્લોકમાં આપ્યું છે:—

तिष्ठन् गेहे गृहेशोप्यतिथिरिव निजं धामगंतुं चिकीर्षुः
देहस्थं दुःखसौख्यं न भजति सहसा निर्ममत्वाभिमानः ।
आयात्यायास्यतीदं जलदपटलवद्यातृयास्यत्यवश्यं
देहाद्यं सर्वमेव प्रविदितविषयो यश्चतिष्ठत्ययत्नः ॥

શ્રી શંકર ભગવાનને ધર્મસમુદ્ધરણમાં ભક્તિયોગ અને કર્મયોગની અગત્ય લાગી, અને તે વ્યવસ્થા તેઓશ્રીએ મનોમય આત્માના કામ અને કર્મના અથવા ઇચ્છા અને ક્રિયાશક્તિના સ્વાભાવિક વેગને લક્ષમાં લઇને કરી હતી. પરંતુ તેઓને વિશેષ જણાયું કે વિચારના સામ્રાજ્ય વિનાની ધર્મભાવના મનુષ્યના હૃદયમાં ટકી શકતી નથી. જેમ જેમ મનોમય આત્માનો વિકાસ થાય છે તેમ તેમ તેના વિજ્ઞાનમય આત્મામાં પણ ક્ષોભ થાય છે.

જ્ઞાનયોગ અને વિજ્ઞાનમય આત્માનો મનોમય આત્માસાથે સંબંધ.

પરમેશ્વરના અને પોતાના સ્વરૂપ સંબંધી જે નિશ્ચયો જીવો બાંધે છે તે નિશ્ચયને અનુસાર તેની શ્રદ્ધા અને ક્રિયાનો વેગ વહે છે. જો કે જનસમુદાયનો મોટો ભાગ તત્વનિશ્ચય કરવા અસમર્થ હોય છે, તોપણ જ્યારે તેમની બુદ્ધિમાં વ્યવહારના અનુભવ બળથી વિકાસ થાય છે ત્યારે તેમની નિયત ક્રિયા અને શ્રદ્ધામાં ક્ષોભ થાય છે. આ ક્ષોભ થવો એજ આંતર જીવનના બળને સૂચવે છે. જેઓમાં તે પ્રકારનો ક્ષોભ થતો નથી તેઓ ધર્મમર્યાદામાં આગળ વધતા નથી. વિચાર વડે પ્રવૃત્તિ અને શ્રદ્ધાનાં તત્વોનો સમન્વય કરવાની પ્રત્યેક મનુષ્યને વહેલી મોડી ફરજ પડે છે; અને જેઓ આ વિજ્ઞાનમય આત્મા પ્રતિ અલક્ષ કરે છે તેઓ ધાર્મિક વિકાસ સર્વદેશી કરી શકતા નથી.

તત્વ નિર્ણય અને સ્વરૂપ નિર્ણય અને બુદ્ધિકક્ષા ન્યાય.

જેમ Science અથવા વિજ્ઞાનની મર્યાદામાં સંભાવના અથવા Hypothesis પ્રથમ રચી વ્યતિકરો ( phenomena )ના અનુભવબળ વડે તેની સત્યાસત્યતાનો નિર્ણય થાય છે, અને અનુભવ બળથી સંભાવનાનું રૂપ પણ બદલાય છે તેમ ધર્મમર્યાદામાં ( Religion ) પણ તત્વનિર્ણયોનું બુદ્ધિમાં સ્વરૂપ રચાય છે અને તે નિર્ણયાનુકૂલ ધર્માનુભવ ક્રિયાયોગથી અથવા ભક્તિયોગથી થાય છે કે નહિ, અને ન થતો હોય તો અનુભવના સાધનમાં ખામી છે કે નિર્ણયમાં ખામી છે એ સંબંધમાં વિચાર કરવો પડે છે; અને નિર્ણય અથવા સિદ્ધાન્તની સત્યાસત્યતાની આપેક્ષિક તુલના થાય છે. આ પ્રકારે જ્ઞાતવ્ય સંબંધી નિર્ણય અથવા સિદ્ધાન્તોની વ્યવસ્થા કરવાની પદ્ધતિને બુદ્ધિકક્ષાન્યાય કહે છે; એટલે કે જે સાધ્ય્ ઇષ્ટ અથવા ઉપાસ્યને ભક્તિયોગથી સાક્ષાત્કાર કરવા માગતા હોઈએ, અથવા જે કર્તવ્યકર્મને કર્મયોગથી સિદ્ધ કરવા માગતા હોઈએ તે ઉપાસ્ય વા કર્તવ્યકર્મ કરતાં ચઢીઆતા ઉપાસ્ય અથવા કર્તવ્ય કર્મને અનુકૂલ સિદ્ધાન્તની કક્ષા બદલાય છે, આથી પ્રથમની કક્ષા સર્વાંશે ખોટી ઠરતી નથી. જેમ પૂરવાળી નદીમાં સ્વતંત્ર રીતે તરી શકનાર તારાને તુંબડીઓના સાહાય્યની અપેક્ષા નથી પરંતુ તુંબડીઓની મદદ લેનાર કાચા માણસની પ્રવૃત્તિ તેથી ખોટી ઠરતી નથી, તેમ પરમાત્માના દિવ્ય વ્યાપક સ્વરૂપનો અભેદભાવે અનુભવ કરનારને બાહ્ય ક્રિયાને અથવા ભક્તિના આવેશને પ્રકટાવવાની અગત્ય રહેતી નથી, તોપણ ભેદ જેમને સ્વભાવસિદ્ધ થયેલો છે, તેમની બાહ્યાદિ ક્રિયાઓ અને ઉપાસનાઓ ખોટી ઠરતી નથી. દરેકને પોતપોતાની મર્યાદામાં ધાર્મિક અનુભવથી સંતોષ થાય છે, અને તેટલા અંશમાં તેમની પ્રવૃત્તિ અને ભક્તિ ઉચિતજ ગણાય છે. આજ કારણથી શ્રી શંકરાચાર્યે અમુક દેવ દેવીનીજ આરાધના કરવાનો

આગ્રહ કર્યો નથી, પરંતુ જે ઉપાસ્ય પ્રતિ પોતામાં ભક્તિભાવ પ્રકટ તે ઉપાસ્યની પ્રધાન-પણે ઉપાસના કરવા પ્રબોધ કર્યો છે. તેમના વિશાલ હૃદયમાં જણાયું હતું કે પરમેશ્વરના સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ સ્વરૂપને અમુકજ મર્યાદાવાળું માનવું; અને તેજ સત્ય છે એમ દર્શાવવું એ પરમેશ્વરના સાચા સ્વરૂપની અવગણના કરવા યોગ્ય છે; તેની સાથે સર્વેશ્વર પ્રભુ ઉપાસકની નીચી જ્ઞાનમર્યાદા પ્રમાણે નીચા રૂપે અવતરે નહિ અથવા ઉતરે નહિ—એમ દુરાગ્રહથી માનવું તે પણ તેના સર્વાન્તર્યામી અને દયાળુ સ્વભાવ ઉપર તરાપ મારવા જેવું થાય છે. આથી પરમાત્માનું પરમાર્થસ્વરૂપ એક પ્રકારે નિશ્ચિત થયા પછી તે સ્વરૂપથી ઉતરતા વ્યાવહારિક સ્વરૂપને અનુકૂલ મધ્યમ પ્રજા યજનપૂજન કરે તો તે ખોટો પ્રયત્ન નથી, પરંતુ ઘણો ઉપયોગી અને સાધકની ક્રમશઃ ઉન્નતિ સધાવનાર પ્રયત્ન છે. આ પ્રમાણે यो यच्छ्रद्धः स एव सः—એ શ્રુતિ અનુસાર જે ધાર્મિક જીવાત્મા જેવા ભાવથી પ્રભુના સ્વરૂપને ભજે છે તે ભાવમય તે થાય છે—એ નિશ્ચય શ્રી શાંકરસિદ્ધાન્તમાં સ્થપાયો છે, અને આમ થવાથી ધર્મના બાહ્યરૂપમાં દુરાગ્રહ થતો નથી, અને પરધર્મીઓ પ્રતિ પણ સહિષ્ણુતા સિદ્ધ થાય છે.

અાટલે સુધી આપણે શ્રી શંકરાચાર્યે કરેલા ધર્મસમુદ્ધરણની ત્રણ દિશાઓ અવલોકી અને તેનો પરસ્પર સંબંધ કેવો છે તે જાણ્યો. પરંતુ શ્રી શંકરનું પ્રધાન લક્ષ્ય કનિષ્ઠ અને મધ્યમ અધિકારી પ્રતિ ન હતું પણ ઉત્તમાધિકારી પ્રતિ હતું. કનિષ્ઠ અને મધ્યમાધિકારી અર્થે કર્મયોગ અને ભક્તિયોગની વ્યવસ્થા કર્યા પછી ઉત્તમાધિકારીને અર્થે તેઓશ્રીએ જ્ઞાનયોગની વ્યવસ્થા કરી વેદના કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનો અપૂર્વ સમન્વય કરી બતાવ્યો. આ વેદાર્થસમન્વય (Synthesis) કરવામાં આ મહાપુરુષે પોતાના અપૂર્વ બુદ્ધિવૈભવને દર્શાવ્યો છે, અને આ સમન્વયના પ્રભાવથીજ હિંદુસ્થાનમાંજ નહિ, પણ વિશ્વના તત્ત્વવિચારકોમાં (Philosophical thinkers) અગ્રપદ તેઓ અદ્યાપિ ભોગવે છે. વેદરાશિના સમગ્ર અર્થના બે વિભાગ પાડવામાં આવ્યા:—(૧) ધર્મ અને (૨) બ્રહ્મ. પ્રથમના અર્થનો આવિષ્કાર કેવી રીતે થાય છે અને કઇ યોજનાથી ધર્માચરણ—

વેદાર્થસમન્વય અને અધિકારિવ્યવસ્થા.

બ્રહ્મરૂપ પદાર્થ પ્રતિ આકર્ષે છે તેની દિશા આપણે ઉપર સૂચવી ગયા છીએ. શ્રી શંકરના પ્રૌઢ વિચારશીલ અંતઃકરણમાં ધર્મના સંબંધી ફલનિર્ણય (Judgment of Value) કરવા કરતાં તત્ત્વનિર્ણય (Judgment of Truth) કરવા આગ્રહ રહેલો હતો. ધર્મ વડે આંતર સંતોષ થાય છે એ નિર્વિવાદ છે, અને તેના યોગ્ય પાલન વડે અર્થકામની સિદ્ધિ પણ રૂડી રીતે થાય છે, અને તેથી તેની ઉપયોગિતાનો કંઇ સવાલ રહેતો નથી, પરંતુ તે ધર્મનું અધિષ્ઠાન (ground of religious Consciousness) વસ્તુતઃ સત્ય છે કે નહિ તે પ્રશ્ન ઉભો થાય છે. ભલે જનસમુદાય ધર્મસંબંધી ફલનિર્ણયવડે સંતુષ્ટ થાય, ભલે રાજ્યવ્યવસ્થા ધર્મસંરક્ષણની અપેક્ષા રાખે, ભલે ગૃહતંત્ર ધર્મવિના ટકી શકે એમ ન જણાય, તોપણ તેની આધારભૂમિકા સત્ય ન હોય તો વિચારશીલ અંતઃકરણ ધર્મને તિલાંજલિજ આપશે; કાંતો તે સંશયાત્મા થશે, કે કાંતો નાસ્તિક થશે. આથી તત્ત્વ-નિર્ણય વિનાનો ફલનિર્ણય શ્રી શંકરને અભીષ્ટ ન હતો, અને તેથી તત્ત્વનિર્ણયની મર્યાદાને

તે તરવારની ધાર જેવા વિચારથી પૃથક્ પાડે છે. તત્ત્વને અનુકૂલ ફલ હોય તો ઇષ્ટ છે, પરંતુ ફલને અનુકૂલ તત્ત્વ કરવાનું નથી. આપણા સર્વ અનુભવનો અને તેમાં મુખ્યત્વે કરી ધર્માનુભવનો આધાર આત્મરૂપ પદાર્થ ઉપર છે. તે આત્મા પૂર્ણ અને સત્તાસ્ફૂર્તિના હેતુરૂપ છે માટેજ સુખાનુભવ પ્રતિ જીવાત્માઓ આકર્ષાય છે. પરમ વ્યાપક સત્તાના કેન્દ્રરૂપ આત્મરૂપ પદાર્થ શાસ્ત્રસમૂહનો અને ફલનો આધાર છે એમ શ્રી શંકરાચાર્યે-પ્રસ્થાનત્રયીમાં સ્થાપ્યું છે. અનુભવ કરનાર જીવાત્માના આધારભૂત વાસ્તવ ચિદાત્મા અને અનુભવના વિષય રૂપ આ સમગ્ર વિશ્વના આધારભૂત પરમચેતન—અથવા બ્રહ્મ—વસ્તુતઃ એક છે, અને આ નિશ્ચય અપરોક્ષ અનુભવ રૂપે સ્થિત થવો એ શ્રી શાંકર સિદ્ધાન્તનું પરમ લક્ષ્ય છે. આ અપરોક્ષાનુભવ કરાવનાર ઉપદેશજ વિદ્યા છે અને ઇતર સર્વ અનુભવ કરાવનાર ઉપદેશ અવિદ્યા છે. ધર્મનો અર્થાત્ કર્મનો અને ઉપાસનાનો વિષય અવિદ્યાકોટિમાં પડે છે અને બ્રહ્માત્મ સાક્ષાત્કારનો વિષય વિદ્યાકોટિમાં પડે છે. આ બ્રહ્માત્મસાક્ષાત્કાર થવામાં ધર્મભૂમિકાની જરૂર છે, પરંતુ *તેમાં ધર્મજન્ય બાહ્ય સંપત્તિની અર્થાત્ ગૃહ, સ્ત્રી, પુત્ર, અને દૈવી અથવા* માનુષી વિત્તની તેમાં અપેક્ષા નથી, પણ નિવૃત્તિધર્મજન્ય શમાદિરૂપ દૈવીસંપત્તિની અપેક્ષા છે. બહિરંગ સાધનજન્ય સંપત્તિ વિરોધી નથી, તોપણ અંતરંગ સાધનના ફલરૂપ દૈવીસંપત્તિ વિનાની બાહ્ય સંપત્તિ બ્રહ્માત્મસાક્ષાત્કારમાં વંધ્યાજીવિત્ નિષ્ફલ ગણાય છે. આથી તત્ત્વનિર્ણય કરવાની ઇચ્છા શમાદિ સંપત્તિવિના ઉદય થતી નથી, અને કદાચ સંગબલથી ઉદય થાય છે તો ઘાસના અગ્નિની પેઠે થોડા સમયમાં બુઝાઈ જાય છે. *બ્રહ્માત્મૈકત્વની જિજ્ઞાસા જેમનામાં તીવ્રવેગથી ઉદય થઇ છે તેમનેજ શ્રી શંકરે બ્રહ્મવિદ્યાના ઉત્તમા*ધિકારી માન્યા છે, અને તેમનેજ મુમુક્ષુ સંજ્ઞા આપી છે. બીજાઓને તેઓ માત્ર જ્ઞાનકૌતુકીજ ( amateur ) માને છે.

બ્રહ્માત્મતત્ત્વની સિદ્ધિ

વિશ્વના સ્વરૂપ નિર્ણયમાં ( Ontology ) ત્રણ ભૂમિકાઓ હોય છે—(૧) સામાન્ય જ્ઞાનવડે બાહ્યાર્થસત્યત્વની ભૂમિકા ( Natural realism ) (૨) વિજ્ઞાનસિદ્ધ બાહ્યાર્થસત્યત્વની ( Scientific realism ) અને (૩) વિજ્ઞાનવાદની (Idealism).

વસ્તુનિર્ણયની ત્રણ ભૂમિકાઓ

સામાન્ય જન સમુદાય, કામ કર્મના વેગથી પ્રેરાયેલો, અને સામાન્ય કેળવણીના સંસ્કાર વિનાનો આ વિશ્વને પોતાથી નિરાળું અને સ્વતંત્ર માને છે. તે ઉપરાંત પોતાને કર્તા અને ભોક્તા રૂપે તથા બાહ્ય જડ જગતના જ્ઞાતા તરીકે માને છે. પોતાના જેવા કર્તાભોક્તા અને જ્ઞાતા આત્માઓનો સદ્ભાવ સ્વીકારે છે. *આ પ્રકારના જડ જગત્ અને અજડ* જીવાત્માઓ કેવા સંબંધથી જોડાયા છે, અને અનુભવ શા રીતે પ્રકટ થાય છે તે પ્રશ્નજ આવા મનુષ્યોને ઉભો થતો નથી. તે અનુભવનાઉદયને સ્વાભાવિક અને સરલ માને છે. આ જડ જગતના પદાર્થો અજ્ઞાતદશામાં રહેલા જ્ઞાતદશામાં આવવાને જાણે રાહ જોઇ બેસી રહ્યા હોય, અને આપણે જીવાત્માઓ જોઇએ વા ન જોઇએ અથવા અનુભવની અપેક્ષા ન રાખીએ તો જેના તે રૂપમાં અવિકૃત પડી રહેનારા હોય—એમ માને છે.

બાહ્યાર્થ વાદ.

પોતે જેવી રીતે જડ પદાર્થોને અનુભવે છે તેવી રીતે પોતાનાં જેવાં પ્રાણીઓ તેમને અનુભવે છે; અને આ સરખાં પ્રાણીઓના અનુભવના સંવાદને લીધે પદાર્થો જેવા અનુભવાય છે તેવાજ વિદ્યમાન છે આ તેમનો સિદ્ધાન્ત છે. ભેદવાદીઓની આ પ્રથમ ભૂમિકા છે. શ્રી શંકર તેને आगोपालादि प्रसिद्ध—અર્થાત્ ગોવાળ પણ જાણે એવી ( attitude of the man of the street ) કહી ઉપહાસ કરે છે.

બાહ્યાર્થવાદમાં મિથ્યા જ્ઞાનનો ખુલાસો થતો નથી.

પણ અત્ર પ્રશ્ન ઉભો થાય છે કે પદાર્થો જેવા અનુભવાય છે તેવાજ વિદ્યમાન છે તો ભ્રમ અથવા મિથ્યાજ્ઞાનને અવકાશ ક્યાં રહ્યો ? પાણીમાં નાંખેલી લાકડી વાંકી દેખાય; દૂરનો પદાર્થ મોટો છતાં નાનો દેખાય; ઝાડના ઠુંઠામાં મનુષ્યનું ભાન થાય—આ આદિ જ્ઞાનને ઉપરની વિચાર શ્રેણીથી મિથ્યા કેમ કહેવાં ? આ પ્રશ્નના સમાધાનમાં બાહ્યાર્થવાદી એમ કહે છે કે આપણી ઇન્દ્રિયોની રચનામાં દોષ પ્રકટ થાય અથવા એવા કોઇ પ્રતિબંધક હેતુથી પદાર્થો અન્યથા પ્રકટ થાય છે. કેટલાક આ અગવડ એવી રીતે દૂર કરી કે બાહ્યાર્થમાં કેટલાક ગુણો રહેલા છે. અને ઇન્દ્રિયનો અર્થ સાથે સન્નિકર્ષ થયા પછી ઇન્દ્રિય ઉપર જે પ્રકારનો સંસ્કાર તે ગુણના આધાર રૂપ દ્રવ્ય નાંખે તેવો તે પદાર્થ જણાય છે. અને આના પરિણામમાં ગુણોના બે વિભાગ પાડવામાં આવ્યાઃ—(૧) બાહ્યાર્થમાં સ્થિત થઇ રહેલા, જેવા કે ગુરુત્વ, દ્રવત્વ, પરિમાણ વિગેરે, અને (૨) જીવાત્મામાં સ્થિત થઇ રહેલાઃ—શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ વિગેરે. પહેલા પ્રકારનાં ગુણો પદાર્થનિષ્ઠ છે, બીજા પ્રકારના ગુણો જીવાત્મનિષ્ઠ છે, અને જીવાત્માની ઇન્દ્રિયો અને મનની સ્થિતિ અનુસાર બાહ્યાર્થ આ ગુણોના સંસ્કારને જાગ્રત કરે છે અને માને છે કે પદાર્થ તે ગુણવાળો છે.

શંકરના સમયના બાહ્યાર્થવાદીઓ લોકાયતિક. વૈભાષિક સૌત્રાન્તિક વિગેરે

શ્રી શંકરાચાર્યના સમયમાં આ બાહ્યાર્થ અસ્તિત્વવાદનું સમર્થન કરનાર કેટલાક વિચારકો હતા. ચાર્વાકના મતને અનુસરનારા અથવા જેમને લોકાયતિક કહે છે તેઓ આ પ્રત્યક્ષ દ્વૈતના અસ્તિત્વનેજ સાચું માની સર્વે ધર્માચરણને ધૂર્તોના પ્રયોગ રૂપે કહી હસતા હતા. વિશ્વ કોઇ પણ નિયામકની સત્તા વિનાનું હોવાથી જાણે આકસ્મિક ઉદય થયું હોય અને મરણ પછી કંઇ છેજ નહિ એમ માની નિઃશંક પ્રવૃત્તિ સેવતા. આ મનુષ્યો પૈકી જેઓ પ્રત્યક્ષ વ્યવહારમાં નીતિને ઉપયોગી માનતા તેઓ માત્ર અર્થસિદ્ધિ પૂરતી નીતિનો સ્વીકાર કરતાઃ—

कृषिगोरक्षवाणिज्य दण्डनीत्यादिभिर्बुधैः ।

दृष्टैरेव सदोपायैर्भोगाननुभवेद् भुवि ॥

( લોકાયતિકપક્ષ શ્રીશંકરકૃત સર્વસિદ્ધાન્તસંગ્રહ. )

અર્થાત્ ખેતી, ગાયઆદિના પાલન, વેપાર દંડ અને નીતિ રૂપ દૃષ્ટ સાચા ઉપાયો વડે મનુષ્યે ભોગ ભોગવવા.

બૌદ્ધ ધર્મના વૈભાષિક અને સૌત્રાન્તિક મતના અનુયાયીઓ આ બાહ્યાર્થવાદ વડેજ

તાર થયા હતા, અને આ વિશ્વની બાહ્યાર્થઅસ્તિત્વરૂપ સપાટીથી ઊંડા ઉતરવાની તેમને અગત્ય પડી ન હતી.

વૈદિક બાહ્યાર્થવાદી કણાદ ગૌતમ.

આ અવૈદિક વિચારકો ઉપરાંત વૈદિક મતમાં રહ્યા છતાં દ્વૈતસિદ્ધાન્તનો સમાશ્રય કરનાર કણાદ ગૌતમ મુનિના વિચારને અનુસરતારા પરમાણુકારણવાદી તથા નૈયાયિકો હતા. પણ તેમના નિશ્ચયો કેવલ સપાટી ઉપરના ન હતા, પરંતુ અર્વાચીન Scientific realism—અર્થાત્ વિજ્ઞાનવિદ્દના બાહ્યાર્થાસ્તિત્વ અથવા જડવાદ જેવા હતા. આ બીજી ભૂમિકામાં દેશ અને કાલ આપણાથી પૃથક્ પદાર્થરૂપે મનાયા છે, અને આ વિશ્વના જણાતા પ્રાણી પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા તેમાં રહેલા છે. આ ભેદરાશિને અવલોકનાર કોઈ આત્મરૂપ પદાર્થ ન હોય તોપણ જાણે પોતાના સ્વાભાવિક હકથી તેઓ વિદ્યમાન રહેતા હોય એમ તેમનું માનવું છે. આત્માનું અસ્તિત્વ સ્વીકારવામાં આવે છે તોપણ તે સ્વતઃ ચિન્મય નથી, પણ બુદ્ધિરૂપ ગુણના આશ્રય રૂપ હોઇ સચેતન જણાય છે. ભેદરાશિને પૃથક્કરણના નિયમ વડે દ્રવ્યાદિ સપ્ત પદાર્થોમાં અથવા ષોડશ પદાર્થોમાં વહેંચી નાંખવામા આવે છે, અને વિશ્વની ઉત્પત્તિ પરમાણુકારણવાદથી થતી સ્વીકારાય છે. કાર્યરૂપ જગત્ પ્રથમ અભાવરૂપ હતું અને તે ભાવરૂપ કારણદ્રવ્યમાંથી આરંભવાદના નિયમ પ્રમાણે થાય છે, પણ અર્વાચીન વિજ્ઞાનવિદ્દ વિચારકોને આ સર્વ સ્વાભાવિક નિયમ ( Universal Natural laws )થી થતું જણાય છે તેમ ગૌતમ કણાદાદિને ન જણાતાં સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ પરમેશ્વર સ્વતંત્ર જ્ઞાન ઇચ્છા અને ક્રિયાના બલ વડે રચે છે એમ જણાયું.

શ્રી શંકરને આ બાહ્યાર્થ અસ્તિત્વને શાસ્ત્રાનુસાર રૂપ આપતો પરમાણુકારણવાદ સંતોષ આપી શક્યો નહિ, અને જો કે તે કેવલ પામર જીવોથી આશ્રય પામેલા લોકાયતિક મત કરતાં ચઢીઆતો લાગ્યો તોપણ વિશ્વના ભેદરાશિનો અને મુખ્યત્વે કરી તે ભેદરાશિને અનુભવનાર આત્મતત્ત્વ સંબંધમાં ઘણી હલકી પંક્તિનો જણાયો.

બાહ્યાર્થવાદ અને વિજ્ઞાનવાદનો સંબંધ કરનાર સાંખ્યસિદ્ધાન્ત.

તેનાથી ચઢીઆતી કોટિના વિચારકોના સિદ્ધાન્તોની પરીક્ષા કરતાં તેમને જણાયું કે સાંખ્યસિદ્ધાન્ત પ્રકૃતિ પુરુષના સંબંધ વડે આ વિશ્વનો સારો ખુલાસો કરે છે, જો કે તે સિદ્ધાન્ત દ્વૈતવાદનો આશ્રય લેછે તોપણ આત્માના સ્વતંત્ર અસ્તિત્વનું, તથા ચેતનમયતાનું, તથા અખંડ નિર્વિકારપણાનું સ્થાપન કરે છે તેથી આ વિશ્વના અનુભવનો પાયો સત્ય પદાર્થ સાથે જોડાયેલો રહે છે. પ્રકૃતિ ભલે પોતાના ત્રણ ગુણના સ્વભાવાનુસાર નર્તન કરે પણ પુરુષ તટસ્થ સાક્ષી રૂપે વિદ્યમાન રહે છે તેથી સ્થિરપદની અભિલાષાવાળા જીવને વિશ્રામનું સ્થાન છે. આ સાંખ્ય સિદ્ધાન્તમાં વિજ્ઞાનવાદનો પ્રવેશ થયેલો અનુભવાય છે, કેમકે વિશ્વની ઉત્પત્તિપ્રક્રિયામાં પ્રથમ મહત્તત્ત્વનો ( બુદ્ધિ તત્ત્વનો ) આવિર્ભાવ સ્વીકારાયો છે અને તેના વિકાસ વડેજ આ જડ જગત્‌ની ઉત્પત્તિ ન્ભાન થાય છે

સાંખ્ય સિદ્ધાન્તના મુખ્ય દોષો.

પરંતુ સાંખ્ય સિદ્ધાન્તમાં શ્રી શંકરને ત્રણ મોટા દોષ જણાયા—(૧) પ્રકૃતિ અને પુરૂષ અત્યંત વિરુદ્ધ ધર્મવાળા પદાર્થોનો સંબંધ શી રીતે થાય છે, અને એનો અવિવેક વડે થાય છે એમ માનીએ તો તે અવિવેક શા નિમિત્તથી ઉભો થાય છે; અને તે સ્વભાવસિદ્ધ હોય તો એનો પૃથક્‌ભાવ થવો શી રીતે સંભવે તે બાબત સંતોષકારક ખુલાસો નથી; (૨) જ્યારે પ્રકૃતિના વિકારથી બુદ્ધિભેદ અને બુદ્ધિસ્થ પ્રતિબિંબો ઉદય થાય છે ત્યારે પુરૂષબહુત્વ માનવાનું પ્રયોજન નથી. એક વાસ્તવ આત્માની સિદ્ધિથી અને પ્રતિબિંબિત બુદ્ધિસ્થ ચેતનરૂપ જીવાત્મા જેને મિથ્યાત્મા કહેવાય છે તેના વ્યાવહારિક અસ્તિત્વના સ્વીકારથી સર્વ ખુલાસો થાય છે તો બહુ પુરૂષના સ્વીકારમાં ગૌરવજ છે.(૩) પ્રકૃતિ કારણરૂપ વસ્તુ વિચારથી ટકી શકતો નથી. પ્રકૃતિ અને પુરૂષની સમાનસત્તા અથવા સમાનસત્યત્વનો કદી નિર્વાહ થઈ શકે નહિ.

આ ત્રણ દોષનો ત્યાગ કર્યા પછી અવશેષ રહેલા કપિલ સિદ્ધાન્ત સાથે તથા શ્રી પતંજલિના યોગધર્મ સાથે શાંકરસિદ્ધાન્તનો સારી રીતે સમન્વય થઇ શકે છે.

વિજ્ઞાનવાદ-યોગાચારનો બૌદ્ધ વિજ્ઞાનવાદ.

ઉપર જણાવેલા દ્વૈતવાદોની ભૂમિકા સૃષ્ટિસ્થિતિવાદમાં (realism) આવેલી છે, અને સાંખ્યસિદ્ધાન્તમાં વિજ્ઞાનવાદનો (Idealism) પ્રવેશ થાય છે. આ વિજ્ઞાનવાદનું વિપુલ શાસ્ત્રીય સ્વરૂપ બૌદ્ધમતના યોગાચારે રચ્યું હતું. તે વિચારકે દૃશ્યને માત્ર દૃષ્ટિરૂપ બુદ્ધિના વિલાસ રૂપેજ માન્યો છે.

अविभागोऽपि बुद्ध्यात्मा विपर्यासितदर्शनैः
ग्राह्यग्राहकसंवित्तिभेदवानिव लक्ष्यते ॥

એ શ્લોકવડે એકજ બુદ્ધ્યાત્મા વિપરીત દર્શન વડે જ્ઞેય (ગ્રાહ્ય) જ્ઞાતા (ગ્રાહક) અને જ્ઞાન (સંવિત્તિ) રૂપે ભેદવાળો જણાય છે. આ વિચાર અર્વાચીન (Berkeley) ના સિદ્ધાન્તને સમાનજ છે. પરંતુ વિજ્ઞાનની ક્ષણિકતાના સ્વીકારથી અને વિજ્ઞાનધારાને કોઇ અખંડ તત્વ સાથે સંબંધ નથી એવા નિશ્ચયથી આ વિજ્ઞાનવાદથી શ્રી શંકરને તૃપ્તિ થઈ નહિ. આ વિજ્ઞાનવાદમાં રહેલી દૃષ્ટિસૃષ્ટિ—અથવા *esse is percipi* દૃષ્ટિ વડેજ વિજ્ઞાન વડેજ—આભાસનું અસ્તિત્વ છે તે વિના અસ્તિત્વ સિદ્ધ થઇ શકતું નથી—શ્રી શાંકર સિદ્ધાન્તમાં કેટલેક અંશે સ્વીકારી છે, પરંતુ તે બુદ્ધિના પરિણામોની ભૂમિકામાંજ, સાક્ષી આત્માના સ્થાપિ ચેતનની ભૂમિકામાં નહિ.

વિજ્ઞાનવાદની પરાકાષ્ઠા બ્રહ્મવાદમાં.

તે સમયના Realism ની ભૂમિકાના વિચારકો, તથા Idealism ની ભૂમિકાના વિચારકોથી શ્રી શંકરાચાર્યને આ વિશ્વના અનુભવનું અને મુખ્યત્વે કરી ધાર્મિક અનુભવનું સ્થિર અધિષ્ઠાન સમજાયું નહિ. તેમણે તે પૂર્વવિચારકોના વિચારોમાં ગ્રાહ્ય અંશો સ્વીકાર્યા, અને વેદાર્થનો સમન્વય બ્રહ્મવાદમાં—અખંડ વિજ્ઞાનવાદમાં (Transcendental

Idealism)માં કર્યો. આ ભેદરાશિ બુદ્ધિદ્વારાજ જણાય છે. અને બુદ્ધિવિના તેનું અસ્તિત્વ સિદ્ધ થઈ શકતું નથી–એ વિજ્ઞાનવાદ-વ્યવહારમાં (Phenomenal world) સાચો છે, પણ તેનું વ્યાવહારિક સત્ત્વ - એક અખંડ—એકરસ—સચ્ચિદ્ઘન –પરમતત્ત્વના આશ્રયે છે. જેમ પ્રકાશના બલ વડે અંધારાનું ભાન થાય છે, જેને દૃષ્ટિજ નથી તેને પ્રકાશ અને અંધારાનો ભેદ નથી, તેમ અખંડ સચ્ચિદ્ઘન તત્ત્વના સંબંધ વડેજ આ નામરૂપાત્મક જગતની પ્રતીતિ છે. એ તત્ત્વની સચ્ચિદાનંદમય સુવર્ણરેખાથી આ અસત્ જડ અને દુખાત્મક જગત્ સાચું હોય એમ, ચેતનમય હોય એમ, અને સુખરૂપ હોય એમ, દેખાય છે. આ અવળી અથવા અન્યથાપ્રતીતિ તદ્દન સાચી નથી: જે પ્રકારનું અખંડ અસ્તિત્વ બ્રહ્મતત્ત્વનું છે તેવું અસ્તિત્વ તેનું નથી. વળી તે તદ્દન ખોટી છે તેમ પણ નથી; શશવિષાણ અથવા વંધ્યાપુત્ર જેવું આ વ્યાવહારિક જગત્ નથી; તેમ સાચી અને જુઠી-એકજ સમયે ગણવા યોગ્ય પણ નથી; તેમ એક સમયે સાચી અને અન્ય સમયે ખોટી એવી પણ નથી કેમકે વસ્તુતઃ સાચું કદી વસ્તુતઃ ખોટું ઠરતું નથી, અને વસ્તુતઃ ખોટું કદી વસ્તુતઃ સાચું ઠરતું નથી. આ વિગેરે કારણોથી આ ભેદપ્રતીતિ તર્કથી સિદ્ધ થઈ શકતી નથી, અને તેથી તેને અનિર્વચનીય કહે છે. શ્રી શંકરસિદ્ધાન્તની આ અનિર્વચનીય ખ્યાતિને માયાવાદનું નામ આપવામાં આવે છે. શ્રી શંકરાચાર્ય ભેદપ્રતીતિના હેતુરૂપે ચિદાત્માની આ માયાશક્તિને માને છે. અને તે વડે આ વિશ્વનો ખુલાસો કરે છે. આ માયાની સ્વતંત્ર પદાર્થરૂપે ગણના કરી નથી, કેમકે તેની સ્વતંત્રતાનો સ્થાયિ ચેતનથી પૃથક્ નિર્વાહ થઇ શકતો નથી. અખંડ ચેતનની ભૂમિકામાં માયા અને તજ્જન્ય પ્રતીતિનો લોપ થાય છે તેથી, તથા વ્યવહાર દશામાં પણ તેનું સ્વતંત્ર અસ્તિત્વ સિદ્ધ થઈ શકતું નથી માટે શ્રી શંકર ભગવાનના સિદ્ધાન્તને કેવલ અદ્વૈત સંજ્ઞા આપવામાં આવે છે. વસ્તુતત્ત્વ શ્રી શંકરના અભિપ્રાય પ્રમાણે કેવલ (transcendental) છે, અને પરમ સત્ય રૂપ છે, તોપણ તે વિશ્વમર્યાદામાં શબલ (Empirical) છે. તે શબલ બ્રહ્મજ આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયના હેતુભૂત છે. અને તેના સ્વરૂપજ્ઞાનદ્વારાજ કેવલ અથવા નિર્ગુણ તત્ત્વનો અભેદાનુભવ થાય છે. શ્રી શંકર સિદ્ધાન્ત પ્રમાણે મનુષ્યની ધર્મવૃત્તિ ઉત્તમ ફલને આપનાર છે તેથી સ્વીકારાય છે એમ નથી, પરંતુ તેની આધારભૂમિકા સત્ય છે અર્થાત્ શબલ બ્રહ્મમાં રહેલી છે, તેથીજ ધાર્મિકવૃત્તિ વસ્તુમાં પરિણામે સ્થિત કરનાર હોવાથી, અને પરમ સુખને આપનાર હોવાથી કેળવવા યોગ્ય છે.

. .

**બ્રહ્મવાદ વડે વેદાર્થ સમન્વય.**

આ પ્રમાણે શ્રી શંકરાચાર્યે મનુષ્યના ત્ર્યાત્માની મનોમય અને વિજ્ઞાનમય અવસ્થાના જ્ઞાન ઇચ્છા અને ક્રિયા શક્તિના વેગને લક્ષમાં રાખી વૈદિક ધર્મનું જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ વડે સમુદ્ધરણ કર્યું હતું, અને તે સમુદ્ધરણનો અદ્યાપિ વિચારશીલ ધર્મમાર્ગોએ સ્વીકાર કર્યો છે.

શ્રી શંકરાચાર્યના વિસ્તૃત ગ્રંથોમાં રહેલા નિશ્ચયોને એક નિબંધના રૂપમાં અને તે સામાન્યભાષામાં ઉતારવાનો પ્રયત્ન શ્રી શંકરાચાર્ય પોતેજ સૌન્દર્યલહરીના [illegible] છે તેમ—

प्रदीपज्वालाभिर्दिवसकरनीराजनविधिः ।
सुधासूते चंद्रोपलजलकणैरर्घ्यरचना, ।
स्वकीयैरंभोभिः सलिलनिधिसौहित्यकरणम्
त्वदीयाभिर्वाग्भिस्तव जननि वाचां स्तुतिरियम् ॥

સૂર્ય ભગવાનની દીવાની જ્યોતથી આરતી કરવી, ચંદ્રકાંત મણિના જલકણ વડે ચંદ્રમાને અર્ઘ્યપ્રદાન કરવું, સમુદ્રનું જળ લઈ સમુદ્રનુંજ તર્પણ કરવું—એ જેવું ભાવશુદ્ધિને યાદ કરીએ તો હસવા જેવું છે તેવું શ્રી શંકરાચાર્યના અગાધ રમણીય વિચારરાશિને તેમનાજ ગ્રંથોના અભ્યાસથી ઉત્પન્ન થયેલી મુદ્રાણી વડે પ્રકાશમાં મૂકવાનો આ લઘુ પ્રયત્ન છે.

**નર્મદાશંકર દેવશંકર મહેતા.**

---

# ગીતાપાઠ.[1]

હિન્દુસ્થાનમાં સાધારણ રીતે 'વેદાન્ત,' 'સંન્યાસ,' 'વિરાગ' વગેરે શબ્દોથી એમ સમજાય છે કે જે માણસને વેદાન્તી, સંન્યાસી, અથવા વિરાગી થવું હોય તેણે દુનીઆ સાથેનો પોતાનો સબંધ તોડી નાખવો અને એકાન્તમાં જઈ પોતાના પરમેશ્વરને શોધી કાઢવા. જે માણસો વેદાન્તનું રહસ્ય સમજે છે તે તો કદી આવો વિચાર ગ્રહણ કરતા નથી, પણ જેઓને રહસ્ય સમજાયું નથી અથવા તો જેમણે સમજવાનો પ્રયત્ન કર્યો નથી તેવા અજ્ઞ માણસોના મનમાં એમ દૃઢ ઠસી ગયું છે કે વેદાન્તને પરમેશ્વરના જ્ઞાનને—અને દુનીઆને કાંઈ સંબન્ધ હોયજ નહિ; અને હોય તો આત્મજ્ઞાન થાયજ નહિ. આ તદ્દન ખોટો વિચાર ટાળવાને અનેક સ્થળે ભાષણો, લેખો, વગેરે પ્રયાસ કરે છે; એવોજ આ એક પ્રયાસ છે.

શ્રીમદ્ભગવદ્ગીતાનો પાઠ આપણા પુરાણા દેશમાં સ્થળે સ્થળે હંમેશ થાય છે, અને ઘણાઓને તો આખી ગીતા કંઠાગ્રે હોય છે. પણ ગીતામાં દર્શાવેલા અનેક વિચારોનું રહસ્ય સમજ્યા વિના મુખપાઠ નિરર્થક છે; અને રહસ્ય સમજાયું—સુદૃઢ સમજાયું—તો તે વિચારો આચારમાં સહજ આવશે, અને પ્રત્યેક મનુષ્ય પોતાનું જીવન કૃતાર્થ કરી શકશે.

પ્રથમ ગીતામાં આલેખાયલો કર્મ યોગનો ગૂઢ સિદ્ધાન્ત તપાસીએ. શ્રીકૃષ્ણ જેવા અવતારી પુરુષના મુખારવિન્દમાંથી નિકળેલા સર્વ સિદ્ધાન્તો પરસ્પર ભિન્ન અથવા અસંબદ્ધ

---

[1] આ લેખ લખવાનો વિચાર પ્રખ્યાત થીઓસોફિસ્ટ વક્તા મિ. લીડબીટરનાં ભાષણ સાંભળીને થયો હતો.

નથી એટલુંજ નહિ પણ દરેકનો અન્તર્યામી એકજ છે; અર્થાત્ કર્મયોગ લો, ભક્તિયોગ લો, જ્ઞાનયોગ લો, ગમે તે સિદ્ધાન્ત લો, પણ તે પ્રત્યેકમાં, અને તે સર્વેમાં, રહેલો અન્તર્યામી—આત્મા—એકજ છે; તે સર્વનું સ્વરૂપ અભિન્ન છે, એકજ છે, કર્મ, ભક્તિ, જ્ઞાન, એ ત્રણે શબ્દો ત્રણ જૂદા જૂદા વિચારોના વાચક છે એમ લાગે છે, પણ વસ્તુતઃ ત્રણે એકજ વિચારનું પ્રતિપાદન કરે છે, અને તે એકજ વિચાર ( the central current running all through.) ભગવદ્‌ગીતાના પહેલા પૃષ્ઠથી છેલ્લા પૃષ્ઠ સુધી વ્યાપી રહેલો છે.

शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम् ।

( હું તારો શિષ્ય છું અને તારે શરણે આવેલાને—મને—સીધે માર્ગે ચઢાવ ) આવી વૃત્તિ જે અર્જુનના હૃદયમાં સ્ફુરી હતી તેવી વૃત્તિવાળા મનુષ્યને પરમાત્માએ કેવો ઉપદેશ કર્યો છે તે જુઓઃ—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।

समदुःखसुखं धीरं सोमृतत्वाय कल्पते ॥

હે પુરુષોમાં ઉત્તમ અર્જુન, જે મનુષ્યને રાગદ્વેષ, સુખદુઃખ, ટાઢતડકો, એવાં અનેક દ્વન્દ્વો જરા પણ વ્યથા કરી શકતાં નથી એવો ધીર મનુષ્ય મોક્ષનો અધિકારી છે; અર્થાત્ રાગદ્વેષાદિક દ્વન્દ્વોમાંથી નાસી છુટી અરણ્યમાં જાય તે મનુષ્ય મોક્ષનો અધિકારી બને છે એમ નહિ પણ ઉપલાજ શ્લોકમાં કહ્યું છે તેમ (तांस्तितिक्षस्व भारत) આ સર્વ દ્વન્દ્વોને સહન કરી શકે, તેમની વિષમતાને સમતામાં ફેરવી શકે એવો ધૈર્યવાળો પુરુષ આત્મજ્ઞાન મેળવે છે.

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोश्नुते ।

न च संन्यासनादेव सिद्धिं समधिगच्छति ॥

દુનીઆથી વિમુખ બની નિવૃત્ત થવું એનું નામ ખરી નિવૃત્તિ નહિ; તેમજ કાર્યભારની ધુસરી ગળેથી ફેંકી દેવી તેનું નામ ખરો સંન્યાસ—ખરી સિદ્ધિ—નહિ પણ,

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।

असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥

ન્યાય્ય કર્મ સતત કર્યા જાય અને વળી તે તે કર્મોમાં અથવા તે તે કર્મોના ફળમાં જરા પણ અભિલાષા રાખે નહિ, અર્થાત્ કેવળ નિષ્કામ—સ્વાર્થ રહિત—કર્મ કરે, તે પુરુષ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, પોતે પરબ્રહ્મ સ્વરૂપજ છે એમ અચલ જ્ઞાન પ્રાપ્ત કરે છે, માટે સકળ જગત્‌નું હિત ચિન્તી પોતાનો ધર્મ ન્યાય્ય રીતે કરનાર, એટલે સ્વધર્મ બજાવતાં પોતે તેના ફળભોક્તા થવાની લેશ માત્ર આશા વિના પ્રવર્તનાર, માણસ પરમ સ્થિતિને પહોંચે છે. मा ते संगोऽस्त्वकर्मणि ॥ ( કર્મથી લિપ્ત થતો નહિ ).

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

અવિદ્વાન્—અખિલ સૃષ્ટિને એકજ અન્તર્યામીનું શરીર નહિ જાણનાર—જેમ પોતાના સ્વાર્થી કાર્યમાં રચ્યો પચ્યો રહે છે તેટલેજ દરજ્જે વિદ્વાન્ પુરુષે (અખિલ સૃષ્ટિને એકજ પરમાત્માના શરીરરૂપે ઓળખનાર પુરુષે) સ્વધર્મમાં મંડ્યા રહેવુંજ જોઇએ;—પણ અસક્ત રીતે, એટલે કર્મફલમાંથી સ્વાર્થને હડસેલી મૂકીને, અને સર્વ લોકનું કલ્યાણ થાય એવીજ બુદ્ધિથી.

नियतं कुरु कर्म त्वम्—એ વાક્ય પણ સ્વકર્મમાં પ્રવૃત્તિનું પ્રતિપાદન કરે છે, અને દૃષ્ટાન્ત રૂપ શ્રીકૃષ્ણ પોતે પણ 'वर्त एव च कर्मणि' (હું પણ કર્મમાં જ પ્રવૃત્ત છું) એમ વદે છે; વળી मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः। (મનુષ્યો બધી રીતે મારૂં અનુકરણ કરે છે) અને

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥

એમ કહી આપણને શિખવે છે કે કર્મપ્રવૃત્તિ બંધ થઈ જાય તો સૃષ્ટિમાં સંકર (ગોટાળો) પ્રવર્તે અને સર્વે લોકોનું નામ નિશાન રહે નહિ. कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः। જનક વિદેહી (ઉપર્યુક્ત જનક) ઇત્યાદિએ કર્મપ્રવૃત્તિ વડેજ મોક્ષપદ પ્રાપ્ત કર્યું.

આ પ્રમાણે થોડાએક વાક્યોથી કર્મયોગનો મહાન્ સિદ્ધાન્ત કહી દીધો. ટૂંકામાં એટલુંજ કે દરેક વ્યક્તિએ પોતે અખિલ બ્રહ્માણ્ડના અવયવરૂપે પોતાના બીજા અવયવોને—પ્રાણિમાત્રને—સીધે રસ્તે ચલાવી, સ્વધર્મમાં મચ્યાજ રહેવું અને વિશેષ કરીને સ્વધર્મ બજાવતાં જરા પણ સ્વાર્થી થવું નહિ; કર્મફલની આશા રાખ્યા વિના 'कर्मण्येवाधिकारस्ते' એ સૂત્રને વળગી રહી, 'लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि' (તારા પોતાના ફાયદાને માટે નહિ પણ જનકલ્યાણને અર્થે તારે સ્વકર્મ કરવુંજ જોઇએ) એ ધ્યાનમાં રાખી, 'मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा' (તારા મનમાં સંકલ્પ કર કે તારાં સર્વ કર્મ તું મને અર્પણ કરી દે) એ શ્રીકૃષ્ણવચન માથે ચઢાવી ભરદરિયે ચાલ્યો જા; તેમાંજ તારી સદ્ગતિ છે.

योगः कर्मसु कौशलम् ॥

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

તારાં સર્વ કર્મ મને-પરમાત્માને-અર્પણ કર, અર્થાત્ એ કર્મનો સંગ તારે ન જોઈએ.

ભક્તિયોગનો અતિ ઉપયોગી સિદ્ધાન્ત વિચારતાં પહેલાં મનુષ્યને કોની ભક્તિ કરવાની છે, માણસો સાધારણ રીતે જેની ભક્તિ કરે છે તે શું છે, અને એ ભક્તિના વિષયનું ખરૂં સ્વરૂપ શું છે તે બરોબર સમજવાની જરૂર છે. અર્થાત્ પરમાત્મસ્વરૂપ ઓળખવું એ ભક્તિનું બીજ છે. સુભાગ્યે શ્રીકૃષ્ણ પોતેજ આપણને પરમાત્મ-સ્વરૂપ ઓળખાવે છેઃ—

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।

( હું બધે ઠેકાણે રહેલો છું અને બધી વસ્તુઓનો મારામાં સમાવેશ થાય છે ).

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।

( સર્વત્ર એકત્વ જોનાર મને પ્રાણિમાત્રમાં રહેલો જોઇને ભજે છે ).

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

( હે અર્જુન, અખિલ બ્રહ્માણ્ડમાં મારાથી ભિન્ન કાંઈ નથી; એકજ સૂતરના દોરામાં અનેક મણકા પરોવાય છે તેમ પરમાત્મ રૂપી સૂત્રમાં બધું વિવિધ જગત્ પરોવાયલું છે ).

मया ततमिदं सर्वं जगत् । ( આ આખું જગત્ મેં પાથરી દીધું છે ). मयि ते तेषु चाप्यहम् ( તે મારામાં છે અને હું પણ તેમનામાં છું ). अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः । ( પ્રાણિમાત્રના હૃદયમાં રહેલો આત્મા તે હુંજ છું ).

न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् । ( ચર અથવા સ્થિર, એવો કોઈ પદાર્થ નથી જેનો અન્તર્યામી હું નથી ).

આ પ્રમાણે ચરાચર જગતના અન્તર્યામી રૂપે રહેલા પરમાત્માનું સ્વરૂપ નિશ્ચિત કર્યા પછી વિચારીએ કે સાધારણ રીતે મનુષ્યો ઈશ્વરની-પરમેશ્વરની-ભક્તિ કરે છે ત્યારે ઈશ્વર અથવા પરમેશ્વર કોઈક આકાશ તરફ આવેલા-કલ્પેલા-સ્વર્ગમાં વસનાર દિવ્ય પુરૂષ છે; અને તેને આ જગત્ સાથે કાંઈ સંબન્ધ નથી એટલુંજ નહિ પણ તે જગતથી વિરક્ત, ભિન્ન છે; અને ભક્તિના સમયે જગત્ તરફ દૃષ્ટિ બંધ કરવાની છે; વળી ભક્તિ થઇ રહ્યા પછી આ સાચાજૂઠા સંસારમાં સ્વાર્થને લક્ષ્ય કરી મચી રહેવાનું છે એમ સાધારણ રીતે

મનુષ્યો સમજે છે એ કેવું ભૂલ ભરેલું અને મૂર્ખતા ભરેલું છે ! એમ વિચારતાં અને ઉપર ટાંકેલાં થોડાં એક પરમાત્મસ્વરૂપનિરૂપક વાક્યોનો અર્થ સમજતાં જણાશે કે શ્રીમદ્ભગવદ્ગીતામાં ભક્તિના સિદ્ધાન્તમાં કર્મનો સિદ્ધાન્ત, અને કર્મના સિદ્ધાન્તમાં ભક્તિનો સિદ્ધાન્ત ઘણીજ કુશળતાથી શ્રીકૃષ્ણે મનુષ્યને સમજાવેલો છે. ભક્તિના સિદ્ધાન્તમાં કર્મનો સિદ્ધાન્ત એ રીતે કે પ્રત્યક્ષ દેખાતા જગતમાં અણુ અણુમાં વ્યાપી રહેલા પરમ તત્ત્વને ઓળખી, તેનો આદર પૂર્વક સત્કાર કરી, તેનું અર્ચન કર્મદ્વારા—પ્રાણિમાત્રને ઉપકારક કર્મદ્વારા-કરવાનું છે. ( 'स्वकर्मणा तमभ्यर्च्य ' એ સૂત્ર સારી પેઠે યાદ રાખવું જોઈએ) અને કર્મના સિદ્ધાન્તમાં ભક્તિનો સિદ્ધાન્ત પણ એવીજ રીતે કે—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः

सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥

ઉપકારક અને નિસ્વાર્થ કર્મ એજ ભક્તિ. ભક્તિ કરવાનો ડોળ ધરવો, અમુક સંપ્રદાયની અમુક રીતનીજ અમારી ભક્તિ શ્રેષ્ઠ છે એમ આડંબર કરવો, અને આચરણમાં તેમાંનું કાંઈજ ન મળે એવી આપણા ભકભકતોની ભક્તિને ગીતામાં સ્થાન નથી એમ કહેવું આવશ્યક છે. આ વિષયમાં એટલું કહેવું જરૂરનું છે કે ભક્તિના વિધાનમાં શ્રદ્ધા એ અગત્યનું અને આવશ્યક અંગ છે. 'શ્રદ્ધા' એટલે 'Sincerity'—હૃદયની શુદ્ધતા. अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् । प्राप्य न तु लभस्व ! એ પણ ભક્તિના વિષયમાં લક્ષમાં રાખવાનું છે.

હવે જ્ઞાનયોગમાં પણ જરા દૃષ્ટિપાત કરીએ, અને જોઈએ કે અન્ય સિદ્ધાન્તોની પેઠે જ્ઞાનના સિદ્ધાન્તને પણ શ્રીકૃષ્ણ ભગવાને કેવો ઘટાવ્યો છે.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । ( હે પૃથાસૂનુ, મનુષ્યના સર્વ કર્મોનો પરિપાક જ્ઞાનમાં થાય છે. ) ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन । ( હે અર્જુન, સર્વ કર્મોને જ્ઞાન રૂપી અગ્નિ બાળીને ભસ્મ કરી નાખે છે. ) आत्मैव आत्मनो बन्धुरात्मैव रिपुरात्मनः । ( આપણું હિત અથવા અહિત કરવું આપણા પોતાનાજ હાથમાં છે. )

निर्वैरः सर्वभूतेषु, अद्वेष्टा सर्वभूतानाम्—આ પ્રમાણે દ્વેષથી વિમુક્ત થઈ પોતાના શુદ્ધ અન્તઃકરણમાં ભાસ્વાન્ જ્ઞાનદીપ જ્ઞાની પ્રકટાવે છે. પરમાત્માની ભક્તિ કરી જ્ઞાન સંપાદન કરવાના અધિકાર પરત્વે હિન્દુસ્થાનમાં કેવા સંકુચિત વિચારો હજુ પણ ભરાઈ રહેલા છે તે સર્વને વિદિત છે. જે જે સારૂં તે બીજાને ન અપાય, આપીએ તો અભડાઈ જાય, એવો વિચિત્ર નિવૃત્તિરિવાજ પૂર્વના દેશોમાં જોઈએ છીએ; ત્યારે પશ્ચિમના દેશોમાં જે જે સારૂં તે અન્યની સરજ હોય કે ન હોય તોપણ તેને ગ્રહણ કરાવવું—ગ્રહણ કરાવવા પ્રયત્ન કરવા—એવો વિચિત્ર પ્રવૃત્તિરિવાજ નજરે પડે છે. ઋગ્વેદાદિ વેદગ્રન્થોનો અભ્યાસ શૂદ્રોથી, અનાર્યોથી ન થાય એવો મૂર્ખ વિચાર આપણે ત્યાંથી હજુ ક્યાં નાબુદ થયો છે ? તેમજ બાઈબલ બહુ સારૂં છે માટે જંગલી લોકોના દેશોને ખ્રીસ્તી બનાવવા પ્રયત્ન ક્યાં થતા નથી?

પણ તત્સંબન્ધે શ્રીકૃષ્ણ શું કહે છે તે જુઓઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
मां हि पार्थ व्यपाश्रित्य येपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेपि यान्ति परां गतिम् ॥

( પાપીમાં પાપી માણસ પણ મારી અનન્ય ભક્તિ કરે તો તેને સાધુ પુરુષ ગણવો, તેનો આત્મા પુણ્યશાલી થાય છે અને શાશ્વત શાન્તિ પામે છે; મારો ભક્ત કદી પણ નષ્ટ થતો નથી; મારે શરણે આવેલા પાપીઓ, સ્ત્રિયો, વૈશ્યો, તથા શૂદ્રો—કોઈ પણ મનુષ્ય સદ્ગતિને પામે છે. ) આ શ્લોકો વાંચી તેનો અર્થ સમજ્યા પછી કોણ એમ નહિ કહેશે કે શ્રીકૃષ્ણ મોટા Cosmopolite હતા ?

પ્રિય વાચક, આમ વાતો કરે કાંઈ આપણો ઉદ્ધાર થવાનો નથી. પુસ્તકો વાંચી, લેખો લખી, ભાષણો કરી અથવા સાંભળી જે લાભ મળે છે તે અગત્યનો છે ખરો, પણ પરમ લાભ તો ત્યારેજ મળે જ્યારે આપણા હંમેશના આચરણમાં, વર્તનમાં, નીતિમાં તે જીવન-સત્ત્વ અન્તર્ગત થાય અને તેના રહસ્યનો સાક્ષાત્કાર થઈ જાય !

ब्रह्मार्पणमस्तु ।

નડીઆદ. } સાંકરલાલ અમૃતલાલ દવે.
તા. ૨૦-૫-૧૧.

---

# ગુજરાતનાં સ્ત્રીમંડળો.*

## ૧

## ગુજરાતી હિંદુ–સ્ત્રીમંડળ.

(સને ૧૯૦૩ સપટેમ્બરથી સને ૧૯૧૧ મે સૂધીનો સંક્ષિપ્ત હેવાલ.)

આજથી લગભગ આઠ વર્ષ પહેલાં મુંબઈના કેટલાક આગેવાન સદ્‍ગૃહસ્થો—ધિ. ઑ. મી. ગોકલદાસ કહાનદાસ પારેખ, શેઠ શ્રીજમુખણદાસ આત્મારામ, શેઠ નારાયણદાસ પુરૂષોત્તમદાસ, અને શેઠ લલ્લુભાઈ સામળદાસ તરફથી સરકયુલર કાઢી એક સભા તા. ૧૮ મી જુલાઈ ૧૯૦૩ ને દિવસે બોલાવવામાં આવી હતી, તે પ્રસંગે સ્ત્રીમંડળ સ્થાપવા માટે નીચે જણાવેલા સદ્‍ગૃહસ્થોની એક કમિટિ નિમવામાં આવી હતી.

કમિટિ.

ધિ. ઑ. મી. ગોકલદાસ કહાનદાસ પારેખ. — પ્રમુખ.
શેઠ લલ્લુભાઈ સામળદાસ.
,, હીરાભાઈ પ્રેમચંદ રાયચંદ.
,, મંજ્ઞાશંકર જીવણરામ.
,, વસનજી પ્રેમજી દલાલ.
,, મનમોહનદાસ દયાલદાસ.
,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
,, હીરાલાલ કરસનદાસ મુલજી.
,, ભવાનીદાસ નારાયણદાસ મોતીવાળા. } સેક્રેટરીઓ–ખજાનચીઓ.
,, પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. }

મજકુર કમિટિ તરફથી સ્ત્રી મંડળ સ્થાપવા માટે નીચે પ્રમાણે એક યોજના ઘડવામાં આવી હતી.

(૧) હાલમાં એક "ગુજરાતી હિંદુ–સ્ત્રીમંડળ" સ્થાપવું અને તેમાં દાખલ થનાર દરેક ગુજરાતી હિંદુ સ્ત્રી પાસેથી રૂપીઆ એક વાર્ષિક લવાજમ તરિકે લેવો.

---

* આ મથાળા નીચે ગુજરાતમાં અત્યારસુધી સ્થપાએલાં સ્ત્રીમંડળોનો ઉદ્દેશ તથા તેઓના કામની ટૂંકી હકીકત આપવાની યોજના કરી છે—એવા હેતુથી કે અન્યત્ર આ કાર્યમાં કેવા પ્રયત્નો થાય છે એ જાણીને, ગુજરાતનાં ન્હાનાં ગામો અને શહેરોમાં પણ એવી, એને મળતી, કે એ ઉપર યોગ્ય સુધારો કરી લઈ ને, પોતાના ગજા પ્રમાણે સ્ત્રી-સંસ્થાઓ ઊભી કરવાનું બીજાઓને સૂઝે. મ્હોટાં શહેર મ્હોટાં શહેરના પ્રમાણમાં, તો ન્હાનાં ગામ ન્હાનાં ગામના પ્રમાણમાં, ગરીબીના ધોરણે પણ,—દેશહિતનાં ઘણાં કર્તવ્યો કરી શકે. માત્ર દેશહિતૈષી ઉત્સાહી સ્ત્રી-પુરૂષો જોઈએ. તન્ત્રી.

તથા એ વખતે મી. ભોગીન્દ્રરાવ આર. દીવેટીઆ બી. એ. તરફથી "કલાપીનાં કાવ્યો" સમજાવવા સારૂ બે ભાષણો આપવામાં આવ્યાં હતાં. તા. ૩૦ મી ઑગસ્ટ ૧૯૧૦ ને દિવસે સર્વેન્ટ્સ ઑવ્ ઇન્ડીઆ સોસાઇટીવાળા પ્રો. જી. કે. દેવધરે 'હિન્દી સ્ત્રીઓની જાગૃતિ' વિષે મરાઠીમાં એક ભાષણ આપ્યું હતું.

**વ્યાખ્યાનમાળા**—તા. ૧૫ મી ડીસેમ્બરથી તા. ૨૩ મી સુધી સ્ત્રીઓમાં સામાન્ય ધર્મ સંબંધિ જ્ઞાન ફેલાવવા માટે પંડિતા ભવાનીબાઇએ નવ વ્યાખ્યાનો આપ્યાં હતાં. પ્રો. બળવંતરાય ઠાકોરે 'પ્રાચીન સ્ત્રીઓ—કુંતી, સાવિત્રી' ઉપર બે વ્યાખ્યાન કીધાં હતાં. મી. ભોગીન્દ્રરાવ આર. દીવેટીઆએ 'કવી નાનાલાલના "ઇન્દુકુમાર"' ઉપર વ્યાખ્યાનમાળા આપવાનું ચાલુ કરી પહેલું વ્યાખ્યાન તા. ૧ લી માર્ચ ૧૯૧૧ને દિવસે સભાસદો સન્મુખ આપ્યું હતું.

**ભજન તથા હરિકીર્તન**—તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૦૮ ને દિવસે પરમ વૈષ્ણવ શ્રી અનંતપ્રસાદ ત્રીકમલાલે હરિકીર્તન કર્યું હતું. તા. ૧૮ મી ઑક્ટોબર ૧૯૦૯ ને દિવસે કરાંચીવાળા ડૉ. ભક્ત રૂપેને પ્રભુ ભજન કીધું હતું.

**આનન્દ વિનોદના મેલાવડા**—આ મંડળ તરફથી સભાસદોમાં ઐક્ય તથા મિત્રતા વધારવા સારૂ કેટલાએક મેળાવડા કરવામાં આવ્યા હતા. તા. ૨૯ મી જુન ૧૯૦૭ ને દિવસે મી. પીતસેના મકાનમાં એક મેળાવડો કરવામાં આવ્યો હતો અને તે વખતે સ્વદેશી કોઑપરેટીવ સ્ટોર્સ તરફથી જુદી જુદી જાતના નમૂના જોવા મૂકવામાં આવ્યા હતા તે વખતે હાજર રહેલી સ્ત્રીઓએ રૂપીઆ પચાશને આશરેનો માલ ખરીદ કરી સ્વદેશી બનાવટને ઉત્તેજન આપ્યું હતું. આ પ્રસંગે રમત ગમતના સાધનોથી સર્વ વ્હેનોએ ઘણોખરો આનંદમાં વખત ગાળ્યો હતો. આ મેળાવડા સિવાય મંડળ તરફથી સને ૧૯૦૨ની સાલથી શ્રી માતાજીના નવરાત્રમાં ગરબાપાર્ટી આપવાનો રિવાજ દાખલ કરવામાં આવ્યો હતો અને તે હજુ પર્યંત ચાલુ રાખવામાં આવ્યો છે. આ પાર્ટીઓમાં દર વખતે લહાણી વહેંચવામાં આવે છે. પણ ગયે વર્ષે વાસણની લહાણીને બદલે મી. ભોગીન્દ્રરાવ આર દીવેટીઆ પાસે "રાજ માર્ગના મુસાફર" નામનું પુસ્તક લખાવી લહાણીમાં આપવામાં આવ્યું હતું.

આ ઉપરાંત સને ૧૯૦૮ ના વર્ષથી નવા વર્ષની ખુશાલીમાં સ્નેહસંમેલન ભરવામાં આવે છે. આનું પહેલું સ્નેહસંમેલન તા. ૧૮ મી નવેંબર ૧૯૦૯ને દિવસે ગીરગામમાં સર. મંગળદાસ હાઉસમાં સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ વરજીવનદાસે ભર્યું હતું. તેજ મુજબ તા. ૧૯ મી નવેંબર ૧૯૧૦ને દિવસે સૌ. જમનાબાઈ ત્રીભોવનદાસ ભાળવી તરફથી સ્નેહ સંમેલનનો મેળાવડો કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે શ્રીયુત દામોદરદાસ જગજીવનદાસ માસ્તરે સ્ત્રી ઉપયોગી ખાસ પોતે રચેલા ગાયનો ગાઈ સ્ત્રીઓનાં મનરંજન કીધાં હતાં.

**બીજાં સ્ત્રી મંડળો સાથેની સભાઓ**—મુંબઇમાં આ મંડળ શિવાય બીજાં ચાર સ્ત્રી મંડળો હયાતી ધરાવે છે. તે દરેકની સાથે સ્ત્રી મંડળે સારો સંબંધ રાખ્યો છે. તેઓ પોતાની મિટિંગોમાં એક બીજાને અવરનવર આમંત્રણ આપી પરસ્પર સ્નેહ વધારવામાં મદદ કરે છે. આ મંડળ તરફથી તા. ૨૨ મી ઑક્ટોબર ૧૯૦૫ને દિવસે બીજાં મંડળો સાથે મળી સૌ. વિદ્યાગવરી રમણભાઈ બી. એ. પાસે સૌ. પુર્ણીમાબાઇ ટાગોરના પ્રમુખપણા હેઠળ

"સ્ત્રીઓએ શું વાંચવું અને કેવી રીતે વાંચવું" તે ઉપર હીરાબાગમાં ભાષણ અપાવ્યું હતું. આ સિવાય તા, ૧૮ મી નવેંબર ૧૯૦૬ ને દિવસે જુદાં જુદાં મંડળોનો એક એકત્ર ભવ્ય મેળાવડો "ચીનાબાગમાં" વડોદરાના મહારાણી શ્રીમંત ચીમનાબાઈ ગાયકવાડ યુરોપ તથા અમેરિકાનો લાંબો પ્રવાસ કરી મુંબઈ પધાર્યા તે પ્રસંગે તેમનો યોગ્ય આદર સત્કાર કરવા સારૂ ભરવામાં આવ્યો હતો. આ મેળાવડામાં દક્ષિણી, ગુજરાતી, મુસલમાન, પારસી અને અંગ્રેજ બાનુઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો.

'ઉપયોગી જ્ઞાન—મંડળના સભાસદોને ઉપયોગી અને વ્યવહારૂ જ્ઞાન મળે તે સારૂ ડા. નવાજભાઈ મહેતા પાસે સભાસદોને 'અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય' એ વિષય ઉપર ભાષણો અપાવ્યાં હતાં. આ ભાષણોનો પૂરો લાભ મંડળના દશ સભાસદોએ લીધો હતો. તા. ૧૯ મી ડીસેંબર ૧૯૦૪ ને દિવસે એ વિષય ઉપર ડા. સર ભાલચંદ્ર ભાટવાડેકરે એક ખાસ પરિક્ષા લીધી હતી, જેમાં ૭ સ્ત્રીઓએ ઉમેદવારી કીધી હતી અને તેઓ સઘળી પાસ થઈ હતી. પાસ થયેલી સ્ત્રીઓને તા. ૩ જી ફેબ્રુઆરી ૧૯૦૬ને દિવસે સેન્ટ જોન્સ એમ્બ્યુલન્સ એસોસીએશન તરફથી મુંબઈના નામદાર ગવર્નર લોર્ડ લેમીંગ્ટનના હાથે સર્ટિફીકિટ આપવામાં આવ્યાં હતાં. સને ૧૯૦૩ ને ૧૯૦૪ ના વર્ષમાં કેટલાક મહિના સુધી મીસીસ આર. એમ. ડી. સીકવાને ભરતકામ તથા શીવવાનું કામ સભાસદોને શીખવવા માટે ખાસ પગાર આપી રાખવામાં આવ્યાં હતાં અને સભાસદોએ તેમના શિક્ષણનો સારો લાભ લીધો હતો. આ બાઈના ગુજરી ગયા પછી સને ૧૯૦૭ ની અંદર બાઈ દીનબાઈ કાનસજી રાણાએ શીખવવાનું કામ હાથ ધર્યું હતું. આજ વર્ષમાં મંડળ તરફથી ભરત તથા શીવણ ગુંથણ કામ સારૂ નવી યોજના કરવામાં આવી હતી. જે મુજબ તે કામ સારૂ જોઈતી ચીજો મંડળ તરફથી પૂરી પાડવામાં આવી હતી.

આ સગવડનો લાભ લઈ મંડળના સને ૧૯૦૭ ના પહેલા વાર્ષિક મેળાવડામાં મંડળના સભાસદોએ કરેલી ચીજોનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું જેમાં મંડળના સભાસદોએ ઉત્સાહ ભરેલો ભાગ લઈ લગભગ ૭૦ થી ૮૦ ચીજો મોકલી હતી. પ્રદર્શનમાં આશરે પોણીબસો રૂપીઆનો માલ વેચાયો હતો. એજ મુજબ ૧૯૦૯ માં પણ વાર્ષિક મેળાવડા વખતે ઉપર મુજબ કામ લઈ એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

અમદાવાદમાં તા. ૧૭ મી ઓકટોબર ૧૯૦૭ ને દિવસે પાર્વતીકુંવર સ્મારક સ્ત્રી કામનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં મંડળના સભાસદો તરફથી ચાલીશ જુદી જુદી ચીજો મોકલવામાં આવી હતી. આ પ્રદર્શનમાં મંડળના કેટલાક સભાસદોને ઇનામ તથા સર્ટિફીકેટો મળેલાં જાહેર કરવામાં આવ્યાં હતાં. આ વર્ષમાં મંડળના પ્રમુખ સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કઈએ બીજી હિંદુ તથા પારસી વગેરે કોમોની સ્ત્રીઓની મદદ લઈ ટ્રાન્સવાલમાં ભરવામાં આવનારાં પ્રદર્શનમાં હિંદી સ્ત્રીઓને પોતે કરેલી ચીજો મોકલવાને અપીલ કરી જણાવ્યું છે કે એ પ્રદર્શનમાં જે નફો થશે તેની બધી ઉપજ ટ્રાન્સવાલમાં હિંદી પ્રજાના ઉપર પડતી સંકટો દૂર કરવાના ઉપયોગમાં લેવામાં આવશે.

મંડળ તરફથી હિંદુ સ્ત્રીઓ અને કન્યાઓના શિક્ષણ સારૂ ભૂલેશ્વરના લતામાં ધિ.

ગુજરાત સોશીઅલ યુનીઅન નામની કલબના મકાનમાં એક વર્ક-ક્લાસ ઉઘાડવામાં આવ્યો છે. આ વર્કક્લાસ સોમવાર અને બુધવારે અઠવાડીઆમાં બે વખત બપોરના બે વાગ્યાથી ચાર સુધી ચલાવવામાં આવે છે. હાલ તુરત આ ક્લાસમાં ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી શીખવવામાં આવે છે. આ ક્લાસ ચલાવવામાં ગંગા સ્વરૂપ ગંગાબ્હેન દુવારકાદાસ મજ-મુદાર અને સૌ. મણીબાઈ પરભુદાસ લલ્લુભાઇ સારી મદદ કરે છે. મંડળ તરફથી નાગરેવી સ્ટ્રીટમાં રામજીના મંદિરમાં સ્ત્રીઓ અને કન્યાઓના શિક્ષણ માટે એક શાખા ઉઘાડવામાં આવી છે અને ધીમે ધીમે મુંબઈનાં બીજા હિંદુ લતાઓમાં આવા સ્ત્રી ઉપયોગી શિક્ષ-ણની શાખાઓ ઉઘાડવાનો વિચાર રાખ્યો છે. થોડા વખતમાં ફ્રરેએડ તરતિંગ તથા ભરતી-કના ક્લાસો ઉઘાડવામાં આવનાર છે. યોગ્ય સાધનો અને પૈસાની મદદ મળેથી આ વર્ક-ક્લાસને સારા પાયા ઉપર મૂકવાનો વિચાર રાખ્યો છે.

**મહારાણીના ઢંઢેરાની જ્યુબીલી**—આ પ્રસંગે તા. ૧ લી નવેંબર ૧૯૦૮ ને દિવસે ગંગાસ્વરૂપ મગન બ્હેન માણેકચંદ પાનાચંદે હિંદુ સ્ત્રીઓનો એક મ્હોટો મેળાવડો પોતાના બંગલામાં મંડળ તરફથી કીધો હતો. જે વખતે ૧૮૫૮ ના વર્ષનો યાદગાર ઢંઢેરો વાંચવામાં આવ્યો હતો, અને તે સંબંધિ સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસે એક ભાષણ કીધું હતું. આ પ્રસંગે પ્રો. નથુ મંછારામે હાથ ચાલાકીના ખેલો કીધા હતા.

**મંડળના સભાસદોએ લેડીનોર્થકોટ ઓર્ફનેજની લીધેલી મુલાકાત**—તા. ૨૮ મી નવેંબર ૧૯૦૮ને દિવસે મંડળના લગભગ ત્રીશેક સ્ત્રી સભાસદોએ આ અનાથાલયની મુલાકાત લીધી હતી. તે વખતે તેમને રા. કામદાર તથા મી. શુકલ તથા મી. મોરારજી કામદાર સોલીસીટરે સભાસદોને આવકાર આપી અનાથાલયના તમામ વિભાગો બતાવ્યા હતા. આ મુલાકાત વખતે મંડળ તરફથી શેઠ રતનશી મુળજી તથા રા. બા. કેશવજી નથુ સેલરે મી. કામદાર વગેરેનો આભાર માની મંડળ પાછું ફર્યું હતું.

**મંડળ તરફથી પૈસા ટકાની મદદ**—તા. ૨૭ ઓકટોબર ૧૯૦૮ ને દિવસે વિ વિક-ટોરીઆ મેમોરીઅલ સ્કુલ ફોર ધિ બ્લાઇન્ડના આંધળા છોકરાંઓએ પોતે જે કામ શીખ્યાં હતાં તે સભાસદો આગળ કરી બતાવ્યું હતું અને તે વખતે ઉપલી શાળાને મદદ કરવા સારૂ ઉઘરાણું કરી રૂપીઆ સીતેરની રકમ તે સ્કુલને ભેટ કરવામાં આવી હતી. સને ૧૯૦૯ માં પંડિતા બનાનીબાઇને એક પાઠશાળા તથા સંતશિષ્યોને રહેવાને સારૂ સ્થળ કરી આપવા મંડળના સભાસદોએ ટીપ કરી રૂપીઆ આસરે સવા ત્રણસોની રકમ આપી હતી.

મુંબઈમાં થયેલા મી. તીલકવાળા કેસમાં ઇજા પામેલાઓને તથા તેમાં માર્યા ગયે-લાંઓના કુટુંબને મદદ કરવા સારૂ માધવબાગમાં સર. ભાલચંદ્ર કીસ્તાના પ્રમુખપણા હેઠળ જે ફંડ ભરાવવામાં આવ્યું હતું તેમાં મંડળના સભાસદોએ ઉઘરાણું કરી રૂપીઆ ૧૧૫, ની મદદ આપી હતી. તા. ૨૮ મી નવેંબર ૧૯૦૮ ને દિવસે લેડીનોર્થકોટ ઓર્ફનેજની મુલાકાત પ્રસંગ સારૂ એક ખાસ ઉઘરાણું કર્યું હતું જેમાં લગભગ રૂપીઆ ૨૫૮-૮-૦ ભરાયા હતા. તે મંડળ તરફથી બાઇ નાથીબાઇ દામોદર ઠાકરસીના હાથે અનાથાલયને ભેટ—આપવામાં આવ્યા હતા. આ રૂપીઆમાંથી એક મોટો ગુંથવાનો મોટો સંચો તથા દશ નંગ બાંકડા બેસાડવા લેવામાં આવ્યાં હતાં તથા એક ફ્લેનલનો તાકો ભેટ આપવામાં

આપ્યો હતો. આ પ્રસંગે શેઠ મોતીલાલ ડાહ્યાભાઈ ઝવેરી તરફથી તેમના સ્વર્ગવાસી પત્ની બાઈ જડાવબાઈના પુન્યાર્થે રૂપીઆ ૨૫૦ તથા સૌ. માણેકબાઈ મોતીલાલ ઝવેરીએ પોતાની છોકરી પુષ્પાવતીની યાદગીરીમાં રૂપીયા ૨૫૦) ભર્યાં હતા. સૌ. કળાવંતી ભવાનીદાસ નારાયણદાસ તથા સૌ. તેજકોરબાઈ જમનાદાસ નારણદાસ તરફથી મી. મસાણીની તનસુખમાળા નામની નકલ ૯૫ ભેટ આપવામાં આવી હતી.

આ મંડળ તરફથી મંડળના પ્રમુખ અને સેવાસદનના જોઈન્ટ સેક્રેટરી સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કઈએ હિંદી સ્ત્રીઓ તરફથી પોતે અથાગ મહેનત લઈ ટ્રાન્સવાલ હિંદી સંકટ નિવારણ ફંડની રૂપીઆની રકમ રૂ. ૨૬૦૭, એક રૂપાની તાસકમાં યોગ્ય લેખ કોતરાવી તા. ૨૬ મી ઓગસ્ટ ૧૯૧૦ ને દિવસે મિસિસ જહાંગીર બમનજી પીટીટના પ્રમુખપણા નીચે ભરાયેલા જાહેર મેળાવડામાં ટ્રાન્સવાલમાં વસતી હિંદી પ્રજાના પ્રતિનિધિ તથા હિતેચ્છુ મી. એચ. એસ. એલ પોલકને સ્વાધિન કરી હતી.

મંડળ તરફથી છપાયેલાં પુસ્તકો—હિંદુઓના નવા વર્ષે મંડળની રૂડી વ્યવસ્થાપક મંડળે ગુજરાતી સાક્ષર વર્ગ તરફથી સારા લેખો લખાવી અને છપાવી મંડળના સભાસદોને ભેટ આપવાની રીત દાખલ કરી હતી. તે મુજબ સંવત ૧૯૫૪ ની સાલમાં દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ તરફથી અને સંવત ૧૯૫૫ની સાલમાં રા. ન્હાનાલાલ દલપતરામ કવી પાસે લેખો લખાવી તથા સંવત ૧૯૫૬ માં રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ પાસે જીવનકલા નામનો લેખ લખાવી મંડળના સભાસદોમાં વહેચ્યાં હતાં આ ઉપરાંત પ્રો. બળવંતરાય ઠાકોરે મંડળમાં આપેલું 'કુંતી' ઉપર ભાષણ તથા મી. ભોગીન્દ્રરાવ દીવેટીઆએ આપેલું 'રેલીજીન' ઉપરનું ભાષણ છપાવી દરેક સભાસદને ભેટ આપવામાં આવ્યું હતું.

સભાસદોને ભેટ—મંડળના સભાસદોને મંડળના શુભેચ્છકો તરફથી નીચે મુજબ પુસ્તકો બક્ષીશ આપવામાં આવ્યાં હતાં. શેઠ જમનાદાસ નારણદાસ તથા ભવાનીદાસ નારણદાસ તરફથી મી. મસાણી કૃત તનસુખમાળા. રા. છગનલાલ અમરશી મ્હેતા તથા રા. રણછોડલાલ બાપાલાલના જીવન ચરિત્ર ઉપરના નિબંધોના પુસ્તકો મીસ. પારેખ બી. એ. ના હેલન કેલરના ભાષણની ચોપડીઓ તથા મીસીસ ઉપાધ્યા કૃત અબળા હિત દર્પણ નામની ચોપડીઓ વહેંચવામાં આવી હતી. સૌ. જમનાબાઈ સક્કઈએ પોતાના માતુશ્રી બાઈ મણીબાઈની યાદગીરીમાં સુબોધક અને નીતિદર્શક મણીમાળા નામની ચોપડીઓ બાઈ રાગબાઈ ગોપાળજી હરચંદે સ્વામિ દયાનંદ સરસ્વતી કૃત સંસ્કાર વિધિના પુસ્તકો મી. પ્રીતમલાલ ધિરજલાલે સુખી છંદગીના નુસખાઓ—તથા ડા. નગીનદાસ માણેકલાલ તરફથી સત્સુખ નામની ચોપડીઓ તથા મી. આર. પી. મસાણી તરફથી પૈસાનો ઉપયોગ એ નામની ચોપડીઓ મંડળના સભાસદોમાં વહેંચી હતી. થોડાએક વખતપર ઠકર પસલદાસ જમનાદાસ તરફથી પોતાના બ્હેન મોતીબાઈ પરમાનંદ ચત્રભૂજના સ્મરણાર્થે શંકરકૃત પદમાખ્યાનની ચોપડીઓ તથા પ્રો. જીવનદાસ કલ્યાણદાસ ગજ્જરના બી. બી. કૃષ્ણલાલે પોતાની સદ્ગત માતુશ્રી સૌ. કાશીબાઈ ગજ્જરની યાદગીરીમાં મંડળના સભાસદોમાં રા. ન્હાનાલાલ કવી કૃત ઈન્દુ કુમારની ચોપડીઓ વહેંચી હતી. આ સિવાય શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખે ૧૮ મી સોશીઅલ કોન્ફરન્સના ગુજરાતીમાં છપાયેલા હેવાલની પચીસ

નકચો તથા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ પોતાની સાહિત્ય માળાના કેટલાંક પુસ્તકો મંડળને ભેટ આપ્યાં હતાં.

**દેશભક્ત શેઠ દાદાભાઇ નવરોજીની જયંતી અને મંડળના વાર્ષિક મેળાવડા—** પશ્ચિમ હિંદુસ્થાનમાં સ્ત્રી કેળવણીના પ્રથમ પ્રચાર કરનાર શેઠ દાદાભાઇની જન્મ તિથીના દિવસે મંડળનો પ્રથમ વાર્ષિક મેળાવડા તથા દાદાભાઇની ૮૪ મી જયંતી તા. ૪ થી સપટેંબર ૧૯૦૮ ને દિવસે શીનાબાગમાં મીસીસ. સરલાદેવી ચૌધરીના પ્રમુખપણા હેઠળ ઉજવવામાં આવ્યાં હતાં. આ મેળાવડાના હેવાલની ચોપડી છપાવી શેઠ દામોદરદાસ ગોવર્ધનદાસ સુખડવાળા તરફથી મંડળના સભાસદોને ભેટ આપવામાં આવી હતી. આજ મુજબ શેઠ દાદાભાઇની ૮૫ મી અને ૮૬ મી જયંતી તથા મંડળનો બીજો વાર્ષિક મેળાવડો સને ૧૯૦૯ અને ૧૯૧૦ની સાલમાં મીસીસ રમાબાઈ રાનાડે તથા મિસ શીરીનબાઈ માણેકજીના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યાં હતાં. આ ત્રણે જયંતી વખતે મંડળની સ્ત્રી વ્યવસ્થાપક મંડળીના સભાસદો તથા અન્ય હિતચિંતકો શેઠ દાદાભાઇને ખાસ અભિનંદન આપવા વેસાવે ગયાં હતાં અને તેમને શેઠ દાદાભાઈ તરફથી સત્કાર થયાં બાદ મંડળના કાર્ય પ્રત્યે મસલ્લી બતાવવામાં આવી હતી.

**મંડળની લાયબ્રેરી—** આ મંડળ તરફથી પુસ્તકો તથા ચોપાનીઆની એક સરક્યુલેટીંગ લાઇબ્રેરી ઉઘાડવામાં આવી છે અને તેમાં મંડળના સભાસદોને ચોપડીઓ ભેટ આપી લાઈબ્રેરીને સારી મદદ કીધી છે. આ શિવાય મંડળના ફંડમાંથી દર વર્ષે ત્રીશથી ચાલીશ રૂપીઆની ચોપડીઓ ખરીદ કરવામાં આવે છે. મંડળને મેસર્સ એન. એમ. ત્રિપાઠીની પતી તરફથી ત્રિમાસિક સમાલોચક ભેટ મળે છે.

**ઇનામી નિબંધ—** મંડળના સભાસદો લખવા વાંચવામાં ઉત્સાહી બને તે હેતુથી મંડળની સ્ત્રી વ્યવસ્થાપક મંડળીએ જૂદાં જૂદાં વિષયો ઉપર નિબંધ લખવા સભાસદોને સૂચના કરવાથી નિબંધો લખવાની શરૂઆત કરવામાં આવી હતી. આ મુજબ પહેલું ઈનામ સૌ. તાપીબાઈ શીવગર મોતીવાળાને મળ્યું હતું અને તે ઈનામ તરીકે આપવામાં આવેલાં પુસ્તકો સૌ. તાપીબાઈ તરફથી મંડળને ભેટ આપવામાં આવ્યાં હતાં.

**ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સુરત ખાતે ઉઘાડવામાં આવેલી શાખા—** આ મંડળના જેવી સંસ્થાઓના જુદાં જુદાં શહેરોમાં પ્રચાર થાય તે હેતુથી મંડળના પ્રમુખ સૌ. જમનાબાઇ નગીનદાસ સકેઈએ સુરત શહેરમાં તા. ૨૫ મી એપ્રીલ ૧૯૦૯ ને દિવસે દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇના પ્રમુખપણા નીચે ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના કીધી હતી. તે મંડળના નિભાવ અર્થે ફંડની શરૂઆત કરી પોતાના સ્વર્ગવાસી માતુશ્રી બાઇ મણીબાઇના સ્મરણાર્થે રૂ ૨૫૧. ભરી શરૂઆત કીધી હતી અને તેમાં કેટલાંક સદ્‌ગ્રહસ્થો. તરફથી મદદ કરવામાં આવી હતી. મજકુર સુરત હિંદુ સ્ત્રી મંડળની સભા મહિનામાં બે વખત ભરવામાં આવે છે. જુદાં જુદાં સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર વ્યાખ્યાનો આપવામાં આવે છે. મંડળમાં આશરે ચાલીસ સભાસદો થયાં છે. અને મજકુર મંડળની વ્યવસ્થા સુરત વનિતા વિશ્રામના સ્થાપક-ગંગાસ્વરૂપ બ્હેન શીવગૌરી ગર્જર તથા ગંગાસ્વરૂપ બાઇ ગૌરી મુનશી તરફથી રીતસ રીતે કરવામાં આવે છે.

મંડળની નાણા સંબંધિ સ્થિતિ—મંડળની વાર્ષિક ફીની આવક ઉપરાંત મંડળને શેઠ જમનાદાસ નારણદાસ તથા શેઠ ભવાનીદાસ નારણદાસ તરફથી તેમના સ્વર્ગવાસી પિતાની પાછળ કાઢેલા રૂપીઆ ૫૦૦૦ )ના વ્યાજના દરસાલ રૂપીઆ બસેં મળે છે. વિશેષ મી. ચુનીલાલ ધરમદાસ સરૈયાએ પોતાના તરફથી મંડળના લાભાર્થે રૂપીઆ પાંચ હજાર આપવાનું જણાવી હાલ શરૂઆતમાં તે રકમ મંડળને નહિ સોંપતાં તેનું વ્યાજ રૂપીઆ પચીશ આપવાની શરૂઆત કીધી હતી. પણ ટુંક મુદત થયાં વ્યાજની રકમ મળવી બંધી થયેલ છે.—મંડળને મંડળના સભાસદો અને શુભેચ્છકો તરફથી પ્રસંગોપાત શુભ અવસરોએ મંડળના લાભાર્થે મદદ કરવામાં આવે છે. મંડળનું સ્થાપી ફંડ રૂપીઆ બે હજારને આશરેનું છે.

ભવાનીદાસ નારણદાસ મોતીવાળા.

---

# "બોર ઘાટના પાણીમાંથી વીજળીક બળ ઉત્પન્ન કરવાની યોજના."

( અનુસંધાન પૃષ્ઠ ૭૧ થી. )

મી. ટાટાની આ ત્રણે યોજનાઓને અનેક શ્રમ અને પ્રયત્નો કરી કાર્યસિદ્ધિમાં લાવવાને માટે યોગ્ય બુદ્ધિ અને શક્તિવાળા પુત્રો તેઓ પાછળ મુકી ગયાને ભાગ્યશાળી થયા છે એ ઘણુજ આનન્દની વાત છે; કારણ કે જો તેમની પાછળ તેમની ઉચ્ચ અભિલાષાઓને વ્યવહારમાં લાવવાને કોઇ યોગ્ય વારસ ન હોત તો આ સઘળી યોજનાઓ હવામાંના કીલ્લાની માફક લટકતીજ રહેત.

ઘાટ પરના પાણીમાંથી વિજળીક બળ ઉત્પન્ન કરવાનો પહેલ વહેલો ખ્યાલ મુંબઇના સુપ્રસિદ્ધ શીલ્પ અને યંત્રશાસ્ત્રી મર્હુમ મી. ડેવીડ ગોસલીંગને આવ્યો હતો. આ વિદ્વાને પોતાની બુદ્ધિનો ઉપયોગ પોતાના ધંધામાંજ કરીને બેસી રહેવાનું કદી યોગ્ય ધાર્યું નહોતું. પણ તેઓ હમેશ મુંબઇની અનેક પ્રવૃત્તિઓમાં ઉત્સાહ અને શ્રદ્ધાથી આગળ પડતો ભાગ લેતા હતા. ઇ. સ. ૧૮૯૭ માં જ્યારે મેન્ચેસ્ટર અને મુંબઇની મેસર્સ સી. મેકડોનલ્ડની પેઢીના ચાલક મી. મીલરને લોનાવલા પાસે આવેલા દુધસાગરના ધોધનો ઉપયોગ લેવાને પરવાનગી આપવામાં આવી ત્યારે આ ધોધની આસપાસના પ્રદેશની માપણી કરવાને તેણે મી. ગોસલીંગને રોક્યા હતા. મી. ગોસલીંગે પોતાની માપણી ઉપરથી તે ધોધનો સારી રીતે ઉપયોગ થઇ શકશે એવો અભિપ્રાય આપ્યો અને તે ઉપરથી તેણે ૧૮૯૮ ના સુમારમાં મી. ટાટાને મળી તે યોજના હાથમાં લેવા આ ત્રણે જણાની એક કમીટી નીમી. આ યોજના આગળ શું થયું તે જાણવાનું આપણે અત્યારે કંઇ કારણ નથી પણ મી. ગોસલીંગનું ધ્યાન ઘણો વખત થયા પોતાના ઘરની પાસે જ રહેલી

પાણીની અગાધ શક્તિ તરફ દોડેલું હતું અને તેના એક સંપૂર્ણ યોજના ઘડી બ્હાર પાડવા તેણે પાંચ વર્ષ સુધી ઘાટના પ્રદેશમાં પોતાના નવરાશનો વખત દૂરબીનવતી ચોક્કસ માપણી લેવામાં કાઢ્યો હતો.

મુંબઈથી પુને ચોમાસામાં જતાં કોઈ પણ મુસાફરના મન ઉપર બોર ઘાટ પરથી પડતા અનેક સુંદર ન્હાના મોટા ધોધોની રસિકતાની ઉંડી છાપ પડ્યા વિના ભાગ્યેજ રહી હશે. કવિયોએ વહેતા પાણીને સજીવન કલ્પી તેમાં રહેલી શક્તિની યોગ્ય કલ્પના કરી છે. આ અલૌકિક પાણીની શક્તિનું માત્ર દર્શન કરી સાધારણ મનુષ્યોના અંતઃકરણમાં જ્યારે એક પ્રકારની ખુશી ઉત્પન્ન થાય છે ત્યારે એ શક્તિનું મનુષ્યકલ્યાણ કરવાને પ્રાબલ્ય સમજનારા વિદ્વાનો અને યંત્રશાસ્ત્રીયો, આ શક્તિનો અત્યાર લગી થતો વ્યય જોઈ પોતાના અંતઃકરણમાં ખેદ પામે છે. અને એ શક્તિને તેઓ ક્યારે મનુષ્યના ઉદ્યોગોમાં કામે લગાડી શકે તેનું ચિંતન કર્યા કરે છે. આવા પ્રકારના મી. ગોસલીંગના લાંબા ચિંતન અને પ્રયાસ પછી તેણે એક યોજના દુધસાગરની કમીટી સમક્ષ મુકી ઘાટ ઉપર જો કે સતત બારે માસ વહેતો એવો કોઈ ધોધ નથી તો પણ ઘાટ ઉપરના પ્રદેશની ભૂરચના એવી અનુકૂળ છે કે ત્યાં થોડે ખર્ચે મોટ મોટાં સરોવરો બાંધી શકાય અને આ પ્રદેશપર પડતું ચોમાસાનું અખુટ પાણી સંઘરી શકાય. અને આ પાણીને ધીગે ધીગે લાનોલી અને ખંડાળાના ઘાટ પાસેની ધારપર લઈ જઈ ત્યાંથી એકદમ નીચે ઘાટને તળીએ ખોપોલી પાસે લોખંડના ભુંગળામાં લઈ જવા શકાય તો લગભગ ૧૭૫૦ ફીટની ઉંચાઈના મથાળાથી પડતા ભુંગળામાંના પાણીથી ઘણીજ શક્તિ મેળવી શકાય. આ પાણીની શક્તિ .. ખ.. ..નું, આકીયો ચલાવી શકાય કે જે ડાયનેમો જોડે જોડી દેવાથી તેમાંથી વીજળી પ્રવાહ ઉત્પન્ન થાય અને તે પ્રવાહ તારના મોટાં દોરડાંઓને વાટે ઠેઠ મુંબઈમાં લઈ જઈ તે ટાપુની અનેક ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં કામે લગાડી શકાય. આ યોજના મી. ટાટાએ એકદમ ઉપાડી લીધી. કારણ કે તેમના મગજમાં પણ આવી યોજના ઘણા વખતથી રમતી હતી. અને દુધસાગરની કમીટી આ યોજના કાર્યમાં મુકવા માટે પાછી કામે લાગી. મી. ગોસલીંગ આ પ્રદેશની વધારે માહિતિ મેળવવામાં ગુંથાયા. મી. મીસર વીલાયતમાં મોટમોટા યંત્રશાસ્ત્રીયોની આ માહિતિઓ પરથી સલાહ લેવા લાગ્યા અને મી. ટાટા આ યોજનાને પૈસાની મુંડી પુરી પાડવાની અને સરકારમાંથી છુટો મેળવવાની ખટપટમાં પડ્યા. ૧૯૦૦ ની સાલમાં જ્યારે મી. ટાટા વીલાયત હતા ત્યારે તેઓએ તે-વખતના સેક્રેટરી ઑફ સ્ટેટ્સ લૉર્ડ જ્યોર્જ હેમીલ્ટનને આ યોજના વિષે માહિત કર્યા અને તેમણે મી. ટાટાને આ તથા તેમની બીજી યોજનાઓમાં સરકારી મદદ આપવા વચન આપ્યું. ત્યાર પછી સેક્રેટરી ઑફ સ્ટેટ્સ અને મુંબઈના ગવરનર વચ્ચે આ મી. ટાટાની યોજના માટે જોઈતી જમીન, સાર્વજનિક ઉપયોગ માટે જોઈતી જમીન યોગ્ય વળતર આપી કબજે કરવાના કાયદાથી પુરી પાડવા માટે પત્ર વ્યવહાર શરૂ થયો. અને તેને લઈને મી. ટાટા તથા મી. ગોસલીંગે આ યોજનાની પૂર્ણ વિગતો તે વખતના ગવરનર લૉર્ડ નોર્થકોટ પાસે મુકી. હવે આ અરસામાં વરાળયંત્રથી વીજળીક શક્તિ ઉત્પન્ન કરી મુંબઈ શહેરમાં પુરી પાડવાનો મુંબઈ મ્યુનીસીપાલીટી સાથે કરાર કરવાને લન્ડનની ધી પાયોનીયર ઇલેક્ટ્રીક લાઇટ અને પાવર કમ્પનીનો એજંટ મી. બીંગહામ મુંબઈમાં આવ્યો. આ કમ્પની જોડે એકત્ર રવા માટે ઉપલી

કમીટીએ ઘણા પ્રયાસો કર્યા પણ કંઇ વળ્યું નહિં આથી મી. ટાટાએ લોર્ડ નોર્થકોટ જોડે ભવિષ્યમાં પાણીમાંથી ઉત્પન્ન કરેલી વીજળી પુરી પાડવાની કમ્પની ઉભી થવાની છે તેને આ વરાળવાળી કમ્પની જોડે કરાર થવાથી હરકત ન આવે એવી ગોઠવણ કરવા તજવીજ કરી અને તેને પરિણામે મ્યુનીસીપાલીટી કે સરકારે પાવર કમ્પની કે એવી કોઇ કમ્પનીને કાયમનો હક ન આપવા ઠરાવ્યું. આથી આ મોટી યોજનાને આડકતરી રીતે એક મોટી સરકારી મદદ મળી. અત્યાર સુધીની મી. ગોસલીંગની યોજના ઘણી પરિમિત હતી. પણ ૧૯૦૦ પછી એક પછી એક ચોમાસાઓ મોળાં આવવાથી આટલી પરિમિત યોજના કાયમ પુરતું બળ આપવાને શક્તિમાન થશે કે નહિ તે માટે વાંધો લાગ્યો અને ત્યાર પછી તરતજ મી. ગોસલીંગે લાનોલીની પાડોશમાં પૂર્વમાં આવેલી વાલ્વાહનની ખીણની માપણી કરી અને તેનો નકશો તેણે લગભગ ૧૯૦૫ માં તૈયાર કર્યો. આ પ્રમાણે ૧૯૦૪ ના મે માસમાં જ્યારે મી. ટાટા ગુજરી ગયા ત્યારે આ યોજના ઘણીજ આગળ વધેલી હતી અને નામદાર સરકારની સંમતિ અને મદદ તેને મળી ચુકી હતી. પણ મી. ટાટાના મૃત્યુ પછી આ યોજનામાં કેટલાક નાના મોટા ફેરફારો થવા માંડયા. મી. ટાટાનો મૂળ ઉદ્દેશ આ સાહસ માત્ર હિંદુસ્તાનમાંની જ થાપણથી ઉપાડી લેવાનો હતો અને આ ઉદ્દેશ કેટલાક વખત લગી તેના ચાલકોને અશક્ય લાગ્યો. આથી તેમણે વિલાયતમાંથી થાપણ એકઠી કરવા ત્યાં એક કમીટી નીમી. આ પહેલાં લંડન અને બરમીંગહામના સલાહ આપનારા યંત્રશાસ્ત્રીયોની મેસર્સ આલ્ફ્રેડ ડીકીનસનની કમ્પની આ યોજનામાં મદદ કરવાને અને સલાહ આપવાને નીમવામાં આવી હતી. આ કમ્પનીએ દુનીયાની મોટ મોટી યાંત્રિક યોજનાઓના બીડાં લીધેલ હોવાથી અને કરોડો રૂપિયાના કામો કરેલાં હોવાથી તેમની મદદ આ યોજનામાં બહુજ કામે લાગી છે. આ કમ્પનીએ ઇ. સ. ૧૯૦૫ માં ડા. જહોન મેનહીમને આ યોજનાની યાંત્રિક વિષયની તેમજ વ્યાપારિક વિગતોનું બારીકીથી નિરીક્ષણ કરવા મોકલ્યા હતા. ડા. મેનહીમની જોડે સરકારના જાહેર બાંધકામ ખાતામાંથી નિવૃત થયેલા અને પશ્ચિમ હિંદુસ્તાનના નહેર ખાતામાં પુષ્કળ અનુભવ પામેલા યંત્રશાસ્ત્રી મી. આર. બી. જોયનર આવ્યા હતા. તેમણે મી. ગોસલીંગની યોજના સંપૂર્ણ રીતે તપાસી હતી અને યોજનામાં ઘટતા સુધારા વધારા કર્યા હતા. આ પ્રમાણે નામાંકિત યંત્રશાસ્ત્રીયોના હાથથી પરિપકવ થયેલી ઘાટના પાણીમાંથી વિજળી બળ ઉત્પન્ન કરવાની યોજના હાલમાં બહાર પડી ચુકી છે.

મી. જોયનરે હિંદુસ્તાનમાં આવ્યા પછી લાનોલીની, વાલ્વાહનની ખીણોની તેમજ ખંડાળાની ધારની ઠેઠ બેરામજીના બંગલા સુધી અને જી. આય. પી. રેલ્વેના રીવર્સીંગ સ્ટેશનથી ઠેઠ ખોપોલીના ડાયનેમો વિગેરે યંત્રોને ગોઠવવાના શક્તિગૃહ સુધી ચોકસાઇથી માપણી કરી. તેણે વળી વાલ્વાહનની ખીણની પેલીપાર વળી એક ત્રીજી ખીણ શીરવટાની ખીણ માપી આ યોજનાને લંબાવી છે અને તેને માલુમ પડ્યું છે કે આ શીરવાટાની ખીણમાં બાંધેલા તળાવમાં પાણી પુષ્કળ રહી શકશે અને તે સઘળું એક સુરંગ વાટે વાલ્વાહનના તળાવમાં લઇ જઇ શકાશે અને વાલ્વાહનના તળાવમાંથી નીકળતી ચણતરની નહેર આથી કંઇ ખાસ સંભાળી પડશે નહિ. તેમજ મી. જોયનેરે તથા મી. ગોસલીંગ

હજી બીજી પણ પાડોશની ખીણો તપાસી રાખી છે કે જેનો વખત આવ્યે ઉપયોગ કરી શકાશે. આ પ્રમાણે પુષ્કળ ખીણો આ યોજનાના કબજામાં હોવાથી કોઇ પણ સાલ ગમે તેટલો ઓછો વરસાદ થશે તો પણ પાણીની બૂમ આવવાની નથી.

આ ઘાટનો પ્રદેશ જે દરીયાની સપાટી કરતાં લગભગ ૨૦૦૦ ફીટ ઉંચો છે તે ઉપર દુનીયામાં વધારેમાં વધારે વરસાદ પડે છે. અત્યાર લગી એમ મનાતું હતું કે આસામમાં આવેલી ખાસીયાના પર્વતો પરના ચેરાપુંજીમાં વધારેમાં વધારે વરસાદ થાય છે, પણ હાલમાં ઘાટ પર મપાયેલા વરસાદ ઉપરથી ઘાટનો વરસાદ ચેરાપુંજી કરતાં પણ વધી જાય છે. આ યોજનાના પ્રદેશમાં એક ચોમાસામાં ૫૪૯ ઇંચ કરતાં વધારે વરસાદ મપાયો છે. જેમાંનો ૪૦૦ ઇંચ તો માત્ર ૩૧ દહાડાના અરસામાં જ પડ્યો હતો. ચેરાપુંજીમાં ભાગ્યે આટલો બધો વરસાદ પડે છે. અને તેમ તે વળી પાંચ છ મહિનાના લાંબા ગાળામાં પડે છે. આ પ્રદેશની સપાટ ખીણો અને તેનાં મજબુત પત્થરનાં તળીયાં પાણી સંઘરી રાખવાને ઘણુંજ લાયક છે અને આ યોજનાને સંપૂર્ણ ફતેહ આપે તેમ છે.

આ પ્રમાણે લોનાવલા, વાલ્વાહન અને શીરવાટાના ત્રણ તળાવોમાં લોનાવલાનું તળાવ સૌથી ન્હાનું છે અને તેની ખીણમાં આડો બંધારો પહેલ વહેલો શરૂ કરવામાં આવ્યો છે કે જેનો પહેલો પાયાનો પત્થર નામદાર ગવરનરે હાલમાં બેસાડ્યો છે. આ તળાવમાં જેવું વરસાદનું પાણી પડશે કે તરતજ પાણી ચક્રી પર લઇ જવામાં આવશે અને તરતજ તેનું વીજળી બળ બનાવવામાં આવશે. આ બંધારો માત્ર ૨૬ ફીટ ઉંચો હોઇ સૌથી નીચો છે અને તેની લંબાઇ માત્ર ૨૭૦૦ ફીટ છે આ બંધારા પર કમાનો વાળી તે ઉપર સખરપાથારમાં ભવિષ્યમાં બંધાવવાના આરોગ્ય સ્થાન સુધી લોનાવલીથી રસ્તો લઇ જવામાં આવશે. ઇન્દ્રાણી નદીની સરસો રેતી તથા કચરો ઘસડાઇ જવા માટે એક દરવાજો બંધારામાં મૂકવામાં આવશે અને આ બંધારાથી વધારેમાં વધારે ૨૧ ફીટ પાણી તળાવમાં રોકાઇ શકાશે. આ તળાવનું ક્ષેત્રફળ લગભગ ૧૦૦૦ એકર થશે અને આ તળાવમાં એટલું પાણી ભરી શકાશે કે તેથી ચોમાસામાં પડતાં વધારેમાં વધારે ઉઘાડના વખતમાં તે પાણી ચક્રીયોને પુરૂં પડી શકશે.

બીજું તળાવ જે વાલ્વાહનનું છે તેનું ક્ષેત્રફળ લગભગ ૨½ ચોરસમાઇલ થશે અને તેની આસપાસ મોટી મોટી ટેકરીઓ આવી જશે. તેના બંધારાની ઉંચાઇ પાયા સુધી ૭૨ ફીટની થશે અને આ તળાવમાં લગભગ બે અબજ સાઠ કરોડ ઘનફીટ પાણી માશે અને આટલુંજ પાણી પુનાના ખરકવાસલાના તળાવમાં થાય છે. આ બંધારા પર રસ્તો કે ટ્રામ્વે લઇ જવામાં આવશે જે ફરવા જવા માટે એક ઉત્તમ જગ્યા બની જશે. તેમજ વળી બંધારામાંથી નીકળતી નહેરોના દરવાજાની ચાવીયો ઉપર સુંદર ડેરીયો બનાવવામાં આવશે કે જ્યાં બેસવા ઉઠવાની સુંદર બેઠકો ગોઠવી શકાશે. બંધારા ઉપરથી પગથીયા કરી ગમે તે સપાટીયે પાણી હોય ત્યારે હોડીમાં સહેલ કરવાને જઇ શકાશે. તળાવની પાળની આસપાસ ચારેમેર સુંદર ઝાડો અને વાંસના વન ઉગાડી દેવામાં આવશે જેથી સુબાઇની

પ્રકૃતિએથી આપેલાં સહેલાણીઓનાં ટોળે ટોળાં આ સુંદર રમણીય જગ્યાએ હરવા ફરવા અને આનંદ લેવાને ઘણી સહેલાઇથી આવી શકશે. વાલ્વાહનના તળાવમાંથી પાંચ દરવાજા વાટે પાણી એક મોટી ચણેલી નહેરમાં લઇ જવામાં આવશે અને આ નહેર એટલી તો મજબુત બાંધવામાં આવશે અને વચ્ચે વચ્ચે કચરો તથા રેતી સાફ કરવા માટે એવા તો દરવાજા ગોઠવવામાં આવશે કે ચક્રી ઉપર માત્ર સ્વચ્છ અને ચોખ્ખું પાણી જ જાય શકે. આ નહેર લગભગ ૪ માઇલ લાંબી થશે. આ નહેર લાનોલીના સુંદર બંગલાઓ અને વિશ્રામો પાસે થઇ, ઉંડી ખીણો અને નદીઓને, પત્થરની કમાનવાળા પુલોથી ઓળંગતી, ટેકરાઓમાં ભુગદામાં થઇ, મુંબઇ પુનાનો રસ્તો તથા જી. આઇ. પી. રેલ્વેને ઓળંગી ઉંચી સપાટીયે લઇ જવામાં આવશે. આમ વતી વતી આ નહેર ભોરમાની હારતા સુંદર વનમાં ઠેઠ "ડયુકસ નોઝ" કહેવાતા શિખર કને ઘાટની ધારપર આવી જશે. અને અહીં તે નહેર એક મોટા ચણતરની કમાનવાળા મીનારામાં આવી અટકી જશે. આ મીનારા પર સુંદર ગોળ ઘુમટ ચણી લેશે અને મીનારામાંથી ૭ ૭ ફીટના વ્યાસના ભુ-ગળાની હારો તેમના જુદા જુદા દરવાજામાંથી નીકળશે અને તે ભુંગળાં એકદમ પર્વ-તોની નીચે ઉતરી જશે. આ ભુંગળાઓ ખંડાલા હોટેલ પાસે થઇ ડ્યુક્સ નોઝની નીચે ઘીચ વનમાં ઉતરી જશે અને આ જંગલમાંથી એક ભુગદા વાટે જી આઇ પી રેલ્વેના રીવર્સીંગ સ્ટેશનને ઓળંગી જશે. અને ત્યાંથી તરતજ નીચે સીધા ડોળાણા ઝીલામાં આ-વેલા ખોપોલીના મેદાનમાં ઉતરી જશે. એટલે મીનારાથી આ મેદાન સુધીમાં તે ભુંગળાઓ સીધી ઉભી સીડીમાં લગભગ ૧૭૫૦ ફીટ નીચે ઉતરશે અને તેનું અંતર લગભગ ૨॥ માઇલ થશે.

આ ખોપોલીના મેદાનમાં પાણી ચક્રીના યંત્રો ગોઠવી મોટું શક્તિગૃહ ( Power House ) બનાવવામાં આવશે. અહીંયાં ભુંગળાઓમાંથી પાણીનો મોટો પ્રવાહ ઝીણી ઝીણી નળીયો વાટે "પેલ્ટન"ના મોટા ચક્રોની પ્યાલીઓમાં જોરથી અથડાઇ ચક્રને ફેરવશે. દરેક ચક્રની પ્યાલીપર આથી દરેક ચોરસ ઇંચે લગભગ ૭૬૦ રતલના વજન જેટલું જોર આવશે અને દરેક ચક્ર દશહજાર હોર્સ પાવર જેટલી શક્તિ આપશે. આ પ્રમાણે આ ભુંગળાઓમાં લગભગ ટેમ્સ નદીના ઉનાળામાં રહેતા પાણીના પ્રવાહ જેટલું પાણી હમેશાં વહ્યાં કરશે. આ ચક્રોની ગતિથી ડાયનેમોના યંત્રો ગતિમાં આવશે અને ઉપર સમજાવ્યા પ્રમાણે તેમાંથી ધીમો વીજળીક પ્રવાહ ઉત્પન્ન થશે. આ ધીમો પ્રવાહ એક બીજા યંત્રોમાં લઇ જઇ તેને વધારે જોરવાળો બનાવવામાં આવશે કે જેથી તે પ્રવાહ પાતળા ત્રાંબાના તારમાં થઇ ઠેઠ મુંબઇ સુધી લઇ જઇ શકાય.

કેટલાંક મહિના થયા આ યોજનાનું કામ શરૂ થઇ ચુક્યું છે. અને લગભગ ૩૦૦૦ માણસો કામે લાગ્યાં છે. વાલ્વાહન અને શોનાવાલાના બંધારાના પાયા ખોદાવા શરૂ થઇ થઇ ચુક્યા છે. નહેરને માટે ખોદાણ કામ ચાલી રહ્યું છે. ભુંગળાંઓનું કામ પણ હાથમાં લેવાયું છે. શક્તિ ગૃહની રચના અત્યારે એવી રાખવામાં આવી છે કે તેમાં વધારો કરવો હોય તો થઇ શકે પહેલાં હમણાં તો તેમાં દશ હજાર હોર્સ પાવરના ચાર ચક્રોમાંથી ચા-લીશ હજાર હોર્સ પાવર જેટલી શક્તિ લેવાની ગોઠવણ કરી છે. વીજળીક પ્રવાહને ત્રણ

તાર જતા અને ત્રણ તાર આવતા પ્રવાહને માટે થઈ છ તારની હારોમાં મુંબઈ સુધી સ જશે. આ તાર બાંધેલા મોટા મીનારાપર ઉંચે ગોઠવવામાં આવશે. વચમાં કેટલીક ખા ડીયો ઓળંગવાની આવે છે તેમાં થાણાની ખાડી લગભગ ૧૦૦૦૦ ફીટ લાંબી છે. મુંબ ઇમાં તાર સેવરીની ઉત્તર દીશાયે દાખલ થઇ શક્તિ લેવાનું ગૃહ (Receiving station) પી એન્ડ ઓ કમ્પનીની ગોદીથી લગભગ ૧॥ માઇલ ઉત્તરે રાખવામાં આવશે. તારનાં દોરડાંઓ અને તેને જમીનથી અલગ રાખનારી ટોપીઓ ( Insulators ) પહેલેથી ૮૦૦૦૦ વોલ્ટનું વીજળીક જોર ખમી શકે એવા લેવામાં આવશે. આ લાઇનની વચમ એ પ્રવાહ બદલવાના " મધ્ય ગૃહો " રાખશે કે જેથી આખી લાઇનના ત્રણ કટકા થશે મુંબઇના શક્તિ લેવાના ગૃહમાં વીજળીનું બળ ૨૦૦૦૦ થી ૨૫૦૦૦ વોલ્ટ , જેટલું ઓછું કરશે અને અહીંથી પ્રવાહ જમીનની નીચે તારનાં દોરડાં ગોઠવી વધારે જોરવાળો પ્રવાહ બે પ્રવાહ વહેંચનારા ગૃહ ભર લઇ જવામાં આવશે અને નરમ જોરવાળો પ્રવાહ લગભગ દશ જુદાં જુદાં સ્થાનકે લઈ જવામાં આવશે.

આ પ્રમાણે ઉપરની યોજનાના ત્રણ મુખ્ય વિભાગ પડી શકે એમ છે પહેલા વિભાગમાં માત્ર બધાં બાંધકામના કામોનો સમાવેશ થાય છે. આમાં પાણીના મીનારા સુધીનું કામ જેવાં કે, બંધારા, સુરંગ, નહેર વિગેરે અને ત્યાર પછી નળીઓ ગોઠવવાનું કામ અને વધારાનું પાણી ઇન્દ્રાણી નદી વાટે કાઢી નાંખવાના કામનો સમાવેશ થાય છે. તેમજ સઘળાં મકાનો ઓફીસો, યંત્ર ગૃહો, નિવાસ સ્થાનો અને તળાવ સુધીની ટેલીફોનની રચના વિગેરે આ વિભાગમાં આવી જાય છે. બીજા વિભાગમાં શક્તિ ગૃહમાંના પાણી ચક્રી, ઇયનેમો તથા પ્રવાહનું બળ વધારવાનાં યંત્રો વિગેરેનો સમાવેશ થાય છે તેમજ આ ગૃહમાંથી શક્તિ ઠેઠ મુંબઇના શક્તિ લેનારા ગૃહ સુધી પહોંચાડવાના તાર ગોઠવવાનો તથા મધ્ય ગૃહો વિગેરેનો સમાવેશ થાય છે. ત્રીજા વિભાગમાં તો આ મુંબઇના શક્તિ લેનારા ગૃહમાંથી જમીન નીચે તારનાં દોરડાં નાંખી પ્રવાહને ઠેક ઠેકાણે પહોંચાડવાનું તથા કારખાનાના યંત્રો અને ગરગડીયોને વીજળીક બળ પુરૂં પાડવાના કામનો સમાવેશ થાય છે. આ યોજનાનું કામ બે હફતે કરવામાં આવશે. એનો પહેલો હફતો લગભગ ઇ. સ. ૧૯૧૦ ના ચોમાસા પહેલાં પુરો થશે અને ચોમાસામાં મુંબઇને લગભગ ૨૦૦૦૦ હો. પા. જેટલી શક્તિ પુરી પાડવામાં આવશે.

( અપૂર્ણ. )

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

અમદાવાદ ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

# વિપિન.

આનુ ભ્રમપૂ ચિર આત્તી એક સિંહ ૧૪ કથા ગુજ. ૧ ૮-૦

ર્ત્તા—રાજેન્દ્ર સોમનારાયણ દલાલ બી. એ.

ઠેકાણું—કાળી ન ૪ મુંબાઈ

---

વિદ્વાનો, દેશસુધારકો શિક્ષકો, ને વિદ્યાર્થીઓને એક ઉત્તમ લાભ છે
તૈયાર છે. વ્હેલો તે પહેલો તૈયાર છે.

## સ્વર્ગ. પ્રો. મણીલાલ નભુભાઈ દ્વીવેદી કૃત.

# "સુદર્શન ગદ્યાવલિ."

"સુદર્શન" વર્ષ ૧૩ સુધીમાં આવેલા હજુ ગ્રંથ રૂપે અપ્રસિદ્ધ રહેલા તમામ ગદ્ય લેખોનો એકત્ર સંગ્રહ—જીવનચરિત્ર તથા ફોટોગ્રાફ સાથે

કદ રોયલ અષ્ટપેજી પૃષ્ઠ ૧૦૦૦ ઉપરાંત સુંદર બાઇન્ડીંગ કી રૂ ૫-૦-૦ પોસ્ટેજ જુદું ગ્રાહક સજ્જનોએ નીચેના ઠરનાર વ્યવહાર કરવો

પંડ્યા હિંમતલાલ છોટાલાલ, જંબુસર

તથા "સુદર્શન ઓફીસ"—નડીયાદ.

---

તૈયાર છે.

"સરસ્વતી ... ન ર્ત્તા

## શ્રીયુત ગોવર્દ્ધનરામ.

એમના જીવનની ટુંકી કથા અને તેની તુલના.

લેખક કાન્તિલાલ છગનલાલ પંડ્યા બી. એ.

૩૦૦ પૃષ્ઠનો સચિત્ર ગ્રંથ

કિંમત રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ જુદું

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની કાલબાદેવી રોડ મુંબાઈ

# જરૂર મંગાવો અને વાંચો.



---

## શુદ્ધિપત્ર.

( વસન્ત માઘ સં. ૧૯૬૭ માંના લેખોનું )

### "પ્રેમાનન્દનાં નાટકો" એ લેખ.

| પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| છેલ્લી | ક્યા | ક્યાં |

### "શિવરાત્રિ માહાત્મ્ય" એ લેખ.

| | | |
|---|---|---|
| ૨૨ | સિન્દ્ધજ | સિન્તાજ |
| ૭ | એમ રણછોડજી કહેવાને | એમ કહેવાને |
| ૧૫ | એ જ કે | એ જ છે કે |

## *Newman and Mill*

Cathol cism was commonly condemned on accoun of the unprogres sive state of Catholic countries There ecclesiastics were at a premium telegraphs railroad commerce at a discount The result was or was alleged to be poverty insecurity and a vast army of mendicants lay as well as spir tual The reply he (Newman) gave was one wh ich had at least the merit of a lofty ancestry The Cath olic Church was possessed he said by one idea that s n is the enemy of the soul. The eternal welfare or loss of one single human being sunk in crime or d gradation was of greater con sequence to her tha n a hundre l lines of ra lroad or the sanitat on of whole c ties except so far as these promoted some spir tual good beyond them Many publ cans an l harlots h suggested many c n nals purged by one last act of contrition would enter the k ngd m of heaven before statesmen of excellent parts, worthy vert ies, and brilliant records The cancer of society eat ng at its vitals was chiefly an l in every age moral evil wrong attitude of the soul towards its Creator *The true philanthrop st* was he who devoted himself to keep t under more than that he could never do—by the means of grace Prayer and the Sacraments

M ll set h s face in another direction The cancer of soc ety he said in effect was physical evil Physical evil would respond to human remedies Men and w men appeared to b just starved in m nd and body The road to know ledge was free discussion In the wake of knowledge would follow wisdom Let the auth ority of governm nts spiritual or temporal be rated hence forth at the lowest let every soul be as little subject to the higher po vers let every man make his l fe in h s own way, restrained by the *nly where his conduct was d rectly, injurious to another*, let be equalised let the cleverest man get to the top and the regenerate

*Six Oxford Thinkers —by*

*Algernon Cecil*

એમના [illegible]

સેપ્ટ [illegible]

૩૫૭

[illegible]

એન. એમ. ત્રિપાઠી એ [illegible]

ध्रुवं ध्रुवेण हविषाभि सोमं मृशामसि ।
अथो त इन्द्रः केवलीर्विशो बलिहृतस्करत् ॥ ६ ॥

[ ऋ. सं. १०-१७३ ]*

आ त्वा गन्राष्ट्रं सह वर्चसोदिहि प्राङ् विशां पतिरेकराट् त्वं वि राज ।
सर्वास्त्वा राजन् प्रदिशो ह्वयन्तूपसद्यो नमस्यो भवेह ॥ १ ॥
त्वां विशो वृणतां राज्याय त्वामिमाः प्रदिशः पञ्च देवीः ।
वर्ष्मन् राष्ट्रस्य ककुदि श्रयस्व ततो न उग्रो वि भजा वसूनि ॥ २ ॥

[ अथर्व संहिता ३-४ ]

૧. "( હે રાજન્ ! ) હું તને ( અમારા સ્વામી તરીકે ) લાવ્યો છું. અમારા અન્તરમાં રહે ! નિશ્ચલ અને બિલકુલ ચળ્યા વગર રહે ! સઘળી પ્રજા તને વાંછો, તારું રાજ્ય ભ્રંશ ન પામો !
૨. અહીંયાં જ રહે ! ચળ નહિ—પર્વત જેવો અચળ રહે ! ઇન્દ્ર જેવો અહીં ધ્રુવ રહે; અને રાષ્ટ્રને ધારણ કર !
૩. નિત્ય અભિદાનને લીધે, ઇન્દ્ર નિત્ય એને ધારણ કરો ! સોમ એનો થઈ ને બોલો બ્રહ્મણસ્પતિ એનો થઈને બોલો.
૪. પૃથ્વી ધ્રુવ છે, દ્યૌ ( પ્રકાશનું આકાશ ) ધ્રુવ છે, આ પર્વતો ધ્રુવ છે, આ સર્વ જગત્ ધ્રુવ છે—પ્રજાનો આ રાજા પણ ધ્રુવ છે !
૫. રાજા વરુણ, દેવ બૃહસ્પતિ, ઇન્દ્ર, અને અગ્નિ—એ તારું રાષ્ટ્ર નિત્ય ધારણ કરો
૬. નિત્ય તને અભિલક્ષીને, અભિદાન સાથે સોમનો અમે સ્પર્શ કરીએ છીએ. ઇન્દ્ર પ્રજાને કેવળ તારી—બલિ ( કર ) અર્પણ કરનારી—કરો !"

[ ઋ. સં. ૧૦-૧૭૩. ]

૧. "( હે રાજન્ ! ) તને રાષ્ટ્ર મળ્યું ! તેજ સહિત તું ઉદય પામ ! પૂર્વમાં, લોકનો પતિ—એકરાટ્—તું વિરાજ ! હે રાજન્ ! તને સઘળી દિશાઓ બોલાવો ! તેઓ તારી પાસે આવે અને તને પ્રણમે—એવો તું અહીં થા ! તને પ્રજા રાજ્ય માટે પસંદ કરો ! આ પાંચ ( ચાર તરફની ચાર અને એક ગગન ) દેવી દિશાઓ તને પસંદ કરો ! આ રાજ્યના શિખર ઉપર તું રહે; એના શિખરે રહી. અને પછી પ્રતાપી તું અમને ધન સમૃદ્ધિ વ્હેંચી આપ."

[ અથર્વ સંહિતા. ૩-૪. ]

---

* આ સૂક્ત પ્રસિદ્ધ કરવાની સૂચના માટે અમે અમારા મિત્ર રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી એઓના આભારી છીએ. તન્ત્રી.

તા. ૨૨ મી જુન—ગુરુવારના શુભ દિવસે—બ્રિટિશ સામ્રાજ્યના મહારાજાધિરાજ પાંચમા જ્યોર્જ અને બેમનાં રાણી મેરિ—એઓને ઈંગ્લંડના પ્રાચીન દેવળ વેસ્ટ મિન્સ્ટર એબિમાં રાજ્યાભિષેકક્રિયા થઈ. ઈંગ્લંડની પ્રજાએ એ પ્રસંગે અથાગ ઉમંગ અને આનન્દ દર્શાવી રાજા રાણીને વધાવ્યાં. આવતા ડીસેંબરમાં મહારાજાધિરાજ પોતે અત્રે પધારી, હિન્દુસ્તાનના મહારાજાધિરાજ તરીકે દિલ્લીમાં રાજ્યાભિષેક જાહેર કરશે—તે વખતે, ઈંગ્લંડ કરતાં પણ આ દેશની પ્રજા, પોતાની અલ્પ શક્તિ પ્રમાણે પણ અધિક હર્ષ અને પ્રેમથી, તેઓશ્રીને વધાવી લેશે એમાં સંશય નથી. પરંતુ આ પ્રસંગે પણ અત્રે લોકના હૃદય ઉપર કોઈક અપૂર્વ અને ગંભીર આનન્દની અસર પ્રસરેલી દેખાય છે. તેનું કારણ શું? દિન પર દિન લોકને એક સત્ય સમજાતું જાય છે કે "આપણે બ્રિટિશ સામ્રાજ્યનું અંગ છીએ"—એવા મહાન અને પ્રતાપી સામ્રાજ્યનું અંગ હોવું એ અસાધારણ માન છે એટલું જ નહિ પણ એમાં જ આપણું શ્રેય છે. જેમ ઉદ્યોગ વ્યાપાર આદિ સર્વ પ્રવૃત્તિઓ હવે વિશાળ રૂપે જ જીવનની હરીફાઈમાં ટકી શકે છે, તેમ રાજ્યો પણ હવે મહાન વિસ્તાર પામ્યા વિના—કેટલીકવાર બે ચાર રાજ્યો પણ પરસ્પર સન્ધિથી જોડાયા વિના—જીવવાં કઠણ છે. હિન્દુસ્થાન એ બ્રિટિશ તાજનું માત્ર અલંકારભૂત રત્ન જ નથી, પણ બ્રિટિશ સામ્રાજ્યનું જીવનતત્ત્વ છે; તે જ પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્ય તે હિન્દુસ્થાન ઉપર રાજ્ય કરનારી પરદેશી રાજ્યસત્તા જ નથી, પણ હિન્દુસ્તાન સાથે અંગાંગિભાવે જોડાએલી,—જીવંત શરીર અને એનાં અવયવો જેવા સંબન્ધે જોડાએલી—એવી એક પ્રભુની વિભૂતિ છે. આજ પર્યન્ત જે સમજણ કેવળ શબ્દરૂપ, અને ૧૮૫૭ના ઢંઢેરા જેવા શબ્દપ્રમાણ ઉપર જ રહેલી હતી, તે સમજણ નવી કાઉન્સિલના નિર્માણ પછી વધારે ઉત્પન્ન અને અનુભવગોચર થઇ છે—અને તેથી મહારાજાધિરાજ પાંચમા જ્યોર્જમાં તેઓ બ્રિટિશ સામ્રાજ્યની એકતાની મૂર્તિ જોઈ તેને આનન્દથી પૂજે છે.

આ પ્રસંગે અમે મહારાજાધિરાજ પાંચમા જ્યોર્જને અમારી નિર્બળ વાણીમાં શો આશીર્વાદ આપીએ! અમારા દેશની અતિ પવિત્ર—આર્યોની અતિ પ્રાચીન—વાણીમાં એટલું જ કહીશું કે તમે અમારા 'અન્તરમાં આવી વસો', અને 'સર્વ પ્રજા: તમને ચાહો' રાજા પ્રજાના અન્તરમાં વસે છે ત્યારે જ એનું રાજત્વ સિદ્ધ થાય છે; અને પ્રજા એને ચાહે—મનુષ્યમાત્ર સુખને ચાહે છે તેમ—ત્યારે જ એનું રાજ્ય આકાશ પૃથ્વી અને પર્વત જેવું સ્થિર વિરાજે છે. આપણા મહારાજાધિરાજ પાંચમા જ્યોર્જના રાજ્ય ઉપર ઇન્દ્ર, વરુણ, સોમ, બૃહસ્પતિ અને અગ્નિ—એ પાંચે દેવતાનો અનુગ્રહ હો: ઇન્દ્ર એને પ્રભુતા આપો, વરુણ એને ન્યાયી કરો, સોમ એને રસમય બનાવો, બૃહસ્પતિ એનામાં જ્ઞાન અને ધર્મ પૂરો, અને અગ્નિ એને એક સમર્થ શક્તિરૂપે ગતિ આપી દેવો સાથે જોડો! સ્વસ્તિ!

# *પ્રેમની ફિલસુફી.

( ભૈરવી ગઝલ. )

ઝરણાં ભળે નદીમાં જઈ, નદીઓ તથૈવ સમુદ્રમાં,
સમીરો ભળંતા સ્વર્ગના હૈ માઠી ઊર્મિથી સદા;
ના એકલું કો સૃષ્ટિમાં; સ્વર્ગીય કો કાનૂનથી
**સૌ એક બીજામાં ભળે—તો કેમ હું તુંમાં નહીં ?**

ગિરિઓ ચુમે ઉચું વ્યોમ જો ! મોજાં પરસ્પર ભેટતાં,
માફી મળે ના પુષ્પને જો બન્ધુને તરછોડતાં,
સર્ગકર ભેટે ભૂમિ, ચન્દ્રપ્રભા ઉદધિ ચુમે :
**શા કામનાં આ ચુમ્બનો સૌ જો મ્હને તું ના ચુમે ?**

તા. ૯–૬–૧૯૧૧
શુક્ર–મધ્યાહ્ન.
નાગરવાડા–નડિઆદ.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## શઙ્કાપત્ર.

મે. ‘ વસન્ત ’ ના તન્ત્રી સાહેબ,

માઘ માસના અંકમાં ‘ પુરુષાર્થ ’ વિષેનો આપનો અતિ બોધદાયક લેખ વાંચી, એ વિષય પર નવીન સુખદ પ્રકાશ નથી પડ્યો એમ કોણ કહેશે ? ધર્મ, અર્થ, અને કામ એ ત્રિવર્ગનો પરસ્પર સંબન્ધ જાણી તે પ્રમાણે આચરતાં પ્રત્યેક મનુષ્યને જીવનની સફલતાનો માર્ગ જણાયા વગર રહેશે નહિ. ‘ અર્થ ’ સંપાદન કરવામાં અને ‘ કામ ’ની પ્રાપ્તિમાં ‘ ધર્મ ’નું તત્ત્વ કેવું અંકુશરૂપે પ્રવર્તે છે, અને ‘ અર્થ ’ અને ‘ કામ ’ બન્નેને ધર્મમય બનાવી મનુષ્યહૃદયની અધર્મ્ય પ્રવૃત્તિઓને સીધે રસ્તે ચઢાવે છે એ આપના લેખમાંથી સહજ સમજાય છે. ‘ જાનકીહરણ ’ માંનો શ્લોક આપણા ઉછરતા પ્રત્યેક યુવકે પોતાના જીવનના એક મુખ્ય આદર્શ તરીકે—જીવનસૂત્ર તરીકે—ગણવો જોઇએ, અને તેમાં સમ-

---

* શેલીકૃત “ Love's Philosophy ” નો અનુવાદ.

જોવેલા તત્ત્વોનો અહર્નિશ મનનપાઠ કરી અને તેટલે અંશે પોતાના હંમેશના જીવનમાં અન્તર્ગત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

" द्दृष्ट्वैनादौ त्रिवर्गस्य कश्चित्साम्यं गतश्चिरम्
धर्मोऽस्य वयसो वृद्ध्या सह संवर्धते तव ? "

અર્થ:—ત્રિવર્ગ ( એટલે 'ધર્મ', 'અર્થ', ને 'કામ' )માંના એની સાથે ( અર્થાત્, 'અર્થ', અને 'કામ'ની સાથે ) પૂર્વ વયમાં સામ્ય રાખી રહેલો એવો જે 'ધર્મ' તેની હવે વયની વૃદ્ધિની સાથે વૃદ્ધિ થાય છે કે નહિ ? આ પ્રશ્ન દરેક મનુષ્યે પોતાના આત્માને દર રોજ પૂછવો જોઇએ. 'वयसो वृद्धया सह' એટલે 'વાર્ધક્યમાંજ' એવો અર્થ કરવાની ખાસ જરૂર નથી; કારણ કે પ્રતિદિન આપણા વયમાં વૃદ્ધિ થતીજ જાય છે, અને જરા અને મરણના પાશમાં સપડાવાને હમેશ આપણે એકેક પગલું આગળ ભરતાજ જઇએ છીએ. તાત્પર્ય, 'ધર્મ' ની વૃદ્ધિ કાંઇક અંશમાં પણ આપણે પ્રતિદિન કરવીજ જોઇએ. વળી જરા આવશે કે નહિ એની પણ શી ખાતરી ? તેથી 'गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्', ( હમણાંજ મરવું છે એમ સમજી 'ધર્મ' ને આગળ પાડવો જોઇએ ). Longfellow પણ એવુંજ કહે છે:.........

........."That EACH tomorrow
Find us better than today."

આ પ્રમાણે પુરુષાર્થોનો સમન્વય કરી વર્તતાં એક શંકા ઉપસ્થિત થાય છે. શંકાનું કારણ એક શ્લોક છે:—

" धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ "

અર્થ:—ચાર પુરુષાર્થો પૈકી જેણે એક પણ ન સાધ્યો તેનો જન્મ, બકરીને ગળે આંચળ હોય છે તેની પેઠે, વ્યર્થ ગયો એમ સમજવું. આ શ્લોક પ્રમાણે કોઇ 'અર્થ' અથવા 'કામ'ની એકલાની સાધના કરે ( અલબત્ત, ધર્માંશરહિત ) તો તેનો જન્મ સાર્થક ગણાય કે કેમ ? 'एकः अपि' એ શબ્દો સ્પષ્ટ સૂચવે છે કે ચાર અર્થોમાંનો એક પણ અર્થ સાધે ( અન્ય ત્રણની ઉપેક્ષા કરીને ) તોપણ કાંઇક અંશે જીવન સફલ થયું કહેવાય, બેશક નિરર્થક ગયું તો ન જ કહેવાય !

આ શ્લોક કોઇ સ્મૃતિ વા ધર્મગ્રન્થમાંનો છે તેની મને માહિતી નથી. મેં તો ડૉ. ભાણ્ડારકરની 'સેકન્ડ બુક' ના સમાસના પાઠમાં વાંચ્યો હતો. મૂળમાં પૂર્વાપર સમ્બન્ધને લીધે અનુકૂળ અર્થ ઘટી શકે છે કે નહિ તે સમજાતી, આપના સુઘટિત સિદ્ધાન્તમાં એને

સ્થાન આપી શકાશે કે નહિ, અને આપી શકાય તો કેવી રીતે–તે વિષેનું સમાધાન કરવા આપને વિનતિ કરૂં છું.

આ શંકાપત્ર (ચર્ચાપત્ર નહિ) આપને હરકત ન હોય તો પ્રસિદ્ધ કરવા કૃપા કરશો.

નડીઆદ. }
તા. ૨૭–૫–૧૧ } સાકરલાલ અમૃતલાલ દવે.

---

*** લેખ બે ધોરણે લખાય છે: શાસ્ત્રીય પૂર્ણતા, અને વ્યવહાર ઉપયોગિતા. અમારા માઘના અંકમાં પ્રસિદ્ધ થએલા 'પુરુષાર્થ' સંબન્ધી લેખમાં અમે શાસ્ત્રીય પૂર્ણતાની દરકાર ન રાખતાં, વ્યવહાર ઉપયોગિતા ઉપર વિશેષ લક્ષ રાખીને, આપણા જનસમાજમાં આજ કાલ ધર્મ અર્થ અને કામનો જે વિશ્લેષ જોવામાં આવે છે તે સામે ચેતવણીરૂપે એ લેખ લખ્યો હતો—અને તેથી, એ ત્રિવર્ગ પૈકી એકાદ પુરુષાર્થ પણ જે સાધે તેનું જીવન પણ કાંઇક અંશે સફળ થયું ગણાય કે કેમ એ પ્રશ્ન અમે બાજુ પર રહેવા દીધો હતો. કારણ કે બિલકુલ સફળ થયું ન ગણાય એમ કહીએ તો તે પત્થરના જીવન કરતાં પણ અર્થ-પરાયણ કે કામપરાયણ કે કેવળ માળા ફેરવ્યા કરનાર–જપપરાયણ–પુરુષનું જીવન ઊતરતું છે એમ કહેવા સમાન થાય: અને આ સિદ્ધાન્ત ભાગ્યે જ સ્વીકારાય. પણ તે સાથે જો એમ કહીએ કે આવું જીવન પણ કાંઇક અંશે સફળ થયું માનવું જોઇએ તો—તે અલ્પ સન્તોષ પ્રશંસાના અર્થમાં લેખાઈ—વર્તમાન સમયના જે દોષ સામે અમે અમારો લેખ નિર્માયો હતો તે જ દોષનો અમે થોડોક પણ સત્કાર કર્યો કહેવાય: અને આમ ઉદ્દેશને વિઘાતક નિરૂપણ કર્યું ગણાય.

પરંતુ હવે રા. સાકરલાલે ઉપરનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે તો એ સંબન્ધી બે શબ્દો–અમારા મતાનુસાર, પ્રથમ દર્શાવેલા અમારા સિદ્ધાન્તને બાધ ન આવે તેવી રીતે, અમે લખીએ છીએ.

અમારો યથામતિ સિદ્ધાન્ત એવો છે કે મનુષ્ય જન્મીને જે તદ્દન નિર્ધન રહ્યો, જેણે સંસારનું કાંઇ પણ સુખ ભોગવ્યું નહિ, જેણે પ્રભુને પણ જાણ્યો નહિ–એવા માણસનો જન્મ તો બેશક નિરર્થક ગયો સમજવો: અને તેવા જન્મને રા. સાકરલાલે ટાંકેલા શ્લોકમાં 'અજાગલસ્તન' કહેતાં બકરીના આંચળની જે ઉપમા આપી છે તે બરાબર છે. પણ બક-રીના આંચળ અને વરૂની દાઢ વચ્ચે શું પસંદ કરવું એ એક જુદો પ્રશ્ન છે. કદાચ એમ કહેવામાં કે આ વિશ્વની વ્યવસ્થામાં વરૂની દાઢને સ્થાન છે, પણ બકરીના આંચળને સ્થાન નથી. પણ વિશ્વના સ્વરૂપનું ચિન્તન કરતાં જણાશે કે વસ્તુતઃ તો એમાં બેમાંથી એકેને સ્થાન નથીઃ નિરુપયોગીને નથી, સ્વાર્થીને પણ નથી. જે અર્થ અને કામ માટેના પોતાના

ઉદ્યોગને ધર્માનુસારી કરી શકે છે—એવા મનુષ્યને જ વિશ્વમાં વિરાજવાનો અધિકાર છેઃ અને તેથી સર્વ વિશ્વની પ્રવૃત્તિ વિશ્વમાં, "पुरुष एवेदं सर्वं...यद्भव्यम्" એ સૂત્રાનુસાર, 'પુરુષ'રૂપતા સાધવાની છે. મનુષ્ય આગળ અત્યારે ચાર પુરુષાર્થ ઉપસ્થિત થએલા છેઃ ધર્મ અર્થ કામ અને મોક્ષ—અને પહેલાને અને છેલ્લાને એકત્ર કરીને બોલીએ તો ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગ. એ સર્વનો મનુષ્યજીવનમાં યોગ્ય સમન્વય થાય તો તો ઠીક; કારણ કે જન્મીને કેવળ ધનના ઢગલા કરવા, કે પારકે પૈસે માત્ર ચેનબાજી ઉડાવવી, કે પારકાના ધનનો રોટલો ખાઈને સંસારના સર્વ સુખથી વિમુખ રહી એક ગુફામાં માત્ર માળા જ ફેરવ્યા કરવી, એમાં મનુષ્યજન્મની સફળતા થતી નથી. પત્થરની—સર્વપુરુષાર્થદૃષ્ટિરહિત—સ્થિતિ કરતાં તો બેશક આ પણ વધારે સારી. પણ અત્યારે જો આપણી સ્થિતિ પત્થરની નથી અને મનુષ્યની છે, તો મનુષ્ય તરીકેની સ્થિતિમાં ખરી સાર્થકતા શેમાં રહેલી છે એ જ જોવાનું છે. એને એ રીતે જોતાં, અપુરુષાર્થક કે એકપુરુષાર્થક જીવન બંને અનિષ્ટ છે. જ્યાં બંને અનિષ્ટ છે ત્યાં કયું વધારે અનિષ્ટ છે એનો નિર્ણય વ્યવહારોપયોગી નથી—સાપ કરડ્યે મરાય અને વીંછી કરડ્યે ન મરાય, એટલાથી કોઈ વીંછી આગળ આંગળી ધરવી ઇષ્ટ ગણાશે નહિ. પણ હવે શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં, અપુરુષાર્થક જીવન કરતાં એકપુરુષાર્થક જીવન સારૂં ખરૂં કે કેમ એ વિચારીએ. એનો ઉત્તર એ જણાય છે કે પશુ પંખી અને વૃક્ષ પાષાણાદિકથી મનુષ્યજીવન ઉંચું છે એ જો સિદ્ધ છે, તો અપુરુષાર્થ જીવન કરતાં થોડા ઘણા પણ પુરુષાર્થવાળું જીવન વધારે સારૂં એમાં શક નહિ બલ્કે એમ પણ કહી શકાય કે અમે સિદ્ધાન્તલેખમાં બતાવ્યો તેવો વિવિધ પુરુષાર્થનો સમન્વય, એ મનુષ્યની માત્ર ભાવનારૂપ હોઈ, વ્યવહારમાં નજરે પડતો નથી. મનુષ્યમાત્રમાં ત્રિવર્ગ પૈકી એકાદ પુરુષાર્થ બીજા પુરુષાર્થ કરતાં વધારે પ્રબળ હોય છે, અને એનાથી એ માણસનું વ્યક્તિત્વ—વ્યક્તિ તરીકેનું વિશિષ્ટ સ્વરૂપ, લક્ષણ, જેને અંગ્રેજીમાં એની 'character' તથા 'individuality' કહે છે—તે બંધાય છે. આવી વિશિષ્ટતા જગત્‌ના સઘળા ઐતિહાસિક મહાપુરુષોનું તેમ જ મહાભારત શેક્સપિયર આદિના કથાપુરુષો(Heroes)નું લક્ષણ હોય છે. એવા પુરુષો હમેશાં સારા જ હોય છે એમ નથી—અને તેથી તેઓનું જીવન મનુષ્ય તરીકેની આપણી ભાવનામાં અનુકરણીય દૃષ્ટાન્ત રૂપે મૂકી શકાતું નથી. પણ સારા ન હોય ત્યાં તે મહાન હોયઃ જુવો પ્રસિદ્ધ ઇતિહાસકાર ફ્રુડે બીકન્સફીલ્ડના જીવનચરિતને અન્તે 'Great' (મહાન) અને 'Good' (સારા) વચ્ચે બતાવેલો ભેદ. તેઓનો એકાદ દોષ તેમના આખા જીવનને વિનાશપર્યવસાયી ('tragic') બનાવી દે; તેઓનો એકાદ ગુણ તેઓની જગત્‌માં વિજયપતાકા (success) ફરકાવે. પણ મનુષ્યજીવન આમ વિજયપતાકા ફરકાવવા માટે નથી—એનો હેતુ નટની માફક વાંસ ઉપર ચઢી સમસ્ત જગત્‌નું પોતા તરફ ધ્યાન ખેંચવાનો નથી. એ તો એક અત્યન્ત પવિત્ર પદાર્થ છે, અને તે ગરીબની ઝુંપડી તેમ જ રાજાના મહેલમાં સરખી રીતે સફળ થઈ શકે છે. વળી જેમ જગત્‌માં સર્વ પુરુષાર્થના યોગ્ય સમન્વય સંપૂર્ણ રૂપમાં નજરે પડતો નથી, તેમ એમનો વિશ્લેષ પણ તદ્દન બની શકતો નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે. કેવળ એકપુરુષાર્થક જીવન અશક્ય છે. જે જન પૈસા એકઠા કર્યા કરે છે તે પણ કાંઈક તો એનો સુખ ભોગવવામાં ઉપયોગ કરે છે જ, અને પોતાના પિંડ

ઉપરાંત કાંઈ નહિ તો કુટુમ્બના માણસોનો પણ એનો લાભ આપવા પૂરતો ધર્મ આચરે છે જ. તે જ પ્રમાણે કામપરાયણ—ઐશઆરામી—માણસમાં પણ અન્ય બે પુરુષાર્થનો કાંઈક સંબન્ધ તો છે જ. માટે એક જ પુરુષાર્થ સિદ્ધ કરે તેવું જીવન સફળ ખરું કે નહિ એ પ્રશ્નનો ઉત્તર એ નીકળ્યો કે—એવું જીવન શક્ય જ નથી; બીજું, એવું જીવન કાંઈક કાર્ય તો ઉપજાવે છે જ એ અર્થમાં એને 'સફળ' કહેવું હોય તો કહો.* બાકી ઇષ્ટતાના અર્થમાં તો એને 'સફળ' નહિ જ કહેવાય. જો આપણને મનુષ્યજીવન પ્રાપ્ત થયું છે, અને મનુષ્યજીવનના ધર્મ અર્થ અને કામ ત્રણ પુરુષાર્થ છે, તો એ ત્રણે પુરુષાર્થ સાધવા અને એમનો વિરોધ આવે ત્યાં તેઓનો યોગ્ય સમન્વય કરવો એ જ ખરું કર્તવ્ય છે.

એક દૃષ્ટાન્તથી અમારું તાત્પર્ય સમજાવીએ:—

અપુત્ર ગૃહસ્થાશ્રમ શાસ્ત્રકારોએ વ્યર્થ કહ્યો છે, પણ ભાઈઓને મારીને ગાદી પચાવી પડનાર ઔરંગઝેબ જેવા પુત્રથી કયો પિતા પોતાને 'પુત્રી' માનશે?—અર્થાત્ પોતાનો ગૃહસ્થાશ્રમ પુત્રની બાબતમાં સફળ થયો ગણશે? એવો પુત્ર તો પિતાને બન્ધ જ કરે, બન્ધમાં જ નાંખે, વિનાશ જ પમાડે. એવા 'પુત્રી' થવા કરતાં તો 'અપુત્ર' જ રહેવું વધારે સારું એમ કહીએ તો ચાલે. બાકી, સંપૂર્ણ શાસ્ત્રીય સત્ય બળવાને બોલીએ તો— પુત્રોના પરસ્પર કલહથી અને એકના જોરજુલમથી રાજ્ય પાયમાલ થઈ જાય; વિના પુત્રે વંશ ઉચ્છિન્ન થઈ જાય, રાજ્ય અંધકારથી છવાઈ જાય; પુત્રો પોતાના ભાગ વ્હેંચી લઈ સ્વતન્ત્ર થઈ જાય તો તેથી રાજ્યનું બળ ઘટી જાય—માટે ખરી રાજ્યનીતિ એ છે કે જ્યેષ્ઠ પુત્રને યૌવરાજ્યનો અભિષેક કરી એની પ્રેમાળ છાયા નીચે બીજા ભાઈઓને રાજ્યવહીવટમાં ભાગ આપવો. પણ વર્તમાન સમયમાં તો નવી શિક્ષણપદ્ધતિરૂપી કૈકેયીએ જ્યેષ્ઠ પુત્ર ધર્મમૂર્તિ રામને દેશવટો જ અપાવ્યો છે! પણ એ બિચારી જાણતી નથી કે રામને વનમાં ભટકવા દઈ ભરત રાજ્ય કરે એવા અધર્મી નથી; જ્યાં સુધી રામ અયોધ્યામાં પ્રવેશ નહિ કરે ત્યાં સુધી ભરત એમાં પગ મૂકનાર નથી,—ધર્મ વિના દેશ ધન-ધાન્ય-સમૃદ્ધિથી કદી પણ ભરાતો નથી.

તન્ત્રી.

---

* કેટલાક શબ્દો ક્રમે ક્રમે સારા અર્થમાં અને કેટલાક ખરાબ અર્થમાં વપરાતા લાગે છે: 'અર્થ'—'ફલ'—ઇત્યાદિ શબ્દનો અર્થ માત્ર 'ઉદ્દેશ્ય પદાર્થ' 'પરિણામ' એટલો જ ન થતાં સારો ઉદ્દેશ્ય પદાર્થ, સારું પરિણામ, એવો થવા માંડ્યો છે—અને તેથી જ્યાં આપણે 'સાર્થક' કે 'સફળ' શબ્દ વાપરીએ છીએ, ત્યાં એ 'અર્થ' અને 'ફળ'માં સારાપણાનો ભાવ પણ સાથે જ જણાવીએ છીએ.

# વિજ્ઞાનશાસ્ત્ર માટે પારિભાષિક શબ્દો.

દિન પ્રતિદિન યુરોપના સામાન્ય વિચારોમાં વિજ્ઞાનશાસ્ત્રની અસર જણાતી જાય છે. આ વિચારોનું પ્રબળ હિંદુસ્થાનમાં વધવાથી એને માટે યોગ્ય પારિભાષિક શબ્દોની જરૂર ઘણી જણાય છે. આ ઉપરાંત રસાયનશાસ્ત્રથી ચાલતા ઉદ્યોગોમાં વપરાતાં રસાયનોનો બહોળો વેપાર ચાલે છે અને વેપારી લોકો આ રસાયનોનાં ઇંગ્રેજી નામ પોતાની ભાષામાં કાયમ રાખે છે. આમાં કાંઇ નવિન નથી. મુસલમાન વખતમાં યુનાનિશાસ્ત્રને આધારે બતાવેલા ગંધકના તેજાબને ગંધકકા અત્તર કહેતા. આ શબ્દ સંસ્કૃત ગંધક અને ઇરાની 'અત્તર' ઉપરથી નિકળેલો છે. હાલના બજારમાં ગંધકકા અત્તર કોઇ ભાગ્યેજ સમજી શકે. 'સૅલ્ફ્યુરીક' શબ્દ એને બદલે સામાન્ય રીતે વપરાય છે. બીજા દેશની ભાષાઓની અસર ધીમે ધીમે વેપારને લીધેજ થઇ છે. મૂળ શુદ્ધ ભાષા જાળવવાનો વિદ્વાનોનો ગમે તેટલો પ્રયાસ હોય પરંતુ જન સમાજમાં બોલાતી સામાન્ય ભાષા કેટલાક ફેરફારો પછી ભવિષ્યની ભાષા થાય છે. આ ફેરફાર સામાન્ય ભાષામાં વિદ્વાનોની ભાષા ભળવાથી થાય છે.

વેપારને લીધે બીજા દેસના સમાગમથી ભાષામાં ફેરફાર થતો જાય એ સ્વાભાવિક છે અને જ્યારે કેટલાક વિચારો દર્શાવવાને આપણી ભાષામાં શબ્દો ન હોય તો અન્ય ભાષાના શબ્દો વપરાય છે.

ઇરાની ભાષામાં મોરથુથુને 'નીલાતુતિઆ' કહે છે, હીરાકશીને 'હેરાતુતિઆ' કહે છે અને સફેદ તુતિઆએ 'જસત તુથ' નીલા હીરા અને સફેદ એ શબ્દો એ પદાર્થના રંગ ઉપરથી વપરાય છે અને 'તુતિઆ' એક તરેહના પદાર્થો બતાવવા વપરાય છે. 'તુતિઆ' શબ્દ કેવળ ઇરાની ભાષાનો છે કે કોઇ અન્ય ભાષામાંથી આવ્યો છે એ જાણવું કઠણ હતું. હિંદુ રસાયનશાસ્ત્રના સંસ્કૃત પુસ્તકોના સંશોધન ઉપરથી જણાય છે કે આ શબ્દ સંસ્કૃત 'તુત્થ' ઉપરથી નિકળ્યો છે. મોરથુથુ એ મયૂરતુત્થનો અપભ્રંશ છે. મયૂર શબ્દ લગાડવાનું કારણ એનો મોરના ગળા જેવો રંગ દેખાવાનું છે. એક સમય એવો હતો કે ખાસ કરીને પારાની દવાઓનું જ્ઞાન હિંદુ વિદ્વાનોને સારું હતું અને આ જ્ઞાનનો લાભ લેવા ઇ. સ. આઠમી સદીમાં ખલીફાએ કેટલાંક પુસ્તકોનું ભાષાંતર કરાવ્યું હતું. આમાં સુશ્રુત, ચરક, અને વાગ્ભટનું પણ ભાષાંતર થયું છે. આ સમયમાં ઘણા સંસ્કૃત શબ્દો ઉચ્ચાર વિગેરેના અપભ્રંશ સાથે ઇરાનમાં તેમજ બગદાદમાં વપરાતા હશે. જ્યારે એક દેશના વિચારો આપણે કબુલ રાખીએ અને આપણી ભાષામાં એ વિચારો દર્શાવવાને ઘણુંજ કૃત્રિમ શબ્દો વાપરવા પડે અને તે પણ સંચિત અર્થ દર્શક ન હોય તો અન્ય ભાષાના શબ્દો લેવાનો કાંઇ પણ વાંધો રહેવો ન જોઈએ.

વિજ્ઞાનશાસ્ત્રમાં કેટલીક વખત એક શબ્દનો અર્થ જ્ઞાનની વૃદ્ધિ સાથે બદલાતો જાય છે. અંગ્રેજી 'Salt'ના અર્થના ઇતિહાસમાં રસાયનશાસ્ત્રના ઘણા ઇતિહાસનો સમાવેશ થાય એ કાંઇ અતિશયોક્તિ નથી. કેટલાક શબ્દોનો અર્થ ધીમે ધીમે સંકુચીત થઇ એકજ વિચાર દર્શાવવામાં વપરાય છે. કોઈ પણ એકાળે એ અર્થ દર્શકનો મતો હતો. ધાતુ ગાળવામા

કેટલાક પદાર્થો એવા વપરાય છે કે તે ધાતુના પત્થરનો કચરો પોતામાં ઓગળી લઇ સ્વચ્છ ધાતુને નીચે રહેવા દે આ ક્રિયા સંસ્કૃત વિદ્વાનોને આવડતી અને એમાં વપરાતા પદાર્થોને દ્રવક કહેતા. જેમ રસાયનનું જ્ઞાન વધતું ગયું અને જેમ જેમ તેજાબનો ઉપયોગ પશ્ચિમના સંબંધથી હિંદુસ્થાનમાં વધતો ગયો તેમ તેમ એને માટે એક શબ્દની જરૂર પડતી ગઇ અને દ્રવક શબ્દ વાપરવામાં આવ્યો. ડો. પી. સી. રાય લખે છે કે. 'We have seen all along that in the older works Dravaka was used in the sense of a solvent or flux but never in the sense of a mineral acid. The term Dravaka has been expressly coined to do duty for the mineral acids.' પાછળથી દ્રવકને બદલે શંખદ્રવક ( અર્થાત શંખ છીપ આદિ ઓગળી શકે તે ) તેજાબને માટે વપરાવવા લાગ્યો. આ શબ્દ એક ગુણ સૂચક છે- ફટકડી સિંધવ વિગેરે પદાર્થોમાંથી નિકળતા સર્વ જાતના તેજાબો માટે આ એકજ શબ્દ હતો. પાછળથી ' ધાતુ ક્રિયા ' નામના ઇ. સ. સોળમી સદીમાં લખાયલા સંસ્કૃત ગ્રંથમાં ગંધકના તેજાબનું નામ એમાં રહેલા એક ગુણને આધારે આપવામાં આવ્યું. દાહ જલક અર્થાત્ જે પાણી બાળી શકે તે. આ એનું લક્ષણ છે.

આયુર્વેદ પ્રમાણે રસનો અર્થ વૃક્ષનોરસ થતો. તાંત્રિક સમયમાં પારો પ્રવાહિ હોવાથી એને રસ કહેવા લાગ્યા અને એ ઉપરથી રસાયન શબ્દ નિકળ્યો.

રસાયન શાસ્ત્રના કેટલાક શબ્દોનો ઉપયોગ કેમ થાય અને કેટલાક નવિન શબ્દો અમુક નિયમને આધારે કેવી રીતે બનાવાય તે જોઈએ.

લગભગ ઇ. સ. ની સોળમી સદી સુધી હિંદુસ્થાન અને અન્ય દેશોમાં રસાયનશાસ્ત્રનો લગભગ એક સરખો વધારો થતો હતો એક બીજાના વિચારો સ્વતંત્ર રીતે દેશોમાં પ્રસરતા. આ વિચારો દર્શાવવાને આપણે જોયું તેમ સ્વભાષાના શબ્દને અભાવે અન્ય ભાષાના શબ્દો વપરાતા અથવા કોઇ લક્ષણને આધારે નવા શબ્દો બનાવવામાં આવતા. અનેક કારણોને લીધે ત્યાર પછી પશ્ચિમમાં રસાયનશાસ્ત્રની વૃદ્ધિ થઈ અને ત્યાંના વિચારો આ દેશમાં ત્રણસે વર્ષ પછી આવવા લાગ્યા. પરિણામે નવા શબ્દોની આપણને ઘણીજ જરૂર પડી છે.

હિંદુસ્થાનમાં વૈદકશાસ્ત્રના અંગે રસાયન શાસ્ત્રનો ઉદય થયો હતો પણ આ શાસ્ત્રિય નહોતું. છતાં કેટલાક પદાર્થોનાં નામ જુનાં પુસ્તકો ઉપરથી મળી શકે છે. તેનો હાલના અર્થમાં ઉપયોગ થઈ શકશે કે કેમ એ જોઇશું.

લવણ શબ્દ સંસ્કૃતમાં 'Salt'ના અર્થમાં વપરાય છે. સૌવર્ચલ, સિંધવ આદિ પાંચ લવણો એમ લવણના વિભાગ છે. મીઠાને સમુદ્રલવણ કહે છે.

'Salt'ના જેવો બીજો સામાન્ય શબ્દ 'Acid' છે. આનો અર્થ તેજાબ છે. હાલના રસાયન શાસ્ત્ર પ્રમાણે એક રીતે તેજાબના બે ભાગ છે. એકને 'Mineral acid' કહે છે બીજાને 'Organic acids' કહે છે. પણ ખરું વૃક્ષના રસોમાંથી 'Organic acids'

નિકળે છે. આ એને માટે જુદા જુદા શબ્દો મળી આવે છે. તેજાબના ઉપયોગ પહેલાં આંબલી, લીંબુઆદિ ફળોમાં રહેલી ખટાશનો ઉપયોગ કરવામાં આવતો. આમાં રહેલી acid ખટાશ 'organic'ને સીધે છે. આ ખટાશને સંસ્કૃતમાં આમ્લ કહે છે. તેજાબ (mineral acids) ને દ્રવક કહે છે. આથી 'Acids'ના બે ભાગો માટે જુદા જુદા શબ્દો વાપરી શકાય. 'organic acid માટે આમ્લ અને mineral acid માટે દ્રવક.

'*Alkali*' એ રસાયન શાસ્ત્રનો સામાન્ય શબ્દ છે. આનું સંસ્કૃત ક્ષાર છે. ક્ષારના બે ભાગ કરવામાં આવ્યા છે. એકને દાહકક્ષાર અને બીજાને મૃદુક્ષાર કહે છે. ઝાડને બાળીને બનતી રાખને વૃક્ષક્ષાર કહે છે. મૃદુ ક્ષાર બનાવવાની રીત ઉપરથી લાગે છે કે એમાં 'carbonate'નો ઘણો ભાગ રહેલો છે તેમ વૃક્ષક્ષારમાં 'Potassium'નો ભાગ સારી રીતે રહેલો હોય છે. મૃદુ ક્ષારના પાણીમાં ચુનો નાખી ઉકાળવામાં આવે અને એ પાણી નીતારી એને ઘટ કરવાને ઉકાળવામાં આવે તો એ પાણીને સંસ્કૃતમાં દાહકક્ષાર કહેછે, દાહકક્ષાર એ કેવળ ' Alkale ' છે. આથી ' Carbonate 'નો અર્થ મૃદુક્ષાર અને Alkaliનો અર્થ દાહક ક્ષાર કરીએ. તેમ ચુનાનું પાણી એમોનીઆ વિગેરે પદાર્થોમાં ક્ષારનું લક્ષણ હોય તે સર્વેને ક્ષાર કહીએ.

હિંદુ રસાયન શાસ્ત્રમાં એક પદાર્થ બનાવવાની ઘણી રીતો આપેલી છે અને કેટલીક વખતે આ પદાર્થો એક હોય છતાં ભૂલથી ભિન્ન ગણવામાં આવ્યા છે. મારેલી ધાતુ (મૃત) એ શબ્દ ઘણોજ વપરાય છે. ધાતુ મારવામાં ગંધક વાપરવામાં આવે છે આથી મળેલી ધાતુ ગંધક અને ધાતુનો પદાર્થ થાય અને અંગ્રેજીમાં Sulplide કહે છે. તાંબાને ગંધકથી મારવામાં આવે છે ત્યારે તામ્રપર્પટિ થાય છે તેવીજ રીતે પારામાંથી રસપર્પટિ થાય છે. આથી sulplide નો અર્થ પર્પટિ કરીએ. પર્પટિ પ્રયોગશાળામાં બનાવી શકાય પણ પર્પટિ જેવા ખનિજો નિકળે છે. દાખલા તરીકે Copper pyrites એ ત્રાંબા અને ગંધકના મિશ્રણથી થયેલો ખનિજ છે. આને સંસ્કૃતમાં માક્ષિક કહે છે. માક્ષીકના બે ભાગ છે. શ્વેત અને પીત પીતમાક્ષીક એ *Iron hyrites* છે. આથી pyrites અથવા 'sulphids' વાળા સર્વ ખનિજોને માક્ષિક કહીએ અને એના ભેદાઓનાં રંગ ઉપરથી અથવા ધાતુ ઉપરથી કરાય જેમકે Copper pyriteને શ્વેત માક્ષિક અથવા તામ્ર માક્ષિક નામ અપાય.

ભસ્મ શબ્દ હિંદુસ્થાનમાં સામાન્ય રીતે વપરાય છે. આ શબ્દ એક પદાર્થ સૂચવતો નથી. હિંદુ રસાયન શાસ્ત્રિઓના મત પ્રમાણે પારાની ચાર જાતની ભસ્મ છે. કૃષ્ણ ભસ્મ, રક્તભસ્મ શ્વેતભસ્મ, પીતભસ્મ. કૃષ્ણભસ્મ એ sulphile ( પર્પટિ ) છે. રક્તભસ્મ એ રસસિન્દુર ( Vermilion ) છે શ્વેતભસ્મ એ રસકપૂર ( chloride ) છે અને પીતભસ્મ એ એક 'oxide' છે આથી ભસ્મ 'oxide'ના અર્થમાં અથવા chlorideના અર્થમાં વપરાય નહિ. એથી આ શબ્દ કેવળ વહેમો છે. પણ 'oxide' ને માટે એક શબ્દ મળી શકે. ધાતુઓને તપાવવાથી રહેલી ભસ્મ ( calx ) ને કુસુમ કહે છે. આથી oxideનો અર્થ કુસુમ કરીએ અને કોઇ ધાતુને એકથી વધારે 'oxide' હોય તો તેના રંગ ઉપરથી

એના ભેદ પાડી શકાય. દાખલા તરીકે તાંબાના 'oxide'ને તામ્રકુસુમ કહીએ પણ બે 'Oxide' છે એક રક્ત અને એક કૃષ્ણ એથી એકને રક્તકુસુમ અને બીજાને કૃષ્ણ કુસુમ કહેવાય.

Sulphate શબ્દ રસાયનશાસ્ત્રનો સામાન્ય શબ્દ છે. આનો અર્થ મયૂરતુત્થ ઉપરથી તુત્થ કરીએ. ધરાની ભાષામાં તુતિઆ શબ્દ દરેક ધાતુના 'sulphate' ને માટે વાપર્યો છે તેમ આપણે તુત્થ વાપરીએ.

હિંદુ રસાયન શાસ્ત્રમાં એક 'chloride'નો સામાન્ય ઉપયોગ થાય છે આ રસકપૂર (calomel) છે. રસ એટલે પારો અને કપૂર શબ્દ એ લગાડવાનું ખાસ કારણ એનો સફેદ રંગ છે. કપૂર શબ્દ બધા 'chloride' માટે વપરાય નહિ. આથી ' chloride ' માટે એક શબ્દ શોધવાનો પ્રયાસ કરીએ.

રસાર્ણવમાં ભૈરવે ધાતુ મારવાની એક રીત બતાવી છે. ભૈરવે કહ્યું 'હીરાકશી, સિંધવ, માક્ષિક સૌવિર મરી પીપર અને સૂંઠની ભુકી, ગંધક, શૈલગૈળ આવળીનો રસ આ બધાને વર્જ કન્દના મૂળનાં રસમાં પલાળવાથી વિડ થાય છે આનાથી ધાતુ મારી શકાય છે.'

વિડ ઉપર ટીકા કરતાં ડૉ. રૉય લખે છે કે At the same time we should remember that Rasarnava and similar other works lay stress upon 'Vida' in which aqua regia may be said to be potientally present and which is fitly described as capable of killing all the metals.

આથી સ્પષ્ટ થાય છે કે વિધ્ન ઉપયોગથી 'chloride' બને છે અને એ રીતે બધી ધાતુ મારી શકાય. આથી થતા પદાર્થને વિડ કહિએ. જો આપણે ' chloride ' ને વિડ કહિએ તો વિડ જાત *chlorine* માટે વપરાય.

ઇતિહાસની દૃષ્ટિથી જોતાં 'વિડ' અને વિડ જાત chloride અને chlorine ને માટે વાપરવા યોગ્ય છે. પ્રત્યેક શબ્દમાં બનતાસુધિ એના ઇતિહાસનો સમાવેશ થવો જોઈએ. વિડ શબ્દ વાપરતાં આપણને જ્ઞાન થાય કે આ જાતનું મિશ્રણ પહેલાં ધાતુ મારવામાં વપરાતુ અને એમાંથી chloride બને છે.

અગ્નિજનાં નામ સંસ્કૃતમાં તેના પ્રદેશ ઉપરથી આપવામાં આવે છે. આ પદ્ધતિ હાલમાં પણ વપરાય છે. પારા અને ગંધકના મિશ્ર અગ્નિજને (cirynahar) દરદ કહે છે. રસરત્નસમુચ્ચયમાં લખ્યું છે "અગ્નિના મુખમાંથી પારો દરદ પ્રદેશમાં ગયો અને ત્યાં હમેશાં રહ્યો છે' દરદની આ ઉત્પત્તિ દેખાડે છે. ફટકડી ને સંસ્કૃતમાં સૌરાષ્ટ્રની અર્થાત્ સૌરાષ્ટ્રમાં ઉત્પન્ન થયેલી કહે છે. ડૉ. રૉય સૌરાષ્ટ્રનો અર્થ સુરત કરે છે પણ ઘણું કરીને કાઠીઆવા-

હતા સૌરાષ્ટ્ર પ્રાન્ત માટે આ શબ્દ વપરાયો લાગે છે. શિલાજીતનો શુદ્ધ શબ્દ શિલાજતુ અર્થાત પર્વતમાંથી ઉત્પન્ન થયેલો લાખ છે. આ રીતે કેટલાક ખનિજો માટે શબ્દ શોધી કહાડતા સરલ પડે.

અણુ ( Molecule ) અને પરમાણુ ( Atom ) એ બે શબ્દો સામાન્ય રીતે રસાયન શાસ્ત્રમાં વપરાય છે. પરંતુ હાલના રસાયનશાસ્ત્રમાં દ્રવ્ય ( matter )ની સ્થિતિ સૂચવનાર બીજા બે શબ્દો વપરાય છે એક Ion ( આયન ) અને બીજો election ( ઇલેક્ટ્રોન ). આ બે શબ્દો અને પરમાણુનો અન્યોઅન્ય સંબંધ જોઈ તેમનો યોગ્ય અર્થ કરવાનો પ્રયાસ કરીએ. ઇલેક્ટ્રોન વિદ્યુતકણ છે એ હાલનો મુખ્ય સિદ્ધાન્ત છે. 'આયન' એ પરમાણુનું એક સ્વરૂપ છે. પરમાણુમાં એક વિદ્યુતકણ ઉમેરાય અથવા ઓછો થાય તો 'આયન' થાય છે. વિદ્યુત્ સહ પરમાણુના સમુહો પણ 'આયન' છે. બીજો એવો સિદ્ધાંત છે કે દરેક પરમાણુઓ વિદ્યુતકણોના બનેલા છે. પરમાણુ શબ્દ સંસ્કૃતમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ દ્રવ્યની સ્થિતિ બતાવનાર છે. આથી આપણે વિદ્યુત્કણને બદલે વિદ્યુત્ પરમાણુ કહીએ કારણકે હાલના શાસ્ત્રિય શોધન પ્રમાણે દ્રવ્યની આનાથી સૂક્ષ્મ સ્થિતિ જણાતી નથી અને તે વિદ્યુત્જ છે. માટે એને વિદ્યુત્ પરમાણુ કહીએ. ઉપર બતાવ્યા પ્રમાણે ' આયન 'માં વિદ્યુત્ સ્પષ્ટ રીતે રહેલી છે. ' આયન ' વિદ્યુત્ પરમાણુઓનું બનેલું છે તેથી એનો અર્થ વિદ્યુત્અણુ કરી શકાય. આવી રીતે ચાર શબ્દોના અર્થ આપી શકાય. Electron એટલે વિદ્યુત્ પરમાણુ 'Ion' એટલે વિદ્યુત્અણુ Atom એટલે પરમાણુ અને molecule એટલે અણુ.

આ પ્રમાણે જુદી જુદી રીતે આપણે અર્થ કરી શકીએ અને વિચાર દર્શાવવાને યોગ્ય શબ્દ ન મળે તો બીજી ભાષાના શબ્દો લેવા જોઇએ. વિજ્ઞાન શાસ્ત્રની વધતી જતી અસરને લીધે એવા પારિભાષિક શબ્દોનો અર્થ હોવો જોઈએ અને એ કોષ કરવામાં ઉપર બતાવેલી કેટલીક રીતો વાપરી શકાય. આ કોષ બનાવવામાં કેવળ ભાષાશાસ્ત્રિઓની મદદ લેવી બસ નથી પરંતુ વિજ્ઞાનશાસ્ત્રની જુદી જુદી શાખાઓના અભ્યાસ કરનારાઓની મદદ ઉપયોગી થઇ પડશે. Thermometreનો અર્થ શીતોષ્ણ માપક યંત્ર એ જરાક હાસ્ય જનક છે. કારણ કે વિજ્ઞાનશાસ્ત્રના મત પ્રમાણે શીત જેવું કાંઇ નથી. એથી એનો અર્થ ઉષ્ણતા માપક કરવો જોઇએ. આ અર્થ કરવામાં વિજ્ઞાનશાસ્ત્રની સહાય લેવી પડે છે. આ કોષ કરતાં બીજું એ ધ્યાનમાં રાખવાનું છે કે હિંદુસ્થાનના ગુજરાત સિવાય અન્ય ભાગમાંથી નિકળતા ખનિજોનાં નામ તે પ્રદેશનાં લેવાં જોઈએ કારણ કે આ કોષ એવો થવો જોઈએ કે એના સામાન્ય પ્રધાન શબ્દો તેમ ખનિજ વિગેરેના નામ આખા હિંદુસ્થાનમાં એકજ રહે.

( અપૂર્ણ. )

પર્જન્યરાય વૈકુંઠરાય એદ.

# લૉર્ડ મોર્લીના સુધારાનાં પ્રથમ ફરજંદો.

લોર્ડ મોર્લીના સુધારા અન્વયે બનેલી રાષ્ટ્રીય કાયદાસભામાં રૈયત પક્ષના પ્રતિનિધિઓ લોકહિતાર્થે કાયદામાં સુધારો કરવા પ્રયત્ન કરે એ સ્વાભાવિક અને અતિપ્રશંસાપાત્ર છે. ગુણ ગુણાનુસાર પરીક્ષા કરી તે પ્રયત્નોને ટેકો આપવા યા તે સામે થવા દરેક સમજુ માણસની ફરજ છે. હિંદી સરકાર ખાસ લોકોપયોગી કાયદાઓ યા તેમાં સુધારા કરવાની ફરજ સાધારણ રીતે પોતેજ બજાવી છે, અને તેથી રૈયત પ્રતિનિધિને કંઈ કાયદાનું બીલ રજુ કરવું પડે તેનો અર્થ એટલોજ સમજવો કે સરકારના સલાહકારોના અભિપ્રાયમાં તે બીલ પસાર કરવા સરકારને ખાસ ઉચિત લાગતું નથી.

( ૧. )

હાલમાં ઓનરેબલ મી. ગોખલે તરફથી ફરજીઆત પ્રાથમિક કેળવણીનું બીલ, ઓનરેબલ મી. ભૂપેન્દ્રનાથ બાસુ તરફથી લગ્નના કાયદાનું બીલ અને ઓનરેબલ મી. ઝીન્હા તરફથી વકફનું બીલ એ રીતે ત્રણ બીલો હાલમાં હિંદની રાષ્ટ્રીય ધારાસભા આગળ રજુ કરવામાં આવ્યાં છે. સરકારપક્ષનો બહુમત હોવાથી સરકાર જો આ બીલોને ટેકો આપે તો તે પસાર થવામાં કોઈ જાતનો વિલંબ કે વાંધો નડે નહીં. પરંતુ સરકાર હાલમાં તટસ્થ રહેવા માગે છે અને સાર્વજનિક મતને અનુસરીને ચાલવા પોતાનું વલણ દેખાડે છે. લોર્ડ કર્ઝન જેવા નામાંકિત રાજ્યદ્વારીએ લોર્ડ મોર્લી ઉપર આરોપ મુકેલો કે તેમના જેવા વિશાળ વિદ્વત્તાવાળાને પણ હિંદી રાજ્યસુધારાનાં ધોરણ ઘડવા ઓનરેબલ મી. ગોખલેનું હહાપણ ઉછીનું લેવું પડ્યું હતું. અને આ આરોપ દૂર કરવાં લોર્ડ મિંટો વીગરેને લંબાણના ખુલાસામાં ઉતરવું પડ્યું હતું. તો પછી ઓનરેબલ મી. ગોખલેના બિલમાં ભાગ્યેજ ભુલ હોય. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે કેળવણી તે જ્ઞાનચક્ષુ છે, અને જ્ઞાનચક્ષુની જરૂર ચર્મચક્ષુ જેટલી જ છે તેથી યુરોપની અને અમેરિકાની સુધરેલી દરેક પ્રજાએ ફરજીઆત પ્રાથમિક કેળવણીનું ધોરણ સ્વીકાર્યું છે, અને હિંદી સરકારે પણ તે ધોરણ આ દેશમાં કેવી રીતે દાખલ કરવું તે વિશે ઘણા ગંભીર વિચાર ચલાવ્યા છે. પરંતુ નાણાંની તંગીનેજ સબબે તે ધોરણ સ્વીકારવામાં હિંદી સરકારને અનિવાર્ય આડ આવે છે. અને તેથી હિંદી સરકાર જ આ ફરજ ઉપાડી લે તેવી વાટ જોઇએ તો વર્ષોનાં વર્ષ વીતી જશે આવી ખાત્રી દીર્ઘ દૃષ્ટિવાળા મી. ગોખલેની થવાથીજ તેમણે હાલનું બીલ ધર્યું છે. સરકાર જે કંઈ ખરચ કરે તે રૈયત ઉપરજ કર નાખીને પુરું કરે, અને જ્યારે સરકાર કંઇ જરૂરી ખર્ચ કરવા ના પાડે તો પછી વિચારવાળી રૈયતે તે ખર્ચ પોતે પોતાના ઉપર કર નાખીને કેમ કરી ન લેવું જોઇએ ? અને ધોરણ ખોટું છે એમ કોણ કહી શકે ? સ્વદેશી વસ્તુઓ મોંઘી મળે તો પણ તે જ ખરીદવી અને પરદેશી ન ખરીદવી એ દેશલાગણી હાલમાં જે સર્વત્ર ફેલાઈ છે અને ફેલાયા જાય છે તે શું ઉપલા ધોરણનું દૃષ્ટાન્ત નથી ? ઇંગ્લંડ કે જે સર્વેથી ઉદ્યોગમાં અગ્રેસર છે તે શિવાય દુનીયાનાં દરેક રાજ્ય પોતાના દેશના ઉદ્યોગના ઉત્તેજન માટે પરદેશથી આવતા માલ ઉપર ભારે જકાત નાંખે

છે. અને તેથી જો કે તે દેશના લોકોને પોતાના દેશનો માલ જરા જાસ્તિ કીમતે લેવો પડે છે તો પણ તેથી કરીને તે દેશના ઉદ્યોગ હુન્નરને ઉત્તેજન મળે છે, અને પરદેશની હરીફાઈથી તેમના દેશનો ઉદ્યોગ નાશ પામતો નથી. હિંદુસ્તાન જેવા ગરીબ અને ઉદ્યોગમાં પછાત દેશને આવા સંરક્ષણની ખાસ જરૂર છે, પરંતુ રાજકીય કારણોને સબબે હાલમાં તે આપણને મળી શકતું નથી. તેથીજ આપણે હિંદુસ્તાનવાસીઓ હાલમાં ધાર્મિક ફરજ સમજીએ છીએ કે સરકાર તરફથી પરદેશના માલ ઉપર કર નાંખીને આપણા ઉદ્યોગને ઉત્તેજન ન મળે તો પણ આપણે પોતે જ પોતાની મેળે દેશી માલની જાસ્તિ કિંમત આપીને યા તો હલકા દરજ્જાનો દેશી માલ ખરીદીને દેશી ઉદ્યોગને ઉત્તેજન આપવું.

તેવીજ રીતે હાલના બીલનું ધોરણ એ છે કે જો કોઈ મ્યુનીસીપાલેટી અગર લોકલ બોર્ડ યા સંસ્થા પોતે પોતાની મેળે કર નાખીને પોતાની હદના રહેવાસીઓને ફરજીઆત પ્રાથમિક કેળવણી આપવા ખુશી બતાવે તો તે મ્યુનીસીપાલેટી યા સંસ્થાને તેવી પરવાનગી સરકારે આપવી. આટલું જ મુખ્ય ધોરણ આ બીલનું છે. બીજી જે કંઈ બીના તેમાં છે તે તો વિગત બાબત છે. આ બિલથી પ્રજાનો કોઈ જાતનો હક જતો નથી તેમ કોઈ જાતની ફરજ પરાણે નાખવામાં આવતી નથી. જેની મરજી હોય તેવીજ મ્યુનીસીપાલેટી યા સંસ્થાને માટે આ બીલ છે. પોતાની માફકજ મ્યુનીસીપાલેટી જેવી જાહેર સંસ્થાઓ દેશકલ્યાણાર્થે આત્મભોગ આપવાનું ધોરણ સ્વીકારશે તેવાજ ઉચ્ચ ઉદ્દેશથી હાલનું બીલ ઓનરેબલ મી. ગોખલે એ રજુ કર્યું છે.

( ૨. )

ઓનરેબલ મી. જીન્હાનું બીલ તદ્દન જુદાજ પ્રકારનું છે. સમગ્ર હિંદી પ્રજાના હિત માટે નહિ પરંતુ પોતાની મુસલમાન કોમનાજ લાભાર્થે તે ઘડવામાં આવ્યું છે. સ્થાવર મિલકતને ધર્મદા હમેશને માટે આપવામાં આવે તેને મુસલમાન ધર્મશાસ્ત્રમાં ' વકફ ' કહેવામાં આવે છે. કોઈ સખ્સ પોતાના વંશજોના સ્વાર્થ માટે કાયદેસર વકફ કરી શકે કે નહિ તે સવાલ માટે મુસલમાન ધર્મશાસ્ત્રના ટીકાકારોમાં બે મત છે. એક મત પ્રમાણે પોતાના ફરજંદો માટે મિલ્કત હમેશના ભોગમાં નાંખવી તે ધર્માદા ગણાય છે, અને બીજો મત તેથી ઉલટત ઉલટો છે. હીંદુસ્તાનની હાઈકોર્ટોએ તથા નામદાર પ્રીવી કાઉનસીલે કુટુંબના હિત અર્થે કાયદેસર વકફ થાય નહિ તેવા ફેંસલાઓ કરેલા છે. અને આ ફેંસલાઓ મુસલમાન કોમને પસંદ નથી. એવા ધોરણ ઉપર ઓનરેબલ મી. જીન્હાએ હાલનું બીલ દાખલ કર્યું છે. આ બીલ પસાર થાય તો મુસલમાન જમીનદારો તેમની જમીનો પોતાનાં ફરજંદો અને કુટુંબનાજ ઉપભોગમાં આવે તેવી કાયમની વ્યવસ્થા કરવાને શક્તિમાન થાય. ચડતી પડતી એ કુદરતનો ઉલંઘન નહી થઈ શકે તેવો નિયમ છે. અતિ વિદ્વાન માણસોનાં ફરજંદો મૂર્ખ નીકળે છે અને બળવાન શરીરોના ઓલાદ કેટલેક વખતે કંગાલ થાય છે તો તે જમીન કે જેના ઉપર દુનીઆના જીવનનો મુખ્ય આધાર છે તે જમીન એકજ કુટુંબમાં હમેશાં જ રાખી મુકવામાં કાયદો મદદ કરે તે સાર્વજનિક હિત વિરૂદ્ધ છે. આ સિદ્ધાંત એટલો નિર્વિવાદ છે કે દુનીઆની સુધરેલી કોઈ પ્રજાએ હાલતા

બીલનું ધોરણ સ્વીકારેલું નથી. આ બિલ જો પસાર થાય તો તેથી હિંદુસ્તાનની તમામ કોમના હક અને હિતને ઘણી અસર થાય. મુસલમાન કોમના ગૃહસ્થોને પોતાની મીલકત પોતાના કુટુંબના હિત માટે વકફ કરવાની છુટ હોય તો તેમની જોડે વ્યાપારનો વ્યવહાર કરતાં બીજી કોમોને વિચાર ઘણો કરવો પડે. વળી મુસલમાન કોમની પાસે હાલ જે જમીન વીગેરે સ્થાવર મીલકત હોય તે મીલકત તેઓ પોતાનીજ કોમ માટે હમેશાં અલગ રાખી બીજી કોમોની જમીન સ્થાવર મીલકત સંપાદિત કરી શકે. આવું એકતરફી હકનું ધોરણ મીલકત સંબંધીના કાયદામાં દાખલ કરવું તે પણ દેશની આબાદીને નુકશાનકારક છે.

પરંતુ મુસલમાન કોમ પછાત છે અને તેની જોડે જ તેમની રાજ્યદ્વારી અગત્યતા ખાસ મહત્ત્વની છે. તેવા ધોરણની મોટા રાજ્યદ્વારી સખસો હાલમાં હિમાયતી કરે છે. તો તેઓએ એટલું તો યાદ રાખવું જોઇએ કે બીજી કોમને ફક્ત ઇનસાફની ખાતર એટલી બાંહ્યધરી મળવી જોઈએ કે નામદાર પ્રીવી કાઉનસીલના ડહાપણ ભરેલા ફૈસલામાં (ઇ. લો. રી. ૨૨ કલકત્તા પાનું ૬૧૯) જે કંઇ ફેરફાર કાયદાથી કરવામાં આવે તો તે ફેરફાર ફક્ત મુસલમાનની કોમનેજ લાગુ પડે અને તે ફેરફારથી બીજી કોમના હકને કંઇ પણ નુકશાન યા અસર સીધી કે આડકતરાતી થવી ન જોઇએ. પ્રીવી કાઉનસીલ ઇનસાફની સર્વેથી મોટી અદાલત છે અને તેની તરફ એટલી માનદૃષ્ટિએ અંગ્રેજો જુએ છે કે તે અદાલતના ફૈસલા રદ કરવાનો તેઓ કોઇ કાયદો ઘડવા સામે હમેશાં હોય છે. દાખલા તરીકે ગીરોનો અમલ કરવા દાવો લાવવાની મુદત સાઠ વરસની છે એવું હિંદુસ્તાનની સઘળી હાઇકોર્ટોએ સેંકડો ફેસલામાં ઠેરવેલું હતું. તે ધોરણ ભુલભરેલું છે એવું નામદાર પ્રીવી કાઉનસીલે થોડાકજ વખત ઉપર ઠેરવ્યું તેમ છતાં નવો મુદતનો કાયદો સને ૧૯૦૮ ની સાલમાં ઘડાયો ત્યારે હિંદુસ્તાનની સરકારે પ્રીવી કાઉનસીલના ફેસલાનુંજ ધોરણ કબુલ રાખ્યું અને ગીરોનો અમલ કરવાના દાવાની મુદત સાઠ વરસ નહીં રાખતાં ફક્ત બાર વરસજ રાખી. વળી કેટલાક મુસલમાનો પણ ઓનરેબલ મી. જીન્હાના બીલને ટેકો આપવો વ્યાજબી ગણતા નથી. આ સંજોગોને લીધે ઓનરેબલ મી. જીન્હાનું બીલ કોઈ દિવસ કાયદા તરીકે પસાર થશે જ નહીં એવી ભવિષ્ય વાણી કરતાં આંચકો ખાવાની ભાગ્યેજ જરૂર છે.

શિવાભાઇ મોતીભાઇ પટેલ.

# નવલરામ.

સ્વ. નવલરામ લક્ષ્મીરામ—આ નામ આપણાં મનમાં, હૃદયમાં, કંઇ પડઘા ઉત્પન્ન કરેછે ? એ ગંભીર મૂર્તિ આપણાં મનની નજર આગળ કદી ખડી થાયછે ? આપણે નવલરામને ભૂલી જવાનો અક્ષમ્ય અપરાધ કર્યો છે એમ કહેવામાં બહુ અસત્ય કે અન્યાય નથી.

આજથી છ સાત વર્ષ ઉપર નવલજયંતી કરવા માટે અમદાવાદની સાહિત્યસભાના ઉત્સાહી મંત્રીએ ધારણા કરી હતી—તે પ્રસંગ માટે નવલરામને વિશે એક લેખ તૈયાર કરવાની સૂચના મ્હને થઈ હતી. પરંતુ એ જયંતી થઈ નહિ અને એ લેખ લખાયો નહિ. એ ઊનતા મ્હારી તરફથી પૂરવાનો અલ્પ પ્રયાસ આટલે વર્ષે આજ કરુંછું.

વળી "ગુજરાત શાળાપત્રના" આ *સુવર્ણ મહોત્સવને પ્રસંગે નવલરામભાઈનું સ્મરણ આ પ્રકારે કરવું તે વિશેષ ઔચિત્યને અનુસરતું છે. શાળાપત્રના આ ૫૦ વર્ષના જીવનમાંથી એક તૃતીયાંશ કરતાં વધારે કાળ સુધી આ પત્રનો તન્ત્ર હેમના હાથમાં રહ્યો, અને એ તન્ત્ર હેમણે કેટલી વિદ્વત્તા, ગંભીરતા, અને સામર્થ્યથી ચલાવ્યો હતો તે વિચારીશું તો એ ઔચિત્ય દ્વિગુણું નજરે પડશે. શાળાપત્રના અધિષ્ઠાતાઓમાં નવલરામભાઈએ સર્વ રીતે અદ્વિતીય પદવી ભોગવીછે એ કહેવામાં અત્યુક્તિનો ભય નથી.

નવલરામભાઈની કર્તવ્યપ્રવૃત્તિ, મુખ્ય બે માર્ગમાં રોકાઈ હતી—(૧) સાહિત્યમાં અને (૨) સંસારસુધારામાં. પરંતુ બંનેમાં ઉત્સાહ તેમ જ ધીર વિચાર, નિર્ભયતા તેમ જ ઉદારતા, પોતાના સમયનું હિત તત્કાળ સાધવાની ઉત્કંઠા તેમ જ દૂરદર્શિતા,—એવા પરસ્પર વિરોધી અંશોના સુભગ સંમિશ્રણથી હેમની બંને વિષયમાં પ્રવૃત્તિ પ્રસરી હતી. અને હેમના જીવનનાં ૨૦ વર્ષમાં એ કર્તવ્યનો પ્રવાહ બહુ અંશે શાળાપત્રના અનુકૂળ માર્ગની દ્વારા વહ્યો હતો.

એ પ્રવૃત્તિના પ્રવાહનું આટલાં ૨૦–૨૨ વર્ષના સમયના અન્તરે ઊભા રહીને આપણે વધારે શાન્ત અને નિષ્પક્ષપાત વૃત્તિથી દર્શન કરી સકીશું. પરંતુ એ ક્રમ ભરતા પ્હેલાં

---

*"ગુજરાત શાળાપત્ર" ના સુવર્ણ મહોત્સવના અંક માટે-એ માસિકના તન્ત્રીની માગણીથી—આ લેખ તૈયાર કર્યો હતો. પરંતુ હેમણે બાંધેલી મર્યાદાથી લગભગ બમણું લંબાણ લેખનું થયું તેથી એઓ સ્વીકારી સક્યા નહિ. તેમ જ, લેખ તૈયાર થઈને હેમને મોકલ્યા પછી મ્હારી નકલ કાયમ રાખવાની મ્હારી માગણી હેમણે નાકબુલ કરી. આ કારણથી આ લેખ અન્ય સ્થળે પ્રગટ કરવો પડ્યોછે. આથી હેમાં શાળાપત્રના મહોત્સવ સમ્બન્ધે ઉલ્લેખ કર્યોછે હેનો ખુલાસો મળશે.

× ઈ. સ. ૧૮૭૦ ના મે થી ૧૮૮૮ ના ઑગસ્ટ સુધી નવલરામભાઈએ શાળાપત્રનું તન્ત્રીપણું અવિચ્છિન્ન ચલાવ્યું હતું. આટલો કાળ એ પત્રનો તન્ત્ર કોઇના પણ હાથમાં રહ્યો ન્હોતો.

આપણે આ અગ્રેસર ગુર્જર સાક્ષરોમાંના પ્રમુખ પુરુષની મૂર્તિ આપણા મનની દૃષ્ટિ આગળ ઊભી કરિયે. “ નવલ ગ્રન્થાવલી ”માં હેમની છબી છે તે, કોઈક કારણને લીધે, એ મૂર્તિને પૂર્ણ સત્ય આકારમાં ઉપસ્થિત નથી કરતી. પણ ત્હારે એ છબિને મૂર્ત રૂપમાં હું હવે શી રીતે વાચક આગળ મૂકું ? મ્હારી કલમમાં એ ચિત્ર ઊભું કરવાનું સામર્થ્ય નથી. છતાં કાંઈક રેખાચિત્રનો પ્રયત્ન કરુંછું, તેથી એ વિદ્વાનને જીવનકાળમાં જેમણે જોયા હશે ત્હેમને કાંઈ કાંઈ અંશનું સ્મરણ થશે એમ આશા છે. શરીરના પ્હેરવેશ ઉપર ખાસ લક્ષ ઓછું હોવા છતાં નવલરામભાઈની મુખમુદ્રામાં વિશિષ્ટ વ્યક્તિતાનો સૂચક પ્રભાવ હેવો અદ્ભુત હતો કે જોતાં વાંત જ એ ક્ષુદ્ર વેશ નજર આગળથી લુપ્ત થઈ મુખમુદ્રામાંથી દીપી નીકળતા વિચારશીલતા, મનનનિમગ્નતા, કાંઈ ઊંડા સંગીતના ધ્વનિ સાંભળતા હોય ને ગુંજતા હોય, કાંઈક તત્વચિન્તનમાં નિરન્તર તરતા હોય હેવા ગુણોની છાપ જ મ્હારા ઉપર પડતી. એ છાપ પાડનારી મૂર્તિ રોજ મ્હારા ઘર નીચે થઈને અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં જતી હું જોતો, તે હજી પણ પ્રત્યક્ષવત્ છે.

પરંતુ એ બાહ્યદર્શન હેમના આન્તર સ્વરૂપનું ખરેખરું પ્રતિબિમ્બ જ હતું. અને એ આન્તર સ્વરૂપ માત્ર બાહ્ય આકૃતિમાં નહિં, પણ એ વિદ્વાનની સર્વ કૃતિમાં—સાહિત્ય અને સંસાર સુધારાના ક્ષેત્રમાં—પ્રતિબિમ્બિત થયેલુંછે. હેમને નજરોનજર ના જોયેલા આ જમાનાના લોકને એ હેમની કૃતિયો વારસામાં મૂકી ગયાછે; એ હેમના પ્રતિબિમ્બનું દર્શન અલ્પ પ્રયાસથી કરનારને એ છબિ પ્રત્યક્ષવત્ ખડી થયા વિના નહિં રહે.

હવે આપણે નવલરામભાઈની સાહિત્ય તથા સંસારસુધારાની સેવાનું અવલોકન કરિયે. સંસારસુધારાની સેવા હેમણે બે રીતે કરીછે—બાળલગ્નનિષેધક સભા અમદાવાદમાં ઈ. સ. ૧૮૭૦ ના શુમારમાં સ્થપાઈ હતી હેના મન્ત્રી તરીકે કામ કરીને, અને હેને અંગે તેમ જ પોતાના ઉત્સાહથી એ વિષયનું સાહિત્ય પોતાના સમર્થ લેખથી સચેતન અને સબળ બનાવીને. આપણે એ સાહિત્યદ્વારા જ અહિં એ પ્રવૃત્તિનું દર્શન કરીશું તો બસ છે. આ અંગે હેમની મુખ્ય કૃતિ “ બાળલગ્ન બત્રીશી ” પ્રસિદ્ધ છે. એ ગરબાઓમાં જે જોસ્સ, સત્ય શ્રદ્ધાનું પૂર, નિર્ભય વાણીનું બળ ઇત્યાદિ ગુણો છે તે સાથે ગુર્જર વાણી ઉપર પ્રભુતા અને શૈલીની સરલતા અને સ્પષ્ટતા જોડાયાથી સર્વ રચનામાં અસાધારણ સામર્થ્ય આવ્યુંછે. બાળલગ્નનો નિષેધ ઇચ્છનાર સુધારકનું હૃદયબળ સમર્થ કવિના કવિત્વ જોડે યોગ્ય સંયોગ પામ્યુંછે. સુધારાનું બળ સાહિત્યમાં પ્રસર્યુંછે, ને સાહિત્યનું બળ સુધારામાં પ્રસર્યુંછે. હેમાં કેટલીક ગરબીઓમાં કાંઈક ઉઘાડી નિર્લજ્જ વાણીને સ્થાન મળ્યુંછે એ ખરું; પરંતુ વિષયની ચર્ચાને જોરથી છાપ પાડવાના હેતુથી જ હેવી વાણી પ્રગટ થઈછે, છતાં હેમાં નાગરિક સંયમનાં ચિહ્ન જોનારને જણાય એમ છે; ગ્રામ્યતાના પ્રદેશમાં પ્રવેશ થયો નથી. એ ગરબા સંગ્રહ-

---

* રા. ગોવર્ધનભાઈએ નવલરામના જીવનચરિતમાં હેમને વિશે જ્ઞાનીપણા બાબત સંશય કેમ દર્શાવ્યો છે તે સમજાતું નથી. ('નવલગ્રન્થાવલી' માંની જીવન કથા પૃ. ૮૪, છેલ્લા પૅરેગ્રાફનું પ્રથમ વાક્ય જુવો.)

માં કેટલીક તો ઉત્તમ રસિકતાના પ્રદેશમાં વિહાર કરનારી છે. " સંસારનું ઝેર છે નાર " એ મનોહર ગરબીમાંની થોડીક સુન્દર કડીઓ નમુના રૂપે મૂકું છું:—

સુન્દર સ્ત્રીનું મુખડું સુન્દર સ્ત્રીનું તન,
સુન્દર સ્ત્રીના બોલડા સુન્દર સુન્દર સ્ત્રીનું મન.—
ગોરી ફૂલ ગુલાબનું સૂકે કે કરમાય,
કે કોઈ વૃષ્ણકાળજી, તો એ જાતિસુગન્ધી ન જાય.

એ જ ગરબીમાંની નીચેની છેલ્લી કડીઓમાં જોસ, અને હૃદયની ખરી લાગણીનું બળ ઉભરાઈ જતું સ્પષ્ટ જણાયછે:—

" ધર્મે કર્મે ના કેળવો, ના'પો કંઇ પણ જ્ઞાન,
રાખો જો હેરાન તો, કયમ હોય ન તે હેવાન ?
હા, અબળાઓ હાય રે ! હાલ છે જ હેવાન !
ખાવું પીવું બેસવું, એ જાણું જ જેને ભાન.
જ્હાં હેવાન જ હારનો સઘળો સુંદરી સાથ,
ત્હાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના એ નાથ ! "

આવા ઉત્સાહ, લાલિત્ય, લાગણીનું બળ, ઇત્યાદિથી ભરપૂર સમગ્રને રા. ગોવર્ધન-ભાઇએ અત્યન્ત નીચી પાયરીએ કેમ ઉતારી પાડ્યો હશે એ તે કળી શકાતું નથી.×

આ " બાળલગ્ન બત્રીશી " શિવાય અન્ય સ્થળે પણ નવલરામભાઈએ સંસાર-સુધારાના લેખો લખ્યાછે. એ સમયમાં ' બાળલગ્નનિષેધક સભા ' તરફથી પ્રગટ થતી ' બાળલગ્નનિષેધક પત્રિકા ' માં ગદ્ય લેખો લખીને પણ પોતાની સમર્થ લેખનીનું સુધારા-ની સેવામાં અર્પણ કર્યું હતું. એ પત્રિકાના અંકોનો સંગ્રહ હવે કોણ જાણે ક્યાં હશે !

* " નવલગ્રન્થાવલી " માં નવલરામની જીવનકથા પૃ. ૪૪ જુવો.

× નવલગ્રન્થાવલીમાં એક સબળ કટાક્ષ ભરેલી ગરબીને સ્થાન આપ્યું જણાતું નથી. મંગલાચરણની ગરબીને ગરબી ૧ લી એમ અંક આપીને છેવટની ૩૨ મી મૂકીછે. પરંતુ મંગળાચરણમાં બાળલગ્નનો સંબન્ધ નથી. તે શિવાય ૩૧ થાય, અને હું કહુંછું તે ઉમેરતાં ૩૨ થાય. ૧૫ મી ગરબી ' અબળાનો ઉત્તર ' એમ મથાળાની છે; અને " હા અમે અબળ, હમે બ્હેની, હમે તો, મૂરખ કે જે કહો તે નાથ, સાચે સારું છે સઘળું " એમ શરૂ થાયછે. પણ એ ઉત્તર શેનો છે ? તેની પૂર્વે જે હું કહુંછું તે ગરબી આવે તો ત્હેનો આ ઉત્તર સંભવે. એ ગરબી નીચે પ્રમાણે શરૂ થાયછે:—

બાઈ વાત ખરી, સઘળું સમજીએ છીએ હમો આપથી,
પણ શું કરિયે ! રખા દબાઈ બાયડીઓના દાબથી;
બાઈ બાયડીઓ બળવાન બહુ,
એ તો અમે કરી માને ન કહ્યું,
જખું થાયું કર્યું ધૂળમાં જ ગયું—બાઈ વાત૦

આપણે આ અગ્રેસર ગુર્જર સાક્ષરોમાંના પ્રમુખ પુરુષની મૂર્તિ આપણા મનની દૃષ્ટિ આગળ ઊભી કરિયે. "નવલ ગ્રન્થાવલી"માં હેમની છબી છે તે, એક કારણને લીધે, એ મૂર્તિને પૂર્ણ સત્ય આકારમાં ઉપસ્થિત નથી કરતી. પણ ત્હારે એ છબિને મૂર્ત રૂપમાં હું હવે શી રીતે વાચક આગળ મૂકું ? મ્હારી કલમમાં એ ચિત્ર ઊભું કરવાનું સામર્થ્ય નથી. છતાં કાંઇક રેખાચિત્રનો પ્રયત્ન કરુંછું, તેથી એ વિદ્વાનને જીવનકાળમાં જેમણે જોયા હશે હેમને કાંઇ કાંઇ એમનું સ્મરણ થશે એમ આશા છે. શરીરના પ્હેરવેશ ઉપર ખાસ લક્ષ ઓછું હોવા છતાં નવલરામભાઇની મુખમુદ્રામાં વિશિષ્ટ વ્યક્તિતાનો સૂચક પ્રભાવ હેનો અદ્ભુત હતો કે જોતાં વાંત જ એ ક્ષુદ્ર વેશ નજર આગળથી લુપ્ત થઇ મુખમુદ્રામાંથી દીપી નીકળતા વિચારશીલતા, મનનનિમગ્નતા, કાંઇ ઊંડા સંગીતના ધ્વનિ સાંભળતા હોય ને ગુંજતા હોય, કાંઇક* તત્ત્વચિન્તનમાં નિરન્તર તરતા હોય હેવા ગુણોની છાપ જ મ્હારા ઉપર પડતી. એ છાપ પાડનારી મૂર્તિ રોજ મ્હારા ઘર નીચે થઇને અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં જતી હું જોતો, તે હજી પણ પ્રત્યક્ષવત્ છે.

પરંતુ એ બાહ્યદર્શન હેમના આન્તર સ્વરૂપનું ખરેખરૂં પ્રતિબિમ્બ જ હતું. અને એ આન્તર સ્વરૂપ માત્ર બાહ્ય આકૃતિમાં નહિં, પણ એ વિદ્વાન્‌ની સર્વ કૃતિમાં—સાહિત્ય અને સંસાર સુધારાના ક્ષેત્રમાં—પ્રતિબિમ્બિત થયેલુંછે. હેમને નજરોનજર ના જોયેલા આ જમાનાના લોકને એ હેમની કૃતિયો વારસામાં મૂકી ગયાછે; એ હેમના પ્રતિબિમ્બનું દર્શન અલ્પ પ્રયાસથી કરનારને એ છબિ પ્રત્યક્ષવત્ ખડી થયા વિના નહિં રહે.

હવે આપણે નવલરામભાઇની સાહિત્ય તથા સંસારસુધારાની સેવાનું અવલોકન કરિયે. સંસારસુધારાની સેવા હેમણે બે રીતે કરીછે—બાળલગ્નનિષેધક સભા અમદાવાદમાં ઈ. સ. ૧૮૭૦ ના શુમારમાં સ્થપાઈ હતી હેના મન્ત્રી તરીકે કામ કરીને, અને હેને અંગે તેમ જ પોતાના ઉત્સાહથી એ વિષયનું સાહિત્ય પોતાના સમર્થ લેખથી સચેતન અને સબળ બનાવીને. આપણે એ સાહિત્યદ્વારા જ આદિ એ પ્રવૃત્તિનું દર્શન કરીશું તો બસ છે. આ અંગે હેમની મુખ્ય કૃતિ "બાળલગ્ન બત્રીશી" પ્રસિદ્ધ છે. એ ગરબીઓમાં જે જોસ, સત્ય શ્રદ્ધાનું પૂર, નિર્ભય વાણીનું બળ ઇત્યાદિ ગુણો છે તે સાથે ગુર્જર વાણી ઉપર પ્રભુતા અને શૈલીની સરસતા અને સ્પષ્ટતા જોડાયાથી સર્વ રચનામાં અસાધારણ સામર્થ્ય આવ્યુંછે. બાળલગ્નનો નિષેધ ઇચ્છનાર સુધારકનું હૃદયબળ સમર્થ કવિના કવિત્વ જોડે યોગ્ય સંયોગ પામ્યુંછે. સુધારાનું બળ સાહિત્યમાં પૂરાયુંછે, ને સાહિત્યનું બળ સુધારામાં પૂરાયુંછે. હેમાં કેટલીક ગરબીઓમાં કાંઇક ઉઘાડી નિર્લજ્જ વાણીને સ્થાન મળ્યુંછે એ ખરું; પરંતુ વિષયની ચર્ચા જોરથી છાપ પાડવાના હેતુથી જ હેવી વાણી પ્રગટ થઇ છે, છતાં હેમાં નાગરિક સંયમનાં ચિહ્ન જોનારને જણાય એમ છે; ગ્રામ્યતાના પ્રદેશમાં પ્રવેશ થયો નથી. એ ગરબી સંગ્રહ-

* રા. ગોવર્ધનભાઇયે નવલરામના જીવનચરિતમાં હેમને વિશે જ્ઞાનીપણા બાબત સંશય કેમ દર્શાવ્યો છે તે સમજાતું નથી. ('નવલગ્રન્થાવલી'માંની જીવન કથા પૃ. ૮૪, છેલ્લા પેરેગ્રાફનું પ્રથમ વાક્ય જુવો.)

માં કેટલીક તો ઉત્તમ રસિકતાના પ્રદેશમાં વિહાર કરનારી છે. " સંસારનું નૂર છે નાર " એ મનોહર ગરબીમાંની થોડીક સુન્દર કડીઓ નમૂના રૂપે મૂકુંછું:—

સુન્દર સ્ત્રીનું મુખડું સુન્દર સ્ત્રીનું તન,
સુન્દર સ્ત્રીના બોલડા સુન્દર સુન્દર સ્ત્રીનું મન.—
ગોરી ફૂલ ગુલાબનું સૂકે કે કરમાય,
કે રોકે વૃદ્ધકાળજી, તો એ અતિસુગન્ધી ન જાય.

એ જ ગરબીમાંની નીચેની છેલ્લી કડીઓમાં જોસ, અને હૃદયની ખરી લાગણીનું બળ ઉભરાઈ જતું સ્પષ્ટ જણાયછે:—

" ધર્મે કર્મે ના કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન,
રાખો જો હેવાન તો, કેમ હોય ન એ હેવાન ?
હા, અબળાઓ હાય રે ! હાલ છે જ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ગણનું જ જેને ભાન.
જહાં હેવાન જ હારનો સઘળો સુંદરી સાથ,
ત્યહાં જીવ્યાથી તો ભલું, મરે મરણ નવલના એ નાથ ! "

આવા ઉત્સાહ, લાલિત્ય, લાગણીનું બળ, ઇત્યાદિથી ભરપૂર સંગ્રહને સ્વ. ગોવર્ધનરામે અત્યન્ત નીચી પાયરીએ કેમ ઉતારી પાડ્યો હશે * તે કળી શકાતું નથી.×

આ " બાળલગ્ન બત્રીશી " શિવાય અન્ય સ્થળે પણ નવલરામભાઈએ સંસાર-સુધારાના લેખો લખ્યાછે. એ સમયમાં ' બાળલગ્નનિષેધક સભા ' તરફથી પ્રગટ થતી ' બાળલગ્નનિષેધક પત્રિકા ' માં ગદ્ય લેખો લખીને પણ પોતાની સમર્થ લેખનીનું સુધારાની સેવામાં અર્પણ કર્યું હતું. એ પત્રિકાના અંકોનો સંગ્રહ હવે કોણ જાણે ક્યાં હશે?

---

* " નવલગ્રન્થાવલી " માં નવલરામની જીવનકથા પૃ. ૪૪ જુવો.

× નવલગ્રન્થાવલીમાં એક સબળ કટાક્ષ ભરેલી ગરબીને સ્થાન આપ્યું જણાતું નથી. મંગળાચરણની ગરબીને ગરબી ૧ લી એમ અંક આપીને છેવટની ૩૨ મી મૂકીછે, પરંતુ મંગળાચરણમાં બાળલગ્નનો સંબન્ધ નથી. તે શિવાય ૩૧ થાય, અને હું કહુંછું તે ઉમેરતાં ૩૨ થાય. ૧૫ મી ગરબી ' અબળાનો ઉત્તર ' એમ મથાળાની છે; અને " હા અમે અબળું, હમે બહુેર્યાં, હમે તો, મૂરખ કે જે કહો તે નાથ, સાચે સાચું છે સઘળું " એમ શરૂ થાયછે. પણ એ ઉત્તર શેનો છે ? હેની પૂર્વે જ હું કહુંછું તે ગરબી આવે તો હેનો આ ઉત્તર સંભવે. એ ગરબી નીચે પ્રમાણે શરૂ થાયછે:—

ભાઈ વાત ખરી, સઘળું સમજીએ છઈયે હમો આપથી,
પણ શું કરિયે ! રખા રખાઈ બાપડીઓના હાથથી;
બાઈ બાપડીઓ બળવાન બહુ,
એ તો અમે કરી માને ન કહ્યું,
બધું ધાર્યું કર્યું ધૂળમાં જ ગયું—ભાઈ વાત૦

એ શોધી કાઢી હેમાંના નવલરામના લેખોનો ઉદ્ધાર થયો ઇષ્ટ છે: નવલગ્રન્થાવલીમાં તે સંગ્રહીત થયા જણાતા નથી. એ લેખોમાંનો એક રમૂજી લેખ મ્હારા સ્મરણમાં હજી છે. "વનચરનો વિવાહ" એમ મથાળું એ લેખનું હતું. હેમાં વાંદરાઓની સભા મળી હતી અને લગ્ન સંબન્ધી નિયમો કરવા વગેરે બાબત કાંઈક ચર્ચાનું પર્યન હતું—અને એ પ્રકારની અન્યોક્તિદ્વારા બાળલગ્નના રિવાજનો ઉપહાસ સમર્થ રીતે કર્યો હતો.

આ ઉપરાંત પોતાની અન્ય રચનામાં એક જ સ્થળે આડકતરી રીતે સંસારસુધારાના પક્ષમાં નવલરામભાઈયે પોતાની કાવ્યવાણી વાપરીછે. 'બાળ ગરબાવળી'માં "જનાવરની જાન" એ નામવાળી ગરબીમાં—

> સાજને ઘેઘ ઊંટડા લીડે લાગી ઓડે,
> હેના હરાડે વાંકડાં કામદારોની ગોડે;

એ વચનમાં કામદારોનાં લક્ષણ ઉપર સબળ કટાક્ષ મારીછે, તેમ જ,—

> ટટ્ટુઓ ઠમુમગુ ચાલતાં, પૂંઠે ગરીબ ગધેડા
> હાજી હાજી કરી દીડતા—

એ વચનમાં સાજનોમાં શેઠીયાઓની પાછળ ચાલતા ખુશામદખોરોનું ચિત્ર ચતુરાઈથી આપ્યું છે,

વગેરે અનેક રમૂજી ટુચકાઓ છે એ ખરૂં; તથાપિ, એ ગરબીનો ખરો ઝોક બાળલગ્નના ઉપહાસમાં અને હેને નિન્દાયોગ્ય દર્શાવવામાં જ છે;—તે,

> વરરાજા બે માસનું બાળ બેં બેં કરતું,
> ઝડપાયું ઝટ ઝોળીમાં મન માડીનું ડરતું.

એ કડીથી, અને તેથી પણ વધારે

> ચાર પગાંની જાન આ જોડી બેપગાં સારૂં;
> સમજે તો નવલ સાર છે, નહિં તો હસવું તો વારૂં.

એ છેવટની કડીથી તો સ્પષ્ટ જણાશે.

આ ઉપરાંત એ જ 'બાળ ગરબાવળી'માં બે ગરબીઓ સંસારસુધારાના વિષયની છે—(૧) ગુણનું કજોડું, અને (૨) બાળલગ્નનાં તમામ નુકસાનનો ઉપસંહાર; પરંતુ તે "બાળલગ્નબત્રીશી"માંથી કાઢીને જ હેમાં મૂકેલીછે.

સંસારસુધારાની સેવામાં અર્પેલા સાહિત્યની વાત આ થઈ. હેને પ્રયોજિત સાહિત્ય કહી શકાશે. હવે શુદ્ધ સાહિત્યમાં નવલરામભાઇયે કરેલી સેવા જોઇયે. આ વ્યાપારમાં હેમનાં કાવ્યો તથા ગદ્ય લેખોનો સમાવેશ થશે. કાવ્યો કરતાં ગદ્ય લેખ જથામાં વધારે

છે, તે 'નવલ ગ્રન્થાવલી' જોનારને તરત જણાઈ આવશે. ગદ્ય લેખોમાં વળી મુખ્ય વિભાગ—(૧) વિવેચન, (૨) સાહિત્યચર્ચા, (૩) ભાષાશાસ્ત્ર જેવા વિષયોની ચર્ચા (૪) શાળાશિક્ષણના લેખ, અને (૫) વિવિધ વિષયના લેખો—એમ થઈ શકશે. આ સર્વ પ્રદેશમાં હેમની કલમ સમર્થ રીતે ફરી વળીછે. અને તે માત્ર લેખનસામર્થ્યથી જ નહિં પણ વિચારની ગંભીરતા વગેરે ગુણોથી વિશેષ કીમતી ગણાય એમ છે. આ સર્વ વિભાગનું સવિસ્તર નિરીક્ષણ કરવા માટે તો મ્હોટા નિબન્ધ જોઈએ. અહિં તો જેમ બનશે તેમ સંક્ષેપથી જ નજર ફેરવીશું. પ્રથમ કાવ્યો લઈયે—(કાવ્યમાં દશ્ય કાવ્ય—નાટક—નો પણ સમાવેશ ગણે.):—વીરમતી નાટક, મેઘદૂત ભાષાન્તર, ભટનું ભોપાળું (અનુકરણ), બાળગરબાવળી, અને બાળલગ્ન બત્રીશી.—આ સર્વ ઉપર ક્રમે લઈશું. 'બાળલગ્ન બત્રીશી' વિશે તો પાછળ તપાસ કરી ગયા છિયે; સંસાર સુધારાના સંબન્ધમાં પણ હેનું સાહિત્યરૂપે પરીક્ષણ કર્યુંછે.

**બાળગરબાવળી**—મ્હને એમ કાંઈક યાદ છે કે અસલ 'નવલગરબાવળી' નામથી ગરબીસંગ્રહ એક વેળાએ પ્રગટ કર્યો હતો. પરંતુ તે આજ જડતો નથી તેથી બાળગરબાવળી જ જોઈશું. આ સુન્દર ગરબીઓનો સંગ્રહ "નવલ ગ્રન્થાવલી"માં પ્રવેશ પામ્યો જણાતો નથી. એ જરાક આશ્ચર્યની વાત છે. કેમકે બાળકીઓને અર્થે આ ગરબીઓ રચેલીછે છતાં હેમાં નવલરામભાઈનું કવિત્વ, રસિકતા, શૈલીની સુઘટ સુન્દરતા, જનસમુદાય અને વિશેષ લોકોના સ્વભાવાદિકનું સંક્ષિપ્ત શૈલીમાં આલેખન, હેમની દેશપ્રીતિ, ધાર્મિકતા, ઇત્યાદિક અનેક લક્ષણોનું સંયોગ દર્શન થાયછે. થોડાંક ઉદાહરણોથી સ્પષ્ટતા થશે.

માતૃસ્તવન—'જ્યારે હું હતું પણ અજાણ રે' ઇત્યાદિથી શરૂ થતા ધોળમાં અંગ્રેજીમાં *My mother* નામનું કાવ્ય છે હેની કાંઈક જ છાયા છે; બાકી સ્વતન્ત્ર કાવ્ય છે અને હેમાં માતૃભક્તિ શાન્ત, સુન્દર શબ્દોમાં, ખીલી ઉઠી છે અને ભાવ ઊભરાઈ જાયછે.

> ગાયું ગાઈ, ઉછાળી હાથ રે,<br>
> ધાવું તેમ તેમ થઈ નિર્ભયાત રે,<br>
> રાખ્યું ભીડી લેતું સુખ,<br>
> પામી મહા સુખ? તે તો તું જ માવડી.

એ કડીમાં પ્રેમથી ધવરાવતી માતા, અને જીવનબળનું જોર ઊભરાઈ જતા ધાવતા તોફાની શિશુનું સુન્દર તદ્રૂપ ચિત્ર છે એટલું જ નહિં, પણ એ ચિત્રમાં વત્સલતા, અને વત્સલતાની પાછળ નિગૂઢ રહેલા માતૃપદના લ્હાવાનો આનન્દ, એ બેનો અદ્ભુત રંગ પૂરાયલો કોને નહિં નજરે પડે? અને તે માત્ર કલાવિધાયકના બે ત્રણ લેખણીસ્પર્શમાં જ રમણીય, હૃદયંગમ, છબિ ખડી કરાઈ છે.

આ ધોળ સાથે કવિ દલપતરામની ('હતો હું સુતો પારણે પુત્ર ન્હાનો'. ઇત્યાદિવાળી) માતાની સ્તુતિ સરખાવવા ન્હશું રૈ—ના, ના—બન્ને આનન્દરસ જ ભોઈ બેસીશું.

દલપતરામના ચુર્જોમાં ગેયતા અપૂર્ણ છે, અને નવલરામના ધોળમાં ધોળની ગાન-

પદ્ધતિમાં ગભીર સ્વરોનાં આરોહણ અવરોહણ હેવાં શ્રવણસુભગ છે કે તે ધોળની પસંદગી માટે પણ નવલરામને ધન્યવાદ આપી જવાયછે. રસિકતા અને કવિત્વની વાત તો વળી છે જ.

વસંતવર્ણન (બાળગરબાવળી પૃ. ૩૭ મે) 'હોરી'-ની ચાલમાં કાફી રાગમાં છે તે આખી ગરબી જ વર્ણનાદિકના સૌન્દર્યવાળી છે. ફૂલ પર્ણ વગેરેથી સૃષ્ટિસૌન્દર્યનું નવું રૂપ, પક્ષીઓનાં કલ્લોલમય કૂજન, સર્વ શુષ્ક નહિં પણ અનુભવથી જાણેલાં જોયેલાં જેવાં વર્ણનમાં ચીતર્યાંછે. અને આ સુન્દર વર્ણનવાળી 'હોરી'નું સમાપન હેમના ઈશ્વર તરફના ધાર્મિક ભાવનું દર્શન કરાવેછે:—

સંત સ્તવે ભગવંત વસંતે ઊંચે સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ કરની હાથી અનુપ ઉપકારી
લલિત લીલા વિસ્તારી !
દીપે કુદરત આ રતે ન્યારી.

જય ! જય ! જય ! સચરાચર સુન્દર ! જય ચિદ્રૂપ ભય ભારી (? (હારી)
જય ! જય ! એક ચાકળ બ્રહ્માણ્ડ અખંડ અખિલ વિહારી,
નવલ તનમનના ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી.

હામાંની પ્રથમની કડીમાં વાણીનું લાલિત્ય કોઇ મધુર ગાન કરતી ગિરિનદીના પ્રવાહ જેવું મનોહર છે.

સૃષ્ટિનું સૌન્દર્ય જોતાં વાંત એ સૌન્દર્યને જીવન આપનાર પરમાત્માનું દર્શન નવલરામશાઇને આપોઆપ થાયછે અને કાવ્યોમાં સૃષ્ટિવર્ણનમાંથી આમ પ્રભુદર્શનમાં હેમને વળવાનો સહજ જ અભ્યાસ જણાયછે. "ગુજરાતનો વનસ્પતિવૈભવ" એ મથાળાની ૩૭ ગરબીનું× સમાપન પણ એજ રીતનું જોઇએ છિયે:—

જાણે પુકારે વન વૈભવ ઈશનો,
વનલીલામાં વાસ છે જગદીશનો;
જ્યહાં જોઉં ત્ય્હાં ઈશ્વર સભર ભર્યો !
ધન્ય ભાગ્ય નવલ અવસાર સર્યો !

અહિં કાંઇક વેદાન્તીના અદ્વૈતમતની છાયા કોઇ જોશે, પરંતુ ઈશ્વરનું ચૈતન્યમય વ્યાપકત્વ ભક્તિમાર્ગે સ્વીકાર્યુંછે હેનું જ દર્શન અહિં તો થાયછે. નવલરામ વેદાન્તી હતા કે ભક્ત હતા—એ પ્રશ્નનું મંથન અહિં કરવાની જરૂર નથી. પરંતુ ગોવર્ધનભાઇયે નવલરામની જીવનકથામાં આ પ્રશ્નનો નિકાલ કાંઇક એકમાર્ગી કર્યો હોય એમ જણાય રહેછે, એમ કહેવું જોઇયે. નવલરામની જીવનકથામાં હેમનો મંથનકાળ ૧૮૬૬-૬૭

× બાળ ગરબાવળી પૃ. ૧૦

માં ગોવર્ધનભાઈ બતાવેછે, અને એ મંથનમાંથી વેદાન્તમત તરફ નવલરામનું વલણ થયેલું તે આખર સુધી અખંડ જ્યોત જેવું રહેલું માનેછે.* પરંતુ આખરસુધી અખંડ જ્યોત રહ્યાનાં પ્રમાણ કાંઇ જણાવ્યાં નથી. હેના વિરુદ્ધમાં આપણે આ 'બાળગરબાવળી' માં સ્પષ્ટ ભક્તિપરાયણ વૃત્તિનું દર્શન કરિયે છિયે. એ ગરબાવળીમાં ઇશ્વરસ્તવન (પૃ. ૧૨ મે) છે. હેમાં તો રગે રગ ભક્તિમતનું રુધિર વહેછે:—

જે આ જગતને નિભાવે, ભજું તે જ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજું તે જ ભાવે.
ચાહે ત્હારે ઝટ ડુબાવે, ભજું તે જ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજું તે જ ભાવે.
જે આ સૂર્યને શોભાવે, ભજું તે જ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તે જ ભાવે.
ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તે જ ભાવે.
અસંખ્ય ગોળા આ ગગડાવે, ભજું તે જ ભાવે.
જડને ધર્મે જે ધરાવે, ભજું તે જ ભાવે;
મનને મુક્તિએ ચઢાવે, ભજું તે જ ભાવે.

જડ પ્રકૃતિથી ભિન્ન પરમેશ્વર જ અહિં તો હેમણે ભજ્યો જણાયછે. તેમ જ સગુણ ઇશ્વર જ ભજ્યોછે; જુઓ:—

"જે છે ડાહ્યો દયાવંત, ભજું તે જ ભાવે;"

અલબત,—સાકાર ઇશ્વરને નથી જ ભજ્યો.

"જે છે અકળ ને અરૂપ, ભજું તે જ ભાવે;
જ્હાં મન વાણી હોય ચૂપ, ભજું તે જ ભાવે."

અને આ ગરબીઓ તો હેમના બહુ પાછલા સમયમાં નવલરામે રચી હતી. બાળકી-ઓને માટે ઉદ્દિષ્ટ હતી તેથી એ ગરબીઓમાં ભક્તિમતનો ઉપદેશ કરવો લાભકારી ગણ્યો એમ પક્ષ પણ કરવો વાજબી નથી. નિવલરામ હેવા દહિંદુધિયા મતના ન્હોતા; સ્પષ્ટ-વક્તા, મનમાં તે જ બ્હાર, એમ નિર્ભય સત્યમાર્ગી હતા. તે આમ દાક્ષિણ્ય વાપરે એ મનાતું નથી. ખરી વાત એમ લાગેછે કે ૧૮૬૬-૬૭ના મંથનકાળમાં જે વેદાંત મત તરફ વલણ હતું તે મૂળમાં એ મત કેવળ વેદાંત જેવો અદ્વૈતનો હતો જ નહિં અને તે ક્ષણિક વૃત્તિનું જ પરિણામ હતું. કાળે કરી અનુભવ, મનન, વગેરે વધારે વિશાળ થતાં ભક્તિનું મહત્ત્વ હેમને જણાયું; ઈ. સ. ૧૮૭૦ થી ૧૮૭૬ સુધી ૭ સાત વર્ષ અમદાવાદમાં રહી પ્રાર્થના સમાજ—જે હેમના આવ્યા પછી એક વર્ષની અંદર (ડીસેમ્બર ૧૮૭૧ માં) સ્થપાઈ હતી ત્હેના સંસ્કાર હેમને લાગ્યા જ હતા. સ્વ. ભોળાનાથ સારાભાઇને કાંઇક વાર એમ વ્હેમ પડતો ખરો કે નવલરામ અંદરખાનેથી વેદાન્તી હશે; તોપણ આપણે નવલરામના

* જીવનકથા પૃ. ૧૫

લખાણોમાં જ હેમની ભક્તિપરાયણતા જેણે છિપે તે પુરાવો બસ છે. અને હેમનું વેદાન્ત જે કાંઈ એ કાવ્યોમાં પણ જણાયછે તે કવિત્વના ઉંચા તર્કો જે વેદાંતમાં સંચરણ કરેછે, તે પ્રકારનું જ હતું. અમદાવાદમાં આત્મમંથનકાળ શાન્ત થઈ ગંભીર (sober) વિચારમાં પ્રવેશ થવાનું નવલરામભાઈની જ નોંધ ઉપરથી ગોવર્ધનભાઇયે બતાવ્યુંછે. (જીવનકથા પૃ. ૩૯ જુવો). તે હરેલપણે ધર્મવિચારમાં પણ પ્રવિષ્ટ થયું હતું એમ માનવું નિરાધાર નહિ ગણાય.

નવલરામભાઈની ઈ. સ. ૧૮૮૮ ના વર્ષમાંની—અર્થાત્ મરણ સમીપ આવેલું હતું તે વખતની—નોંધમાં નીચેના શબ્દો છે ખરાઃ—

"My nature is વેદાંતી—ચિન્મય જ સત્ વસ્તુ દેખેછે, તે કેમ વેદાંતી ન હોય ?"*

પરંતુ આ વચનમાં "જ્યહાં જોઉં ત્યહાં ઇશ્વર સભર ભર્યો" એમ જોનારનું જ વેદાંત છે, અને પોતાનો સ્વભાવ વેદાન્તી છે એ વચનનો અર્થ વેદાન્તમત સ્વીકાર્યો એમ નથી. એ કેવળ અદ્વૈત મતનું વેદાન્ત નથી. વધારે પ્રમાણ માટે દૂર શું કામ જઈયે ? અન્તકાળનાં હેમનાં વચન સાંભળીશું ?

મરણ પથારીમાંથી પોતે બોલ્યા :—

"હવે હું પરવારી ચૂક્યો—ચાલો હવે ઇશ્વર સ્મરણ કરિયે; નરભેરામ, Now be on your guard—સચ્ચિદાનંદ ! દીનબંધુ ! દીનાનાથ !"

આમ બોલતા રહી જઈ અન્તરમાં પ્રાર્થના કરવા માંડી, અને અંતે બોલી ઉઠ્યાઃ— "આનન્દ ! આનન્દ ! આથી તે વળી બીજો કિયો આનન્દ ? હે પ્રભુ ! તું જાણેછે કે મ્હેં મ્હારા જન્મપર્યંત કંઇ પણ હેવું કામ નથી કર્યું કે હું ત્હારી કૃપાને પાત્ર ન થાઉં—માટે, ઓ પ્રભુ, આ મ્હારો હાથ પકડ !"×

આ વેદાન્તીની પ્રાર્થના હોય નહિં; જે વેદાન્તી પ્રાર્થનાને અમુક ક્રમ સુધી સ્થાન આપેછે, અમુક અધિકારાદિક દશામાં સ્થાન આપેછે, તે વેદાન્તીની પણ હાવી પ્રાર્થના સંભવે નહિં.

આ કારણથી હું તો નવલરામને ભક્ત જ ગણુંછું; અને હેમના કહેવાતા વેદાન્તને કવિત્વના સર્વવ્યાપક ચૈતન્યને ઉચ્ચ દર્શનથી જોનારા વેદાન્તાભાસનું જ નામ આપુંછું. અને તેથી કરીને નવલરામ "ઇશ્વરની પ્રાર્થના કરતા; છતાં આત્મા, ઇશ્વર, અને બ્રહ્મનું ઐક્ય માનતા" એ ગોવર્ધનભાઈનો નિર્ણય$^§$ એકદમ હું ગળે ઉતારી સકતો નથી.

---

* જીવન કથા પૃ. ૭૭.

× જીવન કથા પૃ. ૮૦.

§ જીવન કથા પૃ. ૮૨.

ઈ. સ. ૧૮૮૭ માં ( અર્થાત્ પોતાના અવસાનના એક વર્ષ પ્હેલાં જ ) નવલરામે લખેલા કવિ નર્મદના જીવનમાં બે વચનો "પરલોકનું સુખ દુઃખ" અને "પરલોકની લાગણીઓ" એ બાબતનાં નજરે પડેછે, તે હેમની પરલોક ઉપરની, ત્હાં ભોગવવાનાં સુખદુઃખાદિ ઉપરની, શ્રદ્ધા સૂચવેછે (નવલગ્રન્થાવલી ભાગ ૨ પૃ. ૩૧૪-૩૧૫ ), તે આત્મા, ઈશ્વર, અને બ્રહ્મના ઐક્યના મતની જોડે સમન્વિત થાય જ નહિં.

ઈશ્વરની મનુષ્યજાળના હિતાર્થે પદે પદે સંભાળ રાખનારી દયામય પ્રવૃત્તિ—જેને Providence નું નામ અપાયછે—તે વેદાન્તમત જોડે ભાગ્યે જ ઘટાવી સકાશે. અને નવલરામભાઈની 'બાળ ગરબાવળી'ની છેલ્લી ગરબીની છેલ્લી બે કડીઓ તો એ ભાવનાનું સબળ પ્રતિબિમ્બ પાડેછે; તે સાથે માનવની બુદ્ધિનો ઉપયોગ કરી જવાબદારી પણ તેટલા જ જોરથી દર્શાવેછે; અર્થાત્ ભક્તિમતનું જ હેમાં પણ દર્શન થાયછે. જુવોઃ—

"રાજ સૃષ્ટ્યાં સુખનાં જેણે જગરાજ ધરી દિલ દાઝ,
દાઝ અધિક ધરી વળી મૂકી બુદ્ધિ માણસમાં જ;
બુદ્ધિ વિવેકનો ભાખ્યો અમૃત,
એ ભવસાગરનો છે પુલ;
પુલ ભવાબ્ધિનો બાંધી હસ્યા,
અંતર્યામીરૂપે વળી વસ્યા....જે જે ! વિશ્વંભરનાથ !
અંતર્યામી યોગિયો થઈ ઊભો ભવાબ્ધિ પુલ,
પુલ ચૂકી ચોહો તરફ વળે, તો પોકારી કહે ભૂલ.
પોકારી ભૂલ કહે છે તેહ,
વારે વારે વારે છેય.
વાણી દયાળુ એ દેવની કૃતિ,
કર તું નવલ તત્પથે રતિ....જે જે ! વિશ્વંભરનાથ !"

પરમ પ્રેમના અધિષ્ઠાનને અભાવે પ્રેમના સંપર્ક વિનાનો શુષ્ક વેદાન્તમત ક્હાં? અને વત્સલ પિતાનું દયામય નાયકત્વ આલેખનારો આ ભક્તિભાવ ક્હાં? ગમે તેમ હો, પણ નવલરામે વેદાન્તીનું સ્વરૂપ નથી ધાર્યું, અને હેમની સત્યપ્રીતિ જોતાં અન્દરખાનેથી વેદાન્તી હોય એ સંભવતું નથી.

હવે નવલરામની દેશપ્રીતિનું જરાક દર્શન કરિયે; 'ઇતિહાસની આરસી' નામની ગરબી 'બાળ ગરબાવળી' પૃ. ૩૫ મે શરૂ થાયછે—હેની છેલ્લી પોણીક કડીઓમાં એ ભાવ દેખા દેછેઃ—

"સન તેરસેં પૂરાં ચોપ્પન થયાં હિન્દુ પુરા,
પાડ્યું પારણું વરસ્યો ત્રાસ ! ધિક્ ! નાગર નગુરા ( ! ) 'નગુણા'.
પેઠા મુલકમાં મુસલમાન "મારું મારું" કરતા,
લૂટે ફૂટે, વટાળે, લે જાન, વહુ દીકરી હરતા.

> લડ્યા પડ્યા હજારો શૂર કહેતા "મરિયે મરિયે,"
> વહ્યું લોહી, જેમ જલપૂર, ડૂબ્યો દેશ તે દરિયે !
> એ દિવસ પછી જે પોક હજી ગગને ગાજે !
> એ દિવસ દેશિયો શોક કરીને મરજો આજે !
> એ દિવસ થકી પરતન્ત્ર થયાં, લાગ્યું ખાંપણ રે !
> એ આગે હતા સ્વતન્ત્ર હિન્દુ સૌ આપણ રે !
> વધ્યો શોક થંભ્યું મુજ ગાન, જ્ઞાન આ એક જ રે,
> વિના ધર્મ, **નવલ**, આ સ્થાન અસ્થિર સૌ છેક જ રે."

અહિં હાલના અતિદેશભક્તો જેવી અન્ધ નહિં પણ ડરેલ વિચારના અંકુશવાળી દેશપ્રીતિ એકંદર ગ્રંથગર્ભમાંથી પ્રગટ થાયછે. અને અંતે તો ધર્મ વિના સર્વ અસ્થિર છે એમ ધર્મના સ્થિર પાયા તરફ આ ગંભીર કથાની નજર તરત ગઈછે.

નવલરામના જનસ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષણનો એક ન્હાનો ટુકડો 'ગુજરાતની મુસાફરી' નામની ગરબીમાં જોઈએ. સુરતીઓનો શોખીલો સ્વભાવ, ચરોતરીઓની જડતા. અમદાવાદીનો ઉદ્યોગ, ત્હાંના કાપડદલાલ ને કાપડિયાઓની ગાળાગાળી ને કાસારોળ, વગેરેની થોડા પણ સચોટ શબ્દોમાં છાપ પાડી છેવટે. કાઠિયાવાડી વિશે નવલરામભાઈ પોતાની સંક્ષિપ્ત પણ સચોટ શૈલીમાં કહેછે:—

> "સુદૃઢ તીખા. શોખી, શાણા, ખારીલા, ખટપટવાળારે,
> મીઠા તો મધથી પણ અદકા, લોક આણીકોર ભાળ્યા.
> રમિયે ગુજરાતે."

સાહિત્યના પ્રદેશમાં ગુજરાતી જૂના કવિયોની લોકપ્રિયતા દેશપરત્વે કેવી વ્હેંચાઈ ગઈછે તે વાત નવલરામભાઈ પોતાની સંક્ષિપ્ત શૈલીથી બતાવેછે:—

> "રસમાં છે અહિં છપ્પા સામળ કવિના પૂરણકામ રે,
> જેમ સુરતમાં પ્રેમાનન્દ, ને વડોદરે દયારામ.
> રમિયે ગુજરાતે."

આ બે ઉદાહરણો માત્ર તેમની સંક્ષિપ્ત ( epigrammatic ) પદ્ધતિનું દર્શન કરાવવાને ઉતાર્યાછે.

**ભટનું ભોપાળું**—મોલિયેરના ફ્રેંચ નાટક ઉપરથી અંગ્રેજીમાં Mock–Doctor નામે થયેલા હાસ્યરસનાટકનું આ ભાષાન્તર તો નથી જ, પણ અનુકરણ પણ ભાગ્યે કહેવાય; માત્ર છાયા જ કહી સકાશે. આ નાટકમાં હાસ્યરસ ખરેખરો ઉત્તમ દર્શાવ્યો છે; અને સ્થળે સ્થળે સમર્થ લેખકનો હાથ જણાઈ આવેછે. મિથ્યાભિમાનખંડન નાટક ( દલપતરામના કરેલા ) જેવો ગ્રામ્ય અને ચાતુર્યરહિત હાસ્યરસ નથી. "ભદ્રંભદ્ર"નું અપૂર્વ અને અદ્વિતીય ગુણવાળું હાસ્યનું પુસ્તક છપાયું તે પ્હેલાં ગુર્જર ભાષામાં ખરા

હાસ્યરસનો ગ્રન્થ માત્ર આ “ ભટનું ભોપાળું ” જ હતો. નવલરામભાઈએ “હાસ્યરસ વિશે” એ મથાળાથી ઈ. સ. ૧૮૭૦ માં લેખ લખ્યોછે, હેમાં આ “ ભટના ભોપાળા ” વિશે જ આત્મપરીક્ષણ કરેલુંછે. નર્મદ કવિયે એ નાટકમાં હાસ્યરસ છે જ નહિં, અસંભવિતપણાનો દોષ છે, એમ આરોપ મૂક્યો હતો તે ઉપરથી એ પરીક્ષા લખાઈ હતી. એ ઉપરથી જેમ નર્મદકવિની હાસ્યરસના જ્ઞાનની ખામી જણાયછે તેમ બીજે પક્ષે નવલરામભાઈની એ લેખમાં હાસ્યરસની મીમાંસાથી હેમની વિદ્વત્તા અને રસતત્ત્વપરીક્ષાશક્તિ જણાઈ આવેછે.* હેમની ફિલસૂફ જેવી ગંભીર વિચારતરંગમાં રમતી મુખાકૃતિની અંદરથી પણ હાસ્યરસની પરામર્શશક્તિ (sense of humour)—બારીકીથી જોનારને—ડોકિયાં કરતી જણાઈ આવતી હતી.* હાસ્યરસની એ પરામર્શશક્તિનું ઊંડું બીજ પ્રમાણની સમજશક્તિ (sense of proportion) ઉપર આધાર રાખેછે; અને તે શક્તિ નર્મદ જેવા જોસથી જ વર્તનારા કવિમાં ના હોય, અને નવલરામ જેવા ગંભીર ઠરેલ જ્ઞાનીમાં હોય એ સ્વાભાવિક જ છે.*

**મેઘદૂત ભાષાન્તર**—નવલરામની કલમ કોઈ પણ પ્રદેશમાં વિફલ પ્રવર્તે એ તો સંભવે જ નહિં. અને તેથી આ ભાષાન્તરમાં પણ હેમણે અમુક પ્રકારનો વિજય મેળવ્યોછે એ નિઃસંશય છે. પરંતુ હેમાં મુખ્ય બે ક્ષતિયો થઈછે. ઘણે સ્થળે મૂળ કાવ્યનું મનોહર તત્ત્વ સચવાયું નથી; અને બીજું એ કે મૂળનો મન્દાક્રાન્તા છન્દ જે પ્રૌઢ મધુરતા ધારણ કરે છે તે, ભાષાન્તરમાં મેઘ છન્દ કરીને નવીન જ કલ્પના કરવાથી લુપ્ત થઈ ગઈછે. એ નવીન છન્દયોજના ‘ મ્હારૂં ગોકુળ જોવાને આવ રે મથુરાના રે વાસી ’ એ દેશીમાં બેસાડાયછે એમ નવલરામે દાવો કર્યોછે; પરંતુ એ ભાષાન્તર છપાયું ત્હારથી આજ

---

* એ મીમાંસામાં ગોવર્ધનભાઈ નવલરામની “ ઊગતી પૃથક્કરણ શક્તિ ”—અર્થાત્ ક્યાસ જુવેછે, અને નર્મદકવિ “હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી” એ નવલરામના વચનમાં ઉશ્કેરાયલી મનોવૃત્તિનું દર્શન કરેછે, તે નવલરામને કાંઈક અંશે અન્યાય આપનારું જણાયછે. (જીવનકથા પૃ. ૨૧ જુવો.)—એ મીમાંસામાં ખાસ પૃ. ૨૨ અને ૨૪ મે જે પૃથક્કરણ ટૂંકામાં પણ સચોટ રીતે કર્યુંછે તે નવલરામનું રસમીમાંસાનું ઊંડું જ્ઞાન સૂચવેછે. એટલું સ્મરણમાં રાખવાનું છે કે આ બધી નોંધ કેવળ કાચા ટિપ્પણરૂપ હતી. તેથી હેને નિબન્ધરૂપ ગણી હેના ગુણદોષ જોવા એ વાજબી નથી. કવિ નર્મદમાં હાસ્યરસની શક્તિ ન હોવાનું બીજ મ્હેં ઉપર બતાવ્યુંછે તેથી, તેમ જ હેમણે હાસ્યરસની કશી રચના રચી નથી તે ઉપરથી પણ “ ત્હમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી. ” એ વચનમાં ઉશ્કેરણી જોવામાં અન્યાય જ છે એ સાબીત થશે. નવલરામના ચિત્તનો પ્રધાન રસ હાસ્યરસ નહોતો એમ ગોવર્ધનરામભાઈ કહેછે, તે કાંઈક અંશે ખરું હોય; પરંતુ “ છતાં એ પુસ્તક જીંદગીના છેલ્લે સુધી હેમને ભાવ હતો ”—એમ પણ ગોવર્ધનભાઈ બતાવેછે. ( જીવનકથા પૃ. ૨૧ ); તો તેથી ખરું અનુમાન તો એ જ સંભવે કે હાસ્યરસ નવલરામભાઈને ઘણો પ્રિય હતો, પરંતુ ગંભીર ચિન્તન અનુભવ વગેરેના પડોમાં ઢંકાઈ રહેલો હતો; છતાં હેમની મુખમુદ્રામાં, મ્હેં ઉપર કહ્યુંછે તેમ, ગૂઢ રહેલો પણ ડોકિયાં કરતો હતો તે નિરીક્ષકને જણાય એમ હતું.

સુધી એ છન્દ એ દેશામાં બેસાડવાને હું હજી સફળ નથી થયો. એ બેના બાંધા તદ્દન જુદા જ પડેછે. વખતે નવલરામભાઈ કાંઇક 'પોતાની' જ રીતે એ દેશી ગાતા હશે. પરંતુ કહેવાની મતલબ એ છે કે મૂળ કાવ્યના ગંભીર-સુન્દર છન્દનો ત્યાગ કરવાથી ભાષાન્તરમાંથી પૂણા ભાગનું આકર્ષણ નીકળી ગયુંછે. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં સમશ્લોકી ભાષાન્તર કરવામાં મુશ્કેલીઓ નડેછે એ નવલરામભાઇએ દર્શાવ્યુંછે અને તે કેવળ ખોટું કારણ નથી. પરંતુ હેમના જેવા સમર્થ કવિથી એ નડતરમાંથી વિજયી થઈને પાર ના પડાય એમ નહોતું. આ વાતો બાદ કરતાં એ ભાષાન્તરમાં ભાષાની શૈલી, રસિકતા વગેરે ગુણોનું કેટલુંક આકર્ષણ છે એ નિર્વિવાદ છે. પરંતુ ભીમરાવનું એ જ કાવ્યનું ભાષાન્તર મન્દાક્રાન્તા છન્દમાં રચાયેલું કેટલાંક દૂષણો છતાં ઘણે ભાગે શ્રવણસુભગ અને મનોહર થયુંછે તે વિચારતાં કહેવું પડશે કે નવલરામભાઇની છન્દની પસંદગીમાં બહુ મ્હોટી હાનિકારક ભૂલ જણાયછે. ' બાલલગ્ન બત્રીશી ' જોડે આ ભાષાન્તરને ગોવર્ધનભાઈ સરખાવીને કહેછે કે સાક્ષર ગણનાના ઉદ્દેશ માટે તો મેઘદૂત ભાષાન્તર જ ચઢે. પરંતુ એ બેનાં સ્થાન સાહિત્યમાં એટલાં જુદી જુદી કક્ષામાં છે કે એને સાથે સાથે સરખાવવાનો પ્રસંગ જ નથી, અને સરખાવવામાં દૃષ્ટિબિન્દુના ત્યાગનો દોષ થાયછે.

**વીરમતી નાટક**—આ નાટકમાં અનેક જગે અનેક દોષો દીસેછે. પરંતુ હેની ખરી કીમત આંકવાની કોઇયે નિષ્પક્ષપાત દૃષ્ટિ વાપરી જણાતી નથી. નાટકરચનામાં કેટલાક સાધારણ પ્રકારના દોષ હેમાં આવી ગયાછે એ કબૂલ કરવું જોઇએ. પરંતુ એ નાટક સમગ્ર વાંચી વિચારી જોતાં હેમાં પણ સમર્થ, વિદ્વત્તાવાળો, જનસ્વભાવને આલેખવાની શક્તિવાળો, રચનાર ઠગલે ઠગલે જણાઈ આવ્યા વિના નહિં રહે, તેમ જ હેમાંનાં કેટલાંક દિલાસ કાવ્યો બાદ કરતાં બાકીની કવિતા પણ ઉત્તમ કવિનું દર્શન કરાવેછે. " પૂછું હું પ્રશ્ન પ્રેમે પૂછું તું જ પદ હે ! પંડિતા શાસ્ત્રી શાણા " ઇત્યાદિવાળું લાંબું સ્રગ્ધરા છન્દનું કાવ્ય જેમ કિલષ્ટ છે તેમ કાંઇક અસ્થાને જણાયછે; પરંતુ હેવા ભાગ અલ્પ જ છે. નવલરામે પોતે જ કીમત આંકેલા આરમ્ભના દુહા—' આ તું આ આ કેશરી પોઢ્યો છો સુજાન ' ઇત્યાદિવાળા—ખરેખરા હૃદયસ્પર્શી છે; અને " બહેલો સંધ્યાયે ગુપત ગિરિ મધ્યે જળઝરો " ઇત્યાદિવાળા શિખરિણી છન્દમાં સુભગાની સ્વગતોક્તિ પણ સુન્દર કવિતા દર્શાવેછે. કોઇ પણ ઠેકાણે કાચો હાથ તો જણાતો નથી. અંક ૫ માનો પ્રવેશ ૩ જો પૂરો થાય છે ત્હાં—

> સળકે મણિધર જેમ, સૌય અણી ઉર અટકતાં,
> ઉછળે વાઘણ જેમ, નિજ અર્ભક પર કર જતાં;

ઇત્યાદિ સોરઠા ઉપરે

> દૈત્ય દળો જોતાં જ ઝાંખડવત ઉર ક્રોધથી;
> વાજા ચોઘડિયાં જ વાગ્યાં ધન સતી વીરમતી.

એમ ઉદ્ગારથી પૂરો કરીને મૂક્યાછે—ને તો નાટકમાં અસ્થાને જ જણાયછે.

અને વખતે એથી હસવું પણ આવે. કેમકે એ માત્ર કવિનું—નાટક રચનારના મનની ઉદ્‌ગારનું જ—વચન છે, તે સાથે શું બન્યું તે વર્ણન હેમાં મૂક્યુંછે,—જે માત્ર રંગ (stage-direction) અભિનયસૂચનાથી સંબંધ એમ છે. હેવી સૂચના લાંબી અને કવિતામાં મૂકવી, અને હેમાં વળી કવિના હર્ષોદ્‌ગાર હેમાં મિશ્ર કરવા એ વિચિત્ર જ જણાશે. આ દોષ જ છે, પરંતુ એ સુધરે હેવો દોષ છે. કોઇ નેપથ્યમાંથી બોલનારના મુખમાં આ વચન મૂક્યું હોત તો બધું ઠીક થઇ જાત. ગ્રીક નાટકમાંના Chorus ના મુખમાં આ પ્રકારનું વચન સંભવે, અને આ સોરઠા કંઇક હેવું સ્થાન–Chorus ના વચનનું સ્થાન–અહિં લેછે એમ કલ્પના થઈ શકે એમ છે.—*

આ નાટકમાં ગોવર્ધનભાઇએ બે દોષ જોયાછે.—

(૧) આ નાટકને બદલે વાર્તા સારી લખાત; અને (૨) રસિક નાટકમાં 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ' અપ્રસંગે આવેછે. પ્રથમના દોષ માટે તો શું કહિયે ? હું નથી ધારતો કે નાટકને બદલે વાર્તા વધારે રસિક થાત. નાટક તરીકે કલાવિધાનના હેવા બારે દોષ લાગતા નથી. એ વિશે પ્રમાણ કરવાને સ્થળ નથી. બીજો દોષ તો અસ્થાને જ બતાવ્યો લાગેછે. 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'નું દર્શન આ નાટકમાં એકાદ પ્રવેશમાં જ કરાવ્યું છે; અને હેમાં એટલી બધી ક્લિષ્ટ કે કેવળ શુષ્કતાવાળી ચર્ચા આણી નથી. અને જે આણીછે તે પણ સપ્રયોજન જણાયછે. જ્ઞાનનો દંભ કરનાર જેન સૂરિયો પોતાનું શાસ્ત્ર [illegible] પણ મદદગાર થાયછે એ અધમતાની સ્થાને વિરોધમાં એ જોડી જ્ઞાનની ચર્ચા પડદામાં મૂકવાનો હેતુ સ્પષ્ટ જણાયછે. "સરસ્વતીચન્દ્ર"ની નવલકથામાં "સુન્દરગિરિ"ની ઠિલસૂફીની ચર્ચા—ને ને વળી સંસ્કૃત ભાષામાં જ—એક પ્રકરણ ભરીને થઇછે તેના સંપ્રયોજનતા કરતાં આ જ્ઞાન જ્ઞાનીઓના પ્રસંગની સપ્રયોજનતા શતગુણ વિશેષ છે.

નવલરામના ગદ્યલેખોમાંથી—વિવિધ વિષયના લેખોનું અવલોકન કરવામાં સ્થળ રોકવાની જરૂર નથી; તેમ જ શાળાશિક્ષણના લેખો પણ, કેટલાક મહત્વના અને અસાધારણ શક્તિથી લખાયલા છતાં, પડતા મૂકીશું. માત્ર હેમાંથી "કચ્છનો ઇતિહાસ" એ એક વિષય વિશે બે બોલ બોલવા જરૂરના છે. હેને 'નવલગ્રન્થાવલી'માં સ્થાન ગણાયું જણાતું નથી; અને એ ખેદની વાત છે, કેમકે એ લેખ ગોવર્ધનભાઈ ધારેછે તેમ કેવળ શાલોપયોગી જ છે—એમ મને જણાતું નથી. શાળાપત્રમાં કકડે કકડે એ લેખ આવતો હતો તે વખત હું એ બહુ રસથી વાંચતો હતો. અને ઇતિહાસને રસિક રૂપ આપી આકર્ષક બનાવવાની કળા હેમાં સારી રીતે પ્રગટ થતી હતી. ઇતિહાસના વૃત્તાન્તોને શુષ્ક નિર્જીવ રૂપ તજાવીને ચૈતન્યમય જીવનાં પાત્રોને રાજ્યરંગ, સંસારરંગ, ઇત્યાદિ ઉપર કરતાં બનાવવાની કળા હેમાં મને જણાઇ હતી.

તો ગદ્યલેખમાંથી ભાષાશાસ્ત્રાદિક સાહિત્યચર્ચા અને ગ્રન્થવિવેચન એ બે વિભાગ

---

* જીવન કથા પૃ. ૫૦

થઈ ગયો હતો. ઉદાહરણ એક જ આપ્યું. સં. कर्म प्रा. कम्म ગુજ. કામ, આ ક્રમ છે. તે માટે ઉત્સર્ગ આપતાં સં. મૂળ શબ્દમાંના र्म ના ર્ નો લોપ થઈ પૂર્વ સ્વર દીર્ઘ થયો એમ ટાંકીને બતાવ્યુંછે. વાસ્તવિક રીતે પ્રાકૃતમાંના સંયુક્તાક્ષરમાંના પ્રથમનાનો લોપ થતાં પૂર્વસ્વર દીર્ઘ થાયછે. આમ ઉત્સર્ગ મૂકવાથી સિંધી, કચ્છી, પંજાબીમાં कम्म શબ્દ છે ત્હેનો ઐતિહાસિક ખુલાસો તથા ગુજરાતી જોડે સંબંધ જણાઈ આવેછે. નવલરામભાઈએ મ્હારું ઈ. સ. ૧૮૮૮ નું ‘જોડણી’ નું પુસ્તક વાંચીને પોતાનો ‘‘વ્યુત્પત્તિપાઠ’ કોરાં પાનાં અંદર નંખાવીને મ્હને મોકલ્યો હતો અને હેમાં સુધારા વધારાની સૂચનાઓ માગી હતી; તે સૂચનાઓમાં મ્હેં આ તત્ત્વની ખામી તરફ હેમનું લક્ષ ખેંચ્યું હતું. હું ધારુંછું કે તે પછી થોડા માસમાં જ હેમના અતિ ઉપયોગી જીવનનો અકાળ અંત આવ્યો ના હોત તો ‘વ્યુત્પત્તિપાઠ’ નવા જ રૂપમાં પ્રગટ થાત. હેમની અને મ્હારી વચ્ચે ઉમરનું મ્હોટું અંતર છતાં, માત્ર મ્હારા પુસ્તકથી આકર્ષાઈને સૂચનાઓ હેમણે માગી હેમાં શમાયલી હેમની વિનીત ઉદારતા-હેમની બાહ્ય મુખાકૃતિના ગંભીર ગર્વયુક્ત દેખાવને ખોટો પાડનારી અન્તઃકરણની ઉદારતા—નો વિચાર કરતાં આ મ્હારી કલ્પના નિરાધાર નથી.

જોડણી તથા વ્યુત્પત્તિના સંબન્ધે, ગુજરાતીમાં ઘણા શબ્દોમાં હકારનું ઉચ્ચારણ થાય છે છતાં વાંચનમાળાની લેખનપદ્ધતિયે હેનો અનાદર કર્યોછે એ પ્રશ્ન નવલરામભાઈના મનમાં પ્રબળરૂપે ઘોળાતો હતો, અને હેમણે હેની ચર્ચા ‘‘જોડણીના નિયમના અર્થ-ગ્રહણ’’ માં બહુ શ્રમથી કરી હતી; અને હકારનું અસ્તિત્વ સ્થાપ્યું હતું. (માત્ર હેનું શબ્દમાં સ્થાન ઠરાવવામાં ક્ષતિ થઈ હતી તે મ્હેં ઈ. સ. ૧૮૮૮ ના ‘જોડણી’ ના પુસ્તકમાં બતાવીછે.) આ હકારના પક્ષની સપ્રમાણતા બતાવવાને ‘‘જૂની ગુજરાતી ભાષાના થોડા એક નમૂના’’ આપનારો લેખ નવલરામે લખ્યો હતો અને હેમાં હકારનું દર્શન ખાસ જોરથી કરાવ્યું હતું. એ લેખ પૂર્વોક્ત ‘જોડણી’ બાબતના લેખની અનુપૂર્તિ તરીકે જ ગણવો જોઇયે; અને એ જ ઉદ્દેશ હેમનો હતો.

સ્વભાષાની સેવામાં એક બીજો લેખ ‘‘સ્વભાષાના અભ્યાસનું અગત્ય’’ એ ઈ. સ. ૧૮૮૮ માં નવલરામભાઈયે લખ્યો હતો તે ધ્યાન ખેંચેછે. યુનિવર્સિટીમાં દેશી ભાષાની ઊંચી પરીક્ષાઓમાં પ્રવેશ આપવાનું યુદ્ધ, જે હજી અંશતઃ જ વિજયી થયુંછે, ત્હેના તે સમયમાં માત્ર આરમ્ભનાં જ રણવાદ્ય વગાડાયાં હતાં. તે વાદ્યના નાદમાં ઉત્સાહથી ઘોષ મેળવનારો આ લેખ છે. છતાં—નવલરામભાઈની હમેશની ટેવ પ્રમાણે અનુરૂપ—એ ઉત્સાહને અંકુશમાં રાખનારા ગંભીર સુરો પણ હેમાં મિશ્ર થયેલા સંભળાયછે; હેને જ પરિણામે જે સંસ્કૃતના અભ્યાસે ગ્રેજ્યુએટોને સ્વભાષામાં તેજ, સામર્થ્ય, અને મધુરતા ગંભીરતાદિ ગુણો ઉમેરવાને શક્તિમાન કર્યા હતા તે ભાષાને કાઢી નાંખીને ગુજરાતીને સ્થાન આપવું નહિં એ શાણપણવાળો અભિપ્રાય દૃઢતાથી હેમણે બતાવ્યો હતો.

નવલરામભાઈની સ્વભાષાભક્તિયે હેમના અન્યભાષા તરફ પૂજ્યભાવને શિથિલ ન્હોતો કર્યો. અંગ્રેજી તથા સંસ્કૃત ભાષામાંના ચાંપત ગુણવાળા લેખોનાં સમર્થ ગ્રન્થો, ગ્રામ્ય, કાવ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ વિષયો ઉપરના, હેમણે મનનપૂર્વક રસવૃત્તિપ્રીતિયી

વાંચેલા જણાયછે. તે ઉપરાંત ફારસી ભાષાનો અભ્યાસ પણ કાંઈક કરેલો જણાયછે.*
આ કારણથી જ ગુજરાતીભાષાના વિષયમાં વ્યુત્પત્તિ જેવા ખાસ વિષયમાં હેમનાં વચનો વજનદાર બન્યાંછે. ગુજરાતી ભાષાનું પૂર્ણ જ્ઞાન હોવાનો અધિકાર પ્રાપ્ત થવા માટે સંસ્કૃત, પ્રાકૃત, અને ફારસી એ ત્રણે ભાષાના જ્ઞાનની આવશ્યકતા છે, તે હાલના કેટલાક લેખકો ભૂલી જતા જણાયછે. આ સાથે અંગ્રેજી ભાષાના સંસ્કારો પણ તેટલા જ લાભકારક છે. આ સર્વ સંસ્કારોને લીધે જ "શું સંસ્કૃતભાષા કોઇ સમે બોલાતી હશે?" એ વિષય ઉપર કાંઈક ચાતુર્ય અને બુદ્ધિસંસ્કારવાળો લેખ હેમણે લખ્યોછે.+ અને એ જ ફારસી અને સંસ્કૃતના મિશ્ર સંસ્કારને લીધે "જનાવર" શબ્દની કવિ દલપતરામે બતાવેલી (જન + અવર એ) કૃત્રિમ વ્યુત્પત્તિનો ઉપહાસ કરનારો લેખ ઉત્પન્ન થઈ શક્યો.§ ફારસી જાન=પ્રાણ + વર=વાળું એમ સંસ્કૃત 'પ્રાણી' ને પૂર્ણ મળતો શબ્દ 'જાનવર' છે તે જ બગડીને 'જનાવર' ગુજરાતીમાં થઈ ગયુંછે એ હવે તો સર્વવિદિત છે. પણ તે સમયમાં હેની નવીનતા હશે. અને નવલરામભાઈ પણ હાવા છૂટક શબ્દોનાં મૂળ વિશે ચર્ચાઓ પ્રગટ કરતા હતા, તે જોઇને મ્હારાં હેવાં કૃત્યો માટે મ્હને કાંઇક આશ્વાસન મળેછે. સંસ્કૃત ભાષા બોલાતી ન્હોતી એ મતનું હાલ ડૉ. ભાંડારકર જેવા સમર્થ પંડિતોએ સબળ દલીલોથી ખંડન કરી નાખ્યુંછે એ ખરું. પરંતુ નવલરામભાઈના લેખમાં નિઃસાર દલીલોનો આશ્રય તો નથી જ થયો. અને હેમણે ચર્ચા ચલાવવા માટે દિગ્દર્શન જ કર્યું છે, મત દૃઢ રૂપે સ્થાપ્યો નથી, સંદેહ જ બતાવ્યોછે.

સાહિત્યચર્ચાના મુખ્ય વિભાગમાંથી થોડાક મહત્ત્વના લેખ જ લઇશું. "અકબર બિરબલ નિમિત્તે હિન્દી કાવ્યતરંગ"—એ ગદ્યપદ્યમય લેખ પ્રથમ ધ્યાન ખેંચેછે. કલ્પિત વસ્તુ વાર્તા મકી હિન્દી કાવ્યના ચતુરાઈના ખેલ હેમાં છે; એ પ્રકારના ખેલમાં ખરું કવિત્વ સંભવે તો નહિં જ. પરંતુ એ મર્યાદા સ્વીકારીને એટલું તો કહેવું પડશે કે નવલરામભાઇયે હેમાં ચાતુર્ય ઉત્તમ રીતનું વાપર્યુંછે. અનેકાર્થ શ્લોકો હિન્દીમાં પોતે જ રચી, તે ઉપર જગન્નાથ પંડિત, બિરબલ, અકબરના બીજા દરબારી મુસલમાન કવિ પંડિતો વગેરે અર્ધકલ્પિત પાત્રોના મુખમાં એ કાવ્યોના અર્થો ઉપર ચાતુર્યચર્ચા મૂકીછે. એક ચિત્રમાં બે ત્રણ ચિત્રો જુદે જુદે સ્થળેથી જોતાં જણાય હેવાં ચિત્રો જેમ ચિત્રકલામાં કલાહીન છે તેમ કવિતામાં હાવાં કાવ્યો ખરા કવિત્વના તત્ત્વરહિત જ છે. આ વાત પ્રસ્તુત લેખમાંનો એક અનેકાર્થ શ્લોક લઈને ર્‌હેજ ઘણા વર્ષ ઉપર (ઈ. સ. ૧૮૯૦ માં) "એક ચિત્ર જોઈ સૂઝેલા વિચાર" એ નામનો લેખ બુદ્ધિપ્રકાશમાં પ્રગટ કરીને દર્શાવી હતી. ગોવર્ધનભાઈ આ "અકબર બિરબલ નિમિત્ત કાવ્યતરંગ" ને નવલરામના લેખોમાં ઉત્તમ પદ આપેછે અને પ્રશંસાને શિખરે ચઢાવેછે એ જોઇને કેવળ આશ્ચર્ય જ લાગેછે.‡—નવલરામની કવિ, સાક્ષર, વિવેચક ઇત્યાદિ તરીકેની કીર્તિ

* જીવનકથા. પૃ. ૧૫ (નવલગ્રન્થાવલી)

+ નવલગ્રન્થાવલી, ભાગ, ૨ પૃ. ૫૦

§ નવલગ્રન્થાવલી, જીવનકથા પૃ. ૪૬

‡ જીવનકથા. પૃ. ૫૦—૫૧.

આ શિવાય વધારે મહત્ત્વના ગુણવાળા લેખોના સ્તમ્ભ ઉપર ટકી શકે એમ છે. એ બીજા સ્તમ્ભો ખરા લાલિત્યવાળી કોતરણીના, ખરા સૌન્દર્યની રેખાના કાપવાળા છે, ત્હારે આ ચાતુર્યનો લેખ તે માત્ર ગણિતની આકૃતિયોવાળી જાળીઓની કોતરણીવાળો જ સ્તમ્ભ છે.

કવિ નર્મદનું જીવન નવલરામભાઇયે લખ્યુંછે ત્હેને જો ગોવર્ધનભાઇયે ઉચ્ચું સ્થાન, ઉપરાંત કહેલા ચાતુર્યના લેખને બદલે, આપ્યું હોત તો યોગ્ય તુલના કરી ગણાત. એ જીવનના લેખમાં ગંભીર વિચાર, જનસ્વભાવનું ઊંડું અવલોકન, નર્મદના બુદ્ધિ, સ્વભાવ, ઇત્યાદિની નિષ્પક્ષપાત તુલના, દેશકાલાદિકની સ્થિતિનું સમગ્ર દર્શન કરવાની શક્તિ, વગેરે હેવા મ્હોટા ગુણો પ્રગટ થાયછે, અને એ વિચારોને અનુરૂપ સાદી પણ ગંભીર ભાષાશૈલીનો આદર હેવો થયોછે કે એ લેખને નવલરામનાં ઉત્તમ લખાણોમાં બહુ ઉંચી પદવી આપી શકાશે.

નર્મદ કવિનું જીવન લખવાને યોગ્યતા અને અધિકાર નવલરામભાઇનામાં સંપૂર્ણ રૂપે હતાં. હેમનો એનો સંબન્ધ લાંબા વખતથી અને પરસ્પર મિત્રભાવ ગાઢો* બંધાયા છતાં એક બીજાથી સ્વતન્ત્ર મત ધારણ કરી ચર્ચા તથા વાદ કરવાનો રિવાજ હેમનો હતો.× આ કારણથી તેમ જ નવલરામની હેમના સમયમાં અદ્વિતીય વિદ્વત્તા અને ઠરેલ વૃત્તિને લીધે એ જીવન લખવાને હેમના સિવાય બીજો કોઇ લેખક યોગ્ય ન્હોતો. એ જીવનમાં નર્મદ કવિના ચરિત્રની પરીક્ષા મિત્રતાના સમભાવથી, છતાં વિવેચકની જવાબદારીના પૂર્ણ જ્ઞાનથી ઉત્પન્ન થએલી ન્યાયદૃષ્ટિથી, એકંદર રીતે જોતાં થઈ જણાયછે. એકંદર રીતે એમ સંકોચક વચન મુકવાનું કારણ છે; નર્મદ કવિની સ્વભાવઘટનામાં અમુક જાતની કૃત્રિમતા હતી,—જેને લીધે બાયરન કવિ વગેરેની નકલ એ કૃત્રિમતામાં પણ કરતા હતા હતા,—લખાણમાં, વિચાર શૈલીમાં, ન્હાનાં મ્હોટાં આચરણોમાં; અને એ કૃત્રિમતાને લીધે નકલના દોષ આવતા હતા અને નકલના આદર્શભૂત પાત્રના ગુણોનો ગન્ધ પણ ન્હોતો પ્રાપ્ત થતો;—એ નર્મદનું સ્વરૂપ નવલરામભાઇ જોઈ શક્યા ન્હોતા અથવા તો મિત્ર તરીકેના સ્નેહભાવે હેને સમગ્ર ચિત્રમાંથી લુપ્ત કરાવ્યું હતું એમ લાગેછે.

પરંતુ નર્મદની પરીક્ષામાં નવલરામે ક્રમે ક્રમે પોતાના આરમ્ભકાળના કાચા વિચાર તજતા જઈ અંતે દૃષ્ટિ સત્યના બિન્દુ આગળ ઠરાવેલ હતો એ સ્પષ્ટ જણાયછે. ઈ. સ. ૧૮૫૭ માં નર્મદની કવિતા પ્રેમાનન્દ કરતાં પણ ચડતી લાગી હતી† તે જ નવલરામને ધીમે ધીમે હેની ખામીઓ જણાઈ અને ઈ. સ. ૧૮૮૭માં જીવન લખવા બેઠા તે વખતે ખરી તુલના કરવાને સમર્થ થયા. આ પ્રકારમાં અસ્થિરતાને બદલે મનની સત્યસ્વીકારક વૃત્તિનો સદ્‌ગુણ જ નવલરામનામાં પ્રત્યક્ષ થાયછે. મન બદલવામાં જે હિમ્મતની જરૂર છે તે વિશે નવલરામના જ એ જીવનમાં લખેલા શબ્દો હેમને વિશે લાગૂ પાડી શકાશે:—

---

* નવલગ્રન્થાવલી, ભાગ, ૨ પૃ—૩૨૨.

× નવલગ્રન્થાવલી, ભાગ, ૨ પૃ—૧૯.

† નવલગ્રન્થાવલી, ભાગ—૨, પૃ. ૧—૧૧.

"એકવાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ પાંડિત્યને દૂષણ લગાડનારું છે એમ બોલવાને જ હમે અપાંડિત્ય ગણિયે છિયે."§

"ખરું જોઇએ તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથિયું છે. અધિક અનુભવ ને વિચારને યોગે નિરન્તર પોતાની ભૂલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથી જ માણસ ડાહ્યું થતું જાયછે, અને દુનિયાનો સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથી જ થયેલોછે."§

અલબત્ત આ વચનોને યોગ્ય મર્યાદાઓ તો આવશ્યક જ છે; પાછલી ભૂલો તજવાનો જ પ્રશ્ન છે, પાછલા સર્વ મત તજવાની વાત નથી. નહિં તો તો આજ હિન્દુ, કાલ ક્રિશ્ચન, પરમ ફરીને પાછા હિન્દુ, પછી વળી મુસલમાન—એમ કાચંડાની પેઠે નવા નવા રંગ બદલનાર અસ્થિર પુરુષો પણ આ વચનોને આધારસૂત્ર માની હેની ઢાલ ધરવાને તત્પર થશે; તેમ જ સ્થિર મતને અને શ્રદ્ધાને જગતમાંથી બહિષ્કાર મળશે.

આ વચનોના ધોરણનો ઉપયોગ નર્મદની કવિ તરીકેની તુલનાને મ્હેં લાગૂ પાડ્યોછે, પરંતુ તે ઉપરથી "નર્મદ કવિ અને સુધારો" એ પ્રશ્નની નવલરામે એ જીવનકથામાં કરેલી ચર્ચા ઉપર સહજ આવાશે. જવાનીના કાળમાં ઉચ્છૃંખલ ઉચ્છેદક સુધારાનો ડંકો વગાડનારા નર્મદ કવિનું ઉત્સાહની નદીનું પૂર—સરસ્વતીના પ્રવાહની પેઠે—અરણ્યમાં જઈ સુકાઈ ગયું, અને અન્તિમ વર્ષોમાં હેમના વિચાર બીજે જ છેડે જઈને અતિસાંક્ષક કક્ષામાં જઈને બેઠા, તે પ્રશ્ન ચર્ચવામાં નવલરામભાઈએ નર્મદને પૂર્ણ ન્યાય આપ્યોછે એ ખરું; અને નર્મદ કવિનો સમર્થ બચાવ આપનારો જીવનચરિતનો એ ભાગ નવલરામની ગંભીર વિચારશક્તિનો સબળ પુરાવો અને નમૂનો બતાવેછે એ પણ ખરું. પરંતુ સમર્થ અને વિચારપૂર્ણ બચાવ ઉપરાંત એ વિશેષ નથી. એથી નર્મદના અન્તિમકાળના વિચાર ખરા હતા એમ સિદ્ધ થતું નથી અને એમ દર્શાવવાનો નવલરામનો ઉદ્દેશ પણ ન્હોતો. હેમનો હેતુ તો નર્મદ ઉપર બુદ્ધિની ક્ષીણતા વગેરેના આરોપ મૂકનારાઓને સબળ ઉત્તર અને નર્મદના ફેરફારનું સુશ્લિષ્ટ સમાધાન આપવાનો જ હતો.*

ઈ. સ. ૧૮૮૦ માં "શું સુધારો પડી ભાગ્યો !" એ મથાળાથી આરમ્ભાયલા× "સુધારાના ઇતિહાસરૂપે વિવેચન"માં નર્મદના પાછલા કાળમાં બદલાયલા વિચારોનો સમર્થ ઉત્તર નવલરામભાઈએ આપ્યોછે, હેમાં દર્શાવેલા હેમના મત બદલાયલા જણાતા નથી. એ લેખ વાંચનારને જીવનચરિતમાં નર્મદના મતપરિવર્તનનું સમાધાન એ જ ઉદ્દેશ હતો હેની ખાતરી થશે.

---

§ નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ-૩૨૫ (મૂળ તથા ફૂટનોટ)

* નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ.-૩૨૫, પે-૩ થી શરૂ થતો પેરેગ્રાફ

× નવલગ્રન્થાવલી ભાગ, ૨ પૃ. ૧૩૮-૧૫૫.

આ જીવનચરિતનો આ સમગ્ર ભાગ વાંચ્યાથી જ નવલરામના સામર્થ્યનું ખરું દર્શન થઈ સકશે—માટે જેણે એ ના વાંચ્યું હોય ત્હેને તે વાંચવાની, અને વાંચ્યું હોય ત્હેને ફરીથી વાંચવાની ભલામણ કરૂંછું. આ લેખમાં નવલરામની ગંભીર ચિન્તકને ઉચિત ભાવિ-દર્શનની અસાધારણ શક્તિ જણાવનારો એક ઉતારો આપ્યા વિના નથી રહેવાતું:—

"આપણા દેશમાં હાલ હાવી મતાન્તરક્ષમા (spirit of toleration) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મ્હોટું રણક્ષેત્ર થઈ પડ્યુંછે, અને જ્યહાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી, ત્હાં સુધી આપણે મતાન્તરક્ષમા નહિં રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મ્હોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે. આપણામાં જૂના વિચારના અને નવા વિચારના હેવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠા જ છે, અને ત્હેમાં હવે નવા વિચારવાળાઓમાં પણ એક મ્હોટી ફાટ પાડવાની ખડી તજવીજ ચાલીછે, અને જો ત્હેમાં આપણે ભોળવાયા, તો પછી આ નવા કુસંપનો કોઈ પણ પાર રહેવાનો નથી. અત્યારમાં જ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક હેવા શબ્દો બોલાવા લાગ્યાછે, અને હમે ઘણા ખેદથી જોઈયે છિયે કે એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુ જ પાસે આવતો જાયછે."*

આ ગંભીર વચનો ઈ. સ. ૧૮૮૭ માં બોલાયાં હતાં. મિ. મલબારીએ 'બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય' એ પ્રશ્નો ઉપર આખા ભરતખંડમાં સબળ સંચલન કરનારું ન્હાનું ચોપાનિયું પ્રગટ કર્યાંને તે વખત ત્રણ વર્ષ થયાં હતાં, અને એથી ઉત્પન્ન થયેલા વાદવિવાદે કોઈક લોકોની આંખો ઉઘાડી હતી; પરંતુ તે સમયના ચિહ્નોનું ખરું દર્શન કરીને ભવિષ્યનું દૂર દર્શન કરવાની શક્તિ જે આ ઉતારામાં જણાયછે તે વિરલ ચિન્તકોને જ લભ્ય છે. સાંસારિક સુધારાના કોન્ફરન્સનો આ લેખ લખ્યા પછી થોડાંક વર્ષે જન્મ થયો; નેશનલ કોંગ્રેસને ઉત્પન્ન થયે બે જ વર્ષ તે વખત થયાં હતાં. અને નેશનલ કોંગ્રેસના કેટલાક એકપક્ષી કર્તા હર્તાઓએ સોશિયલ કોન્ફરન્સને પોતાના મંડપમાં સ્થાન ના આપીને તે સાથે ઉઘાડો વિરોધ તો આ લેખ પછી કેટલાંક વર્ષે દર્શાવ્યો હતો. છતાં આટલાં વર્ષ પ્હેલાં રાજકીય સુધારાને સાંસારિક સુધારાથી અલગ પાડવાની આત્મઘાતક કૃતિનું ભાવિદર્શન, અને સાંસારિક સુધારામાં પણ બે પક્ષ પડવાનો ભય—જે ૧૮૯૦–૯૧માં પ્રબળ ક્ષોભ થઈને ખરો પડ્યો—તે ભય તરફ ભાવિદ્રષ્ટાની ચેતવણીના વાધનું સમર્થ ધોરણ—આ લેખમાં જોઈ નવલરામભાઈની તરફ ખરે અદ્ભુત માનવૃત્તિ ઉત્પન્ન થાયછે.

આ લેખમાં નવલરામભાઈએ પોતાની હમેશની મધ્યમાર્ગી ઠરેલ દૃષ્ટિથી સુધારા સંબન્ધે કેટલાક અધવચલા અભિપ્રાયો દર્શાવ્યાછે ખરા. સુધારાનું ધોરણ 'શક્યતા અથવા અશક્યતા' એ જ છે, અર્થાત્ અમુક સુધારો તે તે દેશકાલ જોતાં શક્ય હોય તો તે યોગ્ય, અશક્ય હોય તો અયોગ્ય; તેમ જ અધીરાઈ અને આકળાપણું છોડીને સહુએ

* નવલગ્રન્થાવલી. ભાગ ૨, પૃ.–૩૨૬.

પોતપોતાના વિચાર ભીડાશથી લોકમાં ફેલાવવા એ જ સુધારકોનો વ્યવહારધર્મ છે;—આમ એઓ બોલ્યાછે.§ આ વિચારો હેમના વગલા સમયના વિચારોથી કાંઇક ભિન્ન, વખતે, જણાશે. ઈ. સ. ૧૮૭૫ માં નવલરામભાઇનું ૯૯ વચન નીચે પ્રમાણે છેઃ—

"માનવું કાંઇ અને કહેવું કાંઇ એ ધર્મ તથા નીતિ બંનેથી વિરુદ્ધ છે. 'ધીરે ધીરે સુધારાનો સાર' એ બોધ ફ્રીળ ગાનારી બાયડીઓને જ અનુસરતો છે એમ હમે માનિયે છિયે. હમે તો "सत्यं जयति" એ મહાવાક્યને જ પારી નીતિ ગણિયે છઇયે અને કદાપિ અર્થબુદ્ધિવાળાઓને તે નહિં પરવડતું હોય તોપણ હમારું અન્તઃકરણ તો તે જ માન્ય કરી શકેછે."×

આમ ૧૮૭૫ ના મતમાં અને ૧૮૮૭ ના મતમાં કોઇને વિરોધ ભાસશે. પરંતુ કેટલેક અંશે તે આભાસ જ છે. ઈ. સ. ૧૮૭૫ ના મતમાં 'માનવું' અને 'બોલવું' એ બે વચ્ચે અવિરોધ સાચવવાનો આગ્રહ છે. ઈ. સ. ૧૮૮૭ના લેખમાં એ મતમાં ધારણ કરેલા અને વાણીમાં દર્શાવેલા અભિપ્રાયોને વ્યવહારમાં કૃતિમાં ઉતારવાના પ્રશ્નનો વિચાર છે. અને વ્યવહારને અંગે જ દેશકાલાદિકથી ઉત્પન્ન થતી પરિસ્થિતિનું નડું બળ ગણનામાં લીધા વિના છૂટકો જ નથી. આમ નવલરામભાઇનાં વચનોનો સમન્વય ધટાવી સકાય એમ છે. તોપણ, યદ્યપિ એ ખરું છે કે મન અને વાણીએ સ્વીકારેલી ઉચ્ચ ભાવનાને ઇષ્ટ લક્ષ્ય રૂપે રાખ્યા કરી વ્યવહારમાં કૃતિ દેશકાલાનુસાર શક્યતાને ધોરણે રાખી તે ઉચ્ચ લક્ષ્ય તરફ સતત પ્રવૃત્તિ રાખવી એ રીતિમાં મન, વાણી, અને કૃતિ ત્રણેનો અવિરોધ વસ્તુતઃ સચવાશે, તથાપિ એટલું તો કહેવું પડશે કે વ્યવહારમાં, પણ કેવળ શક્યતાનું ધોરણ પરમ પૂજ્ય ગણવામાં બહુ દોષનો પ્રવેશ થવાનો ભય છે. શક્યતાની કસોટી શી ? ભીરુને મન અશક્ય તે વીરને મન શક્ય અને કર્તવ્ય છે. શક્યતાના ધોરણને ઢાલરૂપે વાપરવાનું ભીરુ જનોને પ્રત્યેક સુધારાને કૃતિમાં મૂકવાને પ્રસંગે ફાવી જશે. માટે શક્યતા તે સરકતું ધોરણ બની જાય એમ છે. તેથી सत्यमेव जयतेના પક્ષવાદીઓ તો સત્ય અને ન્યાય એ નિશ્ચલ ધોરણને જ માન્ય ગણશે,—વ્યવહારને માટે પણ. કોઇ કહેશે ન્યાય અને સત્યની પણ કસોટી શી ? ન્યાય અને સત્ય તે પણ દેશકાલાદિ દૃષ્ટિથી સાપેક્ષ, કલ્પનાઓ જ છે. પરંતુ હેની સાપેક્ષતા કાંઇક અચલ તત્ત્વોના મૂળમાં બંધાયલીછે; અને શક્યતાના ધોરણને તો કેવળ ભીરુનિર્ભીરુના હૃદયની ચંચલસ્થિર વૃત્તિનો ડગમગતો પાયો છે. અને અશક્યાભાસીને શક્ય બનાવનારા કર્મવીરો વિના કદી પણ સુધારારૂપ પ્રગતિ થતી જ નથી એ વાતને જગતનો ઇતિહાસ સાક્ષી આપેછે. તેથી પરિણામે તો ઊંચું ધોરણ. ન્યાય અને સત્યનું જ સ્વીકારવું પડશે. પરંતુ આ ચર્ચામાં અહિં ઊંડા ઊતરવું અપ્રાસંગિક છે, સાર માત્ર એ છે કે નવલરામભાઇએ સત્યનું ધોરણ તજ્યું એમ હું નથી માનતો; નર્મ કવિના જીવન માંહેના બચાવ કરવાના ઉત્સાહના પૂરમાં તણાઇ જઇને કાંઇક વિરોધાભાસી વચનો બોલાયાં જણાયછે. છતાં એ હેમનો મત છેવટનો બદલાયલો ગણીશું તો હેમાં કાંઇક ખરી (અલ્પાંશે જ) ભૂલ હતી એમ કહેવું પડશે.

§ નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ.-૩૨૮-૩૨૯.

× નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ.-૧૩૭.

"બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય" એ પ્રશ્નો ઈ. સ. ૧૮૮૪ માં મિ. મલબારી-ના અદ્વિતીય પ્રયાસને લીધે ચર્ચાયા ત્હેમાં નવલરામભાઈયે કરેલું વિચારનું અર્પણ હેમની ધીર ગંભીરતાને અનુરૂપ જ હતું. એ પ્રશ્ન ઉપરનો હેમનો લેખ આટલા વર્ષને અંતરે પણ મનન કરવા લાયક છે.§ અલબત્ત આ યુગમાં કાળ લાંબી ફલંગો ભરીને બધે ચાલેછે. તેથી એ પછીના ૫ા સૈકામાં એ વિચારોને વિશિષ્ટ કરનારા અનેક ફેરફાર થયાછે એ ખરું. ઉપર કહેલા પ્રશ્નો વિશે લખતાં નવલરામભાઈયે એ બે રિવાજોના હાનિકારક પરિણામ ઇત્યાદિ ઉપર તો સમર્થ વાણીથી પ્રહાર કર્યો જ હતો. માત્ર એ રોગના ઉપાય બાબત મતભેદ હતો. સરકારની મદદ લઈને એ સુધારા કરવા કે તે વિના—એ જ મહત્ત્વનો મુદ્દો હતો. અને તે સમયના બીજા અનેક ધીર સુધારકોની પેઠે નવલરામભાઈયે પણ સરકાર-ની મદદની અનિષ્ટતા ઉપર વિશેષ ભાર મૂક્યો હતો. સ્વ. ભોળાનાથ સારાભાઈયે પણ એ જ ધોરણ હેમના મતમાં દર્શાવ્યું હતું.× આ મતનો મૂળ પાયો એ હતો કે રાજ કરનારી પ્રજા વિદેશીય હતી અને પશ્ચિમના અને પૂર્વના સુધારાની ભાવનાઓ અને સ્વરૂપ પરસ્પરભિન્ન હતાં. વિરુદ્ધ પક્ષની દલીલો હેવી હતી કે લોકો પોતાની મેળે કશું કરતા નથી અને કરવાના નથી; અને ચર્ચાવિષય પ્રશ્નોનો ખરો પાયો તો ન્યાય, દયા, સત્ય એ શાશ્વત તત્ત્વોમાં સ્થપાયલો છે અને તેથી અનાથ નિર્દોષ બાળકીઓ અને સ્ત્રીઓના નિકટ સમ્બન્ધીઓ વસ્તુતઃ શત્રુરૂપ થાય ત્હાં રાજ્યકર્તાએ વચમાં પડી ત્હેમનું રક્ષણ કરવું એ પૂર્વના તેમ જ પશ્ચિમના સિદ્ધાન્તો પ્રમાણે કર્તવ્ય છે. આ વિવાદમાં અહિં ઊંડા ઊતર-વાનો પ્રસંગ નથી. પરંતુ વિરોધાભાસ જેવું બોલવું પ્રાપ્ત થાયછે કે એ બંને પક્ષ ખરા હતા. પ્રજાના સમુદાયને કાયદાને બળે ત્હમે સુધારી નહિં શકો એ સત્ય અમુક મર્યાદા સુધી જ ખરું છે. તે મર્યાદાની પેલી પાર ગયા એટલે ન્યાય, અનાથનું રક્ષણ, ઇત્યાદિ મ્હોટાં તત્ત્વો આપોઆપ પોતાનું બળ દર્શાવશે જ. કાયદાનો મ્હોટો ઉદ્દેશ તો એ જ છે કે અન્યાયના આઘાતમાંથી અનાથનું રક્ષણ કરવું. તેમ જ વિદેશીય રાજ્યકર્તા છતાં, જ્હાં લોકોમાંથી બહુ મ્હોટા અને વજનદાર તેમ જ નિષ્પક્ષપાત સમુદાયના મતની સહાયતા હોય તો વિદેશીય રાજ્યકર્તાએ પણ કાયદાના સાધનથી એ સુધારા દાખલ કરવામાં બાધ નથી. પ્રજામંડળના વિચારનું પ્રતિબિમ્બ કાયદામાં પડેછે; અને હેવે પ્રસંગે એ ખરું પ્રતિ-બિમ્બ જ બનશે. તેમ વળી પ્રજાના મ્હોટા વર્ગમાં વિચાર બદલાયા હોય તો હિન્દુસ્તાન જેવા અનેક નાતો વગેરેથી વિભક્ત થઈ ગયેલી પ્રજા પોતે એ સુધારા પોતપોતાના વિ-ભાગને અનુરૂપ કરી શકશે એ વિચાર પણ ભૂલભરેલો છે. કેવળ અલ્પ વર્ગના વિશિષ્ટ રિવાજો વગેરેની વાત જુદી છે. પરંતુ મહત્વના પ્રશ્નોમાં તો બહુ ભાગે સ્વીકારેલા સુધારા માટે વિશાળ સમુદાયને યોગ્ય કૃતિની જરૂર છે—અને તે રાજ્યકર્તા કરે તો જ હેનામાં શાસન-બળનું તત્ત્વ પેસે. પછી છૂટક વિભાગને ઘટતી ન્હાની વિગતોની વ્યવસ્થા તે જ રાજકૃત કાયદામાં દાખલ કરી શકાશે—અને એ રીતે બધા ઉદ્દેશ સચવાશે. આ ઉપરાંત આ ૨૫ વર્ષમાં રાજકીય વ્યવસ્થા અને બંધારણમાં મહત્ત્વના ફેરફાર થયાછે; પ્રજાને રાજ્ય વ્યવ-સ્થામાં અને ખાસ કાયદા કરવામાં મહત્ત્વના નવા હક મળ્યાછે. પ્રજાના પ્રતિનિધિયો

§ નવલગ્રન્થાવલી, ભાગ–૨, પૃ–૨૬૬–૨૭૩.

× ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત પૃ. ૮૨ તથા પૃ. ૮૯.

કાઉન્સિલમાં નવા કાયદાના ખરડા દાખલ કરી સકેછે. તો હવે કાયદા કરનારા મંડળના વ્યાપારને પૂર્વના કરતાં વિશેષ રૂપે પ્રજાના વિચારના પ્રતિબિમ્બરૂપ થવાનો અવકાશ છે.

નર્મદના જીવન ઉપરથી આપણે બહુ આગળ ચાલી ગયા. પરંતુ એ જીવનના મ્હોટામાં મ્હોટા પ્રસંગનું મહત્ત્વ વિચારતાં વાચક આ દેખાતી વિષયાન્તરતા માટે ક્ષમા કરશે એમ આશા છે. નર્મદ અને નવલરામ એ બેનો સંબન્ધ વિચારતાં આ જીવનની ચર્ચા ઉપરથી એ બે મિત્રોની કેટલીક બાબતોમાં પરસ્પર તુલના કરવામાં આપણું મન આપોઆપ પ્રવૃત્ત થાય એમ છે. બંને જવાનીના કાળના મિત્ર હતા, ગાઢ મિત્ર હતા; છતાં મનનું બંધારણ અને વ્યવહારની પ્રવૃત્તિ તથા ભાવનાઓ—એ સર્વમાં એક બીજા વચ્ચે વિશાળ અંતર હતું. આરમ્ભકાળમાં નર્મદ કવિ વિચારમાં તેમ જ આચારમાં ઉચ્છૃંખલ, જુસ્સાના જોરમાં ( કાંઈક સ્વાભાવિક જુસ્સાને લીધે તેમ કાંઇક હેની વિલક્ષણ કૃત્રિમતાને લીધે ) સ્વચ્છન્દે વર્તનારો હતો; નવલરામભાઈ મૂળથી જ ઠરેલ વિચાર તરફ વૃત્તિવાળા ઊંચી ભાવનાઓને શાન્ત સાધનો વડે સાધવાનું ઇષ્ટ ગણનારા તે છેવટ સુધી રહેવા જ ગંભીર ઠરેલ સ્વભાવના રહ્યા. નર્મદની મિત્રતાએ હેના અનિષ્ટ આચરણોના છાંટા નવલરામભાઈને લગાડ્યા જણાતા નથી.

> " નર્મદ કવિ નિત્ય ઊડતો રે જ્હારે નિશામાં ચૂર,
> કહું બલિહારી નિશાતણી. "
>
> " ચલો ચલો શું વાર લગાડો ? ચલો પીંવા માંડો;
> ચાંદની આ તો ખૂબ ખીલી રહી મસ્ત બની મ્હાલો. "

એમ મદ્યપાનનું સ્તુતિગાન કવિતાના માનને યોગ્ય ગણનારા નર્મદે નવલરામભાઈની ધીર પ્રકૃતિને વિકાર ન્હોતો પમાડ્યો. ગોવર્ધનભાઈ આપણને જણાવેછે+ તેમ નવલરામનો નિશો માત્ર ભાંગ્ય સિવાય બીજો ન્હોતો, અને અમદાવાદમાં વસ્યા પછી તે પણ ઓછો થઈ ગયો જણાયછે. નર્મદના વિચારનું ઘડિયાળનું લોલક એક છેડેથી બીજે છેડે ગયું, પરંતુ નવલરામ ગંભીર મધ્યમાર્ગી ચિન્તનમાં જ બહુ અંશે સ્થિર રહ્યા; વૃદ્ધકાળમાં નર્મદે વિચાર ફેરવ્યા તેમ હેમને જરૂર જ ના પડી; પ્રથમથી જ ઠરેલ દૃષ્ટિથી ખરા લક્ષ્યનું દર્શન એ કરી સકતા હતા. નર્મદ સુરતથી મુંબાઈમાં જઈ વસતાં ત્હાંના વાતાવરણથી વિશેષ મસ્ત થયો; નવલરામ સુરતથી અમદાવાદ આવી ત્હાંના ઠરેલ વાતાવરણમાં વિશેષ ધીર વિચારના બન્યા; મૂળથી મનનું બંધારણ જ ધીરતાનું તે જુદી વાત. અમદાવાદની પ્રાર્થનાસમાજના સંસ્કારોનો આ વ્યાપારમાં અંશ અલ્પ ન્હોતો. આ સર્વ ઉપરથી એમ સમજવાનું નથી કે નવલરામે આરમ્ભથી જ વિચાર જે બાંધ્યા તે છેવટ સુધી કાયમ રહ્યા; મનનો વિકાસ થવાના નિયમ પ્રમાણે હેમણે પણ જુદા જુદા ક્રમોમાં થઈને છેવટના વિચારોમાં મન ઠરાવ્યું હતું. પરંતુ હેમનો વિકાસ સનિયમ ઉત્ક્રાન્તિના સ્વરૂપનો હતો, અને અન્યોન્ય આઘાતક વિચારોમાં હેમનું મન અથડાયું ન્હોતું એટલું જ દર્શાવવાનું છે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

+ નવલગ્રન્થાવલી, જીવનકથા, પૃ–૩૯.

# વૈભવ સંપાદન.

જે હૃદય સત્ય, પ્રમાણિક અને નિર્મળ હોય છે અને જે હૃદયમાં વૈભવ સંપાદન કરી ખરી રીતે ભોગવવાની ઇચ્છા હોય છે તેજ હૃદયને વૈભવની પ્રાપ્તિ થાય છે હલકા હૃદય શિવાય બીજી પણ જાતના હૃદયને હેની પ્રાપ્તિ થતી નથી કારણ વૈભવ તે પણ સુખની પેઠે મન ઉપર આધાર રાખે છે તે અંત સ્થિતિ છે. બાહ્ય વસ્તુ નથી કોઇ પણ લોભાવિષ્ટ માણસ હોય તે લક્ષાધિપતિ થવા પામે છે, પણ તે હમેશા મનમા કંગાલ દરિદ્ર અને નીચ હોય છે, અને જ્યાંહા સુધી હેનાથી ચઢતી સ્થિતિનો કોઇ પણ માણસ જુવે છે ત્યાં સુધી હેના મનથી તે પોતે પોતાને ગરીબજ ધારે છે પણ પ્રમાણિક નિષ્કપટી, અને પ્રેમાળ માણસ તો હેની પૈસા ટકા સંબંધી સ્થિતિ સારી નથી હોતી તો પણ સુખી હોય છે " જે અસંતુષ્ટ હોય છે તે સર્વદા કંગાલ હોય છે જે પોતાની કને જે કાંઇ હોય છે હેનાથી સંતુષ્ટ હોય છે તે ધ્વનવાન હોય છે અને તેથી ય વધાર તો પોતાની કને જે કાંઇ હોય તે વાપરવામાં દયાળુ અને ઉદાર હોય છે તે જ છે આપણે જ્યારે આ દુનિયા ભૌતિક તેમ આધ્યાત્મિક સર્વે સારી વસ્તુઓથી ભરપૂર છે એમ નિરખીએ છિયે, ને માણસના અંધ લોભની સાથે સરખાવિયે છિયે ત્યારેજ આપણને ખબર પડે છે કે માણસનામાં સ્વાર્થ બુદ્ધિ કેટલી ઘોર અને અજ્ઞાનતાથી ભરપૂર છે ત્યારેજ આપણને ખબર પડે છે કે પોતાનુંજ સુખ શોધવુ તે નાશકારક છે પ્રકૃતિ કાંઇ પણ બાકી રાખતી નથી સર્વસ્વ આપે છે અને કાંઇ પણ ગુમાવતી નથી માણસ બધુ લેવા જાય છે ને સર્વસ્વ ગુમાવે છે

જો આપણે ખરેખરો વૈભવ પ્રાપ્ત કરવો હોય તો ઘણાખરા માને છે તેમ આપણે સઘળું કરીશું તો પણ અવર્ણ્ય થશે એમ માનીને બેસવુ નહિ સ્પર્ધાને લીધે ન્યાય વિરુદ્ધના સર્વોપરિપણાની બાબત આપણા મનમાં અશ્રદ્ધા હલચલ થવા દેવી ન જોઇએ થોડા સ્પર્ધાના નિયમો બાબત ગમે તે કહે પણ હેની દરકાર આપણે કરવી નહિ કારણ આપણે જાણિયે છિયે કે ઇશ્વરી મહત્વ જે અચલ છે તે સર્વે નિયમોને એક દિવસ કરાવી ઊંચીને નહાશી મુકશે અને ન્યાયનિષ્ઠ માણસના હૃદય તથા જીવનમાં તો હાલ પણ એ ઇશ્વરી કાયદો એ નિયમોને નહાશી મૂકે છે અને આ કાયદો જાણવાથી આપણે બધા અપ્રમાણિકતા ભરેલા કૃત્યો તરફ અક્ષુબ્ધ શાન્તિથી જોઇ સકીશુ કારણ કે અપ્રમાણિક તાનો અવશ્યભાવ વિનાશ ક્યાહા થશે તે આપણે જાણિયે છિયે

દરેક બાબતમા જે આપણને ખરું લાગે તેજ કરવુ ને પછી ઇશ્વરી નિયમ ઉપર શ્રદ્ધા રાખીને બેસવું જો આપણે આખી સૃષ્ટિમાં પ્રસરી રહેલી દિવ્ય શક્તિ ઉપર ભરુસો રાખીશુ તો તે આપણો કદી પણ ત્યાગ કરશે નહિ, અને સદા આપણું રક્ષણ કરશે આવી રીતે આપણા જે કાંઇ નુકસાનો હશે તે બદલાઇ જઇને ફાયદા થશે અને જે કાંઇ દુખ હશે તે બદલાઇને સુખ થશે આપણે કદી પણ નેકી, ઉદારતા અને પ્રેમનો ત્યાગ કરવો જોઇયે નહિ, મારુ નેકી, ઉદારતા અને પ્રેમ અને તે ઉપરાન્ત ઉત્સાહ એ

આપણામાં હશે તોજ આપણે ખરેખરી ચઢતી સ્થિતિયે પહોંચીશું. લોકો આપણને કહે કે પ્હેલું તો આજ કરવું જોઇયે અને પછી બીજાનું તો તે લોકોનું સાંભળવું નહિં. આપણે હમેશાં બીજાનું સુખ પ્હેલું વિચારવું. તેમ ન કરનારા લોકોનો બધા ત્યાગ કરે છે અને જ્યારે તેઓ દુઃખમાં આવી પડી મદદ માટે પોકારે છે ત્યારે તે લોકોને સહાય કરનારું કોઇ રહેતું નથી. બીજા પ્હેલા પોતાનો વિચાર કરવાથી ફક્ત જે જે સારી સારી દિવ્ય પ્રેરણાઓ આપણા મનમાં થાય ત્હેને અટકાવી મગજી નાંખી અને બગાડી નાંખવા જેવું થાય છે. આપણા આત્માને ખીલવા દેવો, વિકાસ પામવા દેવો; અને આપણા હૃદયને બીજાની તરફ માયાની લાગણી તથા પ્રેમથી વર્તવા દેવું. અને તેમ કરવાથી આપણને ચિરસ્થાયી આનન્દ થશે અને વૈભવની પ્રાપ્તિ થશે.

જે લોકો ન્યાયનિષ્ઠાનો માર્ગ મૂકી દઈ આડે રસ્તે ઊતરી ગયા છે ત્હેમને સ્પર્ધાની સ્હામે પોતાનું રક્ષણ કરવાના ઇલાજ લેવા પડે છે. પણ જે લોકો કદી ન્યાયનિષ્ઠાનો માર્ગ ન મૂકી દેતાં ન્યાય માર્ગેજ ચાલે છે ત્હેમને આવા ઇલાજોની કાંઈ જ જરૂર પડતી નથી. આ ફક્ત પુસ્તકોમાંજ લખેલી રીત છે એમ નથી. ઘણા લોકો ન્યાયમાર્ગને વળગી રહ્યા છે અને શ્રદ્ધાથી તેજ માર્ગે ચાલી, અન્યાયી સ્પર્ધાને હરાવી સક્યા છે. એટલુંજ નહિં પણ અન્યાયી અને અપ્રમાણિકતાવાળી સ્પર્ધા કરી ન્યાય માર્ગે ચાલનારાઓનો નાશ કરવાનો પ્રયત્ન કરનારાઓનો પોતાનોજ નાશ થયો છે.

સારા થવાને જે જે સદ્‌ગુણોની આવશ્યકતા છે, તે સદ્‌ગુણો જો આપણામાં હોય છે તો દુઃખની સ્હામે લડવાને આપણે શક્તિમાન્ થઈયે છિયે અને તેથી આપણને સંકટમાં તે સદ્‌ગુણો બહુ મદદગાર થાય છે અને ત્હેવી આપણી પોતાની સ્થિતિ કરવાથી આપણને જે ફતેહ મળશે તે અવિચલ જ રહેશે અને આપણને ચિરસ્થાયી વૈભવની પ્રાપ્તિ થશે.*

નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.

---

* "From Poverty to Power" નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી.

# અદ્વૈત ને આત્મજ્ઞાન.*

સદ્‌ગૃહસ્થો,

આજનો દિવસ મારી નજર આગળ કેટલાક સુખી કલાકોનું ચિત્ર આબેહુબ ખડું કરે છે. એ કલાકોમાં મને જે આનંદ મળ્યો હતો, એ કલાકોમાં મને જે સજ્જનસમાગમ થયો હતો, એ કલાકોમાં મને જે ઉચ્ચ વિચારો મળ્યા હતા તે સર્વે બાબતોનાં સુસ્પષ્ટ સ્મરણો દિવસો સુધી ટકી રહ્યાં હતાં, ને તે સર્વે અત્યારે પણ પાછાં તાજાં થઈ આવે છે. મનુષ્યના જીવનમાં કોઇક પળો, કોઇક વખત એવું પ્રબળ ચેતન આણી શકે છે, એવા સબળ સંસ્કારો પાડી શકે છે કે તેવું ચેતન, તેવા સંસ્કારો સાધારણ રીતે ઘણા દિવસોના પરિશ્રમથી પણ કદાચ પ્રાપ્ત ન કરી શકાય. ગૃહસ્થો, આવી કેટલીક પળો, આવો કેટલોક વખત એક વર્ષ પહેલાં ઉજવાએલી સુરતની શંકરજયન્તી સમયે નિર્ગમાયાં હતાં, ને તે પ્રસંગના સંસ્કારોના હજી સુધી પણ જાણે ભણકારા વાગ્યા કરે છે. આ અનુભવનું રહસ્ય શોધવું પડે તેમ નથી; તે સ્પષ્ટજ છે. સાધુ પુરુષોના સદ્વર્તનમાં, તત્ત્વચિંતકોના ગૂઢ વિચારોમાં, મહાન્ પુરુષોના નામમાત્રના સ્મરણમાં કંઇક એવી ચમત્કૃતિ છે, કંઇક એવી મોહકતા છે કે એક જાદુગરની સોટીની પેઠે તે આપણને તેની તરફ આકર્ષે છે ને અન્ય વસ્તુઓને ક્ષણભર વિસરાવી દે છે. જે પૂજ્ય આચાર્યશ્રીની આજે આપણે જયન્તી કરીએ છીએ તેના ગહન વિચારોનું સહજ મનન કરીશું તો થોડો સમય પણ આજને માંગલિક પ્રસંગે આપણા શુષ્ક દૈનિક જીવનમાંથી મુક્ત થઈશું, થોડોક સમય કંઇક ઉચ્ચતર ભૂમિકા પર જઈશું, થોડો સમય પણ સંસારની મોહજાળમાંથી છૂટા થઈશું, ને આપણું એકત્રિત થએલું સફળ થશે; એટલુંજ નહીં પણ આ પ્રસંગનાં સ્મરણો ચિરસ્થાયી થઈ આપણને વધારે લાભકર થશે એવી પણ મારી દૃઢ આશા છે. આ આશાનાં બીજ તમે સર્વેએ વાવ્યાં છે; કારણ કે આજની આર્હાની જયન્તી કરવાની શુભેચ્છા તમારી છે. એ શુભેચ્છા અતિ શ્લાઘ્ય છે. આપે મને કરેલા નિમંત્રણને માટે આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માની આપનો વધુ વખત ન લેતાં હું મારૂં મુખ્ય કર્તવ્ય હાથ ધરીશ.

સદ્‌ગૃહસ્થો, આ સંસારમાં મનુષ્યે જન્મવું, જન્મીને મોટા થવું, ખાવું, પીવું, રમવું, કરવું, ફરવું એમ કેટલાંક વર્ષો ગુમાવી અન્તે એક નાટ્યકારની પેઠે વિશ્વની રંગભૂમિ પરથી અદૃશ્ય થવું એ મનુષ્યમાત્રના સામાન્ય અનુભવની વાત છે ને મનુષ્યમાત્રને શિરે એ સર્જેલુંજ છે. પણ રંગભૂમિ કેવા પ્રકારની છે, પડદા પાછળ શું શું છે, સૂત્રધાર કોણ છે, કેવો છે, ને સારી નઠારી વર્તણૂકનું ફળ તે આપણને કેવી રીતે આપે છે તે તે વિષયો સમજવા ને સમજાવવા એ કોઈ કોઈ વિરલ જોવામાં આવતા તત્ત્વજ્ઞાનીના ધન્ય અધિકારનીજ વાત છે. જુદા જુદા દેશોમાં જુદે જુદે સમયે સમયે તત્ત્વજ્ઞોએ આ વિષયો વિષે સ્વતંત્ર વિચારો કર્યા છે. આપણી આર્યભૂમિ તો મૂળથીજ તત્ત્વજ્ઞાનીઓની ભૂમિ છે. જ્યારે અન્ય દેશોમાં લોકો પોતાનાં શરીર રંગતા હતા ને તદ્દન જંગલી અવસ્થામાં પોતાનું આયુષ્ય પૂરૂં કરતા

---

* ખંભાતમાં હોલુની શંકરજયન્તી સમયનું વ્યાખ્યાન.

હતા, જ્યારે અન્ય દેશોમાં કંઈ પ્રકારની કેળવણીની વાત પણ નહોતી, ત્યારે હિંદુસ્થાનના ઋષિમુનિઓ તત્ત્વજ્ઞાનના ગૂઢ વિષયો પર ચિંતન કરી અમુક નિર્ણયો પર ક્યારનાએ આવી ચૂક્યા હતા. એટલુંજ નહીં પણ તે પૂર્વે સમયના વિચારો હજી પણ આપણું માન ઉત્પન્ન કરાવે છે, હજી પણ આપણી પૂજ્ય બુદ્ધિને ઉત્તેજિત કરે છે, અને માત્ર આપણનેજ શું પણ પાશ્ચાત્ય પ્રજાઓને પણ દિઙ્મૂઢ કરે છે. ખરું છે કે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓનો પૂર્વના સમયમાં વિકાસ નહોતો; તે સાથે દેશ ફળદ્રુપ હતો ને શાન્ત મનનનો જોઈએ તેટલો અવકાશ હતો. તોપણ મુદ્રાલયોની તે સમયે સહાયતા નહોતી, પુસ્તકો સ્હેલથી લખવાવાંચવાની તે વખતે સગવડ નહોતી; પ્રવાસનાં આધુનિક સાધનોની મદદ નહોતી, અન્ય દેશોની સ્થિતિ સુધરેલી નહોતી એ બધું ધ્યાનમાં લેતાં આપણો પ્રાચીન સુધારો ખરેખર આપણને માત્ર અજબ્બજ પમાડે છે. આપણા પ્રાચીન કાળના વિચારોને માટે આપણે યોગ્ય રીતે મગરૂબ છીએ. વિચારોને માટે મગરૂબ છીએ તો તેથી પણ વધારે તે વિચારોના વિચારકો, આપણા મહર્ષિઓ, આપણા તત્ત્વજ્ઞાનીઓને માટે આપણે મગરૂબ છીએ. આપણાં પવિત્ર ઉપનિષદોનું રહસ્ય સમજાવનારાઓમાં અગ્રસ્થાન ભોગવનારા પૂજ્ય શ્રીમત્ શંકરાચાર્યને માટે આપણે યોગ્ય રીતે મગરૂબ છીએ; તેમના તરફ, તેમના સિદ્ધાન્તો તરફ, તેમના તત્ત્વજ્ઞાન તરફ આપણે યોગ્ય રીતે પૂજ્ય દૃષ્ટિથી જોઈએ છીએ. તે પૂજ્ય દૃષ્ટિથી વેદાન્ત, અદ્વૈતસિદ્ધાન્ત, માયાવાદ, આત્મજ્ઞાન વગેરે તરફ આજે આપણે જોઈએ, ને શ્રી શંકરની જયન્તીને દિવસે થોડુંક સત્યામૃતનું પાન કરીએ.

*બ્રહ્મ સત્ય છે જગત્ મિથ્યા છે, તત્ ત્વમ્ અસિ, તે કહેતાં બ્રહ્મ તું છે,* અર્થાત્ બ્રહ્મ ને આત્માનું અદ્વૈત છે આટલામાં વેદાન્તના મુખ્ય સિદ્ધાન્તોનો સમાવેશ થઈ જાય છે. આ નિર્ણય પર આવવાને માટે ને આ નિર્ણયનું જાહેર રીતે પ્રતિપાદન કરવાને માટે કેટલી માનસિક શક્તિ જોઈએ, કેટલી માનસિક સ્વતંત્રતા જોઈએ, કેટલી માનસિક પરિપક્વતા જોઈએ તે કહેવા કરતાં કલ્પી વધારે સ્હેલાઈથી શકાય તેમ છે. પરંતુ અત્ર યાદ રાખવાનું છે કે હું બ્રહ્મ છું તેથી હું જે કંઈ કરૂં તે બ્રહ્મ કરે છે, હું યથેચ્છિત કર્મો કરવાને નિરંકુશ છું, હું જાણે ઈશ્વરસમાન છું, એવા ક્ષુદ્ર વિચારને ઉપલા વિચાર સાથે કંઈ પ્રકારનો સંબંધ નથી. પ્રોફે. મૅક્સમુલર કહે છે:—

" To maintain the eternal identity of the human and the divine is very different from arrogating divinity for humanity; and on this point even our philosophy may have something to learn which has often been forgotten in modern Christianity, though it was recognised as vital by the early Fathers of the church, the unity of the Father and the Son, nay, of the Father and all his Sons. " અર્થાત્ આત્માનું બ્રહ્મ સાથે અદ્વૈત સ્થાપિત કરવું તેનો અર્થ કંઈ એમ અભિમાન લેવાનો નથી કે મનુષ્ય ઈશ્વરસમાન છે; ખ્રિસ્તિ ધર્મમાં પણ છેક અગાઉના વખતમાં આ અદ્વૈત સ્વીકારાતું હતું, પરંતુ આધુનિક સમયમાં તેનું વારંવાર વિસ્મરણ થયું છે, આ અદ્વૈત સ્થાપિત થવાથી આપણા આત્માનું ગૌરવ સ્થાપિત થાય છે, ને તે ગૌરવની

સાથેજ આપણી ફરજો પણ ગંભીર પ્રકારની થાય છે ને આપણી જવાબદારી સ્વાભાવિક રીતેજ ઘણી વધે છે. એટલે અરૂં જોતાં તત્ત્વમસિના સિદ્ધાન્તથી મનુષ્યને વધારે ઉચ્છૃંખલ બનવાનું નથી પણ તેને વધારે સાવધાન બનવાનું છે.

*હવે બ્રહ્મજ સત્ય છે એમ જે કહેવામાં આવ્યું તેમાં બ્રહ્મ તે ચૈતન્ય કે જ્ઞાનસ્વરૂપજ છે. એ નિર્ગુણ છે; એ જ્ઞાની નથી પણ જ્ઞાન છે, જ્ઞાનસ્વરૂપ છે. એવું બ્રહ્મજ જ્યારે વસ્તુતઃ અસ્તિત્વમાં છે ને અન્ય સર્વ મિથ્યા છે, તો જે જગત્ આપણે જોઈએ છીએ તે શું છે એવી શંકા સ્વાભાવિકી છે. તેનો ઉત્તર એ મળે છે કે જગત્ માયાથી જોવામાં આવે છે, તે વસ્તુતઃ ખરૂં નથી.*

માયા તે શું છે ? માયા તે સત્ નથી તેમજ અસત્ પણ નથી; એ કંઈ વસ્તુતઃ છે પણ નહીં ને **નથી** એ નથી. માયા સત્ છે એમ કહેવાય તેમ નથી, કારણ કે એમ કહેવામાં બ્રહ્મજ સત્ છે એ વાત સાથે વિરોધ થાય છે. તેમજ માયા અસત્ છે એમ કહેવું પણ યુક્ત નથી, કારણ કે જે અસત્ હોય, જે હોયજ નહીં તે વસ્તુઓનો આભાસ કેવી રીતે ઉત્પન્ન કરાવી શકે ? માયા માત્ર અવિદ્યા છે; માયા તે એક શક્તિ છે એમ પણ કહેવાય છે, ને તેને લીધે જગતનો આભાસ ને સાંસારિક ઉપાધિઓ ઉત્પન્ન થઈ શકે છે.

રજ્જુને સર્પ માની ભૂલમાં ભયભીત મનુષ્ય જેવી રીતે રજ્જુ પર સર્પનો અધ્યાસ કરે છે તેવીજ રીતે આ સંસારની માયા વિષે છે. વસ્તુતઃ રજ્જુનો કંઈ સર્પ થતો નથી એ દેખીતુંજ છે, રજ્જુ તો રજ્જુજ રહે છે. રજ્જુનો અમુક વળાટ, આપણા મનની ભ્રાન્તિ ને ભીતિ વગેરે ઉદ્બોધક કારણોને લીધે સર્પની ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે. જેટલો વખત તે ભ્રાન્તિ રહે છે તેટલો વખત તે એવી સબળ થાય છે કે સર્પનો સર્પજ નજરે પડે છે. આ દૃષ્ટાંત સામાન્ય રીતે હમેશાં આપવામાં આવે છે ને તે ઘણો સચોટ છે. દુનિયામાં એક કે બીજી રીતે વસ્તુઓની ભ્રાન્તિનો અનુભવ કોને થયા વગર રહે છે। આધુનિક કેટલાક દૃષ્ટાન્તો લઈએ તોએ તે સ્હેલથી જડી શકે તેમ છે. આપણે આગગાડીમાં મુસાફરી કરતા હોઈએ છીએ ત્યારે શો અનુભવ થાય છે? આગગાડીની બારીએ બેસનાર મનુષ્ય એમ જોય છે કે સામેનાં ઝાડો એક પછી એક સામી દિશામાં જલદીથી દોડી જાય છે. આ દૃષ્ટિની ભ્રાન્તિ છે તે સહુ કોઈ સમજે છે. છતાં એવી ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે તેનું કારણ શું છે ? તેનું કારણ આપણા ચર્મચક્ષુઓની અમુક પ્રકારની ટેવ છે. આપણા ચક્ષુઓ પર અમુક જાતની હીલચાલ પર અમુક જાતની છાપ પડે ને તેમાં અમુક જાતનું ખેંચાણ થાય કે તેનો અર્થ બાહ્ય પદાર્થોમાં અમુક જાતનું ને અમુક દિશાનું ચાલન થાય છે એમ સમજવાને આપણે ટેવાયલા હોઈએ છીએ-તે ટેવને લીધે ઉપલી ભ્રાન્તિ થાય છે. ટેવનું બળ ઘણું જબરૂં છે, ટેવના આપણે દાસ છીએ, ટેવનું આપણા શરીર ને મન પર સર્વદા સામ્રાજ્ય છે. ઝાડ તો સ્થાયીજ છે ને માત્ર આગગાડી ચાલે છે એમ આપણે જાણતા હોઈએ છતાં દેખાવમાં ભ્રાન્તિ થાય તેનું કારણ ચક્ષુઓની ટેવ શિવાય બીજું કશું નથી. સામાન્ય અનુભવના પ્રદેશમાં ભ્રાન્તિના આવા ઘણાએ દૃષ્ટાન્તો નજરે પડશે. એ દૃષ્ટાન્તો તરફ લક્ષ ખેંચવાનું કારણ એ છે કે વસ્તુઓમાં કંઈ પણ જાતના ફેરફાર થયા વગર જુદાં

જુદાં ઉદ્બોધક કારણોને લીધે જુદી જુદી ભ્રાન્તિ થાય છે. એ વાત તેથી વધારે સ્ફુટ થઈ શકે છે. આ સંબંધમાં માનસશાસ્ત્રનો અભ્યાસ ઘણો રસિક અને બોધદાયક નીવડે છે. તે વિષે વધારે વિવેચન કરવાનું આ સ્થળ નથી. ફરી એક વાર રજ્જુ ને સર્પનો દૃષ્ટાન્ત હાથ ધરીએ. જેમ રજ્જુનો સર્પ દેખાય છે તેમ બ્રહ્મનો આ ઉપાધિરૂપી સંસાર દેખાય છે. વેદાન્તીઓ બ્રહ્મને જગત્‌નું ઉપાદાન કારણ ( Material Cause ) ગણે છે. અત્ર સહજ શંકા ઉદ્ભવે છે. ઉપાદાન કારણનો એક દાખલો આ પ્રમાણે છે. મૃત્તિકામાંથી ઘટ બને છે. આંમાં ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે. આવી રીતે શું બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ છે ? નહીં, આ પ્રમાણે કહી શકાય તેમ નથી. કારણ કે મૃત્તિકામાંથી જેમ ઘટ પરિણામ પામે છે તેમ કંઈ બ્રહ્મમાંથી જગત્ પરિણામ પામતું નથી. બ્રહ્મમાં કંઈ ફેરફાર થતો નથી, જેમ રજ્જુનું રજ્જુ રહે છે ને સર્પનો માત્ર ખોટો દેખાવ થાય છે તેમ બ્રહ્મ તો બ્રહ્મજ રહે છે ને માયા વા અવિદ્યાને લીધે આપણે જગતને જોઈએ છીએ; અને જેટલે અંશે અથવા જેવા અર્થમાં રજ્જુ સર્પનું ઉપાદાન કારણ કહી શકાય તેટલે અંશે અથવા તેવા અર્થમાં બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ કહી શકાય. આમ સમજવાથી મુશ્કેલીઓ એકદમ દૂર થઈ જાય છે, વેદાન્તીઓ સત્કાર્યવાદ સ્વીકારે છે અર્થાત્ ઉત્પત્તિ પૂર્વે કાર્ય કારણરૂપે વિદ્યમાન છે એમ માને છે, છતાં જે બ્રહ્મ નિર્ગુણ છે, જે બ્રહ્મ માત્ર ચિત્સ્વરૂપ છે, માત્ર અસ્તિત્વસ્વરૂપ છે તેનો આ જગત્ સાથે કાર્યકારણ સંબંધ છે એમ તેઓ કહે છે એ કેવી રીતે સમજી શકાય એવી મહાન્ શંકાનું ઉપલી રીતે રહેલાઈથી સમાધાન થાય છે.

વળી, માયાવાદની વિરુદ્ધ મોટામાં મોટી દલીલ એવી આણવામાં આવે છે કે જે જે વસ્તુઓ આપણે આંખે જોઈએ છીએ, જે જે વાતો આપણે કર્ણે સાંભળીએ છીએ, ને જે જે વસ્તુઓ અન્ય કોઈ પણ ઇન્દ્રિયે અનુભવીએ છીએ તે તે સર્વ મિથ્યા છે એમ કહેવું તે એક પ્રકારનું વિચિત્ર ધાર્ષ્ટ્ય છે, અસત્ય છે, ને અસ્વીકાર્ય છે. સર્વે દેશોમાં જુદે જુદે કાળે કોઈ કોઈ તત્ત્વચિંતકે જગતને મિથ્યા કહ્યું છે ખરું પણ તે કંઈક સ્વીકારવું પડે એવી રીતે પ્રતિપાદિત કર્યું છે. વેદાન્તીઓની પેઠે સચોટ રીતે સર્વ મિથ્યા છે એમ કહેનારા ને પ્રતિપાદન કરનારા તત્ત્વજ્ઞો આપણા જાણવામાં નથી. પ્રાચીનકાળના પાશ્ચાત્ય ગ્રીક તત્ત્વજ્ઞોમાંનો સૌથી અગ્રણી પ્લેટો હતો. એણે જગતને આભાસવત્ આલેખ્યું છે, સત્યનું માત્ર છાયાસ્વરૂપ ગણ્યું છે, પણ તે સત્ય માત્ર બ્રહ્મજ છે એ મતને એનો મત બીલકુલ મળતો નથી. સરખામણી માત્ર જગત્ મિથ્યા છે એટલાજ પ્રતિપાદનમાં પરિપૂર્ણ થાય છે. આધુનિક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોમાં મુખ્ય બે તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાન્તોને શંકરાચાર્યના સિદ્ધાન્તો વધારે મળતા આવે છે. જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે, જ્ઞાનના પ્રદેશની અંદર શી શી વસ્તુઓ આવી શકે ને શી શી ન આવી શકે, ને ટુંકામાં માનસશાસ્ત્રનો તત્ત્વજ્ઞાન સાથે ગાઢ સંબંધ શો છે તે વિષય પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞોએ બીલકુલ ચર્ચ્યોજ નહોતો. એ વિષય આધુનિક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો લૉક, બર્કલી, હ્યૂમ, કૅન્ટ, ફિક્ટે, હેગેલ વગેરેએ ઘણો અગત્યનો ગણ્યો છે. પરિણામે સમગ્ર રીતે વેદાન્તીઓના મતો સાથે મળતાપણું એ તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાન્તોનું વધારે છે. બર્કલી ને કૅન્ટના સિદ્ધાન્તોનું સહજ અવલોકન આ પ્રસંગે આવશ્યક છે, બર્કલી જગતને મિથ્યા કહે છે, જે કંઈ અચેતન વસ્તુ આપણે જોઈએ છીએ તેમાં જડત્વ વસ્તુતઃ કંઈ છેજ નહીં; વસ્તુતઃ અચેતન વસ્તુના આપણા અમુક

અમુક વિચારો સિવાય બાકી કંઈજ નથી. આપણા વિચારોની અમુક શ્રેણિઓ એકત્રિત કરી તે વિચારો કંઈ અમુક જડવસ્તુથી ઉત્પન્ન થાય છે એમ આપણે કલ્પીએ છીએ. ઉદાહરણ તરીકે એક નારંગીને વિષે રંગ, વાસ, સ્વાદ વગેરે ગુણો જે આપણે વિચારી શકીએ તે ઉપરાંત તેમાં કંઈજ નથી. તે ગુણોનું અધિષ્ઠાન (substratum) નારંગી એવી કંઈ વસ્તુ છે એમ કહેવું વાસ્તવિક નથી એમ બર્કલીનું માનવું હતું; અને રંગ, ગંધ, સ્વાદાદિ ગુણો તો આપણા મનના સંબંધમાંજ અસ્તિત્વમાં છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. આમ આપણા વિચારોજ સત્યતઃ અસ્તિત્વમાં છે ને અચેતન વસ્તુઓનું આપણાથી સ્વતંત્ર કંઈ અસ્તિત્વ છેજ નહિ, અર્થાત્ આવી રીતે તે બધી મિથ્યા છે એમ બર્કલીનું પ્રતિપાદન કરવું હતું. ટુંકામાં બર્કલીનું આ Subjective Idealism. પરંતુ કેન્ટે જોયું કે સર્વ વિચારોમાં કંઈ સત્ય નથી, કારણ કે પારમાર્થિક વિષયોના વિચાર કરવાને આપણે શક્તિમાન્ નથી. તે વિષયો આપણા જ્ઞાનપ્રદેશની બહાર છે. તે વિષયો સ્થળ ને કાળની ઉપાધિઓના બંધનમાં નથી, અને સ્થળ ને કાળના બંધનમાં જે કંઈ ન હોય તે જ્ઞાનના પ્રદેશની બહાર છે. વળી સ્થળ ને કાળના બંધનોમાં જે જે વિષયો હોય તેનું પણ જ્ઞાન થતાં પહેલાં અમુક માનસિક ક્રિયા થાય છે, અમુક નામરૂપોના (Categories), (જેવાં કે કાર્યકારણસંબંધના) માનસિક આવરણથી વસ્તુમાત્રને આપણે ઢાંકી દઇએ છીએ ને અન્તે આપણને જ્ઞાન પ્રાપ્ત થાય છે. આમ જ્ઞાનની ક્રિયાનું પૃથક્કરણ કર્યાથી કેન્ટને માલૂમ પડ્યું કે પારમાર્થિક વિષયો (Noumena) જ્ઞાનના પ્રદેશની બહાર છે; અને જગતના ઐહિક પદાર્થોને (Phenomena) આપણે અમુક નામરૂપના (Categories) સંબંધમાંજ જાણી શકીએ છીએ. જ્ઞાનની ક્રિયાનું યોગ્ય પૃથક્કરણ કરી જ્ઞાનની સીમા આ તત્વજ્ઞાનમાં પ્રથમજ શોધી કઢાઈ. તેથી એને Critical Philosophy ના નામથી ઓળખવામાં આવે છે. વેદાન્ત સાથે સરખાવતાં અહીં એમ માલૂમ પડશે કે જેમ વેદાન્તમાં જગતને અવિદ્યા અથવા માયાનું આવરણ છે તેમ આ તત્વજ્ઞાનમાં નામરૂપોનું (Categories) આવરણ દર્શાવવામાં આવ્યું છે; જેમ નામરૂપથી ઉત્પન્ન થએલું જગત્ આપણને દ્દષ્ટિગોચર થાય છે, તેમજ માયાના આવરણવાળું જગત્ આપણને દ્દષ્ટિગોચર થાય છે. તફાવત એ છે કે કેન્ટના તત્વજ્ઞાન પ્રમાણે ઐહિક વસ્તુઓનું જ્ઞાન જ્યારે આપણને સત્ય થાય છે ત્યારે વેદાન્ત પ્રમાણે તેમ નથી. વેદાન્ત પ્રમાણે પર ને અપર, ઐહિક ને પારમાર્થિક, Phenomenal ને Noumenal વસ્તુઓનો ભેદ રાખવામાં આવ્યો નથી. વેદાન્ત મત પ્રમાણે વસ્તુમાત્રનું જ્ઞાન આપણને મિથ્યાજ થાય છે. આવી રીતે જે ટોચે પાશ્ચાત્ય તત્વજ્ઞાન પણ પહોંચ્યું નથી તે ટોચે આપણે આપણા સિદ્ધાન્તોને પહોંચેલા જોઈએ છીએ.

પણ ટોચે પહોંચવામાં જેમ આનંદ છે તેમ ભય પણ છે. જેમ જેમ આપણે વધારે ને વધારે ઉંચા ચડતા જઈએ છીએ તેમ તેમ એક જાતની ગભરાગણ વધતી જાય છે. જેમ જેમ અદ્વૈત ને માયાવાદ વધારે ને વધારે સચોટ રીતે દર્શાવવામાં આવે છે તેમ તેમ તે તરફથી આપણું મન જાણે પાછું હઠે છે. આપણા અનુભવથી આપણે વધારે ને વધારે દૂર જતા જઈએ છીએ, ને જગતમાં સર્વ મિથ્યા છે એ વિચાર માન્ય કરવો વધારે ને વધારે કઠિન ભાસે છે. વસ્તુતઃ તેમ થવું ન જોઈએ, કારણ કે મિથ્યાત્વમાં પણ એક જાતનું સત્વ છે. જેમ સ્વપ્નાવસ્થામાં આપણે જોઈએ છીએ, બોલીએ છીએ, ચાલીએ છીએ, હસીએ,

રહીએ વગેરે સર્વ પ્રકારના અનુભવ લઈએ છીએ ને તે અનુભવો મિથ્યા છે; તોએ સ્વપ્નની અવસ્થામાં સત્યજ લાગે છે, તેમજ માયાના આવરણથી આ જીવનરૂપી ઘેર નિદ્રામાં આપણે જે જે વાતો અનુભવીએ છીએ તે તે વસ્તુતઃ મિથ્યા છે, તોએ તેટલો વખત સત્ય છે, સત્ય લાગે છે, સત્ય છે કે અસત્ય તેવી શંકાઓ પણ આપણને સામાન્ય રીતે થતી નથી. પ્રૉફ. મૅક્સમ્યુલર કહે છે:—

"The danger with Shankara's Vedantism was that what to him was simply phenomenal should be taken for purely fictitious There is however as great a difference between the two as there is between Avidyâ and Mithyâgnyana. Mâyâ is the cause of a phenomenal, and not of a fictitious world; and if Sankara adopts the *Vivarta* (turning away) instead of the *Parinama* (evolution) doctrine, there is always something on which the *Vivarta* or illusion is at work, and which cannot be deprived of its reality."

અર્થાત્ શંકરનું વેદાન્ત સમજવામાં એક ભૂલ કરવાનો સંભવ રહે છે; તે એ છે કે ઐહિક વસ્તુઓ તદ્દન ખોટીજ જોવામાં આવે છે એમ આપણે કદાચ સમજીએ. પણ ઝીણવટથી જોતાં અવિદ્યા અને મિથ્યા જ્ઞાનની વચ્ચે જેટલો મોટો તફાવત છે તેટલો એ બેની વચ્ચે ફેર છે. માયા, આપણી ઐહિક સૃષ્ટિનું કારણ છે, નહિ કે તદ્દન ખોટા, તદ્દન શૂન્ય જગતનું; કારણ કે આપણે જે જે અનુભવીએ છીએ તેમાં વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી સત્ય છે, તે કંઈ બધું શૂન્ય નથી, જોકે પરમાર્થિક દૃષ્ટિ બિન્દુથી તે બધું મિથ્યા છે. શંકર પરિણામવાદ ન સ્વીકારતાં વિવર્તવાદ સ્વીકારે છે, એ વિવર્ત, એ આભાસ જેમ સર્પનો રજ્જુ પર થાય છે તેમ હમેશ કોઈ પણ સત્ય વસ્તુ પર, બ્રહ્મ પર થાય છે, અને તેથી એ અન્તર્ગત વસ્તુના સત્યનો કંઈ નાશ થતો નથી.

આવી રીતે આપણને લઈ જનારો વેદાન્તનો આ માયાવાદ મગજને ખરેખર ચકરી ખવડાવી દે એવો છે. પણ આ ચકરી અન્તે ઘણાને સુખદાયી નીવડી છે, આ ચકરી ખાવાનું પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓને પણ ગમ્યું છે, કહ્યું ક્વિનાઈન જેમ તાવ અટકાવવામાં સબળ નીવડે છે તેમ માયાવાદના ચકરી પમાડનાર વિચારો કામક્રોધલોભમોહમદમત્સરાદિનો આવેશ અને સાંસારિક ઉપાધિઓ રૂપી તાવ દૂર કરવામાં આબાદ નીવડે છે. શોપેન્હૉર નામનો પ્રખ્યાત પાશ્ચાત્ય તત્વજ્ઞ વેદાન્ત વિષે કહે છે:

"It has been the solace of my life, it will be the solace *of my death.*"

"એ ફિલસુફી મારા જીવનની આરામિની થઈ છે, મારા અવસાન સમયે પણ આરામિની થશે." વેદાન્તનો આ કેટલો બધો લાભ! કોઈ પણ તત્ત્વજ્ઞાનથી વિશેષ શું વળી શકે! આવા તત્ત્વજ્ઞાનના અભ્યાસથી માણસ આ પ્રવૃત્તિમય સંસારના વ્યાવહારિક જીવનને માટે પૂરતો લાયક કદાચ ન રહે; મમત્વ વિસરતાં, શાન્તિમાં વિલીન થતાં એ કદાચ

અમુક પ્રકારની પ્રવૃત્તિને માટે નાલાયક પણ થાય. પણ છેવટે આ સંસારમાં પણ દ્રવ્યને એકઠું કરવાનું, કે રણક્ષેત્રમાં ઉભા રહેવાનું, કે બહુજ પ્રવૃત્તિમય જીવનકર્ત્તવ્ય કરવાનું કામ દરેક મનુષ્યને શિર નથીજ આવતું એ શું આપણને કબૂલ કર્યા વગર ચાલશે? ત્યારે બાકી રહેલાઓને શાન્ત ને નિવૃત્તિને યોગ્ય જીવનપન્થને માટે તૈયાર કરવાને માટે વેદાન્ત સિવાય બીજું કયું બાયું યોગ્ય ગણી શકાય તેમ છે? ભલે જનસમાજ આવા શાન્ત મનુષ્યોને હસી કાઢે, પણ જેઓ વિચારક તરીકે શાન્ત જીવન ગાળે છે, નિવૃત્તિમાં પોતે નિવાસ કરે છે, ને પોતાની આ શાન્ત સેવાનો જગતને લાભ આપે છે, તેઓ આ દુનિયામાં હાનિ કરતાં કંઈ કે લાભજ વધારે કરે છે, કારણ કે શાન્ત રહેવું એ ધારવામાં આવે છે તેના કરતાં વધારે દુષ્કર છે, ને આડકતરી રીતે શાન્તિના સામ્રાજ્યમાં સુખનાં હમેશાં બીજ હોય છેજ.

વળી વેદાન્તના અભ્યાસથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ને સત્યનું અન્વેષણ થાય છે એ મોટા લાભો થાય છે. જગત્‌માં મનુષ્ય જ્યારે સત્યને પીછાનવાનું, સત્યને શોધવાનું, ને સત્ય-માંજ અન્તે લીન થવા પ્રયત્ન કરવાનું ધન્ય કાર્ય નહિ કરે તો પછી માનુષ જીવન ને પાશવ જીવનમાં ભેદ શો રહેશે? મોજશોખ કોને ગમતી નથી? પરંતુ તે મોજશોખ કયા મનુષ્યને હમેશ ટકી રહે છે? નથી પૈસો ટકો ટકી રહેતો, નથી સગાસંબંધી ટકી રહેતાં, નથી મિત્રમંડળનું સુખ હમેશાં ટકી રહેતું, નથી શરીરસંબંધી સુખ સ્થાયી રહેતું; અને વળી આ સર્વે સુખો થોડો સમય પણ એકઠાં ભોગવવાનું તો કવચિતજ કોઈ ભાગ્યશાળી પુરુષના નસીબમાં હોય છે. એક વા બીજા કોઈ પણ કારણથી કડવો અનુભવ થતાં જિંદગીમાં દરેક મનુષ્ય વેદાન્તી થવાનોજ; પરંતુ આવા પ્રકારનો વૈરાગ્ય અન્તે બહુ લાભદાયી નીવડતો નથી. જ્યાંસુધી સત્યનો સર્વદા સહવાસ કરવાને મનુષ્ય મથતો નથી, ત્યાંસુધી કાળના વિકરાળ સમુદ્રના ઉછાળાઓ પર એ માનસિક દુઃખ તો પામ્યાજ કરવાનો, ભરતીઓટની એના મન પર દેખીતી અસર પણ થવાનીજ ને સ્થિર ચિત્ત રાખનાર રાગદ્વેષાદિ દ્વન્દ્વોને સમતાથી સહન કરનાર જ્ઞાની પુરુષના શાશ્વત માનસિક સુખનો એને લેશ પણ અનુભવ નહિ થવાનો. આ સ્થિતિ સુલભ નથી; તે બહુજ દુર્લભ છે, તેને લીધે તે ઇષ્ટ પણ નથી એવું પણ આ-ધુનિક કાળમાં ઘણા મનુષ્યો કહેનારા નીકળશે. તે સ્થિતિએ પહોંચવાનો માર્ગ પણ શાન્તિના સુવૃક્ષોની શીતળ છાયાએ છવાએલો છે, તે ભવ્ય છે, સુંદર છે, નીતિનો છે, ને ઇશ્વરની પ્રીતિનો છે. તે માર્ગે જવાની મનુષ્ય શરૂઆત કરે તોએ કંઈ ઓછું નથી. અરે! તેથીએ આગળ વધી આપણે કહી શકીએ કે તે માર્ગ તરફ આપણે કોઈ કોઈ વાર આપણી નજર પણ રાખતા રહીએ તોએ આપણે તે તરફ આકર્ષાઈએ એવી પરમ કૃપાળુ જગ-ન્નિયન્તાએ સત્યમાં કંઈક મોહકતા રાખી છે. "Know thyself" "તારા આત્માને પીછાન," "તું અન્તર્દર્શન કર" અને સત્ય શું છે તે જો, એ વાક્યમાં પણ આજ મતલબનો ભાવાર્થ સમાયલો છે. વેદાન્તમાં સહજ ડાપણ થતાંજ માલૂમ પડશે કે

> इतो न किंचित् परतो न किंचिद्
> यतो यतो यामि ततो न किंचिद्।
> विचार्य पश्यामि जगन्न किंचित्
> स्वात्मावबोधादधिकं न किंचित्॥

ખરેખર ! સ્તોત્રમાળાઓમાંથી અધિક કશુંજ નથી. 'આત્મજ્ઞાન' થતાં નીચેનો શ્લોક કેવો ગંભીર લાગે છે !

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

આત્મજ્ઞાન થયે જીવાત્મા ને પરમાત્મા એકજ છે તે સમજવું કઠિન નથી; માત્ર પોતાના " અંદરના દિવ્ય અવાજ " નો, પોતાના અંતઃકરણનો, પોતાના હૃદયનો માણસ નીખાલસપણે ઉપયોગ કરે તો ભગવદ્‌ગીતાના આ શ્લોકનું રહસ્ય સમજવા ઉપરાંત તેને ઐહિક ને પારમાર્થિક લાભ પણ અવશ્યે નીવડશેજ. સર્વે મનુષ્યોનો જીવાત્મા, પરમાત્મા અથવા બ્રહ્મની સાથે એકજ છે એમ નીચેનો શ્લોક બહુ સારી રીતે સમજાવી શકશે.

घटाकाशं महाकाश इवात्मानं परात्मनि ।
विलाप्याखंड भावेन तूष्णीं भव सदा मुने ॥

શ્રી શંકરના "વિવેકચૂડામણિ"ના આ શ્લોકનો ભાવાર્થ એ છે કે જે પ્રકારનો ઘટાકાશનો ને મહાકાશનો સંબંધ છે તેજ પ્રકારનો આત્મા ને પરમાત્માનો સંબંધ છે, જેમ ઘટની ઉપાધિ જવાથી બે આકાશ એકજ થાય છે તેમ સંસારની ઉપાધિ જવાથી જીવાત્મા પરમાત્મામાં લીન થાય છે. વેદાન્તીઓના મત પ્રમાણે જેમ પરબ્રહ્મ પણ ચિત્સ્વરૂપ છે તેમ આત્મા પણ જ્ઞાની નથી પણ જ્ઞાનસ્વરૂપજ છે. આત્માને ઉપાધિઓમાંથી મુક્ત કરવો એ વેદાન્તનો મોટો ઉદ્દેશ છે. કહેવાની જરૂર નથી કે વેદાન્તના અભ્યાસથી આ ઉદ્દેશ સાધિત થવો અશક્ય નથી. કારણ કે પ્રથમ તો વેદાન્તનો અધિકારીજ કોણ છે તે તપાસો. " બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર કોને છે ? ' अथातो ब्रह्मजिज्ञासा ' માં અથ એ આનન્તર્યવાચક છે. તે આનન્તર્યનો અવધિ કોણ છે ? એટલે શાની પછી બ્રહ્મજિજ્ઞાસા થાય છે ? વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ક, ને મુમુક્ષા એ ચાર સાધનવાળો તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે." ટુંકામાં વેદાન્તનો અધિકારી પુરુષજ નીતિનો વ્યસની હોવો જોઈએ તો પછી વેદાન્તથી ઐહિક તેમજ પારમાર્થિક સુખમાં શું સિદ્ધ ન થાય ? અમુક જાતની આધુનિક પ્રવૃત્તિઓમાં વેદાન્તીનું મન કદાચ ન પોરવાય. તે જુદી વાત છે. આજને પ્રસંગે હવે માત્ર એકજ શ્લોકનું અવતરણ કરી હું વિરમવાની રજા માગું છું:

या चिन्ता भुवि पुत्रपौत्रभरणव्यापारसंरक्षणे
या चिन्ता धनधान्यभोगयशसां लाभे सदा जायते ।
सा चिन्ता यदि वेदमातृचरणाम्भोजे क्षणेऽर्हेतुकी
का चिन्ता यमराजभीमसदनद्वारप्रयाणे नृणाम् ॥

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

ખરેખર ! સ્વાત્માવબોધથી અધિક કશુંજ નથી. આત્મજ્ઞાન થતાં નીચેનો શ્લોક કેવો ગભીર લાગે છે !

ईश्वर सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

આત્મજ્ઞાન થયે જીવાત્મા ને પરમાત્મા એકજ છે તે સમજવું કઠિન નથી, માત્ર પોતાના ' અંદરના દિવ્ય અવાજ ' નો, પોતાના અંતઃકરણનો, પોતાના હૃદયનો માણસ નીખાલસપણે ઉપયોગ કરે તો ભગવદ્‌ગીતાના આ શ્લોકનું રહસ્ય સમજવા ઉપરાંત તેને ઐહિક ને પારમાર્થિક લાભ પણ અવશ્યે નીવડશેજ. સર્વે મનુષ્યોનો જીવાત્મા, પરમાત્મા અથવા બ્રહ્મની સાથે એકજ છે એમ નીચેનો શ્લોક બહુ સારી રીતે સમજાવી શકશે.

घटाकाश महाकाश इवात्मान परात्मनि ।
विलाप्याखण्ड भावेन तूष्णीं भव सदा मुने ॥

શ્રી શંકરના ' વિવેકચૂડામણિ ' ના આ શ્લોકનો ભાવાર્થ એ છે કે જે પ્રકારનો ઘટાકાશનો ને મહાકાશનો સંબંધ છે તેજ પ્રકારનો આત્મા ને પરમાત્માનો સંબંધ છે, જેમ ઘટની ઉપાધિ જવાથી બે આકાશ એકજ થાય છે તેમ સંસારની ઉપાધિ જવાથી જીવાત્મા પરમાત્મામાં લીન થાય છે. વેદાન્તીઓના મત પ્રમાણે જેમ પરબ્રહ્મ પણ ચિત્સ્વરૂપ છે તેમ આત્મા પણ જ્ઞાની નથી. પણ જ્ઞાનસ્વરૂપજ છે. આત્માને ઉપાધિઓમાંથી મુક્ત કરવો એ વેદાન્તનો મોટો ઉદ્દેશ છે. કહેવાની જરૂર નથી કે વેદાન્તના અભ્યાસથી આ ઉદ્દેશ સાધિત થવો અશક્ય નથી. કારણ કે પ્રથમ તો વેદાન્તનો અધિકારીજ કોણ છે તે તપાસો. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર કોને છે ? ' અથાતો બ્રહ્મજિજ્ઞાસા ' મા અથ એ આનન્તર્યવાચક છે. તે આનન્તર્યનો અવધિ કોણ છે ? એટલે શાના પછી બ્રહ્મજિજ્ઞાસા થાય છે ? વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ક ને મુમુક્ષા એ ચાર સાધનવાળો તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે ' કુમનાં વેદાન્તનો અધિકારી પુરુષજ નીતિનો વ્યસની હોવો જોઈએ તો પછી વેદાન્તથી ઐહિક તેમજ પારમાર્થિક સુખમાં શું સિદ્ધ ન થાય ? અમુક જાતની આધુનિક પ્રવૃત્તિઓમાં વેદાન્તીનું મન કદાચ ન પોસાય, તે જુદી વાત છે. આજને પ્રસંગે હવે માત્ર એકજ શ્લોકનું અવતરણ કરી હું વિરમવાની રજા માગું છું.

' या चिन्ता भुवि पुत्रपौत्रभरणव्यापारसंरक्षणे
या चिन्ता धनधान्यभोगयशसां लाभे सदा जायते ।
सा चिन्ता यदि वेदमातृचरणाम्भोजे क्षणेऽहैतुकी
का चिन्ता यमराजभीमसदनद्वारप्रयाणे नृणाम् ॥

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ:નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાયબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે પહેલા વર્ષના ખર્ચના રૂ. ૦-૬-૦ બીજા વર્ષના રૂ. ૦-૧૨-૦; અને ત્રીજા વર્ષના રૂ. ૧-૪-૦. મળી કુલ ત્રણ વર્ષના રૂ. ૨-૬-૦ અગાઉથી મનીઑર્ડર દ્વારા મોકલાવેજ ત્રણ વર્ષ માટે મોકલવામાં આવશે.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલ એકના રૂ. ૦-૬-૦ ,,

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

ફ્રી લાયબ્રેરીઓ તરફથી ઉપરના નિયમ અનુસાર પોસ્ટેજ મ. ઓ. દ્વારા અગાઉથી મળ્યું હશે તો જ વસન્ત મોકલવામાં આવશે. પોસ્ટ રિફીઝો સ્વીકારવામાં નહીં આવે તેમજ પત્રનો જવાબ આપવા અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુમીક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" આબાદ છે.
૨ "દાદરનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને ચીડ મટાડે છે કિ. ૪ આના
૩ "કૉલેરોલ" ઉલટી જુલાબ અને કૉલેરાના જંતુને નાશ કરે છે. કિ. રૂ. ૧
૪ "હેરટોન" સફેદ બાલને તદ્દન કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ. રૂ. ૩
૫ "[illegible] ટોનીક પીલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઈલાજ રૂ. ૧
૬ "દાંતનું મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ. આના ૮ તથા ૪
આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિ તો લખો—ડૉ. બાટલીવાળા. મુંબઇ વરલી દાદર

---

# એક જાહેર વિજ્ઞપ્તિ.

ઈ. સ. ૧૯૧૧ ની સાલના ગુજરાતી સાહિત્યનું અવલોકન લખવાનું કાર્ય અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વ્યવસ્થાપક કમિટીએ મ્હને સોંપ્યું છે. તે કાર્ય યોગ્ય રીતિએ થઇ શકે તે સારૂ, ગુજરાતી લેખકો, પ્રકાશકો, તંત્રીઓ, અધિપતિઓ, વ્યવસ્થાપકો ઈત્યાદિ સર્વને એક જાહેર વિજ્ઞપ્તિ કરવાની રજા લઉં છું કે, જે જે ગુજરાતી પુસ્તકો, લેખો, માસિકો, વર્તમાનપત્રો, રીપોર્ટો આદિ આ વર્ષે અત્યાર સુધીમાં પ્રગટ થઈ ચૂક્યાં હોય. તેમ હવે પછી આ વર્ષના ડીસેમ્બર માસની ૩૧ મી તારીખ સુધીમાં પ્રગટ થવા પામે, તે તે સર્વની એકેકી નકલ, તા. ૧ ફેબ્રુઆરી સન ૧૯૧૨ સુધીમાં મ્હારા ઉપર મોકલી આપવા કૃપા કરશો. તે દરેકની ઉપર "ગુજરાતી સાહિત્યપરિષદ્ પુસ્તકાલયને ભેટ" એમ લખશો એટલે તેઓનો ઉપયોગ થઈ રહ્યા પછી રાજકોટની ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે સ્થાપેલા આ પુસ્તકાલયમાં તે મોકલી આપવામાં આવશે.

તા. ૪. જુલાઈ ૧૯૧૧
ચીનાબાગ ગિરગામ મુંબાઈ } કાન્તિલાલ છગનલાલ પંડ્યા.

# वसन्त.


इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.


વર્ષ ૧૦, અંક ૫. [ માસિક. ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૭.


## गोरक्षण-प्रार्थना.

આરતી શી આ ગાવડી ભાવડી: ઓ ગુરુ ગોરખનાથ!

બચાવો!

ઓ ગુરુ ગોરખનાથ બચાવોજી! ઓ ગુરુ ગોરખનાથ!

બચાવો!

દાવાનલની જ્વાલમાં<br>
આશ્રમ આ તવ ન્હાય!<br>
ગાય સુકોમલ બાપડી!<br>
સહી શકે નહિ લ્હાય!

ઓ ગુરુ ગોરખનાથ બચાવોજી! ઓ ગુરુ ગોરખનાથ!

બચાવો!

આરતી શી આ ગાવડી ભાવડી! ઓ ગુરુ ગોરખનાથ!

બચાવો!

"કાન્ત."

# અમે તો પ્રભુ-બાલ બલવન્ત.

અમે તો પ્રભુ-બાલ બલવન્ત !
અમારે રેલવવો આનન્દ:
અમે તો પ્રભુ-બાલ બલવન્ત !

માતની પાલનમાં વિકસે—
અમ જીવનના તંત્ર;
વિકાસમાં તો વેગ ભરે કંઇ—
નિર્ભયતાના મંત્ર.
અમે તો પ્રભુ-બાલ બલવન્ત !

નાથતણાં નિર્ભય નન્દન તે—
સ્વાર્પણના સ્વચ્છન્દ !
તાતસમાં તેજસ્વી વિચરિયે—
ભરિયે તેજતરંગ.
અમે તો પ્રભુ-બાલ બલવન્ત !

ઉજાળિયે રસ સુગન્ધ વધવા—
વસુન્ધરાનાં રત્ન;
પ્રાણ-રસાયન પ્રસારિયે—
રચી અમ ચેતનને યત્ન !
અમે તો પ્રભુ-બાલ બલવન્ત !

અમારે રેલવવો આનન્દ:
અમે તો પ્રભુ-બાલ બલવન્ત !

લલિતાલય,
રાજકોટ.

"લલિત."

# ગ્રન્થાવલોકન.

**"આદર્શ સુધારક દયાનન્દ".***—

આ લઘુ પુસ્તકના કર્તા શ્રીયુત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય—તેઓએ આ જાતની સાહિત્યસેવાને પોતાનું જીવન અર્પ્યું છે, અને તેઓને શ્રીદયાનન્દસરસ્વતી ઉપર એવી તીવ્ર ભક્તિ છે કે હાલમાં તેઓ એ મહાન પુરુષનું અંગ્રેજીમાં એક મ્હોટું જીવનચરિત્ર લખવા માટે જોઇતી સામગ્રી એકઠા કરવામાં રોકાએલા છે. એ પુસ્તક તૈયાર થઇ પ્રસિદ્ધ થશે ત્યારે આપણે સર્વ એનો લાભ લઈશું. પરંતુ અત્યારે તો એમના લખેલા એક લઘુ પુસ્તકને આવકાર આપવાની ફરજ પ્રાપ્ત થઈ છે. જેવા મૂળ લેખક છે, તેવા જ અનુવાદકર્તા પણ છે. અનુવાદકર્તા બંગાળી સાહિત્ય સાથે સારો પરિચય ધરાવનાર આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી છે, અને શ્રીયુત દેવેન્દ્રનાથના પોતાના કહેવાથી એમણે આ ભાષાન્તર કર્યું છે. વળી, આ પુસ્તક હિન્દુ—સુધારક–ગ્રન્થમાળાનો ૧ મણકો છે, એ-ટલે એવા બીજા લેખો પણ ભવિષ્યમાં મળશે એમ આશા ઉત્પન્ન થાય છે. પુસ્તકની કિંમત થોડી રાખી છે, એટલે ગુજરાતી પ્રજામાં એનો બહોળો પ્રચાર થશે એમ સંભવ છે.

આટલું કહી, હવે આ પુસ્તકના પ્રતિપાદ્ય વસ્તુનું સૂચન કરીએ. "(૧) દયાનન્દ તે કોણ? (૨) હિન્દુ પ્રકૃતિ કેવી છે? (૩) હિન્દુ જીવન કેવું છે? (૪) હિન્દુ સમાજ કેવી છે? (૫) સુધારકનાં લક્ષણ કયાં? (૬) હિન્દુ સુધારકનાં લક્ષણ કયાં કયાં? (૭) દયાનન્દ સુધારક ખરા કે નહિ? (૮) દયાનન્દ હિન્દુ સુધારક ખરા કે નહિ? અને છેવટે (૯) દયાનન્દ આદર્શ સુધારક ખરા કે નહિ?" એ નવ પ્રશ્નના ઉત્તરરૂપ આ નિબન્ધ છે.

વિષયનિરૂપણ એવું ક્રમબદ્ધ અને મુદ્દાસર છે કે આપણા ગુજરાતી લેખકોએ એ દૃષ્ટાન્ત રૂપે અનુસરવા યોગ્ય છે.

'દયાનન્દ તે કોણ?' એ પ્રશ્નના ઉત્તરમાં આપણે શ્રીયુત દેવેન્દ્રનાથ પાસે સવિસ્તર હકીકતની આશા રાખીએ, પરંતુ દુર્ભાગ્યે એ વિષય એમણે માત્ર આઠ પાનામાંજ પતાવી દીધો છે. દયાનન્દ સત્યની શોધમાં બહુ ભટક્યા, પણ છેવટે મથુરામાં વિરજાનન્દ નામે એક આંધળા સન્યાસી મળ્યા તેમના ઉપદેશની એમના મન ઉપર સચોટ અસર થઈ. એ સંન્યાસીએ એમને "મનુષ્યપ્રણીત સઘળા ગ્રન્થ જમનાના જળમાં નાંખી વૈદિક ધર્મ પ્રવર્તાવવા"ની આજ્ઞા કરી. પરંતુ એ વૈદિક ધર્મ તે કેવો? એ વિષે વિરજાનન્દે દયાનન્દને શું કહ્યું એ જાણવાની આપણને સ્વાભાવિક ઉત્કંઠા થાય છે, પણ એ બાબત આ

* ગ્રન્થકર્તા શ્રીયુત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયના મૂળ બંગાળીપરથી અનુવાદકર્તા રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. પ્રકાશક રા. ઘરજી વલ્લભદાસ. વડવાડી, મુંબઈ. મૂલ્ય આના ૫.

પુસ્તકમાં કાંઇ હકીકત આપેલી નથી. અમને તો પ્રબલ શંકા છે કે દયાનન્દસરસ્વતીએ વૈદિક ધર્મનું જે સ્વરૂપ કલ્પ્યું છે તે જ વિરજાનન્દના મનમાં હશે કે કેમ? સ્વામી વિશુદ્ધાનન્દ પંડિત બાલશાસ્ત્રી આદિ સાથેના વિવાદ વિષે પણ કાંઇક વિગતવાર હકીકતની જરૂર હતી. કારણ કે "દયાનન્દરૂપી સૂર્ય પ્રકટ થયો," "ધગધગતા અગ્નિના ભડકા જેમ એકાએક હોલવાય નહિ, મ્હોટા નદીના પ્રવાહને સહજમાં અટકાવી શકાય નહિ, તેમ દયાનન્દનો પ્રતાપરૂપી અગ્નિ હોલવાયો નહિ, અને નદીના પ્રવાહની માફક તેમની ગતિ પણ રોકી શકાઇ નહિ"—આ જાતનાં વચનો ભક્તના હૃદયને અમૃત સમાન તૃપ્તિ પમાડે, પણ સામાન્ય વાચકને તો—આવા ઉદ્ગારની સમર્થક પુષ્કળ વિગત જોઇએ. અમે આશા રાખીએ છીએ કે શ્રીયુત દેવેન્દ્રનાથ અંગ્રેજી પુસ્તક રચશે ત્યારે આ ખોટ પૂરી પાડશે.

વળી દેવેન્દ્રનાથ જેવા લેખકને સ્મરણ આપવાની જરૂર નથી કે વર્તમાન સમયના જીવનચરિતમાં માણસના ગુણદોષનું એક ક્ષણ વારમાં સૂચન કરી દે એવા શબ્દો, વર્તનો, અને પ્રસંગો ખાસ નોંધાવા જોઇએ. અત્યારે અમને દયાનન્દસરસ્વતીના પ્રથમ ગુજરાતી શિષ્યોમાંના એકે કહેલી એક વાત યાદ આવે છે: એક વખત દયાનન્દસરસ્વતી જમી ઊઠ્યા—અને તૃપ્તિ પામી, પેટ ઉપર હાથ ફેરવતા બોલ્યાઃ "હમ તો ખાયાં!" આ ત્રણ શબ્દોમાં, દયાનન્દસરસ્વતીનો જીવનનો આનન્દ મૂર્તિમાન થાય છે, અને એમના સિદ્ધાન્તોનું અને ઉપદેશપદ્ધતિનું એથી જેવું રહસ્ય સમજાય છે તેવું શુષ્ક વિવેચનનાં પચાસ પાનાંથી પણ સમજાવી શકાતું નથી.

દેવેન્દ્રનાથ કહે છે કે હિન્દુ 'સદ્ભાભિમુખી' છે, બ્રહ્મ અથવા બ્રહ્મપ્રાપ્તિને એ પોતાનું કેન્દ્ર બનાવે છે; હિન્દુ પ્રકૃતિ સત્ત્વને અનુસરી ચાલનારી છે; હિન્દુજીવન એટલે શું? ચાર આશ્રમ તે હિન્દુ જીવન; બ્રહ્મચર્ય એ જ હિન્દુસ્થાનની પ્રાચીન બુદ્ધિનું નિદાન હતું; ગૃહસ્થાશ્રમના નમન ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ વગેરે પાંચ મહાયજ્ઞો હૃદયની ઉચ્ચ વૃત્તિઓને અસ્તિત્વમાં લાવી પોષે છે. આ સર્વ ઉક્તિઓ આપણને સર્વથા માન્ય છે. "સુધારકનાં લક્ષણ" નો નિર્ણય કરતાં, દેવેન્દ્રનાથ બાબુ કહે છે કે સુધારકે પોતાની જાતિને બરાબર જાણવી જોઇએ, તે ઉપર એનો પ્રેમ હોવો જોઇએ, એણે વિનાશ કરવાને બદલે રક્ષણ કરવા તત્પર રહેવું જોઇએ, અને તે જ સાથે વળી સત્યનિષ્ઠ પણ રહેવું જોઇએ; એને સત્યના જય ઉપર વિશ્વાસ હોવો જોઇએ; અને આત્મવિલોપ માટે એનું મન તૈયાર હોવું જોઇએ. પરંતુ હિન્દુ સુધારક તરીકે એનામાં બે વિશેષ લક્ષણો જોઇએ-એક શૌચાપેક્ષિતા અને બીજું સંન્યાસ. આ બંને દયાનન્દમાં હતાં, અને બ્રાહ્મસમાજના રચયિતાથી દયાનન્દનો ભેદ પાડવા માટે ગ્રન્થકર્તાએ આ રજુ કર્યાં હશે એમ લાગે છે. પણ આગળ જતાં સંન્યાસનો અર્થ 'સત્યમાં તલ્લીન થઇ જવું' એવો કર્યો છે; એટલે આમાં કાંઇ વિશિષ્ટતા આવતી નથી. દેવેન્દ્રનાથ કહે છેઃ "દયાનન્દનાં વિચાર, વ્યાખ્યા, શાસ્ત્રાલોચન એક અવાજે દર્શાવે છે કે હિન્દુ પ્રકૃતિથી પોતે જેવા સુપરિચિત હતા, તેવા જ હિન્દુ જીવન અને હિન્દુ સમાજના યથાર્થ મર્મથી જાણીતા હતા." એ ઉક્તિ અમે માત્ર મર્યાદિત અર્થમાં જ સ્વીકારીએ છીએ. દયાનન્દની નસે નસમાં સ્વદેશાભિમાન હતું, સ્વદેશનો કેમ ઉદ્ધાર કરવો એ બાબત એમને ફેરલી ચોખ્ખી સમજણો હતી, અને એ સમજણને હિન્દુ શાસ્ત્રના દૃઢ સ્તંભ સાથે બાંધવામાં એમનું

હિન્દુત્વ સ્પષ્ટ પ્રતીત થાય છે. પરંતુ તે સાથે, દયાનન્દ જેવા મૂર્તિપૂજાના વિદ્વેષી "હિન્દુ ધર્મના યથાર્થ મર્મથી જાણીતા' હતા." 'એમ સંપૂર્ણ અર્થમાં સ્વીકારવું તો કઠણ પડે છે. મૂર્તિપૂજા યથાર્થ ધર્મ છે કે નહિ એ પ્રશ્ન બાજુપર મૂકીએ. પણ વેદમાં મૂર્તિપૂજા ન હતી એમ માની લઈ એને આધારે મુસલમાન જેટલા જુસ્સાથી મૂર્તિપૂજાનો તિરસ્કાર કરવો, એમાં તો અમને હિન્દુ હૃદયનું બહુ ઊંડું જ્ઞાન જણાતું નથી. વેદમાં મૂર્તિપૂજા નથી એમ આર્ય-સમાજના ગ્રન્થોમાં અમે ઘણીવાર વાંચીએ છીએ-પણ અમને એ સંબન્ધી એક પ્રશ્નનો કોઇ સ્થળે ખુલાસો મળ્યો નથી તે એ કે વેદકાળમાં આજના જેવી મૂર્તિપૂજા હતી નહિ એ કરતાં કાંઇ અધિક વિવક્ષિત છે? શિવલિંગનો પત્થર પૂજાતો ન હતો, અને તેને બદલે વેદિ ઉપર અગ્નિની જ્વાળા પૂજાતી હતી-એ બે મૂર્તિપૂજા વચ્ચે ભલે ગમે તે ભેદ હોય, પણ મૂર્તિપૂજાનું તત્ત્વ-અમૂર્ત ઈશ્વરને મૂર્તરૂપે પૂજવો-તે તો બંનેમાં સમાન રીતે જ રહેલું છે. વળી પત્થરમાં મનુષ્યાકાર મૂર્તિ કોતરવા જેટલી શિલ્પકળા જ્યાં સુધી વધેલી ન હોય ત્યાં સુધી એ જાતની મૂર્તિપૂજા પ્રચારમાં ન આવે એ સ્વાભાવિક છે. આરસ જડ્યા પછી આરસની મૂર્તિ થાય, સુવર્ણ જડ્યા પછી સુવર્ણની થાય-અને ઉત્પાદ-વિનાશશાલી અગ્નિની જ્વાળાને સ્થિરરૂપ આપવાના હેતુથી, વેદિ ઉપર પત્થર સ્થાપીને એની પૂજા કરવાનો વિધિ પણ શરૂ થાય. આ ભેદનું મૂર્તિપૂજાના ધર્મ્યાધર્મ્યપણાના નિર્ણયમાં શું મહત્ત્વ છે! એ મૂર્તિપૂજાનું તત્ત્વ વેદકાળથી આજ પર્યન્ત હિન્દુ ધર્મમાં સમાન રીતે વ્યાપેલું જણાય છે, તો અમુક જાતની મૂર્તિપૂજા ન હતી એ વાત ઉપર ભાર મૂકવો કેવળ અકિંચિત્કર છે. આપણા બાપદાદા ઘોડે બેસતા કે વિમાનમાં ઊડતા, માટે આપણે ઘોડાગાડીમાં બેસવું કે રેલવે ગાડીમાં મુસાફરી કરવી તે પાપ છે એમ કોણ કહેશે? ધાર્મિક વિષયનું દૃષ્ટાન્ત લઇએ તો-ભસ્મ કરવી કે ચન્દન કરવું, ઊર્ધ્વપુંડ્ર કરવું કે ત્રિપુંડ્ર કરવું એ વિવાદ જેમ નિરર્થક છે, તેમ પ્રભુની પૂજા માટે અગ્નિજ્વાળા પ્રકટાવવી કે પત્થરની મૂર્તિ સ્થાપવી ઇત્યાદિ વિચાર પણ એવો જ બાલિશ છે. કદાચ એમ પણ કોઇ કહે તો કહેવા દઇએ કે હાલની મૂર્તિપૂજા કરતાં અસલની વધારે સારી હતી, તથાપિ એટલા ભેદને આધારે હાલની મૂર્તિપૂજા તે પાપ છે એમ કહેવું તો તદ્દન વધારે પડતું લાગે છે.

છેવટમાં, ગ્રન્થકારે દયાનન્દસરસ્વતીને શંકરાચાર્યથી પણ ઊંચી ભૂમિકાએ મૂકતાં એક પ્રશ્ન કર્યો છે કે, "માત્ર—

'नलिनीदलगतजलमतितरलं
तद्वज्जीवनमतिशयचपलम्'

—એ કહેવાથી કાંઇ કોઇ જાતિનો ઉદ્ધાર થયો છે?" આ પ્રશ્નના ઉત્તરમાં અમે પૂછીએ કે શંકરાચાર્યે શું "માત્ર" આ જ કહ્યું છે? જગતના કોઈ પણ ધાર્મિક ઉદ્ધારકે પ્રાચીન ધર્મપુસ્તકોમાંથી રેલવે અને તાર કાઢીને જગતનો ઉદ્ધાર કર્યો છે? આજ જગતની જે પ્રજા સુધારાને મોખરે વિરાજે છે તેઓનો ઉદ્ધાર મૂળમાં ધાર્મિક

ઉદ્ધારને લીધે હોય તો એ ધાર્મિક ઉદ્ધાર કરનારનો શો ઉપદેશ હતો એ સ્મરણમાં લાવો: "પૃથ્વી પર પોતાને માટે દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા તથા કાટ નાશ કરે છે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરે છે. પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો, જ્યાં કીડા અથવા કાટ નાશ કરતા નથી અને ચોરો ખાતર પાડીને ચોરતા નથી." પછી આકાશનાં પંખીઓ અને ખેતરનાં ફૂલ ઝાડોનો દાખલો આપી—એણે કહ્યું છે કે જે પ્રભુ એમની સંભાળ લે છે એ તમારી કેમ નહિ લે? પ્રભુના રાજ્યમાં દાખલ થાઓ, એટલે બીજાં બધાં વાનાં તો એ આપી રહેશે. વળી સંસારસુખની તૃષ્ણા વાળા મૂર્ખને પ્રભુએ શું કહેલું જીસસે નોંધ્યું છે એ જુવો: "You fool! this night your soul shall be taken from you and all you have collected will belong to others."—"ઓ મૂર્ખ! આજ રાત્રે તારો જીવ તારી પાસેથી લઈ લેવામાં આવશે; ત્યારે જે વસ્તુઓ તેં એકઠી કરી છે તે બીજાની થશે". હવે આ ઉપદેશ પાશ્ચાત્ય પ્રજાના ઉદ્ધારમાં આડે નથી આવ્યો—અહે પર દુનીઆનું ભાન કરાવી મનુષ્યને મનુષ્યત્વ પ્રતીત કરાવવામાં એ સમર્થ નીવડ્યો છે, તો શંકરાચાર્યના પૂર્વોક્ત ઉપદેશ ઉપર આક્ષેપ કરવાનું વાજબી કારણ છે?

આમ દયાનન્દસરસ્વતીના મૂર્તિપૂજાના સિદ્ધાન્ત પરત્વે, વા તો શંકરાચાર્ય કરતાં પણ દયાનન્દસરસ્વતીને અધિક પદે મૂકવાનો દેવેન્દ્ર બાબુએ જે યત્ન કર્યો છે તે પરત્વે, આમારો અમે તેટલો મતભેદ છે, તથાપિ દયાનન્દસરસ્વતી એક મહાન પુરુષ હતા, તેમણે દેશકાળ વિચારી હિન્દુ ધર્મમાં સુધારો કરવાનો પ્રબળ પ્રયત્ન કર્યો હતો, તેમાં વેદધર્મ માટે માન તથા યુગનું જ્ઞાન વગેરે ઘણા સારા અંશો હતા, ઇત્યાદિ એમના કાર્યની કદર કરવામાં અમે જરા પણ પછાત નથી; અને અમે ઇચ્છીએ છીએ કે આ મહાન પુરુષનું જીવનચરિત દેવેન્દ્ર બાબુએ આ પુસ્તકમાં લખ્યું છે તે કરતાં શતગણી વિગત સાથે એ અંગ્રેજીમાં, અને એમના રા. કૃષ્ણલાલ જેવા કોઇ મિત્રદ્વારા ગુજરાતીમાં, વાચક આગળ રજુ કરે,—જેથી એ મહાત્માની અદ્ભુત વક્તૃત્વશક્તિ, વીર્યવાન ઉપદેશ, અને દૃઢ નિશ્ચયને અનુરૂપ કાર્યબળનું વર્તમાન યુગમાં આપણને પુનઃ ભાન થાય.

---

# "ભોર ઘાટના પાણીમાંથી વીજળીક બળ ઉત્પન્ન કરવાની યોજના."

( અનુસંધાન પૃષ્ઠ ૭૧ થી. )

જો કે બાંધકામની તથા યંત્ર સામગ્રીની બધી સગવડ મળી શકશે અને શોધકોએ ધારેલી યોજના પાર આવશે તોપણ મોટો સવાલ તો એ રહે છે કે આથી કરી કંઇ વીજળી બળ વાપરનારાઓને હાલના તેમના વરાળના બળ કરતાં કંઈ ફાયદો થશે કે કેમ? આ યોજનાની આર્થિક ફતેહ જાણવા માટે એટલું જાણવું અવશ્યનું છે કે જે નાણાં આ યોજના કાર્યમાં લાવવાને વપરાશે તેનું વ્યાજબી વ્યાજના દરે વ્યાજ ગણી જે કિંમતે વિજળીક બળ કારખાનાંઓને પુરૂં પાડવામાં આવશે તે કિંમત હાલના વરાળના બળના કિંમત કરતાં કંઇ ઘટશે કે કેમ? આપણા કારખાનાંઓ વાળાઓએ વરાળના બળની દરેક હોર્સ પાવરે તેમને શું ખર્ચ આવે છે. તેનો અડસટ્ટો હજી સુધી બરાબર ચોકસ કાઢ્યો નથી. અને તે કાઢવાને તેમને લાંબા વખત સુધીના દરેક કારખાનાના આંકડાઓ જાણવા જોઇએ. પણ જે કંઈ આ સંબંધી માહીતિ મેસર્સ ટાટાની કમ્પનીએ પોતાની અનેક સુતરની મીલોમાંથી મેળવી છે તે ઉપરથી માલૂમ પડે છે કે વિજળીક બળ કંઈ વરાળ બળ કરતાં મોઘું પડવાનું નથી. કમ્પનીયે સરકાર જોડે વીજળીક બળ .૫૫ આનાનું બોર્ડ ઑવ ટ્રેડનું એક વીજળી બળનું એકમ પુરૂં પાડવાને ઇજારો લીધો છે એટલે એક હો. પા. વાળું એક કારખાનું સતત એક વર્ષ સુધી રોજના બાર કલાક લેખે વાપર્યા કરે તો તેનો ખર્ચ તેને લગભગ ૧૦૦ * રૂપિયા પડશે.

આ યોજનના ખાસ આર્થિક લાભો નીચે પ્રમાણે છે.

૧) પાણીની ઊંચાઈ ૧૭૪૦ ફીટ જેટલી છે જે લગભગ નાયગરાના ધોધ કરતાં ૧૦ ગણી અને કાવેરીના ધોધ કરતાં ચાર ગણી છે. આથી ઘાટ ઉપર બાંધવાના તળાવોના બધારાની ઉંચાઇ બહુ લઇ જવી પડતી નથી. કારણ કે આટલી બધી ઊંચાઇ હોવાથી પાણીનો જથ્થો થોડો લાગશે, આ બધારાનો ખર્ચ ૧૯ લાખ રૂપિયા અડસટવામાં આવ્યો છે, જેનો કાવેરીના જેટલી ઊંચાઇએ તળાવો હોત

---

* એક બોર્ડ ઑવ ટ્રેડનું વીજળી બળનું એકમ $\frac{૧૦૦૦}{૭૪૬}$ એક કલાક સુધીની હો. પા. ની બરાબર છે. તેની કીમત $\frac{૫૫}{૧૦૦\times૧૬}$ રૂ. થાય છે તો એક હોર્સ પાવર રોજના બાર કલાક લેખે અને વર્ષના ૩૨૦ દહાડા લેખે તેની કિંમત નીચેના પ્રમાણપરથી જણાશી.

હો. પા. હો. પા. રૂ.

$\frac{૭૪૬}{૧૦૦૦}$ = ૧૨×૩૨૦ = $\frac{૫૫}{૧૦૦\times૧૬}$ = ૯૮·૪૭ રૂ. એટલે લગભગ રૂ. ૧૦૦ કિંમત પડે છે.

તો પાણી ચાર ગણું લાગત અને બધારા ખહુજ ઉચા લેવા પડત. અને કેટલાયે લાખ રૂપિયા ખરચ થાત. નાયગરાના ધોધની સપાટીયે તો આ કામ આર્થિક રીતે કદી સોંઘું પડતજ નહિ.

૨) વરસાદ પણ આ પ્રદેશમાં પુષ્કળ પડે છે અને સરાસરી ૧૭૫ ઇંચ પડે છે જે કાવેરી કરતાં પાંચ ગણો છે.

૩) આ ઘાટની ખીણોની ભુરચના અને ભુસ્તર એટલાં અનુકુળ છે કે પાણી ગમે તેટલું અહીંયા સંઘરી શકાય.

૪) વીજળીક શક્તિને માત્ર ૪૩ માઇલ જ મુંબઇ લઇ જવા માટે લઇ જવાની છે જ્યારે કાવેરીમાં લગભગ ૯૩ માઇલ દુર લઇ જવી પડે છે કાવેરી જેટલી લંબાઇયે તાર લઇ જવાના હોત તો હાલમાં જે ૭ા લાખ રૂપિયા ખર્ચ લઇ જવાનો થાય છે તે લગભગ ૩૦ લાખ થાત.

૫) તાર લઇ જવામાં બીજી કંઇ ખાસ મોટી અડચણ વચ્ચે નડતી નથી.

૬) હિંદુસ્તામાં મુંબઇ શિવાય બીજી એકે એવી જગ્યા નથી કે જ્યાં આટલી બધી વીજળીક શક્તિનો એકદમ ઉદ્યોગોમાં ખપ થઇ શકે અને તે અનુકુળતા સૌથી મોટામાં મોટી આ યોજનાને મળી છે.

આ યોજના સંપૂર્ણ રીતે કાર્યમાં આવ્યા પછી મુંબઈને આથી અનેક આડકતરા લાભો મળશે અને મુંબઇના કેટલાંક હાલના બેડોળ દેખાવો ફરી જઇ એક અતિ રમણીય નગર થઇ પડશે. વીજળીક બળ દાખલ થવાથી મુંબઇના કારખાનાઓના ભુંગળમાંથી નીકળતા ધુમાડાના ગોટે ગોટા બંધ થશે અને તેને લઇ તેની હવામાં ઘણોજ સુધારો થયા વિના રહેશે નહિ. સર જયોર્જ ક્લાર્કે પોતાના ભાષણમાં નીચે પ્રમાણે ગણત્રી આપી છે કે ૪૦૦૦૦ હોર્સ પાવર જેટલી શક્તિ જો કોયલાની શક્તિની જગ્યા લેતો બાર કલાકના ૩૨૦ દહાડાના વરસમાં લગભગ ૯૬૦૦૦ ટન કોલસો એટલે દરરોજ ૩૦૦ ટન કોલસો ઓછો બળશે અને આટલો કોલસો ઓછો બાળવાથી દરરોજ લગભગ બે આબજ ઘનફીટ હવા ધુમાડાથી બગડતી અટકશે. આ આંકડાઓ ઉપરથી હવામાં કેટલો સુધારો થશે તે સહજ સમજાઇ શકાશે.

વળી આ યોજનાથી રેલ્વે કમ્પનીયોને મુંબઇના સ્થાનીક આવજાવનું કામ વધારે ઝડપથી અને વધારે વાર કરવાને બહુજ અનુકુળતા મળશે. બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે જે હાલની દોડતી સ્થાનીક ગાડીયો લોકોની અનુકુળતાને બસ નથી જાણી ચોવડા પાટા કરવાનો વિચાર કરતી હતી તેને સઘળો ખર્ચ બચી જઇ વીજળીક ગાડી હાલના બેવડા પાટા પર દોડાવશે તો તે હાલ કરતાં બમણી ગાડીયો દોડાવી શકશે અને તેથી વળી કોટ તરફ થતો એન્જીનોનો ધુમાડો બંધ થશે અને ત્યાંની હવા વધારે સ્વચ્છ અને સુખદાયી થશે. કદાચ મ્યુનીસીપાલીટી આ વીજળીક બળથી શહેરમાં વીજળી રોશની કર-

વાતનો પણ વિચાર કરે. શહેરના ઉદ્યોગોમાં ખાસ કરીને મોટો સુધારો થશે. આ બળથી નાનાં નાના બીજા અનેક ઉદ્યોગોના કારખાનાઓ નીકળી શકશે કે જેઓને શક્તિ મેળવવા માટે એન્જીન બોઇલર વિગેરેનો ખર્ચ કરવો નહિ પડે વળી ઓદ્યોગિક કારખાનાઓ શહેરના અમુકજ ભાગમાં એકઠા ન થતા આખા શહેરમાં છુટે છુટે ઠેકાણે વહેંચાઇ જશે અને તેથી લોકોની સગવડતા અને રહેવાની અનુકુળતા વધશે શહેરમાં ચાલતાં મોટાં ટ્રસ્ટો જેવાં કે પોર્ટ ટ્રસ્ટ, સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ વિગેરેને જે અનેક યોજનાઓ માત્ર શક્તિની અનુકુળતા મેળવવા માટે છોડી દેવી પડી છે તે સઘળી એકદમ હાથ ધરવામાં આવશે અને શહેરનો તેમજ અંદરનો સુધારો ઘણોજ વેગથી આગળ વધશે.

કારખાનાવાળાઓને એક મોટો લાભ તો એ થશે કે કારખાનાઓનાં જુદાં જુદાં ખાતાં એકબીજાથી સ્વતંત્ર રીતે ચલાવી શકાશે જે અત્યાર લગી વરાળયંત્રની શક્તિની મદદને માટે એકબીજા સાથે જોડાયેલા અને ખીચોખીચ ગોઠવાયેલા હોય છે. વળી દરેક ખાતામાં શક્તિનો કેટલો વ્યય થાય છે તે સ્પષ્ટ દરેક ખાતામાં મુકેલા શક્તિમાપક યંત્ર ઉપરથી જાણી શકાશે જે જાણવાને અત્યાર લગી કશું સાધન નહોતું. આથી તે શક્તિનો ઉપયોગ ઘણી કરકસરથી કરતાં શીખશે અને તેથી માલ સોંઘો અને સોંઘો થવો જશે. વળી વીજળીક શક્તિ વરાળ શક્તિ કરતાં વધારે સમતાથી વપરાઇ શકાય છે એટલે સાંચાઓને જે વરાળયંત્ર જોડે જોડવાથી ઘણા સબળાકપાળ થઈ જાય છે તે આમાં થવાના નથી અને તે રીતે પણ સાંચા કામના ઘસારામાં પણ લાભ થવાનો સંભવ છે. *વળી મોટો લાભ તો એ થશે કે એન્જીન અને બોઇલરનો કામ કરનારી વર્ગ નકામો* પડશે અને તેને લઇને કારખાનાને કંઇ ઓછો લાભ નહિ થાય. નવાં કારખાનાવાળાઓને તો આ ખાતાની થાપણમાંજ બચત થશે. અને તેઓ ઘણી સહેલાઇથી એક મોટું કારખાનું ઉભું કરી શકશે.

આ પ્રમાણે અનેક સીધા અને આડકતરા લાભો મુંબઇ શહેરને આ યોજનાથી થશે અને વળી એક મોટો લાભ તો એ થશે કે ખોપોલીના મેદાનમાં જે મોટો પાણીનો જથ્થો વીજળીક યંત્રને શક્તિ આપી બહાર પડશે તે સઘળો તે મેદાનમાં તેમજ આસપાસના મુલકમાં ખેતીવાડીને ઘણોજ ઉપયોગનો થઇ પડશે અને આવી રીતે કોલાબા જીલ્લાનો ઘણો પ્રદેશ સતત પાણી મળવાથી ઘણો ફળદ્રુપ બની જશે અને ત્યાં મુંબઇને માટે જાત જાતની શાકભાજી ઉગાડવાને લગભગ ૩૦–૪૦ હજાર એકર જમીન વાપરવાને લઇ શકાશે. વળી સરકાર જે સ્વરના ઝાડો વસાવ્યાં અને તેની આસપાસના મુલકમાં ઉગાડવા મથે છે તેને મોટામાં મોટી અડચણ તો પાણીની નડે છે તે સઘળી આ મોટી યોજનાથી નાબુદ થશે અને રબરનો મોટો વ્યાપાર મુંબઇની પાડોશમાં ઉભો થશે.

આ પ્રમાણે આવડી મોટી યોજનાને બરોબર કાયદેશીર શરૂ કરવાને ઇ. સ. ૧૯૦૬ ના ફેબ્રુઆરી માસમાં ટાટાના છોકરાંઓએ યોજનાની કમીટી વતી સરકારને ૧૯૦૩ ના વીજળીક કાયદાની રૂએ ઇજારો આપવા અરજી કરી અને તે ઇજારો તેમને ૧૯૦૭ માં આપવામાં આવ્યો. હજી પણ થાપણ એકઠી કરવાનો સવાલ પુરો થયો

નહોતો. અનેક પ્રયત્નો કર્યા પછી ૧૯૧૦ માં કમ્પની સરકારી નોંધમાં નોંધવામાં આવી અને તેની થાપણ બે કરોડ રૂપિયાની ઠરાવી. ૧૦૦૦ રૂ. ના દશ હજાર શેરો સાદા કાઢ્યા છે અને બીજા દશ હજાર શેરો ૭ ટકાના વધતા જતા વ્યાજે કાઢ્યા છે. આ થાપણમાં ૫૦ લાખ સાદા શેરોના ને ૫૦ લાખ વધતા જતા વ્યાજના મળી એક કરોડ ને વીસ લાખ રૂપિયા ભરાયા છે અને બીજા પંચાવન લાખ રૂપિયાના ડીબેન્ચર્સ લહેણું પેટે વ્યાજે કાઢવામાં આવ્યા છે. આમાના શેરોના તથા ડીબેન્ચેરોનો મોટો ભાગ દેશી રાજ રજવાડાઓએ રાખ્યો છે અને બીજી થાપણ હિંદુસ્તાનમાંથી મળી આવી છે. આ યોજનાને આ પ્રમાણે સઘળી રીતે સ્વદેશી થાપણ કરાવી આપવાનું ખાસ માન સર્વ રીતે આપણા નામદાર ગવરનર સર જ્યોર્જ કલાર્કને ઘટે છે. કારણ કે તેમની ખંત અને રાજકીય મદદને લઇનેજ આ યોજના આજે સંપૂર્ણ રીતે સ્વદેશી થાપણથી ચાલતી શરૂ થઈ છે.

આ પ્રમાણે હિંદી મહાસાગરમાંના પાણીને શ્રી સૂર્ય નારાયણની શક્તિ પોતાના કીરણો વાટે ગરમ કરી તેની વરાળને વાદળારૂપે વાતાવરણમાં ઉંચે ચ્હડાવે છે અને તેજ શક્તિ ટીબેટના પ્રદેશમાં વાતાવરણને તપ્ત કરી ત્યાંની પાતળી હવાની જગ્યા લેવા હિંદી મહાસાગરપરનાં વાતાવરણને ધક્કેલે છે અને તે વાતાવરણ સાથે ઘસડાઈ આવતાં વાદળાં પશ્ચિમ ઘાટના ઉંચા શીખરો સાથે અથડાઇ ત્યાં અતિ વૃષ્ટિ કરે છે અને તે વૃષ્ટિને પર્વતોપર એકત્ર કરી પાણી ઉંચે ચ્હડવાથી તેમાં રહેલી ગર્ભિત શક્તિનો ધીમે ધીમે ઘાટ નીચે ગોઠવેલા વીજળી ઉત્પન્ન કરનારા યંત્રોના ચૈથાનમાં ઉપયોગ કરવામાં આવશે. અને તે શક્તિથી ઉત્પન્ન થયેલી વિજળી મુંબઈના અનેક કારખાનાઓ ઉદ્યોગીક સાંચાઓ ચલાવવામાં, રેલ્વે ગાડીઓ દોડવવામાં અને કદાચ વીજળી રોશની પુરી પાડવામાં લેવામાં આવશે. આવી રીતે શ્રી સૂર્ય નારાયણની અગાધ શક્તિનો ઉપયોગ મનુષ્યે પોતાની બુદ્ધિથી કરવાથી મુંબઇ જેવા ઔદ્યોગિક અને વ્યાપારી શહેરના ઉદ્યોગો આગળ વધશે અને તેના હવા પાણી વધારે સ્વચ્છ થવાથી ત્યાંના રહીશોની શારીરિક સ્થિતિ સુધરશે. આવી રીતે ભરતભુમીના ઉદ્યોગોને ખીલવવાને અને બીજા સુધરેલા અને સુધરતા જતા દેશો સાથે હરીફાઈમાં સાથે રહેવાને શ્રી સૂર્ય નારાયણની શક્તિનો વધારે ને વધારે સોંઘી અને સ્હેલી રીતે ઉપયોગ કરવાને આપણી ભારત વાસીઓની બુદ્ધિ વધારે ને વધારે પ્રદિપ્ત થાઓ એટલીજ પ્રાર્થના આપણા પ્રાચીન મહર્ષિઓનાજ મહામંત્રના શબ્દોમાં કરી આજનો વિષય સમાપ્ત કરીશું.

"तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्."

અમદાવાદ તા. ૧૪-૫-૧૧ } વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

ઉપલા વિષય પર સાહિત્ય સભામાં અપાયેલા ભાષણ વખતે સભાના પ્રમુખ રા. રા. ગોપાળ પ્રભાકર ભાંડારકર બી. એ. એલ. સી. ઇ. ના વિવેચનનો સાર નીચે પ્રમાણે છે.

આપણુની ઉપયોગિતા માટે વિવેચન કરી પ્રથમે આપણામાં સમજાવેલી શક્તિનો મહાન્ નિયમ Conservation of Energy ઉપરથી વ્યવહારમાં શક્તિનો ઉપયોગ લેતા ખાસ ધ્યાનમાં લેવાની વાત એ બતાવી હતી કે જ્યારે શક્તિ નવી ઉત્પન્ન થઇ શકતી નથી તેમજ વિનાશ પણ કરી શકાતી નથી ત્યારે શક્તિને એક પ્રકારથી બીજા પ્રકારમાં ફેરવી શકાય છે. આ શક્તિના પ્રકાર બદલતા ઉપયોગી શક્તિ માત્ર મૂળશક્તિનો એક અંશજમાત્ર હોય છે અને બાકીની શક્તિ તેનું રૂપાંતર કરતા બીજા અનેક પ્રકારે વ્યય થઇ જાય છે આ પ્રમાણે વરાળની શક્તિ યાંત્રિક શક્તિમાં લેતા વરાળની શક્તિનો થોડોજ અંશ યાંત્રિક શક્તિમાં લઇ શકાય છે અને બાકીનો ભાગ યંત્રના જુદા જુદા ભાગો ગરમ કરવામાં હવામાં અવાજ કરવામાં અને એવી અનેક રીતે વ્યય થઈ જાય છે હાલની સીધી ગતિવાળા સાધારણ યંત્રમાં વળી વરાળની શક્તિ ચક્રને ગોળ ફેરવવામાં કેટલીક વ્યય થઇ જાય છે અને આ વ્યય અટકાવવાને હાલમાં મોટમોટા વગગના ચક્ર યંત્રો ( Steam-turbines ) બનાવવામાં આવ્યા છે આવી રીતે આ નીયમનો લાભ શક્તિને મનુષ્યોપયોગમાં લેવાને માટે જેટલી બને તેટલી રીતે ઓછો વ્યય કરી વાપરવામાં રહેલો છે હાલમાં મોટ મોટી મનવારોમાં અને કારખાનાઓમાં સીધી ગતિવાળા હલના યંત્રો ( Reciprocating Engines ) ને બદલે વરાળનાં ચક્ર યંત્રો ગોઠવવામાં આવે છે મુબઇમાં પણ મોટા મીલ માલેક સર ડેવીડ સાસુન પણ પોતાની મીલમાં આવા ચક્ર યંત્ર ગોઠવવા ઇચ્છે છે હવે ઘાટ ઉપરના પાણીની શક્તિ ચક્ર યંત્ર વાટે કારખાનાઓમાં લેવાથી શક્તિનો ઓછો વ્યય થવાનો થોડો સંભવ છે અને આ વિજળીક શક્તિ પાછી માત્ર ચક્ર યંત્રો જ ચલાવવામાં કામે લેવાની હોવાથી સઘળા યંત્રો ઘણીજ સમતાથી ખડખડાટ વીના ચાલ્યા કરશે અને ખડખડાટથી થતા ધંધાઓનો ઘસારો તેમજ શક્તિના વ્યયનો ઉગારો થશે આ લાભ કારખાનાઓ માટે કંઇ જેવો તેવો નથી હાલના કારખાનાઓના અવાજથી આપણે સઘળા સારી રીતે માહીત પણ છીએ હવે વીજળીથી ચાલનારા કારખાનાઓ કયા પ્રમાણમાં શાન્ત થઇ જશે આ યોજનાની કોઇ પણ ખામી બાબતુ હોય તો એજ છે કે ખોપોલીના મેદાનમાં આવતા અતિશય પાણીથી તે પ્રદેશોમાં મેલેરીયા ( ટાઢીયો તાવ ) ને ઉપદ્રવ વધશે પણ આટલા બધા ફાયદાઓમાં આ ગેરલાભ કદાચે ભૂલાઈ જશે

મણેકા બહાદરપુર

ના. ૧૭-૬-૧૧

બિ. ક. ધ્રુવ

# ગુજરાતનાં સ્ત્રી મંડળો.

૨.

## વનિતા વિશ્રામ.

સંવત ૧૯૬૩ ના વૈશાખ શુક્લ તૃતીયા ને બુધવાર ઈ. સ. ૧૯૦૭ તા. ૧૫ મી મે એ સુરત નાગરફળીયામાં વનિતાવિશ્રામની સ્થાપના કરવામાં આવી છે.

### વિચારનો આરંભ.

અનાથપણું એજ જગતમાં મ્હોટામાં મ્હોટું દુઃખપ્રદ છે. તેવી સ્થિતિનો અનુભવ થતાં વારંવાર હૃદયમાં અનેક વિચારો આવતા તથાપિ યોગ્ય ઉમ્મર તથા સંપૂર્ણ વિદ્યાના અભાવે કયો માર્ગ શ્રેયસ્કર છે, તેનો નિર્ણય થઈ શકયો નહિ. વર્ષો જતાં જ્યારે પ્રારબ્ધની ગતિ ફરી ત્યારે અનાયાસ સત્સંગતીનો લાભ મળતાં અધ્યાત્મવિષયનું જ્ઞાન થવા લાગ્યું, અને એમાં વિશેષ પ્રવેશ થતાં હૃદયનું દુઃખ હલકું થઈ યોગ્ય કર્તવ્ય તરફ વૃત્તિ દોરાઈ, વાસ્તવિક કર્તવ્યનું યથાર્થ ભાન આવ્યું.

એ સ્થિતિમાં થોડાં વર્ષ નિર્ગમન કરી અનાથ અબળાઓના દુઃખ શમનાર્થે કંઈક કરવું એ નિશ્ચય થયો. એ દુઃખ ધર્મનીતિના જ્ઞાનવડે જ શમે છે એમ અનુભવ થતાં યોગ્ય શિક્ષણ તો ધર્મ ને નીતિ જ છે. તે જ્ઞાન વિના જ આ અવનતિ થયેલી જોવામાં આવે છે, તો તે દૂર કરવાને વાસ્તવિક ધર્મજ્ઞાનનું શિક્ષણ સ્ત્રીઓને મળે તો આંતર તથા બાહ્ય સર્વ સુખ શાંતિ મેળવી સુખપૂર્વક આનંદમય જીવન ગાળી શકાય એ અનુભવ સિદ્ધ થયું. એવું ઉત્તમ જ્ઞાન વિધવાઓને આપ્યાથી તેઓ પોતાનું જીવન સુધારે અને અન્યને ઉપયોગી થઈ સુખમય જીવન ગાળે એવા પ્રકારનું શિક્ષણ આપવાનો વિચાર થયો.

આ વિચાર વૃદ્ધિગત થતાં પુનઃ સ્ફુરણ થયું કે જો બાળકીઓને પ્રથમથી જ યોગ્ય કેળવણી આપવામાં આવી હોય તો ભવિષ્યમાં થનારી માતાઓથી અનેક લાભો થઇ તેમની પ્રજામાં સત્સંસ્કારની સ્થાપના થાય માટે આ સંસ્થા સર્વ સ્ત્રીઓને ઉપયોગી થાય એવી વ્યવસ્થા રાખવા વિચાર થયો.

### ઉદ્દેશ.

આ સંસ્થાનો મૂળ આશય સ્ત્રીઓને સ્ત્રી તરીકે શિક્ષણ આપીને તેમને માતા, તથા ગૃહિણીના કર્તવ્યો અને ધર્મો સંબંધી જ્ઞાન તથા કેળવણી આપવાનો છે. સ્ત્રીઓની માનસિક, આધ્યાત્મિક, અને વ્યાવહારિક ઉન્નતિ થાય એવી કેળવણી દ્વારા સ્ત્રીઓનું-ખાસ કરીને

વિધવાઓનું જીવન સ્વતઃ શાંતિવાળું, ગૌરવવાળું, આત્મવિશ્વાસવાળું, તેમજ કુટુંબમાં સહાયક, સુખપ્રદ, અને સમાજ ઉપયોગી બનાવી સાર્થક કરવું.

એ ઉદ્દેશ પાર પાડવા શાળાશિક્ષણ, ઉત્તર શિક્ષણ, ખાસ ઔદ્યોગિક શિક્ષણ, ભાષણ, જ્ઞાનચર્ચા, સામયિક પત્રો, નિબંધ, પુસ્તકાલય, કાર્યાલય અને તેવાં જ બીજાં સાધનો અનુકૂળતાએ યોજવાનો વિચાર છે.

આપણા દેશમાં સ્ત્રીઓના તેમાં મુખ્યત્વે કરીને વિધવાનાં જીવન છેક નિરૂદ્યમી નહિ તો પણ નિરર્થક કર્તવ્યના અભાનમાં જાય છે. તેમનાં તન, મનને જૂની અને નવી કેળવણી દ્વારા ખીલવીને ઉદ્દેશમાં બતાવ્યા પ્રમાણે સાર્થક કર્તવ્ય પરાયણ કરી સમાજને ઉપયોગી બનાવી તેમનાં જીવન કલ્યાણ કરાવવાં એ વનિતાવિશ્રામનો ઉદ્દેશ છે. વળી ઘણી વિધવાઓ બિચારી નિરાધાર હોય છે, તેમને કેળવણી તથા જ્ઞાન આપવા સાથે તેઓ પોતાની મેળે પોતાનો નિર્વાહ કરી શકે તેવા ઉદ્યમો શિખવવા, કેમકે હાલમાં અપાતી સ્ત્રી કેળવણી છોકરાઓને અપાતી કેળવણીનું માત્ર અનુકરણ હોવાથી એકદેશીય છે, જેથી સ્ત્રીઓના સ્વાભાવિક ગુણોને યોગ્ય પ્રમાણમાં ખીલવતી નથી, શાળાનો અભ્યાસક્રમ ગોઠવવામાં આ વાત ધ્યાનમાં રાખી છે. સ્ત્રી શિક્ષણનો મુખ્ય હેતુ સ્ત્રીઓને સ્ત્રીત્વ પ્રાપ્ત કરાવવાનો જ હોવો જોઇએ, જેથી વધૂ, માતા, અને ગૃહિણી તરીકેની તેમની પવિત્ર ફરજો બજાવી શકે.

વિવાહિત તથા મ્હોટી ઉમરની સ્ત્રીઓથી સામાન્ય શાળાઓમાં શિક્ષણ લઇ શકાતું નથી, તેવી સ્ત્રીઓને પણ યોગ્ય શિક્ષણ આપવાનો આ સંસ્થાનો હેતુ છે. એટલા માટે આ સંસ્થા વિધવાશ્રમ નથી પણ વનિતા વિશ્રામ છે, જ્યાં સ્ત્રીઓ યથાશક્તિ શિક્ષણકામ, વૈદક કામ, ઔદ્યોગિક કામ, એ ત્રણ કામમાંથી ગમે તે શીખીને સામાજીક કામને રસ્તે ચઢી શકે. ટુંકમાં કહીએ તો સ્ત્રીઓ સ્વનિર્વાહક સાધનો મેળવી શરીરનું પોષણ કરે. વ્યવહાર ઉપયોગી તેમજ શાસ્ત્રીયજ્ઞાન આપીને મનને સંસ્કારી કરી સ્વધર્મનિષ્ઠ વૃત્તિ થાય. નીતિ-પ્રાધાન્ય, મતાંતરરહિત, ધાર્મિક કેળવણી આપી તેમનાં હૃદય કર્તવ્ય પરાયણ કરવાં એજ આશય છે. દક્ષિણમાં પુના પાસે આવેલા પ્રો. કર્વેના અનાથ બાળિકાશ્રમે જે ખોટ પૂરી પાડી છે. તેવીજ ખોટ ગુજરાતમાં પૂરી પાડવાનો વનિતા વિશ્રામનો આશય છે.

વનિતાવિશ્રામના અંગે નીચેનાં સુત્રો પાળવામાં આવે છે.

૧. બને ત્યાં સુધી સ્ત્રી દ્વારા કેળવણી આપવી, અને અગવડે વૃદ્ધ પુરુષોને રાખવા.

ર. અંદરની વ્યવસ્થા પણ સ્ત્રી દ્વારાજ કરવી.

૩. આશ્રમમાં રહેનારી વિધવાઓએ સાધુ જીવન ગાળવું પડશે.

૪. હિંદુ જ્ઞાતિની જ બહેનોને (બોર્ડીંગ) આશ્રમમાં રાખવામાં આવશે.

## વનિતા આશ્રમ.

૧. વનિતા વિશ્રામને અંગે એક વનિતા આશ્રમ સ્થપાયાને આજે ચાર વર્ષ પૂરાં થયાં છે. ચાર વર્ષમાં એ સંસ્થાએ જે કાર્ય કર્યું તે નીચેની હકીકતથી સમજાશે.

વનિતા આશ્રમની સ્થાપના પછી ત્રણ ચાર એક વિધવા રહેવા આવી હતી. જેને પ્રાથમિક શિક્ષણ આપવામાં આવ્યું હતું. જે ચાર વર્ષે ગુજરાતી છ ધોરણ પુરાં કરી અંગ્રેજી પહેલી ચોપડી તથા સંસ્કૃત બીજી ચોપડીનો અભ્યાસ કરે છે. તદુપરાંત, સિવણ, ગુંથણ કામ તથા ભરત કરવાનું શીખે છે. ઇ. સ. ૧૯૦૮ માં નવ વિધવા નિવાસ કરતી હતી, ને એક કુંવારિકા (ઉમર ૧૪) ની ડીસ્ટ્રીક્ટ કોર્ટ તરફથી સોંપી હતી. ઈ. સ. ૧૯૦૯ માં પંદર વિધવા ત્રણ સધવા અને સાત કન્યા થઈ હતી. ઈ. સ. ૧૯૧૦ માં છવીસ વિધવા ચાર સધવા અને તેર કન્યા થઇ હતી. જેમાંની ચાર વિધવા સુરતની છે બાકી બધી ગુજરાત કાઠીયાવાડની છે. વિધવાને માટે ખાવા પીવા રહેવા વગેરેની કોઈ જાતની ફી રાખી નથી, અને કન્યા તથા સધવાને માટે જુજ ફી માસિક રૂ. ૫) પંદર વર્ષની અંદરનાને માટે ને તેથી ઉપરનાને માટે માસિક રૂ.૭) ફી રાખવામાં આવી છે.

૨. **વનિતા વિદ્યાલય**—વનિતા વિશ્રામને અંગે એક વિદ્યાલય ખોલવામાં આવ્યું છે. જેમાં આશ્રમનીવાસિ તથા શહેરની બીજી બાળાઓ તથા સ્ત્રીઓ લાભ લે છે. શરૂઆતમાં ચાર પાંચ બાળાઓ દાખલ થઈ હતી. અને હાલમાં ૧૫૦) બાળાઓ દાખલ થઇ છે. આ વર્ષે પરિક્ષામાં ૧૦૮) બેઠી હતી તેમાંથી ૭૪) પાસ થઈ છે. સનાતન ધર્મની પરિક્ષામાં ૨૩) માંથી ૧૭) પાસ થઈ હતી. સંસ્કૃતમાં ૧૪) માંથી ૧૦) પાસ થઇ છે. અંગ્રેજીમાં ૧૬ માંથી ૧૪) પાસ થઈ છે. વનિતા વિદ્યાલયમાં બપોરે સાડા અગીઆરથી સાંજના પાંચ સુધી અભ્યાસ ચાલે છે. પુસ્તકો સરકારી ધોરણો પ્રમાણે ચાલે છે. પણ વધારામાં ધર્મ નીતિનું શિક્ષણ ખાસ અપાય છે. ગૃહવ્યવસ્થા તથા ઇતિહાસને બદલે સતિમંડળ તથા બીજા સ્ત્રી ઉપયોગી પુસ્તકોનો ઉપયોગ થાય છે.

૩. **વનિતા કાર્યાલય**—આશ્રમને અંગે એક કાર્યાલય રાખ્યું છે જેમાં ભરત, શીવણ, ગુંથણ, (મોજા વગેરે) ચિત્રકળા, વગેરે નાના હુન્નરો શીખવાય છે. જેથી પોતાનું પોષણ કરી શકાય એવું શિક્ષણ અપાય છે.

૪. **વનિતા વિજ્ઞાન**—એ નામનું માસિક પત્ર સંવત ૧૯૬૫ ના વૈશાખ શુદ ત્રીજે કાઢવામાં આવ્યું છે. તેમાં આ સંસ્થાનો હેવાલ તથા સ્ત્રી ઉપયોગી વિષયો સ્ત્રીઓને હાથે જ લખાયલા લેવામાં આવે છે. ગુજરાતમાં સ્ત્રીઓને હાથે પ્રકટ થતું આ પહેલું જ માસિક છે. જેનું લવાજમ માત્ર રૂ. ૧) પોસ્ટેજ સાથે રાખ્યું છે. કેમ કે આ માસિક કાઢવાનો આશય માત્ર સ્ત્રીઓની ઉન્નતિ કરવાનો જ છે. કારણ બહાર ગામની સર્વ બહેનો વનિતાવિશ્રામનો લાભ લેવા આવી ન શકે તેમને આ માસિક દ્વારા થોડો લાભ મળી શકે ધારી આ માસિકનો આરંભ કર્યો છે. વળી સ્ત્રીઓને લખવાનો અભ્યાસ પડે માટે સ્ત્રી લેખોજ આ માસિકમાં હજી સુધી લીધા છે. ને બનતા સુધી સ્ત્રી લેખોજ લેવાનો વિચાર છે.

૫ **વનિતા ભંડાર**—ઉપર દર્શાવેલી કાર્યશાળાનું કામ ખીલવવાને તથા એમાં બનતું

કામ વેચવાના હેતુથી વનિતા ભંડાર રાખવામાં આવ્યો છે. એમાં એ કામ ઉપરાંત કેટલુંક કાપડ પણ મળે છે. જેમાંનું ઘણું ખરૂં દેશી કાપડ હોય છે.

૬ વનિતા પુસ્તકાલય—આ સંસ્થાને અંગે એક પુસ્તકાલય ખોલવામાં આવ્યું છે. તે મુંબઈના હિંદુ સ્ત્રીમંડળના પ્રમુખ સૌ. જમનાબ્હેન નગીનદાસ સક્કાઈ જે આ સંસ્થાને બહુ મદદ કરે છે તેમને હાથે સંવત ૧૯૬૫ માં ભાદરવા સુદમાં બધી કોમની બહેનોને માટે ખોલાવ્યું છે. તેમાં આશરે ૧૦૦૦) પુસ્તકો છે. ને તે સઘળી કોમની સ્ત્રીઓ માટે ખુલ્લું છે.

૭ વનિતા મંડળ—આ સંસ્થાને અંગે એક માસિક જાહેર સભા દર મહીનાની શુદ ત્રીજને વદ ત્રીજને દિવસે વનિતાવિશ્રામના મકાનમાં જ ભરાય છે. જેમાં સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો સ્ત્રીઓ દ્વારાજ અપાય છે, ને તે સમયે ભજન, કીર્તનો વગેરે પણ ગાય છે. આથી કરીને સ્ત્રીઓને પરસ્પર મળવાનો પ્રસંગ મળે છે. જેથી પરસ્પરના વિચારો સમજાય ને પરસ્પરનો સહાયક થવાય. ગુજરાતી સ્ત્રી મંડળની શાખા પણ એની સાથે જોડવામાં આવી છે, સાંજના સાડા ચારથી ૭ સુધીનો મંડળને ભેગા થવાનો સમય છે.

૮ વનિતાવિશ્રામની શાખા અમદાવાદમાં સંવત ૧૯૬૪ માં જેષ્ટ શુદ ૮ ને દિવસે ખોલી છે. જેની વ્યવસ્થા દી. બા. અંબાલાલનાં પુત્રી સૌ. રૂક્ષ્મણી બ્હેન તથા દોહીત્રી પ્ર. શ્રી સુલોચના બ્હેન કરે છે.

૯ બાલમંડળ—વનિતાવિશ્રામમાં નિવાસ કરતી બાળાઓ તથા વનિતા વિદ્યાલયમાં અભ્યાસ કરતી બાળાઓએ એક મંડળ ભેગું કર્યું છે. જેમાં રવીવારે બધી બાળાઓ ભેગી થઈને ગરબા ગાય, રમત, ગમત કરે ને કેટલી સારા વીષયો પર નિબંધ લખી લાવીને વાંચે, એમ દર રવીવારે મળે છે. જેમાં દરેક મેમ્બરોની ફી મહીને એક પૈસો રાખી છે. જેના વર્ષની આખરે રૂપીઆ ૨૫) ભેગા થયા હતા તેમાંથી ગરીબોને વસ્ત્ર જમણ વ્હેંચ્યા, ગરીબ છોકરીઓને સ્લેટ પેન વ્હેંચી, અને ગરબા ગાયા તેમાં લ્હાણી વ્હેંચી, એથી કરીને બાળકપણથી એક પૈસામાંથી કેટલો પરમાર્થ શીખી શકાય છે ને બાળકની વૃત્તિ સન્માર્ગે વળે ધારીને આ મંડળની સ્થાપના કરી છે.

વનિતાવિશ્રામ હાલમાં સુરત, નાગર ફળીઆમાં કલ્યાણભાઈ ગજ્જરના મકાનમાં રાખવામાં આવ્યો છે. એનું ફંડ રૂ. ૨૫૦૦૦) પ્રથમ ભેગું કરીને આશ્રમનો આરંભ કર્યો હતો. જેમાં વનિતા વિશ્રામના સ્થાપક શિવગૌરીએ રૂ. ૬૦૦૦) ને બાઈગૌરીએ રૂ. ૩૦૦૦) ની રકમ પ્રથમ કાઢી હતી, ને શિવગૌરીનાં માતાપિતાએ રૂ ૬૦૦૦) ને બાઈગૌરીના માતા પિતાએ રૂ. ૬૦૦૦) ને શ્રી. ગજ્જરે જે શિવગૌરીના બંધુ હતા તેણે રૂ. ૪૦૦૦) આપ્યા એમ બધા મળીને રૂ. ૨૫૦૦૦) ધરમાંથી જ ભેગા કરીને આશ્રમનો આરંભ કર્યો. એ રુપિયાના વ્યાજમાંથી આશ્રમનો ખર્ચ થતો હતો પણ હવે છોકરી વધવાથી ખર્ચ વધ્યો. તેથી એને માટે ફંડ ભરાવવાનો આરંભ કર્યો છે. ને તા. ૩૧ જાન્યુઆરીને દિવસે ટ્રસ્ટ ડીડ કર્યું છે. ટ્રસ્ટી-

ઓના નામ, શીવગૌરી ગજ્જર. બાજીગૌરી મુનશી, ઑ. મી. ગોકળદાસ કહાનદાસ પારેખ, શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માળવી ને શેઠ રતનશી મુળજી, એ પ્રમાણે ટ્રસ્ટડીડ થયું છે. જેઓના નામપર રૂ. ૨૯૫૮૫–૦–૦ એન્ડાઉમેન્ટ ફંડ તથા ચાલુ ખર્ચનું ફંડ રહેશે. ને તેનો વહીવટ સદરહુ ટ્રસ્ટીઓને હાથે થશે. ટ્રસ્ટડીડ થયા પછી રૂ. ૧૩૦૦૦) મુંબઇના ગૃહસ્થો તરફથી ભરાયા છે. અને કેટલાંક બંધુઓ તથા બહેનો માસિક ખર્ચ એક વિધવાનો આપે છે. કેટલાંક કપડાં, અનાજ વગેરેની મદદ કરે છે તેથી આશ્રમનો નીભાવ થાય છે. પણ હવે એને માટે કાયમના ફંડની જરૂર છે ને મકાનની પણ જરૂર છે. આ વર્ષે એન. એમ વાડીઆની ચેરીટીમાંથી રૂ. ૧૦૦૦) હજારની મદદ મળી છે. આશ્રમની મુલાકાત ઘણા સદ્‌ગૃહસ્થોએ લીધી છે. પણ નામદાર ગવરનર સાહેબ તથા લેડી ક્લાર્ક તા. ૬ માર્ચે વનિતા-વિશ્રામ જોવા પધાર્યા હતા, તેમનો અભિપ્રાય નીચે પ્રમાણે:—

"Lady Clarke and I visited the Vanita Vishram on the 6th March and were much pleased with all we saw. The happiness of the inmates, widows and Orphans, was evident, and those who watch over them are rendering just the kind of service which India needs, and which women only can give to their sisters in distress.

Sd./ G. S. Clarke.
22nd March 1911.

વનિતા વિશ્રામનો ઇનામનો મેળાવડો દર વર્ષે વૈશાખ શુદ ત્રીજને દિવસે થાય છે. પેહેલે વર્ષે સૌ. જમનાબાહેન નગીનદાસ સકાઇને હાથે ઇનામ વેહેંચાયું હતું. બીજે વર્ષે ડીસ્ટ્રીક્ટ જજ મી. મડગાવકરને પ્રમુખસ્થાન આપ્યું હતું. ને સૌ. ભદ્રાબાઇને હાથે ઈનામ વેહેંચાયું હતું ત્રીજે વર્ષે શ્રીમતી સરલાદેવી ચોધરાણીને હાથે વેહેંચાયું હતું. અને ચોથે વર્ષે શ્રીમત્ દેવકીનંદન આચાર્યજીને હાથે વેહેંચાયું છે. સર્વને આ સંસ્થાની બહુજ આવશ્યકતા લાગે છે.

## વર્તમાન અને ભવિષ્યની જરૂરીઆતો.

આ સંસ્થાને ઉપર જણાવ્યા પ્રમાણે મકાનની ખાસ જરૂર છે. આશ્રમસ્થાન વિશાળ ને શાંત ઠેકાણે બંધાવવું જોઇએ કે "આગળ જતાં બસો" વિધવા સ્ત્રીઓ રહી શકે તેમને સારૂં શિક્ષણ કાર્ય વગેરેની યોજના પણ તેજ સ્થળે થઈ શકે, એવા મકાનની ખાસ જરૂર છે. દાખલા તરિકે પ્રો. કર્વેના અનાથ બાલિકાશ્રમ જેવી યોજના ખાસ ગુજરાતના રહીશો માટે થવી જોઇએ. શિક્ષણશાળાની યોજના તેના પ્રમાણમાં લંડન યુનીવર્સીટી "કીંગ્ઝ કૉલેજ" ના "વુમન્સ ડીપાર્ટમેન્ટ" ને આધારે ધીમે ધીમે થવાની આવશ્યકતા છે. આમ થવાથીજ દેશની સ્ત્રીઓને ખરી કેળવણી આપી શકાશે, ને સ્ત્રીઓની ઉન્નતિનો પાયો રચાશે.

# નવલરામ.

( અનુસન્ધાન પૃ. ૧૯૨ થી. )

સાહિત્યશાસ્ત્રની ચર્ચાઓમાં નવલરામભાઇનો "દેશી પિંગળ"* વિશેનો લેખ ખાસ ધ્યાન ખેંચનારો છે; ત્હેનાં મુખ્ય બે કારણ છે:—(૧) હેમાં 'દેશીઓ' અર્થાત્ ગરબીઓ, જૂના કવિઓએ વાપરેલી જુદી જુદી પદ્યરચનાઓ,—જે છન્દઃશાસ્ત્રમાંના અક્ષરમેળ કે માત્રામેળ છન્દોથી જુદા પ્રકારની છે તે સર્વમાં પદ્યરચનાનો અમુક નિયમ હોવો જ જોઇયે એ તત્ત્વનું પ્રતિપાદન કરવાનો અપૂર્વ, સત્ય અને સ્તુત્ય પ્રયાસ છે. (૨) એ ચર્ચાને પ્રસંગે પદ્યરચનાનો કવિતા તેમ જ સંગીત સાથે શો સંબન્ધ છે તે વિશે બહુ સૂચક અને ઉપયોગી વિચારો દર્શાવ્યાછે.

દેશીઓ, ગરબીઓ વગેરેમાં તો માપ હોય જ નહિં' એ ભ્રમણા જૂના કવિયોએ લીધેલી હ્રસ્વદીર્ઘાદિકની સ્વતન્ત્રતાને લીધે ઘણે ભાગે લોકોમાં પસરેલી હતી અને છે. તે તોડવાનો સફળ પ્રયાસ નવલરામભાઇયે જ હેમાં પ્રથમ કરેલો જણાય છે. એ લેખ અપૂર્ણ જણાયછે; અને હેની પરિપૂર્તિ કરનારા લેખ નવલગ્રન્થાવલીમાં જણાતા નથી. તેથી એ પ્રયાસ હેમણે કેટલે દરજ્જે છેવટ સૂધી ચલવ્યો તે ખબર નથી. એ બાબત મ્હને ખાનગી માહિતી પણ મળી સકી નથી. જીવનકથા પૃ. ૪૦ મે ગોવર્ધનભાઇયે આ બાબત ઉલ્લેખ કર્યોછે તે ઉપરથી વિશેષ પ્રકાશ પડતો નથી. "હસ્તિનીબંધ" એમ હેમાં નામ છે; પરંતુ તે વિશે કાંઇ ખુલાસો પણ સૂઝ્યો નથી. એ કલ્પનાને "વાર્તિકની જરૂર નથી" એમ ગોવર્ધનભાઈ કહેછે—પણ વાર્તિક વિના મ્હને અને બીજા સામાન્ય વર્ગને તો સમજાય એમ નથી. અન્ય સ્થળે 'ચિત્રિણી' વગેરે કલ્પના પદ્યબંધને અંગે નવલરામભાઇયે કરેલી જણાય-છે; તે પણ તેટલી જ ગૂઢ છે. 'બાળ ગરબાવળી' માં "સૌ ચોકા" "સમચોકા" "અષ્ટચોકા" "અર્ધસમચોકા"—"ચોછક્કા"—ઇત્યાદિ માપનાં નામ આપ્યાંછે; પણ તે વિશે ખુલાસો કહિંયી જડે એમ નથી. જાણ્યામાં નવલરામભાઇયે પ્રથમ આવૃત્તિને પ્રસંગે કાંઇક ઇશારો કર્યો હતો, પણ ખાતરીથી કહેવાય નહિં.

પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે "દેશીઓ" ને પદ્યના નિયમમાં આણવાની ઇષ્ટતા બતાવીને અને તે પ્રદેશમાં કાંઇ દિગ્દર્શન કરાવીને નવલરામભાઇયે આજ સુધી કોઇયે ના કરેલી હેવી સાહિત્યસેવા બજાવીછે. નવલરામભાઇના આ બાબતના વિચારો જોતાં સ્પષ્ટ લાગેછે કે "દેશીઓ" માં પણ નિયમનું 'બન્ધન' સ્થાપનારા નવલરામ હાલ ગદ્યને પદ્ય-કહેવડાવનારા કેટલાક યુવકોની કાચી છન્દહીન સ્વચ્છન્દી રચનાનો ઉપહાસ જ કરત. આ બાબત વિશેષ ચર્ચા થોડીવાર પછી કરાશે.

(૨) પદ્યરચનાનો કવિતા અને સંગીત સાથે સંબન્ધ—આ વિષયમાં નવલરામભાઇના

---

* નવલગ્રન્થાવલી, ભાગ-૩, પૃ-૧૯૫-૨૦૨.

ચિન્તનમાં પ્રવેશ કરતા પ્હેલાં હેના જ પૂર્વદ્વાર જેવા એક વિષયનું દર્શન કરવું યોગ્ય છે. રા. કેશવલાલભાઇયે હેમના અમૂલ્ય વિચારોથી ભરેલા 'પદ્યરચનાના પ્રકાર' ના નિબન્ધમાં જે નવીન જ દર્શન કરાવ્યુંછે, પદ્યબન્ધનું પ્રાણતત્ત્વ શું તે દર્શાવ્યુંછે,—હેનું દર્શન નવલરામભાઈને થયેલું હોય એમ આ 'દેશી પિંગળ' ના લેખ ઉપરથી જણાયછે. હેમાંથી ઉતારો (લંબાણનું જોખમ વ્હોરીને પણ) આપવો પડશેઃ—

"પિંગળના ગ્રન્થોમાં એ શાસ્ત્રના વિશેષ નિયમો બહુ આપ્યા હોયછે, પણ સામાન્ય મૂળતત્ત્વો બિલકુલ હોતા જ નથી. આ છન્દમાં આટલી માત્રા, ગણ તથા આ ઠેકાણે યતિ, અને આ છન્દમાં આ પ્રમાણે,—એ બહુ જ વિસ્તારથી લખ્યું હોયછે. * * * પણ હેનાં કારણ લેશ માત્ર પણ આપતા નથી. પિંગળના મૂળ સમર્થ ગ્રન્થકારો એ કારણોથી અજાણ હતા એમ હમારો કહેવાનો હેતુ નથી. એથી ઉલટું તેઓએ કેટલાક સૂક્ષ્મ નિયમો બાંધ્યાછે તે ઉપરથી સાફ લાગેછે કે તેઓ એ કારણ બરાબર જાણતા હતા. પણ આપણા સઘળા શાસ્ત્રના ગ્રન્થોની પેઠે પિંગળમાં બોધનશૈલી જ વાપરી છે, અને શોધનનો જરા પણ ઉપયોગ કીધો નથી. તેથી કારણોની સમજ તે સમજનારમાં જ રહી, અને પાછળથી તો ઘણા પિંગળપાઠી વેદપાઠીના જેવા જ વિવેકરહિત થયા."*

રા. કેશવલાલભાઇયે પોતાના "પદ્ય રચનાના પ્રકાર" ના નિબન્ધમાં પિંગળમાં છન્દોનાં લક્ષણો બાંધનારાઓને, પદ્યરચનાનો આત્મા સંવાદ છે હેની ઉપેક્ષા કરવાને લીધે, ગણકો કહ્યા છે;§ તે બહુ અંશે વાજબી જ છે. પરંતુ નવલરામભાઇયે ઉપરના વચનમાં કરેલા ઇશારા પ્રમાણે પિંગળના નિયમનાં (નવલરામના શબ્દમાં) 'કારણો' અર્થાત્ 'સંવાદ'નું તત્ત્વ મૂળ લેખકોના ઊંડા મનમાં તો નિગૂઢ હતું જ એમ માનિયે—અને એ કલ્પના કાંઇક સંભવિત લાગેછે—તો 'ગણક'પણાનો આરોપ જરાક નરમ કરવો પડશે.

પદ્યરચનાનું પ્રાણતત્ત્વ સંવાદ હોવાને લીધે જ કવિતા (કવિત્વયુક્ત વિચાર, અર્થ)-નું અનુરૂપ વાહન પદ્યબન્ધ બનેછે; તેથી આપણે હવે કવિતા અને પદ્યના સંબન્ધ ઉપર આવિયે. પદ્ય અને કવિતા એ બે ભિન્ન છે, કવિતા તે આત્મા ને પદ્ય તે દેહ છે, ઇત્યાદિ મતો દર્શાવી નવલરામભાઈ કહેછે કેઃ—

"એ વાત ખરી કે કવિતા અને પદ્ય બહુધા જોડે જ જોવામાં આવેછે, અને કવિતાનો સંપૂર્ણ સમાવેશ પદ્ય વિના બીજા રૂપમાં થઈ સકતો નથી, તોપણ એ નિરાળી વસ્તુઓ છે એ જાણવું બહુ અગત્યનું છે. પદ્ય કવિતા વિનાનું હોય, અને ગદ્યમાં કવિતારસ કેટલેએક તો ઘણીવાર આવી સકેછે."†

---

* નવલગ્રન્થાવલી, ભાગ—૩, પૃ. ૧૫૭—૧૫૮.

§ 'બુદ્ધિપ્રકાશ'—એપ્રિલ ૧૯૦૮ પૃ. ૧૦૨ છેલ્લો પેરેગ્રાફ.

† નવલગ્રન્થાવલી, ભાગ—૩, પૃ. ૧૯૮.

અહિં પદ્ય તે જ કવિતા એ ભ્રમ ટાળવાનો મુખ્ય ઉદ્દેશ છે. પરંતુ કવિતાનું અવશ્ય જેવું જ સાધન પદ્ય છે એ મત પણ અહિં સ્પષ્ટ છે. આ ઉપરથી જણાયછે કે છન્દ વિનાની-છન્દનો વેશ ધરનારી અને પોતા દાવો કરનારી-દ્વાલની રા. ન્હાનાલાલ કવિની રચનાને નવલરામભાઈ તો કદી '.પદ્ય ' તરીકે સ્વીકારત નહિં. ' ઇન્દુકુમાર ' નાટકમાં જે અદ્ભુત સામર્થ્યવાળી ગદ્યકાવ્યની ઘટના છે તેને ગદ્યકાવ્ય તરીકે જ આદર આપત, એ પદ્ય છે એમ તો કબૂલ ના કરત.× રા. ન્હાનાલાલ પોતાની હેવી અપદ્યરચનામાં કોઇ અનિર્વચનીય આન્દોલન જુવેછે; અને તે આપણી સામાન્ય બુદ્ધિને જડતું નથી; કેમકે આપણે તો જાણિયે છિયે કે અંગ્રેજી પદ્યનું પ્રાણતત્ત્વ accent ( સ્વરિતત્વ ) ગુજરાતી ભાષામાંથી લુપ્ત થયેલુંછે, આ સત્ય નવલરામભાઇએ જોયેલું જણાયછે ( 'દેશી પિંગળ'– નવલગ્રન્થાવલી, ભાગ–૩, પૃ. ૧૯૯–૨૦૦ ); અને તેથી પણ મ્હને લાગેછે કે નવલરામભાઈને એ નવીન ' ગદ્ય-છન્દ ' અભિમત થાત નહિં. છન્દરચનાને બન્ધનરૂપ માનવાથી જ આ ' ગદ્ય છન્દ 'ની કલ્પના ઉત્પન્ન થઇછે; પરંતુ એ માન્યતાની અસારતા મ્હેં આજથી બાર વર્ષ ઉપર બતાવી હતી* તે વખત નવલરામભાઇના આ પિંગળ વિશેના લેખ તરફ મ્હારૂં લક્ષ ગયું હોત તો હેમાંથી મળતો સબળ ટેકો બતાવી સકાત. હેમણે સાદા પણ જોરદાર અને સચોટ શબ્દોમાં છન્દનું સ્વયંભૂ સ્વરૂપ દર્શાવ્યુંછેઃ—

" ખરા કવિને માત્રા ગણવી પડતી નથી. * * * જગતમાં જેટલા મ્હોટા કવિઓ થઈ ગયાછે હેમની વાણી સ્વાભાવિક જ છે. જેમ ગદ્યનો કોઇ પણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણનિયમ વિચારતો નથી, પણ પોતાની કલમને ઉછાળાબંધ મનના વેગની પછાડી દેંકતો ચાલ્યો જાયછે, તેમ કવિઓના મુખારવિન્દમાંથી સરસ્વતી આપોઆપ ખળખળાટ ચાલી જ જાયછે, અને તે વખતે પિંગળશાસ્ત્રના બંધનમાં ચાલવું એમ હેને લેશમાત્ર પણ માલમ પડતું નથી. એ ખરૂં કે એટલો સ્વચ્છન્દ વેગ છતાં પિંગળશાસ્ત્રનું બન્ધન બરાબર જળવાયછે. પણ તે તો સ્વાભાવિક રીતે જ હેનાથી થઈ જાયછે."§

પદ્ય અને સંગીતના સંબન્ધ વિશેનો નવલરામભાઇનો વિચાર આ લેખમાં નોંધાયલ છે તે પણ હેમની વિશદ વિમર્શનશક્તિનું પ્રમાણ અને સાદા શબ્દોમાં મ્હોટા વિચારો સમજવાની શૈલીનો સરસ નમૂનો આપેછેઃ—

---

× રા. ન્હાનાલાલની અસાધારણ શક્તિનો અળતું ઉત્તમ પ્રમાણ ' ઇન્દુકુમાર ' ની ગદ્યરચનામાં સ્પષ્ટ છે. હેમના ' વસન્તોત્સવ ' ની ગદ્યરચનાની ખામીઓ બહુ અંશે ' ઇન્દુકુમાર 'માંથી ખસીછે. પરંતુ એ ગદ્ય તે ગદ્ય જ છે. રા. ન્હાનાલાલની નકલ કરનારા યુવકો તો એ ગદ્યરચનામાં પણ નિષ્ફળ થયાછે, એક જ ઉદાહરણ બસ છેઃ—રા. અંબાલાલે ' કાવ્યમાધુર્ય ' માં ( પૃ. ૧૪૧ મે ) સંગ્રહેલો ' પ્રેમવિકાસ ' નામનો લેખ.

* ' જ્ઞાનસુધા ' જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ ૧૮૯૯ પૃ. ૪૦–૫૦.

§ નવલગ્રન્થાવલી, ભાગ–૩, પૃ. ૨૦૦–૨૦૧.

" પદ્ય જેમ એક બાજૂએ કવિતાની હદમાં પેશી જાયછે તેમ બીજી બાજૂએ તે સંગીતની હદમાં જતું રહેછે. ઘણા લોકો ગાયન ને પદ્ય એક રૂપ જ ગણેછે, અને ખરેખર એ બે વચ્ચેનો ભેદ તો ઘણો ઘણો જ સૂક્ષ્મ છે. એ બંને એટલે પદ્યશાસ્ત્ર અને સંગીત-શાસ્ત્રને અર્થની સાથે કામ નથી, પણ શબ્દની ધ્વનિ સાથે કામ છે. એ શબ્દમાધુર્યના નિયમોનાં શાસ્ત્ર છે, અને ખરું જોઇયે તો સંગીતશાસ્ત્રનો જ પદ્યશાસ્ત્ર એક વિષય છે. સંગીતશાસ્ત્રના બે વિષય છેઃ—સ્વર અને તાલ; સ્વર એ સંગીતશાસ્ત્રનો ખાસ વિષય છે, અને તાલનું જ્ઞાન એ બંનેમાં જોઇયે છઇયે. "*

આ વચનોમાં સંગીતનું ખરું સ્વરૂપ અને પદ્યશાસ્ત્રનો હેની સાથે આડકતરો સંબન્ધ ઇશારા રૂપે છે. " કવિતા અને સંગીત " વિશેના મ્હારા નિબન્ધમાં× સંગીતના વિભાગ મ્હેં બતાવ્યાછે હેમાં સંગીતના વિભાગ (૧) ધ્વનિસંગીત ( = સ્વમાન સંગીત ) અને (૨) તાલસંગીત ( = કાલમાન સંગીત ) એમ કરી, ધ્વનિસંગીતના પેટા વિભાગ (૧) સ્વરસંગીત અને (૨) વર્ણસંગીત, કહ્યાછે; અને તાલસંગીતના ચાર પેટા વિભાગમાંનો એક વિભાગ છન્દના તાલ એમ બતાવ્યુંછે; ત્હાં સ્વરસંગીત તે શુદ્ધ સંગીત છે એમ કહ્યું હતું. એ સર્વ યોજનાને નવલરામભાઇના આ વિચારોની પુષ્ટિ મળતી આજ જોઈને મ્હને અપૂર્વ ગર્વ સાથે આનન્દ થાયછે.

એટલું કહેવું પડેછે કે પદ્ય અને સંગીતને નવલરામભાઇયે જરાક વધારે નિકટ નિકટ મૂક્યાંછે તે કાંઇક સત્ય સ્વરૂપથી જુદું છે; પરંતુ હેમનું દૃષ્ટિબિન્દુ કાંઇક ભિન્ન જણાયછે. પરંતુ આ ચર્ચામાં આગળ જતાં તરત જ એ કહેછે કે " હાલ આપણામાં કવિતા જે ગવાય છે હેમાં અવશ્ય કાંઇ સ્વરભેદ થાયછે ખરો, પણ તે એટલો નથી કે સંગીતશાસ્ત્રની ગણત્રીમાં ગણવા જોગ કહેવાય, " તે સ્થળે તો સ્વરસંગીત તે પદ્યમાં બહારથી અર્પિત કરનારો આનુ-ષંગિક રંગ જ છે એ સત્ય તત્ત્વનું વિસ્મરણ થઈ, તત્ત્વોમાં શેળભેળ થઈ જઈ દોષ જ આવ્યોછે એમ કહેવું પડશે. પરંતુ સંગીતનું ખરું તત્ત્વ હાલ ઘણા કવિ અને લેખક જાણતા નથી ત્હેવું તો નવલરામભાઈને વિશે નથી જ જણાતું. આ ઉપરથી તો હેમનું એ વિષયનું સારું જ્ઞાન હોવાનું જ એકંદર રીતે અનુમાન થાયછે. હેમની બીજી એકાદ નોંધ ઉપરથી જણાય છે કે નવલરામભાઇનામાં સંગીતપ્રવૃત્તિ ખીલેલી હોવી જોઇયે.§ હેમને જોનારને પણ એમ ભાસ થતો હતો.

નવલરામના સાહિત્યચર્ચાઓના લેખ બીજા અનેક છે. હેમના છૂટક વિચારોની નોંધ

---

* નવલગ્રન્થાવલી, ભાગ–૩, પૃ. ૧૯૮.

× 'સુદર્શન' પુ. ૧૪, અંક–૫, પૃ. ૧૨૧; તેમ જ ઇ. સ. ૧૯૦૪ ની સાલમાં " ગુજરાતી કવિતા અને સંગીત " એ લેખમાં મ્હેં આ વાત વિશેષ તાજી કરેલી છે.

§ નવલગ્રન્થાવલી, ભાગ–૨, પૃ. ૧૬–૧૭.

પણ કાંઈ ને કાંઈ સરસ ઇશારાઓથી ભરેલી છે–પછી માંહિં આરમ્ભકાળની કેટલીક કચાશ હોય તે જુદી વાત. એક જ નોંધનું દર્શન કરીને આ ચર્ચાવિભાગ બંધ કરીશું. " કાવ્ય શાસ્ત્ર સંબન્ધી વિચારો "+ એ નોંધ તા. ૧૫–૪–૧૮૬૭ ની છેકહેમાં કવિતા અને માયાની કલ્પનાનો સંબન્ધ કાંઈ અપૂર્વ બુદ્ધિવ્યાપારથી ઉપજાવ્યોછે; ત્હેમાં માયાનું મોહિનીસ્વરૂપ તે શૃઙ્ગારરસ અથવા કેશિકીવૃત્તિ, ( = the beautiful ), ભંભાયા તે Sublime અને મહાકાળી તે Horrible એમ વિભાગ કલ્પ્યાછે. હાલ બર્કના The Sublime અને The Beautiful એ બે રસશાસ્ત્રમાં ભાવનાના વિભાગ ઉપરાંત ત્રીજો વિભાગ Horrible નો ઉમેરેલો તે છેક અનુચિત મ્હને તો નથી લાગતો. મ્હેં સુન્દર ( the Beautiful ), ઉન્નત ( the Sublime ), અને ભવ્ય ( the Grand ) એમ ત્રણ ભાવનાઓ બતાવી ત્રીજીનું જુદું અસ્તિત્વ માનવાનાં કારણો અન્ય સ્થળે બતાવ્યાંછે,* તો મ્હને તો નવલરામ ભાઈની આ કલ્પના અભિમત થશે જ; માત્ર Horrible ને બદલે Grand એ વધારે યોગ્ય રૂપ આપવું ઉચિત ગણ્યુંછું. છતાં આ પ્રકારની મીમાંસા કરવામાં હું એકલો નથી એ જોઈને મ્હને આધાર મળેછે.

નવલરામભાઈનું કવિ અને પંડિત તરીકે આપણે દર્શન કર્યું; હવે એ બે સ્વરૂપ કરતાં પણ વિશેષ યોગ્યતાવાળું સ્વરૂપ વિવેચક તરીકેનું જોઈએ. આ ત્રિવિધ સ્વરૂપમાંના છેવટના વિવેચક સ્વરૂપમાં જ હેમની પ્રવૃત્તિ અને કીર્તિ વિશેષ દીપેલીછે. છતાં, એ પ્રથમ કવિ અને પંડિત હતા, અને પછી વિવેચક, અર્થાત્ કવિ તથા પંડિત હતા માટેજ વિવેચક થયા એ ભૂલવું ના જોઈયે. વિવેચક તે કવિનો જોડિયો ભાઈ જ છે. બંને કલ્પનાપ્રદેશમાં, ભાવનાસૃષ્ટિમાં, સાથે જ ઊડેછે; બંનેને પ્રતિભા અને કલ્પના એ બે પાંખોની આવશ્યકતા છે; માત્ર ફરક એ છે કે એ બે જૂદા જૂદા પ્રકારનો વ્યાપાર કરેછે. કવિનો વ્યાપાર સંયોગી-કરણ ( synthesis ) નો છે; વિવેચકનો પૃથક્કરણ ( analysis ) નો છે. પરંતુ પોતે પૃથક્કરણ શેનું કરેછે તે વિવેચકે જાણવું જ જોઇયે, અને તેથી જ કવિની નહિં પણ કવિના જેવી પ્રતિભા અને કલ્પના વિવેચકનામાં પણ આવશ્યક છે.

નવલરામની પંડિતાઈ કેવળ આપબળથી જ ક્રમે ક્રમે બંધાઈ હતી. મ્હારા સાંભળ્યા પ્રમાણે એ સુરતમાં એ કાળમાં પ્રખ્યાત થયેલા ગ્રીન સાહેબના શિષ્ય હતા. એ હેડ માસ્તરના શિષ્યોમાંથી ઉત્તમ બુદ્ધિવિકાસ પામેલું મંડળ ગુજરાતમાં નીકળ્યું હતું એમ કહેવાય છે. કદાચ આ કારણથી તેમ જ નૈસર્ગિક શક્તિને બળે નવલરામ, મેટ્રિક્યુલેટ પણ ના થયેલા છતાં, આટલી પંડિત પદવીએ પ્હોંચ્યા. અંગ્રેજી ગ્રન્થકારો–બેકન, શેક્સપીઅર, વગેરેના કાવ્ય તથા ફિલસુફીના ગ્રન્થોનું અધ્યયન; સંસ્કૃત કવિયોના, કાવ્ય શાસ્ત્રોના, તત્ત્વજ્ઞાનના, ગ્રન્થોનો પરિચય; હિન્દી કવિતામાં પણ અવગાહન–તે એટલે સુધી કે અકબર બિરબલના કલ્પિત

+ નવલગ્રન્થાવલી, ભાગ–૨, પૃ. ૧૨.

* 'હૃદયવીણા' " પ્રકૃતિ રહસ્ય અને માનવ ભાવ " ઉપરની ટીકા. આરમ્ભનો બીજો પૅરેગ્રાફ. ટીકા પૃ. ૪૪ ( આવૃત્તિ બીજી. )

સંવાદમાં હિન્દી પદો પોતે જ રચીને મૂક્યાં; ફારસી ભાષામાં પણ પ્રવેશ;—આ સર્વે કેવળ આપબળથી જ એઓ સાધી શક્યા; અને હેમના પરિચયમાં આવેલાઓ જાણતા હશે કે એ કેટલેક દરજ્જે આળસુ જેવા જણાતા હતા, તેથી લાગેછે કે આટલું જ્ઞાન સંપાદન કરવામાં થોડા પરિશ્રમે બહુ પ્રાપ્ત કરવાનું અસાધારણ બુદ્ધિબળ જ હેમનામાં હોવું જોઇયે.

આમ વિવેચકની ઊંચી પદવી આ કવિત્વ અને પંડિતપણાના સબળ સ્તમ્ભો ઉપર ટકાવીને, નવલરામભાઇયે પોતાના સમયમાં—અને એક દૃષ્ટિએ આજ સુધી પણ—અદ્વિતીય પદ પ્રાપ્ત કર્યુંછે,—જે પદ ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ખરેખર અનન્ય પ્રકાશથી દીપતું રૂપેરી પાત્ર છે.

હેમનાં ન્હાનાં મ્હોટાં વિવેચનોમાંથી થોડાંક મુખ્યનો જ વિચાર કરીશું. હેમાં "સુબોધ ચિન્તામણિ" ઉપરનું વિવેચન પ્રથમ નજરે પેંચે છે. હેમાં ગ્રન્થકારને સખત ટીકાના આઘાત મારવામાં જેમ કસર રાખી નથી તેમ બીજે પક્ષે હેમાંના ગુણોનું પ્રદર્શન પણ પૂર્ણતાથી કર્યુંછે. વાણીમાં સભ્યતાને પ્રવેશ આપવા માટે તેમ જ સુધારાનો અને નીતિબોધક કવિતા એકલો હું જ હાલ મહુવામાં પેહેલ વ્હેલો જ ઊગ્યો ઇત્યાદિ " ઉચ્છૃંકળ લુંપદ " માટે એ કવિની જોરદાર શબ્દોમાં ' ખબર લીધી 'છે; અને તે યોગ્ય જ કર્યું છે.—પણ તે સાથે પોતાના વિચાર જુસ્સા સાથે નિર્ભયતાથી દર્શાવવા માટે હેને તેટલો જ ઉચિત ધન્યવાદ આપ્યોછે. એ ગ્રન્થમાંના સત્યભક્તિના જુસ્સાના ગુણથી આકર્ષાઇ ને નવલરામે એ પ્રસંગે " મહુવાના એ તરુણમિત્ર માત્ર ૨૩-૨૪ વર્ષની જ ઉંમરના અને મધ્યમ કેળવણી પામેલા વણિક વલ્લભદાસ પોપટ શેઠને જાહેર રીતે કવિપદ " આપી અસાધારણ માન આપ્યુંછે. આ વચનથી તે કાળે પણ કેટલાકને હાસ સાથે શંકા થતી હતી કે આમ કવિપદ આપવાનો અધિકાર શાળાપત્રના તન્ત્રી નવલરામને કોણે આપ્યો હશે ? તેમ જ આ પદ્યસંગ્રહમાં હેવું કવિત્વ શું દીઠું હશે ?—પરંતુ નવલરામભાઇનામાં લુંપદ તો હેવું હતું જ નહિં; અને એ સમયમાં વિવેચકનું ભારે જવાબદારીનું કાર્ય નવલરામભાઇ શિવાય બીજું કોઇ કરતું નહિં, કરવાને કોઇ સમર્થ હતા નહિં,—તો આ વચન કાંઇક ક્ષમ્ય ગણાશે.

કવિત્વને સમ્બન્ધે નવલરામનો આ પ્રસંગે મત કાંઇક એક પક્ષી જ જણાયછે. " જુસ્સો, સાચો અન્તઃકરણનો જુસ્સો, ઉભરાતો ઉછળતો જુસ્સો, × × × સ્વયંપ્રકાશક સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને હેમાં વિશેષ કરીને સંગીતકવિતાનો તો અવશ્ય આત્મા જ છે."* એ હેમનું સૂત્ર હતું.—આ સૂત્રમાં સત્ય રહેલુંછે; પરંતુ× " રસ એટલે સાચો જુસ્સો" —એમ લક્ષણ કરવામાં અવ્યાપ્તિ દોષ આવેછે, તેમ જ જુસ્સો હોય તો પછી ગમે હેવાને ગમે તેટલા દોષ હોય તોપણ કવિત્વ—મનોહર કવિત્વ—અવશ્યે-જ રહેછે—એ મતમાં પણ જરાક અત્યુક્તિ જણાયછે. આ મતનું કારણ કાંઇક એ સંભવેછે કે નવલરામભાઇનો પોતાનો કવિત્વાનુભવ સત્ય એકનિષ્ઠ જુસ્સાનો જ હતો;—'બાળલગ્નબત્રીશી' એ હેનો મ્હોટા

* નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ. ૨૩૧,

× નવલગ્રન્થાવલી, ભાગ-૨, પૃ. ૨૩૨.

નમૂનો છે; હેમનાં અન્ય કાવ્યોમાં પણ હૃદયની લાગણીની એકનિષ્ઠતા એ ખાસ ગુણ છે. અને એ ગુણને લીધે હેમની કવિતવાણી સ્વયંભૂ આપોઆપ વ્હેતી ચાલેછે. 'દેશી પિંગળ' માં પણ કવિયોની વાણીના આ સ્વરૂપ ઉપર હેમણે ભાર મૂકેલોછે. આ કારણને લીધે કવિતામાં રહેલું ગૂઢ કલાસ્વરૂપ નવલરામભાઈયે ગણનામાં લીધું જ નથી. એ પોતે ખરા રસિક હતા અને તેથી હેમની કવિતામાં જે આપોઆપ લાલિત્ય આવ્યુંછે તે આવ્યું-છે, પણ એ કલાવિધાયક ન્હોતા તેથી અનેક રૂપે કલામાં ખામીઓ હેમની કવિતામાં પણ નજરે પડશે. પરંતુ અન્ય લેખકોમાં રસિકતાની ખામીને લીધે થનારા દોષોમાંથી એ સ્વાભાવિક રીતે બચ્યાછે.

આ વિવેચનમાં કવિતશૈલીની ચર્ચા કરતે દલપતશાળા, નર્મદશાળા, અને નવલશાળા, એમ ત્રણ શાળાઓનાં સ્વરૂપની પરીક્ષા કરવામાં પોતાની જ શાળા અને હેના ગુણોની ચર્ચા કરવામાં કંઈક ઠુંપકો ભાસ અને વિનયનો ખાસ દેખાડાને લે સમયે અસ્થાને હતો અને હજી પણ જણાશે. ગોવર્ધનભાઈ ને તો એ નવલશાળાનું અનુસરણ 'સુબોધ ચિન્તામણિ'-માં જોવાથી નવલરામે એ ગ્રન્થનું વિવેચન પક્ષપાતની દૃષ્ટિથી કરેલું લાગેછે.* પરંતુ એ તો કંઈક અન્યાય જ ગણાશે. અને અન્યાય આપવાનું કારણ કળી શકાય એમ છે.

ગમે તેમ હો—પણ નવલશાળાની શૈલીનું લક્ષણ હેમણે એ ચર્ચામાં બતાવ્યુંછે. તે નવલરામભાઈની કવિતાને સારી રીતે આલેખેછે માટે તે જરાક જોઈશું. "નિર્દોષ ગ્રામ્ય-લક્ષીપણું અને પારદર્શક સ્પષ્ટતા વાળી" એ નવલશાળાનાં ખાસ લક્ષણો બતાવ્યાંછે; તે ઉપરાંત એકાગ્ર સંક્ષિપ્ત (concise) શૈલી—એ પણ ગુણ મૂકેલોછે. કાંઈક આ શૈલીને લીધે જ નવલરામભાઈ બાપનો ઉપયોગ કરતે શબ્દો શોધવા, વીણવા, જતા નથી; જે શબ્દ પ્રથમ મનમાં તરી આવ્યો તે જ વાપરેછે; પણ ઘણે ભાગે યોગ્ય શબ્દ જ મનમાં તરી આવેછે; અને તેથી ગ્રામ્યતાના દોષમાંથી બચી જવાછે. ઉદાહરણ:—"હાંવે કુદરત આ રતે ન્યારી" એ ગરબીના આરમ્ભમાં 'રત' શબ્દ 'ઋતુ' ના અર્થનો પ્રથમે ત્યાજ્ય લેખો લાગશે. પરંતુ નવલરામભાઈને તે પ્રથમ જ તે જચ્યો એટલે તરત સ્વીકાર્યો. અને હેમની નૈસર્ગિક નાગરિકતાને લીધે ગ્રામ્યતા ના થઈ; કેમકે 'રત' તે પ્રાકૃત શબ્દ છે, પણ ગ્રામ્ય નથી; તેમ જ 'કુદરત' માંના છેલા બે અક્ષર (રત) ની સાથે અકૃત્રિમ ગૂઢ યમક આવીને સૌન્દર્યનો અંશ પણ પૂરાયો. સ્વ. ગોવર્ધનભાઈની કવિતામાં પણ નવલ-રામભાઈ જેવી જ અર્થલક્ષી શૈલી જણાયછે અને હેને લીધે શબ્દો જે મનમાં આવ્યા તે એકદમ મૂકી દેવાની રીતિ નજરે પડેછે. પરંતુ નવલરામભાઈ ગ્રામ્યતામાંથી બચેછે, ત્યારે ગોવર્ધનભાઈ હમેશાં બચતા નથી, અને ગ્રામ્યતા ઉપરાંત કર્કશતા (ruggedness) નો દોષ પણ આવી જાયછે.†

---

* નવલગ્રન્થાવલી,—જીવનકથા, પૃ. ૬૨.

† ઉદાહરણ:—

> "પ્રભાત પળમાં ઘણું દેખાડું! ઉષા પહેલું આવે!
> અંધકાર! તુજને હેડાવી ધકેલી કાઢે." (સ્નેહમુદ્રા)

અહિં 'હેડાવી ધકેલી' શબ્દોની અનાગરિકતા રસિક શ્રવણને ખૂંચ્યા વિના રહેતી નથી.

'ભાષા કેવી લખવી ?—આ પ્રશ્ન ઉપર નવલરામે ઘણું મનન કરેલું જણાયછે. ઈ. સ. ૧૮૭૮ માં 'મનના વિચાર' ની નોંધ (નવલગ્રન્થાવલી, ભાગ–૨, પૃ. ૧૦૯–૧૦૫ મે) છે ત્હેમાં ભાષામાં સરલતા અને સુન્દરતા એનો સંયોગ શી રીતે કરવો તે વિશે મનન કર્યું-છે. ગોવર્ધનભાઈ જીવનકથામાં ( પૃ. ૬૩ મે ) આપણને કહેછે કે ઈ. સ. ૧૮૭૮ માં નવલરામ લખેછે કે–'Who reads my works?' એ દરેક લખનારે લખતી વખતે કદી ભૂલવું જોઇયે નહિં. આ ધોરણને અક્ષરશઃ અનુસરિયે તો તો વાચકવર્ગને ઊંચી કક્ષામાં ચઢાવવાનું લેખકનું મહાન્ કર્તવ્ય મૂલ્યહીન થઈ જશે, અને કેવળ સત્વહીન શૈલીનું સામ્રાજ્ય થશે. પરંતુ નવલરામભાઈનો હેતુ છેક હેવો જણાતો નથી. ઈ. સ. ૧૮૮૩ માં હરિલાલ હર્ષદરાય ધ્રુવના "એક ચિત્રદર્શન" ઉપર સંસ્કૃતમય ભાષાને સંબન્ધે સખત ટીકા કરતી વખતે હેમણે સ્પષ્ટ કહ્યુંછે કેઃ—

"હમે બધાને જ કાંઇ દલપતરામ જેટલું છેક સ્હેલું લખવાનું કહેતા નથી. જો કોઇને એમ લાગે કે મ્હારા વિષયને ઊંચી ભાષાની જરૂર છે, અને લોકના જે વર્ગને ઉદ્દેશીને હું લખું છું તે તો મ્હારી ભાષાને સમજી સકશે, તો ભલે તે ઊંચી ભાષા લખે. એક દેશમાં એક કાળે અનેક શૈલીઓને માટે જોઇયે તેટલી જગા હોયછે."§

પરંતુ હવે "સુબોધચિન્તામણિ" ના વિવેચન તરફ પાછા જઇયે. એ વિવેચનમાં ઉપર કેટલીક ખામીઓ બતાવી તે બાદ કરતાં એ આખી ચર્ચા અતિ સમર્થ અને વિચારશીલ લેખકનો હાથ દર્શાવનારી જ છે. હેને ગોવર્ધનભાઈ હલકી પાયરીએ મૂકે એ અયોગ્ય જણાયછે.

હવે ફક્ત એક બીજું વિવેચન લઇશું. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું અસાધારણ

---

અને એ જ ગોવર્ધનભાઈ બીજે છેડે જઈ 'તિમિરતતિ' જેવા અપરિચિત સંસ્કૃત શબ્દો વાપરતા હતા. એ પણ એ જ તત્કાળ જડેલા શબ્દો ઉપાડી લેવાની–શબ્દો વીણ્યા વિના લેવાની–ટેવને લીધે જ.

એટલું જ નહિં પણ શબ્દોની ગોઠવણી જરાક વિચારીને કર્યાથી સંસ્કૃત જોડણીનો ભંગ થતો બચાવવાનો પ્રયાસ ન કરવો તે પણ એ જ રીતિનું પરિણામ લાગેછે. ઉદા૦—

"ઊઠ રસિક, ઊઠ રસિક, મદન ગાજે (સ્નેહમુદ્રા)

અહિં—રસિક ઊઠ, રસિક ઊઠ–એમ કહે તો બધું સચવાય એમ હતું. પરંતુ પોતાને કહેવાનું કહેવાના વેગમાં ન્હાની કલારચનાની વાતો ઉપર લક્ષ જ નહિં એમ હતું. કલાવિધાયકને તો હાવે પ્રસંગે સુરુચિવાળી રચના આપોઆપ જ સ્ફુરી આવે; પણ હાવી અરુચિકર ઘટના થઈ, તો ત્હેને સંસ્કાર આપવાનું સઝવું એ બીજા દરજ્જાની કલાની માગણીછે.

§ નવલગ્રન્થાવલી, ભાગ–૨, પૃ. ૨૪૯.

ગુણવાળું નાટક "કાન્તા" નામનું નવલરામભાઇયે વિવેચન માટે હાથમાં લેતાં જ હેમાંના દોષ થોડા પણ ગુણ મ્હોટા ગુર્જર વાચકવર્ગ આગળ અનુપમ શક્તિથી મઢીને પોતાના વિવેચકત્વની ઉત્તમ યોગ્યતા આપોઆપ પ્રગટ કરીછે. એ વિવેચન પ્રગટ થતાં વાંત મ્હેં વાંચ્યું તે વખત હેની પદ્ધતિ જોતાં મ્હને એમ લાગ્યું કે જર્વાઇનસનાં શેક્સપીઅરનાં નાટકોનાં વિવેચનો હેમના જોવામાં આવ્યાં હશે. જર્વાઇનસની પદ્ધતિની છાયા મ્હને હેમાં જણાતી હતી. અલબત્ત જર્વાઇનસ જેવું ઉંચા દરજ્જાનું વિવેચન તો નહિં જ; પરંતુ ત્હેમાં દોષ વિવેચનકારનો ઓછો જણાયછે. શેક્સપીઅરનાં નાટકો જેટલું ગમ્ભીર તત્વજ્ઞાન અને કવિત્વગુણથી ભરેલું વિવેચન કરવાનું નાટક હેમની આગળ હતું જ નહિં; એટલે હેમાંથી શું કાઢીને બતાવે ? શેક્સપીઅરનાં નાટકો આગળ 'કાન્તા' નાટક તેમ જર્વાઇનસ આગળ નવલરામનું વિવેચન; પરંતુ શક્તિનું બીજ એ વિવેચનમાં એ ઉત્તમ પ્રકારનું જણાયું હતું.

નવલરામનાં બીજાં વિવેચનોમાં વિગતવાર ઉતરવાને હવે સ્થળ નથી. માટે હેમની વિવેચનની પદ્ધતિ તથા ધોરણો વિશે વિચાર કરીશું. હેમની પદ્ધતિમાં ગોવર્ધનભાઇયે કેટલાક દોષ દીઠાછે.* મુખ્ય દોષ તો એ બતાવ્યોછે કે પરીક્ષા કરવાના ગ્રન્થની વસ્તુ કે વાર્તાનો સાર લંબાણથી આપી જવાની રીતિ અયોગ્ય છે. પરંતુ તપાસ વધારે કરીશું તો જણાશે કે એ રીતિ સપ્રયોજન હતી. વસ્તુ કે વાર્તાનો સાર આપવાની સાથે સાથે જ ગ્રન્થના ગુણદોષ બતાવવા સ્હેલા પડે એમ હોય ત્હારે જ હેમણે એ રીતિનો ઉપયોગ કર્યોછે.

કેટલાક ગ્રન્થોમાં ગ્રન્થપરીક્ષાને બદલે ગ્રન્થમાં ચર્ચેલા વિષય ઉપર જ કેટલાક વિચાર બતાવ્યાછે એ પદ્ધતિમાં પણ ગોવર્ધનભાઇ દૂષણ જુવેછે. પરંતુ એ ગ્રન્થોના વિષયો જ એવા છે કે વિષયચર્ચા એ જ ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ છે. અને હેની પરીક્ષામાં જ ગ્રન્થપરીક્ષા સમાઇ જાયછે. ઉદાહરણ તરીકે મિ. મલબારીવાળું "બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય" એ નામનું ચોપાનિયું, કેટલાક જીવનચરિતો, ઇત્યાદિ. આ રીતિની પરીક્ષા કરવામાં "પરીક્ષકની પૃથક્કરણની શક્તિને શ્રમ લેવો પડેછે." એમ કહી ગોવર્ધનભાઇ નવલરામ ઉપર એટલે દરજ્જે આડકતરો દોષ મૂકેછે તે અન્યાય-યુક્ત લાગેછે.

હવે નવલરામભાઇયે વિવેચનને માટે લક્ષ્ય તરીકે સ્વીકારેલાં ધોરણો વિશે બોલીશું. આ બાબત ગોવર્ધનભાઇયે જીવનકથામાં ઘણું કહ્યુંછે.× હેનો સાર એ છે કે—

"ગુજરાતના કાલું કાલું બોલનાર ગ્રન્થકારોનો હાથ ઝાલી ત્હેમને આગળ આણવા નવલરામ પ્રયત્નો કરતા તે ગ્રન્થકારો પ્રત્યે હેમની ઉદાર અને કોમળ પ્રીતિનું પરિણામ હતું." "નવલરામે લીધેલા માર્ગમાં ઉગતા ગ્રન્થકારને ઉગતામાં જ ક્ચરાઇ જવાનું ભય નથી." "જેને અને જેટલું ઘટે ત્હેને ત્હેવું ને તેટલું કહી, કોઇને મ્હોટપ આપી, કોઇને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે હેવાને મીઠી લપડાક આપી, કોઇને શીખામણ આપી, કોઇને સૂચના આપી, કોઇની બાબતમાં ઉપેક્ષા કરી—અબોલા

* જીવનકથા, પૃ. ૫૪—૫૫.

× જીવનકથા, પૃ. ૫૬—૫૭.

રહી, નવલરામ સર્વે ન્હાના મ્હોટા ગ્રન્થકારોની પરીક્ષા કરતાં વિવેક રાખેછે. " " દોષ નહિં પણ ગુણ શોધવા હેમનું ચિત્ત પ્રયત્ન કરેછે, અને ગુણને અંગે દોષ કચરતાં તેઓ ડરતા નથી. " પરંતુ—" જ્હાં હેમણે પરીક્ષા જ કરવી માથે લીધીછે ત્હાં લાંચુસકું જોયું નથી, પણ ગુણ દોષ બેધડક બતાવ્યાછે. "

નવલરામભાઈનાં પુસ્તકપરીક્ષાનાં ધોરણો સમ્બન્ધે હેમના પોતાના જ શબ્દો આ પ્રમાણે છેઃ—

( શાળા પત્રનું કદ ન્હાનું અને ઉદ્દેશ શાળોપયોગી હોવાને લીધે વિસ્તીર્ણ ચર્ચાને માટે જગા થોડી હોવાથી તેથી ) " વિવેચન આપવું ત્હારે કાંઈક વિસ્તારથી જ આપવું એમ હમારો વિચાર હોવાથી—× × × હમે હેવો નિયમ રાખ્યોછે કે કેટલાંક પુસ્તકની તો માત્ર પ્હોંચ જ આપવી, કેટલાંક વિશે તે જ સ્થળે સામાન્ય વિચાર પાંચ દસ લીટીમાં દર્શાવી દેવા, અને જે થોડાં પુસ્તક ઉત્તમ પ્રતિનાં માલમ પડે હેને જ વિસ્તીર્ણ વિવેચન માટે રૂહેવા દેવાં. "*

વળી શેઠ વલ્લભદાસ પોપટને ઈ. સ. ૧૮૮૪ માં એક પત્રમાં નવલરામભાઈ લખેછેઃ—

" હું તો હેવો જ નિયમ પકડ્યોછે કે પુસ્તકો વસ્તુતઃ દૂષિત પણ દેશકાળ જોતાં ઉત્તેજન લાયક હોય તો હેની એક સારી નોંધ જ થોડા ઘણા વિસ્તારથી લેવી, અને હેમાં હેના દોષ તો માત્ર ચતુરને ચેતવવા ખાતર જૂજ ઇશારે જ દર્શાવવા. હજી આપણો વાંચનારો વર્ગ હેવો છે કે હાવા પુસ્તકના દોષને વિસ્તારું, તો હેના ગુણ ગમે એટલા પ્રદર્શાવ્યા હોય તોપણ હેની કદર જ કરે નહિં. માટે હાવાં પુસ્તકની એક આવૃત્તિ ખપી રૂહે ત્હાં સઘી તે વિરુદ્ધ વિવેચનથી પરહેજ રૂહેવું એ જ ન્યાય અને દેશહિતનો રસ્તો છે. " ×

આ સર્વે ઉતારાઓથી જણાઈ આવશે કે વિવેચક તરીકે પોતે રાખેલાં ધોરણોમાં, **દેશકાળની સ્થિતિનો** ખ્યાલ રાખીને, **નવલરામભાઇએ** ન્યાયની દૃઢતાની સાથે ઉદારતાની કોમળતાનું મિશ્રણ કર્યું હતું અને બધામાંથી ગુણ જોવા એ મુખ્ય હેતુ રાખ્યો હતો. કવિ દલપતરામને વિશે આરમ્ભમાં હેમના મનમાં ઘણો વિરુદ્ધ અભિપ્રાય પેદા થયો હતો, તે બદલાઈને કાલક્રમે હેમનામાં પણ અમુક ગુણો દીઠા તે એ જ ઉદારતાને પરિણામે; હરિલાલ હર્ષદરાય ધ્રુવની સંસ્કૃતમય શૈલીવાળી અને બહુ ભાગે સમતોલતા વિનાના જોરવાળી અને વિચિત્રતાના દોષવાળી કવિતામાંથી સારા અંશનું દર્શન કરી શક્યા તે પણ એ જ ઉદારતાને લીધે.

પરંતુ હેમની ઉદારતાને સંબન્ધે હાલ કાંઇક બે પ્રકારની ગેરસમજ થાયછે. એક તો એ કે હેમનામાં ઉદારતા જ હતી, અને એ કોઇના દોષ જોરથી તો બતાવતા જ નહિં,

* 'સુબોધ ચિંતામણિ' નું વિવેચન. નવલગ્રન્થાવલી, ભાગ—૨, પૃ૦ ૨૩૫.

× નવલગ્રન્થાવલી, જીવનકથા, પૃ૦ ૭૫–૭૬.

તેથી ઊછરતા ગ્રન્થકારને દબાઈ જવાનો ભય ન્હોતો. બીજી એ કે—અમે ન્હેવા ન્હાના-ગુણ હીન-લેખનો પણ સ્વીકાર અને સત્કાર કરવો ત્હેનું જ નામ ઉદારતા, અને નવલરામભાઇને નામે હેવી ઉદારતાને ઇષ્ટ લક્ષ્ય ઠરાવી દેવામાં આવેછે. હેમનાં ધોરણોનો કેવળ દુરુપયોગ થાયછે. એટલું જ નહિં, પણ હાલના વિવેચકો ઉપર ઉદારતાના અભાવનો ખોટો આરોપ મૂકવામાં આવેછે. પરંતુ વસ્તુસ્થિતિ શી છે ? નવલરામભાઇયે દોષ બતાવતી વખતે "લીલુંસૂકું જોયું નથી"—એ ગોવર્ધનભાઈના શબ્દો યાદ કરો. અને પ્રત્યક્ષ આપણે જોઇયે છિયે કે 'સુબોધ ચિંતામણિ'ના વિવેચનમાં, અથવા તો હરિલાલ હર્ષદરાય ધ્રુવના* 'એક ચિત્રદર્શન' નામના કાવ્યની પરીક્ષામાં, સખત પ્રહાર કરતે નવલરામભાઇયે લગાર પણ સંકોચ અથવા કસર રાખી નથી; અને તે વખતે તો એ બંનેના રચનારા ઊછરતા લેખકો જ હતા. ટૂંકામાં પતાવેલી ટીકામાં પણ હેમની સંક્ષિપ્ત પ્રહારની શક્તિ "નાટક ફાટકનું ચેટક છોડી દેવા"ની શીખામણ આપનારી બે લીટીની નોંધમાં સુપ્રસિદ્ધ છે. એકંદર રીતે વિવેચક તરીકે હેમની શૈલી દૃઢ જ હતી. 'સુબોધ ચિંતામણિ'ના વિવેચનમાં એક સ્થળે ગુજરાતના અને કાઠિયાવાડના તે કાળના જુવાનિયામાં ઊછળી રહેલા સુધારા વિશે બોલતાં નવલરામભાઈ કહેછે કે "તે (અર્થાત્, ગુજરાતના) સુધારકો ઇંગ્રેજી ભણેલા જુવાનિયા હતા, અને આ (અર્થાત્-કાઠિયાવાડના) માત્ર ઘણા પરા ગુજરાતી સાત ચોપડીના જોર ઉપર જ કૂદનારા જણાયછે."§ યદ્યપિ આ વચન સુધારાના સ્વરૂપને અંગે છે, તથાપિ તે વખતના લેખકોની સાક્ષરતા વિશેનો હેમનો મત અહિં જણાઈ આવેછે, અને તેથી હેમની રચનાઓની પરીક્ષામાં એ અર્ધજ્ઞાન માટે જેટલી દયાની વૃત્તિ તેટલી જ હેમને પોતાના યોગ્ય સ્થાનમાં રાખવાની ન્યાયની વૃત્તિ પણ પ્રવર્તતી હતી એ નિઃસંશય છે.

કાંઇક એ મિશ્ર વૃત્તિથી જ પ્રેરાયલી નવલરામભાઇની કલમે એક સચોટ કટાક્ષમય ઉપહાસનું ચર્ચાપત્ર તૈયાર કરેલું ગુજરાત શાળાપત્રમાં ઈ. સ. ૧૮૮૩–૮૪ કે તે શુમારમાં પ્રગટ થયું હતું. "ઓથારિયો હડખવા" એ મથાળું હતું; સહી—"વૈદ્ય નિર્દંભકર આનંદધરના જથા જોગ વાંચજો" એમ કરેલી હતી. એ ચર્ચાપત્ર નવલરામભાઈનું લખેલું હતું એમ તે વખતે હમારી ઘણાની માહિતી અને માન્યતા હતી. (શેઠ વલ્લભદાસ પોપટે પણ એ માન્યતાને હાલ 'સમાલોચક'માં છપાયલા હેમના 'સૌરાષ્ટ્ર ચિંતામણિ' નામના નિબન્ધમાં પ્રદર્શિત કરેલી સ્મરણમાં આવેછે.) એ ચર્ચાપત્રને નવલગ્રન્થાવલીમાં સ્થાન અપાયું નથી તે ખેદજનક વાત છે.† કેમકે તેમાં બહુ જ ઉત્તમ રીતે અર્ધકેળવાયલા જવાનિયાઓને લેખક (author—ઑથર) થવાની ઘેલછાનો ઉપહાસ કર્યો હતો—અમુક ગામમાં જવાનિયાઓને વિચિત્ર હડખવા લાગ્યો હતો અને "હું ઓથાર! હું ઓથાર!" એમ બોલી ઊઠતા હતા—ઇત્યાદિ બહુ જ રમુજી અને કુશલતાવાળું લખાણ હતું.

---

* જીવનકથા પૃ. ૫૭ મે એ કવિતા "કોઇયે કરેલી" એમ ગોવર્ધનભાઈ લખેછે. પરંતુ હરિલાલ ધ્રુવની રચના એ હતી એ સુવિદિત છે.

§ નવલગ્રન્થાવલી, ભાગ ૨, પૃ. ૨૧૭.

† જેમ આ લખાણ અને 'બાળલગ્નબત્રીશી'ની એક પાછળ બતાવેલી ગરબી એ

"વાત એ છે કે નવલરામભાઇનાં ધોરણોનો સારો અંશ ધ્યાન સ્મરણમાં રાખી, હેમની સમ્પ્રદાયની વાત સ્હેલાઇથી ભૂલી જવાઇ છે; અને હાલના ગણ્યાગાંઠ્યા વિવેચકોના ઉપર ખોટા દોષ મૂકાય છે. હાલના વિવેચકોમાંથી કોઇયે પણ વિવેચન કરતે માત્ર દોષ જ દેખાડ્યા છે; હેવું કદી થયું છે ? હેમણે પણ ગુણને અંગે દોષ બતાવવાની રીતિ સ્વીકાર કરીને નવલરામભાઇને પગલે જ એઓ ચાલ્યા છે. એથી ઉલટું હાલ કેટલાક માસિકકારો ( હરિલાલ ધ્રુવે "ચન્દ્ર" માં એ રીતિ શરૂ કરી ત્હારથી ) કેવળ કવિત્વહીન, ભાવવિનાના, લેખોનો સ્વીકાર કરીને અયોગ્ય ઉત્તેજન આપે છે તેમ નવલરામભાઇયે કદી નથી કર્યું. આ તો લેખોના પોતાના માસિકમાં સ્વીકારની વાત થઇ; વિવેચનમાં નવલરામભાઇ ઊછરતા લેખકોને ઉત્તેજન આપતા હતા, તે અમુક સૂક્ષ્મ વિવેકથી, અમુક મર્યાદામાં. હવે કાળ બદલાયો છે; વિસ્તારથી દોષ બતાવ્યાથી વાચકવર્ગ ગુણ તરફ દૃષ્ટિ ના કરે એમ હવે સ્થિતિ નથી,—અથવા તો નવો ગ્રન્થકાર કરમાઇ જાય એ ભય પણ હવે નથી. નવલરામભાઇ પોતે હાલ સમયમાં હોત તો હેમનાં ધોરણમાં સમયાનુકૂલ ફેરફાર કરત હેમાં મ્હને શક નથી; દેશ-કાલની મર્યાદા હેમણે બાંધી'તી તે જ એ વાતને ટેકો આપે છે; દેશકાલ એ અચલ પદાર્થ નથી, અન્તઃ સ્વરૂપથી જ એ સાપેક્ષ અને ચલનશીલ મર્યાદાનું નિમિત્તભૂત તત્ત્વ છે.

હેમનાં ધોરણોમાંનું એક ગોવર્ધનભાઇએ બતાવ્યું છે—તે એ કે "મારવો તો હાથી અને લૂંટવો તો ભંડાર" એ ન્યાયે ખમી શકે હેવા, અથવા લોકોમાં લેખક તરીકે પ્રતિષ્ઠા સ્થપાયલા હેવા, ગ્રન્થકારોના દોષો નો સબળ પ્રહાર સાથે જ બતાવતા. તે સાથે હેમની સમતોલ વિવેચકશક્તિ હેવી હતી કે ખોટી દેશભક્તિની, ખોટા ઉત્સાહની લાગણીથી એ દોરાઇ જતા ન્હોતા. તેથી મ્હને પૂર્ણ ખાતરી છે કે કવિ પ્રેમાનન્દનાં કરીને નાટકો પ્રગટ થયાં તે હેમના જીવતાં વાત બની હોત, તો એ સમર્થ વિવેચકના પ્રચંડપ્રહારમાંથી એ નાટકોના પ્રકાશક ભાગ્યે જ બચત. પરંતુ ખેદની વાત એ છે કે નવલરામભાઇના મરણ પછી ચાર વર્ષને અંતરે એ નાટકો પ્રસિદ્ધ થયાં.

એકંદર રીતે જોતાં વિવેચકનું ઉચ્ચ પણ મ્હોટી જવાબદારીનું આસન નવલરામે અદ્વિતીયશક્તિથી ઉત્સાહથી, ન્યાય અને ઉદારતાના સુન્દર મિશ્રણથી દોઢ દસકા સુધી દીપાવ્યું. હેવો બનાવ કદી ગુર્જર સાહિત્યના પ્રતિહાસમાં થયો ન્હોતો, અને હજી સુધી થયો નથી. હેમના મરણની સાથે એ આસન ખાલી પડ્યું; અને શેઠ વ્રજલાલ પોપટનો શોકોદ્‌ગાર ખરેખર વાસ્તવિક જ હતો:—

> " નવલ વિવેચક વિના શૂન્ય સાક્ષરતા ભાસે,
> ભાષાની માધુર્યતા કસીને કોણ તપાસે ?
> ટીકાકારની ગાદી પડી ખાલી ગુજરાતે,
> કોણ હીરા પારખે ઝવેરી જાતાં આજે ! "

---

ગ્રન્થાવલીમાં દાખલ નથી થઇ, તેમ, ઉલટે પક્ષે,—બે ગ્રન્થાવલીમાં બે લેખ નારાયણ હેમચન્દ્રના હોવા છતાં નવલરામના કરીને દાખલ થઇ ગયા જણાય છે.—(૧) 'વિદ્યારણ્ય'—ન. ગ્ર. ભા. ૧ પૃ. ૪૬૦ ( અનુક્રમણિકામાં રહી ગયો છે ); અને (૨) એક પ્રાચીન વિદ્યાક્ષયનો અપૂર્વ મહિમા "—ન. ગ્રં. ભા. ૪, પૃ. ૧૩૩.

કેટલાંક વર્ષ પછી 'મકરન્દે' સાહિત્યવિવેચનના પ્રદેશમાં દેખા દીધી અને પોતાનાં સમર્થ સૂક્ષ્મ અને રસિક વિવેચનોથી એ ખાલી પડેલી 'ગાદી' લેવાનો પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યો એથી ગુર્જર સાહિત્યના ભક્તોને સંતોષ જ માનવાનું કારણ છે.

પરંતુ નવલરામની પૂર્વે કોઈ વિવેચક હતો જ નહિં, અને હેમણે વિવેચક તરીકે કરેલી પ્રવૃત્તિનાં પરિણામ દૂરગામી અને વ્યાપક થયાંછે તેથી ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં હેમનું પદ અદ્વિતીય ગણવાને સર્વ એક મતે હા કહેશે એમ માનુંછું.

એ પ્રવૃત્તિનું પરિણામ ખાસ કરીને કાઠિયાવાડના સાહિત્ય ઉપર સ્પષ્ટ રૂપે દેખાઈ આવે એમ થયેલું જણાયછે. નવલરામભાઈ રાજકોટ ગયા તે પ્હેલાંની કાઠિયાવાડની સાહિત્ય બાબતમાં સ્થિતિ એ ગુજરી ગયા તે પછીની સ્થિતિ સાથે સરખાવતાં એ રૂપાન્તરનું ભાન સબળ રીતે થઈ આવેછે. એ રૂપાન્તરમાં નવલરામભાઈની વિવેચક તરીકે પ્રવૃત્તિ ખાસ રીતે કારણભૂત હતી. હેમની ઉદાર, સમભાવવાળી, પણ દૃઢ લેખનીના સ્પર્શવડે હેમણે કાઠિયાવાડને સાહિત્ય સંબન્ધેની ઘોર નિદ્રામાંથી જગાડ્યું, અને સાહિત્યનું જીવન એ લેખનીમાંથી ઝરતી સરસ્વતીના પ્રવાહવડે પ્રેર્યું.

હેમણે કરેલી સાહિત્યસેવાનો ખ્યાલ હાલના જમાનાને એકદમ આવવો કઠણ છે. આપણે હેમને ભૂલી ગયા છિયે તે કેટલું અન્યાયભરેલું છે ! આપણા એ વિસ્મરણનો ખુલાસો કાંઇક જડે એમ છે; હેમના મરણની વખતે જ સાહિત્યમાં નવો યુગ શરૂ થવા માંડ્યો હતો, તે યુગનો વિકાસ આ પચીશીમાં કાંઈક જોસભેર થયોછે, અને એ નવીન યુગના વિચારો, સાહિત્યસ્વરૂપો, ભાવનાઓ સર્વેનું આવરણ આપણી આસપાસ હેવું નિબિડ થઈ ગયુંછે કે આપણા પૂર્વજોને—સાહિત્યસેવા કરનારા પૂર્વજોને—એ પૂર્વજોમાંના એક સમર્થ અગ્ર કર્મકારને, પૂર્વ યુગના અધિષ્ઠાતાને, આપણે દેખી સકતા જ નથી. પરંતુ મ્હારા આ પ્રયાસથી એ આવરણનો ભંગ થઈને ભૂતકાળમાં પ્રકાશ પડી એ અપૂર્વ સાહિત્ય-સેવકની આકર્ષક, ગુજરાતી સાહિત્યમન્દિરના સ્તમ્ભરૂપે રહેલી, મૂર્તિનું દર્શન થઈ તે તરફ આદર અને પ્રેમની ઊર્મિ ઉત્પન્ન થશે તો હું મ્હારો શ્રમ સફળ થયો ગણીશ. મ્હારા મનથી તો નવલરામની યોગ્યતા ઘણા ઊંચા પ્રકારની હતી એમ છે; અને તેથી કરીને ગોવર્ધનભાઇયે "આપણાં પ્રમાણમાં નવલરામ પણ ઠીક હતા" એમ કહી "ધારદીવસ" કહી અલ્પ સંતોષ માનવાની માગણી ગુર્જર પ્રજાને કરીછે * તે અન્યાય જ લાગેછે. પરંતુ "નવલરામનું કર્યું બીજા કોણે કર્યુંછે !" એમ કહીને ગોવર્ધનભાઈ એ વચનનો ઘણે ભાગે બદલો વાળેછે. ખરે ! વિચાર કરવા બેસીશું તો નવલરામની પ્રવૃત્તિ વિશાળ,

---

* નવલગ્રન્થાવલી,—જીવનકથા, પૃ. ૮૧.

નવલરામ "વેદાન્ત ભણ્યા ન્હોતા, પણ હેમના ગજા પ્રમાણે—બુદ્ધિ પ્રમાણે—તે વેદાન્ત સમજતા હતા"—ઇત્યાદી વચનમાં પણ નવલરામભાઈના ગજાની અને બુદ્ધિની બહુ હલકી કીમત ગોવર્ધનભાઈ આંકેછે, તે પણ અન્યાય જ છે.
( જીવનકથા પૃ. ૮૧. ૮૨ જુવો. )

દૂરગામી, અને ઊંડાણુંમાં પેસનારી જણાયછે. હેમણે સાહિત્યના અનેક અને વિવિધ પ્રદેશમાં સમર્થ વિહાર કર્યાછે; કેળવણી માત્ર મેટ્રિકના વર્ગ જેટલી છતાં આપબળે સમર્થ વિદ્વાન્ જેટલી યોગ્યતા સંપાદન કરી હતી; સાહિત્યના પ્રદેશમાં અશ્રાન્ત વિચરી સાહિત્યની અનુપમ સેવા અને સંસારસુધારાના ક્ષેત્રમાં પોતાની સાક્ષરપ્રવૃત્તિના સાધનવડે ઉત્સાહભેર દેશસેવા કરીછે; અચળ ધાર્મિક ભાવ, મરણ પથારી પર્યન્ત સચવાએલો ભાવ, હેમની કવિતામાં સ્થળે સ્થળે ઝળકી ઊઠેછે; "ગુજરાત શાળાપત્ર"ને ગુજરાતમાં ઊંડી અસર કરનારું સમર્થ સાધન હેમણે જ બનાવ્યું હતું; હેમને ભૂલવા એ એક પ્રકારનો સાહિત્યદ્રોહ જ ગણાય.*

નવલરામ કાંઈ સામાન્ય સાહિત્યચર્ચા કરનારા પંડિત હતા એમ ન્હોતું. હેમની દૃષ્ટિ દૂર ભવિષ્યમાં પ્હોચનારી હતી. હાલ જે જે મહત્ત્વના પ્રશ્નોનું મથન આપણે કરિયે છિયે તે સર્વના આદ્યદ્રષ્ટા અને સમર્થ ચર્ચક એ હતા તે આપણે આ લેખમાં જોયુંછે;— 'પદ્યરચનાના પ્રકાર'નો નવીન પ્રકાશ કેશવલાલભાઈયે પાડયોછે તે પ્રકાશનાં દૂરતમ મૂળ હેમના 'દેશી પિંગળ'ના લેખમાં આપણે દીઠાં; 'સંગીત અને કવિતા' વિશેની મ્હારી ચર્ચામાં દર્શાવેલા તત્ત્વનું સ્વરૂપ બીજરૂપે હેમના એ જ લેખમાં રહેલું બતાવ્યું; "જોડણી" નો પ્રશ્ન હજી ડ્હોળાયા જાયછે ત્હેની મૂળચર્ચા—બુદ્ધિયુક્ત ચર્ચા—હેમણે જ આરમ્ભી હતી; સંસ્કૃતમય ગુજરાતીના ગુણદોષની પરીક્ષા હેમણે જ શરૂ કરી હતી; ગુજરાતી ભાષાને યુનિવર્સિટીમાં સ્થાન આપવાનું આરમ્ભનું સૂચન હેમણે જ સબળ ચર્ચામાં અભિનન્દ્યું; નવીન શબ્દયોજનામાં પણ હેમણે પ્રથમ પ્રયાસ કર્યો.×

આમ અનેકાનેક પ્રકારે આદ્યદ્રષ્ટા તરીકે હેમનો અધિકાર સ્થાપિત થાય એમ છે. હેવા અનેકમાર્ગી સેવા કરનારા ગુર્જરી માતાના ભક્તને, વાચક બન્ધુ ! હવે વીસરીશ નહિં. સરસ્વતીના મન્દિરમાં જ્ઞાનની દીપિકા જીવનપર્યન્ત ભક્તિપુરઃસર ધરી, અન્તે પરમ ધામમાં પ્રયાણ કરતે એ દીપિકા બીજા પૂજકોએ ઉપાડી લેવા માટે મૂકી દીધી. બીજા

---

*નવલરામભાઈની સારી છબિ ચીતરાવીને પ્રસિદ્ધ સ્થળમાં મુકવી તેમ જ અન્ય રીતે હેમનું સ્મારક ઊભું કરવું એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થાનું મહત્ત્વનું કર્તવ્ય છે તે તરફ એ મંડળનું લક્ષ ખેંચવું એ ધૃષ્ટતા તો નહિં જ ગણાય.

× એ પ્રયાસમાં સર્વાંશે નવલરામ સફળ થયા એમ દાવો કરવો તે તો અજુગતું ગણાય. પરંતુ જેમ કેટલાક શબ્દોમાં એ વિજયી નીવડ્યાછે, તેમ કેટલાકમાં આધસફળ થયાછે, તો કેટલાકમાં નિષ્ફળ પણ થયાછે. અને કેટલાકમાં ક્રમે ક્રમે સુધારા પણ કરેલાછે. ઉદાહરણો બેચાર આપવાં ઠીક છે:—

(૧) Elegance ના અર્થમાં 'પ્રૌઢિ' શબ્દ ઈ. સ. ૧૮૭૮ માં વાપર્યોછે.

( ન. ગ્રં. ભા. ૨ પૃ. ૧૦૮ ).

પરંતુ "પ્રૌઢિ"થી એ અર્થ સૂચવાતો નથી; ભવ્યતા એ અર્થ "પ્રૌઢિ" નો તો સંભવે.

પૂજકો એ ઉપાડી લેનારા મળ્યા અને મળશે; પરંતુ હેમણે કરેલી સેવા અદ્વિતીય રહેશે. હેનું ભૌતિક શરીર નાશ પામ્યુંછે; પણ પોતાનો ધર્મ બજાવી પોતાનું યશઃશરીર હેમણે કાયમ જ રાખ્યુંછે. અને હેને બીજું જોઈતું પણ શું હતું? ધર્મ એ જ હેનું લક્ષ્ય હતું, અને એ જ શાશ્વત અવિચલ વસ્તુ હેણે ગણી હતી. તો આપણે પણ હેના એ ઉદાર ઉદ્‌ગારથી સમાપ્તિ કરીશું કે—

"વિના ધર્મે નનલ, આ સ્થાન ચલિત સહુ છે જ રે" *

વાંદરા, એપ્રિલ ૧૯૧૧ — નરસિંહરાવ ભોળાનાથ.

---

એ શબ્દ છોડી દઈને હેમણે 'નાગરત્ન' એ યોગ્ય શબ્દ ઈ. સ. ૧૮૮૨-માં "સુબોધચિંતામણિ"ના વિવેચનમાં યોજ્યોછે.

( ન ગ્રં. ભા. ૨ પૃ. ૨૨૫ ).

(૨) Bird's eye view ને માટે 'ખેચરદૃષ્ટિ' એ બહુ જ ઉચિત શબ્દ "સુબોધચિંતામણિ" ના વિવેચનમાં યોજ્યોછે.

( ન. ગ્રં. ભા. ૨ પૃ. ૨૨૫ ).

(૩) Subjective અને Objective કવિતા માટે હેમણે ક્રમશઃ ત્રણ શબ્દયુગ્મ યોજ્યાંછે :—

આત્મદર્શી=Subjective; છબ્બદર્શી=Objective ( ઈ. સ. ૧૮૭૮ માં; ન. ગ્રં. ભા. ૨ પૃ. ૧૧૫ ).

સ્વાનુભવી અથવા અંતઃસ્થિત=Subjective અને સર્વાનુભવી અથવા બાહ્યસ્થિત=Objective ( 'કાન્તા' નાટકના વિવેચનમાં ઈ. સ. ૧૮૮૧ માં ન. ગ્રં. ભા. ૨ પૃ. ૧૮૮ ).

અને છેવટે

સ્વાનુભવરસિક=Subjective અને સર્વાનુભવરસિક=Objective.

( ઈ. સ. ૧૮૮૭ માં નર્મદજીવનમાં. ન. ગ્રં. ભા. ૨ પૃ. ૩૩૧ ).

અંગ્રેજી શબ્દને જ ગુજરાતીમાં ઉતારવાની રીતને "તર્જુમિયા" શબ્દ એવું સચોટ રમૂજવાળું નામ નવલરામભાઈએ આપેલુંછે:—( "એક ચિત્રદર્શન" ની ટીકા ન. ગ્રં. ભા. ૨ પૃ. ૨૫૦ ), છતાં એક સ્થળે કાંઈક હેવી જ શબ્દયોજના હેમણે કરીછે:—

(૪) "લડાઈનું મોજું તિરસ્કારથી ફેંકેલું." ( ન. ગ્રં. ભા. ૨, પૃ. ૧૩૯ ).

Gauntlet ફેંકી challenge કરવાની પદ્ધતિ આપણામાં હતી? પાશ્ચાત્ય જ છે.

એક સ્થળે તો માત્ર લેખનીના વેગે ભૂગોળસંબન્ધી અવાસ્તવિકતાનો જ દોષ ઉત્પન્ન કરાવ્યોછે:—

(૫) "કન્યાકુમારીથી સેતુબન્ધ રામેશ્વર" ( ન. ગ્રં. ભા. ૨ પૃ. ૨૬૭ ).

---

* 'નવલરામ' વિશેનો આ લેખ છૂટો પુસ્તકાકારમાં છપાયોછે. હેની પ્રતો 'વસન્ત' ઑફિસમાંથી આના એની કીમતે મળી શકશે. પ્રાથમિક શાળાના શિક્ષકો કનેથી અડધી કીમત લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

# ચંદા.

'ચંદા' શબ્દની જાતિ વિશેની ચર્ચામાં રા. મગનભાઈ ચતુરભાઈ પટેલના એક કાવ્યમાં થયેલા પ્રયોગ વિશે મ્હેં ઉલ્લેખ કર્યો હતો અને રા. તનસુખરામે હેમની રીત્ય પ્રમાણે હેનું "ખંડન' કર્યું હતું.§ એ 'ખંડન'ની ગુણપરીક્ષા કરવા માટે રા. પટેલકૃત "કુસુમાઞ્જલિ" પેદા કરવાને પ્રયાસ મ્હેં ચાલુ રાખેલો હમણાં જ સફળ થયો. હેમાંનું કાવ્ય 'ચંદા' એ મથાળાનું જોયું, નિઃસંશય એ કાવ્યમાં જે જે સ્થળે 'ચંદા' શબ્દ છે ત્હાં ત્હાં સંબોધન એક વચન જ છે, અને તે પુલ્લિંગમાં છે. પરંતુ તે પ્રથમામાં 'ચંદો' એમ હોય હેનું સંબોધન સંભવે એ મ્હારી કલ્પનાના 'ખંડન' માં રા. તનસુખરામે બતાવ્યું કે કાવ્યનું મથાળું પણ 'ચંદા' એમ આકારાન્ત જ છે, અને તે "કોઇ જાતિની કલ્પનાઓને અવકાશ જ આપતું નથી." એમ એઓ ઠરાવેછે. પરંતુ ત્રણ જાતિમાંથી એક પણ જાતિનો શબ્દ નહિં હેવું નામ ભાષામાં કે વ્યાકરણમાં આજ સુધી જોવામાં આવ્યું નથી. તેથી રા. તનસુખરામનું આ છેલ્લું વાક્ય તો અગમ્ય અર્થવાળું અથવા તો અર્થહીન જ બનેછે.

રા. પટેલે મથાળામાં 'ચંદા' નામ આપ્યુંછે તે ઉપરથી એ શબ્દની જાતિનો નિશ્ચય કરવો કઠણ જ છે. કાવ્યમાં સંબોધનરૂપ નરજાતિ ઉપરથી તો 'ચંદો' એમ પ્રાતિપદિક અને પ્રથમા એકવચન સંભવે—જો કે તે રૂપ જરાક હસવા જેવું તો છે જ. પરંતુ 'ચંદા' એમ આકારાન્ત પ્રાતિપદિક અથવા પ્રથમા એકવચનનું રૂપ નરજાતિમાં તો ગુજરાતી ભાષામાં સંભવતું જ નથી. 'રાજા' 'પ્રતિમા' ઇત્યાદિ જેવા તત્સમ આકારાન્ત નરજાતિના શબ્દો આ 'ચંદા'ની મદદમાં નહિં આવી સકે; કેમકે 'ચંદા' તદ્ભવ જ છે, અને હેનો અન્ત્ય આ 'રાજા' ઇત્યાદિના અન્ત્ય આકારથી સ્વરૂપે ભિન્ન છે. તેમ જ, વા, મા, પરધા, ધાણા, ઇત્યાદિ જેવા તદ્ભવ શબ્દોનો અન્ત્ય આ વાતઃ—વાઓ—વા, એ રીત્યે છેવટનો 'ઓ' લુપ્ત થઇને પ્રાપ્ત થયો હોવાથી તે વર્ગના શબ્દોથી પણ 'ચંદા' ભિન્ન પડેછે.

આ કારણોથી 'ચંદા' એમ પ્રાતિપદિક નરજાતિમાં લેવું એ તો ગુજરાતી ભાષાને અનુકૂળ નથી જ. રા. પટેલે એ શબ્દ મથાળામાં સ્વીકાર્યો, પણ "આધુનિક અતિ કવિયો"ની તરફની હેમની તીવ્ર અરુચિને લીધે એ લોકોએ નારી જાતિમાં 'ચંદા'નો પ્રયોગ કરેલો તજી પોતાના કાવ્યમાં નરજાતિ સંબોધન જ વાપર્યે ગયા; અને હેનું પરિણામ આમ સ્થૂલ ઉપજાવનારી વિરોધમય સ્થિતિમાં આવ્યું; એમ કાંઇક તર્ક થઈ સકે છે. બીજી કલ્પના જડતી નથી.

વાંદરા,
તા. ૯-૭-૧૧.

નરસિંહરાવ ભોળાનાથ.

---

§ બુદ્ધિપ્રકાશ મે ૧૯૧૦ પૃ. ૧૪૫, તથા સેપ્ટેમ્બર ૧૯૧૦ પૃ. ૨૭૪.

# અખો.

( અનુસંધાન પૃષ્ટ ૮૦ થી. )

આ પ્રકારનું અદ્વૈતજ્ઞાન થવા માટે અજ્ઞાનની નિવૃત્તિ થવાની જરૂર છે. તે જ્ઞાન-થીજ થાય છે, કર્મની એમાં પાસ જરૂર નથી.

જ્ઞાન થવા માટે નીચેનાં સાધન અખો બતાવે છેઃ—

૧ સત્યાસત્ય વિવેક બુદ્ધિ.

૨ વૈરાગ, નિર્વેદ અને આરત્ય. (આર્તિ-પરમાત્મપદ માટે તીવ્ર ઇચ્છા.)

અખો આને વિષે લખે છેઃ—

" નિર્વેદ ઉપન્યો નર વિષે, તે જીવપણે જીવે નહિ
" તે મરી જીવે મનવડે, જેમ કીટ ભ્રમર હોયે સહી

*　　*　　*　　*　　*

" વિરહ વૈરાગ જેહને ભખે, તે નર હરિ થાયે સરે."

૩ આવી રીતે ખરો વૈરાગ ઉત્પન્ન થવાથી મનુષ્ય અખો કહે છે તેમ.

......................રૂંરૂં માંહિ હરિ હરિ જપેછ
સદ્ગુર ચરણે આપોપું અરપેછ,......................

આવી રીતે દૃઢ વૈરાગ અને તીવ્ર આર્તિ થવાથી, બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ લેવાને અધિકારી થયેલો પુરૂષ સદ્ગુરુનું શરણ લે છેઃ ગુરુનાં વચનો શ્રદ્ધાપૂર્વક માને છે; અને "સર્વં ખલ્વિદં બ્રહ્મ" આદિ મહાવાક્યોનો ગુરુમુખે શ્રદ્ધાપૂર્વક ઉપદેશ ગ્રહણ કરવાથી તેને જ્ઞાન થાય છે. અખો સદ્ગુરુનું શરણ લેવા માટે આગ્રહપૂર્વક લખે છે. અક્ષયગીતામાં *તેમજ બીજે સ્થળે સદ્ગુરુની પ્રશંસા કરી, જ્ઞાન માટે સદ્ગુરુની આવશ્યકતા જણાવી છે;* તેની સાથે સદ્ગુરુ અને ઢોંગી ગુરુનાં લક્ષણ વિસ્તારથી આપી, ગુરુ કરવામાં વિવેકબુદ્ધિ વાપરી ભૂલ ન કરવા તેણે ઉપદેશ આપ્યો છે.

સદ્ગુરુ શરણની આવશ્યકતા વિષે અખો લખે છેઃ—

" ભાઈ આદરવિણ, આવે નહીં, સ્વે આત્માનું જ્ઞાન;
" સંતને સેવી કામ સાધો, સુખે પામો નિજ ધામ.
" સતસંગ કીધા વિના, જેહવો વનનો હોય પશુ;
" ઉપજે ખપે તે વનનો વનમાં, તેહને વસ્તીનું નહિ સુખ કશું.
" સંતસંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર;
" સંત કૃપા દૃષ્ટિ કરે, તો નવપલ્લવ થાય ગાત્ર.

ગુરૂ ઉપદેશની આવશ્યકતા શા માટે છે તે જણાવતાં અખો કહે છે કેઃ—

શબ્દરૂપી વંટોળ છે વાસુના, તેમાં પડ્યા થકા જીવ ભરમે
રાજસ તામસ તણી રજ પડે આંખમાં, સદ્દગુરૂ બોલ તે વિરમે.

પરંતુ દંભી ગુરૂથી છેતરાઇ તેને ગુરૂ કરવો નહિ, કારણ કે તે અવળો ઉપદેશ આપે છે; તેનું લક્ષ વિત્ત હરણ કરવા ઉપર હોય છે. તેને પોતાનેજ બ્રહ્મજ્ઞાન નથી તો તે બીજાને શું ઉપદેશ કરી શકે ?

" તે માટે જ્ઞાની ગુરૂ કરો, હરિ દેખાડે સબરો ભર્યો;
" ગુરૂજ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ.

૪ આ જ્ઞાન મનન અને નિદિધ્યસનથી અનુભવ સિદ્ધ થાય છે, અને વૈરાગ તથા જ્ઞાનયુક્ત ભક્તિથી તે દૃઢ થાય છે.

જ્ઞાન વૈરાગ અને ભક્તિનો શો સંબંધ છે, અને ભક્તિનું ખરૂં સ્વરૂપ શું છે, તે વિષે અખો સ્પષ્ટ રીતે જણાવે છે કેઃ—

" હરિ જાણે થકે ભક્તિ થાયે, તેજ ભક્તિ જાણો ખરી;
" અજાણે જે આચરે, તેહ દ્રોહી થાએ પાછો ફરી.
" સદ્દગુરૂનાં વચન સુણીને, ભક્તિ જેહને ઉપજે;
" અચિરકાલે તે પામે આત્મા, સદ્દગુરૂ વચનને જે ભજે.
" શાહ ભક્તિ જેહવી પંખણી, તેહને જ્ઞાન વૈરાગ બે પાંખ છે;
" ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદ્દગુરૂ રૂપી આંખ છે.
" દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનાં કરણમાત્ર.

( જુઓ અખેગીતા કડવું ૧૦. )

જે મનુષ્ય કોઇની ઉપેક્ષા કરતો નથી, વેદ ઉપનિષદ્દગીતા ભાગવતાદિ જેને ગાય છે તે પરમાત્મા ત્રણ ભુવનમાં પૂર્ણ રીતે વ્યાપી અને વિલસી રહ્યો છે, તે હમેશાં અવિકૃત છે ભેદ રહિત છે, અને ભ્રાંતિથીજ ભેદ જણાય છે, એવું જાણીને જેની હૃદયવૃત્તિ તદાકાર થાય છે અને અહર્નિશ મ્હારો સ્વામી સર્વ વિષે નિરંતર રહ્યો છે એમ ચિન્તન કરે છે, તેનીજ ખરી ભક્તિ છે. આ પ્રકારની ભક્તિ તે ખરી પ્રેમ લક્ષણાભક્તિ છે. આવો ભક્ત અલૌકિક આનંદ અનુભવે છે, અને

" હરિ કહે સાંભળે હરિ, હરિને તે સોંપે મન;
" નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર.
" જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નરનાર;
" ગદ્દ ગદ્દ કંઠ ગાતે થકે, રોમાંચિત હોય ગાત્ર.
" હર્ષ આંસુ હેત હૃદયે, પ્રેમ કેરૂં તે પાત્ર;
" ખાતો પીતો બોલતો દેખતો તે સઘળે રામ.

" વેધ્યું મન રહે તેહનું, શીથલ સંસારી કામ;
" નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાએ હેત.
" આંખ માંહે અમૃત ભરિયું, હરિ ભક્તિ કેરું ક્ષેત્ર;
" જેમ જાર લુબધી યુવતી, તેનું મન રહે પ્રિતમ પાસ.
અહર્નિશ રહે આલોચતી, જાહ્ એહવું મન હરિદાસ.

આ પ્રમાણે પ્રેમલક્ષણા પરાભક્તિ કરતાં ભક્ત જે દશા અનુભવે છે; તે દશા જ્ઞાનીને અપરોક્ષ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. વેદાંતના અપરોક્ષ જ્ઞાનમાં અને ભક્તિ માર્ગવાળાની પ્રેમલક્ષણા ભક્તિમાં ભેદ નથી. આવી પ્રેમલક્ષણા ભક્તિ નરસિંહ મહેતામાં હતી. નરસિંહ મહેતાને-અધ્યાત્મજ્ઞાન થયું હતું. આ જ્ઞાન નિર્ગુણ બ્રહ્મનુંજ હતું; છતાં તેને દઢ કરવા માટે તે પ્રેમ લક્ષણા ભક્તિમાં લીન રહેતા હતા. નરસિંહ મહેતા સગુણ બ્રહ્મની સાધના કરતા હતા, પણ તે ભક્તિ એવા પ્રકારની હતી કે તેથી તેમને નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો. ઉપર અખાના શબ્દમાં જણાવી ગયા તેવો રાસ નરસિંહ મહેતા પિંડમાં જોતા હતા. નરસિંહ મહેતાની સગુણભક્તિ નિર્ગુણ બ્રહ્મનો સદૈવ અનુભવ કરવા, બ્રહ્માભિમુખ વૃત્તિ રાખવા ઉપકારક હતી, સાધનભૂત હતી. અખાને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થયું હતું, બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો, પણ તે સગુણ ભક્તિયોગથી થયો નહોતો અખાએ સગુણભક્તિ વિષે પણ લખેલું છે.

ખરી ભક્તિનું સ્વરૂપ બતાવી, અખો સગુણ ભક્તિ વિષે પોતાના વિચાર જણાવતાં લખે છે કે દેહાધ્યાસ ટાળવા માટે અને સકામ કર્મથી નિવૃત્ત થઈ નિષ્કામ કર્મ કરવા માટે કેટલાક શાસ્ત્રકારોએ અને આચાર્યોએ નવધા ભક્તિ દાખલ કરી છે. એ નવધા ભક્તિનો મૂળ ઉદ્દેશ તો એ છે કે ભક્તિરસમાં લીન થવાથી, કર્મરસ વિસરી જવાય અને હૃદય શુદ્ધ થઈ, મન ઈશ્વરાભિમુખ થાય, તેની ઈશ્વરમાં રતિ થાય; જેથી છેવટે બ્રહ્મ તરફ સુરતી પહોંચે. આ ભક્તિનું સ્વરૂપ ઘણું મોહક છે; તેથી ઘણા લોકો તે તરફ આકર્ષાય છે અને તેનું આવલંબન કરે છે. પણ આવા દરેક પુરુષની સગુણ ભક્તિ, નરસિંહ મહેતાની સગુણ ભક્તિ જેવી હોતી નથી. કારણ કે સગુણ ભક્તિમાં સાકારને ગાવાથી ઘણી વખત જ્ઞાન દષ્ટિ સંકુચિત થાય છે, અને સગુણથી આગળ નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી, નિર્ગુણ બ્રહ્મ સાક્ષાત્કાર કરવાનો છે, એ મૂળ ઉદ્દેશ. સગુણ ભક્તિનું મૂળ રહસ્ય વીસરી જવાય છે. આ આશયથી અખો સગુણ ભક્તિ વિષે લખે છે—

" પુરણ બ્રહ્મ પ્રાછવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવ સાજ "

× × ×

" ભક્તિ દેખાડી એટલા માટ, કર્મ ગહનમાં પાડી વાટ
" જાણ્યું સુધે મારગ જશે, સર્વાતમ હરિને જાણશે

કારણ કે અખો જણાવે છે કે—

" સર્વા વાસ જાણ્યા વિણુ રામ, અખા થયું નથી કેનું કામ.

અખાના વિચાર પ્રમાણે સગુણ ભક્તિમાં પ્રયત્ન બહુ કરવો પડે છે, વળી તે આડંબર સાધન છે; અને મોહક હોવાથી નવા નવા મનોરથ ઉત્પન્ન કરી ભક્તને અવળે માર્ગે દોરી જવાનો તેમાં સંભવ રહે છે. માટે અખો આત્મતત્ત્વ વિચારને જ બ્રહ્મ સાક્ષાત્કાર થવાનું એકજ ઉત્તમ સાધન ગણે છે. સગુણ ભક્તિ બાબત અખો લખે છે કેઃ—

સગુણ ભક્તિ મોતી ઘુઘરી, મનમોહન દીસે છે ખરી,
અંતર તાપ ક્ષુધા નવ સમે, સામા મનોરથ પેરે દમે.

* * *

મુક્તિ ભક્તિ બે વાંછે ભ્રમ, પંથ એહથી અળગો આતમ ધર્મ

આ પ્રમાણે સગુણ ભક્તિ ઉપર અખાનો કટાક્ષ છે; પણ કેવળ ભક્તિ ઉપર તો તેણે સખ્ત આક્ષેપ કર્યો છે. જુદા જુદા પંથો અને ઉપપંથોમાં ચાલતી મૂર્તિ પૂજા અને ભક્તિ માટે એને બિલકુલ ક્ષમા નથી કારણ કે તે અજ્ઞાનતુંજ પરિણામ છે એમ એનું માનવું છે. માટે અખો આવા અજ્ઞાની લોકોને જાગૃત કરવા પોકાર કરીને કહે છે કેઃ—

" પેલે ઓળખ્ય હરિ પછે ભજે, કાં વેરે જોયા વિના વજે
" ચૈતન્ય બ્રહ્મ કહે વેદ વાણ્ય, તું તો માને પીતળ પાન
" આતમની અવગણના કરે, અખા ભક્તિ કેમ પડશે વરે.

આ સર્વ ઉપરથી જણાય છે કે અખાના વિચાર પ્રમાણે જ્ઞાન વૈરાગ્ય સહિત ભક્તિ કરવાથી સંસારની નિવૃત્તિ થાય છે અને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે, સર્વ બ્રહ્મમય ભાસે છેઃ-

" હૃદય ગુહામાં રામ પ્રગટયો, તેણે પાલટો મનનો થયો,
" આપાને હામે બ્રહ્મ ભાસે, સંસારનો સંભવ ગયો.

આ સ્થિતિમાં જીવત્વનું અભિમાન સંપૂર્ણ રીતે જતું રહે છે, દ્વૈતનો નાશ થાય છે. હું અને તું નો તેમાં—બ્રહ્મમાં લય થાય છે; અને પુરૂષ જીવન્મુક્ત થાય છે. જીવન્મુક્ત પુરૂષ સદા આપ્તકામવત્ રહે છે; તે દેહમાં રહી દેહનાં કર્મ કરે છે, પણ કર્મ તેને બંધનકારક થતાં નથી. જીવન્મુક્ત પુરૂષને દેહની સંગતિ

" છે છેને નથી સરખી, જેમ દૃષ્ટાન્ત ફણુંગ. "

જીવનો શિવમાં સમાસ થવાથી જ્ઞાની પુરૂષ અણછતો થઇને રહે છે; એની ભૌતિક ભાવનાનો નાશ થાય છે અને સર્વ ચિન્મય ભાસે છે; વસ્તુ માત્રનો બ્રહ્મતત્ત્વમાં સમાસ થયેલો તે જુવે છે. એનામાં પારકું પોતાનું એવો ભાવ રહેતો જ નથી. ષડ્ ઉર્મિઓનો નાશ થવાથી એનો આશય અગાધ અને ઉત્તમ પ્રકારનો છે. તેની સુરતી હમેશાં બ્રહ્માભિમુખ જ રહે છે. દોષ પાપ પુણ્ય એને લાગતાં નથી; કારણ કે પુણ્ય પાપ વગેરે દેહ દર્શાતે લાગે છે. આ તેમજ બીજાં જ્ઞાનીનાં લક્ષણ અખાએ અક્ષય ગીતાનાં ૧૩, ૧૪, ૧૫, ૧૬ કડવાંમાં તેમજ ચોથા પદમાં આપ્યાં છે.

## ધર્મ અને સંપ્રદાયો સંબંધી અખાના વિચાર.

અખાનું જ્ઞાની તરીકે આપણે નિરૂપણ કર્યું; અને તેની તત્ત્વદૃષ્ટિ કેટલી વિશાળ અને ઉચ્ચગામી છે તે જોયું. હવે ધર્મ અને સંપ્રદાયો સંબંધી તેના વિચાર કેવા છે અને તે તરફ તે કેવી નજરે જુએ છે તે જોઈએ. અહીં તત્ત્વજ્ઞાન અને ધર્મ ભાવનાનો પરસ્પરે શો સંબંધ છે તે જોવાની આવશ્યકતા છે. તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ દૃશ્યાદૃશ્ય વસ્તુ માત્રનું મૂળ કારણ જાણવાનો છે, અને સાધન બુદ્ધિ છે; મોક્ષ મળવો વગેરે આનુષંગિક ફળ છે. ધર્મભાવના અમુક દેવ અથવા પરમેશ્વરને અવલંબીને છે અને તેનો ઉદ્દેશ દુઃખ નિવૃત્તિ અથવા મોક્ષ છે; સાધન જુદા જુદા શાસ્ત્રોમાં આપેલા વિધિ નિષેધ પ્રમાણે કર્મ, આચરણ, જુદાજુદા પ્રકારની ભક્તિ, ઉપાસના વગેરે છે. આ ઉપરથી સહેજ માલુમ પડશે કે તત્ત્વજ્ઞાનનું સાધન બુદ્ધિ હોવાથી, તેને માટે ધર્મ ભાવના આવશ્યક નથી. પરંતુ હિંદુસ્તાનમાં તત્ત્વજ્ઞાન અને ધર્મ ભાવના એક બીજા સાથે ગાઢ સંકળાયેલાં છે. દર્શનોમાં સિદ્ધાન્ત પ્રતિપાદન કરી તત્ત્વ જાણવા માટે અમુક સાધનો બતાવ્યાં છે, અને આચરણનો પણ વિધિ કરેલો છે; પણ તે મુખ્યત્વે કરીને જ્ઞાનને અવલંબીને છે. દાખલા તરીકે યોગદર્શનમાં યોગ પ્રક્રિયાથી પરમેશ્વરને જાણવા તેમજ તન્મય થવા માટે અષ્ટાંગ યોગ, રાજયોગ વગેરે વિષે વિસ્તારથી લખવામાં આવ્યું છે. વેદાંતમાં પણ મહા વાક્યના ઉપદેશ માટે અધિકારી થવા સાધન સંપત્તિની આવશ્યકતા બતાવી છે. આવી રીતે અધિકારી થઈ જ્ઞાન મેળવી દુઃખથી નિવૃત્ત થઈ મોક્ષ મેળવવાની ધર્મ ભાવના, તત્ત્વજ્ઞાન સાથે ઓતપ્રોત છે. ધર્મશાસ્ત્રો પણ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતને અવલંબી બંધાયાં છે; પણ તેમાં વિધિનિષેધ, પાપપુણ્ય વગેરે ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો છે અને કર્મ, ઉપાસના અને ભક્તિને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. સૂક્ષ્મ ધર્મ ભાવના, તત્ત્વજ્ઞાન અને જ્ઞાન સહિત ભક્તિને અવલંબીને છે; અને સ્થૂલ ધર્મ ભાવના, કર્મ ઉપાસના અને જડ ભક્તિને અવલંબીને છે. વેદમાંના તત્ત્વજ્ઞાનને આધારે, તેમજ સ્વતંત્ર રીતે દર્શનો, ઉપદર્શનો કેવી રીતે લખાયાં, વેદની ધર્મ ભાવના ઉપરથી ધર્મશાસ્ત્રો કેવી રીતે લખાયાં, અને કેવળ તત્ત્વજ્ઞાન અથવા ધર્મ ભાવના અથવા બંનેને અવલંબીને જુદા જુદા ધર્મો સંપ્રદાયો પંથો અને ઉપપંથો કેવી રીતે હિંદુસ્તાનમાં વધ્યા તેનું ટુંકાણમાં દિગ્દર્શન કર્યું છે, એટલે ફરીથી લખવાની અહીં જરૂર નથી. અખાના વખતમાં ગુજરાતમાં અને ઉત્તર હિંદુસ્તાનમાં કયા કયા મુખ્ય હિંદુ ધર્મો, સંપ્રદાયો, પંથો અને ઉપપંથો હતા તે પણ જણાવ્યું છે. અખાએ જાતે આ ધર્મો સંપ્રદાયો વગેરેનું, સત્યાસત્ય શોધી કાઢવાની વિવેક બુદ્ધિથી, અવલોકન કર્યું હતું અને તેમાં જગતનું મૂળ કારણ જાણવાના માર્ગ કેટલાકમાં દીઠા જ નહિ, કેટલાકમાં એ માર્ગ તેને વિસવાળા લાગ્યા; આ ઉપરથી છેવટે તેણે ધર્મ સંપ્રદાયોનો ત્યાગ કરી વેદાંત માર્ગ ગ્રહણ કર્યો; અને તેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી અને બ્રહ્માનુભવ કર્યા પછી તેનો ઉપદેશ કર્યો., વળી જુદા જુદા સંપ્રદાયો અને પંથોનું અવલોકન કરતાં તે તે સંપ્રદાયો અને પંથોમાં તેણે પરંપરાથી ચાલતી આવેલી મોટી ભૂલો અને દોષો જોયા હતા અને તેમના અનુયાયીઓમાં અજ્ઞાનનો ભાગ વધતો જતો જોયેલો હતો, આ અવલોકન અને અનુભવ સિદ્ધ જ્ઞાનનો ઉપયોગ કરી બીજા લોકોનું અજ્ઞાન દૂર કરવાને અને તેમને સત્યને માર્ગે વાળવાને તે તે સંપ્રદાયો અને પંથોની ભૂલો અને દોષો

લોકો આગળ ઉઘાડા કરી અને હાસ્ય પાત્ર બનાવી, અખાએ ઉપદેશ કર્યો છે. હવે જ્ઞાનીની દૃષ્ટિએ કર્મ ધર્મ સર્વ મિથ્યા છે, એટલે જ્ઞાનીને ધર્મ સુધારવા ઉપદેશ આપવાનું પ્રયોજન નથી એમ કેટલાક કહેશે. પણ ઉપર જણાવી ગયા છીએ તેમ, હિંદુ ધર્મોમાં જ્ઞાન અને ધર્મ ભાવના ઓતપ્રોત છે. સંપ્રદાયો અને પંથોના આચાર્યોને પ્રવર્તકો મહાન તત્ત્વવેત્તા થઇ ગયા છે; એટલે એમના ચલાવેલા સંપ્રદાયો અને પંથોના મૂળ સૂત્રો તત્ત્વજ્ઞાનને આધારે બાંધેલાં હોય છે. માટે જ્ઞાનીને ધર્મ સંપ્રદાયો વગેરેનું બારીક અવલોકન કરી, તેમાં ચાલતી ભૂલો અને દોષો સુધારવા ઉપદેશ કરવાનો અવકાશ રહે છે.

આ પ્રકારનો ઉપદેશ આપી અખાએ ધર્મ સુધારક તરીકે વાણીદ્વારા ફરજ બજાવી છે; તેનો તે દિશામાં કર્તવ્ય ભાગ ઘણો જ ઓછો છે; કારણ કે ધર્મગુરૂ અથવા પંથ પ્રવર્તક થવા અથવા તે તરીકે ગણાવા પુરતી પણ તેને લેશ પણ ઇચ્છા નહોતી, એમ તેના લખાણ ઉપરથી જણાય છે. પોતાને જ્ઞાની તરીકે પૂજ્ય ભાવથી જોતા અધિકારી પુરૂષોને, તેમજ તેના સંબંધમાં આવેલા બીજા લોકોને આત્માભિમુખ કરવા, અખાએ ધર્મની ખરી ભાવના સંબંધી ઉપદેશ કર્યો હશે; પરંતુ જાહેર રીતે ઠેકાણે ઠેકાણે જઈ આવો ઉપદેશ કર્યો હોય, અને જુદા જુદા સંપ્રદાય અને પંથોના અનુયાયીઓની અપ્રીતિ તેમજ વૈર ભાવ પોતાને માથે વોહોર્યો હોય એમ જણાતું નથી. પરંતુ પોતાના છપ્પામાં અને બીજે સ્થળે તેણે તે વખતના સંપ્રદાયો અને પંથોના દોષો દેખાડી, તેમને હાસ્યજનક બનાવી, તેમના અનુયાયીઓનાં હૃદય વેધી નાંખે તેવાં વાક્યોથી સખ્ત પ્રહાર કર્યા છે.

( અપૂર્ણ. )

મણિલાલ શામળભાઇ દ્વિવેદી.

---

# લૉર્ડ મોર્લીના સુધારાનાં પ્રથમ ફરજંદો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૬૦ થી. )

૩.

ઓનરેબલ મી. બાસુનું બીલ ઉપરના બીલ કરતાં તદ્દન જુદાજ ઉદ્દેશનું છે અને તેમાં હાલની બંગાલની પ્રજાના વિચાર અને લાગણીનું પ્રતિબિંબ સ્પષ્ટ રીતે પ્રદર્શિત થયું છે. મુસલમાન કોમના કેટલાક અગ્રેસરો પોતાની કોમને બીજી કોમોથી કાયદા સભાઓમાં મ્યુનીસીપાલેટીઓમાં અને યુનીવર્સીટીમાં પણ અલગ રાખવા માગે છે અને સરકારી નોકરી વીગેરેમાં ખાસ હકોની હિમાયતી કરે છે. પરંતુ બંગાલીઓ હિંદુસ્તાનની સમગ્ર કોમોને એક ગણવા માગે છે અને તેમની ભિન્નતા ધીમે ધીમે દૂર કરવાના ઉપાયો લેવા યોજના કરે છે. તેઓ ડાર્વીન સાહેબના મતના અનુયાયી છે. જીંદગીના પ્રવાસમાં લાયક અને બળવાનનો વિજય થાય છે અને નિર્બલ પ્રાણી તથા પ્રજાનો નાશ થઈ તેમની જગાએ લાયક પ્રાણી તથા પ્રજાઓનું ચલણ થાય તે કુદરતનોજ નિયમ છે અને તે સૃષ્ટિક્રમમાં ફેરફાર કરવાનો પ્રયત્ન નિરર્થક છે. ગુણદોષની પરીક્ષા શિવાય મહેરબાની રાહે કોઈ જાતની પક્ષ-

પછી ઇશ્વિરના ન્યાયમાં નથી. પરંતુ ઐક્યતા, જાતબળ અને સદ્ગુણ એ જ મનુષ્ય ઉત્કર્ષનાં મુખ્ય સાધનો છે. હિંદુસ્તાનની પ્રજાઓમાં તે ગુણોની વૃદ્ધિ થાય તેવા જ હેતુથી ઓનરેબલ મી. બાસુએ હાલનું લગ્ન સંબંધી કાયદાનું બીલ ઘડેલું છે.

લગ્ન કરવાની છુટ કેટલી બ્હોળી છે તે ઉપર ભવિષ્ય પ્રજાના શારીરિક નૈતિક અને માનસિક ગુણોનો જેટલો આધાર રહેલો છે તેટલો ભાગ્યે જ બીજા ઉપર હોય એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. પરંતુ વૈદકશાસ્ત્ર અને વંશવૃદ્ધિશાસ્ત્રના ધોરણો મુજબ આ છુટ ઉપર કેટલાક અંકુશો મુકવાની જરૂર છે. તેમજ દુનીયાના જાણીતા ધર્મોમાં પણ ઘણા પ્રતિબંધો મુકવામાં આવ્યા છે. પ્રાચીન હિંદુધર્મના પુસ્તકોમાં બાર જાતના પુત્ર અને આઠ જાતનાં લગ્ન જોવામાં આવે છે, પણ તે પૈકીના ફક્ત બે જાતના પુત્ર, ઔરસ અને દત્તક, અને બે જાતનાં લગ્ન બ્રાહ્મ અને અસુર હાલમાં હૈયાત છે. વળી આગળના વખતમાં *હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા ચાર જ કોમો હતી અને તે કોમોમાં પણ* અંદર અંદર લગ્ન થતાં. તે અસલ ચાર વર્ણોના ટુકડા થઈ હાલમાં તેમાંથી હજારો કોમો અને જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ છે. તે જ્ઞાતિઓમાં અંદર અંદર લગ્ન બંધ થઈ ગયાં છે તે એટલે દરજ્જે કે એક જ્ઞાતિ એક પ્રાંત યા ગામમાં રહેતી હોય તેના શખસો પોતાની જ્ઞાતિ બીજા પ્રાંત કે ગામમાં રહેતી હોય તેની જોડે પણ લગ્નવ્યવહાર રાખવો કાયદા વિરૂદ્ધ માને છે. કોમોની વચ્ચે અંદર અંદર લગ્ન કરવાની રૂઢિ એટલી તો નાશ પામી છે કે નામદાર હાઇકોર્ટોએ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની ઉચ્ચ કોમોમાં અંદર અંદર લગ્ન કરવાં અગર તે કોમોની શાખાઓમાં પણ અંદર અંદર લગ્ન કરવાં તે હિંદુ કાયદાવિરૂદ્ધ છે, અને ફક્ત શુદ્ર જ્ઞાતિઓની શાખાઓને અંદર અંદર લગ્ન કરવાની છુટ છે એમ ઠેરવ્યું છે ( જુઓ ૨ બોમ્બે લૉ રીપોર્ટર પાનું ૧૨૮ અને ૧૧ બોમ્બે લૉ રીપોર્ટર પાનું ૮૮૨ ) જ્યારે કોમો વચ્ચે લગ્ન થવામાં પ્રતિબંધ છે તો પછી ખ્રિસ્તિ, મુસલમાન વિગેરે અન્ય ધર્મ માનનારા જોડે કાયદેસર લગ્ન હિંદુથી થઈ શકે જ નહી તેવું કહેવાની ભાગ્યેજ જરૂર છે.

ઉપર મુજબ હિંદુઓના લગ્ન કાયદાની હાલમાં સ્થિતિ છે. તે સ્થિતિમાં ફેરફાર કરી લગ્ન કરવાની છુટ વધારવાની ખાસ હાલની સ્થિતિને અનુસરી જરૂર છે એવો અભિપ્રાય ઘણા જાણીતા હિંદુ આગેવાનો ધરાવે છે અને તે અભિપ્રાય અમલમાં લાવવા ઓનરેબલ મી. બાસુએ બીડું ઝડપ્યું જણાય છે.

આ બીલનું મુખ્ય ધોરણ એ છે કે આ દેશની પ્રજા ગમે તે ધર્મ માનનારી હોય તેમને અંદર અંદર લગ્ન કરવા પૂર્ણ છુટ આપવી. મુસલમાનોમાં જ્ઞાતિભેદ નથી, તેમજ તેમના ધર્મ પ્રમાણે મુસલમાનને બીજા ધર્મની સ્ત્રી પરણવાને છુટ છે. ખ્રિસ્તિ ધર્મમાં મુસલમાન ધર્મ જેટલી છુટ નથી પરંતુ તેઓમાં જ્ઞાતિભેદ નહિ હોવાથી હિંદુઓ કરતાં તેમને ઘણી વધારે સ્વતંત્રતા છે. તેથી આ બીલની ખાસ જરૂર હિંદુઓને છે અને તેથી આ બીલ ઘડવામાં જો કે તેનો અમલ દરેક ધર્મવાળાને લાગુ પડે તેવો રાખવામાં આવ્યો છે તેમ છતાં ઓનરેબલ મી. બાસુએ જાહેર કર્યું છે કે હિંદુ સિવાય બીજા ધર્મવાળાઓને આ બીલ પસંદ ન પડે તો તેઓ તેમનું બીલ ફક્ત હિંદુઓને જ લાગુ પડે તેમ કરવા ખુશી છે. અને હિંદુકોમોમાં બ્રહ્મો, આર્યસમાજીઓ, શીખો તથા જૈનોનો પણ સમાવેશ થાય છે

તે, આ સંબંધે યાદ રાખવાની જરૂર છે. આ બીલ દાખલ થતી વખતે સરકાર પક્ષના એક આગેવાન સભાસદે જણાવ્યું છે કે હિંદુઓની બધી કોમો લગભગ એકમતે આ બીલ પસંદ કરશે તો જ તે બીલને ટેકો સરકાર આપશે.

આ બીલ સામે દલિલો ઘણી સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય તેમ છે. જ્ઞાતિભેદ તે હિંદુઓનું ધર્મબંધારણ છે તે જ્ઞાતિભેદને આડકતરાતી રીતે હાલનું બીલ ઘોકો પહોંચાડશે અને હિંદુ ધર્મમાં પણ સરકારે હાથ ઘાલ્યો ગણાય. હિંદુ લગ્ન કરાર નથી પરંતુ તે સર્વથી અગત્યની ધર્મની ક્રિયા છે અને ધર્મની ક્રિયા સંબંધી સરકાર કે મનુષ્યથી કાયદો ફેરવીજ શકાય નહી. વળી અન્ય ધર્મના ઉપાસકોને હિંદુધર્મમાં લાવવા તેવું ધોરણ હિંદુ ધર્મનું બીલકુલ છેજ નહિ. આવી રીતે ધાર્મિક ધોરણે પણી દલીલો આ બીલ સામે ઠઠી છે.

દુનિઆદારીના વ્યવહારદૃષ્ટિવાળા પણ આ બીલમાં ઘણા વાંધા વારસા વિગેરે વ્યવહારોમાં જુવે છે. દાખલા તરીકે એક હિંદુ ગૃહસ્થ એક ખ્રિસ્તિ બેરીને આ કાયદા પ્રમાણે પરણે અને પછી તે હિંદુ ગૃહસ્થ પુત્ર વિના ગુજરી જાય તો પછી તેની ખ્રિસ્તી વિધવાને તેના હિંદુ ધણીના ખિતરાઇઓનો વારસો મળે કે કેમ? અગર હિંદુ ધણી ગુજરી જાય તો તેની મીલકત તેની ખ્રિસ્તિ વિધવાને મળે તો તે હિંદુ વિધવા જેટલા જ હકથી કે વિશેષ હકથી?

જનસમાજનો સુધારો કાળે કરીને કેળવણી વિગેરે સાધનોથી થાય છે પરંતુ લગ્ન જેવા કુટુંબના સંબંધવાળા વિષયો બાબત કાયદાઓમાં ફેરફાર કરવાથી કંઈ સુધારો જનસમાજનો થઈ શકતો નથી. ઇંગ્લંડ અને સ્પેન ફ્રાન્સ અને ફીલીપાઇન્સમાં લગ્નના કાયદાઓ એક જ છે પરંતુ તે દેશના લોકોની સ્થિતિમાં આકાશ અને પૃથ્વી જેટલો તફાવત છે. રોમ અને ગ્રીસની હાલની પ્રજાઓનો લગ્નકાયદો પેરીક્લીસ અને સીઝરના વખત કરતાં બહુ ઉત્તમ છે પરંતુ તે બે પ્રજાઓની તે વખત જાહોજલાલી અને હાલની સ્થિતિમાં કેટલો બધો ફેર!

વળી કેટલાક એવી પણ દલીલ બતાવે છે કે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે હિંદુઓની કોમોને અગર તે કોમોની શાખાઓને અંદર અંદર લગ્ન કરવા હક છે જ, અને હાલનું બીલ તદ્દન બીનજરૂરી છે.

અસલ હિંદુ ધર્મશાસ્ત્ર ગમે તેવું હોય પરંતુ હાલમાં તો હિંદુકોમોને અંદર અંદર લગ્ન કરવા હક નથી તેમજ શૂદ્ર શિવાય બીજી કોમોની શાખાઓ પણ તેનો અંદર અંદર લગ્નવ્યવહાર કાયદેસર રીતે કરી શકતી નથી તેવું હાઇકોર્ટોના ફેંસલાઓથી ઠરી ચુક્યું છે તો પછી હાલનું બીલ નકામું તો છેજ નહી. તેમજ સેંકડો વર્ષો ઉપર અને ઘણી નિરાળી સ્થિતિમાં લખાયલાં હિંદુ ધર્મશાસ્ત્રનાં પુસ્તકોના પ્રમાણને વળગી રહી હમેશાં નિરંતર ચાલ્યા જવું તેવા ધોરણની હિમાયતી આધુનિક વખતમાં કરવી તે બહુ ભુલભરેલું છે. ખરો પ્રશ્ન એટલો જ છે કે હાલના બીલમાં આપણું ભવિષ્ય હિત સમાયલું છે કે કેમ? હિંદુઓની સામાજીક ઉન્નતિમાં અને સંસારિક સુખમાં વૃદ્ધિ આ બીલથી થશે અને ટેકો મળશે કે કેમ? એ બાબત દીર્ઘદૃષ્ટિએ વિચાર કરવાની ફરજ દરેક સમજુ હિંદુ ગૃહસ્થની છે. વેદ ઈશ્વરપ્રણીત માનવા એ એક હિંદુધર્મનો જાણીતો સિદ્ધાંત છે પરંતુ તેની રીતે લગ્નસંસ્થાને

ઋષિપ્રણીત માનવાને કંઈ પ્રયોજન નથી. તે સંબંધી જો કોઇને શંકા હોય તેમણે પાંડુરાજા અને તેમની પત્ની કુંતી વચ્ચેનો સંવાદ મહાભારતમાંથી વાંચવો. અર્વાચીન વખતમાં ઋષિમુનિઓએ લગ્નકાયદાઓમાં વખતોવખત ફેરફાર કરેલા છે તેમજ આધુનિક સમયને અનુસરીને અસલી ઋષિમુનિઓના અભાવે આપણી ધારાસભાઓ આપણા લગ્નના કાયદામાં કંઈ ફેરફાર કરે તો તેથી હિંદુધર્મનું ઉલ્લંઘન થાય છે એમ માનવું તે બહુ અયોગ્ય છે. ઇતિહાસની દૃષ્ટિએ જોતાં જણાય છે કે આપણા આર્યપૂર્વજોએ અંદર અંદર છુટથી લગ્ન કર્યાં છે એટલું જ નહિ પણ દ્રાવીડીઅન અને તામીલ જેવી બીજી કોમો જોડે પણ એટલો લગ્નવ્યવહાર બાંધ્યો હતો કે હાલના ઘણા વિદ્વાન્ હિંદુઓમાં આર્યલોહી કરતાં દ્રાવીડીયન જેવી ઘણી અનાર્ય કોમોનું લોહી વિશેષ છે. વળી જનસમાજશાસ્ત્રનો એક બહુ જાણીતો સિદ્ધાંત છે કે જેમ બહુ બોહોળી પસંદગી લગ્ન કરવાને પ્રજાને મળે તેમ સંતતિ વિશેષ બળવાન અને બુદ્ધિમાન્ થાય છે. આધુનિક અંગ્રેજી પ્રજા નોર્મન, કેલ્ટસ, જર્મન, ડેન્સ, સ્કેન્ડીનેવીઅન્સ અને એંગ્લોસેક્સન્સ વીગેરે ઘણી પ્રજાઓમાંથી ઉત્પન્ન થએલી છે અને તે દરેક પ્રજાના સારા ગુણો તેઓને વારસામાં મળેલા છે. યુનાઇટેડ સ્ટેટસની હાલની પ્રજા પણ બહુધા મિશ્રણથી બનેલી હોવાથી ભવિષ્યમાં તે લોકો દુનીઆનું સર્વોપરીપણું ભોગવશે એમ ઘણા વિદ્વાનોનું માનવું છે. એક ગોત્રમાં ન પરણવું તેવો પ્રતિબંધ આપણા શાસ્ત્રકારોએ મુકેલો છે તે પણ કેટલેક દરજ્જે આ સિદ્ધાંતનો દૃષ્ટાંત છે. એક કુળમાં પરણવાથી સંતતિ નિર્બળ અને બુદ્ધિહીન થાય છે તેવું વૈદકશાસ્ત્રનું ધોરણ છે અને યુરોપનાં રાજ્યકુટુંબો વિગેરે જેઓ થોડાક જ સમૂહમાંથી લગ્ન કરે છે તેના પરિણામથી ઇતિહાસના વિદ્યાર્થિઓ જાણીતા છે. ઉપરના સામાજીકશાસ્ત્રના ધોરણ અન્વયે તેમ જ હિંદુકોમોની ભિન્નતા ટાળી સમગ્ર પ્રજાનું ઐક્ય વધારવાના ઉચ્ચ ઉદ્દેશથી જોતાં હાલના બિલના ધોરણને અનુમોદન અંતઃકરણપૂર્વક આપવા દરેક કેળવાયલા હિંદુની ફરજ છે.

કેટલાક તરફથી એમ દલીલ કરવામાં આવે છે કે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની શાખાઓ અંદર અંદર લગ્ન કરે તેટલી જ છુટ વધારવાની જરૂર છે પરંતુ તે કોમો અંદર અંદર લગ્ન કરે તેવી ઉથલપાથલ કરવાનું પ્રયોજન નથી. પરંતુ આથી જાતનો તફાવત અમલમાં લાવવો મુશ્કેલ છે. હાલ ચાર જ્ઞાતિને બદલે હજારો જ્ઞાતિઓ થઈ ગઈ છે અને કઈ જ્ઞાતિ ક્ષત્રિયની શાખા છે અને કઈ જ્ઞાતિઓ વૈશ્યની શાખા છે તે નક્કી કરવું તદ્દન અશક્ય છે. દાખલા તરીકે કાયસ્થો ભાટીઆ અને મરેઠા દરેક ક્ષત્રિય કોમમાંથી ઉત્પન્ન થવાનો હક ધરાવે છે તો તેઓ એક કોમની શાખાઓ તરીકે અંદર અંદર લગ્ન કરે કે કેમ તે સવાલનો ફડચો થવો અસંભવિત છે. આવા સંજોગોને લીધે હિંદુઓની કોમને ગમે તે કોમ જોડે લગ્નનો વ્યવહાર કરવા હક આપવો તે જ ઉચિત છે.

વળી આ બીલમાં જે સરલ વિધિ લગ્ન કરવાની ક્રિયાની છે તે પણ બહુ ઉપયોગી થઈ પડે તેમ છે. હાલના લગ્નની ધાર્મિક ક્રિયાને અંગે ઘણાં વ્યાવહારિક ખર્ચો સમ્રમખતે હિંદુઓને કરવાં પડે છે. જો કોઈ હિંદુને ફક્ત તે ખરચ તથા માથાકુટ ઉગારવાનો હેતુ હોય તો એક જ જ્ઞાતિમાં અંદર અંદરનું લગ્ન હાલ જે થાય છે તે લગ્ન પણ ધાર્મિક ક્રિયા પડતી મુકી હાલના બીલની વિધિ મુજબ થઈ શકે અને તેમ થાય તો લગ્નપ્રસંગના હાલના ખર્ચો ઉગરશે થઈ એક બીજો સંસાર સુધારો આડકતરાતી રીતે આ બીલથી આપણામાં દાખલ થાય.

આ પ્રમાણે દરેક હિંદુ જ્ઞાતિ અંદર અંદર ગમે તેમ મરજી મુજબ લગ્ન કરે તે ધોરણને ટેકો આપતાં આ બીલમાં કેટલીક ગૌણ ખામીઓ છે તે બતાવવાની અત્રે જરૂર છે.

હૈયાત કાયદાને અવલંબીને કાયદામાં નવા ફેરફાર કરવાની કાયદાશાસ્ત્રીઓની માન્યતી પદ્ધતિ છે અને તે ધોરણ પ્રમાણે ઓનરેબલ મી. બાસુએ તદ્દન નવો જ કાયદો ઘડવાને બદલે સને ૧૮૭૨ ના ત્રીજા ઍક્ટમાં સુધારો કરવાનું બીલ દાખલ કર્યું છે. રાજારામ મોહનરાય અને કેશવચંદ્રસેને સ્થાપેલા બ્રહ્મોધર્મના માટે તે કાયદો હિંદુસ્તાનની સરકારે ઘડેલો હતો. તે વખતે રૈયતપક્ષના પ્રતિનિધિ ધારાસભામાં હતા નહિ, પરંતુ કેશવચંદ્ર સેનની માગણીથી સરકારે તે કાયદો ઘડેલો હતો. બ્રહ્મોનું ધોરણ તે વખતે હિંદુ કોમોથી તદ્દન અલગ રહેવાનું હોવાથી અને પોતે હિંદુ નથી તેવો સ્પષ્ટ હક તેઓ તે વખતે ધરાવતા હોવાથી આ કાયદાનું ધોરણ હિંદુઓની લાગણી કરતાં ખ્રીસ્તી ધર્મના અનુયાયીના વિચારોને અનુસરતું સ્વાભાવિક રીતે રચાયું. દરેક સખ્સ એક જ બૈરી પરણે અને બ્યાજબી કારણ હોય ત્યારે ગમે તે સ્ત્રી પુરૂષ લગ્નમાંથી છુટકારો મેળવે તે ધોરણ હિંદુ નહિ હોવા છતાં આ કાયદાની કલમ ૧૫–૧૬–૧૭ માં દાખલ કરવામાં આવ્યું છે. એક પરણેત સ્ત્રી હૈયાત હોય ત્યાં સુધી બીજી સ્ત્રી પરણાય નહિ તે ધોરણ બહુ પ્રશંસનીય છે પરંતુ તે ધોરણ હિંદુઓએ પરાપૂર્વથી સ્વીકાર્યું નથી અને તે ધોરણને હાલમાં આ કાયદામાં દાખલ કરવાથી વિશેષ વાંધાઓ ઉત્પન્ન થવાનો સંભવ છે.

વળી હાલના બીલનું ધોરણ મુખ્યત્વે એટલું જ છે કે હિંદુઓને પરણવાને હાલમાં જે જ્ઞાતિભેદના તફાવતોની મુશ્કેલીઓ છે તેનું નિવારણ થાય તો પછી તે ધોરણ જોડે એક જ પરણેત ઓરત એક વખત રાખવી તેવા તકરારી વિષય કે જે વિરુદ્ધ ઘણા વગવાળા મોટા માણસનું હિત સમાયલું છે તેને જોડવું તે યોગ્ય નથી.

હાલના બીલને સને ૧૮૭૨ ના કાયદા જોડે અનુસંધાન કરતાં સર્વેથી મોટી ભુલ તો એ થાય છે કે તે કાયદાની ૧૭ મી કલમનું ધોરણ લાગુ થાય છે. પુરૂષ સ્ત્રીને છેડા-છુટકો આપે અગર સ્ત્રી પણ તેવા જ સરખા હક્કથી તેના ધણીથી છુટી થઈ ફરીથી લગ્ન કરવા હક્કદાર થાય તે ધોરણના આધાર માટે હિંદુ ધર્મશાસ્ત્રમાં કંઇ પણ ટેકો નથી. તેમજ ઇતિહાસ તરફ નજર નાખતાં અર્વાચીન કોઇ પણ વખતે આવો રીવાજ હિંદુઓએ દાખલ કરેલો નથી. દમયન્તી, મંદોદરી વિગેરે સેંકડો સતીઓ સબંધી પુનર્લગ્નની વાતો આપણા જાણવામાં છે પરંતુ છુટા છેડા કોઈ પુરૂષ કે સ્ત્રીએ આપ્યા તેની વાત અર્વાચીન આર્યોમાં જણાતી નથી અને હાલમાં કેટલીક પછાત કોમો સિવાય હિંદુઓમાં આ રિવાજ બીલકુલ છે જ નહિ તો એવા રિવાજને આકસ્મીક રીતે દાખલ કરી દેવો તે બહુ વાંધા પડતી ઉથલપાથલ હિંદુ સમાજમાં દાખલ કરી દેવા જેવું છે. કોઈ એમ દલીલ કરે કે તે ધોરણ તો ફક્ત આ કાયદાને અનુસરીને પરણનારાઓને જ લાગુ પડશે અને તેમાં વાંધો લેવા જેવું નથી. પરંતુ આ દલીલ કરનારો આ બીલનું ગૂઢ તત્વ સમજેલો લાગે જ નહિ. એક જ જ્ઞાતિમાં સ્ત્રી-પુરૂષો આ કાયદા પ્રમાણે લગ્ન કરીને છેડાછુટકાનો હક દાખલ કરે તે બનવા જેવું છે અને તેવા કૃત્યથી ઓનરેબલ મી. બાસુનો ઉચ્ચ ઉદ્દેશ જે જુદી જુદી કોમની ભિન્નતા ટાળવાનો છે તે કોઈ રીતે ફલીભુત થાય જ નહિ. વળી વિધવાપુનર્લગ્નની

માફક ઉચ્ચ હિંદુ કોમોમાં છેડા છુટકા થવા જોઇએ તેવા સુધારકો હજુ દેશમાં પાક્યા નથી. જ્યાં સુધી છેડા છુટકાનો વિદ્યાસાગર ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી તે બાબત વિચાર કરવાનું કારણ જ ઉત્પન્ન થયેલું ગણાય જ નહિ. અને ઓનરેબલ મી. બાસુનો વિચાર છુટ છેડાની હિમાયતી કરવાનો તેમના બીલ ઉપરના ભાષણથી જણાતો નથી. સને ૧૮૭૨ નો કાયદો ખ્રીસ્તી મતના ધોરણને અનુસરીને વિશેષ રીતે ઘડવામાં આવેલો હોવાથી તેવા જુદા પ્રસંગના કાગડાને જ વળગી રહીને હાલમાં લગ્નસુધારાનો કાયદો કરવાનું તદ્દન અનુચિત છે. અને જો તદ્દન નવું જ સ્વતંત્ર બીલ ઓનરેબલ મી. બાસુએ ઘડ્યું હોત તો તેમાં વારસા વિગેરે કેટલીક ભવિષ્યની મુશ્કેલીનો નિવારણ કરવાની ગોઠવણ થાત.

જો કદાપિ સને ૧૮૭૨ ના કાયદાથી અલગ કાયદો કરવાનું બની ન શકે તો એટલું તો થવું જ જોઇએ કે સને ૧૮૭૨ ના ત્રીજા એક્ટની કલમ ૧૫-૧૬-૧૭ નો અમલ આ નવા કાયદા પ્રમાણે લગ્ન કરનારાઓને લાગુ નહિ પડે. અને આથી કરીને હાલની ધાર્મિક લગ્નની ક્રિયા કે જેની અંગે ઘણી માથાકુટ અને ખરચ સમાયલું છે તે પડતી મુકી આ કાયદાની સરળ વિધિ પ્રમાણે ચાલીને ખર્ચ ઉગારવાના એક બીજા સંસારસુધારાને ઉત્તેજનકર્તા હાલનું બીલ થઈ પડે.

પરંતુ સર્વથી મોટી મુશ્કેલી તો એ છે કે આ બીલને યોગ્ય ટેકો આપવા નામદાર સરકાર ખુશી બતાવતા નથી. બધી સમગ્ર હિંદુ કોમ કોઈ પણ બીલ ગમે તેવું સારૂં હોય તેને ટેકો આપે તે બનવું તદ્દન અશક્ય છે. લોકોની વધારે સંખ્યા, અને ખાસ કરીને આ દેશમાં, અજ્ઞાન અને ધર્મોંધ હોય તે સ્વાભાવિક છે. તેમ દરેક કોમ એકમતની થાય એવી આશા રાખવી તે વિંધ્યાચળ મહાસાગરમાં તરે તેના જેવી છે. જનસમાજના સુધારા દરેક દેશમાં અને દરેક વખતે થોડાક જ્ઞાની અને વિદ્વાનોએ જ કર્યા છે. અને જો સમગ્ર પ્રજા એકમતની થાય ત્યાં સુધી વાટ જોવામાં આવી હોત તો મનુષ્યની સ્થિતિ હાલમાં ભાગ્યે જ જંગલી અવસ્થામાંથી આગાડી પરી સુધરી હોત. યોગ્ય નવા કાયદાઓથી પ્રજાને શિક્ષણ અપાય છે એટલું જ નહિ પરંતુ જનસમાજના સુખદુઃખમાં વધારો ઘટાડો કરાય છે.

આ સત્ય નામદાર સરકાર સારી રીતે સમજે છે પરંતુ હાલના કહેવાતા અસંતોષમાં વધારો થવાની ખોટી ધાસ્તીથી કદાપી સરકાર આ બીલને ટેકો આપતાં આંચકો ખાતા હોય તો કેળવાયલા હિંદુઓની ફરજ છે કે તેઓએ ઓનરેબલ મી. બાસુને અંતઃકરણપૂર્વક મદદ કરવી. પંડિત વિદ્યાસાગરે સને ૧૮૫૬ માં અને બાબુ કેશવચંદ્રસેને અને ૧૮૭૨ માં વિજય મેળવ્યો તે કેળવાયલા હિંદુઓની મદદથી મેળવ્યો હતો.

આ ઉપરથી લોર્ડ મોર્લીના સુધારાઓની મતલબ કેવી રીતે પાર પડશે તેનો અભ્યાસ આ નવા બીલોથી આપણને સારી રીતે થશે. પોતાની આખી જીંદગીના વાન મુજબ ઓનરેબલ મી. ગોખલે મ્યુનીસીપાલેટી જેવી જાહેર સંસ્થાઓને પોતાની માફક સમગ્ર દેશના કલ્યાણ અર્થે આત્મભોગ આપવા તેમના બીલથી આમંત્રણ કરે છે. ઓનરેબલ મી. બાસુ બંગાળી પ્રજાના ધોરણે હિંદુસ્થાનની જુદી જુદી કોમોની ભિન્નતા દૂર કરી એક પ્રજા બનાવવા આગ્રહ કરે છે. ત્યારે મુસલમાન કોમના પ્રતિનિધિ પોતાની કોમના જ લાભ માટે પ્રીવી કાઉનસીલ જેવી મહાન ઇનસાફની અદાલતનો સિદ્ધાંત રદ્દ કરી નવો કાયદો નામદાર સરકાર કરે તેવી માગણી કરે છે.

શિવાભાઈ મોતીભાઈ પટેલ.

---

# જહાંગીર અને તુઝકે જહાંગીરી.

ઉગતા સૂર્યના કિરણોનું અટકાતું અટકાતું આવતું અજવાળું ક્યાં અને મધ્યાન્હ પછી એક સરખી ગતિ ફેલાવો પામતું તેનું અજવાળું ક્યાં! ખીલતા પુષ્પની વાસ જેવો યૌવનની ઉન્મત્ત દશાનો મ્હેકાટ ક્યાં અને પુરેપુરા ખીલેલા પુષ્પની વાસ સરખી યૌવનની પૂર્ણ અવસ્થાથી આવતી (જન્મ પામતી) ફેલતા ક્યાં! દુનિયામાં એવાં માણસો થોડાં જ હશે જેના યૌવનનો ઝરો હમેશાં એક સરખો જ વહેતો હોય! મૂળમાં નવી જુવાની મળી હોય અને તે સાથે તોફાન મસ્તી, ઉછાંછળાપણું, સ્વતંત્રતા, બેદરકારીપણું વગેરે ગુણો તેની સાથે મળે એટલે તો પુછવુંજ શું! તે સાથે વળી રાજકુમાર એટલે સર્વ પ્રજાના માલિક હોવાથી કોઇ પણ મનુષ્ય તેમનો એક પણ શબ્દ ઉથાપવાને હામ ભીડી શકે નહિ, અને બીજું અખૂટ દૌલત મળે એટલે સ્વાધીનપણે મોજશોખ અને ભોગવિલાસની મીલ્લે પુરી પડે એટલે તો બાકી જ શી! એક છીંક ખાતામાં જેના આગળ હજારો સેવકો 'ખમા ખમા' ક્હેતા ખડા થઈ જાય છે, પાણી માગતા પહેલાં જેના આગળ દુધનાં જામ હાજર કરવામાં આવે છે; જેનો હુકમ થતાં પહેલાં અમલ થઈ જાય છે અને જેને અતિશય લાડ કોડમાં ઉછેરવામાં આવે છે તેવા રાજકુમારો હદ ઉપરાંતની સ્વતંત્રતાને લીધે કુછંદોના ભોગ થઈ પડે તેમાં આશ્ચર્ય શું! આવી રીતે કુમારાવસ્થામાં હૃદયી જ્યારે લાલનપાલનથી પડેલી માઠી છાપ, તેમના મગજ ઉપર નિરંતર વાસો કરે છે, અને ત્યારપછી ઘણીએ ઉમદા છાપો તેમના મગજ ઉપર પડ્યા છતાંયે પહેલાંની છાપની મજબૂત અસરો ઉપાડી કરવા છતાં પણ તદ્દન ભૂસાતીતો નથી જ.

પરંતુ પોતાના પાટવીકુંવરના લાલનપાલન અર્થે અકબર તેનું સર્વ જીવન વ્યર્થ કરે એવો બુદ્ધિહીન નહોતો. જહાંગીરને નાનપણથી જ ફૈઝી અને ખાનખાનાનને હવાલે કરવામાં આવ્યો હતો, અને તેઓ તેને નૈતિક અને શારીરિક કેળવણી આપવામાં તન અને મનથી પ્રયાસ કરતા. તોપણ કુછંદના દુષ્ટ ચેપે જહાંગીરને લીધો મુકયો નહિં અને તેને કુસંગે પ્રથમથી જ મદ્યપાનની માઠી લત લાગી. આ વિષયી વ્યસને તેને એવો પકડી દબાવ્યો કે તેની આ વાસનાઓથી મુક્ત થવાના અનેક પ્રયત્નો છતાં પોતાની ઇચ્છામાં ફળીભૂત થયો નહિં. તોપણ રાજ્યપદ મેળવ્યા પછી જ્ઞાન સંપત્તિથી કેળવાયેલા મગજે મહેલની બહાર પોતાના કુછંદો દ્દષ્ટિગોચર થઈ તેની માઠી અસર લોક સમુદાયપર પડે એ વિવેક યુક્ત માર્યું નહિં. તેથી પોતાના મનોવિકાર દાબી દેવાને શક્તિવાન નહોતા છતાં તેમને જેમ અને તેમ લોકદ્રષ્ટિથી સંતાડવા લાગ્યો.

જહાંગીર ખાનગી જીવનમાં મદ્યપાનના અનિષ્ટ વ્યસનથી ઘેરાયલો હોવા છતાં રાજકીય જીવનમાં તો વારસ, વિચારશીલતા, ધૈર્ય અને હિંદુ મુસલમાન પ્રત્યે સરખી પ્રેમભાવના વગેરે અનેક ગુણો ધરાવતો જેનું આપણે આગળ વિસ્તારથી વર્ણન કરીશું. અફસોસ એ છે કે આધુનિક સમયના ઇંગ્રેજી ઇતિહાસકારોની કાંઈ એવી જ રૂઢી પડી ગઈ છે કે દિલ્હીની ગાદીએ આવેલા અને શહેનશાહોમાં અપવાદ રૂપી અકબરને મહાન રાજ્યકર્તા લેખી બાકીના સર્વેનો સામાન્ય તિરસ્કાર કરી તેમની પ્રશંસાપાત્ર રાજનીતિથી પ્રજાને અજાણ્

રાખે છે. આવા લેખકોમાં કેટલેક અંશે સત્ય રહેલું હોવા છતાં તેમના પક્ષાભિમાની લેખોના પઠન ઉપરથી સ્પષ્ટ માલમ પડશે, કે તેઓ સત્યથી ઘણુંજ દૂર ગયા છે. તેમના મનનો પ્રવાહ ઉલટી દિશામાં વહેતો હોવાથી કોઈ પણ માણસ તેમની આગળ શાન્તપણે સત્ય વિચાર રજુ કરે તો તેમનું મહત્વ થવું અશક્ય બને છે. દરેક વસ્તુ ઉપર નજર નાખતાં તેની બન્ને બાજુ પુનઃ પુનઃ તપાસી તે વસ્તુના ગુણ દોષનો પક્ષપાત રહિત નિર્ણય કરવો જોઇએ કેમકે સારી બાજુને અંધકારમાં રાખી નરસી બાજુ પ્રેક્ષકો અને વાચકવર્ગ આગળ ધરવાથી તેઓ તે વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજી શકતા નથી. તેજ પ્રમાણે મહાન શહેનશાહ જહાંગીરની ઉત્તમ રાજ્ય નીતિ, તેનો પ્રજા પ્રત્યેનો પ્રેમ, તેની તેમના હિત સમજવાની અપૂર્વ કાળજી અને તેનો અદલ ન્યાય એ સર્વપર જરા પણ દૃષ્ટિ ન કરતાં, તેનામાં રહેલા દુર્ગુણ અનેક વિશેષણો સહિત પ્રકાશમાં લાવે છે.

મારો વિચાર સંક્ષેપમાં તેના ઉપર મુકેલા કેટલાક અયોગ્ય કલંકો દૂર કરી તેના કેટલાક પ્રતિશપાત્ર ઉત્તમ ગુણોને પ્રકાશમાં લાવવાનો છે. મારી સાબિતીનો મુખ્ય વિશ્વાસપાત્ર આધાર જહાંગીરનું પોતાનું જ જીવનચરિત્ર ( તુઝકે જહાંગીરી ) છે.

કોઈ પણ વિદ્યાર્થી "તુઝકે જહાંગીરી" ના નામથી ભાગ્યેજ અજાણ્યુ હશે. જહાંગીરની રાજ્યનીતિ અને તેના વિચારો જાણવાને માટે આ ગ્રંથની બરોબરી કરી શકે એવું ભાગ્યે જ બીજું પુસ્તક હશે. તેની ભાષા સ્પષ્ટ, સાદી અને અસરકારક છે. વળી તેની મધુરતા કાયમ રાખ્યા ઉપરાંત ભાષામાં જે સરળતા સ્પષ્ટ જોવામાં આવે છે તેવી બીજા ફારસી લેખકોમાં ઘણે અંશે જોવામાં આવતી નથી. આ પુસ્તકની એક વિલક્ષણતા એ છે કે સર્વ બીનાઓનો તે ઘણોજ વાસ્તવિક હેવાલ આપે છે. આ ગ્રંથનો દરેકે દરેક શબ્દ એમ સૂચવે છે કે ગ્રંથકાર કોઈ પણ સમયે કોઈ પણ બનાવમાં અસત્યનું મિશ્રણ કરતો નથી તે ( Practical Philosophy ) યુક્તિ પ્રયુક્તિથી તદન અજાણ્યુ છે, અને દુર દેખાતી કોઈ પણ ખીતા ઉપર કોઈ પણ જાતનું ઢોળ ચઢાવવા માંગતો નથી. તેનાથી કોઈ કસર થાય છે તો તે ખુલ્લા હૃદયથી સ્પષ્ટ કહી દે છે તે પોતાના પુત્ર શાહજહાનને શરાબ પીવરાવે છે તે, લોકનો ભય રાખ્યા વગર દર્શાવે છે. તે કહે છે કે "આજદીન સુધી જો કે તેની વય લગભગ ૨૪ વર્ષની થઈ છે, તેનું લગ્ન થઈ ગયું છે, અને પિતાની પદવી મેળવી છે, છતાં તેણે દારૂના વ્યસનથી પોતાની જાતને અપવિત્ર કરી નથી. આજે જ્યારે તેના માનાર્થે મહોત્સવ ઉજવવામાં આવ્યો છે ત્યારે મેં તેને કહ્યું કે "બાબી! તું પિતા થયો છું, પાદશાહ અને કુંવરો શરાબ પીએ છે, અને આજે તારો જન્મોત્સવ છે તેથી હું તને શરાબ પાઉં છું અને રજા આપું છું કે મોટી મીજબાની અને જયાફત સમયે નવરૂઝ અને જશ્નના દિવસે શરાબ પીએ અને પીવરાવજે પરંતુ મિતાહાર અને નિયમિતપણું લક્ષમાં રાખજે."

કેટલાક લેખકો, જહાંગીરે અમુક ફ્જદારનું જે ખુન કર્યું તેની જાણે નવિન શોધ જ કરી ના હોય તેમ પતરાજી અને ગર્વથી જણાવે છે કે જહાંગીરે અઘોર કર્મ કર્યું. અને પોતાની શોધને માટે અમર્યાદ ભર્યા ઝુસ્સાથી તેનું દૃષ્ટાંત કડક શબ્દોમાં અલૌકિક ઉદ્ગારથી આપે છે; પરંતુ જહાંગીર પોતે જ લખે છે કેઃ—"બુંદેલા રજપુત જાતીના રાજા નરસિંહદેવ ઉપર મારી મેહેરબાની હતી તથા તે એવો ગુણે પ્રમાણિક અને નિર્મળ અંતઃકરણનો

હતો કે તેની જાતિમાં તેના જેવો ભાગ્યે જ હશે. તેને ત્રણ હજારીનો મનસબ બક્ષીસ કર્યો. એને પદ્વી ઉપર ચઢાવવાનું કારણ તથા એના ઉપર મારી મેહેરબાની થવાનું કારણ એ હતું કે, મારા તીર્થરૂપ પિતાના સમયના આખરના ભાગમાં અબુલફઝલ જે હિંદુસ્થાનના પ્રસિદ્ધ શેખ જાદાઓમાંનો હતો, તેનું ખુન કરવામાં તે સામેલ થયો હતો. અબુલફજલનું માન મારા પિતા આગળ ઘણું હતું. મારા પિતાએ તેને દક્ષિણમાંથી પોતાના દરબારમાં બોલાવ્યો હતો. તે મારી તરફ પ્રેમની લાગણી ધરાવતો નહોતો. ઉઘાડી રીતે તેમજ ગુપ્ત રીતે તે મારી વિરુદ્ધ બોલતો. આ જ સમયે કેટલાક ફીસાદીઓએ મારા પિતાનું મન ફેરવી નાંખ્યું હતું, તેથી મારા ઉપર અપ્રસન્ન રહેતા હતા, અને મારી ખાત્રી હતી કે જો તે આવે જ સમયે મારા પિતાની હજુરમાં પહોંચશે તો વંટોળનો વેગ વધારશે, અને ફિસાદખોરોની ઇચ્છા પ્રમાણે રંગ બની જશે. તેની મુલાકાત અટકાવવી જોઇએ એવો મારો નિશ્ચય થયો. નરસિંગદેવનો મુલક અબુલ ફજલના આવવાના રસ્તામાં જ હતો, અને તે આ વખતે ફિસાદ કરી લૂંટ ચલાવતો હતો. મે તેને સંદેશો કહાવી મોકલ્યો કે જો અબુલ ફજલ એના દેશને રસ્તે આવે તો તેણે તેને મારી નાંખવો, જેના બદલામાં તેને મોટી મેહેરબાની બતાવવામાં આવશે. પરમેશ્વરની કૃપાથી અબુલ ફજલ એ જ રસ્તે આવ્યો અને નરસિંગદેવે એકદમ ચઢી આવી થોડોક વખત ઝપાઝપી કરી અબુલ ફજલના માણસોને નસાડી મુક્યાં, અને તેનું માથું કાપી લઈ મને અલ્હાબાદ મોકલાવ્યું. આ બનાવથી મારા તીર્થરૂપ પિતાશ્રીને ઘણો શોક થયો પરંતુ કાંઈ પણ ડગડગા કે ભય શિવાય હું તેમના ચરણનું ચુંબન કરવા ગયો અને ધીરે ધીરે તેમનું દિલ સાફ થયું."

આ ઉપરાંત અનેક દૃષ્ટાંતો છે જે ઉપરથી સાબિત થાય છે કે લેખક સત્યતાના માર્ગેથી તલ માત્ર પણ ખસ્યો નથી. તેણે જે કાંઈ લખ્યું છે તે સર્વે સત્ય જ છે.

"તુઝકે જહાંગીરી" જહાંગીરના કાર્ય કાળનો રોજમેળ છે જેમાં ઐતિહાસિક બીનાઓ તેમ જ નાની મોટી પ્રવૃત્તિઓનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તક ઉપરથી એમ માલમ પડે છે કે જહાંગીરની જીંદગીનો ઘણો ખરો ભાગ પોતાના તાબાના પ્રાંતોમાં મુસાફરી કરવામાં જતો. મુસાફરીને લીધે પોતાની રૈયતના સંબંધમાં આવતો અને તેમની હાલત વિષે સંપૂર્ણ માહિતી મેળવતો. આમાં તો તેને તેના મહાન બાપદાદાઓ કરતાં પણ ઉંચી પદવીએ મુકી શકાય.

તે પોતાની મુસાફરીનું વર્ણન કરે છે તેમાં એશઆરામ સબંધી ઘણો જ ઓછો ભાગ જોવામાં આવે છે. તે ઉપરથી એમ સમજવાનું નથી કે તે એ બાબતનું બીલકુલ સ્મરણ કરતો જ નથી. કરે છે. અને વળી એશઆરામમાં રાત્રિ ગાળવા વિષે, શરાબના જલસા કાયમ કરવા વિષે, મીજબાનીની ધામધુમ વિષે અને ગાનતાનની મજલીસો વિષે એવો સુંદર અને મધુર શબ્દોમાં વર્ણન કરે છે કે આપણને પણ આનંદ ઉપજ્યા વગર રહે નહિં. આવા પ્રકારની આશાયશ તેની રાજકીય અને મુલકી પ્રવૃત્તિઓ સાથે સરખાવતાં આપણને માલુમ પડે છે કે, જહાંગીર અર્વાચીન સમયના યુરોપવાસી પેઠે મદ્યપાનમાં મિતાહારી હતો. શુક્રવારની રાત્રિએ તો બીલકુલ શરાબ પીતો જ નહોતો, તે લખે છે કે:—

"મને પાદશાહ થયાના એક વર્ષ પહેલાં મેં મનથી એવો નિશ્ચય કર્યો હતો કે શુક્રવારની રાત્રે મારે મદ્ય પીવો નહિં, અને હજુ પણ એ જ ઉમેદ રાખું છું કે મારી બાકીની જીંદગીમાં આ નિશ્ચય પરમેશ્વર પળાવે."

આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ કે તે કોઈ વખત પોતાની સરહદના મુલકોમાં બંદોબસ્ત કરવાને ફોજ મોકલાવતો; કોઈ વખત ઈલાકાની આપણીમાં મશગુલ રહેતો; કોઈ વખત પ્રતિના હાકેમો ઉપર હુકમ મોકલાવતો; કોઈ વખતે દેશની આવક જાવકનો અડસટ્ટો કાઢવામાં એક ચિત્ત રહેતો; કોઈ વખત પાડોશી રાજ્યો સાથે મિત્રાચારીના સંબંધમાં વૃદ્ધિ કરવામાં રોકાતો; કોઈ વખત વિદ્વાન ભેગાનું ગોષ્ઠિસુખ અનુભવતો, તો કોઈ વખત અન્ય ધર્મના પંડિતો સાથે વાદવિવાદ ચલાવતો. ટુંકમાં પ્રજાથી જ રાજા છે એવું લક્ષમાં રાખી પ્રજાને અદલ ન્યાય આપતો, પાપીઓને શિક્ષા કરતો અને વિદ્વાનોને ઉત્તેજન આપતો; જહાંગીરના વખતમાં સાધારણ મત એવો હતો કે રાજા એશઆરામ ભોગવવાને સરજેલા છે છતાં તે તેમનાં સુખ દુઃખ જાણવામાં અને તેમનાં હિત સમજવામાં પોતાના વખતનો અસાધારણ ભાગ અર્પણ કરતો.

જહાંગીરે ગાદીએ બેસતાં સર્વથી પહેલો હુકમ એ આપ્યો કે શાહબુરજથી તે ઠેઠ નદી કિનારે આવેલા મિનાર સુધી એક અદાલતની સાંકળ લટકાવવી. સાંકળ સ્વચ્છ સોનાની હતી. તે લંબાઈમાં ત્રીસ ગજ, અને વજનમાં ચાર મણ હતી. તેને સાઠ ઘંટ હતા જે સાંકળના હલાવ્યાથી વાગતા. આપખુદપત્તાની અમલના વખતમાં ગરીબ પીડાએલી અને દુખી પ્રજાનું જાગીરદાર, ચોપદાર, દરવાન વીગેરે પહેરેગીરોથી પાદશાહ સુધી પહોંચવું એ કાંઇ નાની સુની વાત નહોતી. લાંચ આપવાની શક્તિ ધરાવતા ન હોવાને લીધે આપણા લોકોને સખ્ત હાડમારી વેઠવી પડતી; તેમના ઉપર અસંખ્ય જુલમો ગુજરતા; પરંતુ આ સઘળાનો અદાલતની સાંકળે અંત આણ્યો. આ સાંકળને હલાવવાથી કંગાલમાં કંગાલ માણસને શાહી દરબારમાં બોલાવવામાં આવતો, અને ત્યાં તેને રીતસર ઇનસાફ મળતો.

આ ઉપરાંત તખ્તનશીન થતાં જ તેણે બાર હુકમ બહાર પાડ્યા જેમની વિગત નીચે મુજબ છે.

૧. નજરાણું, દરીયાઈ જકાત, અને બીજાકર, જે દરેક પ્રાંતના જાગીરદારોથી મુકરર કરવામાં આવ્યા હતા. તે તદ્દન કહાડી નાંખવામાં આવ્યા.

૨. જે જે રસ્તાઓમાં ધાડ પડતી હતી અને લુંટારાઓનો અતિ ભય હતો તે તે જગ્યાએ તેણે હુકમ આપ્યો કે ધર્મશાળા, કુવા, અને મસિદો તૈયાર કરવામાં આવે, જેથી આવા ભય ભર્યા સ્થાનો આબાદ થઈ જાય અને ચોરી વગેરે થવાનો સંભવ રહે નહિં. વળી તેણે પંજાબના રસ્તામાં માઇલે માઇલના અંતરે મિનાર બાંધ્યા હતા જે હાલ પણ આગગાડીમાંથી જણાય છે અને તેટલે જ અંતરે કુવા ખોદાવ્યા હતા. તે ઉપરાંત ચાર ચાર માઇલને અંતરે ગરીબોને માટે સદાવ્રતો બાંધ્યાં હતાં. વળી સોદાગરોનો માલ તેમની મરજી વિરૂદ્ધ ઉઘાડવામાં આવતો નહોતો.

## *"East and West in India."*

The only safe thing that any one can say about the future of India is that it is still enveloped in obscurity. But I believe whole-heartedly in a great destiny for the people of my land. We shall retain many of those characteristics which once placed us in the van of the world's civilisation: the depth of our spirituality, our serene outlook on life, our conceptions of domestic and social duty. And other races that have from time to time come to make their home here have brought their own treasure into the common stock. The India of the future will be compounded of all these elements, re-inforcing one another. But a long process of discipline and purification and readjustment is necessary before she gathers again the strength required for her allotted task. In this work of preparation it has been given to a great Western nation to guide and help her. And if craven or selfish counsels are not allowed to prevail, England will have played the noblest international part that has yet fallen to the lot of humanity. When the men and women of India begin again to grow to the full height of their stature and proclaim to the world the mission that shall be theirs, a great stream of moral and spiritual energy, long lost to view, will have returned to its channel; and East and West, white and dark and yellow and brown—all have cause alike to rejoice."

—*The Hon. Mr. G. K. Gokhale.*

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨–૦–૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે પહેલા વર્ષના ખર્ચના રૂા. ૦–૬–૦ બીજા વર્ષના રૂા. ૦–૧૨–૦; અને ત્રીજા વર્ષના રૂ. ૧–૪–૦. મળી કુલ ત્રણ વર્ષના રૂ. ૨–૬–૦ અગાઉથી મનીઑર્ડર દ્વારા મોકલાવેજ ત્રણ વર્ષ માટે મોકલવામાં આવશે.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨–૮–૦ (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ એકના | રૂ. ૦–૬–૦ ,, |

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

ફ્રી લાઇબ્રેરીઓ તરફથી ઉપરના નિયમ અનુસાર પોસ્ટેજ મ. ઑ. દ્વારા અગાઉથી મળ્યું હશે તો જ વસન્ત મોકલવામાં આવશે. પોષ્ટ ટિકીટો સ્વીકારવામાં નહીં આવે તેમજ પત્રનો જવાબ આપવા અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---



---

# શુદ્ધિ પત્રક.

પ્રેસની ભૂલથી વસન્ત વર્ષ ૧૦, અંક ૫ જેઠ ૧૯૬૭ ના અંકમાં ગુજરાતના સ્ત્રીમંડળો–૨ વનિતા વિશ્રામ એને લેખની નીચેની સહી પ્રેસ મશીન ઉપરથી ઉડી ગઇ છે જેથી ત્યાં "નાની બ્હેન. ત્રિભુવનદાસ ગજ્જર." એ પ્રમાણે નામ વાંચવા તથા તે જ પ્રમાણે સુધારી લેવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૬. [ માસિક. ] આષાઢ, સંવત્ ૧૯૬૭.

## સ્ત્રીવાંચન.

૧.

### નવલકથા તથા વાર્તા.

| | ચોપડીનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | ચાંદ બીબી. | મેડોઝ ટેલર કૃત 'ધી નોબલ કવીન' નું ભાષાન્તર. |
| ૨ | તારા. | મેડોઝ ટેલર કૃત વાર્તાનું ભાષાન્તર. |
| ૩ | સીતા. | " " " " " " |
| ૪ | મુકુલમર્દન. | રા. કૃષ્ણરાવ ભોળાનાથ. |
| ૫ | સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો. | સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. |
| ૬ | કમળકુમાર. | સૌ. સુમતિ લલ્લુભાઈ શામળદાસ. |
| ૭ | પરમાર્થની પ્રતિમા અથવા આત્મભોગની પરિસીમા. | સૌ. સુમતિ લલ્લુભાઈ શામળદાસ. |
| ૮ | બર્થોલ્ડ. | રા. રણછોડભાઈ ઉદયરામ ( અંગ્રેજીનું ભાષાન્તર.) |
| ૯ | ભદ્રંભદ્ર. | રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. |
| ૧૦ | સુધાહાસિની. | સૌ. વિદ્યા તથા સૌ. શારદાકૃત ભાષાન્તર. |
| ૧૧ | ઉષ:કાલ. | સૌ. પ્રસન્નગવરી મ્હેતાકૃત ભાષાન્તર. |
| ૧૨ | સંન્યાસી. | સ્વ. નારાયણ હેમચન્દ્ર. ( બંગાળીનું ભાષાન્તર.) |
| ૧૩ | દુર્ગેશનન્દિની | સ્વ. નારાયણ હેમચન્દ્ર. " " |

| | | |
|---|---|---|
| ૧૪ | સદ્‌ગુણી વહુ | |
| ૧૫ | ગુજરાતની જૂની વાર્તાઓ. | રા. મણિલાલ છબારામ. |
| ૧૬ | સાસુવહુની લઢાઈ. | સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ. |
| ૧૭ | રાણકદેવી. | રા. અનંતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવ. |
| ૧૮ | કરણઘેલો. | સ્વ. નંદશંકર તુળજાશંકર. |
| ૧૯ | કુસુમાવલી. | રા. દોલતરામ કૃપારામ પંડ્યા. |
| ૨૦ | ચન્દ્રનના. | રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ. |
| ૨૧ | વિપક્ષ. | સ્વ. નારાયણ હેમચન્દ્ર. (અંગ્રેજીનું ભાષાન્તર.) |
| ૨૨ | કાદમ્બરી. | રા. છગનલાલ હરિલાલ પંડ્યા. (સંસ્કૃતનું ભાષાન્તર.) |
| ૨૩ | માબાપ તેવાં છોકરાં. | |
| ૨૪ | શેક્સપીઅર કથા સમાજ. | |

## નાટકો.

| | ચોપડીનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | ઉત્તરરામચરિત. | સ્વ. મણિલાલ નભુભાઈકૃત ભાષાન્તર. |
| ૨ | માલતીમાધવ. | સ્વ. મણિલાલ નભુભાઈકૃત ભાષાન્તર. |
| ૩ | વિક્રમોર્વશી. | રા. ડૉ. ગ. અંજારિયાએ પ્રગટ કરેલ ભાષાન્તર, કર્તા વનમાળી. |
| ૪ | કાન્તા. | સ્વ. મણિલાલ નભુભાઈ. |
| ૫ | ભ્રાન્તિસંહાર. | રા. કૃષ્ણરાવ ભોળાનાથ. |
| ૬ | ઇન્દુકુમાર. | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| ૭ | અરવિન્દકુમાર. | સૌ. સુમતિ લલ્લુભાઈ શામળદાસ. |
| ૮ | ભટનું ભોપાળું. | સ્વ. નવલરામ લક્ષ્મીરામ. |
| ૯ | વીરમતી. | " " " |
| ૧૦ | દેવલદેવી. | સ્વ. ભીમરાવ ભોળાનાથ. |
| ૧૧ | શાકુન્તલ. | રા. અ. ક. ઠાકોરકૃત ભાષાન્તર. |
| ૧૨ | કેસરવિજય. | રા. બાપાલાલ ભાઈશંકર ભટ્ટ. |
| ૧૩ | હરિશ્ચન્દ્ર. | રા. રણછોડભાઈ ઉદયરામ. |

## કાવ્યો.

| | ચોપડીનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | પાણીપત. | રા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ. |
| ૨ | પૃથુરાજરાસા. | સ્વ. ભીમરાવ ભોળાનાથ. |
| ૩ | કુસુમાંજલી. | " " " |
| ૪ | કુસુમમાળા. | રા. નરસિંહરાવ ભોળાનાથ. |
| ૫ | હૃદયવીણા. | " " " |

| | | |
|---|---|---|
| ૬ | બાળ ગરબાવળી. | સ્વ. નવલરામ લક્ષ્મીરામ. |
| ૭ | બાળલગ્ન બત્રિશી. | ,, ,, ,, |
| ૮ | કાવ્યમાધુર્ય. | રા. હીંમતલાલ ગણેશજી અંજારિયાએ કરેલો સંગ્રહ. |
| ૯ | સુબોધ ગરબાવળી. | રા. બાપાલાલ ભાઇશંકર ભટ્ટ. |
| ૧૦ | ફુલફુલ. | રા. ઇચ્છાભાઇ દેસાઈ. |
| ૧૧ | રાજુકદેવી. | રા. બાપાલાલ ભાઇશંકર ભટ્ટ. |
| ૧૨ | ઇન્દ્રજિતવધ. | રા. દોલતરામ કૃપારામ પંડ્યા. |
| ૧૩ | વિલાસિકા. | મિ. ખરશેદજી ૪. બબરદાર. |

## સામાન્ય જ્ઞાન.

| | ચોપડીનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | શિક્ષણનો ઇતિહાસ. | રા. મણિશંકર રત્નજી ભટ્ટ. |
| ૨ | પ્લુટાર્કનાં જીવનચરિત. | રા. બ. ક. ઠાકોર. |
| ૩ | ભોળાનાથ સારાભાઇનું જીવનચરિત. | રા. કૃષ્ણરાવ ભોળાનાથ. |
| ૪ | કરશનદાસ મુળજીનું જીવનચરિત. | સ્વ. મહીપતરામ રૂપરામ. |
| ૫ | રાજા રામમોહનરાયનું જીવનચરિત. | |
| ૬ | ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરનું જીવનચરિત. | |
| ૭ | જગત્પ્રવાસ. | સ્વ. મહીપતરામ રૂપરામનાં સંતાનો (ભાષાન્તર.) |
| ૮ | ઇંગ્લાન્ડની મુસાફરી. | સ્વ. કરશનદાસ મુળજી. |
| ૯ | મિસ. ફ્લોરેન્સ નાઇટીંગેલનું જીવનચરિત | સૌ. શારદા. |
| ૧૦ | રાસમાળા ભાગ ૧ લો. | રા. રણછોડભાઈ ઉદયરામ (ભાષાન્તર.) |

## આખ્યાનો.

| | ચોપડીનું નામ. | કર્તાનું નામ. |
|---|---|---|
| ૧ | નળાખ્યાન. | કવિ પ્રેમાનંદ. |
| ૨ | સુદામા ચરિત. | ,, ,, |
| ૩ | ઓખાહરણ. | ,, ,, |
| ૪ | નરસિંહમેહતાનું મામેરૂં. | ,, ,, |

સૌ. *સુશીલા દીવટિયા.

---

*રા. રા. નરસિંહરાવ ભોળાનાથનાં પત્ની.

૨.

સાહેબ,

આપના તરફનો પત્ર આજે મળ્યો. આ સંબંધ આપની ઇચ્છાનુસાર થોડી માહિતી મોકલી છે તેનો આપને યોગ્ય લાગે તેવો ઉપયોગ કરશો.

૧. મ્હારી જાણ પ્રમાણે અત્યાર સુધીમાં જે પુસ્તકો ખાસ સ્ત્રી વર્ગને માટે પ્રસિદ્ધ થયાં છે તેમાં મોટે ભાગે સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું—સાસરે, પીએરમાં, પતિસાથે, ઘરનાં અન્ય માણસો સાથે તેમજ અવરજવર સાથે કેમ કામ લેવું–તેની હકીકત બહુધા આપેલી હોય છે. થોડાં એવાં પણ પુસ્તકો છે કે જેમાંથી બાળસંગોપનની માહિતી પણ ઉપલબ્ધ થઈ શકે. સાધારણ સુખાકારીના નિયમો તેમજ બીજી કેટલીક નિત્ય વ્યવહારની બાબતો સંબંધી પણ પ્રસંગોપાત થોડું ઘણું કોઈ કોઈ ચોપડીમાં નજરે પડે છે; પણ રસ વૃત્તિ કેળવાય, દૃષ્ટિમર્યાદા વિસ્તૃત થાય, નિરાળા રહેવાની મમતા ટળે અને પોતાની ખામીઓ સમજી બીજાની ખૂબીઓ સમજવાનું મન થાય એવા પ્રકારનું લખાણ સ્ત્રીઓને ઉપયોગી ગણાતાં પુસ્તકોમાં ભાગ્યે જ દીઠામાં આવે છે. એટલું સારૂં છે કે સ્ત્રી પુરૂષ ઉભયને ઉપયોગમાં આવે એવાં કેટલાંક સારાં પુસ્તકો આપણામાં છે. તેનો જો પ્રચાર વધે તો અત્યારની સ્થિતિ જોતાં સ્ત્રી વર્ગને ઉપયોગી વાંચન સામગ્રી ઠીક છે એમ કહેવામાં કશો સંકોચ નથી.

૨. નીચેનાં પુસ્તકો સ્ત્રીઓ જો વાંચે તો તેમને અને સમાજને લાભ થાય એમ હું માનું છું.

રામાયણ; આર્યાચરિતાવળી; નર્મગદ્ય; સુંદરી સુબોધિ; લીલાવતીની જીવનકલા; સતીમંડળ; બાળા જ્ઞાનમાળાની બધી ચોપડી; બાળવિલાસ; સ્ત્રીહિતશિક્ષા; છોકરાંની માવજત; અબળા સંજીવન; દર્દીની સારવાર; સ્વર્ગની કુંચી; પૌરાણિક વાર્તાઓ; બ્હેન; સદ્વર્તન; બાળકોનો આનંદ; સ્ત્રીનીતિબોધ; બાળલગ્ન બત્રીસી; ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા; પ્રાર્થનામાળા; ઉત્તરરામચરિત; સરસ્વતીચંદ્ર ભાગ–૨; પ્રમદા અથવા સદ્ગુણી વહુ તથા ભામિની ભૂષણ અને હિંદુ સ્ત્રીઓની કેળવણી વગેરે.

૩. સંસ્કૃત સાહિત્યમાંથી એવાં પુસ્તકો પસંદ થવાં જોઇએ કે જેમાંની ઇમારત હાલના સંજોગોને પ્રતિકૂળ ન લાગે. ઇંગ્રેજીમાંથી એવી ચોપડીઓ લેવી કે જેથી હીંદવાસીઓના જેવા સુધરેલા લોકો બીજી ભૂમિમાં પણ વસે છે એવું ભાન થાય. Our Commin Seriesમાંથી કેટલીક તેવી હકીકત મળે તેમ છે. અન્ય પ્રજાઓની રહેણી કહેણી, તેમના આચાર વિચાર તેમની સંસ્થા વગેરેનો સારો ખ્યાલ આવે માટે પ્રવાસ સંબંધી પુસ્તકો લેવાં ઠીક છે. વળી દેશ સેવામાં સ્ત્રી કેવા ઉમદા સેવા બજાવી શકે છે તે બતાવવા માટે યુરોપના અહિંના અને બીજા દેશોના ઇતિહાસમાંથી આધારો શોધી તેનો મદદગી સાહિત્ય તૈયાર કરવું જોઇએ. કેટલીક અંગ્રેજી નવલકથાને ધોરણે આપણી પરિસ્થિતિને અનુકૂળ એવી ચોપડીઓ લખાવી જોઇએ. બાળકોનું શિક્ષણ કેવું હોવું જોઇએ અને તેમને ઉછેરવાની તથા કેળવવાની પદ્ધતિનું ધોરણ શું હોય તો સારૂં વગેરે બાબતની માહિતી પણ મળે એવી ઢબની વાંચન સામગ્રી તૈયાર કરવી ઘટે છે.

નંદનાથ કે. દીક્ષિત.

૩.

આપે સ્ત્રી ઉપયોગી સાહિત્ય માટે માહીતિ મંગાવી છે. એ સાહિત્ય હજી સુધી ઘણું થોડું છે. સોસાઇટી તરફથી, કેટલાક લેખકો તરફથી અને વડોદરાના કેળવણી ખાતા તરફથી કેટલાંક ખાસ પુસ્તકો તૈયાર થયાં છે સોસાઇટી તરફથી છપાવેલાં પુસ્તકની યાદ ઉપરથી સ્ત્રી ઉપયોગી પુસ્તકો તારવી કઢાશે. નારાયણ હેમચંદ્રનાં પુસ્તક સોસાઇટીમાંથી મળી આવશે જ્યારે હું ડિરેક્ટર હતો ત્યારે એવા સાહિત્ય માટે ખાસ ગોઠવણ કરતાં પુત્રીશિક્ષા, ભામિની-ભૂષણ, સ્ત્રીજ્ઞાનદર્પણ (કે એવું નામ મીરાતુલ્ અરૂસના ભાષાંતરને આપેલું છે) એ બહેનો, સ્ત્રી જાતિનાં કર્તવ્ય; પાકશાસ્ત્ર ઉપર બે મોટાં પુસ્તકો પ્રકટ થયાં હતાં.

એવાં ઘણાં પુસ્તકો છે કે જે બન્ને જાતિને સામાન્ય હોઈ બંનેને લાભકારક થાય. રામાયણ, મહાભારત, પ્રાચીનકાવ્ય માળા, બૃહત્ કાવ્યદોહન, સન્નારીઓનાં ચરિત્ર વગેરે. સંસ્કૃત જ્ઞાનભંડારમાંથી એવાં ચરિત્રો, શિક્ષાસંગ્રહ વગેરે હાલના સમયને અનુકૂળ થાય એવાં પુસ્તકો રચી શકાય. એવી રીતે અંગ્રેજી વગેરેમાંથી ભાષાંતર કે સ્વતંત્ર પુસ્તકો કરાવી શકાય. કેટલાંક વૈદકને લગતાં પુસ્તકો જેવાં કે ડાકતર ધનજીશા, ડા. ત્રીભુવનદાસ અને ઘણાં વર્ષ પર છપાવેલાં એક મરાઠી ડાકતરનાં પુસ્તકો કામનાં છે એટલે ખાસ હજી એવા વિષયો પર પુસ્તક થવાની આવશ્યકતા છે. ગૃહવ્યવસ્થા ઉપર ખાસ પુસ્તકો જોઇએ પાકશાસ્ત્ર ઉપર આમાં જે વિશ્વાસપાત્ર પુસ્તકોની જરૂર છે. છોકરાની સંભાળ, ગૃહશિક્ષણ, પુત્રી, માતાને સ્ત્રી તરીકે બૈરાંનાં કર્તવ્ય નીતિનું જ્ઞાન અપાય એવાં ખાસ પુસ્તકો–દૃષ્ટાંતો–નવલકથાઓની ઘણી જરૂર છે જેમ સારી કેળવણી વૃદ્ધિ પામે છે તેમ સ્ત્રીઓને વાંચવા યોગ્ય ખાસ પુસ્તકો ને પુસ્તકાલયો થવાં જોઇએ.

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.



૪.

વસન્તના તંત્રી સાહેબ,

આપનો 'સરક્યુલર' પત્ર કેટલાક સમય પ્હેલાં મળ્યો હતો. તે નિમિત્ત આપનો ઉપકાર માનું છું. મ્હારાં પરમ પૂજ્ય માતુશ્રીનો ગંભીર મંદવાડ અને ત્હેમનો તજ્જનિત દેહત્યાગ, એ ઉત્તર લખવામાં વિલમ્બ થવાનાં કારણો છે.

આપે ઉપાડેલા આ અત્યંત ઉપયોગી કાર્ય માટે આપને અતિશય અભિનન્દન ઘટે છે, અને આશા છે કે આપણા અનેક મહાપ્રશ્નો માટે આપ આવી રીતે વિદ્વાનો અને અનુભવીઓના અભિપ્રાયો એકત્ર કરશો. આવા અભિપ્રાયસંગ્રહો પ્રકટ કરવા એ બહુમતનું વલણ જાણવા માટે આવશ્યક છે, અને તેથી જુદી જુદી દૃષ્ટિઓનો લાભ મળે છે.

આપના પ્રશ્નોના ઉત્તર ક્રમવાર આપું છું, અને સંક્ષેપમાં લખવામાં જેટલી સ્પષ્ટતા સચવાય સાચવવા યત્ન કરું છું.

(૧) 'સ્ત્રી-ઉપયોગી' શબ્દ "હાલની ગુજરાતી સ્ત્રીઓને ઉપયોગી" એવા અર્થમાં સમજીને આ ઉત્તર આપું છું; છતાં પ્રારમ્ભમાં એટલું જણાવવું આવશ્યક ધારૂં છું કે ભાવનાદૃષ્ટિથી જોતાં સ્ત્રીઓ અને પુરુષોની વાંચનસામગ્રીમાં, થોડીક વિશિષ્ટ બાબતો વિના, લિંગભેદને ધોરણે ભેદ ન હોવો જોઇએ, એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે. ઉચ્ચ દૃષ્ટિથી જોતાં શક્તિ, રુચિ અને અવકાશ વિના બીજી મર્યાદાઓ ન હોવી જોઇએ, અને પોતાના સમસ્ત સ્ત્રીવર્ગને માત્ર સ્ત્રીત્વના જ કારણને લીધે ઉચ્ચ જ્ઞાનનો અનધિકારી ગણનાર સમાજોએ પોતાની સામગ્રીનો પૂરેપૂરો લાભ નથી લીધો, એવી મ્હારી સમજ છે. ભાવનાદૃષ્ટિને અંતિમ સાધ્ય તરીકે ધ્યાનમાં રાખી, તાત્કાલિક વ્યવહારોપયોગિતાના પ્રદેશમાં ઉતરીએ. ગુજરાતની સ્ત્રીઓનો મ્હોટો ભાગ તો અજ્ઞાન જ છે, અને જે સ્ત્રીઓએ કેળવણીનો લાભ લીધો છે તેઓનો મ્હોટો ભાગ ત્રીજા ચોથા ધોરણ કરતાં વધારે ભાગ્યે શીખ્યો હશે. બહુ થોડો ભાગ ગુજરાતી અભ્યાસક્રમ સમાપ્ત કરે છે, અને તે કરતાં ચઢતા અભ્યાસનો લાભ લેનાર સ્ત્રીઓની સંખ્યા તો તેથી પણ થોડી છે. ટુંકામાં, આપણા દુર્ભાગ્યે ભણેલી સ્ત્રીઓની માનસિક ભૂમિકા પણ બહુ ઉતરતી છે. ઉંચી કોટિની ભણેલી સ્ત્રીઓ પણ સામાન્ય રીતે સાધારણ વાર્તાનાં પુસ્તકો વિના બીજાં પુસ્તકો ભાગ્યે જ વાંચે છે, એવો મ્હેં કરેલી તપાસ ઉપરથી મ્હારો અભિપ્રાય થયો છે. અત્યારે શિક્ષિતવર્ગમાં જે ભાષા સાધારણરીતે લેખો માટે વપરાય છે તે સહેલાઇથી સમજે એવી સ્ત્રીઓની સંખ્યા મ્હોટી ભાગ્યે હશે, અને હું ધારૂં છું કે સ્ત્રીઓને માટે જ પ્રકટ થતા 'સુન્દરીસુબોધ' માસિકના લેખોનો મ્હોટો ભાગ પોતાની મેળે બરાબર સમજનારની સંખ્યા પણ બહુ મ્હોટી નહિ હોય. સંક્ષેપમાં, "અત્યારે સ્ત્રીઓના મ્હોટા ભાગને ખરેખર કામમાં આવે, અને જેનો તે સાચા ઉમંગથી ઉપભોગ કરી શકે" એવા અર્થમાં "સ્ત્રી-ઉપયોગી" શબ્દ સમજીએ તો તો વાર્તાગ્રન્થો વિના બીજા ગ્રન્થોની ગણત્રી ભાગ્યે કરી શકાય. અર્થાત્ એ અગત્યની દૃષ્ટિથી જોતાં 'સ્ત્રી-ઉપયોગી' સાહિત્ય બહુ થોડું છે. આ તો જથ્થાની વાત કરી. તે થોડા સાહિત્યમાં પણ જાતની દૃષ્ટિથી જોતાં વિનાસંકોચે સ્ત્રીઓના હાથમાં મૂકી શકીએ એવાં વાર્તાપુસ્તકોની સંખ્યા તો ઘણી ન્હાની થાય એમ છે.

"સ્ત્રી-ઉપયોગી" શબ્દનો અર્થ એવો લઇએ કે "ખાસ સ્ત્રીઓને ઉપયોગમાં આવે એવા હેતુથી લખાયેલી" તો તેવી વાંચનસામગ્રીના ચાર વિભાગ પાડી શકાય: (૧) સ્ત્રી-ધર્મનો બોધ કરનાર નિબન્ધરૂપ લેખો, જેમાંનો મ્હોટોભાગ સ્ત્રીપ્રતિષ્ઠાના રૂઢ વિચારને અનુસરી લખાયેલો હોય છે, અને જેમાં સ્ત્રીપ્રતિષ્ઠાના નવા અને ઉચ્ચા ખ્યાલો ભાગ્યે જ જોવામાં આવે છે; (૨) હાલમાં કેળવણી લીધેલાં દંપતીઓનાં તેમ અન્ય સાંસારિક પ્રતિબિમ્બો આલેખનાર નવલકથાઓ તથા વાર્તાઓ વગેરે; (૩) સ્ત્રીઓને માટે પ્રકટ થતાં માસિકો, તથા સામાન્ય માસિકોના ખાસ સ્ત્રી-વાંચન-વિભાગો, (૪) સ્ત્રીઓને ઉપયોગી મનાતી કલાઓ વિષે સૂચનાઓ આપનાર પુસ્તકો, જેવાં કે પાકશાસ્ત્ર, ગુંથણકલા વગેરે.

(૨) અને (૩) આપના આ બે પ્રશ્નોના ઉત્તરમાં ઉપયોગી યાદી મોકલવા જેટલી મ્હને ખાસ માહિતી નથી, એટલે તે સંબન્ધમાં મૌન ધારણ કરવું હાલ ઉચિત ધારૂં છું.

નવીન પુસ્તકો રચાવવાના સંબન્ધમાં બે સૂચનાઓ કરવા રજા લઉં છું.

(૧) બને ત્યા સુધી ભાષા બહુ સાદી રખાવવા આગ્રહ કરવો અને નવીન વિષય રોને માટે નવા શબ્દો વાપરવા પડે તો ત્હેમની બને તેટલી સમજુતી આપવા ખાસ સૂચના કરવી.

(૨) જે કાંઈ માહિતી સ્ત્રીઓને આપવી જરૂરની લાગતી હોય તે બને ત્યાં સુધી વાર્તારૂપે અથવા તેવા કોઈ રસમય રૂપમાં અપાવવી નિબન્ધનું કે સીધી શીખામણનું રૂપ બને તેટલું ઓછુ રખાવવુ

આ બે સૂચનાઓ ધ્યાનમા રાખ્યા વગર અને ત્હેમનો બરાબર ઉપયોગ થયા વગર આપણી સ્ત્રીઓનો મ્હોટો ભાગ ઉમંગથી સમજીને વાચે એવુ સાહિત્ય ભાગ્યે તૈયાર થશે એ જ વિનતિ

લે. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

૫

સાહેબ

મનુષ્યત્વને ચા ે–હૃદય મન અને શરીરનો વિચાર કરતા—સ્ત્રી પુરૂષનો ભેદ રાખવો એ મ્હને વાસ્તવિક લાગતુ નથી જેથી પુરૂષનું હૃદય, મન શરીર કેળવાઈ સમ્પૂર્ણ મનુષ્ય બને તેથી સ્ત્રીનુ પણ હૃદય મન શરીર કેળવાઈ સમ્પૂર્ણ મનુષ્ય બની શકે. અર્થાત્ ત્હેમની કેળવણીમા કોઈ પણ પ્રકારનો ભેદ હોવો જોઇએ નહિ એટલું જ નહિ પણ તેઓ બનેએ એક જ નિશાળની શાળામા સાથે બેશી ભણવુ જોઇએ એવો મ્હારો મત છે અર્થાત્ એ નકારે બંનેના વાચન પુસ્તકો એક જ પ્રકારના હોવા જોઇએ

પણ સાથે હું શ્રમવિભાગ—Division of labour—માં માનુ છુ ને પુરૂષે બ્હારના કામમા ને સ્ત્રીએ ગૃહવ્યવસ્થા ને બાળકેળવણીના કામમા રોકાવુ જોઇએ—સંસાર સારી રીતે ચલાવવા માટે બધાએ બધા ધંધામા પડવુ મારવુ એ અવ્યવસ્થા ઉત્પન્ન કરનારૂ છે વિલાયતની ઢબે મત આપવાના હક માટે હાલ જે લડત ચલાવે છે તેની હું વિરૂદ્ધમા છુ, જોઇએ તો તેઓ પોતાના સ્વામી દ્વારા પોતાને મત આપી શકે આ રીતે સ્ત્રીઓના વાચન માટે ગૃહવ્યવસ્થાના અને બાળકેળવણીના—ત્હેમના ધંધાને ઉપયોગના—ખાસ પુસ્તકોની જરૂર છે

અર્થાત્ અત્યારે સ્ત્રીવાચનના પુસ્તકોનો ઉદ્દેશ ઘણો સંકુચિત માનવામા આવે છે તે ઠીક નથી મનુષ્યત્વ કેળવવાને પુરૂષ જે વાચી શકે તે સ્ત્રી પણ વાચી શકે, તે સિવાય પોતાના કામના અંગના પુસ્તકો વાચી શકે સુથાર તર્કશાસ્ત્ર વાચી શકે ને વળી લાકડા ઉપરના કોતર કામનુ પુસ્તક પણ વાચી શકે બનેની સરખી આવશ્યકતા છે.

'સુન્દરીસુબોધ'ના જુલાઈ, ૧૯૧૧ના અંકમા પાને ૩૮૧ ઉપર રા R ની ચર્ચા મ્હને ઠીક લાગે છે

આ મ્હારા વિચારની રૂપરેખા છે બનશે તો પછી વધારે લખીશ

નરસિંહ

# અમ્હેં તો સ્નેહતણા યોગી.*

અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સ્નેહલગ્નમાં મગ્ન,
તમ્હારાં સગવડનાં રૂક્લિગ્ન;
અમ્હારો આન્તરમાં અનુરાગ,
તમ્હારો બાહ્યમહીં જ વિલાસ;
અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સ્નેહપરાયણભાન,
તમ્હેં છો સ્વાર્થપ્રાર્થી મહેમાન;
અમ્હારા અભેદપન્થપ્રવાસ,
તમ્હારા ભુદાઈમાં જ વિલાસ;
અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા ભોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા યોગી.

અમોને લાગ્યું સ્નેહનું તાન,
તમોને સ્વાર્થ વિના નહિ ભાન;
અમ્હેં તો સ્નેહોદધિનાં મીન,
તમ્હેં છો વિષયપંકતલ્લીન;
અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

અમ્હેં તો સૂક્ષ્મથકી રીઝનાર,
તમ્હેં છો સ્થૂલમહીં રમનાર;
અમ્હેં ઉંચે ગગને ઉડનાર,
તમ્હેં છો ધરતી પર ફરનાર;
અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

સ્નેહમય સ્વર્ગતણો દરબાર,
સ્નેહમય સર્વે એકાકાર;
ત્યાં સ્નેહસિન્ધુ ઉછળંત,
ત્હેમાં આ બિન્દુ શમંત;
અમ્હેં તો સ્નેહતણા યોગી, અમ્હેં તો સ્નેહતણા યોગી;
તમ્હેં છો દેહતણા ભોગી, તમ્હેં છો દેહતણા ભોગી.

તા. ૧૦-૮-૧૯૧૧ }
મુંબાઈ-ગિરગામ. }
ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

* પોતાની પવિત્ર, ઉન્નત ભૂમિકાએથી સ્નેહયોગીઓનો સમૂહ ધુનમાં ગાતો હોય, અને સંસારી જનોને સંબોધતો હોય, એવી સ્થિતિનું પ્રતિબિમ્બ આલેખવાનો આ પ્રયાસ છે. ચં.ન. પંડ્યા.

# સ્નિગ્ધ હૃદય.

( શિખરિણી. )

## ૧. ભ્હોળી સખીને.

નહીં ઇચ્છું તુંને રુદન કરતી હું નિરખવા,
પરન્તુ કે વેળા રુદન સ્મિતથી ચારુ દિસતાં;
સ્મિતો એવાં કાંઇ, રુદન કંઇ એવાં ઉભયનાં
હતાં!—ચાલ્યાં સર્વે!—ભય શું નિરખું તેજ સ્થળમાં?

## ૨. લલિતાને.

મ્હને ચ્હડેશી જો નયનજળનું એક ટપકું
મળે તું પાસેથી, કયમ જગતમાં વ્યર્થ અટકું?
કદી જાતાં ત્હારાં સુજ્ઞ ગમનથી અસુહ્ય જો,
નહીં જાઉં, વ્હાલી! જીવન કરતું તોય પણ, હેં!

## ૩. એક નિસાસો.

ટકાવ્યું મ્હેં માથું મધુર સખીની સ્કંધ ઉપરે,
"નિસાસો એ શાનો?" વદી મૃદુલ ભાવે સુવતિ એ;
"ભરાયું સન્તોષે હૃદય ઉછળે જે પ્રણયનું
"નિસાસો એ તેનો," વચન મુખ મ્હેં એજ ઉચર્યું.

## ૪. ગુમાનીપણાનો આરોપ.

ગુમાની જો લાગું, પ્રિય સખિ! કદાપિ હું તુજને,
દીધો છે ત્હેં એવો, તુજ હૃદયને તે ખબર છે;
બીજા કો હેતુથી મદ ઉર ધરૂં જો પ્રિય! કદી,
ઘટે શિક્ષા ત્યારે તુજ તરફથી,—તે નિશુ નહીં.

## ૫. ચપળ ચિત્તમાં વસન્ત.

નવા આનન્દેથી પ્રકૃતિમુખને જે હસવતો,
નવાં પુષ્પો લાવી નિજ જનનીને જે દીપવતો.
વસન્તો તે, વ્હાલી રજની ફરી જોવા તલપતો
અને રાત્રી ચાતાં દિન નવલના જાપ જપતો.

### ૬. એક બાળકીને મૂકી જનાર સખીને.

સખી! ત્હારે માટે બહુ વરસનું જીવન રહ્યું,
હતું ધાર્યું એવું, પરમ પ્રભુને તે નવ ગમ્યું;
ગઈ ચાલી વ્હાલી! પણ પ્રભુજીના મ્હેર ગણવી—
મુકી તેણે ગાઢી જગત પર ત્હારી પ્રતિકૃતિ.*

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## જહાંગીર અને તુઝકે જહાંગીરી.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૪૦ થી. )

### તુઝક ઇતિહાસ રૂપે.

હિંદુસ્થાનના સેંકડો ઇતિહાસ લખવામાં આવ્યા છે, જેમાં અનેક રાજાઓના અમલ, તેમણે કરેલા વિગ્રહો, તેમની હારજીત અને તેમની સત્તાનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યુ છે; પરંતુ અત્યાર સુધી કોઈ પણ પુસ્તક ભુગોળના રૂપમાં લખવામાં આવ્યું નહોતું, જેમાં દરેકે દરેક શહેર અને દરેકે દરેક કસ્બાનું સવિસ્તર વર્ણન માલમ પડે. આઇને અકબરી આ જાતનું પહેલુંજ પુસ્તક છે. જહાંગીરના સમયમાં "ગેઝેટીઅર" નહોતું પણ તેનું ખાસું સ્વરૂપ તેનાજ વખતથી તૈયાર કરવામાં આવ્યું હતું. જહાંગીર "તુઝકે જહાંગીરી" માં જે જે શહેરનું વર્ણન કરે છે તે તે શહેરની પ્રાચીન સ્થિતિ, તેનું વિગતવાર વૃત્તાંત, ત્યાંની અનેક જાતની પેદાશ, તેનાં હવાપાણી, તેનાં ફળ ફુલ, ઝાડ પાન અને તેના રીતરીવાજો વગેરેનું સંપૂર્ણ વિવેચન કરે છે. તે કાશ્મીરનો હેવાલ લખતાં લખે છે કેઃ—

"કાશમીર ચોથા પ્રદેશમાં ગણાયેલું છે તેની પહોળાઈ ૨૭ ગાઉની છે, અને લંબાઈ હળતા પ્રદેશ સુધી ૫૬ ગાઉની છે. વર્ષો થયાં આ પ્રદેશ હિંદુ રાજાના કબજામાં હતો. તેમનો અમલ કુલ ૪૦૦૦ વર્ષનો છે. તેની તફસીલવાર હકીકત તરંગ રાજાના ઇતિહાસ પરથી માલુમ પડે છે. અકબરના હુકમથી તેનો ફારસીમાં તરજુમો કરવામાં આવ્યો છે. તેમાં આપ્યું છે કે સને ૭૨૨ હિજરીમાં મુસલમાનોએ તેનો કબજો લીધો. તેમની હકુમત ૨૮૨ વર્ષ ચાલી, અને તે દરમ્યાન ૨૭૨ રાજ્યકર્તાઓ થઈ ગયા. સને ૯૯૪ હિજરીમાં અકબરે કાશમીર જીતી લીધુ.

---

* ટૅનેસનનાં કાવ્યોનું ભાષાન્તર.

અબુલફઝલે અકબરનામામાં અટકળથી જ લખી દીધું છે કે કાશમીરની લંબાઈ કૃષ્ણગંગાથી ૧૨૦ ગાઉની છે. મેં પોતે સાવચેતીથી પ્રવીણ માપણીદારો નીમ્યા કે તેઓ કાશમીરની ખરી લંબાઈ પહોળાઈ શોધી કાઢે. અબુલફઝલે જે ૧૨૦ ગાઉ લખ્યા છે તે આ ગણત્રી મુજબ કુલ ૬૭ થયા. સાધારણ રિવાજને અનુસરી કોઈપણ દેશની સરહદ તે દેશની ભાષા બોલાતી હોય ત્યાં સુધી ગણવામાં આવે છે. આ ઉપરથી કાશમીરની હદ નક્કી કરવામાં આવી છે.

શહેરનું નામ શ્રીનગર છે. બેટ નદી શહેરની વચ્ચે થઈ વહે છે. આ નદીની મુખ આગળની જગ્યાને વેરીનાગ કહે છે. તે શ્રીનગરથી ૧૪ ગાઉ છે. મેં આ ઝરા ઉપર એક બગીચો અને તેમાં એક મકાન તૈયાર કરાવ્યું છે. શહેરમાં ચાર પુલ ઘણા મજબુત અને પાયાદાર છે. પુલને કાશમીરી ભાષામાં "કદલ" કહે છે. અહિં એક વિશાળ મસજીદ છે, જે સુલતાન સિકંદરે સને ૭૯૫ હિજરીમાં તૈયાર કરાવી હતી. મસજીદ 'મહેરાબ' થી તે પુરૈની ભીંત સુધી ૧૪૫ ગજ લાંબી અને ૧૪૪ ગજ પહોળી છે. અહિં મીર સૈયદઅલી હમદાનીનો એક થાંભો તેમની અમર કીર્તિ જણાવી રહ્યો છે. અહિંઆં આવજા હોડી વડે થાય છે. ૬૭૦૦ ભઠવાથી ૭૪૦૦ માછી આજીવીકા મેળવે છે.

કાશમીરને ૩૮ પરગણાં છે. ઉપલા ભાગને 'મ્રમરાજ' કહે છે, નીચલાને કામરાજ નામ આપેલું છે. અહિં મહેસુલમાં રોકડ લેવાનો રિવાજ છે. એક ખરવાર ત્રણ મણ અને આઠ શેરનો હોય છે. આ હિસાબ પ્રમાણે કાશમીરની કુલ ઉપજ ૩૦ લાખ ૬૩ હજાર અને ૫૦ ખરવારની છે, જે કીમતની રોકડ આંકણી ૭ કરોડ ૬૬ લાખ અને ૫૦ હજાર દામ (લગભગ સવા પૈસો) થાય છે.

'કાશમીરનો રસ્તો ઘણો કઠણ છે. સર્વેથી સરળ માર્ગો 'ભમીર' અને 'પખલી'ના છે. કાશમીરની ખરી ખુબી જોવી હોય તો 'પખલી'નો માર્ગ ઉત્તમ છે. જહાંગીર વસંતની ખુબીનું વર્ણન કરે છે, અને ત્યાં નીપજતાં ભીન્ન ભીન્ન ફળફુલ, બાગબગીચા, મહોલ્લા, મકાનો, જાતજાતનાં પ્રાણીઓ, ત્યાંના લોકો અને તેમના રીતરિવાજની હકીકત તફસીલવાર લખે છે.

જહાંગીરના રાજ્યની હદ આગ્રાથી પંજાબ અને કાશમીર સુધી અને માળવાથી ગુજરાત સુધીની હતી. જહાંગીર આ પ્રદેશોમાં આવેલા દેશ શહેર તેમ જ કસ્બાનું એવું વિગતવાર અને અર્થકારીક શબ્દોમાં વર્ણન કરે છે કે વિષયના લંબાણથી કંટાળો ન આપતાં આ સ્થળો સંબંધી પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

## પ્રાણી વિદ્યા.

જહાંગીરના સમયમાં આ વિષયનું કોઇને ભાન પણ નહિં હોય! પરંતુ 'તુઝકે જહાંગીરી' માંથી આ કળા સંબંધી એટલી બધી ખબરો મળે છે કે આ વિદ્યાનાં મુળતત્વ

સંબધી એક આખું પુસ્તક તૈયાર થાય. તે સમયમાં શિકારનો શોખ શાહી જરૂરીયાતોમાં લેખવામાં આવ્યો હતો. જહાંગીર શિકારને "નવરાઓનું કાર્ય" લેખતો છતાં, પોતે એ વિષયનો ઘણો શોખ ધરાવતો. એક વખતે જહાંગીરે પોતે કરેલા શિકારનો આંકડો કરા-વ્યો. દફતરમાં દરેકે દરેક ચીજ લખવામાં આવતી જેથી માલુમ પડ્યું કે બાર વર્ષની વયથી .ટલે સને ૯૮૮ હિજરીથી તે પચાસ વર્ષ સુધીમાં તેણે ૨૮૫૩૨ પ્રાણીઓનો શિકાર ર્યો હતો, જેમાં ૮૬ વાઘ હતા. તે જે જે પ્રાણીને મારતો તેનું તરતજ તોલ કરાવતો ને કપાવી જોતો કે તેનામાં કાંઈ અસાધારણ વસ્તુ આવેલી છે. પ્રાચીનકાળમાં કોઈપણ થમાં ચિત્ર આપવાનો રિવાજ નહોતો, તેથી કરી આ વિષયપર લખાયેલા પુસ્તકોમાં જે ાણીનું વર્ણન કરવામાં આવતું, તેના શરીરાકાર તેની ચામડીનો રંગ, વાળ, તેના ઘાટ ગેરેનું એવી રીતે વર્ણન કરવામાં આવે છે કે તે પ્રાણીની સંપૂર્ણ આકૃતિ આપણી નજર ાગળ ખડી થાય, '**હયવાનાતેહબીરી**' આ વિષયપર એમાં શ્રેષ્ઠ પુસ્તક છે, છતાં ામાં એક ખામી એ રહેલી છે કે એકજ ઘાટનાં અને રંગનાં બે પ્રાણીઓ વર્ણનમાં ભેગ-ેળ થઈ જાય છે, અને તેમની વચ્ચે વર્ણન ઉપરથી પરખાઈ આવે એવો કાંઈ તફાવત ુહેતો નથી. પરંતુ 'તુઝક' આ ખામીને દુર કરે છે. જહાંગીર જે પ્રાણી વિષે લખે છે ેનો આબેહુબ નકશો આંખ આગળ ચીતરાઈ જાય છે. આ ઉપરથી જહાંગીરની લેખન ાક્તિ અને તેની સુંદર શૈલીનું પણ આપણને ભાન થાય છે જહાંગીરે સર્વે પશુઓની છબીઓ ચીતરાવી 'તુઝકે જહાંગીરી' માં દાખલ કરી છે તેનું આપણે આગળ વિવેચન કરીશું. ઘણા શિકારોમાં જ્યારે અસ્વાભાવિક કદનું પ્રાણી મળી આવતું, ત્યારે તેનું ચિત્ર ચીતરાવતો. ગાદીએ બેઠા પછી ૧૮ મે વર્ષે તેણે એક બીકરાળ વાઘનો શિકાર કર્યો જેની છબી ઉતરાવી હતી તે સંબધી તે નીચે મુજબ લખે છે:—

"કુંવરપણાની વયથી તે અત્યાર સુધી મેં જેટલા વાઘનો શિકાર કર્યો છે, તેમાં આ વાઘની બરોબર કદ, ભવ્યતા અને અવયવોના પ્રમાણમાં કોઈ વાઘ જોવામાં આવ્યો નથી. મેં ચિત્રકારોને હુકમ કર્યો કે તેઓએ તેની આબેહુબ તસ્વીર ચીતરવી. આ વાઘનું વજન કરાવતાં જહાંગીરી સાડી વીસમણ થયું."

પ્રાણીવિદ્યાથી આપણને માલમ પડે છે કે બે અસ્વાભાવિક જાતોના પ્રાણીઓના સંબધથી થયેલાં બચ્ચાં ઘણે ભાગે તેમના સ્વાભાવિક રૂપ, રંગ, સ્વભાવ, જાત અને અંશમાં બદલાઈ જાય છે. જહાંગીર આ વિષય પર ખાસ લક્ષ આપે છે. સફેદ રંગનો ચીતો જવલ્લે જ જોવામાં આવે છે. રાજા નરસિંગદેવે જ્યારે તખ્તનશીન થયા પછી ત્રીજે વર્ષે આવો ચીતો જહાંગીરને ભેટ આપ્યો, ત્યારે તેને ઘણો જ આનંદ થયો તેનું તુઝકમાં જ્યાં વર્ણન કરે છે ત્યાં લખે છે કે મેં નીચે મુજબ સફેદ, પ્રાણીઓ જોયાં છે, અને મારા "'શીકારખાના' માં મોજુદ છે. સફેદ શકરો, કબુતર, કાગ, બટેર, તીતર, ચૌહેન, મોર અને બાજ." જહાંગીરનું જાનવરખાનું ખરે અજાયબખાનું જ હતું. આમાં ઘણા પ્રાણીઓ એવાં હતાં કે જેમના કુદરતી ગુણ હોય અને ઉત્પત્તિ સૃષ્ટિ વિરૂદ્ધ હતી. આમાં એક બકરો હતો, જે પ્યાલો ભરી દુધ આપતો,

તખ્તનશીન થયા પછી નવમે વર્ષે ઇરાકથી એક પક્ષી આવ્યું, જે દેખાવમાં પોપટ સમાન હતું તેની એક એ ટેવ હતી કે રાત્રિએ ઉંધું લટકી ચકચક કર્યા કરતું.

જહાંગીર તેનો હેવાલ નીચેના શબ્દોમાં લખે છેઃ—

" ઇરાકથી એક પક્ષી લાવવામાં આવ્યું છે જે રૂપરંગમાં પોપટ સમાન છે પરંતુ કદમાં તેનાથી જરા નાનું છે. આ પક્ષીની એક અજાયબી એ છે કે આખી રાત પોતાના પંજાને ઝાડની ડાળ અથવા તો લાકડી જેવા પર તેને બેસાડવામાં આવે, તેના પર પોતાના પંજા બંધ કરી ઉંધે મસ્તકે લટકે છે, અને ઝીણા સ્વરે ગાય છે. અને જ્યારે દિવસ ઉગે છે ત્યારે ડાળી ઉપર બેસી જાય છે. પાણી તદ્દન પીતું જ નથી. તે તેને ઝેર સમાન છે."

જહાંગીરે પોતાના અજાયબ ખાનાને સંપુર્ણતાની ટોચે પહોંચાડવાને ઘણાજ પ્રયાસો કર્યા. આવી બાબતોમાં પૈસા ખર્ચવામાં ખામી રાખતો નહિં, અને જે ઉમરાવો નવિન પ્રાણીઓની ભેટ લાવતા તે ઉપકાર સહિત સ્વીકારી તેમનાથી ઘણો જ રાજી થતો. તેણે મુકરબખાનને ખંભાત મોકલ્યો ત્યારે તાકીદ કરી હતી કે:—"ગોવા બંદરે જઈ જે કાંઈ નવીન વસ્તુ ત્યાં હાથ લાગે તે કોઈ પણ કીંમતે અવસ્ય સરકાર માટે ખરીદ કરી લેવી. તે ફરમાવ્યા મુજબ એકદમ તાકીદે ગોવા ગયા, અને કેટલોક વખત ત્યાં રોકાયો. આ બંદરે જે જે નવીન વસ્તુઓ હાથ લાગી તે પૈસા પર ધ્યાન ન આપતાં જે કાંઈ ફીરંગીઓએ કીંમત માગી તે પ્રમાણે તેમને પૈસા આપી ખરીદી લાવ્યો. આમાં કેટલાંક પ્રાણીઓ ઘણાં જ નવીન અને વિચિત્ર હતાં, જેમને મેં જોયાં નહતાં એટલું જ નહિં પણ જેમનું નામ પણ મેં સાંભળ્યું નહોતું."

જહાંગીરના હાથીખાનામાં એક હાથી હતો જેનું નામ તેણે ગજરાજ પાડ્યું હતું. તે કદમાં સાત ગજ આઠ આંગળ (શરઇ) ઉંચો હતો (શરઇ ગજ ૨૦ આંગળનો હતો એટલે એક હાથમાં કાંઇક ઓછો.)

પ્રાણીવિદ્યા પ્રાણીઓના સ્વાભાવિક ગુણ દોષ જાણવાનું સર્વોત્તમ સાહિત્ય છે. એટલે કયા કયા ગુણ તેમનામાં કુદરતી છે, અને કયા કયા તેમને કેળવવાથી ઉત્પન્ન થઇ શકે છે, વિગેરે ઘણી વ્યવહારોપયોગી બાબતોનું એનાથી ભાન થઇ શકે છે.

## ચિત્રકળા.

સાધારણ રીતે લોક વિચાર એવો છે કે ઇસ્લામે છબીને હરામ ઠરાવી છે, તેથી એ હુન્નરમાં કોઈ પણ પ્રકારની અભિવૃદ્ધિ થઈ નથી, એટલું જ નહિં પરંતુ તેઓના વખતથી આ મનોરંજક કળાનો નાશ થયો છે. આપણે ધાર્મિક ચર્ચા કરવા માંગતા નથી. પરંતુ ઐતિહાસિક બનાવોથી તો એવું સાબિત થાય છે કે મુસલમાનો આ કળામાં કોઈ રીતે પછાત રહ્યા નહોતા, અને મુસલમાન પાદશાહો તથા ઉમરાવો આ વિષય તરફ ઘણીજ કાળજી ધરાવતા હતા. જહાંગીરને તો આ વિષયનો શોખ હતો, એટલું જ નહિ બલ્કે વિશેષ મોહ હતો. એની આંખ એટલી કેળવાયલી હતી કે એક જ ચિત્ર જો અનેક ચિત્ર-

કારોના હાથે ચીતરવામાં આવ્યું હોય તો તે બતાવી આપતો કે ક્યાં સુધી ક્યા ચિત્રકારે એ ચિત્રપર કામ કર્યું છે. પોતે લખે છે કે "એક જ ચેહરામાં જો ચક્ષુ અને ભમર જુદા જુદા ચિત્રકારોથી આલેખવામાં આવ્યા હોય તો હું ઓળખી શકું છું કે અસલ ચેહરો કોનું કામ છે? અને આંખ અને ભવાં કોણે ચીતર્યાં છે."

તેના સમયમાં સર ટોમસ રો એક ચિત્ર વિલાયતથી જહાંગીરને ભેટ આપવા લાવ્યો હતો. ચિત્ર ઘણું જ સુંદર અને પ્રવીણ માણસને હાથે દોરાયલું હતું. સર ટોમસ રોએ એ ભેટ આપતાં જણાવ્યું કે આવું ચિત્ર હિંદમાં તો કોઈ બનાવી શકે એમ નથી. પરંતુ તેની અજાયબી વચ્ચે બીજે જ દિવસે બે છબીઓ તેજ જાતની તથા તેના કરતાં વધારે સુંદર તેને બતાવવામાં આવી, જે જોઈ સર ટોમસરોએ કબુલ કર્યું કે પ્રાચીન ચિત્રકળામાં હિંદુસ્થાન કોઈ પણ રીતે પછાત નથી.

જહાંગીરના વખતમાં અબુલ હસન નામે વિખ્યાત ચિત્રકાર હતો જેને જહાંગીરે "નાદીરૂઝઝમા" નો ખીતાબ આપ્યો હતો, અને જેને હાથે જહાંગીરે અતિ ઉત્કૃષ્ટ ચિત્રો અને અત્યુત્તમ છબીઓ તૈયાર કરાવી હતી. ગાદીપર બેઠા પછી ૧૪ મે વર્ષે જ્યારે ખાંન આલમને ઇરાન મોકલ્યો ત્યારે ચિત્રકળામાં અતિ પ્રવીણ કૃષ્ણદાસને તેની સાથે એવું કહીને મોકલ્યો કે શાહઅબ્બાસ અને તેના અમલદારોની છબીઓ ચીતરે. તે લખે છે કે—જ્યારે ખાંન આલમને ઇરાન મોકલ્યો ત્યારે કૃષ્ણદાસ નામના પ્રવીણ ચિત્રકારને તેની સાથે મોકલ્યો અને તેને શાહ અને તેના અમીર ઉમરાવોની છબીઓ ચીતરી લાવવા કહ્યું. ઘણા જનોની છબીઓ ચીતરી લાવી મને બતાવી. મારા બંધુશાહની છબી મુખ્યત્વે કરીને અતિ સુંદર હતી. કામ એવું સ્વચ્છ હતું કે તેમના દરેક ચાકરને બતાવતાં તેમણે પણ તેને ઓળખી."

જહાંગીરે પોતાના રાજ્યાભિષેક સમયનું અબુલહસન પાસે એક સુંદર ચિત્ર દોરાવી 'તુઝક' મા દાખલ કર્યું. તે ચિત્રની ઉત્તમ કારીગરીના બદલામાં તેને 'નાદિરૂઝઝમાં' નો ઇલકાબ આપ્યો. જહાંગીર જે જે પ્રાણીઓ આસપાસના પ્રદેશોમાં માલુમ પડતા તે બધાનાં ચિત્રો તૈયાર કરાવી જહાંગીરનામામાં દાખલ કરતો. તે લખે છે કે:—"જો કે બાબરે પોતાની હકીકતમાં કેટલાંક પ્રાણીઓની મુખાકૃતિઓનું જ વર્ણન કર્યું છે છતાં તેમણે પોતાના ચિત્રકારોને આ પ્રાણીઓના ચિત્ર કાઢવા સંબંધી આજ્ઞા કરી નથી. આ પ્રાણીઓ મને ઘણાં જ આશ્ચર્યજનક લાગ્યાં તેથી મેં તેમનું વર્ણન લખ્યું અને મારા ચિત્રકારોને તેમની છબીઓ ચીતરવાની આજ્ઞા કરી, તેઓને જહાંગીર નામામાં દાખલ કરી છે. આને લીધે સાંભળવાથી ઉત્પન્ન થતા આશ્ચર્ય કરતાં જોવાથી વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે."

જહાંગીર જુનાં ચિત્રોનો ઘણો શોખ ધરાવતો. તેના સમયમાં એક અમીરે ઇરાનથી તૈમુરની એક લડાઇના દેખાવનું ચિત્ર શોધી આપ્યું હતું. જહાંગીરે આ ચિત્ર તુઝકમાં દાખલ કરી તેનાપર વિશેષ વિવેચન કર્યું છે. આ ઉપરથી પણ જહાંગીરની ચિત્રકળાની ખુબી વિષે કાંઇક માહિતી મળે છે. આ ચિત્ર ખલીલ મીરઝાંએ તૈયાર કર્યું હતું અને તેમાં શાહજાદા અને અમીરોએ મુખ્ય ભાગ લીધો હતો, તેમની ૨૪૦ આકૃતિઓ દોરવામાં આવી હતી. છબીના દરેક ચિત્રની નીચે તેનું નામ લખવામાં આવ્યું હતું. આ ચિત્ર શાહ ઇસ્માઇલની

ચિત્રશાળામાંથી શાહઅબ્બાસને હાથ લાગ્યું અને શાહઅબ્બાસના વ્યવસ્થાપકે તેને ગુપ્ત વેચી નાંખ્યું. એવો સંયોગ બન્યો કે જ્યારે ખાનઆલમને જહાંગીરે ઇરાન મોકલ્યો ત્યારે આ ચિત્ર ઇસ્પાહાનના બજારમાં વેચાતું હતું. ખાનઆલમે તેને ખરીદી લીધું. આ ખબર શાહ અબ્બાસને પહોંચતાં જ તેણે ખાનઆલમને લખી મોકલ્યું કે આપે ખરીદેલું ચિત્ર માત્ર જોવા ઇચ્છું છું તે મહેરબાની કરી મોકલાવી આપશો. ખાનઆલમે ઉડાવવાને ઘણાં ફાંફાં માર્યા. પરંતુ કાંઈ વળ્યું નહિ અને આખરે શાહના અત્યન્ત દબાણથી લાચારીથી મોકલાવ્યું. શાહઅબ્બાસને જહાંગીરના ચિત્રકળાના પ્રેમ વિષે પુરતી માહિતી હોવાને લીધે પોતાના વચનને અનુસરી થોડા જ દિવસમાં તે ચિત્ર ખાનઆલમને પાછું મોકલાવ્યું.

જહાંગીરે પોતાના સમયના વીરરત્નોની મૂર્તિઓ પણ તૈયાર કરાવી હતી. આશ્ચર્ય તો એ છે કે આમાં હિંદુરાજાઓની પણ મૂર્તિઓ જોવામાં આવતી. ઉદેપુરના મહારાણા અને તેના પાટવીકુંવરની મૂર્તિઓ તૈયાર કરાવી "ઝરૂખા દર્શન" બગીચામાં ઉભી મૂકી હતી. રાજ્યાભિષેક પછી ૧૧ મે વર્ષે તે તૈયાર કરાવવામાં આવી હતી. પોતે લખે છે કેઃ—

"રાણા અને તેના પુત્ર કરણની આકૃતિ કોતરવાને મેં "સંગેત્રાશ" ના શિલ્પિઓને આજ્ઞા કરી કે યોગ્ય કદ અને પ્રમાણમાં આરસમાંથી તેમની મૂર્તિ કોતરી કાઢે. આજે જ્યારે તે મૂર્તિઓ તૈયાર થઈ અને મારી દૃષ્ટિ આગળ લાવવામાં આવી. મેં તેમને 'ઝરૂખાદર્શન' બગીચામાં ખુલ્લી મુકવાની આજ્ઞા કરી.

વળી જહાંગીર ખુબીવાળા ચિત્રકારોની કદર કરતો તે ઐતિહાસીક દૃષ્ટિએથી પણ સાબિત થાય છે સરજુશ પોતાના ચર્ચાપત્રમાં દર્શાવે છે કે એક વખતે એક માણસ ચૌટામાં એક ચિત્ર વેચવાને આવ્યો. આ ચિત્રમાં એક સ્ત્રી સુતેલી હતી અને તેના પગ આગળ તેની એક સખી તેના પગને તળીયે હાથ ફેરવતી હતી. જહાંગીરને આ ચિત્ર ઘણું જ પસંદ પડ્યું અને તેના ૫૦૦૦ રૂપીઆ આપી ખરીદ્યું. વેચનાર ૫૦૦૦ રૂપીઆ જોઈ આશ્ચર્ય પામ્યો અને કહ્યું કે આ સાધારણ ચિત્રની કીંમત આટલી બધી હોઈ શકે નહિ જહાંગીરે જવાબ આપ્યો હાથ ફેરવવાથી ઉત્પન્ન થતી અસર સ્ત્રીના ચહેરાપર પ્રકાશિત છે તેટલા જ માટે તને ૫૦૦૦ રૂપીઆ આપું છું.

## હાથની કારીગરીને ઉત્તેજન.

જહાંગીરનું શ્રેયસ્કર્મ તેની પરમાર્થ બુદ્ધિ અને કારીગરોને આપવામાં આવતું ઉત્તેજન એ સર્વેનો આ નાનકડા વિષયમાં સમાવેશ થાય તેમ નથી, અને તેટલા માટે તેની ઉદાર વૃત્તિ અને કળાકૌશલ્ય પ્રત્યે સંપૂર્ણ પ્રીતિપર કાંઈ અજવાળું પડે એવું એક જ ઉદાહરણ આપવું અસ્થાને નહિ સમજીશું.

જહાંગીરે તખ્તનશીન થયા પછીનાં ૬ ઠ્ઠા વર્ષના વૃત્તાંતોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે પીસ્તાના છોડાની બરાબર હાથીદાંતના ચાર ચિત્રો તેની સમક્ષ લાવવામાં આવ્યાં. જહાંગીર લખે છે કે એક ચિત્રમાં ચાર યોદ્ધા પરસ્પર યુદ્ધ કરી રહ્યા હતા. એક યોદ્ધો હાથમાં ચાબખો લઈ ઉભો હતો, બીજાના હાથમાં પથ્થરનો કકડો હતો. ત્રીજો પૃથ્વીને હાથ ટેકવી

બેઠો હતો, અને તેની સામે એક કમાન, એક લાકડી અને એક વાસણ એમ ત્રણ વસ્તુઓ પડી હતી. બીજા ચિત્રમાં ચંદરવો તાણેલા તખ્ત ઉપર એક બાદશાહ પગપર પગ ચઢાવી ઉશીકાને અઢેલી બેઠો હતો, પાંચ ખીદમતગારો નમન કરતા હતા અને માથા ઉપર એક ઝાડની ડાળ છાયા કરી રહી હતી. ત્રીજા ચિત્રમાં નટ લોકો તમાશો દેખાડતા હતા. એક ઉભી વળીપર ત્રણ દોરડાં બાંધવામાં આવ્યાં હતાં. એક નટ એક હાથ પછવાડેથી લઈ જમણા પગને પકડી ઉભો હતો અને બીજા હાથમાં એક લાકડી ઝાલી હતી. બાજીને નટ ગળામાં ઢોલ લટકાવી વગાડતો હતો. એક બીજો માણસ દોરડાં તરફ હાથ લાંબા કરી સામે તાકી રહ્યો હતો. બીજા પાંચજણ આમતેમ ઉભા હતા. ચોથા ચિત્રમાં એક ઝાડ હતું જેની નીચે હજરતઇસા બેઠા હતા. એકજણ તેમના પગને ચુંબન કરતો હતો અને એક બીજો મહંત તેમની સાથે વાતચીત કરતો હતો. બીજા ચારેક માણસો આસપાસ ઉભા હતા. આ સર્વે ચિત્રો એટલાં બારીક અને નાજુક હતાં કે પીસ્તાના છોતરાના પડમાં સમાઈ શકે. જહાંગીરને આ સુંદર કારીગરી જોઈ જે આશ્ચર્ય ઉત્પન્ન થયું તે તેના જ શબ્દોમાં જાણવું જોઇએ.

"પાદશાહી ગુલામોમાંથી એક જડાવ કામ કરવાના કારખાનામાં કામ કરતો હતો તે એક ઉત્તમ કારીગરીનો એક નમુનો તૈયાર કરી મારી સમક્ષ લાવ્યો. આજ દિન સુધી આવી કારીગરી મેં જોઈ નથી બલ્કે સાંભળી પણ નથી." કામ અપુર્વ અદ્દભુત હતું જેથી તેનું તફસીલવાર વર્ણન કરવામાં આવ્યું છે. જહાંગીરે આ માણસને યોગ્ય ઇનામ આપી સંતોષ્યો.

સ્વર્ગવાસી સર સૈયદ એહમદે અલીગઢમાં 'તુઝક' ફરીથી છપાવી હતી જેમાં હાંસીઆપર તેમણે ઉમેર્યું કે ચોથા કારનામા પર ઇસુની છબી ચીતરેલી હતી જે ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે આ વિલક્ષણ કારીગરી જહાંગીરના ગુલામોનું કાર્ય હોય શકે નહિ. એટલું જ નહિ પણ આવું બારીક અને મનોહર કામ યુરોપ વાસીથી જ તૈયાર થએલું હોવું જોઇએ. અફસોસ છે કે આવા ગુણરાજોની પણ એવી માન્યતા નથી કે એક હિંદુસ્તાનનો કારીગર આવું પ્રશંસા પાત્ર અને ઉત્તમ કારીગરીનો નમુનો ઉપજાવી શકે. આપણે કહેવું જોઇએ કે જે સમયનો આ વૃત્તાંત છે તે સમયનું યુરોપ હાલનું યુરોપ નહોતું. તે સમયે યુરોપમાં હાલમાં જોવામાં આવતો જ્ઞાનનો પ્રકાશ, પ્રશંસા પાત્ર હુન્નરકળા અને ઉત્તમ કારીગરી જોવામાં આવતાં નહોતાં. સત્ય તો એ છે કે હાલના સમયમાં પણ હાથની કારીગરીમાં યુરોપ બાજી જીતી શકે નહિ. વળી મુસલમાનો ખ્રિસ્તીઓના પેગંબરથી અજાણ્યા હોઈ શકે નહિ અને એમ હોઇ ઇસુની છબીએ કોઇ પણ રીતે તેમને માટે વિચિત્ર કાર્ય નથી.

## સર્વે વસ્તુઓની બારીકીપૂર્વક તપાસ.

જહાંગીરને સર્વે વસ્તુઓની બારીક તપાસ કરવાની ટેવ હતી. જે જે દેશ અને જે જે ભાગમાં તે જતો ત્યાંની નાની વસ્તુઓનું પણ તે અવલોકન કરતો. દરેક રાજ્યે ખબર પત્રીઓ રાખવામાં આવ્યા હતા જે રાજ્યકીય બનાવો સાથે દરેક વિષયના સાધારણ પ્રાસંગિક વૃત્તાંતો વિષે પણ તેને ખબર આપતા. કેટલીક સુપ્રસિદ્ધ વાતો જેમનો સામાન્ય મતે નિઃસંદેહ સ્વીકાર કર્યો હોય તે વિષે પણ, જહાંગીર પૂર્ણ તપાસ કરતો. અને ઘણીક

વખત એવું પણ બનતું કે આ બીનાઓ પણ આસલ કરતી. આ વાત જગ પ્રસિદ્ધ છે કે "મુમયાઇ" ના ઉપયોગથી કોઇ પણ જાતનો જખમ તરત જ સારો થઇ જાય છે પરંતુ જહાંગીર અનુભવથી જણાવે છે કે એ વાત ખોટી છે.

"મેં વૈદ્યો પાસેથી 'મુમયાઇ' ની સ્તુત્ય અસર વિષે સાંભળ્યું હતું પરંતુ અનુભવથી તે અસર માલુમ પડતી નથી. કોણ જાણે કે વૈદ્યોએ તેના ગુણ વિષે અતિશયોક્તિ કરી હોય અથવા તો સમયના જવાથી તેની અસર ગુમ થઇ ગઇ હોય."

કેસરથી ઘણું જ હાસ્ય ઉત્પન્ન થાય છે એ સર્વ માન્ય છે ખ્વારઝમ શાહના સંગ્રહસ્થાનમાં જે વિશ્વાસ પાત્ર વૈદક ગ્રંથ છે તેમાં પણ કેસરના આ ગુણ વિષે ઇશારો કરવામાં આવ્યો છે. જહાંગીરે બંધીખાનેથી એક કેદી તેડાવી મંગાવી તેને પાશેર કેસર ખવરાવ્યું પણ કાંઇ અસર થઇ નહિં. અરધો શેર ખવરાવ્યું પણ કાંઇ અસર થઇ નહિં.

"હુમા" ના છાંયડા વિષે સૌ કોઇએ સાંભળ્યું હશે. જહાંગીરે તેનો પત્તો મેળવ્યો તો તેને માલુમ પડ્યું કે "પીરપનાલ" ના પહાડોમાં આ પક્ષી મળી આવે છે. તે મરેલાં પ્રાણીઓનાં હાડકાંનો આહાર કરે છે. જહાંગીરે આજ્ઞા કરી કે જે આ પક્ષીનો શિકાર કરશે અને મારી પાસે લાવશે તેને ૧૦૦૦ રૂપીઆ ઇનામ આપવામાં આવશે. જમાલખાંએ બંદુકથી તેનો શિકાર કર્યો. આ પક્ષીની છાતી ચીરાવી જોતાં માલુમ પડ્યું કે ખોરાક સંગ્રહ કરવાની કોથળીમાં હાડકાંનો ભુકો ભરેલો હતો.

સર્વે લોકોને જહાંગીરની નવીન જ્ઞાન તરફની અભિરૂચી વિષે સંપૂર્ણ ખબર મળી ગઇ હતી અને તેથી તેને દરેક સ્થળેથી લાભદાયક ખબરો મળતી. આકાશમાંથી ખરતા તારા વિષે લોકોનું ગમે તે અનુમાન હોય છતાં સાયન્સને અનુસરીને આપણે જાણીએ છીએ કે તારાઓ ઘણી વખતે સામસામા અથડાઇ તુટી પડે છે. અને તેમના આકસ્મિક ઘસારાથી પ્રકાશ ઉત્પન્ન થાય છે. અને કેટલીક વખતે તેમના તુટી ગયેલા અવયવો પૃથ્વી સુધી પણ આવે છે. એક વખતે જાલંધરના સ્ત્રતા પરેશમાં એકાએક વિજળીનો ચમકારો થયો અને સાથે જ ભયંકર પ્રહાર થયાનો અવાજ કાને પડયો. આકાશમાં ઉત્પન્ન થયેલો પ્રકાશ નીચે જમીન પર્યંત ઉતરતો દેખાયો, અને અગ્નિની વૃષ્ટિ થતી હોય તેમ ભાસવા લાગ્યું. જે જગાએ આ પ્રકાશ ઉતર્યો તે જગાએ પૃથ્વી દસ બાર ગજ સુધી તદન બળી શ્યામ થઇ ગઇ. થોડી વાર પછી જ્યારે આ જમીનને સંભાળપૂર્વક ખોદવામાં આવી ત્યારે લોઢાનો એક અતિશય ગરમ કકડો હાથ લાગ્યો. આ કકડાને ઠંડો કર્યા પછી કોથળીમાં ઘાલી જહાંગીર પાસે મોકલાવ્યો. જહાંગીરે દાઉદ નામનાં પ્રવીણ કારીગરને આ લોઢામાંથી તરવારો તૈયાર કરવાની આજ્ઞા કરી. પરંતુ માલમ પડ્યું કે હથોડાનો પ્રહાર કરતાં જ આ ધાતુ ચુરેચુરા થઇ જાય છે. જહાંગીરે આથી તેમાં ચોથા ભાગનું લોઢું મિશ્રિત કરવાનો હુકમ આપ્યો અને તેમાંથી બે તરવાર એક ખંજર તૈયાર કરાવ્યાં. તરવારો યમની તરવારના ઘાટની વાંકવાળી હતી. જહાંગીરને આ તરવારોની અજમાયશ કરતાં માલમ પડ્યું કે તે ઘણી જ પાણીદાર હતી.

(અપૂર્ણ.)

'તાલિબેઇલ્મ.'

# વિચારની ગૂઢ શક્તિ, પોતાની શક્તિને તાબે રાખવાની તથા સીધે રસ્તે દોરવાની જરૂર.*

આ સૃષ્ટિમાં સૌથી બળવાન શક્તિયો ગૂઢ શક્તિયો જ હોય છે. જેમ શક્તિ બળવાન હોય છે તેમ અને તેટલે જ દરજ્જે, જો તે ખરી રીતે વપરાય છે તો તે ફાયદાકારક નીવડે છે, અને ખરાબ રીતે વાપર્યાથી તેટલે જ દરજ્જે તે નુકસાનકારક થાય છે. વરાળ તથા વિજળીક બળો જેવાં યાંત્રિક બળોની બાબત વિશે આ તો સાધારણ જ્ઞાનની વાત છે. પણ આવા જ્ઞાનનો માનસિક પ્રદેશમાં ઉપયોગ કરતાં થોડાક જણને જ આવડતું હશે. એ પ્રદેશમાં તો સર્વમાં બળવત્તમ વિચારબળો સતત ઉત્પન્ન થાય છે અને મુક્તિ અથવા તો વિનાશના કારણભૂત પ્રવાહરૂપે ફેંકાય છે.

મનુષ્યની વિકાસ પામવાની આવી સ્થિતિમાં ત્હેના મનમાં આ બધી શક્તિયો પ્રવેશ કરે છે, અને ત્હેનું વલણ તે બધી શક્તિયોને જીતી લેવાનું હોય છે. આ ભૌતિક સૃષ્ટિમાં મનુષ્ય માટે જેટલું ડહાપણ પ્રાપ્ય હોય છે તે સર્વે આત્માધિકારમાં જ સમાયલું જણાય છે. અને "ત્હમારા દુશ્મનને ચાહો" એ આજ્ઞા આવી સ્થિતિમાં, જે મનોબળને મનુષ્ય ગુલામની પેઠે વશ થઈ ગયેલો હોય છે અને જે બળોને લીધે તે સ્વાર્થરૂપી ઝરાના પાણી ઉપર ઘાસના તરણાની પેઠે તણાયો જાય છે, ત્હેવાં બળોને વશ ન થઈ ત્હેના ઉપર કબજો રાખી અને પ્રૌઢ જ્ઞાનની પ્રાપ્તિ કરવાને માટે ઉત્તેજન આપે છે.

હીબ્રુ ભવિષ્યવેત્તાઓ પરમ શાસ્ત્રના જ્ઞાતા હતા તેઓ પણ હમેશાં બાહ્ય બનાવોનો સંબન્ધ મનના આંતર્વિચારો જોડે બતાવતા, અને કોઈ પણ રાષ્ટ્રિય વિપત્તિ આવતા તો જયનું મૂળ પ્રજાના મનમાં તે વખતે અગ્રસ્થાને રહેલા વિચારો તથા આકાંક્ષાઓમાં જ રહેલું માનતા. વિચારની દૈવિકશક્તિના જ્ઞાન ઉપર તે લોકોની ભવિષ્યવાણીનો આધાર રહેતો હતો અને સાધારણ રીતે બધી ખરી સત્તા અને જ્ઞાનનો આધાર હોય છે. રાષ્ટ્રિય બનાવો ફક્ત પ્રજાના આધ્યાત્મિક બળોની પ્રવૃત્તિને લીધે જ બને છે. વિગ્રહ, ઉપદ્રવ, તથા દુકાળ તે ફક્ત આવાં ખોટી રીતે વપરાયલાં વિચારબળના સંગમ તથા અથડાઅથડીને લીધે જ ઉદ્ભવે છે. ત્હેવાં વિચારબળનું પરાકાષ્ટાનું બિન્દુ તે ઉપર જણાવેલાં કારણો છે અને તે જ વખતે નાશ, પરમ શાસ્ત્રના પ્રતિનિધી તરીકે આવે છે. વિગ્રહનું કારણ એક જ અમુક માણસ અથવા તો માણસોની અમુક ટોળીને જ ગણવું એ મૂર્ખાઈ ભરેલું છે. રાષ્ટ્રિય સ્વાર્થીપણાનો તે સૌથી સારામાં સારો દાખલો બતાવી આપે છે.

ગૂઢ અને વિજયી વિચારબળોને લીધે જ બધી વસ્તુઓ પ્રકાશમાં આવે છે. સૃષ્ટિ વિચારમાંથી જ ઉત્પન્ન થઈ. ભૌતિક વસ્તુઓનું પૃથક્કરણ કરતાં જણાય છે કે તે વસ્તુઓ પણ મૂર્તરૂપે રહેતા વિચાર જ છે. દરેક માણસનાં કૃત્યો તે પ્હેલાં વિચારના રૂપમાં જ હોય

---

* અંગ્રેજી ઉપરથી. ભાષાન્તર.

છે પછી મૂર્તરૂપે બ્હાર પડે છે. ગ્રન્થકર્તા, સંશોધક અને શિલ્પશાસ્ત્રી, બધા પોતાને કરવાનાં કામો પ્હેલાં વિચારરૂપે કરી વિચાર ભૂમિ ઉપર બરાબર સંપૂર્ણ તથા એકસ્વર કરી પછી તે કામને કર્મક્ષેત્રભૂમિ ઉપર મૂર્તિરૂપે બ્હાર પાડે છે.

જ્હારે વિચારબળો સર્વોપરિ કાયદાની સાથે એકસ્વર રીતે વપરાય છે ત્હારે તે બળો આપણને ઉંચી પદવીએ ચઢાવેછે અને રક્ષણ કરનારાં હોય છે, પણ જો સર્વોપરિ કાયદાની વિરૂદ્ધ રીતે વપરાયછે તો વિનાશકારક નીવડે છે.

સદાચારની શ્રેષ્ટતા અને સર્વશક્તિત્વ ઉપર દૃઢ શ્રદ્ધા રાખીને આપણા સર્વ વિચારો જો રાખીએ તો સદાચારની શ્રદ્ધાથી આપણે સર્વ પાપમય વિચારોને સર્વથા નાશ કરી સકીશું. "શ્રદ્ધા રાખો અને તેથી જ તમારાથી જીવાશે." એ વાક્યમાં જ મુક્તિનો ખરો અર્થ સમાયલો છે. અને તે પાપનો અસ્વીકાર તથા ત્હેના અંધકારમાંથી સદાચારના શાશ્વત સચેતન પ્રકાશમાં દાખલ થઈ તે અનુભવવું તે મુક્તિ.

ભય, કલેશ, ચિન્તા, શઙ્કા, દુઃખ, ઉદ્વેગ અથવા તો નિરાશાનું મુખ્ય કારણ અજ્ઞાન, તથા દૃઢ શ્રદ્ધાનો અભાવ જ હોય છે. અને આ સર્વે સ્થિતિયો સ્વાર્થમાંથી જ ઉદ્દભવે છે, અને પાપનું સર્વોપરિપણું તથા શક્તિ ઉપર શ્રદ્ધા હોવાથી ઉપર જણાવેલી બધી મનની સ્થિતિયો ઉત્પન્ન થાય છે. અને આ સર્વેનું અસ્તિત્વ આચાર વ્યવહારમાંના નાસ્તિકપણાને લીધે જ હોય છે. અને હાની આત્માનો વિનાશ કરનારી મનની સ્થિતિમાં રહેવું તથા ત્હેમને વશ થઈ જવું તે ખરેખરૂં નાસ્તિકપણું જ કહેવાય.

હાની સ્થિતિમાંથી મુક્ત થવાની સમસ્ત મનુષ્ય વર્ગને જરૂર છે, અને હાની સ્થિતિયોના અસહાય તથા આજ્ઞાધારી ગુલામ બની રહેલા હોવા છતાં મુક્ત થવાની કોઈએ પત-રાજી કરવી જોઇયે નહિં. ભય પામવો અથવા તો ચિન્તામગ્ન રહેવું ત્હેમાં શાપ દેવા જેટલું જ પાપ સમાયલું છે. કારણ જો શાશ્વત ન્યાય, સદાચારના સર્વશક્તિપણા તથા અનંત પ્રેમ ઉપર વસ્તુતઃ શ્રદ્ધા હોય તો કોઈ પણ મનુષ્યને બ્હીવાની અથવા તો ચિન્તા રાખવાની શી જરૂર છે ? માટે બ્હીવું તથા ચિન્તા રાખવી એ જ અશ્રદ્ધા તથા અસ્વીકાર કર્યાનું ચિહ્ન છે.

મનની હાની સ્થિતિયોમાંથી જ દૌર્બલ્ય તથા હાનિ ઉત્પન્ન થાય છે કારણ, તેથી જે અવૈકલ્પિક વિચારબળો બળથી પોતાના લક્ષ્ય તરફ જઈ, સારૂં પરિણામ આણવાના હોયછે ત્હેનો વિશ્લેષ થઈ ત્હેમનો લોપ થાય છે.

હાની નિષેધાર્થક સ્થિતિયોને જીતી લેવાથી, સામર્થ્યપૂર્ણ જીંદગી અનુભવાયછે, અને ત્હેવી સ્થિતિયોના ગુલામ મટી જઈ ત્હેમના અધિપતિ થવાય છે અને ત્હેવી સ્થિતિ આ-ણવા માટે અંતર્વર્તિન્ જ્ઞાનની સાગ્રહ અને અવિરત વૃદ્ધિ કરવી જોઇયે. મનમાં જ ફક્ત પાપનો અસ્વીકાર કરવો બસ નથી. રોજના અભ્યાસથી ત્હેના ઉપરઘાલા સામગ્રી ત્હેના ઉપર સર્વોપરિપણું મેળવવું જોઇયે. સદાચારના દાવા ફક્ત મનમાં સમજીને બેસી રહેવું બસ નથી પણ સદાચારમય જીવનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવો જોઇયે અને ત્હેમાંથી

મળતો બોધ ગ્રહણ કરવો જોઇએ. આત્મસંયમના કુશલ અભ્યાસથી આપણાં અંતર્વર્તિન્ વિચારબળોનું આપણને જ્ઞાન થાય છે, અને તેથી તે વિચારબળોને સીધે રસ્તે વાપરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. મનોબળથી દોરાવાને બદલે આપણે હેમને દોરી, જેટલે દરજ્જે આત્મ ઉપર સંયમ રાખીશું તેટલે જ દરજ્જે આપણે બાહ્યસ્થિતિઓ ઉપર તથા કાર્યો ઉપર અધિકાર ભોગવી શકીશું.

જે માણસના સ્પર્શથી જ બધાનો વિનાશ થઈ જતો હોય અને જે માણસને જય ઘણી જ સ્હેલાઇથી પ્રાપ્ય હોય, તે છતાં તે ન લઈ શકતો હોય હેવો કોઈ પણ મનુષ્ય મ્હને બતાવો અને હું હમને અધિકાર, સત્તા, મેળવવાને ના લાયક કરનારી મનની સ્થિતિમાં હમેશાં રહેતો માણસ બતાવીશ. જય અને અધિકાર, હમેશાં અંદર દાખલ થવા દેવા માટે આપણાં બારણાં ઠોકતાં હોય છતાં, શંકારૂપી કાદવમાં આળોટયા કરવું. ભયરૂપી કળણમાં હમેશાં ઊંડા ઉતર્યા જવું અથવા તો ચિન્તારૂપી પવનથી આમથી તેમ અથડાયા કરવું તે ગુલામ બની ગુલામગી છંદગી કહાડવા જેવું જ છે. આવો મનુષ્ય, શ્રદ્ધા તથા આત્મસંયમના અભાવને લીધે પોતાની કૃતિયોને સીધે રસ્તે દોરવાને બળહીન છે, અને બાહ્યસ્થિતિયોનો બદલે પોતાનો જ ગુલામ બની રહેછે આવા લોકો ફક્ત દુઃખથી પીડાઈને હેનાં કડુ અનુભવથી દુર્બળતામાંથી છૂટી સામર્થ્ય અનુભવવાને શક્તિમાન થાયછે.

શ્રદ્ધા અને નિશ્ચય તે જીવનનાં પ્રેરક બળો છે. દૃઢ શ્રદ્ધા અને દૃઢ નિશ્ચયથી પાર ન પાડી સકાય હેવું કાંઈ પણ નથી. આપણા મનમાં શ્રદ્ધાનું રોજ અનુષ્ઠાન કર્યાથી બધાં વિચાર બળો એકઠાં કરી સકાયછે અને નિશ્ચયને દૃઢ કરવાથી આપણા લક્ષ્ય તરફ વિચાર બળોને પ્રેરી સકાયછે.

આ સંસારમાં આપણી ગમે તે પદવી હોય છતાં કોઈ પણ બાબતમાં ફતેહ અથવા તો, સત્તા મેળવતાં પ્હેલાં અથવા તો બીજાને ઉપયોગી નિવડતાં પ્હેલાં આપણે આપણા વિચાર બળોને એકત્ર કરવા માટે વ્યાકુલતા કાઢી નાંખવાની તથા શાન્ત મન રાખવાની ટેવ પાડવી જોઈએ. ધારો કે આપણે એક વ્યાપારી હોઇએ, અને વ્યાપારમાં કોઈ મ્હોટી અને વિનાશકારક વિપત્તિ હુલી પડવાનો ભય હોય, હાવે વખતે જો આપણે ગભરાઈશું અથવા તો ચિન્તાગ્રસ્ત રહીશું તો આપણને કાંઈ જ સુઝશે નહિં. અને હાવી સ્થિતિમાં જ રહેવું તે વિનાશકારક નીવડવાનું જ, કારણ જ્યાં ચિન્તા આપણા મનમાં પ્રવેશ કરેછે હેની સાથે જ ખરા ખોટાનો વિચાર કરવાની શક્તિ જતી રહેછે. પણ જો આપણે સ્હવારે અથવા રાત્રે એક બે કલાક કોઈ આપણને હેરાન ન કરે હેવી એકાંત જગ્યામાં બેશી, ચિન્તાનો વિષય મનમાંથી પ્રયત્ન કરી કાઢી નાંખી, બીજી કોઈ આનન્દદાયક વાતનું સ્મરણ કરીશું તો આપણા મનમાંથી ચિન્તા જતી રહેશે અને હેને બદલે શાન્તિ તથા શક્તિ ઉત્પન્ન થશે મન જરા પણ પાછું ચિન્તાગ્રસ્ત થવા માંડે તો પાછું હેને પ્રફુલિત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. અને હાવી સ્થિતિમાં આપણે જો પેલી વિપત્તિ ટાળવા માટે કાંઈ ઉપાયો શોધીશું તો ઘણી સ્હેલાઇથી જડશે. અને જે પ્રશ્ન ચિન્તાતુર સ્થિતિમાં આપણને ઘણો જ કઠીન લાગતો હતો તે હવે એટલો જ સ્હેલો થઈ જશે. મનને શાન્ત સ્થિતિમાં આણને વખતે ઘણા કલાક પણ થાય પણ આપણે ખંત રાખવી જોઇએ અને આખરે

આપણને ફતેહ મળશે. હાલી સ્થિતિમાં જે ઉપાય આપણને સુઝયો હોય તે તરત કામે લગાડી દેવો. અલબત્ત પાછા વ્યાપાર બાબતના વિચારો કરતે આપણને સુઝેલો ઉપાય ભૂલ ભરેલો લાગશે પણ હેની આપણે દરકાર કરવી નહિં. આપણે ફક્ત ચિન્તારૂપી પકડાવાથી દોરાવાને બદલે, શાન્તિરૂપી દૂતથી જ ફક્ત દોરાવું જોઇયે. શાન્તિવાળો સમય તે દીપ્તિનો સમય છે, ને તે જ સમયમાં આપણને ખરા ઉપાય સુઝે છે. હાવા માન- સિક શિક્ષણથી વિખરાઇ ગયેલાં બધાં વિચાર બળો એકઠાં થઈ જાય છે, અને નિરીક્ષણ દીપિકા ( Searchlight ) નાં કિરણોની પેઠે વિચાર્ય વિષય તરફ ફેરી સકાયછે, ને તેથી માર્ગ સુગમ થઈ પડેછે.

શાન્ત અને વિચારની એકાગ્રતાવાળા સ્વભાવના બળને શરણ ન થઇ જાય હેવી કોઇ પણ વિપત્તિ નથી હોતી અને પોતાના વિચાર બળોના કુશળ ઉપયોગથી ન પાર પડે હેવું કોઇ પણ ઉચિત કાર્ય નહિ હોય.

જ્યારે આપણે આપણા અંતર્વર્તિન્ સ્વભાવની તપાસ કરીશું અને ત્હાં ભમતા દુશ્મનો ઉપર જીત મેળવીશું ત્હારે જ આપણને વિચારની અતિ સૂક્ષ્મશક્તિની તથા બાહ્ય- સ્થિતિ સાથેના હેના સંબન્ધની અથવા તો હેની જીવનની સ્થિતિયોને ગોઠવવાની તથા બદલી નાંખવાની જાદૂઈ બળની કલ્પના થશે.

આપણે જે કાંઈ વિચાર કરિયે છિયે, તે એક આવેશના રૂપમાં બ્હાર પડે છે અને હેની જાત અને ઉગ્રતાના પ્રમાણમાં તે બ્હાર જઈ હેને અંગિકાર કરે એવાં મનમાં જઈ પોતાનું નિવાસ સ્થાન શોધી લેછે, અને પાછી તે જ વિચારની પ્રતિક્રિયાની સારી અથવા માઠી અસર આપણને થાય છે. એક મન અને બીજા મન વચ્ચે સતત વ્યવહાર ચાલી રહેલો હોય છે અને અરસપરસ વિચારની પણ લ્હેણદેણ ચાલે છે. સ્વાર્થિ અને પીડાકારક વિચારો તે દ્વેષબુદ્ધિવાળાં, નાશકારક, પાપાચારના દૂતો જેવા હોય છે તે દૂતો બીજાના મનમાં જઈ પાપાચારને ઉત્તેજન આપી હેની વૃદ્ધિ કરે છે અને હેવાં મનમાંથી હેની ઉગ્રતામાં વધી તે આપણા મનમાં આવે છે. શાન્ત, પવિત્ર, અને નિસ્વાર્થ વિચારો, પાપ- મય વિચારોને હરાવી નાંખનારા આરોગ્ય, શાન્તિ તથા કૃતાર્થતાથી ભરપૂર, દિવ્ય દૂતો છે. હાવા વિચારો ચિન્તા અને શોકરૂપી તોફાની દરિયાના પાણી ઉપર હર્ષરૂપી તેલ રેડી નિરાશ થયેલાં માણસોને અનશ્વરતાનું દાન આપે છે. આપણે સારા વિચાર કરીશું તો તે પ્રમાણે આપણાં કૃત્યો પણ સારાં જ થશે. આપણા મનને સંયમમાં રાખીશું તો આપણું બાહ્યજીવન જે પ્રમાણે આપણે કરવું હશે હેવું થઈ સકશે. સાધુ પુરૂષ અને પાપી માણ- સનામાં ફેર એટલો જ હોય છે કે પૂર્વોક્ત પુરૂષે પોતાનાં બધાં વિચારબળો પોતાને તાબે કરેલાં હોય છે અને ઉત્તરોક્ત પુરૂષ પોતે પોતાનાં વિચારબળોને તાબે થઈ ગએલો હોયછે.

ખરી સત્તા, અને કાયમ શાન્તિ ફક્ત આત્મસંયમ, આત્મશાસન, તથા આત્મ- શુદ્ધિથી જ મળે છે. પોતાના સ્વભાવને તાબે રહેવાથી, દુર્બલ, રંકી દુઃખી થવાય છે અને જગતને કશામાં પણ ઉપયોગી થવાતું નથી. જીવનરૂપી જાળ જો આપણે સુખ તથા

અભ્યુદયરૂપી સોનેરી કસબના વણાટથી ભરપૂર કરવી હોય તો, આપણી રૂચી, અરૂચી, અસ્થિર પ્રેમ, તિરસ્કાર વૃત્તિ, ક્રોધ, શકુંકા, દ્વેષભાવ, વગેરે જે કાંઇ દુર્ગુણોને તાબે આપણે થઈ ગયા હઈયે ત્હેમના ઉપર જીત મેળવવી જોઈયે. આપણે જેમ હલકી વૃત્તિયોને તાબે રહીશું તેમ, તેમ આપણને આપણા જીવનરૂપી પંથમાં આગળ ચાલવાને બાહ્ય સહાયની તથા બીજા ઉપર આધાર રાખવાની જરૂર જણાશે. જો આપણે આપણા જીવનરૂપી પંથમાં દૃઢતાથી ચાલી, આપણા કાર્યમાં ફતેહ મેળવવી હોય તો આવી બધી પીડા તથા વિક્ષેપ-કારક ભ્રમણાઓને જીતી લેવી જોઈયે. આપણે મન સ્વસ્થ કરવાની, મનને શાન્તિમાં પ્રવેશ કરાવવાનો રોજ અભ્યાસ કરવો જોઈયે. આથી આપણા મનના દુર્બળ તથા પીડાકારક વિચારોને બદલે સામર્થ્ય આપનારા તથા શાન્તિકારક વિચારો આપણા મનમાં આવશે. હામાં જ્યહાં સુધી ફતેહ નહિં મળે ત્યહાં સુધી જીવનના કાર્યવ્યવહાર તરફ તથા કઠીન પ્રશ્નો તરફ આપણે સમર્થ રીતે આપણા મનોબળોને પ્રેરી નહિં શકિયે. પોતાના વીખેરાઈ ગયેલાં બળોને એક મજબુત રસ્તે દોરવા માટેની આ યુક્તિ છે. જેમ એક જળપૂર્ણ પડતર જગ્યાને ત્હેની આસપાસના વ્હેળાઓ વગેરેમાંથી સારી રીતે કરેલી નીકોમાંનાં પાણીથી સોનારૂપી ધાન્ય ઉગાડનારી અથવા તો ફળફુલ ઉદ્યાન કરી દેવાય તેમ જ જે કોઈ માણસ પોતાના વિચારબળોને જીતી લઈ ત્હેમને બરાબર રીતે દોરે છે તે માણસ પોતાના આત્માને બચાવે છે અને જીવન સુફલિત કરે છે.

આપણે જેમ જેમ આપણા વિચારો તથા આપણી પ્રવૃત્તિને તાબે કરતા જઈશું તેમ તેમ, આપણા અંતરમાં કોઈક નવીન જાતની તથા ગૂઢ શક્તિ ઉદ્ભવ પામતી આપણને લાગશે અને અક્ષુબ્ધ વૃત્તિ તથા સામર્થ્ય આપણને પ્રાપ્ત થશે. આપણી અંતર્હિત શક્તિયો વિકાસ પામવા માંડશે અને પ્હેલાં જે પ્રયત્નો દુર્બલ હોઈ નિષ્ફલ જતા હતા, તે જ હવે શાન્તિથી તથા દૃઢતાથી સફલ થશે. આ નવીન શક્તિની ઉત્પત્તિ સાથે આપણા મનમાં અંતર્જ્ઞાનરૂપી પ્રકાશનો ઉદ્ભવ થશે અને પછી અંધકાર, અને તોફાનમય જીવનમાં ચાલવાને બદલે પ્રકાશ, અને નિશ્ચયથી પૂર્ણ પંથે ચાલી શકીશું. માનસિક જ્ઞાનની પણ ઘણી વૃદ્ધિ થશે અને તેથી આપણામાં ભવિષ્યમાં બનનારા બનાવોનું જ્ઞાન થવાની તથા આપણા પ્રયત્નોનું શું પરિણામ આવશે તે કહી શકવાની શક્તિ ખીલશે. અને જેટલો આપણા મનની અંદર ફેરફાર થશે તેટલો જ આપણી કૃતિયોમાં પણ થશે, અને આપણો બીજાની તરફનો માનસિક ભાવ જેટલો બદલાશે તેટલે જ દરજ્જે તે લોકોનો આપણી પ્રત્યેનો ભાવ, તથા આચરણ બદલાશે. આપણે જેમ જેમ નીચ, અશક્તિકારક, તથા વિનાશકારક વિચારબળો ઉપર જીત મેળવતા જઈશું તેમ તેમ સબળ, પવિત્ર, અને ઉમદા મનમાંથી ઉત્પન્ન થયેલાં શક્તિદાયક અને આપણી અભિવૃદ્ધિ કરનારાં વિચારબળોના સમાગમમાં આવીશું. આપણું સુખ ઘણી વૃદ્ધિ પામશે અને ફક્ત આત્માધિકારથી જ મળતાં હર્ષ, સામર્થ્ય અને સત્તા આપણે પ્રાપ્ત કરી શકીશું અને આ બધાં આપણામાંથી આપણા કાંઈ પણ પ્રયત્ન કર્યા વગર બીજા તરફ ફેલાશે અને લોકો આપણી તરફ આકર્ષાશે. આપણને અધિકાર પ્રાપ્ત થશે અને બધી બદલાયલી આન્તરસ્થિતિયોની સાથે બાહ્યસ્થિતિયો પણ બદલાશે.

પોતાનાં ઘરનાં માણસો જ દુશ્મન બને છે. અને જો'ને, ઉપયોગી, સામર્થ્યવાન, અને સુખી થવું હોય હેણે નિષેધાર્થક, નીચ તથા અપવિત્ર વિચારોને મનમાં પ્રવેશ કરવા દેવા નહિં. અને જેમ એક ગૃહસ્થ, પોતાના નોકરોને તાબામાં રાખી, અતિથિસત્કાર કરે છે તેમ હેણે પોતાની ઇચ્છાઓને તાબે રાખી, પોતાના આત્મારૂપી ભૂવનમાં કિયા વિચારોને દાખલ કરવા, ન કરવા તે બાબત નિશ્ચય કરવો જોઇએ. આત્માધિકારમાં થોડીક પણ ફતેહ મળ્યાથી મનુષ્યની પોતાની સત્તામાં વધારો થાય છે અને જે કોઇ માણસ, આ દિવ્ય ગુણ સંપૂર્ણ રીત્યે મેળવી શકે છે હેને, અકલ્પનિય જ્ઞાન, અંતરબળ, તથા શાન્તિની પ્રાપ્તિ થાય છે અને હેને ખબર પડે છે કે સંસારનાં સર્વ બળો, હેના માર્ગદર્શક થઇ હેનું રક્ષણ કરે છે.

વાંદરા,
તા. ૨૫-૬-૧૧.

નલિનકાન્ત નરસિંહરાવ.

---

## યુનિવર્સિટી University માટે યોગ્ય શબ્દ કિયો ?

આજકાલ 'વિશ્વવિદ્યાલય' શબ્દ કેટલાક લોકો વાપરેછે. એ શબ્દનો પ્રયોગ આરમ્ભમાં બંગાળામાં થયેલો સ્મરણમાં છે. આ શબ્દ આપણી ગુર્જરભાષામાં પ્રવેશ પામવા લાગ્યોછે. 'ગુજરાત શાળાપત્રે' પણ હેનો સ્વીકાર કરવો ઇષ્ટ ગણ્યો જણાયછે.§ પરંતુ University શબ્દની વ્યુત્પત્તિ તથા તે ઉપરથી થયેલો રૂઢાર્થ વિચારતાં આ શબ્દની યોજના ભ્રમમૂલક લાગેછે. સર્વ વિદ્યાઓનું જ્ઞાન આપનારી સંસ્થા એમ અર્થ, Universe અથવા Universal એમ અંશ એ શબ્દમાં ખોટી રીતે ઉમેરવાથી, કરાયો લાગેછે. એ જ ભ્રમથી ઈ. સ. ૧૮૯૬ ના ઑક્ટોબરના 'સમાલોચક'માં 'લેખન તથા વાચન' ના વિષયમાં મનસુખરામભાઇયે 'સમસ્તશાલા' શબ્દ યોજ્યો જણાયછે. એ શબ્દ તો વળી સ્વરૂપગત દૂષણવાળો છે. †

હવારે University શબ્દનો મૂળ ખરો અર્થ શો તે પ્રથમ જોવું વાજબી છે. Universitas એ લૅટિન શબ્દનો અર્થ—A number of persons associated into one body; a society; corporation;—એમ છે. એ રીતે યુરોપમાં મધ્યકાળમાં University of carpenters, barbers, ઇત્યાદિ મંડળો હતાં. પછી જ્ઞાન આપનારી નવીન સંસ્થાઓને એ નામ અપાયું. એટલે જણાશે કે universal જ્ઞાન આપવાનો અર્થ આ શબ્દમાં પેસાડવો વાજબી નથી.

---

§ 'ગુજરાતશાળાપત્ર', માર્ચ ૧૯૦૬, પૃ. ૬૫
'ગુજરાતશાળાપત્ર', એપ્રિલ ૧૯૧૧ પૃ. ૧૨૪

† [illegible]

આ પક્ષની વિરુદ્ધ વેબ્સ્ટરના કોશમાં એક જ ભાગ છે. હેમાં નીચે પ્રમાણે ઉલટો અર્થ આપ્યોછે:—

"A universal school in which are taught all branches of learning or the four faculties of theology, medicine, law, and the sciences and arts."

પરંતુ એ જ પ્રસંગે universitas વગેરે શબ્દો ઉપર દર્શાવેલો મૂળ અર્થ આપેલ છે. તેથી વધારે સપ્રમાણતા એ મૂળની જ છે.

આ સિવાય મિ. વિન્સેન્ટ સ્મિથનું નીચેનું વચન universal એ અર્થને પ્રવેશ આપનાર પક્ષના લાભમાં છેઃ—

"Antiquarians tell us that the Latin word 'universitas' meant a guild or corporation; but the term 'university' has completely lost its original meaning, and, as now used, tends more and more to be associated in men's thoughts with the adjective 'universal' as connoting an institution which aims, more or less completely, at supplying teaching in all the branches of learning which the students frequenting it are likely to demand." ("Thoughts on Indian Universities," East and West, January 1908)

પરંતુ આ કેવળ એક વ્યક્તિનો અપ્રમાણ અભિપ્રાય માત્ર છે. University શબ્દના 'મંડળ' રૂપ મૂળ અર્થને બાધક નવી કલ્પનાને પ્રવેશ આપવા માટે સયુક્તિક કે પ્રમાણનો આધાર નથી. Century Dictionary જેવા પ્રમાણભૂત કોશમાં Universityનો હાલ પ્રચલિત અર્થ નીચે પ્રમાણે આપ્યોછેઃ—

"An association of men for the purpose of study, which confers degrees which are acknowledged as valid throughout Christendom, is endowed, and is privileged by the state in order that the people may receive intellectual guidance, and that the theoretical problems which present themselves in the development of civilization may be restored."

આ અર્થમાં universal એ શબ્દથી સૂચિત કલ્પનાને કદિ પણ સ્થાન અપાયું નથી જણાતું. તેથી મિ. વિન્સેન્ટ સ્મિથનું વચન પ્રમાણ તરીકે સ્વીકારતે સંકોચ જ ઉત્પન્ન થશે. University શબ્દમાં 'સર્વ' અથવા 'સમુદાય'નો અર્થ સમાયલો ખરો, પરંતુ તે એ મંડળમાં આવેલા જનોને અનુલક્ષીને છે, એ મંડળ શીખવે તે વિદ્યાના વિશેષણ રૂપે નથી;—આ વાત ખાસ ધ્યાનમાં રાખવાનીછે.

આ કારણથી "universal" એ અર્થને પ્રવેશ આપનારી શબ્દયોજના ગુજરાતીમાં પણ અયોગ્ય ગણવી જોઈયે. તેથી " વિશ્વવિદ્યાલય " એ શબ્દનો સ્વીકાર કરતા પ્હેલાં બહુ વિચારવું જોઈયે. ( 'સમસ્તશાલા '—એ શબ્દ તો લગડાતા અર્થવાળો અને તદ્દન અયોગ્ય જ છે. )

મ્હને રા. કેશવલાલ ધ્રુવે યોજેલો ' શારદાપીઠ ' શબ્દ બહુ સુશ્લિષ્ટ અને સુઘટિત જણાય છે. માટે સાક્ષરવર્ગની સમક્ષ એ શબ્દની ભલામણ પૂર્ણ આગ્રહથી હું કરૂંછું.

પંચગણી
તા. ૧૯-૫-૧૧

નરસિંહરાવ ભોળાનાથ.

---

# " શેલી અને ત્હેની કવિતા."

સૃષ્ટિને પ્રભુમય બનાવવા અને મનુષ્યનાં હૃદય આર્દ્ર કરવા પરમાત્માએ વિવિધ સાધન રચ્યાં છે. ત્હેમાં કવિતાનું સ્થાન અચ્યુત રહી પૃથ્વીના સંવર્ધનમાં વિકસ્યા કર્યું છે. પ્રભુએ કાળાંતરે પોતાના દૂતો—કવિઓને ઉક્ત નિમિત્તથી મોકલ્યા હતા, મોકલ્યા છે, અને મોકલશે. સમાજ-સ્થિતિને અનુસરી પૃથક્ પૃથક્ દેશોમાં જન્મ લઈ તેઓ ભમે છે અને ઉપદેશ કરે છે. અમુક દેશનો અમુક કવિ, તે પછીના જમાનાનો બીજા દેશમાં અવતરેલો બીજો કવિ, એમ જ ત્રીજો, એવાં એવાં તેઓ અવનવાં રૂપ ધારણ કરે છે. વાસ્તવિક રીતે તેઓ એક જ છે, કારણ કે તેઓની પ્રેરણા એક જ છે. કોઈ જન્મે છે ભારત ભૂમિમાં, કોઈ ચીનમાં, કોઈ જપાનમાં કે કોઈ ઈંગ્લંડમાં. તથાપિ તેઓમાં કંઈ ભેદ નથી. તેઓ એક જ ઉદ્દેશ માટે જૂદા જૂદા ભમે છે.

શેલી આ જાતૂ-મંડળનો એક બધુ હતો—બોધવા અને સુધારવા મોકલેલો પ્રભુનો એક પેગમ્બર હતો. ત્હેનો જન્મ એક શ્રીમંત કુટુંબમાં થયો હતો. ત્હેના પિતામહ બૅરોનેટ હતા—પૈસે ટકે સુખી હતા. તેઓનો સ્વભાવ જરાક ચિડિયો અને સ્વચ્છંદી હતો. એમ કહેવાય છે કે તેઓ પોતાના સુંદર મકાન મૂકી, કોઈની દરકાર ન કરી એક નાની શી સ્વચ્છ ઝુંપડીમાં વખત વ્યતીત કરતા. તેઓનો જ્યેષ્ઠ પૌત્ર પર્સી બીશી શેલી—આપણો કવિ-હોર્શેહામ નામના એક નાના ગામડામાં ઈ. સ. ૧૭૯૨ ના ઑગસ્ટ માસમાં જન્મ્યો હતો. ત્હેના પિતાનું નામ ટીમોથી શેલી અને માતાનું નામ એલિઝાબેથ હતું. લઘુ વયથી જ શેલીનું સૌંદર્ય કંઈ અલૌકિક હતું. ત્હેનો ચ્હેરો કેળાશ પર નમતો હતો. ગૂછાદાર વાળ અને ચક-ચકિત ચક્ષુઓ ત્હેની આકૃતિમાં વિલક્ષણ વધારો કરતાં હતાં. પિતામહનો સ્વભાવ કુદરતી રીતે આપણા કવિમાં ઉતર્યો હતો. નાનપણથી જ આ અસરને પોષણ મળ્યું હતું. તેની સાથે રમત ગમત કરવા શેલીના બાલ્યાવસ્થામાં કોઈ ગોઠિયો ન હતો. તેથી તે પોતાની લઘુ

બહેનો સાથે હસતો, ફરતો અને રમતો. કોમળ અને શાંત જીવનના સંસ્કાર આવી રીતે ત્હેના હૃદયમાં સ્ફુર્યા—આગળ જતાં વિકાસસ્થાન મળ્યું—છેવટ સુધી ન છુટયા. જન્મથી જ શેલીનો સ્વભાવ વિલક્ષણ હતો. ભૂત, પ્રેત ઇત્યાદિની વાર્તાઓ સાંભળવા ત્હેનું મન હમેશ તત્પર રહેતું. ગામના જે ભાગમાં કોઈ પણ મનુષ્ય ન જાય, તે શેલીને બરાબર વિદિત હતા. સૂર્ય આથમી જાય, અંધકાર હોય, ત્હોય તે ત્હાં ભમતો અને ભૂતની અપરમ ઉત્સાહથી શોધ ચલાવતો.

જ્હારે શેલી ૭ વર્ષનો થયો, ત્હારે વૉર્નહામની—ગામડાંની ભાષામાં–"ધુળી નિશાળ" માં ત્હેને બેસાડવામાં આવ્યો. જન્મથી જ એકાંતમાં ઉછરેલા આ એકલશરા છોકરાને ઉક્ત નવો સહવાસ પસંદ ન પડ્યો. તેઓ સાથે તે બોલતો નહિ, હસતો નહિ કે રમતો નહિ. નિરાળો—સર્વથી નિરાળો–તે એકલો ભમતો. ત્હેના સહચારી ત્હેને ખીજવતા, હેરાન કરતા અને પ્રસંગ મળે તો મારી લેવા પણ ન ચૂકતા. ત્હોય શેલી ન સુધર્યો. પ્રભુના પેગમ્બર ઘણું કરીને નાનપણમાં એકાંતમાં ઉછરેલા હોય છે. કૃષ્ણને ગોવાળીઆઓમાં, મહમદને પર્વતોમાં, બુદ્ધને વનમાં, એમ સર્વને એકાંત મળ્યું જ હતું; એકાંતમાં તેઓનો આત્મા પોષાયો હતો; એકાંત તેઓનું જીવન હતું. શેલીનેય એકાંતનો લ્હાવો મળ્યો. વિશેષતઃ કવિની પાંખો વ્હેલી ફુટે છે. બાલ્યાવસ્થામાંથી જ ત્હેનો આત્મા ઉચ્ચ ઉચ્ચ ઉડવાના પ્રયત્નો કરી રહે છે. શેલીને પણ તેમ જ થયું. સાત વર્ષથી ત્હેનું કવિ–જીવન આરંભાયું, 'Verses on a Cat' એવું મથાળું કરી ત્હેણે કેટલીક લીટીઓ લખી. ત્હેમાંય ત્હેની પ્રવીણતા અને ઉત્સાહ કંઈ અનાગત રીતે વિકસી નીકળે છે. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય છે.

જરા ઉચ્ચતર કેળવણી લેવા શેલીને ત્હેના પિતામહે ઈ. સ. ૧૮૦૨ માં "આઇલવર્થ" મોકલ્યો. આપણા કવિની સ્થિતિ ત્હાં દિનપ્રતિદિન વધારે દુઃખકારક થતી ગઈ. નહિ 'ફુટબૉલ' પર પ્રીતિ કે નહિ 'ક્રીકેટ' પર, તેથી તે સર્વ છોકરાને એક જાતની રમત થઈ પડ્યો. નિશાળમાંય "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઝમઝમ" એ પ્રખ્યાત સૂત્રનો બહુધા ઉપયોગ કરવામાં આવતો. તે વિષે શેલી એના 'Revolt of Islam'—"ધિ રિવૉલ્ટ ઑફ ઇસલામ" માં કહે છે:—

> A fresh May-dawn it was,
> When I walked forth upon the glittering grass,
> And wept I knew not why: until there rose
> From the near school-room, voices, that alas!
> Were but one echo from a world of woes—
> The harsh and grating strife of tyrants and of foes.

શેલીને એકાંતની આવાં કારણોથી વૃદ્ધિ થતી ગઈ. ત્હેણે હવે "હવામાં કિલ્લા" બાંધવા માંડ્યા. ત્હેની આત્મ-નિદ્રાનો વિદાર થયો. ત્હેનું ભવિષ્યનું ચારિત્ર આ વખતે બંધાણું. ત્હાર પછી તે નિશાળનું કંઈ ન વાંચતો. અન્ય ગ્રંથોનો અભ્યાસ એ જ ત્હેની પ્રકૃતિ

હતી. હેણે આ અરસામાં જર્મન ભાષાનાં પુસ્તકો વાંચ્યાં, અને 'Zastrozzi' "ઝેસ્ટ્રોઝી" નામની એક નવલકથા લખી. આ લખાણમાં ઉન્મત્ત શેલીની અદ્ભુતતાની અભિરૂચી પ્રત્યક્ષ દેખાઈ આવે છે. નાનપણથીજ શેલીની લેખક-શક્તિ આશ્ચર્યજનક હતી. હવે હેને વધુ વધુ વિકાસ સ્થાન મળવા લાગ્યું.

થોડાં વર્ષ પછી શેલીને "ઑક્સફર્ડ" જવાનું થયું. ત્હાં હેણે આઠ દસ નાનકડા ગ્રંથ લખ્યા. આ સર્વે ધર્મ અને રાજ્યનીતિ વિરૂદ્ધ હતા. એક દ્રોહી તરીકે શેલી પ્રખ્યાતિમાં આવ્યો. ભૂત-શોધનનો નાનપણનો જુસ્સો હજી વિરામ્યો ન હતો. ભૂત કાઢવા હેણે વિજળિક શક્તિથી રસાયન શાસ્ત્રને અનુસરી અનેક પ્રયોગ કર્યા. છેવટે હદ વળી ગઈ. 'Necessity of Atheism' ('નાસ્તિકની અગત્ય') એ નામનું ધર્મ સ્હામે એક પુસ્તક પોતાનું નામ છુપાવી લખ્યું. પૂર્વેથી જ આપણા કવિનું નામ પ્રખ્યાત હતું. હવે કાંઈ છૂપું રહે? પ્રોફેસરને સર્વે વિદિત થયું. ફીતુરી અને બળવાખોર તરીકે શેલીનું નામ કૉલેજમાંથી રદ કરવામાં આવ્યું. સત્તર વર્ષની ઉમ્મરે આ માયાળુ, વિદ્વાન અને પ્રેમી યુવાને આત્મ-હુતિ આપી. સમાજને સુધારવા હેણે પોતાના સુખની અવજ્ઞા કરી. શેલીની હીંમત કંઈ અલૌકિક હતી. સત્ય ઉપર સ્વાર્પણ થાય, હ્મેય હેને તે ઇષ્ટ હતું. સત્યના મંદિરમાં તે પોતાનું તન, મન અને ધન કુરબાન કરવા નિત્ય તત્પર રહેતો. શેલીથી મોટી વયના પુરૂષો એમ કરવા પહેલાં અસત્ય ઉપર આધાર રાખત. પણ શેલી સીધે માર્ગે પરસ્પૃહા કે નિંદાની દરકાર કર્યા સિવાય આગ શૌર્યથી ચાલતો. હેને આત્મપ્રભામાં શ્રદ્ધા હતી. કૉલેજના અરસામાં હેણે 'Queen Mab' (ક્વીન મેંબ) નામનું એક મોટું કાવ્ય લખ્યું. આ નાની વયમાં લખાયેલી હેની પ્રખ્યાત કવિતામાં પરોપકારી જુસ્સાનું પ્રાધાન્ય છે. પરોપકારનું નામ શેલીના રોમ રોમ ઉપર લખાયેલું હતું. પરોપકારની આગ શેલીના હૃદયમાં સતત બળતી. અન્ય વ્યક્તિ દુઃખી થાય છે, તે પોતે જ દુઃખી થાય છે, એવું તે માનતો. ગરીબ ઉપર ગુજરતા દુઃખનું તે મનન કરતો. પૃથ્વી ઉપર જે જે અવગુણનું અસ્તિત્વ હોય, હેને વિદારી પૃથ્વીને સ્વર્ગ બનાવવાનો હેનો ઉદ્દેશ હતો. તેમ કરતાં પોતાને ગમે તેટલાં સંકટ પડે, ગમે તેટલો દુઃખી થાય અથવા ગમે તે થઈ જાય, હેની તે અવગણના ન કરતો. જનસમૂહને સુધારી પ્રત્યેક પુરૂષને નીતિ અને પ્રીતિનું માન કરાવવું, એ એનું મુખ્ય સૂત્ર હતું.

કૉલેજ છોડીને આપણો ફીતુરી ગણાયેલો આ યુવાન લંડન ગયો. ત્હાં હેની નાની બ્હેનો ભણતી હતી. તેઓનું હૅરીયેટ વેસ્ટ ગ્રોવ—Harriet West Grove નામની એક સહિયર હતી. શેલીને આશ્વાસન આપવા શેલીની બહેનો હૅરીયેટને ફુલ આપી, તે પોતાના ભાઇને દેવા હેને વારંવાર મોકલતી. ધીમે ધીમે શેલી અને હૅરીએટના હૃદય પીગળી મળ્યાં. ઘરમાં પોતાને જે જે દુઃખ પડતું, હેની વાતો હૅરીયેટ શેલીને કહેતી. પોતે શેલીને ચાહે છે, એમ પણ હૅરીયેટે શેલીને જણાવ્યું. આથી કોમળ હૃદયનો શેલી પીગળી ગયો. કોઇને પૂછ્યા વિના, પોતાના પિતામહની સંમતિ લીધા વિના, શેલીએ હૅરીયેટ સાથે લગ્ન કર્યાં. ઉક્ત સમયે શેલીની વય ૧૯ વર્ષની અને હૅરીયેટની વય ૧૬ વર્ષની હતી. આ પરોપકારી લગ્નના જ્હારે શેલીના પિતામહને ખબર મળ્યા, ત્હારે હેણે શેલીને આપવામાં આવતું ૨૦૦ પાઉંડનું વર્ષાસન બંધ કર્યું. હવે શેલીને પૈસાની તંગી પડવા માંડી. પોષણ

અર્થે કંઈ અમુક સાધન નિર્મિત નહોતું થયું. હોય શેલીની દારિદ્રયથી કસમ ન કદાઈ. અલ્પ સમય સુધી તો શેલી હુરીયેટ સાથે સુખી હતો. લોકહિતાર્થે તે ગમે તે સંકટ ઉઠાવવા તત્પર હતો. નાની નાની ચોપડીઓ તે છપાવ્યા કરતો. આધાપિ શેલી પ્રખ્યાતિમાં નહોતો આવ્યો, પરંતુ હેનો જુસ્સો નિત અભંગજ રહેતો. પોતાની ઈષ્ટ પ્રવૃત્તિથી તે કોઈ દિવસ ન વિરામતો.

ઈ. સ. ૧૮૧૩ માં શેલીને પુત્ર પ્રસવ્યો. શેલી પિતા થયો. હેના ઉપર અનેક જંજાળના વાદળાં ઝૂઝવા લાગ્યાં. ઓછામાં પૂરૂં હુરીયેટ સાથે અણુબનાવ થયો. જ્યારે હુરીયેટ નાની હતી, ત્યારે તે શેલીના "ફીતુરી" લખાણો અહિંથી તહિં લઈ જતી. હવે માતા તરીકે હેને અસંખ્ય ચિંતાઓ વળગી. શેલીના ચંચળ સ્વભાવ સાથે હેના સ્વભાવનું હવે ઐક્ય ન થઈ શક્યું. પ્રત્યેકનો કાંટો જુદો પડ્યો. આત્મબળના અંતરાયને લીધે તે બેઉ છુટા થયા. શેલી ગયો પૅરીસ અને હુરીયેટ લંડનમાં પોતાને મોસાળ ગઈ. અન્ય નિમિત્તે નહિં તો તેઓને પોતાના નાના બાળકને માટે સાથે રહેવું જોઈતું હતું. પણ તેઓને ન ગોઠયું અને છુટાં પડ્યાં.

શેલીને ગૉડવીન નામના એક તત્વવેત્તા સાથે પૂર્વેથી જ ઓળખાણ હતી. હેની પુત્રી મેરી ગૉડવીન—Marry Godwin સાથે તે બીજે વર્ષે પરણ્યો. શેલીની આ વર્તણુક અયોગ્ય હતી, પણ હેને આમ કરવા કંઈ કારણ હોતું જોઈએ. ગમે તેમ હોય, પણ જન સમાજને માટે ઉક્ત કાર્ય ઘટિત થયું હતું. મેરીના વિશાળ હૃદયની અસર શેલીની કવિતા ઉપર અંકિત થઈ છે. મેરી શેલીને સંકટમાં આશ્વાસન આપવા, અને હેની કાવ્યશક્તિને પોષવા સમર્થ હતી. હેની સંગતિમાં શેલીની શક્તિ અધિકાધિક ખીલી.

આ જ વર્ષમાં શેલીના દાદા સ્વર્ગવાસી થયા, અને હેના પિતાને બેરોનેટશીપ મળી. હવે શેલીને હેના પિતા તરફથી ૧૦૦૦ પાઉંડની વાર્ષિક રકમ મળવા લાગી; હેમાંથી તે ૨૦૦ પાઉંડ હુરીયેટને મોકલતો. બીજે વર્ષે શેલીએ પોતાનું અત્યુત્તમ કાવ્ય 'અલેસ્ટર'—(Alastor) લખ્યું. ક્વીન મૅબ ('Queen Mab')થી તે જૂદીજ તરેહનું છે. 'ક્વીન મૅબ'માં હેણે પોતાના યુવાવસ્થાના વિચારોના ઉભરા કાઢ્યા છે—આશા, દ્વેષ, દયા, ઈર્ષાહિંસા; તેથી તદન વિરૂદ્ધ અૅલેસ્ટરમાં એક જ માનવીનું રહસ્ય સમાયેલ છે. આટલાં વર્ષમાં શેલી ઉપર અસંખ્ય સંકટ પડ્યાં હતાં; હેની અસર અૅલેસ્ટરમાં વિશેષતા આવેલ છે. આખા કાવ્યમાં ચૈતન્યનું સામ્રાજ્ય, કુદરતનું સૌંદર્ય અને પૂજા, એકાંતમાં વસતા કવિના જીવાત્માની લાગણી, માનુષિક શોક ઉપર પડતી અખંડાનંદની અસર વગેરેનું વર્ણન હેને અતિશય આકર્ષક બતાવે છે. શેલીની પ્રકૃતિ હમેશાં વધારે ને વધારે લથડતી જતી હતી, હેના મનમાં ચોક્કસ હતું કે હવે મ્હારા દિવસો ગણ્યા ગાંઠ્યા છે. હેની ઉડતી કલ્પનામાં મૃત્યુની મુદ્રા ઘણી જ સરસ રીતે ચિત્ર થયેલ છે. હમણાં તો 'અૅલેસ્ટર' માટે આટલું કહેવું બસ થશે કે આ કાવ્યથી શેલી કવિ તરીકે લોકોમાં પ્રસિદ્ધ થયો અને વખત જતાં હેની કીર્તિ વધતી ગઈ.

ઈ. સ. ૧૮૧૬ માં શેલી **સ્વીટ્ઝરલૅન્ડ** ગયો. બાયરન પણ તે વખતે ત્હાં રહેતો હતો. **સ્વીટ્ઝરલૅન્ડના** મનોહર દેખાવોથી અને બાયરનના સહવાસથી શેલીના કોમળ હૃદય ઉપર અચલ છાપ પડી. શેલી અને બાયરનની મિત્રતા જેમ જેમ વધારે થતી ગઈ, તેમ તેઓ ઉભયનાં હૃદય વિકસ્યાં. બીજા વર્ષમાં શેલીએ ઘણું લખ્યું. 'Rosalind and Helen,' 'Prince Athanase', 'Laon and Cythna' ઈત્યાદિ,છેલ્લા કાવ્યના મુખ્ય પાત્ર હેણે ભાઈ બહેનને બનાવ્યાં હતાં. પ્રસિદ્ધકર્તાએ હેની સ્હામે અડચણ ઉઠાવી થોડીક છપાવેલ નકલોને જપ્ત કરી. શેલીનું કંઈ ન ચાલ્યું, ત્હારે હેને તે કાવ્ય ફેરવી નાખવાની ફરજ પડી. ફેરવીને હેને 'ધી રિવૉલ્ટ ઑફ઼ ઈસ્લામ'—'The Revolt of Islam'–એવું નામ આપ્યું. લોકો ઉપર શેલીએ ધારી હતી, તેટલી અસર ન થઈ, તેથી તે નિરાશ ગયો. હોય આપણે જ્યહારે તે કાવ્ય વાંચીયે છીએ, ત્હારે આપણું હૃદય ઉછાળા મારે છે. મૂળ કાવ્ય તો ત્હારે કેવું હોવું જોઈએ ! !

હવે શેલી ઇટાલી રહેવા ગયો. ત્હાં હેને બાયરને આમંત્રેલો હતો. પ્રસ્તુત સમયે શેલીને 'સેન્સી' નાટક—'The Cenci' લખવાનો વિચાર સ્ફુર્યો. શેલી જ્યહારે "સેન્સી પૅલેસ" જોવા ગયો, ત્હારે હેનું ચંચળ અંતઃકરણ ઉછળવા લાગ્યું. થોડાક વખત પછી હેણે તે નાટક આરંભ્યું. શેલી ન માનતો, હોય હેનામાં નાટ્ય બળ પણ હતું, એવું આ નાટક ઉપરથી જણાઈ આવે છે. બીઍટ્રાસના દુઃખજનક અંત સાથે શેલીની વર્ણન કરવાની રીતે તો હદ વાળી છે, વળી હેણે આ વખતે 'પ્રોમિથિયસ અનબાઉન્ડ'–'Prometheus Unbound' ના ત્રણ અંક લખ્યા. પૂર્વે રોમના ખંડેર, ફુલવાળો પ્રદેશ, ખીલતી હરિયાળીની બહેક, ચકચકિત આસમાની આકાશ, હેમાંય વળી વસન્તની લહેર : આ સર્વ ચીજોએ હેને એટલું તો કુદરતી અને ઉત્સાહ જનક બનાવ્યું છે કે વાત જ નહિ. અંગ્રેજી ભાષામાં હેની સાથે સરખામણી કરવા જોગ એકે કાવ્ય અસ્તિત્વમાં નથી. થોડાક વખત પછી હેણે ત્રણ નાનકડાં પ્રખ્યાત કાવ્યો લખ્યાં: 'The Cloud,' 'Skylark' અને 'Ode to the West Wind.'

આ અરસામાં એક દુઃખદ બનાવ બન્યો. ઈ. સ. ૧૮૨૧ માં શેલીને ખબર મળી કે પોતાનો વહાલો મિત્ર કીટ્સ આ ચંચળ જગતનો ત્યાગ કરી ચાલ્યો ગયો હતો. શેલીને આ કારી ઝખમ ગયો. હેણે 'Adonais, an Elegy on John Keats' એ પોતાનું સૌથી સરસમાં સરસ કાવ્ય કીટ્સની સ્મૃતિમાં લખ્યું. કીટ્સને માટે એમ કહેવાય છે કે હેણે બહાર પાડેલા 'એન્ડિમીયન'–Endymian ના નામના કાવ્ય પર કોઈએ અણઘટતી ટીકા કરેલી. આથી કીટ્સના કોમળ હૃદય ઉપર એટલી બધી અસર થઈ કે ધીમે ધીમે હેની પ્રકૃતિ ખરાબ થતી ગઈ અને છેવટે હૃદય રોગથી તે મરણ પામ્યો. અહા ! કેટલું કોમળ અંતઃકરણ ! ! આપણા રાજાની કવિ કલાપીનું હૃદય કેટલેક અંશે તેવુંજ હતું. 'એન્ડીમીયન'માં દોષ હશે, પણ એટલા બધા નહિ. ટીકાકાર ! ટીકાકાર ! ત્હમે કેટલાં હૃદય દુખવ્યાં છે ! કેટલા પક્ષપાત કર્યા છે ! ! કેટલાં પાકતાં રત્નોને ધૂળમાં મેળવ્યાં છે ! !

ઈ. સ. ૧૮૨૨ નો શિયાળો શેલીએ પીઝામાં પસાર કર્યો. આ અરસામાં શેલીએ 'ચાર્લસ્ ધી ફર્સ્ટ'–'Charles the First' અને 'ધી ટ્રાયમ્ફ ઑફ લાઈફ'–'The Triumph

of Life' લખવાનું શરૂ કર્યું. આ વર્ષમાં વસંત-ઋતુ અધિકાધિક સૌંદર્યથી ફૂટી નીકળી. જ્હાં વસંત પૂર્ણ બહારમાં ખીલી રહી હોય, એવે કોઈ સ્થળે રહેવાનો શેલીનો વિચાર હતો. " બે ઑફ સ્પેઝીઆ " અને " લેરીસી " વચ્ચે શેલીને આવું સ્થળ મળ્યું. પહાડી પ્રદેશ; આજુબાજુ ગર્જતો સમુદ્ર; જ્હાં ત્હાં કિલ્લાઓનાં ખંડેર અને વસંતનો સમય; આ સર્વ શેલીને મન ભાવતું હતું. ઘર ખુલ્લું હતું. પવન સુસવાટા કરતો અને મોજાં બારણાં આગળ જ નાચતાં. કોઈ વખત તડકો નીકળતો, તો કોઈ વખત આખો દિવસ છાંયો રહેતો. શેલીને મછવામાં બેસી દરિયામાં પડી રહેવાનો પહેલેથી જ શોખ હતો. ' રીવૉલ્ટ ઑફ ઇસલામ ' એ કાવ્યનો મોટો ભાગ ત્હેણે રાત્રે જ્યહારે ચાંદની ઉડી રહી હોય, ત્હારે દરિયામાં ફરતાં ફરતાં લખ્યો હતો. આવા અદ્ભુત સ્થળમાં દરિયો એક રમૂજ થઈ પડી. જરૂર જોતી ચીજો લેવા માટે વારંવાર સમુદ્ર ઓળંગી જવું પડતું, કારણ કે બાજૂમાં એવું કોઈ શહેર ન હતું, કે જ્હાંથી કંઈ પણ મળી શકે. વળી આ વખતે શેલીના મિત્ર-મંડળમાં ઘણા ખલાસી હતા. ત્હેમાં ઍડવર્ડ ઇલરકર વિલ્યમ્સ નામના એક પુરૂષ સાથે સારૂં બનતું. વિલ્યમ્સે દરિયાઈ ખાતામાં દાખલ થઇ હિંદુસ્તાનનો પ્રવાસ કર્યો હતો. આ વખતે શેલીને પોતાનો એક મિત્ર-લે હંટ જીનોવા આવ્યો છે, એવી ખબર મળી. ત્હેને મળવા તે ઘણો આતુર હતો. છેવટે એમ ઠર્યું કે શેલીને અને વિલ્યમ્સને મછવામાં લૅગહૉર્ન સુધી જવું. સમુદ્ર શાંત હતો. તેઓ જુલાઈની પહેલી તારીખે ઉપડ્યા. સાડા સાત કલાકમાં પચાસ માઇલનો માર્ગ કાપ્યો, અને પીઝા આવી પહોંચ્યા. ત્હાં તેઓ એક અઠવાડિયું રહી એક શાંત રવિવારે ઘેર જવા પાછા મછવામાં બેસી ચાલ્યા. રસ્તામાં એક નાનકડું વાવાઝોડું થયું. સમુદ્ર પરની હોડિઓ અંધકારમાં ઢંકાઈ ગઈ. જરાક વારમાં તોફાન વિરમી ગયું. પણ અફસોસ! દરિયા ઉપર શેલીનો મછવો ન હતો. ત્હેની સ્ત્રી અને મિત્રોએ ઘણી ઘણી રાહ જોઈ, પણ તે ફોકટ હતી. સર્વેએ ધાર્યું કે તોફાનમાં તેઓ ક્યાંય દૂર ઘસડાઈ ગયા હશે. પણ નહિ, તેઓની ધારણા ખોટી હતી. આઠ દિવસ પછી શેલી અને વિલ્યમ્સના શબ કિનારા ઉપર તણાઈ આવ્યાં. શેલીના શબને અગ્નિદાહ કરવામાં આવ્યું, અને રોમમાં એક કબર ચણાવી ત્હેની નીચે બાકી રહેલી રાખ દાટવામાં આવી. શેલીની કબર ઉપર પ્રખ્યાત નાટ્યકાર શેક્સપીયરની આ લીટીઓ હજી જોવામાં આવે છેઃ—

> 'Nothing of him that doth fade,
> But doth suffer a sea-change
> Into something rich and strange.'

તોફાની સમુદ્રમાં એક મોજું આવે, ધીમે ધીમે વૃદ્ધિ પામે, અનેક સંકટ સહેતું ઉંચે ચડે, વિવિધ રીતે ચમક દે અને છેવટે ઝટ દઇ ભાંગી જાય, એમ શેલીના જીવનનો અંત આવ્યો.

શેલીને પોતાના મૃત્યુની કંઇક ખબર હતી. ત્હેને માટે તે ત્રણ ચાર ઠેકાણે ઇશારા કરે છે. એક તો ' જુલીઅન ઍન્ડ મેડેલો ' માંઃ—

> "O ho!
> You talk as in years past," said Maddalo,
> "'Tis strange men change not you were ever still

Among Christ's flock a perilous infidel,
A wolf for the meek lambs; if you can't swim
Beware of Providence."

આમાં છેલ્લું વાક્ય હેનું મરણનું કારણ જણાવે છે. વળી એડોનેમાં:—

The breath whose might I have invoked in song
Descends on me; my spirit's bark is driven,
Far from the shore, far from the trembling throng
Whose sails were never to the tempest given;
The massy earth and sphered skies are riven!
I am borne darkly, fearfully afar;
Whilst burning through the inmost veil of Heaven,
The soul of Adonais, like a star,
Beacons from the abode where the Eternal are.

જેવા જેવું તો એ છે કે શેલીએ 'એડોને' કાવ્ય લખ્યું, અને બીજાજ વર્ષમાં પોતાના કહ્યા પ્રમાણે તે ચાલ્યો ગયો. શેલીના મિત્રો કહે છે કે જે દિવસ હેની હોડી ડૂબી હેની પહેલી રાત્રે હેણે કહ્યું હતું. " If I die to-morrow, I have lived to be older than my father."

શેલી ચાલ્યો ગયો, જગતને હેના મૃત્યુથી બાહ્ય અસર ન થઈ. પણ હવે હેની કવિતા જન-સમાજ ઉપર અલૌકિક સત્તા ચલાવે છે, ઇંગ્લંડના રાજ્ય કારભારમાં જે જે છૂટ પરિવર્તન થયું, તે કંઇક અંશે હેની કવિતાને લીધે થયેલું ગણાય. અંતે શેલીની મહેનત સફળ થઈ. હેના ઉદ્દેશ પરિપૂર્ણ થયા. શેલી ચાલ્યો ગયો; પણ હેની જગા જગતમાં ન પૂરાઈ તે ગયો, તે ગયો.

શેલી મનુષ્ય હતો, તેથી હેનામાં દુર્ગુણ પણ હતા. દુર્ગુણ સિવાયનું કોઈ પણ મનુષ્ય હોતું નથી. દુર્ગુણ ન હોય, તો તે પરમાત્માજ ગણાય. આપણામાં દુર્ગુણ ન હોય, તો અહિં આપણે મનુષ્ય તરીકે રહી શકીએ જ નહિં. એમ છતાં શેલીમાં સદ્ગુણ હતા. સૂર્યમાંય ડાઘા હોય છે, ચંદ્રમાંય ડાઘા હોય છે, પણ તેથી કંઇ હેના તેજમાં અપૂર્ણતા નથી આવતી. હેરીયેટ સાથેની હેની વર્તણૂક અનુચિત ગણાય. ગમે તેમ હોય, પણ શેલી અલૌકિક નર હતો, એતો બધા કબુલ કરશે. ગ્રેની નીચલી પંક્તિઓને આપણે સંમતિ આપવી જોઇએ:—

No father seek his merits to disclose,
Or draw his frailties from their dread abode,
These they lie alike in trembling hope and repose
The bosom of his father and his God.

હવે શેલીની કવિતા વિષે કંઈ કહીશું. જનસમાજને સુધારવાની હુલ્લાસ; સ્વાત્મા-

મનુષ્યનો સંકલ્પ; સત્યનું શોધન અને વિજય અને મૈત્રતાપર પ્રીતિ; આ વિષયોનું શેલીની કવિતામાં પ્રાધાન્ય છે. વિશેષતઃ ત્હેના કાવ્યોને બે ભાગમાં વ્હેંચી શકાય; એક કલ્પનામય અને બીજો લાગણીમય; પહેલા વિભાગમાં ત્રણ કાવ્યો આવી શકે: 'The witch of Atlas', 'Adonais' અને 'The Triumph of Life'. આ કાવ્યોમાં ત્હેણે પોતાની કલ્પનાને છુટી મુકી મનુષ્યના સૂક્ષ્મ દેહ સાથે જે લાગણીઓ સંબંધ ધરાવે છે, ત્હેનું આધ્યાત્મિક વિધાને અનુસરી પૃથક્કરણ કરેલ છે. બીજા વિભાગમાં ત્હેની વધારે પ્રખ્યાત કવિતાઓનો સમાવેશ થઈ જાય છે. 'Prometheus Unbound', 'Alastor', 'The Revolt of Islam' અને 'Cenci' આ વર્ગમાં આવે છે.

'The witch of Atlas'—'ધી વિચ ઑફ્ એટલાસ' માં શેલીઅને વલણ બદલ્યા છે. એક દિવસ શેલી પર્વતોમાં એકલો ફરતો હતો, ત્યારે ત્હેને આ કાવ્ય સ્ફુર્યું હતું. ત્હેનું હૃદય પ્રેરણાથી એટલું બધું ઉભરાઇ ગયું કે ત્હેણે આ મોટું કાવ્ય માત્ર ત્રણ દિવસમાં લખી કાઢ્યું. શેલીને માનસિક લાગણીઓ ચીતરવી, એ એટલું બધું પ્રિય નહતું. ત્હેને તો આ સઘળું ભુલી જઈ કુદરતમાં મશગુલ થઇને પોતાની કલ્પનાની તરલ પાંખોથી ઉડવું ગમતું. આ કાવ્યમાંથી આપણે થોડાંક ઉદાહરણ લેશું:—

> And odours in a kind of aviary,
>   Of over blooming Eden-trees she kept,
> Clipt in a floating net, a love-sick fairy
>   Had woven from dew-beams while the moon yet slept;
>
> \+ + + + +
>
> And sometimes to those streams of upper air,
>
> \+ × × × ×
>
> She would ascend and win the spirits there
> To let her join their chorus
>
> \+ + + + +
>
> And she would write strange dreams upon the brain
> Of those who were less beautiful,.....................

ભાવમાં એડોનેં શેલીનું ઉત્કૃષ્ટ કાવ્ય છે. સ્નેહ અને લાગણી આ કાવ્યનો કેન્દ્રાત્મા છે. પહેલુંજ વાક્ય લાગણીથી કેટલું ભરપુર છે।

> I weep for Adonais—he is dead !

આગળ ચાલતાં—

> He will awake no more, oh, never more !
>
> \+ + + + +

Lost Echo sits amid the voiceless mountains,
And feeds her grief with his remembered lay.

અને:—

He lives, he wakes—'tis Death is dead, not he;

'ધી ટ્રાયમ્ફ ઑફ લાઇફ' શેલીના મૃત્યુ વખતે અરધું મૂકાયેલ કાવ્ય છે. પુરૂં થયું હોત તો તે ઘણુંજ સરસ થાત આમાં તેની કલ્પના અતિશય ખીલી નીકળેલ છે. એક બે ઉદાહરણ લઇએ:— The mask
Of darkness fell from the awakened Earth—

\+ + × + +

All flowers in field or forest which unclose
Their trembling eye lids to the kiss of day

\+ × × + +

All hastening onward, yet none seemed to know
Whither he went or whence he came. + +

\+ +

My eyes are sick of the perpetual flow
Of people...................................ઇત્યાદી

આખું 'પ્રોમિથિયસ અનબાઉન્ડ' કંઈ ઉચ્ચ ભાવનાથી વ્યાપી રહેલ છે. આ કાવ્યમાં શેલીની કલ્પનાશક્તિની [illegible] હદ જ વળી ગઈ છે. વાંચતાં વાંચતાં આપણે મસ્તીમાં ગાંડાતૂર થઈ ક્યહાંને ક્યહાં ચડી જઇએ છીએ. તેની દરેક દરેક લીટી, દરેક દરેક અક્ષર જુસ્સાનોજ બનાવેલો છે. વાંચતાં આપણને પોતાનું ભાનજ નથી રહેતું. જે જે લખ્યું છે તે કુદરતથી ભરપુર છે. દાખલા તરીકે:—

On a poet's lips I slept
Dreaming like a love adept
In the sound his breathing kept;

\+ + + + +

The bubbles which enchantment of the sun
Sucks from the pale faint water flowers that pave
The oozy bottom of clear lakes and pools,
Are the pavillions where they dwell.

\+ + + + +

Ah sister ! Desolation is a delicate thing :
It walks not on earth, it floats not on the air,
But treads with welling footsteps, and fans with silent wings
The tender hopes which in their hearts the best and the greatest bear.

\+ + + + +

Break the dance and scatter the song,
Let some depart and some remain.

\+ + + + +

Weave the dance on the floor of the breeze,
Pierce with song heaven's silent light,
Enchant the day that too swiftly flees,
To check its flight ere the calm of night.

'પ્રોમિથિયસમાં' "અમુક સારૂં છે, અમુક ખરાબ છે," એમ કહીજ શકાતું નથી.

'એલેસ્ટર' વિષે થોડુંક આગળ કહેવાઈ ગયેલ છે, માનુષિક હૃદયની એક ચિત્તાકર્ષક સ્થિતિનું ત્હેમાં મનોહર વર્ણન છે. કોઈ વિદ્વાન યુવક જગત્‌ના સૌંદર્યમાં તલ્લીન થઇ પોતાને જે જે પ્રૌઢતા, વિદ્વત્તા અને માધુર્ય વિદિત છે ત્હેની એક મૂર્તિ બનાવી ત્હેની શોધમાં નીકળે છે. શેલીના આ ચિત્રમાંથી કોઈ પુરુષ માનુષિક જીવનનો મોટામાં મોટા તત્ત્વજ્ઞાનનો સાર ગ્રહણ કરી શકે એમ છે. એક પુરુષના સ્વભાવ સાથે બીજાને અનુકંપા ન હોય, તો તે જીવી ન શકે, એવી શેલીની માન્યતા છે. ન્યૂટનના ગુરુત્વાકર્ષણ ( *Newton's* 'Law of Universal Attraction' ) સાથે આ કંઇક મળતું છે. આ કાવ્યમાં શેલીની અદ્ભુત ચિકિત્સા અને ત્હેનું કુદરત અવલોકન મનનીય છે.

( અપૂર્ણ )

છારામ હીરજી ચારણીયા.

# "જાપાનની કેળવણીની પદ્ધતિ."

( અનુસંધાન—પુ. ૧૦–અંક ૨ જો. પૃષ્ઠ ૮૮ થી. )

**જાપાનમાં સ્ત્રીકેળવણીની પદ્ધતિ** (ચાલુ)—"જાપાનની કેળવણીની પદ્ધતિ"—એ વિષય સંબન્ધી ચર્ચા કરતાં મ્હેં ફાલ્ગુનના અંકમાં—"સ્ત્રીકેળવણી", "હિંદુસ્તાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસના ત્રણ યુગ", અને "તેની સાથે જાપાનની સ્ત્રીકેળવણીના ઇતિહાસના ત્રણ યુગની તુલના"—એ વિષયોનું સંક્ષેપમાં વિવેચન કર્યું હતું; અને એ લેખના અંતે "જાપાનમાં હાલમાં સ્ત્રીકેળવણી કયી પદ્ધતિ અનુસાર આપવામાં આવે છે?" એ વિષે ત્યાર પછીના અંકમાં ચર્ચા કરવાની ઇચ્છા મ્હેં દર્શાવી હતી. તદનુસાર તત્સંબન્ધી કાંઇક આ અંકમાં હું કહીશ.

**પ્રાથમિક કેળવણી**—આ કેળવણી છોકરાઓની માફક છોકરીઓને પણ આખા દેશમાં રાજ્ય તરફથી ફરજ્યાત કરવામાં આવી છે; અને બન્ને એકજ મકાનમાં એકઠા બેસીને તે મેળવે છે. જે વિષયો છોકરાઓને શિખવવામાં આવે છે તેના તે જ વિષયો છોકરીઓને પણ શિખવવામાં આવે છે. બધીજ છોકરીઓ પ્રાથમિક કેળવણીના ઉચ્ચક્રમ સુધી પહોંચતી નથી. કારણકે કેટલીકને તેમનાં માબાપ પ્રાથમિક કેળવણીના અર્ધે ભાગે પહોંચતાં ઉઠાડી મૂકે છે. તોપણ આ કેળવણી સામાન્ય રીતે જોતાં ઘણી જ લોકપ્રિય થઇ પડી છે. અને તેથી દિનપ્રતિદિન એ પ્રકારનું શિક્ષણ લેતી છોકરીઓની સંખ્યા વધતી જતી માલમ પડે છે. દાખલા તરીકે ઈ. સ. ૧૯૦૭ માં પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લેતા છોકરાઓની *સંખ્યા ૩,૦૭૨,૧૧૩ હતી, અર્થાત્ તેમની કુલ સંખ્યાનો સેંકડે ૯૮·૫૩ ટકા જેટલો હતો; અને છોકરીઓની સંખ્યા ૨,૫૪૧,૫૪૫ હતી, અર્થાત્ તેમની કુલ સંખ્યાનો સેંકડે ૯૬·૧૪ ટકા જેટલો ભાગ. ઈ.સ. ૧૯૦૪ માં ૯૧·૪૬ ટકાનું પ્રમાણ હતું; ઈ.સ. ૧૯૦૫ માં ૯૩.૩૪ ટકા, ઈ.સ. ૧૯૦૬ માં ૯૪·૮૩ ટકા; ને ઈ.સ. ૧૯૦૭ માં ૯૬·૧૪ ટકાનું પ્રમાણ હતું; અર્થાત્ પ્રતિવર્ષે લગભગ ૨ ટકા જેટલું પ્રમાણ વધતું જતું માલમ પડે છે, તે ઉપરથી ઇ.સ. ૧૯૦૮ માં ૯૭ ટકા, ઈ.સ.૧૯૦૯ માં ૯૮ ટકા, ઈ.સ. ૧૯૧૦ માં ૯૯ ટકા અને ઈ.સ.૧૯૧૧ માં—ચાલુ વર્ષમાં—સોએ સો ટકા છોકરીઓ પ્રાથમિક શિક્ષણ લેતી હશે એવો અડસટ્ટો કાઢી શકાય! પ્રાથમિક શાળાઓમાં છોકરા, છોકરીઓ બન્નેને ફરજ્યાત કેળવણી લેવી પડે છે એટલું જ નહિ, પણ ઉભયને એક જ શાળામાં અને એક જ પ્રકારના વિષયોનો અભ્યાસ કરવો પડે છે. ઈ. સ. ૧૯૦૭ માં પ્રાથમિક શાળાના પ્રથમ ભાગમાં ઉત્તીર્ણ થયેલી છોકરીઓની સંખ્યા ૪૯૮,૪૪૩ હતી, જેમાંથી ઉચ્ચતર ભાગમાં ૭૦,૨૮૬ છોકરીઓ ઉત્તીર્ણ થવા પામી હતી. પ્રાથમિક શાળાઓના બધા શિક્ષકોની કુલ સંખ્યા ૧૨૨,૦૩૮ હતી, જેમાંથી ૨૭,૫૫૬ સ્ત્રીશિક્ષકો હતી! ઉચ્ચતર શાળાઓમાં ૨૦૧૧ શિક્ષકો હતા (ઈ. સ. ૧૯૦૭ માં,) તેમાં ૭૮૬ પુરુષશિક્ષકો હતા અને ૧૨૨૫

* આ આંકડા એક વિદ્વાનના લેખમાંથી મેં ઉતાર્યા છે.—લેખક.

સ્ત્રીશિક્ષકો હતી। છોકરીઓ બાર વર્ષના વય થતાં સુધી પ્રાથમિક શાળામાં કેળવણી છોકરાઓની સાથે જ લે છે અને પછી બીજાં ચાર પાંચ વર્ષ સુધી જુદી ઉચ્ચતર શાળાઓમાં નીતિ, જાપાની ભાષા, અંગ્રેજી કે ફ્રેંચ પરભાષા, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, ચિત્રકળા, શીવણકળા, સંગીત, કસરત, અને ગૃહવિદ્યા—એટલા વિષયો પ્રતિ તેઓનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે. ઉચ્ચતર શાળાઓમાં ઉત્તીર્ણ થયા બાદ સ્ત્રીઓ યુનિવર્સિટીમાં લેવાતી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થવા માટે યત્નો કરવા લાગી. આ ઉપરથી સ્ત્રીકેળવણીના ખાસ હિમાયતી પ્રો. નરુઝ (Prof. Narusee) જે સ્ત્રીકેળવણીનો ખાસ અભ્યાસ કરવા અમેરિકા જઈને તે વખતે જ જાપાનમાં પાછા આવ્યા હતા, તેમના મનમાં સ્ત્રીઓને માટે ખાસ નિરાળી યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર સ્ફુર્યો.

હેમણે પોતાનો વિચાર દેશના અગ્રણી સદ્‌ગૃહસ્થોને જણાવ્યો, અને નાણાંની સાહાય્ય માગી. હેમના સર્વે યત્નો સફલ નીવડ્યા; અને તા. ૨૦ મી એપ્રિલ ૧૯૦૧ ના રોજ જાપાનમાં સ્ત્રીઓને માટે ખાસ યુનિવર્સિટી સ્થપાઈ. આ યુનિવર્સિટીમાં દાખલ થવાની ઇચ્છા રાખતી સ્ત્રી ઉચ્ચતર શાળામાં ઉત્તીર્ણ થયેલી હોવી જોઇએ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. પ્રાથમિક શાળામાં બાર વર્ષના વયે અભ્યાસ પરિપૂર્ણ કરીને બીજાં પાંચ વર્ષ ઉચ્ચતર શાળામાં સ્ત્રીઓને પસાર કરવાં પડતાં હોવાથી યુનિવર્સિટીમાં દાખલ થતી વખતે હેમનું વય આશરે ૧૭ વર્ષનું થતું હતું અને યુનિવર્સિટીમાં પણ બીજાં ત્રણ વર્ષ પસાર કરવાં પડતાં હોવાથી આશરે ૨૦–૨૧ વર્ષના વયે પહોંચતાં તેઓ પોતાની કેળવણી પુરી મેળવી શકતી હતી. આ ઉપરાંત સ્ત્રીઓને ઔદ્યોગિક વિષયોનું જ્ઞાન આપવા માટે ઔદ્યોગિક શાળાઓ સ્થાપવામાં આવી છે જેમાં દાખલ થનારી સ્ત્રીઓ સીવણ, ગૂંથણ, વણાટ, ભરતકામ, ચિત્રકળા, ફુલગૂંથણકળા, પાકશાસ્ત્ર ઇત્યાદિ વિષયનું શિક્ષણ આપવામાં આવે છે. હવે યુનિવર્સિટીના હેમના અભ્યાસક્રમ વિષે થોડુંક બોલવું પ્રાપ્ત થાય છે.

આ યુનિવર્સિટીનો અભ્યાસ ત્રણ વર્ષ પર્યન્ત ચાલે છે. અને દરેક વર્ષમાં અભ્યાસના ત્રણ મોટા વિભાગ પાડેલા છે. પ્રથમ વિભાગ ગૃહવિજ્ઞાનનો, બીજો જાપાની સાહિત્યનો, અને ત્રીજો અંગ્રેજી સાહિત્યનો. આ ત્રણ વિભાગોના વિષયોનો અભ્યાસક્રમ ત્રણ વર્ષ પર્યન્ત ચાલે છે. અને તેમાંથી પ્રત્યેક વિભાગમાં ખાસ લક્ષ ખેંચનારા વિષયો—(પ્રથમ વર્ષમાં) ગૃહવિદ્યા, કરકસર, સભ્યતાના નિયમો, છોકરાંની કેળવણીને સંભાળ કે દેખરેખ, શારીર વિદ્યા, ચીનનું શ્રેષ્ઠ સાહિત્ય, સંગીત વગેરે. (બીજા વર્ષમાં) જાપાની સાહિત્ય, નીતિનાં તત્ત્વો, તત્ત્વજ્ઞાન, કુટુંબ કેળવણી, બાલ–અભ્યાસ, ચિત્રકળા, અંગ્રેજી ભાષા, વગેરે. અને (ત્રીજા વર્ષમાં) માનસશાસ્ત્ર, અંગ્રેજી, પાશ્ચાત્ય પ્રજાના ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સંગીત ચિત્રકળા ઇત્યાદિ એ પ્રમાણે રાખવામાં આવ્યા છે તેમાંથી કેટલાક વિષયો ફરજ્યાત છે ને બીજા કેટલાક ઐચ્છિક છે.

જાપાનમાં સ્ત્રીકેળવણીના જે વિષયોની પસંદગી કરવામાં આવેલી છે તે તથા જે પદ્ધતિ પ્રમાણે તે વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે તે ઉભય—"છોકરીઓ અભ્યાસ

સમાપ્ત થયે જ્યારે પોતાને ઘેર જાય ત્યારે તેમના ગૃહજીવનને માટે તેમનું શાળા જીવન તેમને નાલાયક ન કરી મૂકે"—એવો ઉદ્દેશ જળવાય તેવાજ ઇરાદાથી નક્કી કરવામાં આવ્યો છે; વળી યુનિવર્સિટીને અંગે જે જે છાત્રાલય અથવા 'રેસિડેન્સી'ઓ બાંધવામાં આવી છે તેમાં રહેનારી છોકરીઓ માત્ર પરીક્ષામાં સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન આદિ વિષયોના લિખિત પ્રશ્નોના ઉત્તર કેમ લખવા તે વિશેજ લક્ષ આપતી નથી પરંતુ ત્યાંથી છુટીછું થયા પછી ઘેર જઇને 'ઘર સારામાં સારી રીતે ચલાવવું!' એની સંપૂર્ણ માહીતી મળે તે માટે ત્યાં તેઓ ગૃહવિદ્યાની આબેહુબ–યથાસ્થિત (actual) તાલીમ મેળવે છે. અર્થાત્ છાત્રાલયની સર્વ વ્યવસ્થા ગૃહસંસારમાં દાખલ થયા પછી જેવાં કાર્યો અને કર્તવ્યો કરવાં પડે છે તદનુસારજ કરવામાં આવેલી છે. આ કારણથી આવા છાત્રાલયમાં રહીને વિશ્વવિદ્યાલયની કેળવણી સમાપ્ત કરીને ગૃહસંસારમાં જોડાયેલી–સુશિક્ષિત સ્ત્રી બુદ્ધિની કેળવણીમાં તેમજ ગૃહકાર્ય બજાવવાની ચતુરાઇમાં લેશપણ ઉણી રહેલી માલમ પડતી નથી! એટલુંજ નહિ પણ દુનિયાનાં બીજાં વ્યાવહારિક કાર્યોમાં પણ પ્રવીણતા બતાવનાર ઘણી સ્ત્રીઓનાં દૃષ્ટાંતો તે દેશનો અર્વાચીન ઇતિહાસ વાંચ્યાથી આપણને સ્પષ્ટ રીતે સમજાશે. કેટલીક સ્ત્રીઓએ વૈદકશાસ્ત્રમાં અને શસ્ત્રવિદ્યા (Surgery)માં નૈપુણ્ય બતાવ્યું છે, કેટલીક સ્ત્રીઓએ વકીલાતના ધંધામાં હોંશિયારી બતાવેલી છે; અને બીજી કેટલીક સ્ત્રીઓ આર્થિક શાસ્ત્રમાં, અને હિસાબ ખાતામાં–મહેસુલ ખાતામાં–ચતુર બની છે. આ પ્રમાણે દુનિયાના વિવિધ વ્યાવહારિક વિષયોમાં પ્રાવીણ્ય સંપાદન કર્યા છતાં જાપાનની સુશિક્ષિત સ્ત્રીએ પોતાની જાતિને યોગ્ય એવાં પ્રત્યેક કર્તવ્ય બહુ જ ઉત્તમ રીતે બજાવીને એક પ્રકારની અત્યુત્તમ સામાજિક પદવી પ્રાપ્ત કરી લીધી છે; આ ઉક્તિના સમર્થનાર્થે મિસિસ નિતોબી નામની એક વિદુષી અમેરિકન સ્ત્રીનો તેમને ઉદ્દેશીને ઉચ્ચારેલો અભિપ્રાય મનન કરવા લાયક છે. તે વિદુષી બાઇએ કોઇ પુસ્તકમાં લખ્યું છે કે—" *શાળામાં શિક્ષણ મેળવીને પોતાની માનસિક શક્તિનો સંપૂર્ણ રીતે વિકાસ* કરીને જાપાની સુશિક્ષિત સ્ત્રી ગૃહવ્યવસ્થામાં નિપુણતા ધરાવે છે, પોતાનાં છોકરાંની ઉછેરવટ અને દેખરેખનું કામ હોંશિયારીથી કરે છે, માબાપની સેવામાં તત્પર રહે છે અને પોતાના પતિનો ગૃહસંસાર પ્રત્યેક રીતે મીઠો, આનંદમય, સ્વર્ગમય કે સુખી કરવામાં જ પોતાનું જીવન સાર્થક થયેલું સમજે છે. વળી 'પશ્ચિમની કેળવણી મેળવ્યા પછી જાપાનમાં છોકરા છોકરીઓનો વડીલ વર્ગ પ્રતિ પૂજ્ય ભાવ કમી થયો છે' એવી કેટલાકની દલીલ તદ્દન ના પાયેદાર છે, એવું મ્હારૂં માનવું છે. કારણકે જાપાનમાં ઘરના વડીલ વર્ગ પ્રત્યે પૂજ્યભાવ દર્શાવતી સેંકડો સ્ત્રીઓ મારા જોવામાં આવી છે."

મિસિસ નીતોબીએ વર્ણવી તેવા પ્રકારની સુશિક્ષિત સ્ત્રીઓનાં જાપાનમાં હાલમાં એક નહિ પણ અનેક દૃષ્ટાંતો મળી આવે છે; એક વિદ્વાન લેખકનું વાક્ય અત્ર લખીશ. તેમણે કહ્યું છે કે, "જાપાનમાં નારીપ્રતિષ્ઠામાં સુધારો કરવાનું કાર્ય જેટલી ત્વરાથી સાધવામાં આવ્યું છે તેટલી ત્વરા અન્ય કોઇ પણ કાર્યસિદ્ધિમાં વપરાએલી જોવામાં આવી નથી."*

* " In no respect " says Mr. Gubbins " has modern progress in Japan made greater strides than in the improvement of the position of woman."

જાપાનમાં સ્ત્રીકેળવણી ત્વરાથી તેમજ સંપૂર્ણતાથી આપવામાં અને લેવામાં આવતી હોવાથી બીજું પરિણામ એ આવ્યું છે કે તે દેશમાં તે કેળવણી અનહદ લોકપ્રિય થઈ પડી છે અને તે કારણથી જ સુશિક્ષિત સ્ત્રીઓની સંખ્યા ત્યાં ખહુ જ વધી પડી છે. આવી વસ્તુસ્થિતિને ઉદ્દેશીને વિદ્વાન્ ગ્રન્થકર્તાએ પોતાના પુસ્તકમાં લખ્યું છે કે-"હિંદુસ્તાનમાં છોકરો જેમ જેમ ઉંચી ઉંચી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થતો આવે છે તેમ તેમ લગ્ન સંબન્ધી તેની કિંમત વધતી આવે છે; ત્યારે જાપાનમાં છોકરીઓને સમજાવા લાગ્યું છે કે ઉંચી કેળવણી લીધા વિના લગ્ન સંબન્ધી તેમનું ભવિષ્ય દેખીતી રીતે સુધરી શકે તેમ સંભવિત નથી."§

વળી શિક્ષણના વિષયની પસંદગીનો આધાર કેળવણીના ઉદ્દેશ ઉપર રહેલો હોવાથી જાપાને પૂર્વોક્ત ઉદ્દેશ સિદ્ધ કરવામાં સહાયભૂત નીવડે તેવાં જ પુસ્તકોની અને વિષયોની પસંદગી કરેલી છે. તે દેશમાં આજુબાજુની વસ્તુસ્થિતિનો બરાબર વિચાર કરીને, અને સ્ત્રીઓને ત્હેમના ભવિષ્યના ગૃહસંસારનાં કાર્યોમાં નિરર્થક નહિ નીવડી ઉલટા અગત્યના, પ્રિય, મનોરંજક અને લાભકારક નીવડે તેવાજ વિષયોનાં પુસ્તકો વિદ્વાનોએ રચીને, લખીને અને ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કર્યાં છે; અને રાજ્ય તરફથી શાળાના શિક્ષણ માટે તે મંજુર થયલાં છે. ત્યાં સ્ત્રીકેળવણી એટલી બધી લોકપ્રિય થઇ પડી છે તેનાં બીજાં અનેક કારણોમાં એ પણ એક કારણ કહી શકાય. વળી સ્ત્રીકેળવણી લોકપ્રિય થવાનું બીજું કારણ એ પણ સમજાય છે કે ત્યાં રાજ્ય તરફથી જેવી પદ્ધતિ દાખલ કરવામાં આવે છે અને જે જે વિષયો શિખવવામાં આવે છે તે સર્વમાં પ્રજા પોતાની અનુમતિ દર્શાવે છે તેટલું જ નહિ પણ રાજ્યની અત્યુત્તમ ઇચ્છાઓને સફલ કરવાના તેમના (રાજ્યના) સર્વ પ્રયત્નોમાં તે (પ્રજાવર્ગ) પોતાની પૂર્ણ અને ઉત્સાહભરી સહાય્ય આપે છે. આટલું વાંચ્યાથી મ્હને આશા છે કે અર્વાચીન સમયમાં સુધારાની ટોચે પહોંચેલા પશ્ચિમના દેશોની કેળવણીની પદ્ધતિ દેશમાં દાખલ કરીને અને તેમાં જેમ જેમ પોતાના દેશની પરિસ્થિતિ, જરૂરીઆતો, અને અનુકૂળતાની સાથે બંધબેસતો સુધારો-વધારો ફરફાર-(modification) કરીને જાપાની પ્રજાએ દેશના સમસ્ત સ્ત્રીવર્ગને અત્યુત્તમ, અનન્ય અને અનુપમ કેળવણી આપી, અને ત્હેમની સાંસારિક પદવી-પ્રતિષ્ઠા-ઉત્તમ બનાવી, અને ત્હેમનું સામાજિક, વ્યાવહારિક, ધાર્મિક, નૈતિક અને આધ્યાત્મિક જીવન પરમ રસ અને સુખથી તેઓ નિર્ગમન કરી શકે એવી ત્હેમને અપૂર્વ સાહાય્ય આપી,-એ બધું સ્પષ્ટ રીતે સમજાયું હશે.

હવે પૂર્વોક્ત વિષય સંબન્ધી વિદ્વાન્ ભાષાન્તરકર્તાએ પોતાના જે મત સ્વતંત્ર રીતે પુસ્તકના ઉપોદ્ઘાતમાં દર્શાવ્યા છે તે વિષે આપણે કાંઇક ચર્ચા કરીશું.

**"સ્ત્રીકેળવણી કેવા પ્રકારની? કેટલે સુધી? અને કેટલા વર્ષની ઉમ્મરમાં** આપવી જોઇએ? સ્ત્રીકેળવણીની પાશ્ચાત્ય પદ્ધતિ હિંદુસ્તાનમાં લોકપ્રિય કેમ નહિ થતી

---

§ "In India it is the boy whose value in the matrimonial market rises with every examination that he passes, but in Japan, the girls are finding that to have graduated from the secondary school appreciately improves their prospects."

હોય ? પૂર્વના એક દેશને માટે ઉત્તમ તે શું બીજા દેશને માટે ઉત્તમ નથી ? કેવી કેળવણી ત્યાજ્ય હોવી જોઇએ ? ક્યા ઉદ્દેશો સાધનારી કેળવણી ઇષ્ટ છે ?" વગેરે પ્રશ્નોની ચર્ચા રા. અતિસુખશંકરે પૂર્ણ છટાદાર અને મનોરંજક શૈલીમાં, તેમજ સ્વભાવની નીડરતા અને અભિપ્રાયની સ્વતંત્રતા સાચવીને કરી છે તે બેશક પ્રશંસનીય છે. વળી જાપાનમાં અને હિંદુસ્તાનમાં યુનિવર્સિટીની પાઠશાળાઓમાં અપાતી સ્ત્રીકેળવણીની પદ્ધતિઓમાં જે વિરોધ–( difference ) જોવામાં આવે છે તેનું યથાસ્થિત આલેખન કરીને હેમણે આ દેશના શારદાપીઠની પાઠશાળાઓમાં અભ્યાસ કરવા માટે પોતાની છોકરીઓ મોકલનાર માબાપનું તે તરફ લક્ષ ખેંચ્યું છે અને તે ટીકા કદાચ હેમને "નહિ રુચે તો એ નહિ મનનીયનો ભાગ્યેજ લાગશે" એવી આશા તે સાથે પ્રદર્શિત કરી છે; તે સંબન્ધી આપણને કાંઇ ખાસ કરીને કહેવાની જરૂર જણાતી નથી. કારણકે સ્ત્રીકેળવણી સંબન્ધી એમની સમસ્ત સ્વતંત્ર ચર્ચા હું ધારું છું કે પ્રત્યેક સુજ્ઞ અને વિચારશીલ મનુષ્યને અરુચિકર અને અમનનીય તો નહિ જ લાગે. હું તેમના વિચારોને બહુધા સંમત જ છું. તદપિ આપણા દેશમાં હાલમાં જે પદ્ધતિ અનુસાર સ્ત્રીકેળવણી આપવામાં આવે છે. અને જે જે વિષયો છોકરીઓને શિખવવામાં આવે છે તે સર્વમાં ખામી, દોષ, ચૂક કે ન્યૂનતા ક્યાં ક્યાં ભરાઇ રહેલી છે ? તેવી ખામીઓ દૂર કરવાને માટે ક્યા ક્યા ફેરફાર કરવા જરૂરના છે ? સુધરેલી પદ્ધતિ કેવી હોવી જોઇએ ? છોકરીઓને કેવા **પ્રકારની ? કેટલે સુધી ?** અને **કેટલા વર્ષની ઉમ્મર સુધી** કેળવણી આપાવવી જોઇએ ?–વગેરે પ્રશ્નોનું વિવરણ હેમણે જરા વિશેષ લંબાણથી કર્યું હોત તો આપણા દેશના અભ્યુદયની સિદ્ધિ માટે અત્યુત્તમ ગણાતા સ્ત્રીકેળવણી જેવા ગંભીર વિષય ઉપર લાભદાયક અને અનન્ય પ્રકાશ નખાયો હોત એવું મારું નમ્ર માનવું છે. તથાપિ હું પોતે હેમનો ખાસ આભારી થયો છું તેનું મુખ્ય કારણ એ કે એમણે કરેલી એ ચર્ચાએ હિંદુસ્તાનની સ્ત્રીકેળવણી સંબન્ધી કાંઇક વિચાર ભવિષ્યમાં દર્શાવવાની મારા મનમાં પ્રેરણા ઉત્પન્ન કરી છે.

ત્યાર પછી વિદ્વાન્ ગ્રંથકર્તાએ **પરદેશગમનનો** વિષય ચર્ચ્યો છે. જાપાનમાં આ

**પરદેશગમન.** પ્રશ્ન બહુ ખાંચખૂંચ ઉત્પન્ન કરે તેવો નહોતો બન્યો. કારણ આપણા દેશની પેઠે રૂઢીબળ તે દેશમાં તે સમયે એટલું બધું દૃઢ નહોતું. આપણા દેશમાં પણ પ્રાચીન સમયમાં અનેક પુરુષોએ સમુદ્રયાન કર્યું હતું તેના પુરાવા પ્રાચીન સમયનાં ધર્મ પુસ્તકોમાંથી મળી આવે છે. મધ્ય યુગમાં શાંસારિક કે સામાજિક રીતરિવાજોનું સામ્રાજ્ય વિશેષ સબળ થતું આવ્યું તેમ તેમ એ રિવાજ અદૃશ્ય થતો આવ્યો. હાલમાં પાછું, દેશમાં તે રિવાજ ફરીથી દાખલ કરવાની કોશીશ ચોમેર થતી જોવામાં આવે છે; અને વસ્તુતઃ તે રિવાજ દાખલ કરવાની આવશ્યકતા પણ મોટી જણાય છે. કારણકે એક વિદ્વાને કહ્યું છે: "આજકાલ પ્રગતિ સમુદ્રનું પૂર આખી પૃથ્વીમાં આવી રહેલાં ભૂમિ પ્રદેશોપર ફેલાતું આવ્યું છે તે પૂરની સપાટી બહાર શીર્ષ માથું રાખીને તરતાં જે મનુષ્યને કે પ્રજાને નહિ આવડે તે મનુષ્ય વા પ્રજા થોડા સમયમાં નષ્ટ થયા વિના નહિ જ રહે."

આ કારણથી પરદેશગમન હિંદુસ્તાનને માટે અતિ અગત્યનો અને આવશ્યક રિવાજ

છે. દેશાટનથી જાતજાતના લોકો જોવાય છે, તેમના સમાગમથી તેમની કનેથી નવો બોધ મળે છે, આપણી કૂપમંડૂકતા મટે છે અને બુદ્ધિનો વિકાસ થાય છે,–વગેરે અનેક લાભ પરદેશગમનથી પ્રાપ્ત થઇ શકે છે એવું વિદ્વાન ગ્રંથકર્તાઓ અને નિબન્ધકારોએ વિસ્તારપૂર્વક ચર્ચા કરીને પોતાના પુસ્તકોમાં અને નિબંધોમાં કહેલું છે માટે અત્ર તેમના મતની પુષ્ટિ અર્થે કાંઇ વિશેષ કહેવાનું પ્રાપ્ત થતું નથી."

**ધર્મ અને નીતિની કેળવણી સંબન્ધી ચર્ચા.**

ત્યાર પછી વિદ્વાન ભાષાન્તર કર્તાએ "ધર્મ અને નીતિની કેળવણી વિષે જાપાન કેવાં પગલાં લે છે?", "ધર્મ અને નીતિ વિષે એક એકથી નિરાળી કેળવણી આપવામાં લાભ છે કે કેમ?", "હિન્દુસ્તાનમાં ધર્મ સંબન્ધી કેળવણી શાળાઓમાં આપવી અશક્ય છે.", "મતમતાન્તર ભિન્નતાવાળા દેશમાં સરકાર ધર્મની કેળવણી આપવાનું પગલું ન જ લે એ લાભકર છે", "જાપાનમાં નીતિની કેળવણી પ્રત્યક્ષ રીતે અપાય છે.", "જાપાનમાં હાલમાં પાછો વિરુદ્ધ મત આવ્યો છે તે એકલાં નીતિ શિક્ષણને શુષ્ક માને છે", "નીતિ શિક્ષણના ગુરુઓ સદ્‌ગુણોના આદર્શરૂપ જોઇએ ને તેમનું વર્તન જ દાખલારૂપ જોઇએ, તે ન હોય ત્યાં સુધી નીતિ શિક્ષણની લાભકર અસર થઇ ન શકે", "હિંદુસ્તાનમાં નીતિ શિક્ષણ પ્રત્યક્ષ છે કે પરોક્ષ?", "પ્રાથમિક શાળામાં નીતિનું પ્રત્યક્ષ શિક્ષણ જોઇએ", "માધ્યમિક ને ઉચ્ચશાળાઓમાં પ્રત્યક્ષની સાથે પરોક્ષ નીતિ શિક્ષણ આપવું જોઇએ", "ઉત્તમ આચરણવાળો શિક્ષક જેવું પરોક્ષ નીતિશિક્ષણ આપશે તેવું સારું શિક્ષણ પથરા આચરણવાળો નહિજ આપી શકશે", "નીતિ એટલે શું!", "નીતિ સંબન્ધી એમર્સન અને કેન્ટના વિચારો"—વગેરે પ્રશ્નોની ચર્ચા કરીને અને "માત્ર આરંભના બે બોલની આશા રાખનાર વાચકો આ જરા મારાથી (લેખકથી) વિસ્તારથી લખાએલા (ઉપોદ્‌ઘાતને) લેખને વિષે ગુણગ્રાહી બની મારા દોષ ક્ષન્તવ્ય ગણશે,"—એવી આશા પ્રદર્શિત કરીને વિદ્વાન લેખકે ઉપોદ્‌ઘાત સમાપ્ત કર્યો છે.

છેવટ, ભાષાન્તરના ગુણદોષનું વિવેચન કરવું પ્રાપ્ત થાય છે. પરંતુ આ માસિકપત્રના સંવત્ ૧૯૫૭ ના માર્ગશીર્ષ માસના અંકમાં (વર્ષ ૯–અંક ૧૧ માં) રા. મોહનલાલે અતિ મનોહર અને પ્રૌઢ અર્થસૂચક શૈલીમાં તે સંબન્ધી વિવેચન કર્યું છે. તે જેટલું સત્યથી ભરપૂર છે તેટલુંજ સંપૂર્ણ છે. તેથી તેના સમર્થન રૂપે વિશેષ લખવાની કે ઉચ્ચારવાની જરૂર જણાતી નથી. હોશીઆર કારીગરને હાથે એકવાર શરાણપર ગઢીને ઉત્તમ થએલા હીરાની પુનઃ કસોટી કરવાથી શું ફલ? રા. મોહનલાલે લખ્યું છે કે "રા. અતિસુખશંકરની શૈલી સરળ અને સર્વથી સમજાય તેવી છે. ભાષાન્તરો અને અનુવાદોમાં અપરિચિત અને અટપટા શબ્દો તથા વાક્યોનો પ્રયોગ ઘણીવાર દીઠામાં આવે છે તેવું આ પુસ્તકમાં નથી. ×××× લેખકે ઉપોદ્‌ઘાતમાં પોતાના સ્વતંત્ર વિચારો ઠીક દર્શાવ્યા છે. આ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ તરફથી છપાયેલાં પુસ્તકોમાં જેને 'ઉત્તમ' કહી શકાય તે વર્ગમાંનું છે". રા. મોહનલાલની પૂર્વોક્ત વાણી અક્ષરશઃ સત્ય જ છે. રા. અતિસુખશંકરની શૈલી સાદી, શુદ્ધ અને રસિક છે; ભાષાન્તરોમાં વાક્યોની તેમજ વિચારોની ક્લિષ્ટતા, શબ્દનાં અર્થમાં અસ્પષ્ટતા, અલંકારની અનુપપત્તિ, ભાષાની શુષ્કતા

વગેરે-દોષો જે એવાં ભાષાન્તર પામેલાં પુસ્તકોમાં સાધારણ રીતે આપણા જોવામાં આવે છે તેથી મુક્ત રહેવાનો જેટલો અને તેટલો પ્રયાસ રા. અતિસુખશંકરે કર્યો હોય તેમ સમજાય છે; અને તેમનો તે પ્રયાસ બહુ અંશે સફલ થયો છે એ જોઇ હું તેમને સહર્ષ અભિનંદન આપું છું; અને તે સાથે એવી ઉમેદ ધરાવું છું કે જો તેઓ પોતાના આવા પ્રયાસને ખંત અને ઉદ્યોગથી વળગ્યા રહેશે તો ભવિષ્યમાં તેઓ ગુજરાતી સાહિત્યને સારી સેવા બજાવી શકશે.

આ પુસ્તકની કિંમત કરતી વખતે કેટલાક વિચારકો કદાચ એવો અભિપ્રાય દર્શાવશે કે આ ભાષાન્તર પામેલું પુસ્તક હોવાથી મૂળ પુસ્તક કરતાં તેની કિંમત કાંઈક ઓછી આંકવી જોઇશે. તેમનો એ મત એકંદર રીતે વિચાર કરી જોતાં ખરો અને યોગ્ય લાગે છે. કારણકે એક ભાષામાં લખાયેલા વિચારોનું અન્ય ભાષામાં માત્ર રૂપાન્તર કરવું તેના કરતાં નૈસર્ગિક બુદ્ધિબળે નવું રચવું, લખવું, પોતાના વિચારો દર્શાવવા તે અધિક કઠિન કાર્ય છે. સારું અનુકરણ કરનારા પુરૂષો ભાષાન્તરોમાં પ્રવીણ થાય છે, ત્યારે નૈસર્ગિક શક્તિની વિશેષ સંપત્તિ ધરાવનાર વિદ્વાનો મૂળ પુસ્તકો લખવામાંજ કૃતાર્થ થયેલા સમજે છે. આ રીતે મૂળ પુસ્તકોની કિંમત વિશેષ આંકવામાં આવેલી છે તથાપિ કેટલીક વખતે મૂળ પુસ્તકોમાં અને ભાષાન્તર પામેલાં પુસ્તકોમાં વિશેષ તફાવત પડેલો જોવામાં આવતો નથી. કારણકે એક પાસથી મૂળ પુસ્તક રચવામાં સર્ગશક્તિનો વિકાસ કરવાની આવશ્યકતા સમજાય છે ત્યારે બીજી પાસથી મૂળ પુસ્તકની રચનામાં જે સ્વતંત્રતા મળેલી છે તે ભાષાન્તર પામેલાં પુસ્તકમાં બહુધા લોપ પામેલી હોવાથી ભાષાન્તરકર્તાને મૂળ પુસ્તકના કર્તાની ઇચ્છાઓને ( whims )ને ભાષાન્તર કરતી વખતે લગભગ સર્વાંશે અધીન રહીને વર્તવું પડે છે. અને તેમ કરવામાં પણ કઠિનતા તેને ઓછી વેઠવી પડતી નથી. ગ્રન્થકર્તાના અમુક વિચારોને એક ભાષામાંથી અન્ય ભાષામાં ઉતારવા, અને તેમ કરતાં અર્થનો અનર્થ ન થવા દેવો, અલંકારની અનુપપત્તિ થવા ન દેવી, એ કાર્ય કાંઈ ઓછું કઠણ, ઓછી જવાબદારીનું કે ઓછા ચાતુર્યનું કાર્ય નથી. વળી ભાષાન્તરકર્તાનું કામ મૂળ પુસ્તકના કર્તાના વિચારોને સર્વથા અનુસરીને વર્તવાનું હોય છે, તેથી પણ તેને વિચારની ક્લિષ્ટતા, અને શૈલીની શુષ્કતા એ બે ખામીઓ સામે ટક્કર ઝીલવી પડે છે અને તેમ કરવામાં પણ તેને મહાન્ પરિશ્રમ વેઠવો પડે છે. આ કારણોથી ભાષાન્તરકર્તા આપણી પ્રશંસાને વિશેષ પાત્ર થાય તેમાં આશ્ચર્ય જેવું નથી. વળી ભાષાન્તરોમાં પણ બે પ્રકાર છે. એક અક્ષરશઃ અનુવાદ અને બીજો સ્વેચ્છાનુસાર અનુવાદ. આ બન્નેમાં બીજો પ્રકાર બેશક સહેલો છે, તથાપિ તેમાં ચાતુર્ય, વિવેકબુદ્ધિ, વિચાર, અને મનનની બહુ મોટી જરૂર પડે છે; તેથી તેવાં ભાષાન્તરનાં પુસ્તકોની પણ કિંમત બહુ ઉતરી પડે તેમ નથી. રા. અતિસુખશંકરનું પુસ્તક ભાષાન્તરપુસ્તકના વર્ગ પૈકી બીજા પ્રકારનું છે, અને એ બીજા પ્રકારનાં પુસ્તકોની જેટલી કિંમત આંકવામાં આવે તેટલી કિંમત તેમના પુસ્તકની આંકી શકાશે; તોપણ તેમણે તે પુસ્તકના આરંભમાં ઉચ્ચ, રમણીય અને પ્રૌઢાર્થસૂચક ભાષામાં, પૂર્ણ વિદ્વત્તા અને બોધ વાળા ચર્ચા કરીને જે ઉપોદ્ઘાત લખ્યો છે તેથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરીને તે પુસ્તકની કિંમતમાં પણ તેમણે વધારો કર્યો છે,

એ વાત હેમનો સહર્ષ ગર્વ માનવાનું કારણ આપશે. આટલું છતાં પણ " स्खलनं प्रकृतीव मनुष्याणाम् ", "To err is human", 'માણસ માત્ર ભૂલને પાત્ર છે'—એવી સંસ્કૃત, અંગ્રેજી, અને ગુજરાતી લોકોક્તિઓથી શ. અતિસુખશંકર તદ્દન મુક્ત તો નથી જ રહ્યા: કારણકે તેમના ભાષાન્તરમાં છાપખાનાની છાપવામાં સુધાર્યા વિનાની ભૂલો ઉપરાંત બીજી કેટલીક નાની નાની ભૂલો રહી ગયલી આપણા જોવામાં આવે છે, પૃષ્ઠ ૧૫૨ મે " સારી કેળવણીથી પ્રજામાં નારી પ્રતિષ્ઠા...પસંદગી આપી હતી." અને " પાદરીઓએ...હાથમાં મુખ્યત્વે કરીને રહી "—એ બે વાક્યોની વચ્ચે હેમણે મૂળ ગ્રન્થના નીચેના અંગ્રેજી વાક્યોનું ભાષાન્તર પડતું મૂકી દીધું જણાય છે:—(page 305)

"To which other leaders of Japanese opinion added that a permanent improvement in future generations presupposes an improvement in the parents of both sexes, and that all countries which have attempted to work with the male sex alone have fallen signally behind in the march of progress."

( સારાંશ કે, "સારી કેળવણીથી પ્રજામાં નારી પ્રતિષ્ઠા વધશે એવો શહેનશાહનો અભિપ્રાય ઈ. સ. ૧૮૭૧ માં જાહેર કરવામાં આવ્યો હતો તે અભિપ્રાય સાથે સંમત થઈને જાપાની પ્રજાના અગ્રણી પુરુષોએ વિશેષમાં ઉમેરો કરીને કહ્યું કે ભવિષ્યની પ્રજામાં ચિરસ્થાયી સુધારો કરવા માટે પુરુષ અને સ્ત્રી ઉભયનો સુધારો આવશ્યક ધારવો જોઈએ, અને જે જે દેશોમાં માત્ર પુરુષવર્ગનું જ શ્રેય ઇચ્છવા તરફ વૃત્તિ વળેલી જોવામાં આવે છે તે સર્વે દેશો સુધારાની—પ્રગતિની—સરતમાં સંપૂર્ણ રીતે પછાત પડેલા જોવામાં આવ્યા છે,") માનવતા મે. શાર્પ સાહેબનું પૂર્વોક્ત અંગ્રેજી વાક્ય કેટલું બધું ઉત્તમ રીતે લખાયેલું છે તે તેનું ભાષાન્તર વાંચવાથી પ્રત્યેક વાચકને સ્પષ્ટ રીતે સમજાશે.

આ હોય તો માત્ર મતભેદનું જ પરિણામ કહી શકાશે. કારણ કે " भिन्नरुचिर्हि लोकः " ( रघु. स. ६ ) એવું શ્રીયુત કાલિદાસનું વાક્ય ઘણાને સુવિદિત હશે. તેથી એ ગંભીર દોષ નહિ ગણાય. માત્ર " મતમતાન્તર ભિન્નતા " ગણાશે. સાર રૂપ ભાષાન્તરમાં સ્વેચ્છા પ્રધાન સ્થાન ભોગવતી હોવાથી અમુક વાક્ય અમુક મનુષ્યને ઉપયોગી લાગ્યું તેનું તે જ વાક્ય અન્ય મનુષ્યને તેટલું જ ઉપયોગી લાગવું જ જોઈએ એવો મત સર્વ માન્ય નહિ થાય અને થવો પણ ન જોઈએ.

હવે પુસ્તકના ઉપોદ્ઘાત વિષે આપણે વિવેચન કરીશું. ભાષાન્તરનો આ વિભાગ ભાષાન્તરકર્તાનો પોતાનો હોવાથી તેમાં વિચારની સ્વતંત્રતા, અર્થનું સામર્થ્ય, અલંકારનું સૌન્દર્ય, શૈલીની પ્રૌઢતા, વગેરેનું સ્પષ્ટ રીતે દર્શન થાય છે. કેટલેક સ્થળે તો પદનું લાલિત્ય, રચનાનું સૌન્દર્ય, અને વિચારની પ્રૌઢતા એટલી બધી સારી રીતે દૃશ્યમાન થઈ રહી છે કે વાચકનું મન પ્રશંસાની લાગણીથી ક્ષણવાર તો ઉભરાઈ ગયલું જોવામાં આવે તો તેમાં નવાઈ જેવું નહિ કહેવાય. આવા અનુત્તમ રીતે લખાયેલા ઉપોદ્ઘાત વિષે એમ કહેવું પડે છે કે એનાથી ભાષાન્તર પામેલા પુસ્તકની કિંમત બહુ વધી છે. આખા ભાષા-

ન્તરમાં ચર્ચેલા વિષયોને સાર-દોહન-તેમાં છે; માત્ર દોહન જ નહિ પણ તેની સાથે તેને ઉદ્દેશીને લેખકની સ્વતંત્ર ટીકા પણ આપવામાં આવી છે, તેથી ઉપોદ્ઘાતમાં ચર્ચેલા એ વિષયોમાં એક નવા પ્રકારને જ રસ ઉત્પન્ન થયેલો જોવામાં આવે છે.

આ પ્રમાણે ભાષાન્તર પુસ્તકના ગુણદોષનું સંક્ષેપમાં મ્હેં વિવેચન કર્યું. વળી મ્હેં આ લેખના આરંભમાં, એટલે સંવત્ ૧૯૫૭ ના પૌષ માસના અંકમાં (વર્ષ ૯—અંક ૧૨ મો) વિદ્વાન ભાષાન્તરકર્તાએ એવા ઉપયોગી અને ઉત્તમ પુસ્તકનું ભાષાન્તર કરવા માટે મહાન્ પરિશ્રમ લીધો તે માટે તેમને—અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિએ એમની કને ભાષાન્તર કરાવીને તે પ્રસિદ્ધ કર્યું તે માટે તે સભાને-હર્ષપૂર્વક અભિનન્દન આપ્યું હતું. છૂટક છૂટક થોડાક દોષ ગણાવ્યા—જે આ ભાષાન્તરમાં દશ્યમાન અસંખ્ય ગુણ, રસ અને અલંકારની ચમત્કૃતિની સાથે સરખાવતાં ગણતરીમાં પણ બીલકુલ લેવા લાયક નહિ કહેવાય, તે ઉપર આપણું લક્ષ નહિ રાખીને નિષ્પક્ષપાત રીતે સમસ્ત પુસ્તકનું આપણે અવલોકન કરીશું તો આપણને કબૂલ કરવું જ પડશે કે "એ ભાષાન્તર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિએ છપાવેલાં અન્ય ભાષાન્તરો પૈકી એક ઉત્તમ વર્ગનું ગણી શકાશે"; અને તે કારણથી ગુજરાતના પ્રત્યેક સાહિત્યપ્રેમી મનુષ્યને તે વાંચવાની અને વાંચીને તે ઉપર મનન કરવાની હું ખાસ ભલામણ કરૂં છું. 'કેળવણી' એ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં અનેક સાધનો પૈકી એક સાધનજ છે; અને જ્ઞાન સુખનું પરમ સાધન હોવાથી સુખની લિપ્સા ધરાવનાર પ્રત્યેક મનુષ્યે જેમ બને તેમ ઉત્તમમાં ઉત્તમ કેળવણી પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઇએ; અને તે માટે જ્ઞાન અને કેળવણી સમ્બન્ધી પુસ્તકો લક્ષપૂર્વક વાંચવાં જોઇએ. માનવંતા પ્રો. શાર્પ સાહેબનું ઉત્તમ, પરિપક્વ વિચારથી ભરપૂર, રસિક અને મનોહર ભાષામાં લખાયલું, આ પુસ્તક આપણને "જાપાનની કેળવણીની પદ્ધતિ" સંબન્ધી સંપૂર્ણ માહીતી આપી શકે તેવું છે; જેમને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હોય અથવા હોય તોપણ આખું પુસ્તક અથથી ઈતિપર્યંત વાંચી જવાનો અવકાશ મળતો ન હોય તેમને માટે રા. અતિસુખશંકરનું ભાષાન્તર—સારરૂપ લખાયેલું હોવાથી—અતિ ઉપયોગી અને મનોરંજક થઈ પડશે એવી આશા છે; અને એ દોહનરૂપ ભાષાન્તરનું પણ દોહન તે પુસ્તકના ઉપોદ્ઘાતમાં વિદ્વાન્ ભાષાન્તરકર્તાએ આપેલું છે તેથી, જેમને એ ગુજરાતી દોહનરૂપ ભાષાન્તર અથથી ઈતિસુધી વાંચી જવાનો અવકાશ પણ ન હોય તેઓ અતિ ઉત્તમ ઉપોદ્ઘાત વાંચશે તો પણ તેમને આખું ભાષાન્તર વાંચ્યા જેટલો આનંદ અને હર્ષ થશે અને કેળવણી સંબન્ધી કાંઇ પણ શીખવા જેવું પ્રાપ્ત થશે. આજકાલ આપણા દેશમાં દરરોજ સેંકડો પુસ્તકો પ્રસિદ્ધ થતાં આપણે જોઇએ છીએ વા સાંભળીએ છિયે. તેમાં ઘણુંખરાં તો નવલકથાઓથી અને કવિતાઓથી જ ભરપૂર હોય છે; અને એમાંનાં પણ ઘણાંખરાં તો નવલકથાઓથી જ ભરપૂર હોય છે; અને એમાંની ઘણી ખરી નવલકથાઓ અને કવિતાઓ તો તદન નિ:સાર, નીરસ અને નાના પ્રકારના ગંભીર દોષથી ભરપૂર માલમ પડે છે. આવાં "ફર્ષ્ટ ક્લાસ" શક્તિવાળાં પુસ્તકો આપણા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા કરતાં ઉલટું લજ્જાને છેન્ન-લાંછન પહોંચાડે છે. માટે આવાં પુસ્તકો કરતાં "જાપાનની કેળવણીની પદ્ધતિ" જેવાં અતિ અગત્યનાં અને ઉત્તમ અંગ્રેજી પુસ્તકોનાં ભાષાન્તર હજાર દરજ્જે પ્રશંસનીય છે, ઇષ્ટ છે, માન્ય છે; આ

કારણથી રા. અતિસુખશંકરનો "જાપાનની કેળવણીની પદ્ધતિ" એવા અંગ્રેજી વિષયના પુસ્તકનું ભાષાન્તર કરવાનો પ્રયાસ બહુજ સ્તુત્ય અને ઈષ્ટ છે એવું મારે કહેવું પડશે. તે આવાં અને આથી પણ ઉત્તમ પુસ્તકો લખવામાં પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરે એવી મ્હારી આશા છે, અને એમના જેવા અન્ય વિદ્વાનો, સાક્ષરો, અને સાહિત્યપ્રેમી યુવકો પોતાની વિદ્વત્તાનો અને સમયનો ઉપયોગ, મર્તકુંવત્ અતિ અલ્પ સમયમાં નાશવન્ત આયુષ્ય ભોગવનાર નિઃસત્વ નવલકથાઓ અને નિર્માલ્ય કવિતાઓ રચવામાં ન કરતાં આપણા ગુજરાતી સાહિત્યના ભંડારમાં કાંઈક નવીન, પુષ્ટિકારક, અને સુપ્રદ વૃદ્ધિ કરે એવાં ઉત્તમ અને ઉપયોગી પુસ્તકો લખવામાં તેમની વિદ્વત્તાનો અને સમયનો સદુપયોગ કરશે તો **ગુજરાતી સાહિત્યના અભ્યુદયનો સૂર્ય** ઉદય પામ્યો એમ કહેવાશે. પ્રભુ મ્હારી આ આશા સફલ કરો એવી મ્હારી તેને નમ્ર પ્રાર્થના છે. તથાસ્તુ.

અમદાવાદ,
તા. ૨૨-૭-૧૯૧૧

"જ્ઞાનભક્તિ."

---

## સાક્ષરવર્યોને વિજ્ઞાપના.

આપણી ગુજરાતી ભાષાની હાલની સ્થિતિ વિચારતાં સર્વને જણાતું હશે કે આપણી માતભાષાના સ્વરૂપમાં ધંગધડોજ નથી. બધાજ લેખકો સંપૂર્ણ સ્વતન્ત્રતાથી પ્રવર્તે છે; બધાજ ભાષાકવિઓ હોય એમ લાગે છે; અર્થાત્, કવિનું નિરંકુશતાલક્ષણ સર્વને સુમાલ થઈ પડ્યું છે. સંહિમાં કોઈક અનિર્વચનીય નિયામક છે એમ આપણે આપણા અન્તઃકરણમાં સ્વીકારીએ છીએ; અને તેથીજ ઈશ્વરનું અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે. પરંતુ ગુર્જર ગિરાની સૃષ્ટિમાં કોઈ નિયામક હોય તો તે લેખકોની સ્વેચ્છા છે. અલબત્ત, ઘણા વર્ષોના ભાષાના જેવા તેવા પણ બંધારણને લીધે એ સ્વેચ્છા કેવળ ગરુડની પેઠે અનિયન્ત્રિત ઉડી શકતી નથી. પણ બહુધા ગ્રાહ્ય થઈ શકે એવા કોઈ પણ નિયમોને અનુસરીને આપણી પ્રિય ભાષાનું સ્વરૂપ ઘડાતું હોય એમ જણાતું નથી.

કેટલાક દૃષ્ટાન્તોથી ઉપરના વિચારો સ્પષ્ટ થશે:—

'ગુજરાતી' અને 'ગૂજરાતી'; 'ગૂજરાત સાહિત્ય સભા' અને 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'; 'મારા' અને 'મ્હારા'; 'અમે', 'અમ્હે', 'અમ્હે', અને 'હમે'; 'એમનું', 'હેમનું', (સોનાનું નહિ!); 'જોઈએ છીએ' અને 'જોઇયે છિયે'; 'દુનીઆ' અને 'દુનિયા'; 'થયું હતું' અને 'થયૂં હતૂં'; 'વિષે', 'વિશે'; 'શકતું' અને 'સકતું'; 'જગત્‌માં' અને 'જગતમાં'; 'મહાત્,' અને 'મહાન'; 'શાણું' અને 'સાણું'; 'જ્યારે' અને 'જ્હારે'; 'જ્યાં' અને 'જ્હાં'; વગેરે, વગેરે.

આ દૃષ્ટાન્તોથી એમ નથી માલૂમ પડતું કે આપણી ભાષાના સ્વરૂપમાં વિગ્રહો નથી? ભાષાનું નામ પણ બે જુદી રીતે લખાય—અને તે પણ આપણા સાક્ષરવર્યોને હાથેજ—એ શોકનું કારણ નથી! એકના એકજ લેખમાં—શિષ્ટ લેખમાં—એકનો એકજ શબ્દ બે અથવા ત્રણ જુદી જુદી રીતે લખાયલો કોણે નહિ જોયો હોય? આપણા એક વિદ્વાને સભામાં ભાષણ કરતાં કબુલ કર્યું હતું કે એકનો એકજ શબ્દ જુદી રીતે લખવાનો દોષ મારાથી જાણે-અજાણે થઇ જાય છે! વિદ્વાનોની આ દશા, તો પછી મારા જેવા અલ્પ જીવોના દોષોનું તો પૂછવુંજ શું?

અંગ્રેજી ભાષાને આપણે ઘણી વાર વખોડીએ છીએ; કહીએ છીએ કે અંગ્રેજીમાં ગમે તે ભાષાના શબ્દો લેવાય છે તેથી તેમાંથી શુદ્ધિ અને સંસ્કાર ચાલ્યા જાય છે. તે ગમે તેમ હો, પણ અંગ્રેજીમાં (અમેરિકા બાદ કરતાં) એકજ શબ્દ અનેક રીતે લખવાનો પ્રચાર જોયો છે? હા, શબ્દોની જોડણી વિચિત્ર છે, કેટલીક વાર તો ઘણીજ વિચિત્ર છે; છતાં એક શબ્દની એકજ જોડણી છે. 'Fatigue,' 'reign,' 'receive,' 'succeed,' વગેરે શબ્દોની જોડણી વિચિત્ર છેજ, પરંતુ આનન્દની વાત એ છે કે ભાષાના બંધાયલા ધોરણને તોડી નાંખી ઇંગ્લંડના સમર્થમાં સમર્થ વિદ્વાનની પણ તાકાત નથી કે ઉપરના શબ્દોમાંનો એક પણ શબ્દ અન્ય રીતે લખી શકે; અને કદાચ લખે તો તે સર્વમાન્ય થાયજ નહિ.

સંસ્કૃતના જેવું શુદ્ધતમ સ્વરૂપ કોઇ પણ જીવન્ત ભાષાનું હોઇ શકે નહિ, કેમકે સંસ્કૃતના વ્યાકરણ જેવું વ્યાકરણ થવું અશક્ય છે. આપણી ભાષાનું વ્યાકરણ કેટલું ઢીલું અને અશુદ્ધ છે તે સર્વેને વિદિત છે. પરંતુ જોડણીના સંબન્ધમાં કોઈ પણ જાતના સર્વેને ગ્રાહ્ય થઈ શકે એવા નિયમોની ઘણીજ જરૂર છે. 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,' 'ગુજરાત સાહિત્ય સભા,' 'ગુજરાતી સાહિત્ય પરિષદ્,' વગેરે સર્વ મંડળોને તેમના કાર્યોને માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે. પણ એ સંસ્થાઓનો ધર્મ નથી કે આપણા સાક્ષરવર્યોની એક સર્વ દેશીય સભા બોલાવી આ ગૂઢ પ્રશ્નનો નિર્ણય કરવા સૂચવવું? આપણામાં ખરા સાક્ષરો થોડા છે, અને તેમાં વળી સાક્ષરવર્યો તો ગણ્યાગાંઠ્યાજ છે. એ સર્વે સાક્ષરવર્યોને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે એક સભામાં એકત્ર થઇ જોડણીના પ્રશ્નનું સદ્ય નિરાકરણ થાય એવા નિયમો ઘડી કાઢવા, જેથી માતૃભાષાનું સ્વરૂપ ગમે તેમ હિંદોળે ન ચઢે. અલબત્ત, સાક્ષરવર્યોને પોતાનેજ કેટલીક બાબતોમાં પોતાનો આગ્રહ છોડવોજ પડશે, નહિ તો એકત્ર થવાય નહિ અને નિયમો ઘડાય પણ નહિ. 'મારૂં કહ્યું સર્વેએ સ્વીકારવુંજ જોઇએ'—એ સૂત્રને અંજલિપ્રદાન ન મળે તો આપણી ભાષાને માટે શુભ આશા રાખવી વ્યર્થ છે!

હું ખાતરીથી કહું છું કે આપણા અગ્રણી છ સાત વિદ્વાનો જો અમુક નિયમો સ્વીકારે અને પોતાના લેખમાં પાળે, તો બધું સુવ્યવસ્થિત, અને તેથી આખી ગુજરાતી બોલતી પ્રજા, એ નિયમોને જરૂર સ્વીકારશે અને પાળશે. પણ પ્રથમ એકતા મૂળમાં જોઇએ. આપણા વિદ્વાનોને તીર્થનું સત્ય યાદ દેવડાવું તો અવિનય નહિ ગણાય:

"To unite, bear and forbear."

અત્ર સૂચવવું જોઈએ કે કેળવણીખાતા તરફથી નવેંબર ૧૯૦૪ ના 'ગુજરાત શાળાપત્ર'માં જોડણીના નિયમો ધડાયલા છે. તે બધા ખરાબ છે અને સર્વમાન્ય છે એમ તો કોઈ પણ નહિ કહે. પરંતુ ઉપર સૂચવેલી વિદ્વાનોની સભાને તે ઉપકારક થઈ પડશે.

આ વિજ્ઞાપનાના વિષય સમ્બન્ધે આ માસિકના વિદ્વાન્ તન્ત્રી સાહેબ પોતાનો અભિપ્રાય દર્શાવશે એવી વિનતિ છે.

અમદાવાદ.
સંવત ૧૯૬૭,
દેવશયની એકાદશી.

સાકરલાલ અમૃતલાલ દવે.

---

*_** ૧. આ વિષય સમ્બન્ધે અમારો અભિપ્રાય આજ પહેલો પ્રકટ કરવાનો નથી. અમે જોડણીની બાબતમાં 'વિજ્ઞાપના'વાદી છીએ, અને અમારો ગત પહેલી જ ગુજરાતી સાહિત્યપરિષદ્ આગળ વાંચેલા એક નિબન્ધમાં અમે જણાવ્યો હતો. અમારું દઢ માનવું છે કે રા. સાકરલાલ કલ્પે છે તેવો આ સહેલો પ્રશ્ન નથી. "મારું કહેવું સર્વએ સ્વીકારવું જ જોઈએ" એવો દુરાગ્રહ બેશક અનિષ્ટ છે, અને તેથી જોડણીની બાબતમાં જેમ બને તેમ મિત્રભાવે એક મત લાવવા આપણા વિદ્વાનો કેવા ઉત્સુક છે એ ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્ આગળ રજુ થએલા જોડણીકમિટિના રિપોર્ટને અંગે રા. નરસિંહરાવે કરેલા ભાષણ ઉપરથી જણાઈ આવશે. પરંતુ તે સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે સાહિત્ય–શાસ્ત્ર–ધર્મ એ સર્વ આત્મનિશ્ચયના દઢ પાયા ઉપર ટકી રહેતાં સત્યનાં મન્દિર છે, એ કાંઈ છૂટછાટ મૂકીને સોદો કરવાની બજાર હાટ નથી. અને જોડણીની બાબતમાં જે મતભેદ ચાલે છે તેમાં એવાં છેક ઊંડા પ્રશ્ન રહેલા છે કે જ્યાં સુધી આખા ગુજરાત ઉપર આ બાબતમાં પોતાની આણ મનાવી શકે એવો પ્રબળ લેખક—રા. ગોવર્ધનરામ કરતાં પણ સતગણો પ્રબળ લેખક—ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તો એ પરત્વે વિકલ્પનો આશ્રય કર્યા વિના છૂટકો નથી. રા. સાકરલાલ જે એમ લખે છે "આપણા ૭ સાત વિદ્વાનો જો અમુક નિયમ સ્વીકારે અને પોતાના લેખમાં પાળે તો બધું યુવક મંડળ અને તેથી આખી ગુજરાતી બોલતી પ્રજા એ નિયમોને જરૂર સ્વીકારશે અને પાળશે"—એ વિષે તો એટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે ચાલુ જમાનાનું સ્વરૂપ રા. સાકરલાલ બાગે જ સમજ્યા લાગે છે.

૨. રા. રા. સાકરલાલ લખે છેઃ "સંસ્કૃતના જેવું શુદ્ધતમ સ્વરૂપ કોઈ પણ જીવન્ત ભાષાનું હોઈ શકે નહિ; કેમકે સંસ્કૃતના વ્યાકરણ જેવું વ્યાકરણ થવું અશક્ય છે." અત્રે રા. સાકરલાલનું શું કહેવું છે એ અમારાથી ચોકસ સમજાતું નથી. સંસ્કૃત મૃત ભાષા છે

તેથી જ એનું સ્વરૂપ શુદ્ધતમ છે એમ વિવક્ષિત છે? કે એમાં એવી અલૌકિકતા છે એમ કહેવાનું તાત્પર્ય છે? ગમે તેમ હો પણ ગુજરાતી એ મૃત ભાષા નથી અને અલૌકિક ભાષા પણ નથી—તો પછી એમાં 'શુદ્ધતમ' સ્વરૂપની આશા રાખવી વ્યર્થ છે. ભાષાની જીવન્ત દશામાં, અનેક કારણસર અનેક રૂપો ઉત્પન્ન થાય છે, અને એમને વૈકલ્પિક રૂપો તરીકે સ્વીકાર્યા વિના છૂટકો થતો નથી. સંસ્કૃત પણ જ્યારે જીવન્ત ભાષા હતી ત્યારે રા. સાકરલાલે ઉપર ટાંક્યા છે તે જાતના—'ધંધાધડા'ના અખાવના વખાણ ક્યાં ન હતા? '**रात्रि**' અને '**रात्री**' ઇત્યાદિમાં બે રૂપો સ્વીકારવાં તેમાં, અને 'થયું હતું' અને 'થયું હતું' એમ બે સ્વીકારવાં તેમાં વિશેષ ફેર શો છે? '**शीकर**' અને '**सीकर,**' **कोश** અને **कोष** ઇત્યાદિ બેવડાં રૂપો સંસ્કૃતમાં ક્યાં અજ્ઞાત છે? '**हरयेहि**' અને '**हरयेहि**'—એમ વૈકલ્પિક 'ય' અને 'અ'નો પ્રયોગ પણ પૂર્વે સંસ્કૃતમાં ક્યાં નહોતો? વળી, ગુજરાતીમાં જોડણીની જે શિથિલતા જોવામાં આવે છે અને અંગ્રેજીમાં તે જોવામાં નથી આવતી એનું કારણ એ છે કે ગુજરાતી જોડણીની એ શિથિલતા એની માતાસાથી ઉતરી આવેલી છે. સંસ્કૃતમાં બોલવું તેવું જ લખવું એવો જે નિયમ જોવામાં આવે છે તે જ ગુજરાતીમાં પ્રવર્તે છે, અને તેથી જુદા જુદા ઉચ્ચાર પ્રમાણે જુદી જુદી જોડણી થાય છે. અંગ્રેજીમાં જોડણી અને ઉચ્ચાર વચ્ચે દૃઢ સંબન્ધ નથી અને તેથી ઉચ્ચારમાં અનેક ભેદો થતા છતાં જોડણી એકની એક કાયમ રહે છે.

૭. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સાહિત્યસભા અને સાહિત્યપરિષદ્ એ સંસ્થાઓના કાર્યવિભાગ પરત્વે બે શબ્દો કહેવાની જરૂર જણાય છે. જોડણી વગેરે મહાપ્રશ્નો પરત્વે કાંઈ પણ તરેહના જાતે નિર્ણય કરવાનું સાહિત્યસભાનું કામ નથી; સાહિત્યસભા આવા પ્રશ્નો માટે વિચાર કરવા સારૂ સાહિત્યપરિષદ્ની યોજના કરે છે—અને ત્યાં એનું કર્તવ્ય પૂરું થાય છે. સાહિત્યપરિષદ્ એવું મ્હોટું મંડળ ભરાય છે કે એ પણ આવા વિકટ પ્રશ્નોની પોતાની બેઠકમાં જ પૂરેપૂરી ચર્ચા કરીને નિર્ણય બાંધી શકે એમ નથી. તેથી એ મંડળ એક ન્હાની કમિટિ નીમે છે, અને એને આ પ્રશ્નોને પરિપૂર્ણ છણી પોતાનો અભિપ્રાય દર્શાવવા કહે છે. ગુજરાતના વિદ્વાનો પૈકી, સાહિત્યપરિષદ્માં ભાગ લેતા વિદ્વાનો પૈકી તો નિર્વિવાદ રીતે જ, રા. કેશવલાલ અને રા. નરસિંહરાવ કરતાં ગુજરાતી ભાષાનો કોઇ પણ વધારે સૂક્ષ્મ અભ્યાસી નથી, અને એ બંને ગૃહસ્થોને જોડણીકમિટિમાં મૂકી, તથા પંડિતોને સુલભ એવા દુરાગ્રહ ઉપર સામાન્ય બુદ્ધિનો અંકુશ મૂકવા માટે બાજા બે ગૃહસ્થોને નીમી, તથા ફારસીના જ્ઞાનનો કમિટિને લાભ આપવા માટે તથા અન્ય ચાર ગૃહસ્થોના સંસ્કૃત પ્રત્યેના સ્વાભાવિક પક્ષપાતને નિયમમાં રાખવા માટે રા. કૃષ્ણલાલ ઝવેરીને ઉમેરી, સાહિત્યપરિષદે પોતાની ફરજ પૂરેપૂરી અદા કરી છે. જ્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તેનું કામ સાહિત્યસભા અને સાહિત્યપરિષદ્ ઉભયથી જુદું જ છે. બ્રિટિશ વૈદક શાસ્ત્રમાં થતા અસંખ્ય નવા પ્રયોગો સાથે 'બ્રિટિશ ફાર્મેકાપીઆ'ના નિર્ણાયક મંડળને લેવા દેવા નથી; એનું કામ તો એવા પ્રયોગો થઈ ઉભરેે જે નિયમો સિદ્ધ થાય તે સ્વીકારવાનું–ફ્લાવવાનું નહિ, સ્વીકારવાનું જ—છે, તેમ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું કામ પણ અમુક નિયમો સિદ્ધ થઇ ચૂકે ત્યાર પછી તેને

અમલમાં મૂકવાનું જ છે. આમ આ ત્રણ સંસ્થાઓનો કાર્યવિભાગ જોતાં; એ સંસ્થાઓ ઉપર ઘણીવાર કરવામાં આવતો આક્ષેપ કેવો અયોગ્ય છે એ સ્પષ્ટ દીસી આવશે. ગમે તેમ હો પણ જોડણી નક્કી કરાવવા માટે આજ સુધી સાહિત્યસભાએ કે સાહિત્યપરિષદે યત્ન કર્યો પોતે સાંભળ્યો પણ ન હોય એવી કલ્પથી રા. સાકરલાલ એ સંસ્થાઓને કર્તવ્ય ઉપદેશે છે એ તો ખરેખર આશ્ચર્યકારક જ છે.

૪. કેળવણીખાતાએ કરેલા નિયમો જોડણીકમિટિના ધ્યાનમાં છે.

તન્ત્રી.

---

## "કરમાયે કુસુમડાં."

ભોગી ભ્રમર રે!<br>
અરર! કરમાયે કુસુમડાં!

જોને કેવાં કલિત કરમાયે કુસુમડાં!<br>
ભોક્તા વિના અરર! કરમાયે કુસુમડાં!

વિલાસી વા વાશે,<br>
સુધા તેને પાશે,

તથાપિ સુકાઈ જઈ પછી ન થાશે પ્રફુલ્લ એ,<br>
રસીલા લે લે રે મધુપ! મધુ હાવાં મધુર લે!!

હાસંભ હીરજી ચારણીયા.

---

Reg^d No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं [illegible] तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । [illegible] उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । [illegible] दितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्


વર્ષ ૧૦, અંક ૭. [ માસિક. ] શ્રાવણ, સંવત્ ૧૯૬૭.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલ્ એલ્. બી.




અમદાવાદ—ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ મોતીલાલ શામળદાસે છાપ્યું

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે પહેલા વર્ષના ખર્ચના રૂા.૦-૬-૦ બીજા વર્ષના રૂા.૦-૧૨-૦; અને ત્રીજા વર્ષના રૂ. ૧-૪-૦. આગાઉથી ઑર્ડર દ્વારા મોકલાવેજ મોકલવામાં આવશે:

અન્ય સર્વ માટે વર્ષ એકના — રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છૂટક નકલ એકના — રૂ. ૦-૬-૦

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

ફ્રી લાઇબ્રેરીઓ તરફથી ઉપરના નિયમ અનુસાર પોસ્ટેજ મ. ઑ. દ્વારા અગાઉથી મળ્યું હશે તો જ વસન્ત મોકલવામાં આવશે. પોસ્ટ ટિકીટ સ્વીકારવામાં નહીં આવે તેમજ પત્રનો જવાબ આપવા અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુમીક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" આબાદ છે.
૨ "દ્રાદરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને કીડ મટાડે છે કિ.૪ આના
૩ "કોલેરોલ" ઉલટી જુલાબ અને કોલેરાના જંતુને નાશ કરે છે. કિ. રૂા. ૧
૪ "હેરસ્ટોન" સફેદ બાલને તદન કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ.રૂ.૩
૫ "અંબલી ટોનીક પીલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઈલાજ રૂ. ૨
૬ "દાંતનું મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ. આના ૮ તથા ૪
આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિ તો લખો—ડૉ. બાટલીવાળા. મુંબઈ વરલી દાદર.

# જાહેરખબર.

## ધી. કાઠીઆવાડ એન્ડ અમદાવાદ બેંકીંગ કોરપોરેશન લીમીટેડ.

હેડઑફીસ અમદાવાદ.

લન્ડનના ડ્રાફ્ટ આપે છે.
સધ્ધર જામીનગીરીઓ. ઉપર નાણાં ધીરે છે.
હિંદુસ્થાનના મુખ્ય વહેપારી મથકો ઉપરની હુંડીઓ આપે છે તથા તેવા મથકો ઉપરની હુંડીઓ ખરીદ કરે છે.
અમ્યાઓ તથા આશ્રીતોને માટે પ્રુડેન્શીયલ ડીપોઝીટો લે છે.
સેવીંગ્સ બેંક તથા ચાલુ ખાતામાં જમે રકમ ઉપર સારૂ વ્યાજ આપે છે.
અને ફક્ત દશ રૂપીયાનાજ શેરો છે.
શાખાઓ મુંબઈ, સુરત, નડીઆદ. માણસા, રાજકોટ, લકનૌ. લુધીઆણા.

હેડ ઓફીસ અમદાવાદ.

મોટામોટા શહેરોમાં આડતો છે; વધુ વીગત માટે કંપનીની કોઇ પણ શાખામાં અગર હેડ ઓફીસમાં પુછાવો.

Reg. No. B. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૭. [ માસિક. ] શ્રાવણ, સંવત્ ૧૯૬૭.

## દિગ્દર્શન.

એક મહત્વની ચર્ચા

વાચકના જાણવામાં હશે કે બે મહિના ઉપર ઇંગ્લાંડમાં " The Universal Races Congress "–"પૃથ્વી ઉપરની સર્વ કોમોનો મેળાવડો" ભરાયો હતો, એમાં આપણા દેશના જે બે ત્રણ વિદ્વાનોના નિબન્ધો રજુ થયા હતા તેમાં એક અગત્યનો નિબન્ધ " East and West in India " "હિન્દુસ્થાનમાં પૂર્વ અને પશ્ચિમ" એ મથાળાનો મિ. ગોખલેએ લખી મોકલ્યો હતો— જે જુલાઇના 'હિન્દુસ્થાન રિવ્યુ'માં પ્રસિદ્ધ થયો છે. એ લેખનો મુખ્ય મુદ્દો એ હતો કે પાશ્ચાત્ય કેળવણી વગેરે અનેક કારણોને લીધે અત્યારે આ દેશમાં જે પ્રજા તરીકેના ઐક્ય અને આત્મપ્રતિષ્ઠાની ભાવના જાગૃત થઇ છે—એનો લોર્ડ મોર્લિ અને મિન્ટોએ સત્કાર કર્યો છે તે યોગ્ય છે, અને પૂર્વ-પશ્ચિમનાં સમાગમથી ઉત્પન્ન થએલા વિષમ પ્રશ્નનું પણ સમાધાન કરવું હોય તો પ્રજાના પ્રતિનિધિઓને દરેક રાજ્યવહીવટી સંસ્થામાં વધારે દાખલ કરતા જવું જોઇએ, કારણ કે એ રીતે જ દેશને આત્મગૌરવનું જે નવું ભાન થયું છે તે સંતોષાશે.

મિ. ગોખલેનો આ લેખ એમની અદ્વિતીય શૈલીનાં સઘળાં લક્ષણોથી ભરપૂર છે–એમાં એમની વાણીનો પ્રસાદ, દલીલ, ખુલ્લાપણું, અને વીરત્વને શોભતો દૃઢ જુસ્સો પૂર્ણ માપમાં વિરાજે છે; ટુંકામાં, એક ઍંગ્લો-ઇન્ડિયન પત્રકારે કહ્યું હતું તેમ, મિ. ગોખલે જ લખી શકે તેવો એ લેખ છે. આ લેખનો હાલમાં સપ્ટેમ્બરના 'હિન્દુસ્તાન રિવ્યુ'માં; 'ઇન્ડિયન સિવિલિયન'ની સહીથી એક યુરોપિયન લેખક જવાબ લખ્યો છે; અને એ લેખકની ચતુર વાણીમાં બોલીએ તો—' જવાબ ' નહિ, પણ 'એંગ્લો-યુરોપિયન-દૃષ્ટિબિન્દુથી જણાતું' સત્ય એ લેખમાં રજુ કર્યું છે. એ લેખક મિ. ગોખલેના પ્રતિપાદનમાં નીચે મુજબ ખામીઓ બતાવે છે:

(૧) હિન્દુસ્થાનના લોક એક પ્રજા નથી: વિવિધ આચાર, વિચાર, જાતિ, ધર્મ, ભાષા અને સુધારાની ભુમિકાઓ—નાં મનુષ્યો એમાં વસે છે, અને એ સર્વને એકપ્રજારૂપે વર્ણવવાં એ અયથાર્થ છે.

(૨) રાજકીય સત્તાની ઇચ્છા અને રાજકીય વિષયમાં રસ એ જ સુધારાની કસોટી નથી. ફ્રાન્સ સુધારામાં સર્વોત્તમ—કાંઈ નહિ તો, એક ઉત્તમ—દેશ છે, છતાં ત્યાંના લોકને રાજકીય બાબતો ઉપર થોડું જ લક્ષ છે.

"For forms of Government let fools contest,
Whate'er is best administered is best."—

અર્થાત્, "રાજ્યના આકાર બાબત મૂર્ખાઓ ભલે લઢયા કરે; (બાકી ખરૂં જોતાં) જેનો ઉત્તમ વહીવટ થાય તે જ ઉત્તમ છે."—

(૩) માટે અમારૂં તો હિન્દુસ્થાનને એટલું જ કહેવું છે કે રાજકાજ પડતાં મૂકી, નવા પોપટીયા શબ્દો ઉચ્ચારવા છોડી દઈ—

"To thine own self be true
And it must follow, as the night the day,
Thou canst not then be false to any man."

અર્થાત્—તું તારા પોતા પ્રત્યે ખરો થા, એટલે તું સર્વની પ્રત્યે ખરો થઇશ.

ચાલુ રાજકીય પ્રશ્નો ચર્ચવાનું આ સ્થાન નથી, અને તેથી 'ઇન્ડિયન સિવિલિયન'નો આક્ષેપ જો માત્ર રાજકીય ચર્ચારૂપ હોત તો અમે એ સંબન્ધી આ પત્રમાં કાંઈ લખવાની જરૂર ધારત નહિ. પણ વસ્તુતઃ એમાં ચાલુ રાજકીય વાતો કરતાં બહુ અધિકના મુદ્દા રહેલા છે, અને તે હિન્દુસ્થાનના સમસ્ત ઇતિહાસને તથા રાજ્યશાસ્ત્રને સ્પર્શે છે—તેથી ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રની શાસ્ત્રીય દૃષ્ટિથી એ સંબન્ધી થોડીક ચર્ચા કરવી અત્રે ઇષ્ટ ધારીએ છીએ. 'ઇન્ડિયન સિવિલિયન'નાં પરસ્પરસ્થ પ્રતિપાદનો બાજુ પર મૂકી એમના અમે જે ત્રણ મુખ્ય મુદ્દા તારવી કાઢયા છે તેમાં રહેલો ઉપદેશ ગંભીર છે; અને એ યથાર્થ હોય તો આપણે નવે માર્ગે વધારે પગલાં ભરતાં પહેલાં જેમ વહેલા પાછા વળીને ખરે માર્ગે ચઢીએ તેમ સારૂં. પણ એ ઉપદેશ યથાર્થ છે ખરો!

(૧) પહેલા આક્ષેપના ઉત્તરમાં અમે પૂછીએ છીએ કે જો હિન્દુસ્થાન એકપ્રજા નથી, તો 'બ્રિટિશ સામ્રાજ્ય' એક પ્રજા છે ખરૂં! 'Imperialism'ની ભાવના—જેને ધીમે આખા બ્રિટિશ રાજ્યનાં અંગોની એકતા કરવા સમર્થ છે, અને તેમ કરે એ ઇષ્ટ મનાય છે,

તો હિન્દુસ્થાનની એકદેશભાવના વિવિધ જાતિ ધર્મ અને ભાષાના લોકોને એકતામાં જોડે એમાં શું અશક્ય કે અનિષ્ટ છે? કોઈ પણ ભાવના સિદ્ધ પદાર્થ નથી—એમ હોય તો એ એક જડ પદાર્થ જેવી જ થઈ રહે, અને 'રાંધ્યા ધાન'ની માફક બીજે જ દહાડેથી કહોવા માંડે. ભાવના એ તો અસિદ્ધિમાંથી સિદ્ધિમાં આવતો જીવન્ત પદાર્થ છે. અને તેથી બ્રિટિશ પ્રજાની ભાવના જ્યારે સિદ્ધ થઈ નિર્જીવ થવા લાગી, ત્યારે બ્રિટિશ સામ્રાજ્યની ભાવનાએ એનું સ્થાન લીધું. તે જ પ્રમાણે, હિન્દુસ્થાન આધારે એકપ્રજારૂપે સિદ્ધ થઈ ચૂક્યું નથી; અને તેથી જ એકપ્રજાત્વની ભાવનાએ એક જીવન્ત શક્તિની માફક આ દેશનાં અવયવોને હાલતાં-ચાલતાં અને કાર્યપરાયણ બનાવ્યાં છે. આ જાગૃતિની દશામાં દેશને યોગ્ય કાર્ય નહિ સોંપો, તો એની જાગૃત થએલી શક્તિ હિતકારક થવાને બદલે—પોતાને તેમ જ પારકાને નુકસાનકારક થઈ પડશેઃ બાલકની ઉછળતી અને ખીલતી શક્તિનો કેળવણીને માર્ગે ઉપયોગ નથી થતો, તો તે કાચનાં વાસણો ભાગવા ફોડવામાં, અને તેમ કરવા જતાં પોતાની જ આંગળી કાપવામાં, પોતાની ઉગતી શક્તિનો વ્યય કરે છે તેમ.

પણ હિન્દુસ્થાન એકપ્રજા છે કે નહિ એ પ્રશ્નની ચર્ચામાં અમે આટલું જ કહીને અટકીશું નહિ. અમને 'એકપ્રજાત્વ'નું યુરોપિયન દૃષ્ટિબિન્દુએ બાંધેલું લક્ષણ ભૂલભરેલું લાગે છે. અને 'ઇન્ડિયન સિવિલિયને' અમને અમારૂં સ્વરૂપ સાચવી રાખવાનો ઉપદેશ કર્યો છે તો હવે એને અનુસરી વધારે છૂટથી અમારો મત દર્શાવીશું. અનેક રાજ્યોની સ્થાનિક સ્વતન્ત્રતા કાયમ રાખી, એક સમ્રાટ્‌ની છાયા તળે એમને એકત્ર કરવાં એ પ્રાચીન રાજકીય એકતાની અમારી ભાવના હતી. અમારામાં જ્યાં સુધી વિદ્યા-કળા-ધર્મનિષ્ઠા-પરાર્થબુદ્ધિ વગેરે ઉજ્જવળ ગુણો હતા, ત્યાં સુધી એ ભાવનાએ દેશને અનેક રીતે સુખસમૃદ્ધિથી ભરપૂર રાખ્યો. માત્ર એ ઉજ્જવળ ગુણો ગયા તેની સાથે એ ભાવના પણ ભ્રષ્ટ થઇ, અનેક રાજ્યો પરસ્પર લડવામાં જ વખત કાઢવા લાગ્યાં, અને એકાનેકતામાંથી એકતાનું તત્ત્વ લુપ્ત થઇ ગયું, અને કોરી અનેકતા બલ્કે પરસ્પરવિરુદ્ધતા જ રહી. આવું પરિણામ આવવા માટે એ સંસ્થા જવાબદાર નથી. વર્તમાન સમયની Democracy વગેરે પ્રજાસત્તાક સંસ્થાઓ, પ્રજાની ઉચ્ચ કર્તવ્યબુદ્ધિ-જવાબદારીની સમજણ—સત્યનિષ્ઠા વગેરે ગુણો ઉપર જ ટકેલી છે એ વાત સુપ્રસિદ્ધ છે.

બીજું—હિન્દુસ્થાનની પ્રજા તરીકેની એકતા કેવળ યા ઘણે ભાગે રાજકીય જ ન હતીઃ મનુષ્યનું ઉત્તમ સ્વરૂપ રાજ્યમાં જ પ્રકટ થતું નથી એ 'ઇન્ડિયન સિવિલિયન'નું કથન અમે સ્વીકારીએ છીએ, (જો કે એ દૃષ્ટિબિન્દુ 'યુરોપિયન દૃષ્ટિબિન્દુ' છે એમ માનતાં તો અમને વાંધો આવે છે.) અને તેથી હિન્દુસ્થાનને એકપ્રજારૂપ બનાવવામાં રાજ્ય સિવાયની બીજી ઘણી શક્તિઓ કામે લાગેલી હતીઃ તેમાં મુખ્ય—ધર્મઃ એ ધર્મની એકતા એવી સત્ય અને જીવન્ત હતી કે આ હિન્દુસ્થાનરૂપી મહાસમુદ્રને એક ખૂણે એક મહામત્સ્ય હાલે તો તેનાં મોજાં આખા સમુદ્રમાં વ્યાપી જતાં, તત્પર્ય કે આ એકતાના પૂર્ણ ભાનને લીધે અસંખ્ય સંત-સાધુ અને આચાર્ય પોતાનો ઉપદેશ દેશમાં પ્રવર્તાવવાને પ્રેરાતા. સમસ્ત દેશનો એક મુખ્ય ધર્મ હોવો જોઇએ—એ ભાવનાએ 'રામ'

અને ' રહીમ ' ને એકરૂપ દર્શાવ્યા, હિન્દુઓએ પીરની માનતા કરવા માંડી, અને મુસલમાનોએ કૃષ્ણના સંગીતથી પોતાની વાણી પવિત્ર કરી. અમને તો દૃઢ નિશ્ચય છે કે હાલ હિન્દુ મુસલમાન વચ્ચે જે વિરોધ ઉપસ્થિત થવા લાગ્યો છે તે એ ભાઇઓ વચ્ચે દ્રવ્ય સત્તા આદિના લોભથી જેવો વિરોધ જાગે તે જાતનો જ છે એ બેશક અણછાજતો છે, પણ તેથી તેઓનો ભાઇ તરીકેનો સંબન્ધ મટતો નથી. પણ આ ધર્મની એકતા તે એક નિઃસત્ત્વ પદાર્થની એકતા છે એમ સમજવાનું નથી. હિન્દુસ્થાનમાં ધર્મ એ કેવળ પર દુનીઆની જ કથા નથી, પણ સમસ્ત જીવનનો તેમાં અન્તર્ભાવ થતો હોઈ આમાં civilizationની એકતા છે એમ કહીએ તો ચાલે. બીજું—વર્તમાન હિન્દી પ્રજામાં આર્ય શક સેમેટિક દ્રાવિડ વગેરે જાતિનાં અનેક લોહી ભળ્યાં કહેવાય છે, અને તેથી જાતિના ભેદને બહુ મહત્ત્વ આપવું નિરર્થક છે. હવે ભાષા વિષે બોલીએ તો કહેવું જોઇએ કે એ બાબતમાં પણ ભેદની ઘણી અતિશયોક્તિ છેઃ જો હિન્દુસ્થાન એકદેશ ન હોત, એની વિવિધ પ્રજાઓ એકમહાપ્રજા ન હોત તો સંસ્કૃતને સ્થાને એક પાલી ( પ્રાકૃત ) ભાષા વાપરીને ગૌતમ બુદ્ધે પોતાનો ઉપદેશ આવી સફળ રીતે પ્રવર્તાવ્યો ન હોત. નાટકમાં અનેક પ્રાકૃત ભાષાઓ દાખલ કરવાનો રિવાજ ઉત્પન્ન થયો નહોત—બલ્કે હિન્દુસ્થાનની ઘણીખરી ભાષાઓને એક આર્ય ભાષાનાં રૂપો નહોત—તથા હિન્દુસ્તાની ભાષા સમસ્ત દેશમાં અત્યારે જે સહેલાઇથી સમજાય છે તે ન સમજાત. એટલું જ નહિ, પણ કેળવાએલા વર્ગ માટે તો સંસ્કૃત ભાષા સમસ્ત દેશની એક ભાષા હતી—અને એ વર્ગ દ્વારા સમસ્ત પ્રજાના આચાર–વિચારમાં એકતા પ્રસરતી. અત્યારે, અનેક સંસ્કૃત ગ્રન્થોની હસ્તલિખિત પ્રતો હિન્દુસ્થાનના વિવિધ પ્રાન્તોમાં મળી આવે છે; તે તે પ્રાન્તમાં પ્રાકૃત ભાષા ઉપર એ ગ્રન્થોએ કરેલી અસર પણ પ્રત્યક્ષ દેખાય છે; અને વર્તમાન સમયમાં એ જ રીતે, અંગ્રેજી ભાષા દેશના જુદા જુદા પ્રાન્તના કેળવાએલા વર્ગને અને તે દ્વારા અજ્ઞાન વર્ગને પણ પરસ્પર વ્યવહાર કરવાનું સાધન થઈ પડી છે. આ ભાષાની એકતા આકસ્મિક નથી પણ આવશ્યક છે, એ એટલાથી જણાઈ આવશે કે જ્યારે અંગ્રેજી ભાષા દેશમાં પ્રચલિત થઈ ન હતી અને સંસ્કૃત ભાષા ધાર્મિક વિષય માટે જ રહી હતી તે વખતે ફારસી દ્વારા દેશના વિવિધ પ્રાન્તોમાં છૂટથી વ્યવહાર ચાલતોઃ ગાયત્રી સુદ્ધાં ફારસી લિપિમાં લખાતી ! એ ભાષાનું આ બળ સમસ્ત દેશને એક ભાષાની જરૂર જણાયા વિના સંભવતું નથી, અને એકભાષાની જરૂર પ્રજા–જીવનની એકતા વિના સંભવતી નથી. જૂના વખતની દેશની એકતા બાજુ પર મૂકો, તથાપિ વિવિધ રાજ્યોની પરસ્પર લડાઇઓ પણ લાંબો વખત ચાલે છે તો તે આડકતરી રીતે પ્રજાજીવનની એકતા ઉપજાવ્યા વિના રહેતી નથી એ ભૂલવું ન જોઇએ. છેવટે, આ પ્રશ્ન ઉપર બોલતાં, 'ઇન્ડિયન સિવિલિયને' અમને અમારું દૃષ્ટિબિન્દુ કેળવવાની છૂટ આપી છે તો અમારે કહેવું જોઇએ કે અગાને અમારા દેશના ઇતિહાસમાં તો એકપ્રજાત્વની ભાવના પશ્ચિમના કરતાં વધારે વિશાળ જોવામાં આવી છે. જેમ 'City–State'-ની ભાવના 'Nation–State' માં સમાઈ ગઈ તેમ આ ' Nation–State'ની ભાવના જતે દહાડે ' Empire–State 'માં સમાશેઃ અને ગ્રીક રાજ્યશાસ્ત્રીઓને વિવિધ નગરોને એક રાજ્યમાં જોડવાની વાત જેવી અસંભવિત લાગે, તેવી જ અત્યારે યુરોપનાં રાજ્યોના

બન્ધારણ ઉપરથી એકપ્રજાત્વનું લક્ષણ બાંધનાર રાજ્યશાસ્ત્રીઓને અનેક પ્રજા મળીને એક પ્રજા બનવાની વાત અસંભવિત લાગે છે. વસ્તુતઃ ઇતિહાસને આધારે જ રાજ્યશાસ્ત્રનાં લક્ષણો બંધાય છે, અને જેમ પૂર્વનાં કલા-ધર્મ-અને તત્ત્વજ્ઞાનના અધ્યયન પછી, પશ્ચિમને આજ સુધી બાંધી મૂકેલાં લક્ષણો ભાગીને ફરી બાંધવાની જરૂર પડી છે, તેમ રાજ્યશાસ્ત્રમાં એક-પ્રજાત્વનું લક્ષણ પણ ફેરવીને નવું બાંધવું પડશે એમ અમારો નમ્ર મત છે.

(૨) પ્રથમ કરતાં પણ વધારે વિપરીત કથન તે બીજું છેઃ રાજ્યના બન્ધારણ વિષે વિચાર કરવો એ મૂર્ખતા હો વા ન હો—પણ એ મશ્કરી છે એમ કહેવું તે 'યુરોપિયન દૃષ્ટિબિન્દુ' છે એ તો ખરેખર અમે આજ જ જાણીએ છીએ. 'ઇન્ડિયન સિવિલિયને' ટાંકેલી અંગ્રેજી પંક્તિઓ અમે ઘણી વાર વાંચી છે, પણ એમાં સર્વ રાજ્યશાસ્ત્રનું રહસ્ય ભરી મૂક્યું છે એમ તો 'ઇન્ડિયન સિવિલિયન' પાસેથી જ જાણ્યું! બેશક ક્રાઉનની કિંમત કૂતવી; અલબત—પણ કૂતની કિંમત માત્ર કૂતના ભારથી નહિઃ પણ ગુણ અને સ્વાદથી જે રાજ્ય ઉત્તમ રીતે ચાલે તે ઉત્તમ—પણ ઉત્તમ રીતે ચાલ્યું ક્યું કહેવાય એ વિચારવાનું છે, જેમાં પ્રજાને રાજ્ય ચલાવવાની તસ્દી ઉગરે તે ઉત્તમ? કે જેમાં પ્રજા એ તસ્દી ઉત્તમ રીતે લઈ શકતી થાય એ ઉત્તમ? કેળવણી અને શુદ્ધશાસ્ત્રનાં દૃષ્ટાન્ત લઈએ તો—ઉત્તમ શિક્ષણ એ જ ગણાય છે કે જેમાં વિદ્યાર્થીની સ્વતન્ત્ર બુદ્ધિ ખીલે, અને શિક્ષકની મદદ વગર વિદ્યાર્થી નવું જ્ઞાન ઉપજાવી શકે—કેળવણી એ શક્તિ છે, જડ તૈયાર કરી રાખેલો પત્થર-ભર્યો હીરા જેવો પણ પદાર્થ નથી. મહેતાજીએ તૈયાર કરી આપેલું જ્ઞાન વધારે હોય તો પણ એવા જ્ઞાનવાળો વિદ્યાર્થી ખરા અર્થમાં કેળવાએલો ગણાતો નથી: જેમ અર્થશાસ્ત્રમાં ધનનું લક્ષણ સોના-રૂપાના સિક્કા નથી, પણ અર્થ યાને સુખનાં સાધન ઉપજાવવાની શક્તિ છે તે જ રીતે. વળી કુટુમ્બમાં પણ જે પિતા છોકરાને 'રખેને ભાઈને થાક લાગશે' એમ ધારી રાત દિવસ તેડી તેડીને ફરે છે એ ખરો માયાળુ પિતા નથી, પણ જે બાળને ન્હાનપણમાં રમતા-દોડતા કરે છે, અને મ્હોટપણમાં ઇક્ષ્વાકુ રાજાઓની માફક યુવરાજ-પદ આપી પોતાની દેખરેખ તળે ઉત્તમ રાજ્યવહીવટ કરતા જોઈ આંખ ઠારી કરે છે, એ જ પોતાના બાળકનો ખરો હિતેચ્છુ છે. 'ઇન્ડિયન સિવિલિયન' ગમે તે કહે—પણ આ જ તત્ત્વ મહાન બ્રિટિશ પ્રજાએ અને એના તન્ત્રીઓએ હિન્દુસ્થાનના રાજ્યવહીવટમાં અદ્યાપિ પર્યન્ત સ્વીકાર્યું છે અને એમાં જ એમની દીર્ઘદૃષ્ટિ ઉદારતા અને રાજ્યશાસ્ત્રનું ઊંડું જ્ઞાન જણાઈ આવે છે.

(૩) "તારા પોતા પ્રત્યે ખરો થા."—હિન્દુસ્તાન દેશને એ સ્વસ્વરૂપાનુસન્ધાનનો ઉપદેશ ઘણો ઉત્તમ છે. પણ 'પોતે' એટલે શું? તત્ત્વજ્ઞાની અને બેદૂત જ? કે પોતાના સુખદુઃખના કાયદા ઘડનાર રાજ્યશાસ્ત્રીઓ પણ ખરા! હિન્દુસ્થાન માત્ર હાથીના શિકારથી ભરપૂર વન છે એ સમજણ જેમ પરદેશીઓમાં દહાડે દહાડે ઓછી થતી ગઈ, તેમ એ સંન્યાસીઓ અને યોગીઓનો જ દેશ છે એ સમજણ પણ દિવસે દિવસે ક્ષીણ થાય તો સારૂં. આપણાં શાસ્ત્રો ચતુર્વિધ પુરુષાર્થનાં શાસ્ત્રો છે, અને આપણો શાસ્ત્રીય જનસમાજ ચતુર્વિધ ગુણકર્મ ઉપર

રચાએલો છે. એ વિવિધતાને અવગણી—હિન્દુસ્થાનને કેવલ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો દેશ કહેવો, એ એના વિવિધ શાસ્ત્રોપદેશથી તેમ જ ઐતિહાસિક વસ્તુસ્થિતિથી વિરુદ્ધ છે. હિન્દુસ્થાનનું પ્રાચીન રાજ્યતન્ત્રધારણ સ્થાનિક સ્વરાજ્યના પાયા ઉપર રચાએલું હતું, અને 'પૌર' અને 'જાનપદ' 'શ્રેણિ' અને 'ગણ' નો મત એમાં કિંમતી ગણાતો. રાજ્યના વહીવટી અધિકારીઓને નિયમમાં રાખવા એ રાજ્યશાસ્ત્રીઓનું કામ ગણાતું—અને રાજાની અપ્રીતિ થાય તો તેની પણ દરકાર ન કરીને તેઓ પોતાની ફરજ બજાવતા. રાજ્યનું બન્ધારણ બગડે શીરો તેની અમને દરકાર નથી એવી ઉદાસીન વૃત્તિ પ્રાચીન ઋષિઓની ન હતી. આ સર્વે ઐતિહાસિક વસ્તુસ્થિતિને અવગણીને 'ઇન્ડિયન સિવિલિયન' આપણને યોગનિદ્રા સાધવાનો ઉપદેશ કરે છે! અને વધારે આશ્ચર્ય જેવું તો એ છે કે જે ગુણથી અત્યારે ઇંગ્લંડ, સાયન્સમાં આગળ વધેલી જર્મની વગેરે પ્રજા ઉપર પણ સરસાઈ ભોગવે છે, તે ગુણ પરત્વે બેદરકાર રહેવામાં 'ઇન્ડિયન સિવિલિયન' સુધારાની પરિસીમા માને છે! સુભાગ્યે આપણા દેશના મહાન અંગ્રેજ રાજ્યતન્ત્રીઓનો એ સિદ્ધાન્ત નથી.

---

# ત્રીજી સાહિત્યપરિષદ્‌નો અહેવાલ તથા નિબન્ધસંગ્રહ.

ઈ. સ. ૧૯૦૯ ના ઑક્ટોબરની આખરે રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્યપરિષદ્‌નો વૃત્તાન્ત તથા નિબન્ધસંગ્રહ ચાલૂ સાલના જૂન માસમાં બ્હાર પડ્યોછે. આમ દોઢ વર્ષ ઉપરાંતનો વિલમ્બ થવા માટે પરિષદ્‌ના કાર્યવાહકોને દોષ દેવાની વૃત્તિ કોઈને થાય તો આ પુસ્તકનો થોકડો જ સ્હામો પડ્યાંથી ત્હેના મનનું સમાધાન થશે. રૂ. ૨) ની જૂજ કીમતે વેચવાના* આ ત્રણ શેર કરતાં વધારે ભારના કાગળ તથા પૂંઠા ઉપરથી જ નહિં, પણ ત્હેમાં સમાયલો વૃત્તાન્ત વાંચતાં પ્રગટ થતી આ કામની અનેક અડચણો ઇત્યાદિના ભાનથી જ એ સમાધાન થાય એમ છે. ખેદ કોઈક એટલો થાયછે કે એ વિલમ્બના પ્રમાણમાં પુસ્તકનો દેખાવ, રચના, ઇત્યાદિ બાહ્ય સ્વરૂપમાં સૌન્દર્યનું આકર્ષણ પ્રવિષ્ટ કરાયું નથી. પરંતુ સાંભળ્યા પ્રમાણે ત્હેમાં પણ કેટલીક અનિવાર્ય અડચણો નડી હતી.

આ અડચણોનું મુખ્ય કારણ કાર્યના મહત્ત્વના પ્રમાણમાં અણુઘટતી ઉતાવળ્ય એ એક છે. એ જ ઉતાવળ્યને લીધે ત્રીજી પરિષદ્—બીજી પરિષદ્ વખત થયેલા નિશ્ચયની વિરુદ્ધ—ઓછામાં ઓછી એક વર્ષ વ્હેલી ભરવામાં આવી. પરંતુ એ ત્રીજી પરિષદ્‌ની યોજના, વ્યવસ્થા, ઇત્યાદિ સારા પાયા ઉપર અને સુઘટિત પદ્ધતિથી કલ્પાયાં અને ચલાવાયાં તેથી એ ઉતાવળ્યનું સારૂં વળી ગયું એમ માનવામાં બાધ નથી.

---

* અહેવાલનાં પૃષ્ઠ ૨૧૬ છે અને નિબન્ધસંગ્રહનાં પૃષ્ઠોનો સરવાળો ૭૩૯ થાયછે.

હવે આપણે આ પુસ્તકના અન્તઃસ્વરૂપનું દર્શન કરીશું. ત્રીજી પરિષદે પોતાની પૂર્વે ગયેલી પરિષદો કરતાં ઊંચા ક્રમ એકદમ ભર્યાંનાં બે ત્રણ સ્પષ્ટ સુચિહ્નો અહિં નજરે પડેછે. (૧) પ્રદર્શન, (૨) પરિષદ્ પુસ્તકાલય, (૩) પરિષદ્ ભંડોળ, અને (૪) પરિષદ્‌ની વ્યાખ્યાનમાળા, આ ચારમાંથી ત્રીજીની યોજના તે લીંબડીના ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી તથા રાજકોટના ઠાકોર સાહેબ શ્રી લાખાજીની ઉદાર બુદ્ધિથી પ્રેરાયલી સેરાવાનું ફળ છે. એ ભંડોળની અભિવૃદ્ધિ તથા સુવ્યવસ્થા માટે ઘટિત પગલાં લેવાશે એમ આશા છે. એ ભંડોળકમિટીનો પ્રથમ વર્ષનો અહેવાલ જુદો છપાયોછે તે બેત એકંદર રીતે સારૂં થયું જણાયછે.

પ્રદર્શન તથા પુસ્તકાલયની કલ્પના તથા યોજના માટે આ પરિષદ્‌ના તન્ત્રીઓ તથા બીજા કાર્યકર્તાઓને ખરેખરો યશ ઘટેછે. પ્રદર્શનના વર્ણનનો આ પુસ્તકમાંનો ભાગ અતિ રસ ઉત્પન્ન કરનારો તેમ જ જ્ઞાન આપે હેવો છે. પુસ્તકાલય માટે કાયમની યોજના જલદી થાય એ આશા જરાક દૂર દૂર સુદૂર જેવી જણાયછે. તથાપિ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને તત્કાળ એ પુસ્તકસંગ્રહ સોંપવામાં આવ્યોછે એ સંતોષની વાત છે. વેળાસર બધો સંગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હસ્તગત થશે અને એ સોસાઇટીની ઑફિસમાં સુશોભિત અને સુરક્ષિતરૂપે ગોઠવાશે તો એ સોસાઇટીની ઑફિસનું પણ આકર્ષણ વધશે.

વ્યાખ્યાનમાળાને અંગે શું કામ થયું તે આજ સુધી જણાયું નથી. રિપોર્ટ પૃ. ૨૩–૨૪ મે આ બાબત હકીકત છે તે ઉપરથી જણાયછે કે ૨૧ ગૃહસ્થોએ જુદા જુદા વિષયો ઉપર ઓછામાં ઓછાં ૮૬ વ્યાખ્યાનો આપવાનું વચન આપ્યું હતું. એ ૧૯૦૯ના ઑક્ટોબર આખર સુધીની વાત–હેને આજ દોઢ વર્ષ ઉપર થઈ ગયું. જાન્યુઆરી ૧૯૧૧ સુધીમાં તો એ વચનો પળાયાં નથી એમ પૃ. ૨૪ મે મૂકેલી ફુટનોટ ઉપરથી જણાયછે. આ અત્યન્ત ખેદની વાત છે, અને આપણા સાક્ષરવર્ગની કર્તવ્યબુદ્ધિનું કેવા સ્વરૂપમાં દર્શન કરાવેછે તે બોલવાની જરૂર જ રહેતી નથી.

તથાપિ આ પરિષદ્‌ને અંગે આમ ચાર નવીન પેટાસંસ્થારૂપી ફળો જોઈને એકંદર સંતોષ જ માનવામાં બાધ નથી. જાણે આટલાં ફળ સામટાં એ વૃક્ષમાંથી ઉતર્યાં એ બસ ના હોય તેમ દૈવની અનુકૂલતાએ એક પાંચમું ફળ પણ પ્રગટ કર્યું. તે "ગુજરાતી સાહિત્ય ચંદ્રક". આ યોજના માટે મિ. હિલ અને બીજા કાઠિયાવાડ એજન્સીના સુરોપિયન અમલદારોનો આભાર માનવાનોછે. યોજના ઉત્તમ છે. પરંતુ હેના નિયમો (પૃ. ૧૮૩) જોતાં વિષયની મર્યાદા વિશે કાંઇક કહેવા જેવું રહેછે. પરિષદ્‌ની ઉચ્ચ સાક્ષરભાવનાને અનુરૂપ એ વિષયો જણાતા નથી. કોઈ પણ સામાન્ય ઇનામી નિબન્ધો લખાવનારી સંસ્થા એ કામ તો કરી સકે એમ છે. ગુજરાતી ભાષા, સાહિત્ય, ઈત્યાદિના સ્વરૂપ, ઇતિહાસ, વગેરે ઉત્તમ વિષયોની ચર્ચાઓ પરિષદ્‌ના વ્યાપારમાં પ્રવેશ પામી સકે. તોપણ આ કામ પરિષદ્‌ને આનુષંગિકરૂપે આપ્યું તો તે સ્વીકારવામાં બહુ બાધ નથી.

આ પરિષદ્‌માં ૧૭ ઠરાવો થયાછે હેમાંથી કેટલાક સામાન્ય વ્યાવહારિક ઠરાવો

બાદ કરતાં કેટલાક મહત્ત્વના ઠરાવો થયાછે. ત્હેમાંનો સર્વથી પ્રથમ પદે મૂકવા લાયક ઠરાવ સાહિત્યપરિષદ્‌ના બંધારણ બાબતનો છે. એક દૃષ્ટિથી એમ લાગે ખરું કે પરિષદ્‌ની બાલ્યાવસ્થામાં બંધારણનો નિર્ણય કરવા બેસવું એ અકાલ પ્રયત્ન છે. ઇંડિયન નેશનલ કૉંગ્રેસ વીસ બાવીસ વર્ષ સુધી બંધારણના લેખ વિના નભી શકી. ઇંગ્લાંડનું રાજકીય બંધારણ બહુ અંશે અલિખિત રીવાજોના દૃઢ પાયા ઉપર ટકી રહ્યુંછે. તો આપણી પરિષદ્‌ની સાત્ત્વિક સંસ્થાને બન્ધારણની બેડીની શી આવશ્યકતા છે? આમ શંકાઓ કાઢી શકાશે. પરંતુ ત્હેની સ્હામે બીજી પણ વાતો ગણનામાં લેવાની નજરે પડશે. આ જમાનામાં નિયમની વ્યવસ્થા સર્વ કાર્યમાં ઇષ્ટ છે. નિયમના પાયા ઉપર પરિષદ્ મૂકાય તો નજીવી વાતોમાં મતભેદ અને વાદવિવાદ ઉત્પન્ન થઈ જે બલ અને કાલનો વ્યય સાહિત્યની ખરી સેવામાં થવો જોઇયે તે વ્યર્થ ચર્ચાઓમાં ના થાય. ઇંગ્લાંડનું રાજકીય બંધારણ એ તો એક વિલક્ષણ અપવાદરૂપ ચમત્કાર જ છે, ત્હેનો દાખલો આપણે ના પરવડે. બાલ્યકાળ છતાં, ઇતર સંસ્થાઓના દુઃખકર અનુભવોથી શીખામણ લઈને, આ બાલ્યકાળમાં જ વેળાસર બંધારણનો પાયો નાંખિયે તો ભાવિ દુઃખ ટળાય. આમ ઉભય પક્ષનું ચિન્તન કરીને આ કામ માટે નીમાયલી કમિટી સુઘટિત યોજના ચોથી પરિષદ્ આગળ રજૂ કરશે એટલી આશા જ અત્ર દર્શાવાય એમ છે. કેમકે દરમ્યાન એ કમિટી શું કરેછે તે વિશે બાહ્ય જગતને કશું જ્ઞાન હજી મળ્યું નથી. પરંતુ એક નમ્ર સૂચના છે કે ચોથી પરિષદ્‌નો સમય તો સમીપ આવ્યોછે, તો ત્હેની એક બે માસ પૂર્વે બંધારણની યોજના જાહેરમાં મૂકાય તો પરિષદ્ વખતે પાકો વિચાર મ્હેલેથી જ કરી મૂકવાનું સર્વેને સરલ થાય. આ તરફ એ કમિટીનું તથા પરિષદ્‌ના કાયમના તન્ત્રીઓનું લક્ષ ખેંચવું અયોગ્ય નહિં ગણાય.

આ પ્રશ્નને અંગે એક બીજી યોજનાનો પણ વિચાર પ્રથમથી થાય તો ઠીક. પરિષદ્ સમગ્રરૂપે બેસે અને સર્વ નિબન્ધો વગેરે ત્હાં વંચાય એ એક પક્ષ છે; અને બીજો પક્ષ પરિષદ્‌ની પ્રથમ બેઠક થયા પછી, ત્હેના જુદા જુદા વિભાગમાં વ્હેંચી દેવાનોછે. આ સૂચના ત્રીજી પરિષદ્ વખત સ્વીકારાઈ ન્હોતી. આ વખતે તે વિશે વેળાસર નિર્ણય થાય તો ઠીક. વિભાગની યોજના તત્ત્વ જોતાં તો ઇષ્ટ છે. પરંતુ આપણા સાક્ષરોની સંખ્યા, સાહિત્યરસિક વર્ગની સંખ્યા, વગેરેનો વિચાર કરતાં એ કાંઈક અસાધ્ય યોજના હાલ કેટલાકને ભાસેછે. પરંતુ દિ. બ. અંબાલાલભાઈએ આ સમ્બન્ધે કહેલાં વચનો વીસરવાનાં નથી. "પ્રમુખનું કર્તવ્ય—ઘંટડી વગાડવાનું; વિષયોનો પૂરો સાર લેવા ન દેવાનું; વિષયમાં રસ પડવા માંડે કે તુરત ત્હેને અટકાવવાનું; × × × × માટે હવે પછીની પરિષદોમાં એ રજા આપનારી ઘંટડીને પોતાને જ રજા આપવામાં આવે, પરિષદ્‌ના જુદા જુદા વિભાગો પાડવામાં આવે તો વધારે સારું." (રિપોર્ટ પૃ. ૨૮૧). આ ઇષ્ટસિદ્ધિમાં લોકસંખ્યાની અલ્પતા નડશે જ એમ લાગે, તો નિબન્ધોનું વાચન 'પૂર્ણરૂપે થાય' અને વેઠિયાના પાઠ ભણી જવા જેવું ના બને તે માટે ઉપાય તો એ જ છે કે નિબન્ધો સ્વીકારવામાં જરારે ઊંચુ ધોરણ રાખી કાંઇક સખ્તાઈનો આદર થવો જોઇયે. આ વિશે પ્રસ્તુત નિબન્ધસંગ્રહનું દર્શન કરતી વખતે કાંઈક બોલવું પ્રાપ્ત થશે.

એક ઠરાવ "જોડણીકમિટી"ને નવું જીવન આપવાનોછે. એ કમિટી હવે ચોથી પરિષદ્ આગળ શી યોજના રજૂ કરશે તે અજ્ઞાત વાત છે. બીજી પરિષદ્ વખત નીમાયલી બિચારી 'લિપિ કમિટી' એ તો ત્રીજી પરિષદ્ આગળ કાંઇ રિપોર્ટ સાથે હાજર થવા જેવું પણ કર્યું જણાતું નથી. હાલી દશા બીજી કમિટીઓની પણ થાય તો તો ખેદની વાત. પરિષદ્‌બંધારણ કમિટીની એ દશા નહિં થાય એમ આશા છે.

આ ઠરાવોમાંનો બીજો એક આનન્દજનક-ધ્યાન ખેચનારો એ છે કે ચોથી પરિષદ્‌ને વડોદરામાં મળવાનું નિમન્ત્રણ શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજા તરફથી થયું હતું અને તે માથે ચઢાવીને તે પરિષદ્ ત્હાં ભરવાનું ઠરાવ્યુંછે. આ બાબત પ્રાથમિક તૈયારીઓ થવા માંડી જણાયછે તે આનન્દની વાત છે.

બીજા બે ચાર ધ્યાન ખેંચનારા ઠરાવો ઝડપથી જોઈ જઇયે. ઠરાવ ૧ લો (રિપોર્ટ પૃ. ૧૭૩) નવી વાંચનમાળાની ખામીઓ બાબતનો છે. એ માટે નીમેલી કમિટીએ રિપોર્ટ કરવા માટે અમુક મુદત નીમી હોત તો સારૂં થાત. પાછલી કમિટીઓના અનુભવથી આ બાબતની ઇષ્ટતા જણાશે.

ઠરાવ ૨ જો (રિપોર્ટ પૃ. ૧૭૪) ગુજરાતીને યુનિવર્સિટીની સર્વ પરીક્ષાઓમાં સ્થાન આપવા બાબત છે. આ ઠરાવમાં માત્ર "પરિષદ્ આગ્રહપૂર્વક બલામણ કરેછે" એટલો અભિપ્રાય જ નોંધ્યોછે. તે બાબત શું પગલું ભરવું, યુનિવર્સિટીને તે માટે લખાણ કરવું, આ ઠરાવની નકલ મોકલવી, ઇત્યાદિ કશું ઠરાવમાં દાખલ નથી થયું તેથી આ ઠરાવ નિષ્ફલ રૂપનો થઈ ગયેલ છે.

ઠરાવ ૧૬ મો (રિપોર્ટ પૃ० ૧૭૮–૯) શ્રીમતી અ. સૌ. રાણી સાહેબ શ્રી નંદકુંવરબાનો ઉપકાર માનવા બાબતનો છે. આ ઠરાવ બાહ્યદર્શને વ્યાવહારિક વિધિના રૂપ જેવો જણાયછે; પરંતુ પરિષદ્‌ના ઇતિહાસમાં, બલ્કે ગુજરાતી સાહિત્યપ્રવૃત્તિના ઇતિહાસમાં, એક અપૂર્વ બનાવનું હેમાં સ્મરણચિહ્ન રહેશે. રાણી સાહેબ જાતે અસાધારણ વિદ્વાન, પત્નિવાળાં, સાંસારિક વિષયોમાં પોતાના અભિપ્રાયોનું અનુવર્તન કરવાની સ્તુતિપાત્ર હિમ્મતવાળાં હોવાથી હેમને પોતાને ગાન હેમણે પરિષદ્‌માં લીધેલા ભાગ માટે નવાઈ જેવું કાંઇ નહિં લાગે. પરંતુ ખાસ કરીને કાઠિયાવાડ જેવા હજી પણ સુધારાની બાબતમાં પાછળ રહેલા પ્રાન્તમાં, સ્ત્રીઓના યોગ્ય સ્વાતન્ત્ર્યનું જ્હાં દર્શન જ દુર્લભ છે્હાં, પરિષદ્‌ની સત્કારકમિટીનું પ્રમુખપદ સ્વીકારી જાતે હાજર રહી તે કાર્ય સુશોભિત રીતે પાર હેમણે પાડ્યું તે આજ સ્થિતિમાં ખરેખરી અસાધારણ વાત છે. તેમ જ હેમના વિદ્યાબળથી અનુપ્રાણિત હેમનું ભાષણ જોતાં ભરતખંડની પ્રાચીન વિદુષીઓ વિદ્યાચર્ચામાં પુરુષો જોડે શામિલ થતી હતી તે કાળનું ચિત્ર મન આગળ ખડું થયા વિના રહેતું નથી. રાણી સાહેબના પ્રસ્તુત ભાષણ વિશે અયોગ્ય આરોપ મૂકનારા કોઇક પ્રકારો એક જવાબદારીવાળા માસિકમાં આવેલા છે હેના સુરુચિના સાગ વિશે શું બોલીયું! પ્રમાણ વિના આરોપ મૂકવાની ધૃષ્ટતા માટે પણ શું કહીયું?–કાંઇ જ નહિં. હેવી સર્વ ઉપર ધૂળ નાંખનારી કૃતિનું મૂળ આત્મઘાતી જ નીવડેછે એ જાણથી આપણે મૌન જ રાખવું.

ઠરાવ ૧૭ મો (રિપોર્ટ પૃ. ૧૭૪) દિ. બ. અંબાલાલભાઈની પ્રમુખતરીકેની સેવા માટે ઉપકાર માનવાનો છે. આ ઠરાવ પણ વ્યાવહારિક વિધિનો ન હોતાં બહુ અર્થ ભરેલો છે. દિ. બ. અમ્બાલાલભાઈની પ્રમુખ તરીકે પસંદગીને અંગે અનેક અનુદાર ચર્ચાઓ થઈ, વર્ધ ખળભળાટ દ્વારા અને અજ્ઞાન બધાએ કરી મૂક્યો હતો, તે વિસ્મરણના અન્ધકારમાં વાજબી રીતે લુપ્ત થશે; અને હેમણે કરેલું પ્રમુખ તરીકેનું ઉત્તમ કાર્ય કાયમ કીર્તિયી જીવતું રહેશે એ નિઃસંશય છે. હેમના ગમ્ભીર વિચારથી ભરેલા ભાષણમાંથી બોધ ઓછો નહિં મળે; તેમ જ સમાપ્તિના હેમના ભાષણના ખરા હિતનો હીબરો, અને તેથી વિશેષ અજ્ઞાનીમાં બનેલાં કીમતી વચનો અને ભાષણની છટા તે પણ ધ્યાન ખેંચનારાંછે. એ ભાષણ રિપોર્ટ પૃ. ૧૮૧ મે આપ્યુંછે, તે પૂર્ણ રૂપમાં શબ્દશઃ નથી મૂકાયું, છતાં હેમાં ઉપરના ગુણો દીપી નીકળેછે, તો શબ્દે શબ્દ ઊતારી લેવાયું હોત તો વધારે છાપ પાડનારું બનત.

આ રિપોર્ટનું સમગ્ર દર્શન કરતાં જણાયછે કે એ સમર્થ રીતે, સરલ તેમ જ શિષ્ટ ભાષામાં, અને સંપૂર્ણતાથી લખાયલોછે; અને સર્વને આકર્ષણ કરે હેવો છે. ભવિષ્યની પરિષદોના રિપોર્ટ માટે આ પુસ્તક માર્ગસૂચક બને હેવું છે. આ રિપોર્ટ ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં કીમતી સાધનરૂપ થશે એમ કહેવામાં બાધ નથી; કેમકે હેમાં અનેકાનેક મહત્ત્વની વાતોનો રસિક રૂપમાં સમાવેશ કરવામાં આવ્યોછે. આ સર્વ ગુણો માટે આ અહેવાલના યોજકને ખરેખરો ધન્યવાદ ઘટેછે; શ્રમ અને બુદ્ધિસંસ્કારનો એ લેખમાં સુશોભિત સંયોગ નજરે પડેછે.

ત્રીજી પરિષદ્‌ને આરમ્ભ પ્હેલેથી તે છેવટ સમાપ્તિ પછી સુધી અનેકાનેક વિરુદ્ધ ટીકાઓના માર ખમવા પડ્યા હતા, તે અપૂર્વ બનાવ જ હતો. પ્રથમની બે પરિષદોને એ મેતણામાંથી ક્રમણ કરવું પડ્યું ન્હોતું. આ એક રીતે ત્રીજી પરિષદ્‌ને લાભકારક જ નીવડેલું ગણાશે. આ ટીકાના પ્રહારોથી પરિષદ્‌ની સંસ્થા પ્રજાની સમક્ષ વિશેષ પ્રસિદ્ધિમાં આવી; ટીકાઓમાં વખતે કોઈ સાચા અંશ હશે તે ભવિષ્યમાં શિક્ષણ આપનારા પણ થયા; પરિષદ્‌ના યોજકોમાં ઉત્સાહ, યોજનાશક્તિ, વગેરેમાં પણ કસોટી મળવાથી વૃદ્ધિ જ થઈ; ઇત્યાદિ અનેક લાભ થયા. એ વિરુદ્ધ ટીકાઓમાંની મુખ્ય મુખ્ય ટીકાઓના ખુલાસા પ્રસ્તુત રિપોર્ટમાં સબળ રીતે અપાયાછે. એ ઉપર જરાક નજર કરિયે.

આ પરિષદ્‌ના બંધારણ તથા કાર્યપદ્ધતિ સ્હામેની ફરિયાદો નીચેની બાબતો ઉપર પ્રગટ થઈ હતીઃ—

(૧) પ્રમુખની ચૂંટણી.

(૨) સાહારકમિટીનું બંધારણ તથા કાર્યવ્યવસ્થા.

(૩) પરિષદ્‌ની એક વખત કેટલાક વિષય ઉપર ચર્ચા થવા ના દીધી તે.

દ્દામાંથી પ્રથમના પ્રશ્નનો ખુલાસો રિપોર્ટના પૃ. ૩૫ થી ૩૭ સુધીમાં તથા પૃ. ૩૧ મે આપેલી સમગ્ર હકીકતથી સંતોષકારક રીતે થઈ જાયછે. આ પ્રશ્ન ઉપર પ્રજામાં વિર-

થઇ કોલાહલ મચ્યો હતો અને ત્હેમાં દિ. બ. અંબાલાલભાઈ ને અતિશય અન્યાય અપાયો હતો તે હવે શાન્ત મનથી જોનારા સર્વ કબૂલ કરશે. કોઇક સ્થળેથી એમ પણ કહેવામાં આવ્યું હતું કે એક જણે પોતાનો મત ફેરવ્યો તેથી અંબાલાલભાઈ ને વધારે મત મળ્યા. પરંતુ પૃ. ૩૨ મે પ્રગટ થયેલી હકીકતથી સ્પષ્ટ જણાશે કે રા. કલ્યાણરાય બક્ષીએ પ્રથમ રા. છગનલાલ પંડ્યા માટે મત આપેલો તે સભા મળી ત્હારે ખેંચી લીધો તે ખરું, પરંતુ અંબાલાલભાઈ ને જે ૮ મત મળેલા રા. શુકલે વાંચી કહ્યા તે તો ત્હેની પૂર્વે જ–રા. છગનલાલ પંડ્યા ને મત આપેલો તે વખતે જ–આઠ સખ્યા થઈ ચૂકી હતી. લોકોની લાગણીઓની ઉશ્કેરાયલી હાલતમાં કેવા હકીકતમાં ફેરફાર થાયછે તે આ ઉપરથી જણાઈ આવેછે. અંબાલાલભાઈની યોગ્યતા સર્વેએ સ્વીકારી તે તો પૃ. ૩૫–૩૭ મેના વૃત્તાન્તથી આપોઆપ જણાઈ આવેછે.

(૨) સાક્ષરકમિટીના બન્ધારણ તથા કાર્ય ઉપર વૃથા આક્ષેપો બહુ થયા હતા–હેનો ઉત્તર પૃ. ૪૦–૪૧ મે આપેલા ખુલાસાથી પૂરેપૂરો મળી જાયછે. એ ખુલાસો સવિસ્તર અહિં મૂકવાને સ્થળ નથી. પરંતુ વૃથા આક્ષેપ મૂકનારાઓનું લક્ષ તે તરફ ખેંચવું બસ છે. એ કમિટીએ નિબન્ધોના ગુણ દોષ તપાસવાના ન્હોતા પરંતુ અમુક ધોરણોની દૃષ્ટિએ સ્વીકાર્ય કે ત્યાજ્ય નિબન્ધો ઠરાવી ત્હેનો ક્રમ ગોઠવવાનું જ કામ હતું. પછી એ કમિટીમાં અમુક વિદ્વાનોને કેમ દાખલ ના કર્યા વગેરે વૃથા તકરારના પણ ઉત્તર પૃ. ૪૦ મે મૂકેલી કલમ ૨ થી ૫ માં પૂર્ણ રૂપે અપાયોછે. તે છતાં પણ કોઇ ને સંતોષ ના થાય તો દોષ પરિષદ્‌ના કાર્યવાહકોનો તો નહિં જ ગણાય.

(૩) પરિષદ્‌ની બેઠકમાં ચર્ચાને પ્રવેશ આપે તો કેટલો કાલક્ષેપ અને અવ્યવસ્થા થાય અને વખતે લોકોનાં મન વિના કારણ ઉશ્કેરાઈ જાય એ વિચારતાં માત્ર મહત્ત્વના એક વિષય ઉપર ચર્ચા અમુક રૂપે જ કરવી–એટલે કે પ્રથમથી તે નિબન્ધો લોકોમાં ફેલાવી તે ઉપર પાંચ મિનિટમાં વંચાય હેવી લખેલી ચર્ચાઓ માગવી–ને તે વખતે વંચાય, એમ યોજના કરાવી તે ડ્હાપણનું જ કામ હતું. આ બાબત ખુલાસો પૃ. ૪૩ અને ૪૫ મે પૂર્ણ રૂપે છે. એ ઠરાવ થઈ યોજના સ્થપાઈ, પછી પરિષદ્‌માં એક જણ બોલવાને ઉભો થયો ત્હેને પ્રમુખે બેસાડી દીધો હેમાં કોઇ આપખુદી કે અન્યાય થયો એમ constitutional નિયમબંધારણ પદ્ધતિને માન આપનારાથી તો કહેવાશે જ નહિં. પ્રમુખે એ રીતે નિયમનું પાલન કરાવ્યું ના હોત તો હેમની નબળાઈ જ ઉલટી ગણાત. અને અંબાલાલભાઈ જેવા નિયમપાલકને હાથે એમ નબળાઈ થવાનો ભય હતો જ નહિં. આ સર્વ ખુલાસાથી જણાશે કે–" પોતાનું ધાર્યું કરવા જ થોડાક ગૃહસ્થો એકઠા થયા "–હતા એમ આ પરિષદ્‌નું સ્વરૂપનિદર્શન કરવું તે ગમ્ભીર સત્યદર્શનેચ્છુ ને શોભનારું વચન નથી.

આ ઉપરાંત કેટલાક અનાદૃત અન્યાયવાળો આક્ષેપો પરિષદ્ ઉપર માસિકો વર્તમાનપત્રો વગેરેમાં આવેલાની તો અવગણના જ કરવી પડશે. પરિષદ્ તે તો મિત્રમંડળ અને અન્યોન્ય સહાયક સંકુચિત મંડળ છે, એકદેશી મંડળ છે, હેની કાર્યપદ્ધતિ એકદેશી છે,–ઇત્યાદિ આક્ષેપોનો સમાવેશ આ વર્ગમાં જ કરવો પડશે. ગમ્ભીર વિચારથી થયેલા આક્ષેપોની ગણના નહિં થઈ સકે.

પરંતુ એક બે આક્ષેપો કાંઇ વજન ધરનારા જણાયછે તે જોવા જોઇયે.

(૧) પરિષદ્‌ના દરેક સમારમ્ભમાં સાહિત્યનો અમુક વિષય લઈ હેનું નિરાકરણ તો થવું જ જોઇયે,–જેથી તેટલું તો પરિણામ ચિરસ્થાયી થાય.

આ પ્રથમ દર્શને ઠીક સુચના જણાયછે. પરંતુ સાહિત્યની હાલની સ્થિતિમાં, તેમ જ પરિષદ્‌ની વ્યાપક ભાવના જોતાં, વ્યવહારમાં આ વાત સાધ્ય જણાતી નથી. તેમ હેવા વિષયો લઈ 'નિરાકરણ કરીને પણ તે નિરાકરણને પુષ્ટિ મળવાને શાસનબળને અભાવે આ સૂચના કલ્પનાના પ્રદેશમાં જ રૂહે એમ છે.

(૨) કમિટીઓ નીમતી વખત હેમાં અનુભવી અને પ્રતિષ્ઠિત માણસો જ નીમવા જોઇયે. આ કહેવું ઠીક છે પણ તેમ નથી થતું એ આરોપ નિરાધાર જોવો છે, તેમ જ ઉત્સાહી યુવકવર્ગને પણ શામિલ કરવામાં શો બાધ છે તે સમઝાતું નથી.

હવે આ પ્રકારના જ અન્ય આરોપોની પરીક્ષાની આવશ્યકતા રૂહેતી નથી.

પરિષદ્‌ની આ બેઠક વિશે તથા આ રિપોર્ટ વિશે ઉપર પ્રમાણે અભિપ્રાયો દર્શાવ્યા પછી હવે એ રિપોર્ટના ગ્રન્થમાં જણાઈ આવતી કાંઇ ઊનતાઓ અને દોષ બતાવું તો એ સંસ્થા તરફ અને હેના કાર્યવાહકો તરફ સમભાવની ખામીની કલ્પના તો નહિં જ કરાય એમ આશા છે. પ્રથમ થોડીક ન્હાની ખામીઓ ગણાવી જઈશું:—

(૧) રિપોર્ટને તથા નિબન્ધ સંગ્રહને અનુક્રમણિકા જોડી નથી, અથવા શીર્ષપત્ર નથી મૂક્યું, તેથી જોઇતા ભાગ શોધી કાઢતામાં બહુ જ અગવડ પડેછે. જુદા જુદા પ્રેસોમાં નિબન્ધો છપાયાછે તેથી પૃષ્ઠ દર્શાવનારી અનુક્રમણિકા તો જાણે અશક્ય હતી, પરંતુ નિબન્ધોનો કેવળ ક્રમ દર્શાવનારી યાદી આપી હોત તો પણ ઘણી સગવડ થાત. રિપોર્ટના જુદા જુદા વિભાગો શોધી કાઢતે તો બહુ જ અડચણ પડેછે. અને તે માટે અનુક્રમણિકા અશક્ય ન્હોતી. આ અવલોકન લખતી વખતે મ્હને વારંવાર આ સંબન્ધે અડચણ પડી તે અનુભવથી આ શબ્દો લખું છું.

(૨) રિપોર્ટમાં પરિષદ્‌ની બેઠકો તારીખવાર બતાવી નથી; માત્ર પ્હેલો દિવસ, બીજો દિવસ ત્રીજો દિવસ એટલું જ મૂક્યુંછે. પૃ. ૧૫૫ મે પ્હેલા દિવસના વર્ણનમાં છે કે—૨૭ મી તારીખે પ્રદર્શન ઊઘડ્યું–દસેરાને દિવસે, અને આગળ છે કે પૂર્ણિમાને દિવસે પરિષદ્ શરૂ થઈ. આ ઉપરથી ગણતરી કરવા બેસવું પડે; અને તો એ ખરી તારીખ પંચાંગ જોયા વિના ના જડે। મથાળા ઉપર જ પ્હેલો દિવસ તારીખ માસ અમુક એમ જોઇતું હતું—આ ઊનતા ઐતિહાસિક કાલદર્શનમાં નડનારીછે. પ્રકરણ ૮ મું શરૂ કર્યું તે જાપાનમાં ભરાયલી સભાના લાંબા વૃત્તાન્તથી, અને હેની જ સાથે રાજકોટની પરિષદ્‌ના પ્હેલા દિવસનો વૃત્તાન્ત જાણે સંધાણમાં જ હોય–એમ ટાંકી દાધોછે. આ રીતે વિશદતામાં વિઘ્ન પડેછે, આ શિવાય પ્રકરણોના ગોઠવણીમાં વગેરેમાં વિશદતા જોઇયે ત્હેવી ના હોવાથી જુદા જુદા વિભાગોના વૃત્તાન્તાદિક જડતે અડચણ પડેછે.

(૩) પ્રયુક્ષ્ણનું છેવટનું ભાષણ ઉત્તમ ઉદ્ગારોના પ્રવાહથી ભરેલું શબ્દશઃ સાચવી રખાયું નથી એ ખેદજનક વાત છે. ગુજરાતીમાં શોર્ટ હેંડ રાઇટિંગ ન નીકળ્યાની ખામી અહિં આડે આવેછે. તોપણ યોગ્ય ગોઠવણથી આ ઊનતાનો ઉપાય થઈ સકત.

હવે કેટલીક વધારે મહત્ત્વની ખામીઓ અને દોષો ઝડપથી જોઈ જઈએ:—

(૪) પરિષદ્ના હિસાબનું સરવૈયું મુખપૃષ્ઠ સ્હામે છાપ્યુંછે ત્હેમાં ખરચની બાજુએ રકમો અને વિગતો યોગ્ય લાઇનબંધ ગોઠવી નથી તેથી પેટા સરવાળા વગેરેની સ્થાનયોજના જડતી નથી. અને ભ્રમ થાયછે. પૃ. ૧૯૪–૧૯૭ માં આપેલા હિસાબમાં અહેવાલ-છપામણી એ વિભાગ પાડી પ્રદર્શનખાતામાં ન્હંખી દીધીછે તે ભલે, પણ સરવૈયામાં ત્હેમાંનો એક ભાગ સ્પષ્ટ ઉલ્લેખથી છે અને પ્રદર્શનખાતે એ મથાળામાં ભેળવી દીધેલી રકમ બતાવીછે. તેથી વિશદતામાં ખામી પડેછે.

પ્રકરણો ૯,૧૦,૧૧ છપાવ્યાં ત્હેનું ખરચ જણાતું નથી.

રિપોર્ટના પુસ્તકની બંધામણીનું ખરચ કોઇ પણ ઠેકાણે જણાતું નથી.

પૃ. ૧૯૫ મે ક સામાન્ય ખર્ચનો સરવાળો ૧૯૧–૧૧–૦ મૂકેલોછે પણ ગણી જોતાં ૧૬૧–૯–૦ થાયછે ૦–૧–૦ ની ભૂલનો ખુલાસો આપવો ઘટે છે.

(૫) રિપોર્ટમાં કટલીક નિરર્થક લંબાણની હકીકતો તથા વર્ણનો દાખલ કર્યાંછે તે કાઢી નાંખવા લાયક છે;

ઉદાહરણ—

(ક) જાપાનમાં મળેલી સભાનો સવિસ્તર વૃત્તાન્ત સારી રીતે ટૂંકાવી સકાત.

(ખ) પૃ. ૧૫૫ મે પ્રથમ દિવસના વર્ણનમાં અમુક તારીખે અમુક ગૃહસ્થો આવ્યા, અમુક આવવા બાકી રહ્યા; પ્રદર્શન ઊઘડ્યું તે વખત બેઠકોમાં કોણ કોણ શી રીતે ગોઠવાયા હતા;–ઇત્યાદિ વર્ણનના ટાહ્યલાની જરૂર ન્હોતી. પરિષદ્‌માં કોણ કોણ આવ્યા હતા ત્હેની એક જુદી યાદી આવશ્યક હતી; તે તો અપાઈ જણાતી નથી.

(ગ) પૃ. ૧૮૨ મે છેલ્લા પેરેગ્રાફમાં પરિષદ્ના કાર્યક્રમની બ્હારની કેટલીક પ્રવૃત્તિઓનાં વર્ણન કર્યાંછે તે કેવળ અસ્થાને છે; ઉદાહરણ–સંસારસુધારાને અંગે જાહેર પ્રવૃત્તિ કાંઈક થઈ હતી તે; મિ. પંડિતે 'કાઠિયાવાડ ટાઇમ્સ' માં હિન્દીભાષા તથા લિપિના સ્વીકાર માટે લખેલા પત્રોની વાત; અને તે ચર્ચામાં રેવ. મિ. સ્ટીવન્સન, પ્રો. સંજાના વગેરે લોકોએ ભાગ લીધો હતો તે; આ સર્વને પરિષદ્ના વૃત્તાન્ત જોડે ખાસ સંબન્ધ નથી. છેલ્લા પ્રસંગને અંગે લખેલા વચનમાં કેટલોક ખોટો ભાસ થાય એમ પણ છે. રેવ. મિ. સ્ટીવન્સને, પ્રો.

સંજ્ઞાએ, તથા મ્હેં એ ચર્ચામાં ભાગ લીધેલો તે હિન્દી ભાષાની વિરુદ્ધ પક્ષનો હતો તે ત્હેની તરફમાં હોય એમ ભાસ થવાનો ભય છે.—એ વાત તો વળી જુદી જ; પણ મહત્વની છે.

(૬) પૃષ્ઠ ૧૫૮ મે ફૂટનોટમાં "જય જય ગરવી ગુજરાત" ની સરિગમ સવિસ્તર આપીછે તે માટે થયેલા શ્રમ માટે અને એ યોજના માટે ધન્યવાદ આપતાં છતાં કહેવું પડેછે કે હેમાં સ અને મને કોમલ કહ્યાછે તે જરાક આશ્ચર્યજનક લાગેછે; તેમ જ શુદ્ધ અને કોમલ એમ બે જ પ્રકાર બતાવ્યાછે અને તીવ્ર નથી દાખલ, કર્યા તે પણ વિચિત્ર છે; સ તો અવિકારી જ સ્વર છે તો તે કોમલ સંભવે નહિં. અને મ કોમલ કહીછે તે શુદ્ધને જ કહ્યો જણાયછે, કેમકે સ–પ શુદ્ધ, રિ ગ ધ નિ કોમલ તથા શુદ્ધ, અને મ શુદ્ધ તથા તીવ્ર એમ ૧૨ સ્વરમંડળમાં વ્યવસ્થા છે. એ સર્વમાન્ય વ્યવસ્થાનો ત્યાગ કરનારી યોજના અકારણ અને ભ્રમ ઊપજાવનારી જ થાયછે.

છેવટે નિબન્ધસંગ્રહ માટે કેટલાક વિચાર દર્શાવ્યા વિના આ અવલોકન બંધ થાય એમ નથી. પરિષદ્‌માં નિબન્ધો આવેછે ત્હેના ગુણ સ્હામે ચોતરફથી ફરિયાદ સંભળાતી આવીછે. તે ફરિયાદ જેમ બને તેમ ઓછી થવા તરફ આ ત્રીજી પરિષદ્‌ની પ્રવૃત્તિ એકંદર રીતે પૂર્વની પરિષદો કરતાં વધારે સ્તુત્યરૂપે થયેલી હતી હેમાં સંશય નથી. સાક્ષર કમિટીની યોજના જ કેટલેક અંશે આ વાતની સાબીતી આપેછે; જો કે એ કમિટીની સર્વસંમતિ, ગુણ પરીક્ષાને શાળાને નિયન્ત્રિત કર્યાથી કેટલાંક અનિષ્ટ પરિણામ આવ્યાંછે. પરંતુ એ પ્રવૃત્તિનું પરિણામ જોતાં કાંઇક ખેદ અને નિરાશા ઉત્પન્ન થાયછે; અને બાંધેલી મર્યાદામાં રહીને પણ સાક્ષરકમિટીએ કોઇ પ્રસંગે શિથિલતા રાખેલી જણાઈ આવેછે, તો કોઇ પ્રસંગે અન્યાય કરેલો દેખાયછે. એક બે ઉદાહરણો આપીને સમર્થન કરવું પડશે:—

(૧) સ્ત્રી લેખો.—આ લેખોના ગુણદોષ વિશે કશું પણ કહેવાની જરૂર રહેતી નથી; કેમકે આ રિપોર્ટ લખનાર પોતે જ (પૃ. ૪૨ મે) સ્વીકારેછે કે—"હેમાં પરિષદ્ આગળ મૂકી સકાય હેવા ઊંચા પ્રકારના થોડા જ હતા."—અને ખરે,—આ સંગ્રહમાંના કેટલાક નિબન્ધો તો પરિષદ્‌ની ભાવનાને બિલકુલ અનુરૂપ જણાતા નથી. પરિષદ્ તે કાંઇ નિબન્ધોત્તેજક મંડળી નથી કે ગમે ત્હેવા શાળામાં અભ્યાસ કરનારાના જેવા નિબન્ધો વંચાવવાનું કામ કરે. "સ્ત્રી કેળવણીની હાલની સ્થિતિમાં" જે કાંઇ બન્યું તે સ્ત્રીઓએ કરેલું સ્વીકારવું જોઇયે એમ ધોરણ બતાવ્યુંછે તે પરિષદ્‌ના શરૂથી કેવળ વિરુદ્ધ છે. પૃ. ૪૧ મે સાક્ષર કમિટીના ઉદ્દેશોમાં કલમ ૮ મીમાં લખ્યુંછે કે કમિટી નિબન્ધોને મિત્રભાવે જોશે; પરંતુ મિત્રભાવનો અર્થ અત્યન્ત જ કૃપાભાવનો કરી નાંખ્યો જણાયછે.—અને આગળ વધી કહેછે "ન્હાનામાં ન્હાનો લેખક પણ આપણા સાહિત્યની આશાનો એક અંકુર હેવી દૃષ્ટિ રાખશે."—લેખમાં ગુણ હો કે ના હો તો પણ હેવી દૃષ્ટિ રાખવી એમ કાંઇક આ સત્રનો ભાસ થાયછે, તે સ્પષ્ટ રીતે અયોગ્ય છે.

(૨) કેટલાંક નિબન્ધો અપૂર્ણ છાપ્યાછે; હેવા પાંચ છે (પૃ. ૨૦૪ થી ૨૧૪). હેમાંના—

(૧) "હારમાળાનો લેખ"

(૨) "ગુજરાતી જૂનાં ગીતો"

(૩) "સૌરાષ્ટ્ર ચિંતામણિ"

*આ ત્રણને તો આમ ટેરી નાંખ્યાથી અન્યાય જ થયો લાગેછે. છેલ્લો કહેલો લેખ પૂર્ણરૂપે અન્ય સ્થળે પ્રગટ થયો વાંચ્યો તો હેનું મહત્ત્વ ઘણું છે એમ મ્હને તો લાગ્યુંછે. પ્રથમ લખેલા બેમાંની વાનગીઓ જોઈને તેમ જ એ વિષયોની રસિકતા વિચારતાં, એ લેખો પણ પૂર્ણરૂપે લેવાને યોગ્ય હોવા જોઈએ એમ જણાયછે. સ્ત્રીલેખો અને બીજા કેટલાક નબળા લેખોને પ્રવેશ આપ્યોછે તે ન આપતાં આ લેખો સમગ્ર રૂપે દાખલ કર્યા હોત તો નિબન્ધસંગ્રહની કીમત સારી રીતે વધત હેમાં સંશય નથી.*

વળી રિપોર્ટ પૃષ્ઠ ૨૦૩ જોતાં જણાયછે કે એક નિબન્ધ "હેના કર્તા અને મન્ત્રીઓમાંના બે એ ત્રણની વચ્ચે ગેરવલ્લે પડ્યોછે." આ વચન જોઈને બહુ જ ખેદ થાયછે. હાવી ઉત્તમ કાર્યવ્યવસ્થામાં આ દોષ વ્યવસ્થાપકોની કીર્તિને જરાક કલંક લગાડનારો કહેવાય. અને ખોવાઈ ગયો, તો હેની બીજી પ્રત કર્તા કનેથી કેમ ના લીધી તેકોઈ રીતે જણાવ્યું નથી.

(૩) રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરના "મેવાડના રાણાઓ, વલભીરાજાઓ, અને વડનગરા નાગરો" એ વિષયના નિબન્ધને સાક્ષરકમિટીએ જે સત્કાર આપ્યો જણાયછે તે તો આશ્ચર્યમૂઢ બનાવનારો જ અન્યાય છે. રિપોર્ટ પૃ. ૫૫ મે ફુટનોટ વાંચતાં જણાયછે કે આ નિબન્ધ "વાંચેલો ગણી લેવો" પણ વાંચવો પણ નહિં અને નિબન્ધસંગ્રહમાં છપાવવો પણ નહિં એ શરતથી એ નિબન્ધ—સ્વીકારવો એમ પણ નહિં, પરંતુ—"ના કબૂલ કરવાની જરૂર નથી"—એમ ઠર્યું હતું ! કારણ? એ જ ફૂટનોટ બતાવે છે. કમિટીના છ સભાસદમાંથી બે સભાસદોને એ નિબન્ધ "અમુક કોમની લાગણી દુખાવે હેવો લાગ્યો હતો."! આ આશ્ચર્યજનક તીવ્ર લાગણી તો કાઠિયાવાડની જ હશે એમ લાગેછે. લાગણી નાગર કોમની દુખાય એમ તાત્પર્ય હશે. પરંતુ, એ જ નિબન્ધ બીજા મથાળાથી "વસન્ત"ના નાગર તન્ત્રીએ સ્વીકાર્યો, અને એ જ વિષયની એ રૂપની ચર્ચા "ગુજરાતી" પત્રમાં રા. તનસુખરામે પ્રગટ કરી, તો એ બે નાગર કોમના પ્રતિનિધિયોને લાગણીને દુઃખ થનારું કર્યું ના જણાયું અને કાઠિયાવાડમાં આ કમિટીના બે નાગરોને તેમ લાગ્યું એ ઉપરથી હેમની કેળવણી, વૃથાભિમાન, વગેરેનો જ ક્યાસ કરવો પડશે. તે ગમે તેમ હો, પણ છ મેમ્બરોમાં બે મેમ્બરોના મત જુદા પડ્યા, છતાં બહુમતને માન ના આપતાં આમ છૂટ મૂકી અલ્પમતની સરજોરીને તાબે થવાનું જોઈને અનેકાનેક વિચારો ઉત્પન્ન થાયછે. વળી નિબન્ધ 'વાંચેલો ગણી લેવો', પણ પ્રસિદ્ધ ના કરવો અને તો હેને નાકબૂલ ના કરવો—એ તોડ ખરેખરો સ્પષ્ટ વિરોધ દર્શાવનારો જ છે. કાઠિયાવાડના નાગ-

વરણમાં જ હેનો ઉદ્ભવ સંભવે. પ્રસ્તુત નિબન્ધનું ઐતિહાસિક મહત્ત્વ એટલું અનુપમ છે અને હેમાં નાગરોની લાગણી દુખાવાનું છે એમ જૂના વિચારની ડોશીઓને પણ ના લાગે એમ કહી સકાય એમ છે તેથી આટલા સખત શબ્દો વાપરવા પડ્યાછે.

(૪) જ્યહારે અમુક વ્યક્તિ કોમ ઇત્યાદિની લાગણી દુખાય નહિં એ તત્ત્વ (પૃ. ૩૯ મે બતાવેલી સાક્ષરકમિટીનાં કર્તવ્યની કલમ ૪ (ક) માં દર્શાવેલું) ઉપરના રા. દેવદત્તના નિબન્ધને અયોગ્ય રીતે લાગૂ પડ્યું જણાયછે, ત્યહારે એ જ ધોરણનો અયોગ્ય ભંગ એક બીજા નિબન્ધને સમ્બન્ધે થયો જણાયછે. "ગ્રન્થાવલોકનકળા" વિશેના નિબન્ધમાં વ્યક્તિયો ઉપર અનુદાર આક્ષેપો હેવા સ્પષ્ટ અને વાંધા ભરેલાછે કે ઉપર કહેલી કલમનો આદર સાક્ષરકમિટીએ આ પ્રસંગે, કેમ ના કર્યો તે સમઝાતું નથી. રિપોર્ટ પૃ. ૪૦ મે સાક્ષરકમિટી વિશેની કલમ ૭ મીમાં પણ સ્પષ્ટ છે કે—"કમિટીનું કર્તવ્ય × × × × × શિષ્ટાચાર વિરુદ્ધ *personal* × × આદિ હુમલાવાળાં લખાણથી રક્ષણ કરવાનું × × × × છે." છતાં પ્રસ્તુત નિબન્ધમાંના એ જ દોષોવાળા હુમલા તરફ કમિટીએ ઔપ્યગાંચામણ વૃત્તિ શા માટે રાખી હશે તે કળી સકાતું નથી. પરંતુ આ તો ગૌણ વાત છે. આ અંગત હુમલા વ્યક્ત્ય રૂપે પણ બધા સમઝી સકે હેવા છે તે વાત તો બાજૂ ઉપર મૂકીશું. પણ એ એકંદર નિબન્ધનું સ્વરૂપ કેવળ ગમ્ભીરતાહીન વાચાલતાથી ભરેલું, હાસ્યરસનો ભાસ માત્ર દર્શાવી તુચ્છરૂપ ટકોરો ભરેલું, અને ટૂંકામાં હેવું તો ખુલ્લું છે કે પરિષદ્‌ના ગૌરવને એ લેખથી ખરેખરું અપમાન જ થયા વિના રહે નહિં. એ જ લેખકના અન્ય લેખો વિચારપૂર્ણ અને ગમ્ભીરતાથી શોભતા જોઈ હેમની તરફ મ્હને બહુ સારા ભાવ સ્ફુરેલાછે તેથી જ ઉપરનાં કટુભાસી વચનો વાપરવાં પડ્યાંછે તેથી મ્હને ખેદ થાયછે. પરંતુ પરિષદ્‌નું ગૌરવ એ વધારે કીમતી વસ્તુ છે અને એ ગૌરવનું રક્ષણ એ જ સર્વેને ઇષ્ટ હોવું જોઇયે. ભવિષ્યમાં પરિષદ્‌ના નિબન્ધો હાવા લેખથી લાઞ્છિત નહિં થાય એટલી આશા દર્શાવી આ અવલોકન સમાપ્ત કરુંછું.

વાંદરા.
તા. ૧૬-૮-૧૯૧૧.

નરસિંહરાવ ભોળાનાથ.

---

# અખો.

( અનુસન્ધાન પૃષ્ટ ૨૩૦ થી. )

( અનુસન્ધાન પૃષ્ટ ૨૩૦ થી. )

સંપ્રદાયો અને પંથો વિષે અખાના વિચાર નીચે જણાવ્યા પ્રમાણે છે:—

(૧) જુદા જુદા સંપ્રદાયો અને પંથો પ્રવર્તે છે તે રૂપમાં લોકોને અવળે માર્ગે દોરે છે. ઘણા સંપ્રદાયો અને પંથો બતાવી આપે છે કે દરેકના બંધારણમાં કેટલીક મોટી ભૂલો હોય છે, તેથી આપણા જનસમાજને તે સંપ્રદાય અથવા પંથ રૂચિકર થતો નથી. આ કારણને લીધે જુદા જુદા પંથ લોકોમાં ચાલે છે અને કેટલીક વખત અમુક પંથના અનુયાયીઓમાંથી કેટલાક જુદા પડી નવો ઉપપંથ સ્થાપે છે. સામાન્યરીતે આવા પંથ પ્રવર્તકોની ધર્મ ભાવના એકદેશી અથવા સંકુચિત હોય છે. જુદા જુદા સંપ્રદાયો અને પંથોમાં રહેલાં કેટલાંક સામાન્ય સર્વમાન્ય સત્રોને ગૌણ રાખી વિવાદિત મતામત કરાવનાર સત્રો ઉપર ભાર પાછળથી મૂકવામાં આવે છે. આથી રાગ દ્વેષ વધી જાય છે અને પંથના ઉપદેશકો અને સાધુઓ મમત્વથી અને લોભથી અવળે રસ્તે ચાલી લોકોને વધારે અજ્ઞાન બનાવે છે. ખરી ધર્મ ભાવના ઉત્તરોત્તર ક્ષીણ થાય છે; ને ધાર્મિક અવનતિ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જનસમાજના કલ્યાણ માટે એક જ ધર્મની આવશ્યક્તા છે. સંપ્રદાયો અને પંથો મિથ્યા છે; અજ્ઞાન દૂર કરવાને બદલે અજ્ઞાનને વધારનાર છે.

(૨) દરેક ધર્મમાં અને સંપ્રદાયમાં જુદા જુદા વિધિનિષેધ હોય છે. એકમાં જેને પુણ્ય કહ્યું હોય, તેને બીજામાં પાપ ગણવામાં આવે છે. આ બતાવી આપે છે કે સંપ્રદાય ચલાવનારાઓએ અને પંથ પ્રવર્તકોએ દેશ કાળને અને લોકોની રૂચિને અનુસરી પાપ પુણ્ય કલ્પ્યાં છે.

વળી એક જ સંપ્રદાયની ભાવનામાં પણ ઘણી વખત વિરોધ જોવામાં આવે છે. પરમાર્થતઃ સત્ય અને સર્વમાન્ય વિધિ નિષેધ ઘણા થોડા જોવામાં આવે છે; આ મૂળ પ્રવર્તકોના અનુયાયીઓના અહંભાવનું પરિણામ છે. માટે જેમ બને તેમ થોડા વિધિ નિષેધ રાખી, જ્ઞાન દ્રષ્ટિવિશાળ બનાવે, અને હરિ,—નારાયણ—બ્રહ્મનું ભાન કરાવે તેવા સરલ વિઘ્ન રહિત માર્ગે લોકોને દોરવા ધર્મોપદેશકોનું લક્ષ હોવું જોઇએ, અને જ્યારે જ્યારે ધર્મભાવના સ્થૂલ થઇ અજ્ઞાન વધવા માંડે, ત્યારે લોકોને પાછા જ્ઞાન માર્ગે વાળવા જોઇએ.

(૩) પરમેશ્વર એક છે છતાં જુદાં જુદાં દેવ દેવીઓ કલ્પ્યાં એજ મોટી ભૂલ થવાથી સંપ્રદાયો અને પંથો વધી ગયા અને લોકો અજ્ઞાનરૂપી ધૂમાડાના બાચકા ભરી પોતાને સાર્થક માનવા લાગ્યા. એક ભૂલ થવાથી બીજી અનેક ભૂલો થઈ અને લોકોની દૃષ્ટિ ઉપર અજ્ઞાનનાં આવરણ વધારે અને વધારે ચઢવા માંડ્યાં; અને તેથી મૂળ વસ્તુની સમજ પડવાને તેને ઓળખવાનો સંભવ ધર્મ સંપ્રદાયો વગેરેમાં ઓછો થયો. આ વિચારથી અખો કટાક્ષ કરી લખે છે:—

" એક પરમેશ્વરને સઘળા પંથ, એતો અળગું ચાલ્યું જૂથ,
" જેમ અગ્નિ અગ્નિ ને સ્થાનક રહ્યો, અને ધુમાડો આકાશે ગયો;
" અળગો ચાલ્યો તે કેમ મળે, એમ અખા સૌ અવળા વળે.

વળી લખે છે:—

" આંળગાં ઉપાસન આંળગાં દેવ, કરી હિમંત આપે અહમેવ;
" અખા એક મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત.

* * *

" ચોર બોલાવ્યા સાંથે ઘણા; તે ઠગતા જાય થૈ આપણા,
" પરબ્રહ્મ મુઝાણું ઘર અખા, કેમ પામે જેને એવા સખા.
" કોય કહે મોટો શિવ દેવ, કોય કહે વિષ્ણુ મોટા અહમેવ,
" કોય કહે આદ્ય ભવાની સદા, બુધ કલકીના કરે વાયદા.

* * *

" અખા સૌ બાંધે બાકરી, કોય ન જુવે હરિ પાછા ફરી.
" ઘણા શબ્દ પડયા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
" કોય મુશળ પરવાહે વહ્યા, કોય શબ્દના ગ્રાહે ગ્રહ્યા,
" એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુવિચાર.

૪. ધર્મગુરૂઓ અને ધર્માચાર્યોમાં અજ્ઞાનનો ભાગ વિશેષ હોય છે. તેમને જ મૂળ વસ્તુનું ભાન હોતું નથી; એટલે તેમનો ઉપદેશ ક્યાંથી સારો હોય ? વળી ઘણી વખત તેઓ મૂળ ધર્મ સ્થાપકની ભાવના અને શાસ્ત્રનું હાર્દ સમજી શકતા નથી, તેથી લોકોને ગમે તેમ ઉપદેશ આપી અવળે માર્ગે દોરે છે. આ ઉપરાંત લોકોમાં પૂજાવા માટે બહારની ધામધૂમ ઉપર તેમનું લક્ષ વધારે હોય છે, તેથી પોતાના સેવકો પાસેથી પૈસા કાઢવાના રસ્તા ધીમે ધીમે ધર્મમાં દાખલ કરે છે, અને મૂળ ધર્મનું ખરૂં સ્વરૂપ ફેરવી નાખે છે; અને લોકોને એવા અજ્ઞાની બનાવી દે છે કે તેઓ તેમની આંખે જ જુએ છે. આ ધર્માચાર્યો અને ધર્મગુરૂઓ કેવા હોય છે તે વિષે અખો લખે છેઃ—

" સૌ આંધળામાં કાણો રાવ, આંધળાને કાણાંપર ભાવ,
" સૌના નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચાર્ય જ કાણા થયા,
" શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ્ય;

* * * *

" સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ ભજ્યાની હાણ.

* * * *

" ઘેર ઘરે મહાંરંભ વધારતા ફરે, દામ ચોમનો જસને જ કરે.

ધર્મ ગુરુઓપોતાની પૂજા કરાવે છે અને ચરણસ્પર્શ કરાવે છે તેના ઉપર આક્ષેપ કરી અખો લખે છે:—

" ચરણ શરણ તો ખોટી ફરી, વહુ ચરણોનો ડીંટો હરિ,
" ચરણ જ્યાં કે ભૂમાં દાટ્ય, કે શ્વાન શિયાળિયાં કરે ફાટ,
" તેની શરણ અખો શું ગ્રહે, જે સમજે તે એવું લહે.

૫. મૂર્તિ પૂજા દાખલ થવાથી, કર્માદિ વધી જવાથી, અને ધર્મગુરુઓનાં ઉલટાં આચરણ અને અવળા ઉપદેશથી લોકોમાં ધર્મને બહાને બાહ્યાચાર બહુ વધી જવાથી જડ ભક્તિ દાખલ થઈ. અખાને મૂર્તિપૂજા, જડભક્તિ અને બાહ્યાચારનાં ઢાયલાં માટે બિલકુલ ક્ષમા નથી. એના માનવા પ્રમાણે અંતઃશુદ્ધિ, મનશુદ્ધિ થવા પુરતો જ બાહ્યાચાર કામનો છે, બીજા બધા ઉપરના આચાર નકામા છે, અવળે માર્ગે દોરી જનાર છે જેમ નરસિંહ મહેતા લખે છે કે " જ્યાં સુધી આતમા તત્વ ચિન્યો નહિ ત્યાં સુધી સાધના સર્વે જૂઠી " તેમ અખો પણ લખે છે કે આત્મજ્ઞાન વિના ઉપાસના ભક્તિ વગેરે મોક્ષનાં સાધન વ્યર્થ છે:—

" ધામધૂમ ને ધનના ઢગા, નહિ અહંકાર મેલીને ગા.

* * * *

" મર્મ ન સમજે આરંભે પડયા, કરે અહંકાર હીંડે ઊછળ્યા,
" ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ,
" દંદે ચરણ ને નિંદે પિંડ, ભક્તિ નોય અખા પાખંડ.
" પોતે પરતક્ષ દેવ ઉપાસ્ય, અન્ય ઉપાસન માયા દાસ,

* * * *

" આદરવો આતમ અભ્યાસ, અખા સંભાળે આપણ પાસ.

વળી અખો જણાવે છે કે મોક્ષ મેળવવા માટે વિચાર એજ ઉત્તમ સાધન છે:—

" મુક્તિ તે મન તણો ધર્મ છે આહ્લાદક, ઉત્તમ મધ્યમ બે કર્મ દાખ્યાં,
" સાધન સર્વે વિચાર માંહિ વસે, પણ મંદ બુધ મર્મ ન લહે આખ્યાં,
" સ્વે હોય ત્યાં કર્મ ન હોય હાનજી, ભેદ સમજ્યા વિણ સાધે મુદ્રા.

ઉપાસના અને ભક્તિમાં ત્રણ્યે વિચાર શુદ્ધિ અને જ્ઞાનને જ ખરૂં ઉત્તમ સાધન ગણે છે. ઉપાસ્યનું ખરૂં સ્વરૂપ સમજ્યા વિના જે ભક્તિ કરવામાં આવે છે તે નકામી છે. મૂર્તિઓ વગેરે ધ્યાનને માટે પ્રતીક છે ખરાં, પણ મૂર્તિ પૂજામાં જડ ભક્તિનો ઘણો સંભવ છે; અને ભક્ત અથવા ઉપાસક બાહ્યોપચારમાં પડી જઈ મૂળ લક્ષ વીસરી જાય છે; માટે અખો મૂર્તિ પૂજા ઉપર આક્ષેપ કરે છેઃ—

" પ્રભુ કેમ પૂજીએરે, તમે જુઓ વિચારીને વાત.
" રૂપ અરૂપી રામ છે, તેને ધ્યાવાની કઈ ધાત.

" નિગોદ નવ જાણિયું, જ્યાં પામે મન વાણી વિરામ,
" પછી ચાર માંડી પ્રતિમા, એ છે ભૂલવણીનું નામ.
" કાષ્ટમૃત, પાષાણને ધાતુ: એ છે મૂરત ચાર,
" માંહે મૂકી મનને, પછે માંડી ઠારોઠાર.
" દેવ દેવી પંચ ભૂતનાં, પંચ ભૂત પૂજે શું હોય,
" સામગ્રી સર્વે પંચ ભૂતની, પંચ ભૂત વિના નહિ કોય.
" પંચાતીત જે પામીએ, તો પૂજ્યાનું પરમાણુ,
" અજાણે આરાધના, તે ફુસકાં કુટે અજાણ.

આ પ્રમાણે મૂર્તિ પૂજા ઉપર આક્ષેપ કરી અખો ઉપદેશ કરે છે કે "પ્રત્યક્ષ દેવ પોતામાં વસે મૂરખ સામો જાણી ધસે." પરમાત્માનું જ્ઞાન વિચારથી, સ્વસંવેદનથી થાય છે; દેવદર્શન કે દેવદેવીનું ધ્યાન કરવાથી થતું નથી. તેમ કરવાથી જીવની ઉપાધિ વધતી જાય છે અને મુક્તિનો સંભવ ઓછો થાય છેઃ—

" પ્રીછે પાધરૂં રે, ભાઈ અણપ્રીછે ઉપાધ,
" પરમાત્માની પ્રીછ હવી, ત્યારે ભાંગી ભવની બાંધ;
" અણજાણ્યે સહુ આથડે, અને દેવ દેવીને ધ્યાય,
" જો પ્રભુ દેખે પિંડમાં, તો શીદ બાહેર જાય.

૯. કથા કીર્તન પણ સમજીને કરવામાં આવતાં નથી. અહીં કથા કહેનારમાં અને સાંભળનારમાં દોષ છે. કથા કહેનાર સામાન્ય રીતે પંડિતો અને પુરાણીઓ હોય છે; તેમનામાં વિદ્યાનો ગર્વ હોવાથી, અહંકાર અને રાગદ્વેષાદિ વધારે જોવામાં આવે છે. તેઓ ફક્ત વાક્પંડિત હોય છે; તેમનાં કર્મ અને આચરણ વાણીથી જુદાં હોય છે; એટલે શાસ્ત્ર શ્રવણ અને કથાવાર્તાદિ તેમને માટે આત્મજ્ઞાનનાં સાધન નહિ, પણ પેટ ભરવાનાં જ સાધન છે. શાસ્ત્રમાં શ્રેયસ્કર તત્ત્વાનુબોધ હોય છે અને તેથી તે જ્ઞાન મેળવવાનાં ઉત્તમ સાધન છે, પણ તેને બદલે "પારસમણિને વાડકે ભરઠાઉ માગે ભીખ" (દયારામ) એ પ્રમાણે આ શાસ્ત્રરૂપી પારસમણિ પોતાની પાસે છે છતાં તેનો ખરો ઉપયોગ કરવાનું નહિ જાણવાથી તેને ભીખ માગવાનું સાધન બનાવે છે. પંડિતોની પંડિતાઈ ઉપર આક્ષેપ કરી અખો લખે છેઃ—

" જેમ જેમ અબકું ભણતો જાય, તેમ તેમ ફુના મળ બધાય,
" યદ્યપિ કથે જીવ બ્રહ્મજ્ઞાન, તોય અખા ન મૂકે માન,
" જાણુ થાય બહુ વિદ્યા વડે, તેમ તેમ આચરણ અઘરાં ચડે.

વળી પુરાણીઓ, પંડિતો કથા વાંચે છે તે સ્વાર્થ સાધવા માટે, પેટ ભરવા માટે જ છે. તેમનો ઉદ્દેશ શાસ્ત્રનું હાર્દ બતાવી ખરો ઉપદેશ કરી, જન સમાજનું અજ્ઞાન દૂર કરવાનો નથી, પણ પોતાના ઉપર શ્રદ્ધા ઉત્પન્ન કરાવી લોકોને રૂચિકર લાગે તેવી કથા કરી, ધન હરણ કરવાનો છે. આ કારણને લીધે શાસ્ત્રમાંના જ્ઞાનભાગ કરતાં કર્મભાગ ઉપર તેમનું ધ્યાન વધારે રહે છે, અને શ્રોતાઓને કથારસનો સ્વાદ ચખાડી કર્મ રસમાં નિમગ્ન કરે છે અને પરમાત્માથી વિમુખ કરે છેઃ—

" કથા કથણી કથતા જાય, ઉદર અર્થે કરે અભ્યાસ,
" કહે અખો એ શું ભણ્યું, ગુંજા તાપ વાનરતાપણું.

*　　*　　*　　*

" વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેટી ઉછેરે ઘેર,
" વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે,
" જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતે ઘેર.
" ગજા પ્રમાણે પ્રબોધે જીવ, બંધન માંહી રાખે સદૈવ.
" સાચિ વાત જે સંત જ વદે, તેને મૂરખ ઉલટો નિંદે.
" સમજુ સાખી અરધી ઓચરે, તેની તરોવડ શું પંડિત કરે;
" પંડિતને પંડિતાઇનું જોર, પણ અંતઃકરણમાં અંધારૂં ઘોર.
" અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા,

પુરાણોમાં કર્માદિની પ્રપંચ જાળ ગુંથેલી હોય છે તેમાં મરચું મીઠું ભેળવી પુરાણીઓ સ્વાર્થ સાધી લેવા ઉપાય કરે છેઃ—

" પોથા માંહે પ્રપંચ લખ્યા, કર્મ ધર્મની જાળ
" તેમાં પણ હાથે ધરીને, બેઠો બોધે બાળ,
" તે ગરવો ગોવિંદ સમરે, પણ માંહિ તે ધનની ધાંખ.

શ્રોતાઓ પણ અજ્ઞાનાવરણથી આંધળાજ હોય છે એટલે—

" આંધળો સસરો ને શણગટ વહુ, એ કથા સાંભળવા ચાલ્યું સહુ,
" કહ્યું કાંઈ ન સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
" ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

આ રીતે સામાન્ય રીતે ધર્મના બંધારણમાં દોષ હોવાથી અને ધર્મ ગુરૂઓમાં સ્વાર્થ અહંકાર, અને સેવકોમાં અજ્ઞાનને લીધે બાહ્યાચાર વધી જવાથી, ધર્મ પૈસજ અને પરમાત્મા પ્રતિ બહિર્મુખતા વધતી જાય છે, તેના ઉપર અખાએ સખ્ત આક્ષેપ કર્યા છે અને વિચાર અને જ્ઞાન ઉપર ભાર મૂકી હરિને, બ્રહ્મને જાણવા તેણે ઉપદેશ કર્યો છે.

## પાખંડ મત ખંડન.

મુસલમાન કાળમાં સંપ્રદાયો અને પંથો ઘણા વધી ગયા. તેમાંના ઘણા પંથો અને ઉપપંથોમાં કેવળ વહેમ અને અજ્ઞાન જ છે. મૂળ સંપ્રદાયો અને તેમાંથી ઉત્પન્ન થયેલા મુખ્ય પંથો સિવાય બાકીના બધા પંથો અને ઉપપંથોને અખો પાખંડ માર્ગ ગણે છે. બ્રહ્મને ઇશ્વર સંબંધી ભાવનામાં મતભેદને લીધે નીકળેલા જુદા જુદા ધર્મો સંપ્રદાયો અને મુખ્ય પંથો માટે અખાને ક્ષમા નથી, તો આવા આવા પાખંડ માર્ગ માટે અખાને ક્ષમા ક્યાંથી હોય. આવા પાખંડી પંથો તો કેવળ અનીતિને ઉત્તેજન દેનાર છે. આ પંથો ઉત્તર હિંદ-

## ઉપસંહાર.

અખાએ પોતાનાં નાનાં મોટાં કાવ્યોમાં વિશ્વ, માયા, જીવ ઇશ્વરને બ્રહ્મ વિષે શાસ્ત્રીય તેમ જ પ્રાકૃત રીતિએ લખી અભેદ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે: ષડ્દર્શન અને ઉપદર્શન વેદ સ્મૃતિ પુરાણ વગેરેની સમાલોચના કરી વેદાન્તે બતાવેલો માર્ગ બ્રહ્મજ્ઞાન મેળવવા માટે ઉત્તમ છે એમ સિદ્ધ કર્યું છે; વળી સાથે સાથે જણાવ્યું છે કે મતામત અને વાદવિવાદમાં નહિ પડતાં, વિચાર, સ્વસંવેદન, અને ગુરૂ ઉપદેશથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી, બ્રહ્મ સાક્ષાત્કાર થવા નિરંતર બ્રહ્માભિમુખ વૃત્તિ રાખવાની આવશ્યકતા છે, સાંગોપાંગ શાસ્ત્રાર્થ જ્ઞાન મેળવવાથી જ કાંઈ બ્રહ્મ સાક્ષાત્કાર થતો નથી. આ ઉપરાંત જુદા જુદા ધર્મો, સંપ્રદાયો પંથો અને ઉપપંથોનું પોતે જાતે સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરી તે તે સંપ્રદાયો પંથોના દોષ ખુલ્લા કરી, તેમના મોહક સ્વરૂપથી આકર્ષાઈ તે વાડાઓમાં બંધાઈ જવાથી કેટલી ધાર્મિક અવનતિ થઈ છે અને થાય છે તે બતાવી, પોતે મેળવેલા અનુભવનો લાભ જન સમાજને આપ્યો છે, અને લોકોનાં જ્ઞાનચક્ષુ ઉઘાડવા સદ્વસ્તુનો અને સદ્માર્ગનો ઉપદેશ કર્યો છે. બધાં કાવ્યોમાં અખાના અનુભવસિદ્ધ જ્ઞાનની છાયા જોવામાં આવે છે અને સર્વ સ્થળે અખાને આપણે 'જ્ઞાની' તરીકે જોઈએ છીએ. એના બધા લખાણનું લક્ષ્ય બ્રહ્મ છે, અને ગમે તે વિષય ઉપર લખતો હશે તો પણ આ લક્ષ્ય ઉપરથી તેની દૃષ્ટિ દૂર થયેલી માલૂમ પડતી નથી. વળી જે શાસ્ત્રોના સિદ્ધાન્તોનો અભ્યાસ કરવા સંપૂર્ણ સંસ્કૃત જ્ઞાનની જરૂર રહે છે, અને જેનો અભ્યાસ શાસ્ત્રી વિના બીજા કરી શકતા નથી, તે સિદ્ધાન્તોને આ સોની જ્ઞાતિના પ્રાકૃત કવિએ સંસ્કૃતમાં નહિ પણ ગુજરાતી ભાષામાં–ગુજરાતી કવિતામાં સ્પષ્ટ સમજી શકાય તેવી રીતે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ચર્ચી લોકોને એક ઉત્તમ વેદાંત વિષયક ગ્રંથનો વારસો આપ્યો છે, અને અત્યાર સુધી ચાલતાં આવેલાં ધર્મનાં બંધનમાંથી કવિતાને મુક્ત કરી, ગુજરાતી સાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે.

મણિલાલ શામળભાઈ દ્વિવેદી.

---

# "શેલી અને ત્હેની કવિતા."

( અનુસંધાન પૃષ્ઠ ૨૭૪ થી. )

'ધી રીવોલ્ટ ઑફ ઇસ્લામ' એ શેલીનું કદમાં મોટામાં મોટું કાવ્ય છે. વાચકના હૃદયમાં સ્વતંત્રતા, ન્યાય, સૌંદર્યની પ્રૌઢતા ઇત્યાદિ લાગણીઓ પ્રજ્વાલવાના ઉદ્દેશથી તે લખાયેલું છે. આ કાવ્ય વાંચનારની લાગણીઓને ઉદીપ્ત કરે છે. અને યથાર્થ સદ્ગુણના શોધન માટે ઉશ્કેરે છે. તેથી તે વર્ણાત્મક છે. માનસિક હૃદયને પૂર્ણતા પાછળ મથતાં કેવી કેવી સ્થિતિમાંથી પસાર થવું પડે છે, ત્હેનું એ એક સરસ ચિત્ર છે.

'સેન્સી નાટક' ઘણું ભયંકર છે. શેલીએ તે ભજવવા માટે લખ્યું હતું. પણ ત્હેની કમકમાટ ભરેલી વાર્તાથી "રોજ મેનેજરે" તે ન સ્વીકાર્યું. વાર્તા એવી છે કે એક દુષ્ટ પુરૂષે પોતાનું આખું જીવન દુષ્ટ કર્મોમાં વ્યતીત કર્યું હતું. છેવટે ત્હેને પોતાની છોકરી બીએટ્રીસ સામે ધિક્કાર ઉત્પન્ન થયો. બીએટ્રીસે નાશી જવાના પ્રયત્ન કર્યા, પણ તે અફળ ગયા. છેવટે ત્હેણે પોતાના પિતાનું ખૂન કર્યું. આ કર્મ માટે બીએટ્રીસને દેહાંત દંડની શિક્ષા થઈ, બીએટ્રીસના આકર્ષક ગુણો, ત્હેના પિતાની દુષ્ટતા, પોપનો લોભ અને વાર્તાનો શોકાતુર અંત-આ સર્વ વિષયો નાટકને ઘણું ત્રાસદાયક બનાવે છે. પણ આમાં શેલીનો વાંક નથી. ત્હેણે પાત્રોને તદ્દન ચીતરેલ છે. શેલી કવિ હતો; નાટ્યકાર નહિ. ત્હોય આ નાટક અવલોકતાં શેલીમાં નાટ્યકારના પણ ગુણ છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. શરૂઆતનુંજ વાક્ય કેટલું ભયંકર છે: "That matter of the murder is hushed up." બીએટ્રીસના મોઢાના આ શબ્દો કેટલા કુદરતી છે: "Great God! that such a father should be mine!" ત્રીજા અંકમાં બીએટ્રીસ કહે છે: "O horrible!" 'The pavement sinks under my feet," વગેરે વાક્યો ઘણાં સાદાં અને સરળ છતાં કેટલાં અસરકારક છે!!!

શેલી "ચાબખા" લખવામાં પ્રવીણ છે. ત્હેની કટાક્ષ બાણ તદ્દન અકૃત્રિમ છે. જે જે લખે છે તે સ્વાભાવિક ત્હેના હૃદયમાંથી સીધું ને સીધું ચાલ્યું આવે છે. ત્હેના એક બે ચાબખા ભણી જરાક નજર ફેરવશું:—

"Hell is a city much like London—
A populous and a smoky city;
There are all sorts of people undone,
... ... ... ... ... ... ...
Small justice shown and less pity.

+ + + +

An old, mad, despised and dying king,—
Princes, the dregs of their dull race, who flow
Through public scorn,—mud from a muddy spring,—

> Rulers who neither see, nor feel nor know,
> But leech-like to their fainting country cling,
> Till they drop, blind in blood without a blow,—
> A people starved and stabbed in the untilled field,—
> An army, which liberticide and prey
> Makes as a two-edged sword to all who weild,—
> Golden and sanguine laws which tempt and slay;
> Religion Christless, Godless—a book sealed:
> A senate,—Time's worst statue unrepealed,—
> Are graves, from which a glorious Phantom may
> Burst, to illumine our tempestuous way."

શેલીના નાનાં કાવ્યો પણ મોટાં કાવ્યો જેવાંજ સુંદર અને જુસ્સાદાર છે. આ કાવ્યો લખતી વેળા શેલી પોતે કવિ છે, તે ભૂલીજ ગયો હોય એમ લાગે છે, પ્લેટો કહે છે કે જે માણસ પ્રેમમાં પોતાને વિસરી નથી જતો, તે કાવ્યદેવીના દ્વાર વ્યર્થ ખખડાવે છે. શેલી પોતાને વિસરી ગયો છે, તેથી તે કાવ્યો ખુદ કુદરતેજ લખેલાં છે, એવો આપણને ભાસ થાય છે. 'The Cloud', 'To the Skylark', 'Ode to the West Wind', 'Ode to Heaven', 'Hymn to Intellectual Beauty', 'Mont Blanc', 'An Exhortation', 'Stanzas written in Dejection near Naples', ઈત્યાદિ ત્હેનાં કાવ્યો ઘણાંજ પ્રખ્યાત છે. 'The Sensitive Plant' અને 'The Boat on the Serchio' આ બે કાવ્યો સૌંદર્યના નમુના લેખાય છે. આ સિવાય અન્ય કાવ્યો રસિકતામાં ઓછાં ઉતરે એમ નથી. પ્રત્યેકમાં કંઈ અવનવું ઓજસ્ પ્રકટી નીકળે છે. ગમે તેટલા વખત વાંચીએ તો પણ તે આપણને નવાં ને નવાંજ લાગે છે. સૌંદર્ય પોતાં આભા વિરામતો નથી.

શેલીની કવિતાને એક વખત વિશાળ દૃષ્ટિથી જોઈ જઈશું.

શેલી કુદરત-કવિ છે. વર્ડ્ઝવર્થ છે, એવો નહિ, પણ કંઈ ઓર તરેહનો. વર્ડ્ઝવર્થના પુજારીઓ એમ માને છે કે કવિએ કુદરતને દાસી નહિ, પણ રાણી માનવી જોઇએ. શેલી કંઇ આવો કવિ નહતો. કુદરતના ચિત્રને પોતે ઓળખતો હોય, તેમ તે માનતો નથી, પણ પોતાની કાવ્ય-પીંછી માટે એક સાધન છે, એમ માને છે. તે કુદરતને ચીતરવા માટે ચીતરતો નથી, પણ ચીતરાય, ત્હેને માટે ચીતરે છે. કુદરતના પ્રાસાદોમાં તે વાસ કરતો નથી, પણ પોતાને માટે ખાસ મહેલ બાંધવા તેમાંથી ઇંટો ઉંચકી લાવે છે. શેલીનું વર્ણન વર્ડ્ઝવર્થ જેવું શાંત નથી. સ્વ. કવિ કલાપી કહે છે તેમ તે લોકોના માથા ઉપર "બાછળાં ધુવે છે." આ "બાછળાં ધોવાથી" ફાયદો એ થાય છે કે ત્હેના શબ્દો આપણા હૃદયમાં સજ્જડ બેસી જઈ ઘૂમ્યા કરે છે. જ્યહાં સુધી ત્હેનું કહ્યું માનીયે નહિ, ત્યહાં સુધી આપણા અંતઃકરણમાં તે ખૂચ્યા કરે છે. વર્ડ્ઝવર્થનો જુસ્સો શાંત છે, શેલીનો પ્રબળ છે. શેલી બાળક માફક રમે છે, પણ ત્હેની રમત મોટા પુરૂષો જુવે, તો જરાય ખોટું ન ગણાય. શેલીના રમકડાં દિવ્ય છે. પૃથ્વી ત્હેનાં રમકડાની પેટી છે. તે સર્યાસ્તમાં

પોતાને ઝબોળી દે છે; તારાના પ્રદેશમાં વિહાર કરે છે; ચંદ્ર સાથે રમે છે; ગર્જનાને ચીડવે છે; ગગનનાર દ્વારોમાં આવજા કરે છે; અનંતતામાં ભમે છે; ગોળ ફરતી પૃથ્વીની પછવાડે લાગે છે અને સૂર્યના અશ્વોના પગમાં અથડાય છે. શેલી કુદરતના ખોળામાંજ ઉછરેલો છે. તે કુદરતના કેશ સમા કરે છે; સમા કરી કરી વીખેરી નાખે છે અને જુવે છે કે કેમ ગોઠવું તો તે રૂપાળા દેખાય. આમ તેમ ગોઠવી નિત્ય હરખા કરે છે, અને નાના બાળક જેમ વિનોદમાં આવી જાય છે.

શેલીની કવિતા કંઇ કળા નથી, પણ એક જાતની દિવ્ય પ્રેરણા છે. શેલી લેખક કહેવાય નહિ; તે તો કવિજ હતો. હેના ગાનો મસ્તીના અખંડાનંદમાં આપણા હૃદયને બાહ્ય અસર કરતાં વહ્યાં જાય છે. ઈશ્વરી પ્રેરણા થતી, અંતઃકરણ ઉછાળા મારતું, કાવ્ય જુસ્સો ઉભરાઈ જતો અને રોમ રોમ દ્રવતું, ત્હારેજ શેલી કવિતા લખતો. તે ઘણી વાર બોલતો, “ કવિતા લખતાં મ્હને અતિશય કંટાળો ઉપજે છે, પણ મ્હારા હરમાં કંઇ અનિવાર્ય આવેશના ઉભરાણ આવે છે. જો આમ ન થાત, તો હું કોઈ દિવસ કવિતા લખત નહિ ”. પોતાની ઇચ્છા વિરૂદ્ધ આ ઉભરાણ હેને લખવાની ફરજ પાડતાં. શેલી હમેશાં ગાંડોતૂર થઇને લખતો. મૅથ્યુ આર્નોલ્ડ કહે છે કે, “ મ્હને તો શેલી જરા ચિત્તભ્રમ હોય, એમ લાગે છે. અને ખરેખર, શેલીની કવિતા પણ ખસી ગયેલ માલમ પડે છે. ” વખત એવાય હોય છે કે ડહાપણ કરતાં ઘેલછાઈ વધારે હિતકર થઈ પડે છે. શેલીની બાબતમાં પણ તેમ હતું. કોઇ કવિ ચિત્તભ્રમ થયા વગર જરાય લખી શકે નહિ. ઘેલછાઈ કવિતાને અતીવ આવશ્યક છે. ઘેલછાઈ અને કવિતા સગી બહેનો છે. એક ને બીજા સિવાય ચાલતું નથી. ઍરીસટૉટલ કવિઓને '*maniacs*' ઘેલા પુરુષો કહે છે.

શેલી ગાનાર છે, પણ માત્ર ગાનારજ છે, એમ નથી. તે કંઇક વધારે છે. શેલી પેગમ્બર છે; સુધારક છે; તત્ત્વવેત્તા છે. શેલીને પોતાના જમાનાના માણસ જરા ન્યૂન લાગતાં. ન્યૂનતાને પૂર્ણતા કરવાનો હેનો અભિલાષ હતો. તેથી તે સુધારક અને તત્ત્વવેત્તા હતો. બહારથી શેલી દુઃખવાદી લાગે છે, અંતઃકરણમાં તે સુખવાદી છે. સુખવાદી છે, હોય હેના હૃદયમાં મનુષ્ય જાતિને સુધારવાની લાલસા રહેલી છે. શેલી મિલ્ટન માફક અંગ્રેજી કવિ નથી; તે આખા જગતનો કવિ છે. સર્વે મનુષ્યોને તે બોધે છે. શેલી માટે નથી સ્થળ કે નથી સમય. શેલીનું મન વિશાળ, અનંત, અમાપ છે. અવનિ - અને આકાશ વચ્ચે ઉભો રહી તે પોતાની ધૂનમાં ઘૂમ્યા કરે છે. જે જે ગૌપ્ય હોય, ત્હાં વિહાર કરવો, એ શેલીની એક રહેલ છે. 'ઍલેસ્ટરમાં' તે શું કહે છે!:—

> “ I have made my bed,
> In charnels and in coffins, where black death
> Keeps record of the trophies won from thee,
> Hoping to still these obstinate questionings
> *Of thee and thine, by forcing some lone ghost,*
> Thy messenger, to render up the vale,
> Of what we are.”

શેલી સ્વરનો પરમ ઉપાસી છે તે એવા એવા શબ્દો વાપરે છે કે પ્રત્યેક શબ્દનો આત્મા લાગણી સાથે મળતો આવે છે. વળી હેની કાવ્યરચના અન્ય કવિઓ કરતાં જૂદીજ છે. શબ્દોને સંયુક્ત કરવા માટે ( combine ) શેલી ઘણોજ પ્રખ્યાત છે. અંગ્રેજી પિંગળ કંઇ ગુજરાતી પિંગળ જેવું નથી. ગુજરાતીમાં આપણે વસંતતિલકા વૃત્ત લઇએ, તો એકજ લીટીમાં સાથે મંદાક્રાંતાનું મિશ્રણ ન થાય. અંગ્રેજીમાં એક વૃત્ત લઇ સાથે બીજું પણ ગૂંથી શકાય છે. આથી વાક્ય જુસ્સાદાર અને જેવી ભાવનાવાળું જોઇએ, તેવી ભાવનાવાળું થાય છે. શેલીની કવિતામાંથી એક ઉદાહરણ લઇએ:—

> "When the lamp is shattered,
>     The light in the dust lies dead;
> When the cloud is scattered,
>     The rain-bow's glory is shed."

આમાં પહેલી અને ત્રીજી લીટીઓમાં નિયમિત, શોકાતુર સ્વર વચ્ચમાં અટક્યા વિના ચાલ્યો આવે છે; અને બીજી ચોથી લીટીઓમાં પહેલી અને ત્રીજી લીટીઓનો જુસ્સો છેવટે જરાક અટકવાથી વૃદ્ધિ પામે છે. આપણા ગુજરાતી પિંગળમાં એકજ પંક્તિમાં બે વૃત્ત ન લેવાય, પણ જૂદી જૂદી પંક્તિમાં વિવિધ વૃત્ત દાખલ કરી શકાય, જુસ્સા સાથે રસિકતા આવે, હેના માટે આપણને આમ કરવું આવશ્યક છે. ઘણા સાક્ષર બંધુઓને આ રીતિ પસંદ નથી પડતી, પણ જેમ જેમ આપણી ગુર્જર કાવ્યકળા વિકસતી જાય છે, તેમ તેમ જુસ્સાની સાથે વાક્ય રચના પણ ખીલવવા આપણે લક્ષ રાખવું જોઇએ, અને હેને માટે રા. રા. નાનાલાલ દલપતરામ કવિની ભાષામાં "આપણી નવજીવના કવિતાના તાનાં ઝાંઝર પહેરાવ્યાં કર્યાં સિવાય છૂટકો નથી".

શેલીની કવિતામાં જેટલા પ્રમાણમાં ગુણ છે, તેટલા પ્રમાણમાં થોડાક દોષ પણ છે. શેલીની કલ્પનાશક્તિ ઘણી પ્રબળ છે, પણ કેટલેક અંશે હેણે હેનો દુરુપયોગ કર્યો છે. બેકન કલ્પનાશક્તિની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે: "Imagination being not tied to the laws of matter, may at pleasure join that which nature has severed, and sever that which nature has joined and to make unlawful matches and divorce of things. The use of poetry or feigned history hath been to give some shadow of satisfaction to the mind of man in the points wherein the nature of things doth deny it" એમ જણાય છે કે શેલી આ વ્યાખ્યાની સ્વતંત્રતા લેવા ઉપરાંત કંઇક વેગળો ગયેલ છે. હોરેસ કહે છે:— "Painters and poets always have the liberty of making whatever audacious creations they please." પણ આગળ જતાં તે આ શબ્દોની હદ બાંધી લે છે:—"But you must not place a woman's head on a horse's neck, clothe the body in feathers, and make it end in a fish's tail" વખતે શેલી આમજ કરે છે: સ્ત્રીનું માથું ઘોડાના ધડ પર, પક્ષીનાં આચ્છા-

હન, અને માછલીની પૂછડી, સાપ ઇત્યાદિને પોતાની કવિતામાં વર્ણવે છે, એ બીન-કુદરતી અને અનુચિત છે. વળી શેલીની કલ્પનાશક્તિ ઘણીજ સતેજ છે, તેથી તે કોઇ વખત આપણને બહુ ગુંચવાડામાં નાખે છે. જેમ વર્ડ્સ્વર્થના એક બિંદુ ઉપરથી ઉપડીએ, અને ફરી ફરી પાછા ત્હાંજ આવીએ છીએ, તેમ ઘણી વખત શેલીની કવિતામાં બને છે. હૃદયમાં આપણને એવી લાગણી થાય છે કે આપણે ઘણુંજ સુંદર દેખાવો જોઇએ છીએ, પણ જ્હારે આપણે પાછાં ફરી એક દૃષ્ટિ નાખીએ છીએ, ત્હારે ઝગમગતાં છાયા સિવાય બીજું કંઈ નજરે નથી પડતું. આમાં તે શું કહેવા માગે છે તે સમજાતું નથી. 'પ્રોમિથિયસ્ અનબાઉન્ડ' અને 'ધી રીવોલ્ટ ઑફ્ ઇસ્લામ'માં ઘણીવાર આમ થાય છે. છેલ્લા કાવ્યમાંથી એક ઉદાહરણ લઇએ:—

> "The boat was one curved shell of hollow pearl,
> Almost translucent with the light divine
> Of her within; the prow and stern did curl
> Horned on high, like the young moon supine
> When over dim twilight mountains dark with pine,
> It floats upon the sunset sea of beams,
> Whose golden waves in many a purple line
> Fade fast; till borne on sunset's ebbing streams,
> Dilating on Earth's verge, the sunken meteor gleams."

અહિં શેલી એક મછવાનું વર્ણન કરવા જાય છે, પણ તે પુરૂં કર્યા વિના ચંદ્રની ઉપમા લે છે, તે ઉપમા પડતી મૂકી પર્વત વિષે કંઈ કહે છે, અને તે અધુરું રાખી ધુમકેતુની વાત કાઢે છે. છેવટે મછવાનું વર્ણન તો તદન ઉડી જાય છે.

શેલીની કવિતામાં બીજી ખોડ એ છે કે હેમાં આશ્વાસન શક્તિ નથી વર્ડ્સ્વર્થમાં આશ્વાસક-શક્તિ ઘણી છે. કવિતામાં સાથે સાથે આશ્વાસન પણ આવવું જોઇએ, જેમ આશ્વાસન વધારે આવે, તેમ કવિતા વધારે સારી ગણાય.

તો પણ શેલીની કવિતામાં ગુણ ઘણા છે. તે આપણને ગૂઢમાં ગૂઢ રહસ્યો સમજાવે છે અને પ્રભુતા તરફ દોરી જાય છે. શેલી વર્ડ્સ્વર્થ અને અન્ય કવિઓ માફક જીવતો હતો, ત્હારે એટલો બધો પ્રખ્યાત નહોતો. પણ શેલી હેની જરાય દરકાર ન કરતો. કીટ્સના જેવુંજ હેનું વલણ હતું:—

> "I was taught in Paradise,
> To ease my breast of melodies"

'ધી વીચ ઑફ્ ઍટ્લાસ' અને અન્ય કાવ્યો હેને વિદિત હતું કે લોકો નહિ વખાણે, તો પણ કુદરતી ઉભરાણને તાબે થઈ લખ્યાં હતાં. જગતને ટેવ હોય છે કે જ્હાં સુધી પોતાની પાસે એક વસ્તુ હોય, ત્હાં સુધી હેની કિંમત તેઓ આંકી શકતા નથી. પણ

જ્યારે હેની ખોટ પડે છે, ત્યારે તેઓનાં ચક્ષુ ઉઘડે છે. ચેલી ગયો. દુઃખી જગતમાં જન્મેલો આ અભાગી બાળક, કુદરતનો નવાશી, મનની ભભૂકતી આગમાં રાખ થઇ ગયેલો, સ્વપ્નવાટિકામાં ઘૂમતો, કલ્પનાના પ્રાસાદોમાં રમતો ફિરસ્તા જેવો નર કાળની ભયંકર ભરતીમાં તણાઇ ગયો. તણાતાં તણાતાં પોતાના આત્માની નિશાની મુકતો ગયો. લાખોને ધીરજ આપી, આશા દેખાડી, અને પ્રેમ ચખાડયો. સૃષ્ટિનાં દુઃખ કાપ્યાં હોય છેવટે સર્વેને રડતાં મુકી તે ગયો. ઇશ્વર હેના આત્માને શાંતિ આપો। અસ્તુ।

હાસમ હીરજી ચારણીયા.

---

# સજીવને નિર્જીવ સૃષ્ટિમાં પ્રત્યુત્તર.

"एकं सत् विप्रा बहुधा वदन्ति."

જ્ઞાન મેળવવાની બે પદ્ધતિ છે. પરામર્શ ( Deductive ) અને વ્યાપ્તિ ( Inductive ). પરામર્શ રીતિમાં બુદ્ધિ અને કલ્પના પ્રધાન હોય છે, અને વ્યાપ્તિ પદ્ધતિમાં અવલોકન અને પ્રયોગ એ તેનું સત્ય છે. પ્રાચીનકાળમાં મનુષ્યબુદ્ધિ ઘણી કલ્પનાશીલ હોવાથી બુદ્ધિ-વિષયક વિષયોનું સારું ખેડાણ થયું છે, અને તેમનાં સત્ય હાલમાં સિદ્ધાંતરૂપ સ્વીકારવામાં આવે છે પણ હાલના જમાનામાં દરેક બાબતની કસોટી અનુભવ અને પ્રયોગથી કરવામાં આવે છે, તેથી જુના વખતમાં જે સત્ય, પ્રત્યક્ષ પ્રમાણ તરીકે ગણવામાં આવ્યાં હતાં તેના ઉપર હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિથી શંકા ઉઠે છે અને જો શાસ્ત્રીય કસોટીથી તે તેનું સત્ય સિદ્ધ કરી શકે તો જ તેને સર્વમાન્ય સિદ્ધાંત તરીકે માનવામાં આવે છે. પ્રથમ જે સત્ય, નિયમ કે સિદ્ધાંત ફક્ત કલ્પના અને બુદ્ધિ વ્યાપારને અનુકૂળ અને સુસંગત લાગવાથી સ્વીકારવામાં આવતાં હતાં, તેજ સત્ય, નિયમ, કે સિદ્ધાંત જો હાલમાં પ્રયોગસિદ્ધ ન નીવડે તો તેને કેવળ તરંગરુપ–ભ્રમરુપ ગણવામાં આવે છે.

સત્યની શોધ અને તેના નિર્ણયમાં કેવળ બુદ્ધિના તર્ક જેમ કલ્પનારુપ છે, તેમ ફક્ત અવલોકન અને પ્રયોગ, સિદ્ધાંત ઉપજાવી કાઢવાને અસમર્થ છે. પરામર્શ અને વ્યાપ્તિ પદ્ધતિના સુયોગથીજ સત્યનું સંશોધન બરાબર થઇ શકે છે. બુદ્ધિ અને અવલોકન, કલ્પના અને પ્રયોગનો જો બરાબર ઉપયોગ કરવામાં આવે તો તે સત્યનો નિર્ણય શાસ્ત્રીય રીતે થઇ શકે છે. જ્ઞાન પદ્ધતિના ફક્ત એક અંશ ઉપર અયોગ્ય ભાર મૂકવાથી જ્ઞાનની વૃદ્ધિને હાનિ પોહોચે છે. જ્ઞાનના ઇતિહાસમાં આ બન્ને પદ્ધતિના એકદેશીય ઉપયોગથી કેટલો અનર્થ થયો છે તે આપણને સહજ માલમ પડે છે. તેથી હાલના જમાનામાં માનસશાસ્ત્ર અને વિજ્ઞાનના ક્ષેત્રમાં જે નવી શોધો થાય છે, તેમને જો ધર્મના કે તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતને લાગુ

પાડીએ તો તે સિદ્ધાંત કેટલે દરજ્જે સત્ય છે તે જણાઇ આવે છે. જે જે સિદ્ધાંત ફક્ત તર્ક વ્યાપારથી પ્રાચીન કાળમાં શોધી કાઢવામાં આવ્યા છે તેમાંના ઘણાનું સમર્થન હાલમાં વૈજ્ઞાનિક શોધથી થાય છે.

વિશ્વ એક છે, કુદરતમાં એકતા છે, નિયમની એકરૂપતા છે; તેમાં ક્રમ અને વ્યવસ્થા છે, એવો વિચાર સર્વમાન્ય છે અને તે સહજે લાગે છે. તે સિદ્ધ કરવાને માટે વિશાળ અનુભવ અને શાસ્ત્રીય પ્રયોગની જરૂર રહેતી નથી. કારણ કે થોડાક અવલોકન અને અનુભવથી કુદરતની એકતા સ્વાભાવિક લાગે છે. પણ કુદરતની એકતા અને તેના નિયમની એકરૂપતા જ્ઞાનના સર્વ પ્રદેશમાં અસ્ખલિત રીતે જોવામાં આવે છે તે તો વિજ્ઞાનની શોધથી જ સિદ્ધ થઇ શકીછે. વિશ્વની એકતાનો જે વિચાર આપણા મનમાં પ્રબળ રહે છે તે જ્ઞાનના ભિન્ન ભિન્ન પ્રદેશની શોધમાં ઘણો ઉપયોગી નીવડે છે પણ તે જ્ઞાનના પ્રદેશની એકતા પ્રયોગસિદ્ધ છે કે કેમ તે તો અનુભવ અને અવલોકન સિવાય બની શકતું નથી. જ્યારે વિશ્વની એકતાની ભાવના સિદ્ધજ્ઞાન રૂપ બને છે ત્યારે દરેક મનુષ્ય કંઇપણ શંકા સિવાય તેને કબૂલ રાખે છે. વિશ્વની એકતા, નિયામક ભાવનારૂપે ( Regulative idea ) રહેવાને બદલે જ્યારે તે સિદ્ધજ્ઞાન રૂપે અનુભવવામાં આવે છે, ત્યારે ધર્મના સિદ્ધાંત અને વિજ્ઞાનની શોધનું સંમેલન થઇ શકે છે. ગુરૂત્વાકર્ષણના મહા નિયમથી જેમ દેશ પરિચ્છિન્ન વસ્તુ અને બનાવનું ઐક્ય સિદ્ધ થાય છે તેમ કાળ પરિમિત બનાવની એકરૂપતા પરિણામવાદના મહાન્ સિદ્ધાંતથી થઇ શકે છે. જે કાર્ય કારણનો નિયમ જ્ઞાનના અમુક પ્રદેશમાં સિદ્ધરૂપ માનવામાં આવે છે, તે વિશ્વના સર્વ વિભાગમાં અનુભવવાનો સંભવ છે. જો આવી રીતે દેશ, કાળ, અને કાર્યકારણની એકતા વિજ્ઞાનની શોધથી સિદ્ધ થાય તો ધર્મ અને તત્ત્વજ્ઞાને ફક્ત તર્ક વ્યાપારથી જે વિશ્વની એકતા સ્વીકારી છે તે અવલોકન અને પ્રયોગથી સાધારણ વસ્તુ માફક સિદ્ધ થઇ શકે છે.

સામાન્ય દૃષ્ટિથી પ્રકૃતિના બે વિભાગ કરવામાં આવે છે. જડ અને ચેતન. જડતા એ તમસ્—સ્થૂલતા છે. ચેતન વસ્તુમાં સ્વતઃ ક્રિયા કરવાની શક્તિ છે. જડ પદાર્થની એકતા પરમાણુના સમૂહ રૂપ છે. ચૈતન્યની એકતા અંતઃસ્થિત છે, તેથી જડ અને ચેતન પદાર્થની ક્રિયામાં વિશેષ ભેદ માલમ પડે છે. જડ વસ્તુ ફક્ત બાહ્ય ઉત્સાહકને લીધે જ વિકાર અનુભવે છે પણ ચેતન વસ્તુમાં આત્મપ્રેરિત ગતિ તથા ક્રિયા કરવાની સ્વાભાવિક શક્તિ છે. આવા જડ અને ચેતન વસ્તુની ક્રિયાના ભેદને લીધે કુદરતના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. પ્રાણી, વનસ્પતિ, અને ખનિજ. ખનિજ પદાર્થોમાં સ્વતઃ ક્રિયા ઉપજાવવાનો ગુણ નથી તેથી આંતરક્રિયા ઉત્પન્ન કરવાની તેમજ ગતિ પેદા કરવાની શક્તિ નથી, તેથી તે જડ વસ્તુ છે એમ સ્વીકારવામાં આવે છે. ચેતન વસ્તુમાં જીવ અણુ હોવાથી તે પોતાનું ઐક્ય અનુભવી શકે છે તેવી શક્તિ ખનિજ પદાર્થમાં ન હોવાથી વનસ્પતિ અને ખનિજ વસ્તુમાં એક જાતનો અલંઘ્ય ભેદ છે. ખનિજ પદાર્થમાં જીવભાવ દર્શાવવાને ઇંદ્રિય ન હોવાથી તે નિરિન્દ્રિય વસ્તુ ગણાય છે પણ વનસ્પતિમાં જીવન અનુભવવાને ઇંદ્રિયરચના હોવાથી તે સેન્દ્રિય પદાર્થ તરીકે સ્વીકારાય છે. જે જીવઅણુ ખનિજ વસ્તુમાં બીલકુલ જોવામાં આવતું નથી

તેનો આવિર્ભાવ વનસ્પતિ સૃષ્ટિમાં ખુલ્લી રીતે જોવામાં આવે છે—તેથી આગળ વધતા પ્રાણીસૃષ્ટિમાં ગતિ અને લાગણીના વિશેષ ભેદ અનુભવવામાં આવે છે, પણ વનસ્પતિ અને પ્રાણી વર્ગમાં ફક્ત અંશનોજ તફાવત છે, બન્નેનો સેન્દ્રિય સૃષ્ટિમાં સમાવેશ થાય છે ખનિજ પદાર્થની માફક તેમાં જાતિનો ભેદ નથી. આવી રીતે સેન્દ્રિય અને નિરિન્દ્રિય સૃષ્ટિના બે વિભાગ કરવામાં આવે છે, અને તેમાં જાતિનો તફાવત છે, કારણકે ખનિજ વર્ગના પદાર્થમાં જીવનો કાંઈ ભાસ પણ માલમ પડતો નથી. તેથી નિર્જીવ અને સજીવ એવા બે વિભાગ વાસ્તવિક છે કે ફક્ત સ્થૂલ દૃષ્ટિનું પરિણામ છે તે વિચારવા જેવું છે, કારણકે વિશ્વની એકતાની ભાવનાએ સર્વગ્રાહ્ય સત્ય છે અને ધર્મના સિદ્ધાંત મુજબ ઇશ્વરનું અસ્તિત્વ–ચૈતન્યનો આવિર્ભાવ સર્વત્ર છે. દરેક પરમાણુ પણ ચૈતન્યની સત્તા સિવાય ટકી શકતું નથી ત્યારે સહજ શંકા ઉઠે છે કે જો પ્રકૃતિ અને તેના આવિર્ભાવનું ઐક્ય સિદ્ધ થઇ ન શકે–પ્રયોગવડે સાબીત કરવામાં ન આવે તો બુદ્ધિની કસોટીએ ધર્મનાં સિદ્ધાંત શિથિલ લાગે છે. જે ચૈતન્યનો આવિર્ભાવ ફક્ત સેન્દ્રિય પદાર્થમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે તેવો નિરિન્દ્રિય સૃષ્ટિમાં છે કે નહી તે નક્કી કરવાનો પ્રશ્ન વિજ્ઞાનનો છે.

નિર્જીવ પદાર્થ એ પરમાણુના સમૂહરૂપ છે, તેમાં વિભાગ પડવાથી તેની એકતા નષ્ટ થતી નથી. તેથી સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં મોટો ભેદ એ છે કે સજીવ પદાર્થના દરેક અંગની ક્રિયા ઉપર આખા શરીરની ક્રિયાનો આધાર હોય છે અને સમગ્ર શરીરની યોજના પૂર્વક દરેક અવયવની ક્રિયા નિયમવામાં આવે છે. સેન્દ્રિય પદાર્થમાં જેવો અંગાંગિ ( organic unity ) ભાવ અનુભવવામાં આવે છે તેવો નિર્જીવ પદાર્થની યંત્રવત્ એકતામાં ( mechanical unity ) નહી હોવાથી, સજીવ સૃષ્ટિમાં કોઇ એક ગૂઢ જીવનતત્વ ( Vital force ) હોવું જોઇએ કે જેને લીધે સેન્દ્રિય સૃષ્ટિનો વ્યવહાર આવી રીતે ખાસ જુદો જણાઇ આવે છે. જે ભૌતિક અને રાસાયનિક નિયમોથી ખનિજ પદાર્થનો યંત્રવત્ ખુલાસો થઈ શકે છે, તેવીજ રીતે પ્રાકૃતિક કારણથી સજીવ સૃષ્ટિનો ખુલાસો થઇ શકે એમ છે કે, કોઈ ગૂઢ જીવનતત્ત્વ સ્વીકારવાની જરૂર પડે છે. એ પ્રશ્નના નિર્ણય ઉપર પ્રકૃતિની એકતા શાસ્ત્રીય રીતે સિદ્ધ થઈ શકવાનો સંભવ છે.

આપણા દેશના સુવિખ્યાત વિજ્ઞાનવેત્તા જગદીશચન્દ્ર બોસે તેમના "સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં પ્રત્યુત્તર" નામના પુસ્તકમાં સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં એક જ નિયમનો અસ્ખલિત વ્યવહાર છે એવું શાસ્ત્રીય રીતે સિદ્ધ કર્યું છે. કોઈ પણ સજીવ વસ્તુ ઉપર ગરમી, પ્રકાશ, વિદ્યુત્પ્રવાહ, યાંત્રિક બળ કે રાસાયનિક શક્તિની ક્રિયા કરવામાં આવે તો તે વસ્તુ જુદી જુદી શક્તિના ઉત્તેજકના પ્રત્યુત્તરમાં કંઈ પણ પ્રકારની પ્રતિક્રિયા કરે છે. તે વસ્તુની પ્રાકૃતિક રચનામાં ફેરફાર થાય છે અને તેથી તેની આકૃતિમાં તફાવત જોવામાં આવે છે. સાદામાં સાદા પ્રાણીને જેવા કે પ્રોટોપ્લેઝમને જો સહજ સ્પર્શ કરવામાં આવે તો તેની આકૃતિ સંકોચાય છે, તેની પ્રકૃતિમાં વિકાર ઉદ્ભવે છે. તેથી કોઈ પણ જાતના ઉત્તેજકથી સજીવ વસ્તુને ઉશ્કેરવામાં આવે છે તો તેની આકૃતિમાં ફેરફાર જોવામાં આવે છે જ્યારે તે ઉત્તેજકની અસર નાબુદ થાય છે ત્યારે તે પ્રાણી પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત

કરે છે. ગરમી પ્રકાશ વિદ્યુત્ યાંત્રિક અને રાસાયનિક બળના ઉત્તેજકથી પ્રાણીના શરીરમાં વિકાર ઉદ્ભવે છે અને તેનો પ્રત્યુત્તર તે તેની આકૃતિના ફેરફારથી જણાવે છે તો પણ કેટલીક વખત ઉત્તેજકની પ્રતિક્રિયા સ્પષ્ટ માલમ પડતી નથી. તેમજ કેટલીક વખત જ્યાં યાંત્રિક ઉત્તેજક લગાડી શકાતો નથી ત્યાં વિદ્યુત્ ઉત્તેજક ઘણું સુગમ ને ઉપયોગી નીવડે છે. તેથી વિદ્યુત્ પ્રવાહના ઉત્તેજકથી જે વિકાર પ્રાણી અનુભવે છે તેનો પ્રત્યુત્તર વધારે સ્પષ્ટ અને સુરેખ છે. જીવનનું ઘણું સામાન્ય અને સૂક્ષ્મ ચિહ્ન વિદ્યુત્ વિકાર છે તેથી જ્યારે વિદ્યુત્ ઉત્તેજકનો પ્રત્યુત્તર મળે છે ત્યારે તે વસ્તુ સજીવ છે એમ નક્કી થાય છે અને જ્યારે તે નિર્જીવ હોય છે ત્યારે તેનો કાંઈ પ્રત્યુત્તર મળતો નથી તેથી ઉત્તેજકનો પ્રત્યુત્તર એ જીવનનું સર્વ સાધારણ લક્ષણ છે.

સજીવ અને નિર્જીવ વસ્તુનો ભેદ શી રીતે જાણવો તેને માટે જીવનનું લક્ષણ કોઈ પણ પ્રકારનો પ્રત્યુત્તર છે એમ ડૉ. બોસ, પ્રથમ નક્કી કરી, વનસ્પતિ સૃષ્ટિમાં, પ્રાણી વર્ગના જેવા પ્રત્યુત્તર સર્વ રીતે કરવાની શક્તિ છે કે કેમ તેના પ્રયોગ કરે છે. સાધારણ રીતે આપણે જાણીયે છીએ કે રિસામણી જેવા છોડમાં સહજ પ્રત્યુત્તર કરવાની શક્તિ છે પણ બધા છોડ પ્રાણીઓની માફક પ્રત્યુત્તર કરી શકે છે કે કેમ તેને માટે નીચેની કસોટી લગાડવી જોઇએ. (૧) ઉત્તેજકની તીવ્રતાના પ્રમાણમાં પ્રત્યુત્તર થાય છે કે કેમ. (૨) ઉત્તેજકને ઉપરા છાપરી લાગુ રાખવાથી શી અસર થાય છે! (૩) છોડને થાક લાગે છે અને તેથી પ્રત્યુત્તરમાં શો ફેર પડે છે! (૪) અતિશય ગરમી લગાડવાથી પ્રત્યુત્તર ઉપર શું અસર થાય છે. (૫) રાસાયનિક તત્ત્વ જેવાં કે માદક ને ઝેરી પદાર્થની જેવી અસર માંસપેશી અને જ્ઞાનતંતુ ઉપર થાય છે તેવી અસર વનસ્પતિ ઉપર થાય છે.

વનસ્પતિ વર્ગમાં આવી રીતે પાંચ જાતના પ્રયોગ કરવાથી શાસ્ત્રીય રીતે ડૉ. બોસે સિદ્ધ કર્યું છે કે છોડનો પ્રત્યુત્તર દરેક બાબતમાં પ્રાણીની માફક જ જોવામાં આવે છે. જેટલા પ્રમાણમાં અને જેટલી ઝડપથી છોડને વિદ્યુત્‌ના ઉત્તેજક આપવા આવે છે તેટલા જ પ્રમાણમાં અને ઝડપથી તેનો પ્રત્યુત્તર મળે છે. પ્રત્યુત્તરની સરખામણીના માટે તેના વાંક લેવામાં આવે છે તેથી તેનો આબેહુબ ખ્યાલ વાંકની આકૃતિ ઉપરથી તરત જણાઈ આવે છે. તેવી જ રીતે ઝેરી પદાર્થની અસર છોડ ઉપર કેવી રીતની થાય છે તેનો ખ્યાલ પણ સારો આપવામાં આવ્યો છે. છોડની એક ડાળીને પાણીમાં બોળવામાં આવી છે અને બીજીને ક્લોરોફોર્મના પાણીમાં મૂકી છે. ઝેરની અસર એ થઈ કે પાંદડા નીચે પડવા લાગ્યા, અને તેનો રંગ ઉડી જવા લાગ્યો. તે ડાળી ઉપર રહી પોષણ કરનારા જંતુ તરત જ મરી ગયા પણ પાણીમાં રાખેલી ડાળીનાં રંગમાં તેમ જ પાંદડામાં કંઈ ફેર માલમ પડ્યો નહી. પ્રયોગ દ્વારા જ્યારે વિદ્યુત્‌ના ઉત્તેજક લગાડવામાં આવ્યાં ત્યારે મરી ગએલી ડાળીનો કંઈ પ્રત્યુત્તર મળ્યો નહી, પણ પાણીમાં રાખેલી ડાળીનો પ્રત્યુત્તર સબળ હતો. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ઝેરથી છોડ મરી જાય છે, તેવી જ રીતે અતિશય ગરમીની અસર પણ તેવી જ થાય છે. જે ઉત્તેજકની અસર પ્રથમ બીલકુલ માલમ પડતી નથી તે ઉત્તેજક વારંવાર ઉપરા છાપરી લાગુ રાખવાથી તેનો પ્રત્યુત્તર મળી આવે છે, તેમ જ વનસ્પતિને થાક લાગે છે અને ઉત્તેજકની તીવ્રતાના પ્રમાણમાં પ્રત્યુત્તર હોય છે, તેના પણ પ્રયોગ કરી જુદા જુદા

વાંકથી શાસ્ત્રીય રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે કે વનસ્પતિ અને પ્રાણી વર્ગના પ્રત્યુત્તરમાં કંઈ પણ ફેર નથી. જેવી રીતનો જીવ પ્રાણીમાં છે તેવો જ વનસ્પતિમાં છે. આ બધા પ્રયોગના વાંકના ચિત્ર ઉપરથી વનસ્પતિ અને પ્રાણી સૃષ્ટિમાં ફેરલાં બધાં સરખાં છે તેની આબેહુબ અસર આપણા મગજ ઉપર પડે છે. પ્રાણી વર્ગમાં જેવી રીતે સજીવ વસ્તુમાં ભિન્ન ભિન્ન વિકાર અનુભવવામાં આવે છે તેવો જ અનુભવ વનસ્પતિને પણ ઉપરની પાંચ કસોટીથી થાય છે એ સિદ્ધ કરવામાં આવ્યું છે.

જ્યારે પ્રાણી, વર્ગ, અને વનસ્પતિ સૃષ્ટિમાં એક જ પ્રકારનું જીવન છે ત્યારે નિરિન્દ્રિય પદાર્થમાં તેવા પ્રકારનું જીવન હશે ? આ શંકા દૂર કરવાને અને વિશ્વની એકતા સિદ્ધ કરવા ઉપરની પાંચ કસોટી નિર્જીવ ગણાતી સૃષ્ટિમાં લગાડી ડૉ. બોસ સિદ્ધ કરે છે કે જેવી રીતનું જીવન પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિમાં છે તેવું જ જીવન નિરિન્દ્રિય પદાર્થમાં જોવામાં આવે છે. જે ચૈતન્યનો આવિર્ભાવ સેન્દ્રિય પદાર્થમાં છે તે જ ચૈતન્યનો પ્રકાશ નિરિન્દ્રિય સૃષ્ટિમાં અનુભવવામાં આવે છે. અત્યાર સુધી એમ કલ્પવામાં આવ્યું હતું કે જીવન ક્રિયા કોઈ ગુપ્ત જીવ તત્ત્વને લીધે થાય છે ને તેથી સેન્દ્રિય અને નિરિન્દ્રિય સૃષ્ટિના નિયમ જુદા છે, પણ જો નિરિન્દ્રિય પદાર્થ સેન્દ્રિય પદાર્થના જેવા જ પ્રત્યુત્તર આપી શકે તો બન્ને વર્ગમાં એક જ જાતનું જીવન છે એમ સાબીત થાય છે અને ભૌતિક અને રાસાયનિક વિકાર સિવાય કોઈ ગુપ્ત જીવન બળનું અસ્તિત્વ માનવું એ ભ્રમરૂપ છે એમ ઠરે છે.

સજીવ અને નિર્જીવ સૃષ્ટિની એકતા સાબીત કરવાને માટે ડૉ. બોસ કલાઇના ઉપર પ્રયોગ કરે છે અને સિદ્ધ કરે છે કે ધાતુને થાક લાગે છે ધાતુને ઝેર આપવાથી તેનું મરણ નીપજે છે. પ્રકાશ, ગરમી, રાસાયનિક તત્ત્વની જે અસર પ્રાણી અને વનસ્પતિ ઉપર થાય છે તેવી જ અસર ધાતુ ઉપર થાય છે ધાતુના પ્રત્યુત્તર સેન્દ્રિય વસ્તુના જેવા જ છે અને તેમના પ્રત્યુત્તરના જે વાંક પડે છે તે સજીવ સૃષ્ટિના જેવા જ છે આવી શાસ્ત્રીય રીતથી નિઃસંશય રીતે સિદ્ધ થાય છે કે પ્રાણી વનસ્પતિ અને ખનિજ અથવા સેન્દ્રિય અને નિરિન્દ્રિય સૃષ્ટિનો જે ભેદ એક જાતિનો ગણવામાં આવ્યો હતો તે વસ્તુતઃ છે નહિ. વિશ્વનો કાર્ય કારણનો અબાધિત નિયમ સર્વત્ર એક જ રીતે પોતાનું કામ કર્યા કરે છે.

ધર્મ પક્ષે વિશ્વની જે એકતા માનવામાં આવે છે તે ચૈતન્યની છે પણ વિજ્ઞાન દૃષ્ટિથી જોતાં જે પ્રકૃતિનું ઐક્ય સિદ્ધ કરવામાં આવે છે તે જડ પદાર્થનું છે કે ચૈતન્યનું છે એવી શંકા આ પ્રસંગે થવાનો સંભવ છે. વિજ્ઞાનના સિદ્ધાંત મુજબ કોઈ પદાર્થ ભિન્ન ભિન્ન શક્તિના આવિર્ભાવ સિવાય અન્ય નથી. અને આ જુદા જુદા બળ તે કોઈ એક શક્તિના રૂપાંતર છે તેથી વિશ્વમાં શક્તિના એકીકરણ ને વિસર્જન સિવાય બીજું કશું નથી જેને આપણે અમુક સંજ્ઞા આપી પરંતુ વસ્તુ ધારીએ છીએ તે શક્તિનું અમુક પ્રકારનું પરિણામ છે. સર્વત્ર શક્તિનો આવિર્ભાવ છે અને તેની ગતિ યંત્રવત્ છે તેથી એક શક્તિ સિવાય અન્ય કાંઈ ધારવું એ અશાસ્ત્રીય છે, પણ આ શક્તિ જડ છે કે ચેતન છે એ પ્રશ્ન ઘણો ગંભીર છે અને તેના નિર્ણય ઉપર જીવનના હેતુનો આધાર છે. જડવાદી પરમાણુ અને તેની યંત્રવત્

ગતિ સિવાય અન્ય કંઈ ધારી શકે નહિ. દરેક વસ્તુ, બનાવ, અને જીવની ક્રિયા કેવળ યંત્રવત્ નિયમથી થાય છે એવો વિજ્ઞાનનો સિદ્ધાંત ગ્રહણ કરવાને કોઈ વાંધો નથી, પણ તે ઉપરથી ચૈતન્યનું અસ્તિત્વ નથી એમ સિદ્ધ થઈ શકતું નથી. ઉલટું એમ પ્રતિપાદન થઈ શકે છે કે સર્વે વસ્તુ ચૈતન્યનો આવિર્ભાવ છે, કારણ કે આ દૃશ્યમાન જગત્ એ સર્વેશઃ નથી પણ તેના અધિષ્ઠાન તરીકે કોઈ તત્ત્વ સ્વીકારવાની આપણને આ પણ માનસિક બંધારણને લીધે જરૂર પડે છે. આ અધિષ્ઠાન જડ છે કે ચૈતન્ય છે તે નક્કી કરવાનો અધિકાર વિજ્ઞાનનો નથી. દેશકાળ અને કાર્ય કારણના નિયમથી પરિમિત પદાર્થને બનાવનો પ્રદેશ વિજ્ઞાનનો છે ઇન્દ્રિયાતીત વસ્તુનો નિર્ણય કરવાનું કામ તત્વજ્ઞાનનું છે. તેથી જે શક્તિનો આવિર્ભાવ વિશ્વમાં સર્વત્ર જોવામાં આવે છે તેનો અનુભવ આપણે આપણા હૃદયમાં કરીએ છીએ તેથી આપણા આંતર અનુભવની દૃષ્ટિથી જો આ એક શક્તિનો નિર્ણય કરીએ તો તે ચૈતન્ય ઠરે છે* જે એક શક્તિનું રૂપાંતર સર્વ પદાર્થ છે તે જ ચૈતન્યનો આવિર્ભાવ છે. જ્યારે વ્યાવહારિક જગત (Phenomenal) માં યંત્રવત્ એકતા સિદ્ધ થાય છે તેથી પારમાર્થિક ( Noumenal ) એકતા જડ છેઃ એમ સાબીત થઈ શકે નહીં પણ ઉલટું આપણા હૃદયમાં અનુભવાતું ચૈતન્ય તે છે એમ સિદ્ધ થાય છે અને સર્વ પદાર્થ સંભવાદિ ચૈતન્યનો આવિર્ભાવ છે એમ ફલિત થાય છે.

મુળજીભાઈ હીરાલાલ ચોકશી.

---

*All goes to show that the Soul in man is not an organ, but animates and exercises all the organs; is not a function like the power of memory of calculation, of comparision but uses these as hands and feet, is not a faculty but a *light*, is not the Intellect or the Will but the master of the intellect and the will; is the back ground of our being in which they lie—an immensity not possessed and that cannot be possessed. From within or from behind, a light shines through us upon things and makes us aware that we are nothing but the light is all."

*Emerson.*

§ "अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्." भ. गी १३. १६.

# જહાંગીર અને તુઝુકે જહાંગીરી.

( અનુસન્ધાન પૃષ્ટ ૨૫૭ થી )

જહાંગીર સૂક્ષ્મ વિચાર કરવામાં, કુશાગ્ર બુદ્ધિ, ચાતુર્યમાં અને ગુણ દોષની ટીકા કરવામાં એટલો બધો પ્રવીણ હતો કે ગમે તેવી કૃત્રિમ વસ્તુ પણ પ્રયત્નથી મૂકી હોય તો તે ફાવતો નહિં. એક વખત મુકરબ તૈમુરની એક છબી લાવ્યો, જે યુરોપથી લાવવામાં આવી હતી. સાધારણ લોકવાયકા એવી હતી કે તૈમુરની કોન્સ્ટેન્ટીનોપલના ખ્રિસ્તીઓ સાથે લડાઈમાં થઈ ગયેલી ફતેહને લીધે ત્યાંના રાજાએ સુલેહ કરવા અર્થે તૈમુર પાસે એક એલચી મોકલ્યો અને તેની સાથે એક ચિત્રકારને પણ રવાના કરવામાં આવ્યો જેણે તૈમુરની છબી ચીતરી અને આ ચિત્ર તે જ હતું. પરંતુ જહાંગીર ચતુર પરીક્ષક હતો, તે મૂળ ચિત્ર હશે કે નહિં તેને વિષે તેને સંશય પડ્યો અને તપાસ કરાવતાં તેનો સંશય ખરો ઠર્યો.

જહાંગીર ગુણ દોષ પરીક્ષક હોઈ જ્યારે કોઈ પણ નવિન વસ્તુ તેને હાથ લાગતી ત્યારે તે તેના કુદરતી ગુણ કરતાં કઈ બાબતમાં વિરૂદ્ધતા દર્શાવે છે અથવા તેના સ્વાભાવિક ગુણ કરતાં તેનામાં કયા ઓછા અથવા વિશેષ ગુણો આવેલા છે અને કઈ કઈ બાબતોમાં તે સૃષ્ટિક્રમવિરૂદ્ધ છે વગેરે જાણવાની અતિ હોંશ ધરાવતો. આને લીધે તે ઘણાંક ઝાડ, ફળ, ફુલ અને પ્રાણીઓ વિષે ઊંડી શોધ કરાવી જે જે વસ્તુ અસ્વાભાવિક માલૂમ પડતી તેની પોતાના પુસ્તકમાં નોંધ રાખતો. એ લખે છે દાડમ ૪૦ તોલા સુધી અને સક્કરજન ૨૪ તોલા સુધી વજનમાં હોઈ શકે. આ બન્ને ફળ ફરાહથી લાવવામાં આવ્યા હતાં. ફતેહપુરથી એક તડબુચ લાવવામાં આવ્યું જે તોલ કરાવતાં ૭૭ શેર વજનમાં થયું. રાજ્યાભિષેક પછી ૧૧ મે વર્ષે જ્યારે જહાંગીર શેખુપુર ગયો ત્યારે એક અસ્વાભાવિક કદ અને દેખાવનું ઝાડ તેના જોવામાં આવ્યું. તેનું માપ કઢાવતાં જણાયું કે તેની પહોળાઈ ૧૮ ગજ હતી અને મૂળથી તે થડ સુધીની ઉંચાઈ ૧૨૮ ગજ હતી. જટાઓ જે પૃથ્વીમાં પ્રવેશ કરી ઝાડ બની ગઈ હતી તે ૨૦૩ લાંબી હતી. એક ડાળ જે હાથીદાંત પેઠે બહાર નીકળી આવી હતી તે ૪૫ ગજ લાંબી હતી. આજ વર્ષે એક વિલક્ષણ ખજુરનું ઝાડ જોવામાં આવ્યું જે ૬૦ ગજ સુધી ઉંચાઈએ જઈ બે ડાળીઓમાં ફંટાઈ ગયું હતું, અને દરેક ડાળી દસ દસ ગજ લાંબી હતી. જહાંગીરે ચિત્રકારોને આ વૃક્ષની છબી ચીતરવાની આજ્ઞા કરી તે છબીને જહાંગીરનામામાં દાખલ કરી. આ ઉપરાંત અનેક દષ્ટાંતો છે જેનો આ નાનકડા વિષયમાં સમાવેશ થઈ શકતો નથી.

### વીરત્વ.

ઘણે અંગ્રેજી ઐતિહાસિક લેખકોએ જહાંગીરને જે ઉંધા ચક્ષુઓ વતે નીહાળ્યો છે, તે ચક્ષુવડે તો તે એક મદમસ્ત અને મોજશોખી માણસ જ દેખાય છે પરંતુ પ્રાચિન ઈતિહાસના અભ્યાસ દ્વારથી તેનું વીરત્વ અને પુરાતન દ્રષ્ટિગોચર થાય છે. જહાંગીર તેજ શુરવીર તૈમુરનો વંશજ અને મહાન અકબરનો પુત્ર હતો. જે તુરકસ્તાનથી એકલી જ

વાતમાં ગુસ્સે થઈ ગયો હતો કે તે એક વખત વાઘના તંબુમાં આવી જવાથી નાશી ગઈ હતી. મહોબતખાંન જ્યારે દગો દઈ ૭૦૦૦ રજપુતોને મળી ગયો અને જહાંગીરને ઘેરી લીધો જ્યારે જો કે તે એકલો હતો છતાં, મહોબતખાંનનું માથું ધડથી જુદું કરી નાંખવાના ઇરાદાથી તરવારપર હાથ નાંખતો, પરંતુ સલાહકારોએ તેને તે વખત રોક્યો અને કહ્યું કે આ ધૈર્ય અને દીર્ઘદ્રષ્ટિનો સમય છે. એક વખત વાઘને તેણે બંદુકના કુંદાથી મારી નાંખ્યો. પોતે લખે છે કેઃ—

"વાઘ પુનઃ ક્રોધમાં ઉભો થઈ હાથીની પછવાડે આવ્યો અને તત્કાળ બંદુક મુકી દઈ તરવાર કાઢવાનો મને વખત મળ્યો નહિં. . તેથી બંદુક ફેરવી પગપર બેસી જઇ બે હાથથી બંદુકના માથાનો એટલા જોરથી પ્રહાર કર્યો કે વાઘ તેના જખમથી ચક્કર ખાઇ જમીનપર પડયો અને તરત જ મરણ પામ્યો."

જો કે જહાંગીર શહેનશાહ હતો અને સર્વ વસ્તુઓ તેના લાલન પાલનને માટે એક શબ્દ બોલતાં પહેલાં જ હાજર થતી, જો કે તેના વૈભવનો સર્વ પૂર્ણ કળામાં પ્રકાશતો હતો, તેની જાહેરજલાલીનાં રણશીંગ દેશોદેશ વાગી રહ્યાં હતાં, તેની ઇચ્છાઓ પરિપૂર્ણ થવામાં કોઇ પણ વસ્તુની કમી નહોતી, પૃથ્વી અને આકાશ તેને સુખ અને આરામ આપવાને પારણાં રૂપ થઇ રહ્યાં હતાં છતાં તેનામાં ઉદ્યોગપરાયણતા અને ખંત જોવામાં આવતાં જે ગુણો તેના બાપદાદાઓમાં અમૂલ્ય રત્ન રૂપે પ્રકાશતા હતાં. ભર દરીયે જાળ લઇ ઉતરવું અને માછલીઓનો શિકાર કરવો તે કાંઇ નાનીસુની વાત નથી અને માછીઓ સિવાય બીજાને આવડતું પણ નથી. પરંતુ જહાંગીર શહેનશાહ છતાં આવી કસરતને અનિષ્ટ સમજતો નહોતો બલ્કે તેનો ઘણો જ શોખ ધરાવતો હતો. તે લખે છે કેઃ સર્વે જાળમાં ઉત્તમ 'સફરે' જાળ જેને હિંદી ભાષામાં 'ભવર જાળ' કહે છે તે મેં કોઇ દિવસ નાંખી નહોતી અને જાળ નાંખવી તે સહેલું કામ નથી. તેથી આ જાળ મારે પોતાને હાથે નાંખી દસ બાર માછલીઓ પકડી, તેમનાં નાકમાં મોતી પરોવી પાછી તેમને પાણીમાં છોડી દીધાં.

એક વખત બગીચામાં દરબાર ભરાયો હતો. બગીચામાં ચાર ગજ પહોળી નહેર હતી જહાંગીરે દરબારીઓને આ નહેર કુદી જવાનો હુકમ કર્યો પરંતુ કોઇ કુદી શકયું નહિ. કદાચ પોતે ફળીભૂત થાય એ વિચારથી કુદકો માર્યો અને સઘળાની અજાયબી વચ્ચે તે નહેર કુદવાને શક્તિવાન થયો તે લખે છે કે "હું પોતે પણ કુદ્યો પરંતુ જે ચંચળતાથી ૩૦ વર્ષની વયે કુદ્યો હતો તે ચંચળતાથી મારાથી ૪૦ વર્ષની વયે કુદી શકાયું નહિ."

કાબુલમાં સાત બગીચા દૂર દૂર સ્થળે આવેલા છે. જહાંગીરે આ સર્વે બગીચાની એક જ દિવસે પગે ચાલી સહેલ કરી અને પોતેજ ઝાડ ઉપર ચઢી તોડી તોડી ફળ ખાધાં અને વળી લખે છે કે આ પ્રમાણે ફળ ખાવામાં એક જાતનો અસાધારણ આનંદ સમાયલો છે. તરવાર ફેરવવાની કળા જહાંગીર મુરતુઝાખાંન પાસેથી શીખ્યો હતો. આ સમયે આ કળામાં મુરતુઝાની બરોબરી કરી શકે તેવો કોઇ માણસ નહોતો. જહાંગીરે ગાદીએ આવતાં જ તેને 'વરછીસખાન'નો ખિતાબ આપ્યો.

તેમની પંક્તિના શ્રેષ્ઠ જનોના કાર્યેનું અનુકરણ કરવું તે સર્વે મનુષ્યમાં એક સામાન્ય

ગુણુ રહેલો છે. અવશ્ય કરીને તેમાં રાજવંશી અને ધનાઢ્ય પુરૂષોનાં કર્મ તો ગમે તેવાં નજીવાં હોય તથા તેમાંથી કોઇ પણુ જાતનો ફાયદો થતો નહોય છતાં તેનું અનુકરણુ કરવામાં, નાના તેમજ મોટા ગરીબ તેમજ તવંગર લેશ માત્ર પણુ અચકાતા નથી. તેઓ એમ સમજે છે કે આવા પુરુષો જે કાંઇ કરે છે તે સર્વ અલૌકિકજ હોય છે અને તેનું અનુકરણુ ગમે તેવાં ગંભીર પરિણામો લાવનારૂં હોય છતાં મોટા તેમ જ ખરા સ્વરૂપમાં આવકારથી વધાવી લેવામાં આવે છે. આવા પુરૂષોનાં લક્ષણો જો સ્તુતિપાત્ર હોય તો પ્રજાને તેમના અનુકરણુથી ઘણોજ લાભ થાય છે.

જહાંગીરને શિકાર કરવાનો ઘણો શોખ હતો તેથી તેની પ્રજામાં પણ આ વિનોદ સર્વને રૂચીકર થઇ પડયો હતો. તેના સમયમાં બહાદુરી અને શુરાતન એટલાં બધાં જોવામાં આવતાં કે વાઘનો શિકાર તો કેવળ સાધારણ જણાતો હતો. તેના ગાદીએ આવ્યા પછી એક વાઘ તેના પર તુટી પડયો હતો. અને અનોપરાય નામના શુરા રજપુતે તેની સામે થઇ તેને તાબે કર્યો હતો. તે વિષે જહાંગીર લખે છે:—

'અનોપરાય ત્રીપાઇ છોડી વાઘ તરફ ધૂર્યો વાઘે જહાંગીર તરફથી ફરી તેટલી જ ભયંકર રીતે અનોપરાય તરફ હુમલો કર્યો. રજપુત બહાદુરીથી વાઘની સામે થયો અને પોતાની લાકડીથી ત્રણુ ચાર જબરજસ્ત પ્રહાર કર્યા. વાઘે મ્હોં પહોળું કરી અનોપના બન્ને હાથ અંદર લીધા, પરંતુ અનોપે અતિશય બળ વાપરી છુટા કર્યા અને ઉગ્રપણાથી વાઘને મગજ ઉપર બે ત્રણુ મુક્કી લગાવી અને યુક્તિથી ખરા જઇ જમણુા પગના બળે ઉભો રહી વાઘને વળગી પડી બે કુસ્તી કરનાર પેઠે એક બીજા જમીન ઉપર આળોટવા લાગ્યા. આખરે અનોપે જય મેળવ્યો. તેને 'વાઘ મારનાર સરદાર'નો ખિતાબ મળ્યો.

રાજ્યાભિષેક પછી ૧૧ મે વર્ષે ચોરોએ શાહી ખજાનાપર છાપો માર્યો અને તીજોરી લુટી લીધી. કેટલાક દિવસ વીત્યાબાદ તેમનો પત્તો લાગ્યો. જહાંગીરે ચોરોને હાથીના પગ તળે ચગદી નાંખવાનો હુકમ આપ્યો. (આવી સખ્ત સજા અમુક માણુસનું મુખ્ય કર્તવ્ય ગણુાતુ નહોતું પરંતુ તે સમયની સજાની રૂઢી જ એવી હતી.) ચોરોના સરદારે વિનંતી કરી કે આપ મને હાથીના પગ તળે ચગદાવી નાંખો તેના કરતાં જો મને રજા આપો તો હાથીની સાથે લઢી મારી કળા બતાવું. જહાંગીરે તેમ કરવાની રજા આપતાં તે ખંજર લઇ હાથી તરફ ધસ્યો. હાથીએ કેટલીક વખત તેને સુંઢમાં પકડી પકડી દૂર ફેંક્યો પણુ ચાલાક સરદાર એવી ચંચળતાથી ભોંયપર પડતો કે હાડકાંને અડચણુ ન પડે અને તરત જ ઉભો થઇ હાથી સામે ધસતો અને હુમલો કરતો તે એટલે સુધી કે હાથીને લઢવાની હિંમત રહી નહિં અને તે બહાદુર સરદાર વિજયી થયો. હાથી હાર્યો અને સરદાર જીત્યો.

## અદલ ન્યાય અને પ્રજાનું પાલન.

લોકો તો એમ કહે છે કે જહાંગીરને મોજશોખ એશઆરામ, સુખ સાહિબી અને વિષયભોગ શિવાય કાંઈ પણુ પ્રવૃત્તિ નહોતી. પણુ ઐતિહાસિક દૃષ્ટાંતોથી તો એમ માલૂમ પડે છે કે તેનો અદલ ન્યાય, તેનો પ્રજા તરફનો પ્રેમ અને તેમના કલ્યાણુાર્થે લેવામાં આ-

વતા ઉપાયોમાં મહાન અકબર શિવાય કોઈ પણ રાજા તેની બરોબરી કરી શકે તેમ નથી. આનો પુરાવો આપણે તફસીલવાર ઐતિહાસીક વિગતો અને મહાન લેખકોએ તેના વિષે આપેલા સર્વ માન્ય મત ઉપરથી આપી શકીએ પરંતુ જે પુરાવો તુઝકમાંથી મળે તેજ મેળવવા આપણે તે પુસ્તકની બહાર જઈશું નહિં.

જહાંગીર પોતાના નામવર પિતાની પેઠે ઘણી જ ઓછી ઉંઘ લેતો અને રાત્રી દિવસ મળી ફક્ત ત્રણ કલાક નિદ્રાવશ થતો. પોતે જણાવે છે કે:—

"પરમ પ્રભુની કૃપાથી મને એવી ટેવ પડી ગઈ છે કે સાંજથી સવાર સુધીમાં મધ્યપાનના સમય સહિત માત્ર બે ત્રણ કલાક મારા અમૂલ્ય વખતમાંથી નિરર્થક જાય છે. આમાં બે ફાયદા દૃષ્ટિગોચર થાય છે; એક તો દેશચર્યાની માહિતી અને બીજો પરમેશ્વરની યાદમાં અંતઃકરણ લયતિ." ગુજરાત અને અમદાવાદનું પાણી તેને માફક આવ્યું નહિ. અધુરામાં પુરૂં જ્યારે તે અમદાવાદ આવ્યો ત્યારે અતિશય તાપ પડતો હતો, પવન જોરથી ફુંકાતો હતો અને વરોળીઆ આવે ધુળ એટલી ઉડતી કે આંખો પણ પુરાઈ જતી. જહાંગીરે આ ઉપરથી અમદાવાદને 'ગીરદાબાદ'નું ઉપનામ આપ્યું અને વળી તડકાને લીધે તેને 'જહનમ આબાદ' પણ કહેતો. આ સઘળું છતાં ગુજરાતના રાંક લોકોને દાદ આપવાને ભર તડકે ખ્વાફીકાજે ચોબદાર, છડીદાર વગેરે સર્વ પ્રકારનો દખલો દૂર કરી દરબાર ભરતો અને નિર્દોષ નિરાધારોને ન્યાય આપી તેમને અસંખ્ય સંકટોમાંથી મુક્ત કરતો. 'તુઝક'માં પોતે દર્શાવે છે કે:—

"આ શહેરના રહેવાસીઓ અત્યંત દુર્બળ અને રાંક છે; તેટલા માટે તેમને લશ્કરના કેટલાક સિપાઈઓ તરફથી તેમની માલ મિલકત પ્રત્યે કરવામાં આવતા ઉપદ્રવો અને તેમની શરમથી કાઝી અને ન્યાયાધીશોથી કરવામાં આવતા ગેરઈન્સાફથી તેમનું રક્ષણ કરવાને અર્થે જે દિવસથી મને આ શહેરમાં આવવાનું સુખ સંપાદન થયું છે તે જ દિવસથી અતિશય ઉષ્ણતા અને તાપ પડતા છતાં પણ દરરોજ બપોરની આર્થના થઈ રહ્યા પછી ત્રણ વાગે નદી કીનારે આવેલા ઝરૂખામાં ચોપદાર, છડીદાર વગેરે તરફની કોઈ પણ પ્રકારની રોકાણ સિવાય આવી બેસતો અને અરજદારોની ફરીયાદો સાંભળી યથાયોગ્ય ન્યાય આપતો. જુલમીઓને ગરીબ પ્રજા પ્રત્યે તેમણે ગુજારેલા જુલમો અને અપરાધના પ્રમાણમાં ન્યાયદ્રષ્ટિથી યોગ્ય સજા કરતો." એટલું તો સર્વે માન્ય છે કે ન્યાય અને ઈનસાફમાં જહાંગીરની કીર્તિ અતુલ્ય અને સર્વોત્કૃષ્ટ છે. આ બાબતમાં રાય તેમજ રંક, ગરીબ કે તવંગર મોટામાં મોટો ઓહ્દેદાર કે હલકામાં હલકો સિપાઈ સર્વે એની દૃષ્ટિ આગળ સમાન હતા. નુરજહાંએ જહાંગીરની જીંદગીના છેલ્લા ભાગમાં તેના મીજાજ ઉપર પણ કાબુ મેળવ્યો હતો તો પણ તેણે નુરજહાંનને સ્પષ્ટ કહી દીધું કે ન્યાયની બાબતમાં તેણે કોઈ પણ પ્રકારે વચ્ચે આવવું નહિ તેમજ સહિસીફારસ લાવવી નહિ. હું તે બાબતમાં તેની જરાપણ ગણના કરીશ નહિં. રાજકીય બાબતોમાં મુકરબખાંનથી કોઈ પણ બરોબાદર માણસ દરબારમાં નહોતો અને સર્વે બાબતોમાં તેજ કર્તા હર્તા હતા. તેને આપણે દરબારનો સ્તંભ કહીએ તો પણ ખોટું લેખાશે નહિ. એક વખતે ખાંનના ચાકરો એક વૃદ્ધ ડોશીની રૂપવાન દીક-

રીતું હરણ કરી ગયા અને તેને દૂર દેશમાં મોકલાવી દીધા આ વાત પોતાના અમલદારમાં છતાં તે વિષે જહાંગીરને ખબર આપી નહિં. પોતાના ઉપર ગુજરેલા જુલમની ફરીઆદ તે ડોશીએ જ્યારે જહાંગીર પ્રત્યે કરી ત્યારે તેણે દીર્ઘદૃષ્ટિથી તેની તપાસ કરી. મુકરબના નોકરોને કતલ કરાવ્યા અને તેના હોદ્દો પણ ઘટાડી દીધો. અને મુકરબ તરફથી તે ડોશીને વર્ષાસન મળે તેવો હુકમ આપ્યો.

જહાંગીર નુરજહાંના રૂપ ગુણથી ઘેલો બન્યો હતો તે સર્વ માન્ય વાત છે. તે નુરજહાં વિના એક ક્ષણ પણ રહી શકતો નહિં. આ નુરજહાંનને પણ તેણે ન્યાયને ખાતર કતલ કરાવી નાંખવાનો હુકમ આપ્યો હતો.

એક સમયે નુરજહાંન અગાશીના ચોગાનમાં આમતેમ ફરી રહી હતી. બનવા કાળે એક વટેમાર્ગુએ નજર ઉંચી કરી તેની સામું જોયું. નુરજહાં આથી ઘણી જ ક્રોધાયમાન થઈ અને બંદુક ઉપાડી તેના ઉપર બહાર કર્યો. માણસ તરત જ મૃત્યુને આધીન થયો. જહાંગીરને ખબર કરતાં જ આજ્ઞા કરી કે આ બાબત વિષે તપાસ કરવી. કાજી આગળ કેસ ચાલતાં નુરજહાંનનો ગુન્હો સાબિત થયો અને કાજીએ બદલો લેવાનો ચુકાદો આપ્યો. જહાંગીરે હુકમ કર્યો કે મહેલમાં જઈ નુરજહાંનને પકડી લાવવી અને જલ્લાદને હવાલે કરવી. નુરજહાંએ પહેરેગીરોને છુટા થવાની ઘણીએ લાલચ બતાવી પરંતુ જહાંગીરના અદલઈનસાફથી સર્વ કોઈ માહિતગાર હોવાને લીધે કોઈ એકનું બે થયું નહિં. આખરે નુરજહાંને મરનારના વારસને બોલાવી ઘણી જ આજીજી સાથે "ખુન બહા" ( Blood money ) લેવાની વિનતી કરી આખરે બે લાખ રૂપીઆ બદલો લઈ નુરજહાંને માફી આપવા કબુલ થયો. અને જહાંગીરને કહ્યું કે હું માફી આપવાને તૈયાર છું. જહાંગીરે કહ્યું કે હલાય બેગમ તરફથી તમને દબાણ કરવામાં આવ્યું હશે પરંતુ તે લોકોએ તેને ખાતરી કરી આપી કે એમાંનું કશું બન્યું નથી. તેણે તેને બંધન મુકત કરવાનો હુકમ આપ્યો. સઘળું થઈ રહ્યા બાદ જ્યારે મહેલમાં પાછો ફર્યો ત્યારે પ્રેમના પ્રભાવથી ગદગદ કંઠે નુરજહાંનને કહેવા લાગ્યો. 'હાય બેગમ! જો તેઓ તને મારી નાંખત તો હું શું કરત!' જહાંગીર સર્વ આજ્ઞાઓમાં લોક સગવડતા અને સાર્વજનિક લાભોપર પ્રથમ જ ધ્યાન આપતો. કોઈ પણ જો પ્રજાને પાળવાને કઠણ પડતો તો તરત જ તે રદ કરવાનો હુકમ આપતો. તખ્તનશીન થયાને પેહેલે જ વર્ષે જહાંગીરે સર્વ તોલ માપ અને સિક્કાઓના વજનમાં વધારો કરવાની આજ્ઞા કરી પરંતુ જ્યારે તેને માલુમ પડ્યું કે મહોર અને રૂપીઆના વજનમાં ફેરફાર કરવાથી વેપારીને લેવડદેવડમાં ઘણી જ અગવડ આવી પડશે કે તરત જ પોતાનો હુકમ રદ કર્યો. તે લખે છે કેઃ—"દરેક વિષયમાં પ્રજાનો સંતોષ અને આરામ પ્રથમ જ જોવાં જોઈએ."

અદલ ન્યાય ઉપરાંત બહાદુર જહાંગીરમાં પરોપકારવૃત્તિ દાન, દયા અને ઉદારતા જેવા અત્યુત્તમ ગુણો જોવામાં આવતા. સફરમાં જ્યાં જતો ત્યાં ત્યાં કંગાલ ગરીબોને તેમજ ફકીરોને છુટે હાથે દાન કરતો. અકબર કેટલીવાર વર્ષમાં બે વખત પોતાની કીમતી ધાતુથી તુલા કરાવતો—એક વખત સુર્યમાન સૌર વર્ષના પહેલે દિવસે કુંવરોની તુલા વર્ષમાં એક વખત થતી અને સઘળું ગરીબોમાં વહેંચવામાં આવતું જહાંગીર પહેલ વહેલો દરીએ જોવા ગુજરાત આવ્યો ત્યારે

એક લાખ રૂપીઆ શહેર અને ગામના રસ્તાઓમાં નિર્ધનોને વહેંચી આપ્યા. તે લખે છે કે "કોઈ પણ રીતે પ્રજાને ફાયદો કરવા તરફ મારું દીલ દોરાયલું છે. અમદાવાદમાં સઘળા નિર્ધન પુરૂષોને પોતાની પાસે અને કંગાલ સ્ત્રીઓને હરમમાં બોલાવી તેમને પુષ્કળ ધન આપતો અને ભીડ ભાગતો. વળી દર્શાવે છે કેઃ-" હું ઘણા વર્ષ પછી અમદાવાદ આવેલો હોવાને લીધે મારી રાજ્યની પદવીને શોભાવે એવો મુખ્ય હેતુ હોવો જોઈએ. મારા દાનથી કોઈ પણ માણસ બાકી રહી જાય નહિં. પ્રભુ મારો સાક્ષી છે કે મારા કર્તવ્યમાં હું પાછો પડયો નથી અને આ ફરજ બજાવવામાં મેં કોઈ પણ જાતનો આરામ લીધો નથી. જો કે અમદાવાદની મુલાકાતથી મને હર્ષ ઉત્પન્ન થયો નથી છતાં મને એટલો તો સંતોષ થયો છે કે મારા અહિં આવવાને લીધે અસંખ્ય નિર્ધનોને લાભ ગયો છે."

## જહાંગીરની રાજ્યનીતિ.

અકબર અને જહાંગીરની રાજ્યકીય નીતિ ઘણાક વિષયોમાં મળતી આવે છે. હિંદુ અને મુસલમાન બંનેને સરખા હક આપવામાં બન્ને ઉપર એક જ પ્રકારની રાજ્યનીતિ ચલાવવામાં, બન્ને એક સરખા મત ધરાવતા હતા; પરંતુ અકબરનું એમ ધારવું હતું કે હિંદુ મુસલમાન બંનેને એક જ પંક્તિપર મુકવા માટે, તેમના ધર્મને ઉત્તેજન આપવા અર્થે, માણસે પોતાનો ધાર્મિક જુસ્સો અને ધાર્મિક લાગણીઓને સમાવી દેવી જોઈએ અને ધાર્મિક ભાવનાથી ખીલતા આત્મિક રંગને ઓછો કરી નાંખવો જોઈએ. અકબરને દરેક ધર્મ ઉપર આસ્થા હતી, તે હિંદુ, પારસી, ખ્રિસ્તી વગરે દરેક ધર્મના બહારનાં આચરણ અને ક્રિયાઓ પાળતો. તે સવારે સૂર્યોદય સમયે પાણી ચઢાવતો, સાંજરે સંધ્યાકાળ સમયે દીવાને માન આપતો; ઈસુખ્રિસ્ત અને મરીઅમની છબીઓ આગળ મસ્તક નમાવતો; પરંતુ જહાંગીર એમ સમજતો હતો કે કોઇ પણ માણસ પોતાના ધર્મમાં રહીને, તેમાં પૂર્ણ માન્યતા રાખીને, પોતાના ધર્મની ક્રિયાઓ પાળીને પણ પારકા ધર્મવાળા તરફ માનની લાગણીથી જોઇ શકે છે. તે એમ ધારતો હતો કે પોતાના ધર્મમાં ખરા અંતઃકરણથી ધર્મ ચુસ્ત થઇને પણ પારકા ધર્મવાળાઓને પોતાના ધર્મવાળાઓ બરાબર હકો આપી શકાય છે. આ બિનાપર આપણે જાણીએ છીએ કે તે એક તરફ પંડીતો સાથે વાદવિવાદ કરતો હતો. અને બીજી તરફ રાજા માનસીંગને બંગાળાનો સુબો નીમી ૫૦ હજાર લશ્કરનો સેનાધિપતિ બનાવે છે. રાજા જગન્નાથને પાંચ હજારીનો ખિતાબ આપી શાદીઆનાં અને જડીત તરવાર ભેટ દાખલ અર્પણ કરે છે. રાણા શંકર, જે ઉદેપુરના મહારાણાનો ભત્રીજો થાય તેને ખીલ્લત બક્ષી ઉદેપુરના રણસંગ્રામમાં મોકલે છે અને વિક્રમાજીતને વિક્રમાદિત્યનો ખિતાબ અને મીર આતશીનો હોદ્દો અર્પણ કરી ૫૦૦૦૦ તોપોનો સરદાર બનાવે છે. જહાંગીરની આખી જીંદગી પર્યંત એવો દાખલો બન્યો નથી જેમાં ધાર્મિક પક્ષપાતથી તેણે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે રાજ્યકીય બાબતોમાં ભેદ ગણ્યો હોય, પોતાના મહાન પિતાની *રાજ્યનીતિનું અનુકરણ કરી નીચેના શબ્દોમાં તેની પ્રશંસા કરી છેઃ-"* પરસ્પર વિરોધી અનેક ધર્મના લોકોને રાજ્યમાં દુનીયાના બીજા દેશોના રિવાજોને પ્રતિકૂળ થઈ ને પણ આશ્રય આપવામાં આવતો હતો. શીઆ પંથના લોકોને ઈરાન અને સુન્ની પંથના લોકોને રૂમ, હિંદુ-

સ્થાન અને તુરાન શિવાય અન્ય સ્થળે આશ્રય મળતો નથી પરંતુ પરમેશ્વરના વિસ્તીર્ણ દરબારમાં તો તમામ ધર્મ અને પંથના લોકોને આશ્રય છે જ. એમ સમજીને રાજ્યના સમુદ્ર કાંઠા સુધીના સર્વે આલસા રાજ્યમાં શુદ્ધ કે અશુદ્ધ (મુસલમાન કે તેનાથી બીજા) ધર્મ અને મતના લોકોને આશ્રય આપવામાં આવતો તો કોઈ પણ ધર્મવાળાને કોઈથી પણ મના થઈ શકતી નહોતી. શીઆ અને સુન્ની એક જ મસજીદમાં અને ફીરંગી તેમજ યાહુદી એક જ દેવળમાં ઈશ્વર પ્રાર્થના કરતા."

અકબરનો અમલ ઘણો જ સુલેહ શાંતિ ભરેલો હતો તેનું મુખ્ય કારણ એ હતું કે તેણે બળ અને કળથી પોતાની હિંદુ પ્રજાનાં મન મેળવી લીધાં હતાં. દેશી સંસ્થાનો સાથે લગ્નનો સંબંધ વધારી, તેમની વિદ્યા અને તેમના ધર્મ પ્રત્યે પ્રેમ ભાવના બતાવી, તેમનાપર પૂર્ણ ભરૂંસો રાખી, તેમને મોટા મોટા હોદ્દાઓ આપી તેમનો અતિ ઉપયોગી પ્રેમ સંપાદન કરી, તેમને રાજ્યમાં મદદગાર કરી લીધા હતા. જહાંગીરે રાજ્યાભિષેક થયા પછી પોતાના પિતાના પગલે જ ચાલવાનો નિશ્ચય કર્યો હતો. મરણ પર્યંત તે નિશ્ચય તેણે પાળ્યો પણ ખરો.

આપણે જો મોગલો અને હિંદુઓ વચ્ચેનો વાસ્તવિક સંબંધ જાણવા ઇચ્છીશું તો મુસલ્ફી ઈતિહાસો ઉપરથી આપણને સંતોષ મળશે નહિં. કારણ કે કેટલાક અભાનતીય ટીકાકારો એમ કહેશે કે મોગલોએ હિંદુઓને સર્વ પ્રકાર નાહક અર્પણ કર્યા, તેમને મોટી પદવીઓ આપી, ન્યાયના વિષયોમાં કોઈ પણ જાતનો તફાવત ગણ્યો નહિં, તે સઘળું માત્ર પોતાની રાજ્યનીતિને અનુસરી પોતાની સત્તા પ્રબળ કરવા માટે જ હતું. મોગલોને ખાત્રી હતી કે મુઠ્ઠીભર મુસલમાનો હિંદના આટલા મોટા ભવ્ય વિસ્તારપર અમલ કરી શકશે નહિં. અને તેટલા માટે અણછુટકે હિંદુઓની મદદ લેવાની જરૂર હતી. તેમનું કહેવું તદ્દન યથાર્થ છે તો પણ તુરક મુસલમાનોનાં સ્નેહભાવપર કેટલોક પ્રકાશ નાંખે છે. જહાંગીર રાજ્યકીય બાબતો શિવાય ઘરસંસારમાં પણ હિંદુઓ પ્રત્યે અનુપમ પ્રેમ ભાવ રાખતો. જ્યારે દરબાર છોડી ઘરમાં આવી બેસતો ત્યારે પોતાના ખાનગી જીવનમાં આદર્શ રૂપ થઇ પડતો. તેનામાં દરેક પ્રવૃત્તિઓ અને મનોભાવના પ્રકાશતી. આવી સ્થિતિમાં તેના અસલી ગુણદોષ જેમના તેમ દ્રષ્ટિગોચર થતા. હવે આપણે જોવું જોઇએ કે જ્યારથી મુસલમાની સત્તાના મહત્વવડે હિંદુ રાણીઓ મોગલોના અંતઃપુરમાં દાખલ થઇ ત્યારથી તેમને દાસીઓ અથવા સાધારણ રાખ તરીકે રાખવામાં આવતી હતી કે તેઓ તેમની વહાલામાં વહાલી અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અર્ધાંગનાઓ બની હતી. જહાંગીરની એક પત્ની રાજા માનસિંગની બહેન હતી, જે ખુશરૂની માતા થતી હતી. ખુશરૂની ઇચ્છા પોતાના પિતાની હયાતીમાં જ ગાદીપર બેસવાની હતી. તે કારણથી તે પોતાના પિતાને ઉપદ્રવ કરવા ઘણીવાર તૈયાર થઈ જતો. પરંતુ તેની માતા હમેશ તેને આવા વિચારથી વારતી પણ ખુશરૂ તે કહેવું માન્ય રાખતો નહિં. આખરે તે ગુણીયલ અને પ્રેમાળ સ્ત્રીનું મૃત્યુ પોતાના પુત્રની કુચાલને લીધે જહાંગીરની હયાતીમાં જ નીપજ્યું.

રાણીએ તો પોતાના પવિત્ર પ્રેમની શાબીતી આપી પરંતુ આ સુશીલ સ્ત્રીના મરણથી

જહાંગીરના મન ઉપર જે અપાર શ્રમ પડ્યો અને તેની જે ખિન્ન, શોકાતુર સ્થિતિ થઇ તેનું વર્ણન તુઝુકમાં તેના જ ખેદજનક શબ્દોમાં સાંભળવું જોઇએ.

"તેના મરણથી અમો બન્નેના સંયુક્ત પ્રેમને લીધે મારાપર વખત એટલો ભાર રૂપ થઇ પડ્યો હતો કે જીંદગી અને જીવનથી કોઇ પણ પ્રકારનો આનંદ રહ્યો નહિં. ચાર દિવસ અને રાત્રી મળી બત્રીસ પ્રહોર સુધી ઉગ્ર સંતાપ અને શોકથી કોઇ પણ જાતનું ભોજન અને મદ્યપાન મનને ભાવ્યું નહિં."

"જ્યારે આ વૃત્તાંત મારા પૂજ્ય પિતાને કાને ગયો ત્યારે તેમણે પ્રેમમય શબ્દોમાં, મારો શોક હરવાને દિલાસા ભરેલો પત્ર મોકલ્યો અને પોતે જ પહેરેલી સુખરૂપ પાઘડી મને મોકલાવી."

નિઃસંશય જહાંગીરનો નિસ્વાર્થ પ્રેમ અને પોતાની પત્ની પાછળ તો જીવલેણ બ-ળાપોઃતેના શુદ્ધ અંતઃકરણમાં વસતા નિર્મળ પ્રેમની સાક્ષી પુરે છે. ચાર દિવસનો સખ્ત ઉપવાસ રાણીનો પોતાના પ્રિયતમ પાછળ આત્મત્યાગ કરવો એ સ્પષ્ટ બતાવી આપે છે કે મુસલમાનોએ હિંદુઓ પર વિજય મેળવ્યો હતો એટલું જ નહિં પરંતુ હિંદુઓએ વિજયી ઉપર વિજય મેળવ્યો હતો.

## સાક્ષરો અને પંડિતોની કદર અને હિંદુ ધર્મ પ્રત્યે ઉદાર વૃત્તિ.

જહાંગીરને નાનપણથી વિદ્યા તરફ ઘણો જ પ્રેમ હતો. તેની મહત્તા જોઇ અકબર તેના પર ઘણો પ્રેમ ભાવ રાખતો. નાનપણથીજ તેને કેળવીને હવાલે કરવામાં આવ્યો હતો જેનાથી તેણે ઘણું જ્ઞાન સંપાદન કર્યું એશીઆઇ સલ્તનતોમાં જ્ઞાનનો પ્રચાર દેશના રાજ્ય-કર્તાની વિદ્વતાપર આધાર રાખે છે. જહાંગીર પોતે જ્ઞાની હોઇ જ્ઞાનીઓને આશ્રય આપતો પારસી ધર્મના પ્રવીણ વિદ્વાનો અને પંડિતોના સમાગમમાં આવતો, અને તેમની સાથેના સંબંધમાં બાદશાહને છાજતી સભ્યતા જાળવતો. વળી જહાંગીર મોટો ગુણદોષ પરીક્ષક હતો. તેથીઃકરી જેના સંબંધમાં તે આવતો તેને વિષે એક મોટા ટીકાકારને છાજતો અ-ભિપ્રાય આપતો. શેખ અબ્દુલ હક દેહેલવી વિષે તે લખે છે કે:—

"ઘણા વર્ષોથી દિલ્હીના એક ખુણામાં સંતોષથી એકાંત વાસમાં પોતાનો વખત નિર્ગ-મન કરે છે. તે ઘણો માનનીય પુરૂષ છે અને તેની સોબતી ફાયદાકારક છે. તેને ઘણા માન અને આદરસત્કારથી મેં રવાના કર્યો."

મીર અબ્દુલ હૈલાએ જ્યારે "ફરહંગે જહાંગીરી" અર્પણ કરી ત્યારે જહાંગીર તેનાથી ઘણો રાજી થયો અને એ ગ્રંથ વિષે નીચેના શબ્દોમાં વિવેચન કરે છે. "ખરે જ ઘણી મહેનત લઇ અતિશય શોધ કરી છે અને પ્રાચીન કાવ્યોમાંથી ટાંચણ કરી શબ્દ સંગ્રહ કર્યો છે. આવી જાતનું અત્યાર સુધી કોઇ પુસ્તક નથી. મેં ગ્રંથકારને એક સરસ હાથી અર્પણ કર્યો."

બીજો કયો ફારસી લેખક આ ગ્રંથનું અવલોકન કરી વધુ વજનદાર અભિપ્રાય આપી શકે? ફારસી શબ્દકોષમાં જેટલા ગ્રંથ તૈયાર કરવામાં આવ્યા છે તેમાં જહાંગીરના વખત

સુધી કોઇ પણ ગ્રંથકારે. પ્રાચીન કવિઓનાં કાવ્યોમાંથી ટાંચણ કરી અર્વાચીન કાળના સાહિત્યનો સંબંધ પ્રાચીન સાહિત્ય સાથે જાળવી રાખ્યો નહોતો, તેટલા જ માટે જહાંગીરે બીજા કરતાં "ફરહંગે જહાંગીરી" શ્રેષ્ઠ ગણી.

જહાંગીરને મુસલમાન વિદ્વાનો ઉપરાંત હિંદુ પંડિતોના સમાગમનો પણ ઘણો શોખ હતો. તે લખે છે કે રાજાઓ પ્રભુનો પડછાયો છે અને તેના બહોળા વિસ્તારમાં દરેક વર્ગના મનુષ્યો અને દરેક ધર્મ માનનારાઓનું રક્ષણ થવું જોઇએ. એક વખત તે જ્યારે મધ્ય હિંદુસ્થાનમાંથી મુસાફરી કરતો હતો ત્યારે શિવરાત્રીને દિવસે હિંદુ પંડિતો અને વિદ્વાનો એક જગાએ સાંસારિક વિષયો સંબંધી વાદવિવાદ કરવાને એકઠા થયા હતા. જહાંગીર પણ ત્યાં ગયો અને ધ્યાનથી તેમનું વિવેચન સાંભળ્યું. તે લખે છે કે—"રાતની ક્રિયાઓ બરોબર પાળવામાં આવી હતી અને મને નાખુશ કરે તેવું કાંઇ નહોતું."

જહાંગીરના સમયમાં જાદરૂપ નામે એક વિદ્વાન જતી ઉજ્જન પાસે આવેલી એક ઉજ્જડ પહાડની ગુફામાં રહેતો હતો. અહિંઆ ત્રણ માઇલ સુધી સ્વારી જઇ શકે તેવું સ્થાન નહોતું, છતાં પણ જહાંગીર વારંવાર પગે ચાલી તેની પાસે જતો અને તેની સાથે વાદ વિવાદ કરવામાં પોતાનો અમૂલ્ય વખત ગુજારતો. તે જ્યારે જાદરૂપનું વર્ણન કરે છે ત્યારે તેના શબ્દો બતાવી આપે છે કે જાદરૂપ પ્રત્યે શુદ્ધ અંતઃકરણનો ભાવ રાખતો છ૭ કલાક સુધી તેની સોબતમાં જહાંગીર રહ્યો છે. જહાંગીર પોતાની મુલાકાતનો હેવાલ નીચે મુજબ આપે છે. "વેદની વિદ્યા કે જે સુફીઓની વિદ્યા છે, તેનું તે સારૂં જ્ઞાન ધરાવે છે. મેં તેની સાથે છ કલાક સુધી વાતચીત કરી છે અને તેના શબ્દોએ મારા ઉપર ઘણી અસર કરી છે વળી તેને પણ મારી સોબતથી ઘણો આનંદ થતો."

તા. ૧ જુલાઇ ૧૯૧૧<br>અમદાવાદ.

"તાલીએ ઈદેમ."

---

આ ત્રણ સિવાય ચોથી અપ્રસિદ્ધ સ્ત્રી કવિ તે ઇન્દ્રાવતી છે. આ બાઇની કવિત્વ શક્તિ, ભાષા, અને વિચાર ઉત્તમ જણાય છે, અત્યાર સુધીમાં હેનું રચેલું ફક્ત એક જ પદ હાથ આવ્યું છે, ને તે બ્રહ્મજ્ઞાન સમ્બન્ધીનું છે. આ ઉપરથી આ બાઇને વેદાંતનું સારું જ્ઞાન હશે એમ ધારી શકાય છે.

વળી જાનકીબાઈ નામની સ્ત્રી કવિનું પણ એક પદ જડ્યું છે, તે કૃષ્ણ મહારાજની સ્તુતિ સમ્બન્ધીનું છે.

આ પાંચે સ્ત્રી કવિઓની કવિતા હજી સુધી જથાબન્ધ હાથ આવી નથી, તેથી હેમણે કેટલાં કાવ્ય રચ્યાં હશે, તે વિષે હાલ વિશેષ કાંઈ લખી શકાય તેમ નથી.

ઝઘડિયા.
જન્માષ્ટમી.
સં. ૧૯૬૭.

છગનલાલ વિદ્યારામ રાવળ.

---

## ચર્ચાપત્ર.

મે. "વસંત"ના તંત્રી—

આપના આષાઢ માસના અંકમાં "યુનિવર્સિટી માટે યોગ્ય શબ્દ કીયો" એ મથાળા નીચે જે ચર્ચા છે તે સંબંધે બે બોલ લખવા ઉચિત ધારૂં છું તે આપના આવતા અંકમાં પ્રસિદ્ધ કરવાની કૃપા કરશો.

ત્રણ શબ્દોમાંથી શારદાપીઠ રા. નરસિંહરાવે પસંદ કર્યો છે તે પ્રથમના બે શબ્દ કરતાં વધારે સુશ્લિષ્ટ છે એ વાત ખરી છે પરન્તુ જે વાંધો પ્રથમના બે શબ્દોમાં છે તે વાંધો આ શબ્દ માટે પણ છે. વિશ્વવિદ્યાલય અને સમસ્તશાલા એ બન્ને શબ્દો સ્થલસૂચક છે અને યુનિવર્સિટી શબ્દમાં મંડળની ભાવના છે; શારદાપીઠ શબ્દ પણ સ્થલસૂચક લાગે છે. જેમકે બુધવાર પીઠ (પેઠ)—અથવા દાણાપીઠ. એટલે શારદાપીઠ શબ્દથી યુનિવર્સિટીનો ખરો અર્થ સૂચવાતો નથી. પરન્તુ એમ તરજુમીયા શબ્દો ઉત્પન્ન કરવાનું શું પ્રયોજન? યુનિવર્સિટી કહેવાથી જેટલું સમજાય છે તેટલું શારદાપીઠ કે બીજા શબ્દથી નથી સમજાતું. રેલ્વે-સ્ટેશન એ શબ્દોનો તરજુમો કરી બીજો શબ્દ કરવાની જરૂર છે? અથવા લાભ છે? એમ તરજુમા કરવા તે વિશેષ નામના તરજુમા—જેવા કે લાલભાઇને Red Brother, અથવા સાંકડી શેરીને Narrow Lane કરવા જેવું છે. માટે હું તો ધારૂં છું કે જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં યુનિવર્સિટી શબ્દ જ વાપરવો.

મુંબાઈ.
સપ્ટેમ્બર
૧૯૧૧

કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ.

---

# નિરોગી મનુષ્યની ઉંચાઈના પ્રમાણમાં અમુક ઉમરે તેમનું કેટલા રતલ વજન જોઈએ.

નીચે ઉતારેલા આંકડાઓ "અમેરિકન ગુડ હેલ્થ" નામના ચોપાનીયામાં ડોકટર સાયમન્ડ્સે યુનીટેડ સ્ટેટ્સ અને કેનેડાના બે લાખ માણસોના વજન તપાસીપૂરી ખાત્રી કર્યા બાદ આપ્યા હતા. અને આનંદ પડવાથી તે આંકડાઓ "વસન્ત"ના હેત વાંચનારાઓ સંમક્ષ રજુ કર્યું છું.

| ઉમર. | ૧૫–૨૪ | ૨૫–૨૯ | ૩૦–૩૪ | ૩૫–૩૯ | ૪૦–૪૪ | ૪૫–૪૯ | ૫૦–૫૪ | ૫૫–૫૯ | ૬૦–૬૪ | ૬૫–૬૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ફુટ–ઈંચ | | | | | | | | | | |
| ૫—૦ | ૧૨૦ | ૧૨૫ | ૧૨૮ | ૧૩૧ | ૧૩૩ | ૧૩૪ | ૧૩૪ | ૧૩૪ | ૧૩૬ | ૧૩૦ |
| ,, ૧ | ૧૨૨ | ૧૨૬ | ૧૨૯ | ૧૩૨ | ૧૩૪ | ૧૩૬ | ૧૩૬ | ૧૩૬ | ૧૩૪ | ૧૩૨ |
| ,, ૨ | ૧૨૪ | ૧૨૮ | ૧૩૧ | ૧૩૩ | ૧૩૬ | ૧૩૮ | ૧૩૮ | ૧૩૮ | ૧૩૭ | ૧૩૫ |
| ,, ૩ | ૧૨૭ | ૧૩૧ | ૧૩૪ | ૧૩૬ | ૧૩૯ | ૧૪૧ | ૧૪૧ | ૧૪૧ | ૧૪૦ | ૧૪૦ |
| ,, ૪ | ૧૩૧ | ૧૩૫ | ૧૩૮ | ૧૪૦ | ૧૪૩ | ૧૪૪ | ૧૪૫ | ૧૪૫ | ૧૪૪ | ૧૪૩ |
| ,, ૫ | ૧૩૪ | ૧૩૮ | ૧૪૧ | ૧૪૩ | ૧૪૬ | ૧૪૭ | ૧૪૯ | ૧૪૯ | ૧૪૮ | ૧૪૭ |
| ,, ૬ | ૧૩૮ | ૧૪૨ | ૧૪૫ | ૧૪૭ | ૧૫૦ | ૧૫૧ | ૧૫૩ | ૧૫૩ | ૧૫૩ | ૧૫૧ |
| ,, ૭ | ૧૪૨ | ૧૪૭ | ૧૫૦ | ૧૫૨ | ૧૫૫ | ૧૫૬ | ૧૫૮ | ૧૫૮ | ૧૫૮ | ૧૫૬ |
| ,, ૮ | ૧૪૬ | ૧૫૧ | ૧૫૪ | ૧૫૭ | ૧૬૦ | ૧૬૧ | ૧૬૩ | ૧૬૩ | ૧૬૩ | ૧૬૨ |
| ,, ૯ | ૧૫૦ | ૧૫૫ | ૧૫૯ | ૧૬૨ | ૧૬૫ | ૧૬૬ | ૧૬૭ | ૧૬૮ | ૧૬૮ | ૧૬૮ |
| ,, ૧૦ | ૧૫૪ | ૧૫૯ | ૧૬૪ | ૧૬૭ | ૧૭૦ | ૧૭૧ | ૧૭૨ | ૧૭૩ | ૧૭૪ | ૧૭૪ |
| ,, ૧૧ | ૧૫૯ | ૧૬૪ | ૧૬૯ | ૧૭૩ | ૧૭૫ | ૧૭૭ | ૧૭૭ | ૧૭૮ | ૧૮૦ | ૧૮૦ |
| ૬ ૦ | ૧૬૫ | ૧૭૦ | ૧૭૫ | ૧૭૯ | ૧૮૦ | ૧૮૩ | ૧૮૨ | ૧૮૩ | ૧૮૫ | ૧૮૫ |
| ,, ૧ | ૧૭૦ | ૧૭૫ | ૧૮૧ | ૧૮૫ | ૧૮૬ | ૧૮૯ | ૧૮૮ | ૧૮૯ | ૧૯૦ | ૧૯૦ |
| ,, ૨ | ૧૭૬ | ૧૮૧ | ૧૮૮ | ૧૯૨ | ૧૯૪ | ૧૯૬ | ૧૯૪ | ૧૯૪ | ૧૯૨ | ૧૯૨ |
| ,, ૩ | ૧૮૧ | ૧૮૬ | ૧૯૪ | ૨૦૦ | ૨૦૩ | ૨૦૪ | ૨૦૧ | ૧૯૮ | ૧૯૬ | ૧૯૬ |

વી. એસ. ડી.

## *Advice to Young men.*

To the young men of means I say this and I shall continue to say it while there is breath in me Go and take up the work of the country; take up public service in the sense in which I have described it for its own sake think of the vast country that we have, think of the care that has been bestowed upon it think of the position which the human beings of th s country are capable of; and think of the works that have been done to the country Th s is a vast work this is a vast mountain which requ res vast force to move it and this cannot be suppl ed by a few men working here and there or a large number working in spare odd hours Therefore a great special responsibility rests on young men of means to come forward and take up the work of the country in that spirit of devotion which the country has a right to demand at their hands. If they do all that, I have no misgivings about the future. I have enough faith in our own race in the intelligence in the capacity of our race. I have enough faith in its in telligence and capacity to feel that a great destiny is in store for us Everything that I see around me is working towards it so that this destiny of ours may be fulfilled and the only way to secure it is that the young men of this country have got to be true to themselves. If they do this all else will come in its own time and so we shall discharge that duty which we owe to ourselves out of our very self-respect and so shall we d scharge that duty which we owe to those who have to come afterwards and so we shall have done that duty which we owe to our anc ent land which has given us birth and which all of us love so well

—*Mr Gokhale on Pu bl c Life*

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૮. [ માસિક. ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૭.

## ગ્રન્થાવલોકન.

લૅન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ. ૧ લો.*—

ઘણા વાચકોના જાણવામાં હશે કે સરકારે આ દેશમાં ઉચ્ચ અંગ્રેજી કેળવણી દાખલ કરી તે વખતે ખાસ એવી ઇચ્છા દર્શાવી હતી કે આ કેળવણી પામેલા યુવાનો પોતાના જ્ઞાનનો લાભ પોતાથી પછાત રહેલા ગુજરાતી વાચક બન્ધુઓને આપવા ચૂકશે નહિ: અને આ આશાને આધારે જ સરકારે ગરીબ ખેડૂતો પાસેથી પ્રાપ્ત કરેલા કરનો ઉચ્ચ કેળવણીમાં ઉપયોગ કરવો વાજબી ધાર્યો હતો. દુર્ભાગ્યે હજી ગરીબ ખેડૂત ગુજરાતીદ્વારા પણ ઉચ્ચ શિક્ષણનો લાભ લે એ સ્થિતિ આવી નથી—પણ ગરીબ ખેડૂતની ઉપરનો એવો એક મ્હોટો વર્ગ છે કે જે ઉચ્ચ અંગ્રેજી શિક્ષણ લેવા જેટલો ભાગ્યશાળી નથી, પણ ગુજરાતીદ્વારા એને એ શિક્ષણનો લાભ આપવામાં આવે તો તે સહેલાઇથી લઈ શકે. પણ દિલગીરીની વાત છે કે ઉચ્ચ કેળવણી પામેલો વર્ગ હજી આ બાબતમાં પોતાનું કર્તવ્ય કરવામાં ઘણો પછાત છે. અને આ સામાન્ય સ્થિતિમાંથી અપવાદરૂપ માત્ર કોઇ કોઇ જ દાખલા નજરે પડે છે. તે માટે એક અંગ્રેજ પંડિત-કવિ લૅન્ડોર(ઇ. સ. ૧૭૭૫–૧૮૬૪)ના "Imaginary Conversations" નામના ગદ્યપુસ્તકના કેટલાક ભાગનું ભાષાન્તર કરી રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ ગુજરાતી વાચક આગળ રજુ કર્યું છે તેને અમે આનન્દથી સત્કાર આપીએ છીએ. અને તેમ કરવાને વળી વિશેષ કારણ એ છે કે કવિ નર્મદાશંકરે ઇલિયડનો સાર, ભાવનગરના મહારાજા સાહેબે સુનીત-ઇલિયડ, રા. બળવંતરાયે પ્લુટાર્કનાં જીવનચરિત્રો, અને એકબેએ સૉક્રેટિસનું જીવનચરિત્ર સેનેકાનાં વચનો વગેરે રચ્યાં છે તે સિવાય ગ્રીક અને રોમનાં ભવ્ય સાહિત્યને ગુજરાતીમાં ઉતારવા હજી સુધી બહુ પ્રયત્નો થયા જાણવામાં નથી.

* કર્તા—રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. એમ. એ. એલ. એલ. બી.—સુરત.
પ્રકાશક—ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ—મૂલ્ય બાર આના.

રા. મોહનલાલનું નામ આ પત્રના વાચકોને તેમ જ ગુજરાતી સાહિત્યરસિક જનોમાં અજાણ્યું નથી. તેઓએ ઘણા પ્રેમથી અને ઉત્સાહથી આ ભાષાન્તર રચ્યું છે તે એટલા ઉપરથી સમજાઈ આવશે કે માત્ર ભાષાન્તર કરીને ન રહેતાં, તેઓએ પુસ્તકની શરૂઆતમાં કવિ લૅન્ડૉરનું જીવનચરિત્ર આપ્યું છે તથા દરેક સંવાદને આરંભે એ સંવાદનાં પાત્રો સંબંધી ખુલાસો તથા એ સંવાદનું મર્મ આપ્યું છે, જેથી એ સંવાદ સમજવાનું વાચકને ઘણું સરળ થઈ પડે છે. તે સાથે ભાષા પણ શિષ્ટ, સુઘટિત, અને પ્રસાદવાળી હોવાથી વાંચનારને રસ આવે છે. અને આ એક શિથિલ ભાષાન્તર નથી પણ મૂળની શોભા સાથેનું રમણીય પ્રતિબિમ્બ છે એમ સહજ પ્રતીતિ થઈ આવે છે. [ માત્ર એક ઠેકાણે ટિપ્પણમાં ભૂલ થએલી દીસે છે "Father Son and Holy Ghost—હિન્દુ ધર્મમાં જેવી રીતે બ્રહ્મા વિષ્ણુ અને શંકર એ ત્રિપુટી પૂજ્ય ગણાય છે તેવી રીતે ખ્રિસ્તી ધર્મમાં પિતા (ઈશ્વર) પુત્ર (ઇસુ ખ્રિસ્ત) અને જીવાત્મા વંદનીય ગણાય છે." એમાં Holy Ghost-ને સ્થાને જીવાત્મા શબ્દ-કેમ મૂક્યો હશે એ સમજાતું નથી. ]

લૅન્ડૉરના 'કાલ્પનિક સંવાદો' ઉપરથી સૂચના લઈ આપણા રસિક સાહિત્યવિલાસી સાક્ષર રા. મણિશંકર રત્નજી ભટ્ટે એક બે સંવાદ પૂર્વે સુદર્શનમાં પ્રસિદ્ધ કર્યા હતા, અને એથી પ્રેરાઈ સ્વ. લાડી ડાહ્યાર સાહેબ સૂરસિંહજીએ પણ બીજા ઘણા સમર્થ સંવાદો રચ્યા છે. સામાન્ય નિરૂપણમાં જે સત્ય માત્ર અર્ધ રૂપે જ પ્રકટ કરી શકાય છે, તેને સંવાદદ્વારા સંપૂર્ણ રૂપે રજુ કરવાની અનુકૂળતા મળે છે. એટલું જ નહિ, પણ એક જ ચિન્તક પોતાના મનમાં ઊહાપોહ-પ્રશ્નયોગ-કરે, તેમાં સત્યની બે બાજુઓ જે ભેળી રીતે દર્શાવાય છે તે સંવાદમાં પૂર જોરસાથી બહાર આવે છે. અને વિશેષમાં, એ સત્ય જીવંત પાત્રોદ્વારા પ્રકટ થતું હોવાથી, પોતાનું અમૂર્ત રૂપ તજી મૂર્ત રૂપે વાચક આગળ ખડું થાય છે. આ રીતે, સંવાદમાં વસ્તુવિચારને નાટકકળા ઉપકારક થઈ પડે છે.

સંવાદની આ ઉપયોગિતા આપણા દેશમાં તેમ જ પશ્ચિમ દેશોમાં ઘણા જુના કાળથી ધ્યાનમાં આવેલી છે: છેક ઋગ્વેદના સમયથી માંડી બુદ્ધ અને પ્લેટો વ્યાસ અને આર્કલિ આદિ અનેક તત્ત્વજ્ઞોએ પોતાના હૃદયની ગાંઠો ઉકેલવામાં એનો ઉપયોગ કર્યો છે. વર્તમાન સમયમાં સ્વ. ગોવર્ધનરામભાઈએ, "તત્ત્વાનન્દ અને રતિસુન્દરી" જેવાં કાવ્યમાં જ નહિ, પણ સરસ્વતીચન્દ્રની નવલકથામાં પૂર્વે અને પશ્ચિમની ભાવનાઓના સંઘટ્ટમાંથી ઉપજતી નવી ભાવનાનું સંપૂર્ણ સ્વરૂપ આમેખવાના ખાસ હેતુથી સંવાદપદ્ધતિને વારંવાર કામે લીધી છે. પણ સરસ્વતીચન્દ્રના સંવાદો કરતાં, આ પુસ્તકમાં મૂક્યા છે તેવા સંવાદોની કાંઈક જુદી જ ખૂબી છે. આકાશમાં મ્હોટી ઘનમાળ કરતાં, છૂટી પડેલી એકલડી વાદળી કાંઈક જુદી જ શોભાથી સોહાય છે, તેમ મહાકાવ્ય કરતાં ખંડકાવ્ય કાંઈક જુદી જ રીતે મન હરે છે; અને તે જ પ્રમાણે આ પુસ્તકના સંવાદો, સંગીતકલ્પ કાવ્ય(' lyric ') ની પેઠે સ્વપર્યાપ્ત એક અખંડ રૂપ હોય, થોડે શ્રમે વિશેષ આનન્દ આપે છે. વર્તમાન કલિ (struggle for existence) ના સમયમાં મનુષ્યને જ્યારે લાંબું નિદિધ્યાસન કરી સત્યના અસંખ્ય રશ્મિદ્વારા સત્યમૂર્તિ સવિતા નારાયણ પર્યન્ત પહોંચવાનું સામર્થ્ય અને અવકાશ નથી, ત્યારે એકાદ

મનોહર પુષ્પની, રંગબેરંગી કાન્તિમાં સૂર્યનું તેજ ઘડીક આનન્દભેર નિહાળવાનું અને વધારે ગમે છે. પ્રાચીન 'Epic poetry'ને સ્થાને 'Lyric poetry'ની વિશેષ લોકપ્રિયતાનું આ જ કારણ છે. અને તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાનના કઠિણ પ્રશ્નો પણ મ્હોટા ગ્રન્થોને બદલે ન્હાના ન્હાના સંવાદોમાં ચર્ચવામાં આવે, તો એને લોકપ્રિય થવાની ઘણી આશા રહે છે.

સંવાદરૂપી, પ્રાચીન છતાં નવીન એવા, આ સાહિત્યના પ્રકાર વિષે આટલું કહી લૅન્ડોરના સંવાદોના આ લઘુ પુસ્તકમાં કેવા કિંમતી પ્રશ્નો ચર્ચવામાં આવ્યા છે તે દર્શાવવા વીસ સંવાદોમાંથી માત્ર ચાર પાંચનો અત્રે ઉલ્લેખ કરીશું. ખરો સુધારો (civilization) શેમાં છે એ મહાપ્રશ્ન વિષેનો મતભેદ પીટર ધ ગ્રેટ અને એલેક્સિસના સંવાદદ્વારા ચર્ચ્યો છે. સાદી ભોળી જંગલી દશામાંથી પ્રજાને નાગરિકતાના પ્રપંચી (મિશ્ર) જીવનમાં લઈ જવી એ ખરો સુધારો નથી એમ પીટર રહામે એલેક્સિસ પ્રતિપાદન કરે છેઃ

"એલેક્સિસઃ—જ્યારે પદવી અને પ્રતિષ્ઠામાં પ્રથમ પંક્તિ ધરાવનારાઓ, વિરોધી ને હલકા પાડવાને અને વગોવવાને, એક બીજાનો દ્વેષ કરતા અને અસત્યભાષી અને નિન્દાખોર બનતા હું જોઉં છું, કતલોમાં દયાના દેવનું આવાહન થતું હું જોઉં છું, જે કૃત્યોની એ દેવ મના કરે છે, જે કૃત્યો એ દેવ ધિક્કારે છે તે કૃત્યોને સફળ કરવા માટે એનો ઉપકાર માનવામાં આવતો હું જોઉં છું ત્યારે એથી વધારે જંગલીપણાને માટે કોઈ પણ જંગલી પ્રજા તરફ હું નજર ફેરવું છું તે વ્યર્થ જ જાય છે. મ્હેં ઘણી વાર આપણા પૂર્વજોનાં વખાણ કીધાં છે કે જેઓ ખ્રિસ્તી ધર્મના છે તેના કરતાં વધારે સદ્‌ગુણી હતા, વધારે નિયમિત હતા, વધારે ન્યાયી હતા, વધારે નિષ્કપટી હતા, વધારે પવિત્ર હતા, વધારે શાન્ત હતા."

પણ સંવાદ તે માત્ર બુદ્ધિના જ નહિ; હૃદયના પણ હોઈ શકે; અને એ જ વધારે ગૂઢ તત્ત્વના પ્રકાશક છે. "રહેવું અને ન્હાવું" એ તાત્પર્યનો "આલ્બો હેનરી અને એન બોલીન" નામનો સંવાદ આ બીજા પ્રકારનો છે, અને તેમાં ક્રૂર પતિ અને ભોળી પત્નીનું ચિત્ર કરુણરસની ટપકતી પીંછીથી આલેખાએલું છે. વળી "ક્ષુદ્ર માનવજીવન અને ઉચ્ચ દૈવી જીવનના ભેદનું આપણને તીવ્ર ભાન" કરાવનાર "મેઈડ ઑફ ઑર્લીઅન્સ અને એગ્નિસ સોરેલ" નામનો સંવાદ પણ વાંચવા જેવો છે. "ટેન્ડેલ અને કૉન્સ્ટેન્શિયા"ના સંવાદમાં 'સુન્દરીસન્માન'નું સારૂં ચિત્ર મળે છે. અને એ જ રીતે પુષ્કળ વિવિધતાભર્યો બીજા ઘણા સંવાદો ઉચ્ચ આનન્દમાં એક એક ઘડી કહાડી જીવન સફળ કરાવે એવા છે.

રા. મોહનલાલની પ્રાસાદિક કવિતાનો આપણને અન્યત્ર જે પરિચય છે તે આ પુસ્તકની પદ્યપંક્તિઓમાં તાજો થાય છેઃ વાચકને વાંચવાં ગમશે ધારી એમાંનાં થોડાંક પદો અત્રે નીચે ટાંકીએ છીએ.

(હરિગીત.)

અદ્દશ્ય જેનું તેજ એવું સલિલ કેવું શોભતું!
ને વાયુ પેઠે સતત ગતિએ હાલતું, નવ થોભતું!

નીચી નજરથી જોઇ, ને ભયભીત હું થાતી ઘણી;
અત્યન્ત નાજુક નાવડું આ, શી થશે તેની ગતિ ! ૧

જોયું ફરી પાછાં વળીને, ખૂબ ગભરામણ થઈ,
મ્હેં નજર સાંથી ફેરવી લીધી, અને આંધી ગઈ;
વ્યાકુળ થયેલા ચિત્તથી નિઃશ્વાસ ઉંડા નાંખતી,
ને "શું થશે ! હા ! શું થશે !" એવા વિચારો રાખતી. ૨

ત્વરિત ગતિએ ચાલતું તે નાવ, હું બ્હીતી ઘણી,
બેઠક ગ્રહી મ્હેં જોરથી, અરરરર કાયા શી બની !
"રક્ષજો પ્રભુ કાયા આ ! ને રક્ષજો આ નાવડું !"
એવું વદી, પણ બ્રહ્મ હૈયું ના શમ્યું તે ના શમ્યું ! ૩

( ગઝલ. )

ગુલાબી પાંખની આશા—ઉમેદો જે ઠગારી છે,
રચીને કલ્પનાસૃષ્ટિ, મનુજને તે ભમાવે છે. ૧
પરન્તુ ના હૃદયને કે નયનને છેતરે જ્યારે,
ઉમેદો—આશ એ સર્વે, ગુમાયું કેટલું ત્યારે ! ૨

× × ×

ભરી રહેલાં ફળો રૂડાં પીળાં તે પાંદડાંમાંથી,
જુવે છે બાળ હોંસેથી, ધબકતાં ઉરની સાથે. ૩
અને કૈં કૈં વિચારોથી ઉછળતું ઉર એ જ્યારે,
ફળો સહસા છુપાયાં જ્યાં, ગુમાયું કેટલું ત્યારે ! ૪

× × ×

સુતો છે સુખ—શાન્તિમાં; જુવા શો ખાસ—રીયામાં !
રૂડા જે દૂરના દેશો, જવા આતુર બન્યો છે ત્યાં. ૫
અચાનક ઊંઘથી જાગી જુવે ચોપાસ એ જ્યારે,
દિસે વેરાન સૌ સ્થળમાં, ગુમાયું કેટલું ત્યારે ! ૬

× × ×

પરી ને અપ્સરાઓની, ભરેલી સ્વર્ગની સૃષ્ટિ;
કુડા આ વિશ્વને છોડી, ઠરી જ્યાં સ્નેહની દૃષ્ટિ. ૭
થતી તે શુભ ઓચિન્તી, 'ખિલ્યો ગ્રન્થ એ જ્યારે;
ન જોવાનું રહ્યું કાંઈ, ગુમાયું કેટલું ત્યારે ! ૮

( અનુષ્ટુપ. )

નેત્ર ને પુષ્પ વાળાં શાં, કમલો સરતાં હતાં!
બેટ રૂડા બની તેના, વારિમાં તરતા હતા. ૧

ઉતર્યો તેજરાશિ ત્યાં, ત્વરાથી નભમાર્ગથી;
શ્યામવર્ણાં તરંગોને, ચીરીને;—શી પ્રભા હતી! ૨

શ્વેત નિર્મળ જે છાતી, હર્ષથી ઉપસી રહી;
અપૂર્વ ચારુતા તેની, દિવ્ય ત્યાં ચમકી રહી. ૩

તેજલાં નયનોવાળાં, પુષ્પની સુરભિ વહી;
ઉતરી સ્વર્ગની બાળા, સાથ સાહેલીઓ લઈ. ૪

અપ્સરા સ્વર્ગની જેવી, દિવ્ય પાંખો પ્રસારતી!
દીસતું વૃન્દ વીંટાઈ, સુધા શી વરસાવતી! ૫

કોણ એ સ્વર્ગની દેવી? કોણ એ દિવ્ય બાલિકા?
શા માટે એ અહીં આવી! પ્રશ્ન એ ઉર ઊઠતા. ૬

( શિખરિણી )

અરે! એ તો ચન્દા, નભ થકી અહીં આજ ઉતરી;
ઉન્હાળે મધ્યાહ્ને, શ્રમિત થઈને આમ અટકી.
ડરે ના ચિત્તેથી, શ્રવણનયનોના અનુભવે;
ભમે એ સ્વચ્છન્દે, સરવર સમીપે વિહરતી. ૭

રા. મોહનલાલ સુન્દર ગદ્ય અને પદ્ય રચે છે એટલું જ નહિ, પણ એમના સાહિત્ય-રસને અંગે વિવેચકશક્તિ પણ ઠીક જોવામાં આવે છે. "ઍકિલિસ અને હેલીના" ના સંવાદ-ની પ્રસ્તાવનામાં રામાયણ અને ઇલિયડની સરખામણીનો પેરૅગ્રાફ આનું સારું ઉદાહરણ છે. રા. મોહનલાલ લખે છે:—

"આપણા સંસ્કૃત કવિ વાલ્મીકિએ જેવું 'રામાયણ' નામનું વીરચરિત કાવ્ય રચ્યું છે તેવું ગ્રીક કવિ હોમરે 'ઇલિયડ' નામનું વીરચરિત કાવ્ય રચ્યું છે. બેઉ જગવિખ્યાત છે, અને બેઉમાં કેટલુંક સરખાપણું છે. બેઉમાં કાવ્યની નાયિકાનું હરણ થાય છે; બેઉમાં આ-તિથ્યનો ગેરલાભ લઈને હરણ કરવામાં આવે છે; બેઉમાં એ હરણને પરિણામે મહા યુદ્ધ થાય છે; બેઉમાં જેનું હરણ થયેલું તે સુન્દરી હરણ કરનારનો પરાજય ઇચ્છે છે; બેઉમાં યુદ્ધના પરિણામની બાબતમાં દેવતાઓનો સ્વાર્થ સમાયેલો છે; અને બેઉમાં દેવતાઓ પણ યુદ્ધમાં ભાગ લે છે. પણ સરખામણીના અંશ એટલેથીજ પૂરા થાય છે. હોમરના કાવ્યની નાયિકા હેલીના તે સ્પાર્ટાની સુન્દરી છે, ત્યારે વાલ્મીકિના કાવ્યની નાયિકા સીતા તે આર્ય-દેશની દેવી તરીકે પૂજાયલી મહાસતી છે. એના પતિ શ્રી રામચંદ્રજી છે. એનું સતીત્વ

ઘણું ઉંચા પ્રકારનું છે. એ રાવણની સાથે ખુશીથી જતી નથી, પણ રાવણ એને જોર-જુલમથી ઉપાડીને લઈ જાય છે. હેલીનાને લઈ જનાર પૅરિસ એવો બળાત્કાર કરતો નથી, પણ હેલીનાને પતિની ગેરહાજરીનો લાભ લઈને સમજાવે છે, અને તે ખુશીથી પૅરિસની સાથે જાય છે. એનો પતિ મેનિલેયસ કંઈ રામચંદ્રજીના જેવો વીર નર ન્હોતો, પણ તે એને ઘણી વ્હાલો હતો. છતાં એ પર પુરુષની સાથે ન્હાસી જવાનું ખુશીથી સ્વીકારે છે. એથી વાંચકના હૃદયમાં સ્વાભાવિક રીતે હેલીનાના શારીરિક સૌન્દર્યથી ઉદ્ભવતી પૂજ્યબુદ્ધિ મન્દ પડી જાય છે. એ દોષ દૂર કરવા માટે કવિ કંઈક બચાવ આપે છે, અને તે એ છે કે હેલીનાનું હરણ થયું તેમાં ન્હાસી જનાર જોડું સ્વતંત્ર ન્હોતું, પણ દેવતાઓની આજ્ઞાનુસાર તેઓને વર્તવાનું હતું. એ બચાવ હાલના સમયમાં આપણી દૃષ્ટિએ ઘણો લૂલો લાગે છે, અને એથી આપણા ઉપર જોઈએ તેવી અસર થતી નથી. સીતાદેવીએ સુવર્ણના મૃગને માટે મમત કીધો એ વર્તન જેવું દોષભર્યું હતું તેવું હેલીનાનું આ પરપુરુષની સાથે ન્હાસી જવાનું વર્તન દોષભર્યુંજ ગણાય, અને એ દોષનો ભાર દૈવ ઉપર ઢોળી દેવાનો પ્રયત્ન જોઈએ તેવો સફળ નજ થાય. ઉભયમાં કવિઓનો ખરો હેતુ નાયિકામાં માનુષી નિર્બળતાના કંઈક અંશ પ્રવેશ કરાવીને સ્વાભાવિકતાનું તત્ત્વ આણવાનો હશે. પણ આપણી દૃષ્ટિએ દુરાગ્રહ અને વ્યભિચાર એ બેમાં ઘણો મ્હોટો ફેર હોવાથી આપણને રામાયણમાં એ હેતુ પૂરેપૂરો સધાયો છે એમ લાગે છે, ત્યારે ઇલિયડ વિષે તો એમજ લાગે છે કે એ હેતુ પૂરેપૂરો સધાયો નથી."

આ પુસ્તક જેવી સૌન્દર્યની મૂર્તિઓ મૂકીને, ગુજરાતની રસવૃત્તિ, ચાર ચોથરો ચોરીને શીવેલી નવલકથા (?)રૂપી કદ્રૂપી ઢીંગલીઓની રમત કેમ રમ્યાં કરતી હશે એ અમારાથી સમજાતું નથી. ખરેખર, આપણી રસવૃત્તિને હજી બહુ કેળવણીની જરૂર છે—અને આવાં પુસ્તકો પ્રત્યે લોકને રુચિ થશે ત્યારે જ એ કેળવાઈ એમ આપણે સમજીશું. શું હર વર્ષે સેંકડો મહેતાજીઓ અને ગ્રૅજ્યુએટો સર્ટિફિકેટો અને ડિગ્રીઓ ધારણ કરી ફરશે, અને આવાં પુસ્તકો તીવ્ર જિજ્ઞાસાથી નહિ વાંચે ?

# સ્વપ્ન.

$x^{x}x$

( સાખી. )

વૃંદાવનમાં વ્હાલાં શરદ પુનમની રાત
બોલો રાધીકા પ્રેમીલાં તમ અંતરની વાત.
કૃષ્ણ કાળા મારા રે, કાનુડા પ્યારા રે, બોલાવો શું હૃદયની કરદ. (૧)

( સાખી. )

મહી લઇને એકલડી વ્હાલા હું જતી.
વાટ મારી રોકીને કાને ઊભી રાખી
કાના કહું શું તમને રે પુછો શું મને રે મારા દવતા અંતરની લ્હાય. (૨)

( સાખી )

પીયુડા નયન નચાવીને માર્યાં રે નવ બાણ
નીશાન સાધી વિંધીયું હૃદય-કોમળ પ્રાણ.
કપટી પીયુ વ્હાલા રે પ્રેમાળ પ્યારા રે જરા અંતરે રાખો લાજ. (૩)

( સાખી. )

*કહીશુ હૃદયના કાનુડા કીધો મારો ત્યાગ.*
પાલવ ઝાલી પ્હેલો પ્રગટાવી પ્રાય આગ
પાષાણ અંતર વાળા રે ઝેરી નાગ કાળા રે છેદ્યું મારૂં કોમળ ભોળું હૃદય (૨)

( સાખી. )

નીશ્વાસ નાંખતી માનુની કરતી પ્રિય વિલાપ
વ્યર્થ પ્રેમમાં ફસાઇને કીધું પ્રેમી પાપ.
હૃદય ટળવળાતુ રે અંતર કકળતુ રે દેતું તને અનેક વ્હાલા શ્રાપ (૨)

---

" $x^{x}x$ રાધિકાજીનો કૃષ્ણે ત્યાગ કીધો, દમયંતીનો નળે ત્યાગ કીધો સૃષ્ટિમાં પ્રેમજેવું કાંઇ છે જ નહીં. પ્રેમ માનસિક મૃગજળ છે, લીલાવનના સુકા મધપુડાની સ્વાર્થી મધમાખી ઊડી જાય છે દીવા પાછળ ફરતાં પતંગીયાં હેમ પાછળ ટળવળતાં માંછલાં વ્યર્થ શ્રમ લે છે. તેથી જ રૂપીઓએ હેમનો ત્યાગ કીધો-યોગ એ જ પ્રેમ છે-પ્રેમીજન ક્વચીત જ મળે છે પ્રેમીજન કોઇક જ હોય છે-યોગી પ્રેમી-દિવ્ય પ્રેમ-એ જ સત્ય છે."

( સાખી. )

મને તરછોડી એકલી દુષ્ટ પ્રીય કાન
ફરી કોઈ ભોળી ભામીનીને કરતો ના એવી હાણ......

"કુસુપીઠ."

---

# "યુનિવર્સિટી" શબ્દ.

આષાઢ સંવત ૧૯૬૭ ના 'વસન્ત' માં આ શબ્દ વિશેની મ્હારી ચર્ચાનો ઉદ્દેશ તથા ઝોક ઘણા લોકોના સમજવામાં ના આવ્યાનું કેટલાંક વર્તમાનપત્રોમાંની ચર્ચાથી જણાય છે. અંગ્રેજી શબ્દો ગુજરાતીમાં રૂઢ થઈ ગયેલા હોય તે પણ ત્યાજ્ય ગણવા, અને યુનિવર્સિટી શબ્દ પણ તેમાંનો જ ગણવો, એમ મ્હારા લેખનો હેતુ હોવાનો ભ્રમ કેટલાકોને થયો જણાય છે; અને મ્હારાં પૂર્વકાળનાં વચનો—મ્હારા 'જોડણી' ના નિબન્ધ વગેરેમાંથી—કાઢીને પરસ્પર વિરોધ દર્શાવવાના હેતુથી સ્હામાં ધરાયાં છે.

પરંતુ વિચાર કરીને વાંચનારને મ્હારા પ્રસ્તુત લેખ ઉપરથી જણાશે કે એ લેખનો હેતુ મુખ્ય એ બતાવવાનો છે કે University શબ્દની ખરી વ્યુત્પત્તિનું વિસ્મરણ અને કૃત્રિમ વ્યુત્પત્તિનો ભ્રમ એ કારણથી જ 'વિશ્વવિદ્યાલય' શબ્દ ઘડાયો જણાય છે; તેમ જ જો ગુજરાતી શબ્દ તે માટે જોઈતો જ હોય તો રા. રા. કેશવલાલનો યોજેલો 'શારદાપીઠ' શબ્દ સુશ્લિષ્ટ, સૂચક, અને સુઘટિત જણાય છે. આટલું જ મ્હારું કહેવાનું તાત્પર્ય હતું. બાકી 'યુનિવર્સિટિ' શબ્દ એમને એમ જ અંગ્રેજી રૂપનો લઈ રૂઢ તરીકે સ્વીકારવાની વિરુદ્ધ હું હતો એ નહિં અને છું પણ નહિં.

વાંદરા
તા. ૨-૧૦-૧૧

નરસિંહરાવ ભોળાનાથ

---

# 'કવિતાપ્રવેશ' અને 'પ્રેમાનન્દનાં નાટકો.'

'કવિતા પ્રવેશ' ની બીજી આવૃત્તિ મ્હેં થોડા દિવસ ઉપર દીઠી. હેમાં છેવટે મૂકેલો "સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે"—ઇત્યાદિ વાળો શ્લોક પ્રથમ આવૃત્તિમાં પ્રેમાનન્દનો કરીને બતાવ્યો હતો તે આ આવૃત્તિમાં નામ વિનાનો જ મૂક્યોછે. આ ઉપરથી એમ ભાસ—ભાસ શું? અનુમાન—થાય કે 'કવિતાપ્રવેશ'ના સંગ્રહકર્તાઓએ પ્રેમાનન્દનાં નાટકોના કર્તૃત્વ સંબન્ધે શ્રદ્ધા શિથિલ કરી હશે.

પરંતુ એ જ સંગ્રહના આરમ્ભમાં મૂકેલા "ગુજરાતી કવિતાના ઐતિહાસિક દર્શન" માં સ્થિતિ આ અનુમાનને પોહું પડાવનારી જણાઈ આવેછે. હેમાં તો નાટકો પ્રેમાનન્દે રચેલાંછે એમ શ્રદ્ધાપુરઃસર એ સંગ્રહકર્તાઓ માનતા હોય એમ વચનો સ્પષ્ટ ઠેરઠેર નજરે પડેછે:—

(૧) પૃ. ૩૧ મે કહેછે કે—પ્રેમાનન્દે "પોતાના લખાણમાં ઠેકાણે ઠેકાણે" પોતાની

ભાષા માટેની લાગણીના "ઉદ્‌ગાર કાઢ્યાછે."—એમ કહીને—

"ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે"—ઇ.

તથા "સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે"—ઇ.

વાળાં (પાં-પ્ર-આ. તથા રો-દ-સ. આ. નાં) ભરતવાક્યો ઉતારી બતાવ્યાંછે;

(૨) પૃ. ૩૨ મે લખ્યુંછે:—"આ કાવ્યો ઉપરાંત હેણે (અર્થાત્ પ્રેમાનન્દે)નાટકો પણ લખ્યાંછે."

(૩) પૃ. ૩૩ મે વળી વચન છે:—

"પ્રેમાનન્દ અને હેના શિષ્યોએ અનેક છૂટક કાવ્યો, લાંબાં આખ્યાનો, અને રસિક નાટકો લખ્યાંછે."

(૪) પૃ. ૩૮ મે—"પ્રેમાનન્દે વધારે અઘરા છંદ વાપર્યાછે. વળી તે હેનાં નાટકોમાં છે."

એમ વચન છે;

અને

(૫) પૃ. ૯૯ મે—"હેણે (અર્થાત્ પ્રેમાનન્દે) પોતાનાં નાટકોમાં અક્ષરમેળ વૃત્ત વાપર્યાંછે." એ વચન આપણે જોઈએ છિયે.

આ સર્વ વચનો ઉપરથી સંગ્રહકર્તાઓની માન્યતા વિશે કાંઈ પણ સંશય રહે એમ જણાતું નથી. માત્ર બે સ્થળે વિરુદ્ધ પક્ષની નોંધ—નીચેના શબ્દોમાં લીધી જણાયછે:—

(૧) "રા. નરસિંહરાવ કહેછે કે એ નાટકો પ્રેમાનન્દનાં નથી." (પૃ. ૩૨. ફૂટનોટ)

(૨) "'પ્રેમાનન્દનાં નાટકો' એ નિબન્ધમાં (નરસિંહરાવ) પોતાનો નવો મત પ્રતિપાદન

કરે છે કે નાટકો આપણે અત્યાર સુધી પ્રેમાનન્દનાં ગણતા આવ્યા છિયે તે ખરેખર પ્રેમાનન્દનાં નથી." (પૃ. ૭૯.)

પરંતુ આ વચનોમાં શબ્દોનું હાર્દ જોતાં તથા ઉપર બતાવેલાં શ્રદ્ધાયુક્ત વચનોની સ્હામે ત્રાજવામાં મૂકતાં કોઇને પણ જણાશે કે સંગ્રહકર્તાઓની માન્યતા તો પ્રેમાનન્દના કર્તૃત્વ તરફ જ છે.

આ કારણથી એ સંગ્રહકર્તાઓને આ લેખથી જાહેર રીતે નીચે પ્રમાણે વિનંતિ કરું તો અનુચિત નહિં ગણાય એમ આશા છે:—

(૧) સંગ્રહને અન્તે મૂકેલા શ્લોક નીચેથી પ્રેમાનન્દનું નામ કાઢી નાંખ્યું તે અને ઇતિહાસદર્શનમાં આ શ્રદ્ધાસૂચક વચનો છે તે બે વચ્ચેના વિરોધનો શો ખુલાસો આપશે?

(૨) ઇતિહાસદર્શનમાં ખાત્રીપૂર્વક પ્રેમાનન્દનાં કરેલાં નાટકો છે એમ વચનો લખ્યાંછે તો તે બાબત પ્રમાણો તમારી કને શાં છે? પ્રમાણ વિના જ ગતાનુગતિક વૃત્તિ સેવી છે એ એમ. એ. ની ઉપાધિ ધારણ કરનારને વિશે સંભવે નહિં.

(૩) એ નાટકોના કર્તૃત્વ વિશે અશ્રદ્ધા મ્હારા શિવાય અનેક જણાવે છે, મ્હેં આ મ્હારા નિબન્ધમાં હેને મૂર્તરૂપ આપી કારણો સવિસ્તર ચર્ચ્યાં છે. હાલી સ્થિતિમાં જે વાચકમંડળ અને વિદ્યાર્થિવર્ગને માટે આ ઇતિહાસદર્શન લખાયું છે હેમના મનમાં આ સંદિગ્ધ વિષયમાં ખોટો જ ગ્રહ બંધાય હેવાં વચનો લખવાની જવાબદારી માથે લેવી એ ન્યાયયુક્ત કે વિચારશીલ કૃતિ ગણાય ખરી?

આ પ્રશ્નોમાં સમાયલી ઝેરિમાંથી છટકવા માટે સંગ્રહકર્તાઓ વખતે એમ કહેશે કે નરસિંહરાવનો મત પણ હમે બતાવ્યો જ છે; પરંતુ પોતે તો સિદ્ધાન્ત રૂપે અન્યપક્ષનો જ સ્વીકાર કર્યો સ્પષ્ટ જણાયછે. તેથી તે માટે હેમનો આધાર માગવામાં વધારે પડતું નથી. સંગ્રહકર્તાઓમાંથી રા. અંજારિયાએ તો મ્હારી રૂબરૂ અનેકવાર એ નાટકો પ્રેમાનન્દની કૃતિ હોવાની વિરુદ્ધ પોતાની માન્યતા હોય હેવાં વચનો કહેલાંછે. તેથી કેવળ મિ. કરીમ મહમદની જ જવાબદારી આ ઇતિહાસદર્શન માટે હશે એમ કલ્પના કરું તો ચાલે. પરંતુ ઇતિહાસદર્શનસહિત સર્વ ગ્રન્થનું પ્રકાશન બંનેના સંયુક્તનામથી થયેલુંછે તેથી બંને ગૃહસ્થોને ઉપરના પ્રશ્નો પૂછવા પડ્યાછે. આ પ્રશ્નો સાહિત્યને અંગે સાર્વજનિક કર્તવ્યબુદ્ધિથી પ્રેરાયછે, માટે એ સદ્ગૃહસ્થોને કોઇ રીતે માઠું નહિં લાગે એમ આશાછે.

વાંદરા.     નરસિંહરાવ ભોળાનાથ.
તા. ૨૦-૭-૧૯૧૧

તા. ક.

ઉપરની ચર્ચા રા. અંજારિયાને ખાનગી રીતે બતાવતાં, "ઇતિહાસદર્શન" સતન્ત્ર

રૂપે છપાયલું છે તે ઉપર હેના યોજક તરીકે ફક્ત મિ. કરીમ મહમ્મદનું નામ છે તે ઉપર મ્હારું ધ્યાન હેમણે દોર્યું—અને નાટકો પ્રેમાનન્દનાં નથી એ હેમનો (રા. અંજારિયાનો) તો મત કાયમ જ છે,—છેવટના શ્લોક નીચેથી પ્રેમાનન્દનું નામ હેમણે જ કહાડી નાખ્યું છે, એમ કહ્યું,—તે ઉપરથી ઇતિહાસદર્શન બાબતની જવાબદારી મિ. કરીમ મહમ્મદની એકલાની જ રહેતી જણાઈ. માટે ઉપરના પ્રશ્નોમાંથી રા. અંજારિયાને છૂટા કરવાની સાથે હેમને થયેલા અન્યાય માટે દિલગિરી ખુશી મનથી બતાવુંછું.

તા. ૨–૮–૧૯૧૧. } નરસિંહરાવ ભોળાનાથ.

---

# 'કવિતા પ્રવેશ અને પ્રેમાનન્દનાં નાટકો.

( સા. શ્રી. નરસિંહરાવને જવાબ. )

સાક્ષર શ્રી નરસિંહરાવે જે પ્રશ્નો પૂછ્યા છે તેના જવાબમાં સવિનય લખવાનું જે—

ઈતિહાસ દર્શનનો લેખ કરીમ મહમદનો છે અને સંગ્રહ બંનેએ સમસ્ત રહી કરેલો છે એ તો સ્પષ્ટ રીતે જણાઈ આવે તેવી વાત છે.

કરીમ મહમદનો નાટકો માટે મત ગતાનુગતિક વૃત્તિથી બંધાયેલો છે. સા. શ્રી નરસિંહરાવને એમ. એ. ની ઉપાધિ ધારણ કરનારને માટે તેવી ગતિનું સેવન અસંભવિત લાગે છે, પરંતુ, એમ. એ. થવાથી જ સર્વ બાબતોનો એક સાથે સ્વતંત્ર મત બંધાઈ જાય એમ બને નહિં. દરેકને દરેક વિષય પહેલેથી છેલ્લે સુધી જોઈ, સંપૂર્ણ રીતે ચર્ચી, છેવટનો નિર્ણય પોતાને માટે જ બાંધવાની સરળતા, શક્તિ કે સમય હોઈ શકતાં નથી. તેથી અમુક મુદત સુધી તો સ્થાપિત મતને જ વળગી રહેવું એ જ એમ. એ. ની ઉપાધિ ધારણ કરનારા પસંદ કરે તો તેમાં ન્યાય કે વિચારશીલતાની ખામી ન ગણાય એમ અમારૂં માનવું છે.

વળી, એમ. એ. ની ઉપાધિ, એ ઉપાધિ માટે જે ઐચ્છિક વિષય લીધો હોય તે જ વિષયમાં, વિશેષ યોગ્યતા બતાવેછે, નહિં કે પ્રત્યેક વિષયમાં–અર્થાત્–'ગુજરાતી'માં યે.

અંજારિયાએ 'અનેકવાર એ નાટકો પ્રેમાનન્દની કૃતિ હોવા વિરુદ્ધ પોતાની માન્યતા હોય એવાં વચનો કહેલાં જ છે.' અને એ વચનથી વિરુદ્ધ વર્તન તેણે કર્યું હોય એવું સા. શ્રી નરસિંહરાવ પણ માની શકે એમ નથી. સંગ્રહમાં 'અંગોપાંગ' ઇ. શ્લોકના કર્તા તરીકે પ્રેમાનંદનું નામ હતું તે કાઢી નાખ્યું છે તે જ તે પુરવાર કરવા બસ છે. અંજારિયાને તે

શંકા છે અને તેથી તેણે નામ નહિં લખવાનું પસંદ કર્યું છે-કરીમ મહમદે અંજારિયાની તે શંકા રહેવા દીધી-તેમ કરીમ મહમદ પોતે કર્તૃત્વ વિષેના શંકાયુક્ત વિષયમાં નહિં પણ અને સ્વીકારેલો મત જ પકડી રહ્યા તેમાં વાંધો લેવાનું અંજારિયાને ન ગમ્યું. આમ પરસ્પરના મતને નિભાવી લેવાની પણ જરૂરીયાત જ હતી-દુનિયામાં તેવી જરૂરીયાત હાલે હાલે અનુભવાય છે-અને ચર્ચા કરી એક મત ઉપર આવવામાં વખત લે તો તો પુસ્તકનું પ્રકાશન કોણ જાણે કેટલી મુદ્દત મુલતવી રાખવું પડે.

છેવટમાં એટલું જ કે જ્યાં સુધી પ્રાચીન કાવ્યમાળાના અંકોમાંનાં પ્રેમાનન્દનાં નાટકો પ્રેમાનન્દનાં નથી એમ પુરવાર થાય નહિં, જ્યાં સુધી ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમાં વિરૂદ્ધ પક્ષની વાતને ટેકો આપવાનાં કારણો સ્વીકારાય નહિં, જ્યાં સુધી સમ્ભાવિત સન્માન્ય સાક્ષરો અને માસિકો તે સંબંધે મૂકભાવ જ ધારણ કરી રહે ત્યાં સુધી એક નવો અભ્યાસી સ્વીકૃત મતને જ અનુસરે તેમાં સાહિત્યના વિષયમાં તે પાપ કરતો હોય તેવું માની શકાશે નહિં એવું અમારૂં માનવું છે. જેને શંકા હતી તેણે શંકા સમજાય તેવું પણ રાખેલું છે તેથા *રૂબરૂ કહેલાં વચનોથી વિરોધ બેલવાની ઉતાવળ કરવી એ પણ વાજબી નથી.*

વળી, જ્યાં સુધી નવા મતે જુના મતને પદભ્રષ્ટ કર્યો નથી ત્યાંસુધી વિદ્યાર્થી વર્ગ પાસે જુના મતને વજન આપી નવા મતની ઝાંખી કરાવવી એ જ વાજબી લાગે છે.

પ્હોંચ્યા તા. ૬-૮-૧૧<br>ખરી નક્લ<br>**નરસિંહરાવ ભોળાનાથ**<br>તા. ૭-૮-૧૧.

*(સહી) કરીમમહમદ માસ્તર.*<br>(સહી) હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

---

# ઉપરના લેખનો પ્રત્યુત્તર.

મ્હારી પ્રસ્તુત નોંધ રા. અંજારિયા તથા મિ. કરીમ મહમ્મદને અગાઉ વાંચવા માટે મોકલી હતી; એ હેતુથી કે હેમની અજાણમાં હું આ કામ કરૂં એમ ના થાય. હેમણે પોતાના ઉત્તર પણ સાથે સાથે જ છપાવવો એમ માગણી કર્યાથી હેમનો ઉત્તર ઉપર દાખલ કર્યો છે, ત્હેના પ્રત્યુત્તરનો હક મ્હને પ્રાપ્ત થાય, ત્હેના લાભલઈ થોડાક વિચારો નોંધું છું:—

રા. અંજારિયાનો પોતાનો અભિપ્રાય તો આ નાટકો પ્રેમાનન્દનાં નથી એ તરફ છે એમ ઉપરની નોંધ તથા ઉત્તરથી જણાઈ આવે છે. તેમ છતાં ઉપરના ઉત્તર નીચે સહી કરીને હેમાંના બચાવ માટે જવાબદારી હેમણે કેમ માથે લીધી હશે તે અગમ્ય છે. એમ પણ નહિં કહેવાય કે હેમના સમ્બન્ધી ભાગ માટે પોતે જવાબદાર છે. કેમકે "સ્વાપિત મતને જ વળગી રહેવું ત્હેમાં ન્યાય કે વિચારશીલતાની ખામી ન ગણાય એમ હમારૂં માનવું

વળી "પ્રેમાનંદનાં" ના ઉપોદ્ઘાતમાં પૃ. ૭૩ માં [illegible]

છે" ઇત્યાદિ વચનોમાં બહુવચનથી તે મતો માટે પણ પોતાનું અનુમોદન દર્શાવાયુંછે. –રહેવું કૌરવમાં અને ભજવા પાંડવને–એ સૂત્રની પૂજા રા. અંજારિયા કરતા હોય તો આ દ્વિહિંદ્ધિયું વર્તન સંભવે ખરું. ઉપર પ્રથમ લેખની તા. ૯ માં મ્હેં ભેદ બતાવ્યા પછી આમ ફરી બોલવું પડેછે; પરંતુ તે માટે રા. અંજારિયાનું આ નવું ભરેલું પગલું જવાબદાર છે,–હું નથી. કેમકે ઉપરના ખુલાસામાં સંયુક્ત જવાબદારી પોતે માથે લીધી હોય એમ પાછું થાયછે.

પ્રેમાનન્દનું નામ છેલ્લા શ્લોકમાંથી કાઢી નાખ્યું. એ સંતોષની વાત છે. પરંતુ એ નામ વખતે ભૂલથી જ છાપવું રહ્યું હશે એમ ભાસ અજાણ્યા વાચકોને થાય તેમ સંભવ છે; એટલું જ નહિં, પણ પ્રથમ આવૃત્તિમાં એ નામ હતું અને બીજીમાં નથી એટલી ઝીણી વાત બધાની નજર આગળ તરી આવવાનો સંભવ અલ્પ છે; તેમ જ એ નામ કાઢી નંખાયું છે તે રા. અંજારિયાના આગ્રહથી, તે સામાન્ય વાચક વર્ગને જાણવાનો કોઇ માર્ગ નથી;– ઇત્યાદિ કારણોથી એ વાત ઉપર આટલો બધો ભાર મૂકાય છે તે વાજબી નથી.

ઇતિહાસદર્શન મિ. કરીમ મહમ્મદનું લખેલું છે અને સંગ્રહ બંને જણાનો કરેલો છે એ વાત સ્પષ્ટ જણાઈ આવે હેવી છે એમ મ્હારી નજરે તો જણાતું નથી. કવિતાપ્રવેશનું દર્શન થતાં બે સંગ્રહ કર્તાઓનું નામ જોઇયે છિયે; ઇતિહાસદર્શનમાં કોઇની સહી નથી અને ઉપોદ્‌ઘાતાદિકમાં મિ. કરીમ મહમ્મદની એકલાની સહી છે. તેથી તો ઉલટું એમ ફલિત થાય કે ઇતિહાસદર્શન અને સંગ્રહ બંને માટે બંને જણા એકઠા જવાબદાર છે.–ઇતિહાસદર્શનની છૂટી પ્રત મ્હને મળી ત્હારે જ જણાયું કે એ એકલા કરીમ મહમ્મદનું છે–તેથી 'કવિતા પ્રવેશ'નાં અંગોના દર્શનથી એ વાત સ્પષ્ટ જણાઈ આવે હેવી છે એમ તો કહેવાયજ નહિં.

એટલે 'જેને, શઙ્કા હતી તેણે શઙ્કા સમજાય હેવું પણ રાખેલું છે' હેવું અલ્પજ્ઞોને તો જણાય એમ નથી. આમ બ્હીતે બ્હીતે ગૂઢ રીતનું 'સમજાય હેવું' રાખવામાં પ્રગટ રીત્યે મત દર્શાવવાની હિમ્મતની ખામી જ હું તો જોઉછું. આ કારણોથી "રૂબરૂ કહેલાં વચનોથી વિરોધ જોવાની ઉતાવળ" કરવાનો દોષ મ્હને લાગૂ પડતો નથી. પછી ગમ્ભીર જ્ઞાનવૃદ્ધ જનોને આમ છતાં પણ મ્હારામાં ઉતાવળનો દોષ જણાય તો નિરુપાય.

એમ. એ. ની ઉપાધિથી થતી યોગ્યતાના સંબન્ધે આ પ્રકાશકોનો બચાવ વાંચી વિસ્મય થાયછે. ગતાનુગતિક વૃત્તિ મિ. કરીમ મહમ્મદે આદરીછે એમ સ્પષ્ટ સ્વીકાર થયો જોઇને એક રીતે સંતોષ થાયછે, તે સાથે જ અસંતોષ પણ થાય છે કે એમ. એ. ની ઉપાધિ સંબન્ધી મ્હારી ટીકાનું હાર્દ સમજાયું જણાતું નથી. ગુજરાતી ભાષાનો અભ્યાસ કરીને જ એમ. એ. થયા હોય એમ અપેક્ષા નથી. એમ. એ. થયા માટે બધી બાબતોમાં એક સાથે સ્વતંત્ર મત બંધાઈ જાય એમ મ્હારું કહેવું જ નથી. પરંતુ યુનિવર્સિટીની બી. એ. અને એમ. એ. સુધીની ડિગ્રી જેટલો અભ્યાસ થવાથી મનના બંધારણમાં, બુદ્ધિશક્તિમાં હેવા પ્રકારના સ્વરૂપસાધક લાભ થવા જોઇયે કે તેથી સ્વતન્ત્ર તુલનાશક્તિ, નિર્ણયશક્તિ વગેરેની ખીલવણી આપોઆપ થાય, અને અંધપરંપરાની વૃત્તિ સેવાય જ નહિં. એ ઉપાધિ

સ્ટીના અભ્યાસક્રમમાં, લૉજિક, ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન ઇત્યાદિનો યથાસંભવ સમાવેશ હેવો થયેલોછે કે તેથી ( critical faculty ) વિવેચકબુદ્ધિનો વિકાસ થાય. તે થાય તો જ એ ઉપાધિ સુધી કેળવણી મેળવ્યાનું સાર્થક્ય. મિ. કરીમ મહમ્મદ એમ. એ. મ્હેલાંની પરીક્ષાઓ આપ્યા વિના જ એકદમ એમ. એ. થયા હશે, એમ તો નહિં હોય. એમ. એ. માં ગુજરાતી ભિન્ન બીજો વિષય લઈને પાસ થયા હોય, જેમ કે વિજ્ઞાનનો વિષય લીધો હોય, તોપણ વિજ્ઞાનના અંગનાં પ્રયોગશાળામાં કરેલાં અન્વેષણોથી તેમ જ ત્હેનાં ઉચ્ચાં પુસ્તકોના અભ્યાસથી, હેવી જ વિવેચક બુદ્ધિની ખિલવણી થવી જોઇયે.

યુનિવર્સિટીની કેળવણીની આ ભાવના લક્ષમાં રાખીને મ્હેં ગતાનુગતિક વૃત્તિ વિશે અસંભવ બતાવ્યો હતો. પરંતુ જ્યારે તે મ્હારી કલ્પના ખોટી જ ઠરે છે, તો નિરાશા સાથે મૌન જ રાખવું ઉચિત છે. આ વિષય માટે સમગ્ર દર્શન કરી નિર્ણય કરવાની સરલતા, શક્તિ, કે સમય મિ. કરીમ મહમ્મદને નહિં હોય; પરંતુ એ સરલતા અન્ય જને કરી આપી છે તો પછી તે ઉપર મનન કરી નિર્ણય કરવાની શક્તિ હેમનામાં ન હોય એ હું માની સકતો નથી.

"સ્થાપિત મત" નો હાલ આદર કરવો પ્રાપ્ત છે," એમ આ બે વિદ્વાનો કહે છે. પણ "સ્થાપિત" મત કિયો છે? પ્રેમાનન્દનાં નાટકો છે એમ પ્રમાણ સામગ્રી કોણે, ક્યારે, સ્થાપિત કર્યું છે? નાટકો એ કવિના નામે પ્રગટ થયાં એટલે સ્થાપિત થઈ ગયું? તે પછી કોઇ પણ સાક્ષર કે નિરક્ષરે એ મત સ્થાપિત કર્યો જાણ્યો નથી. ગતાનુગતિકતાનો આદર કર્યો; ભલે, પણ કો'ની પાછળ ગતાનુગતિકતા? નાટકોના પ્રકાશકોની પાછળ તો હોય જ નહિં. કેમકે એ તો આ પ્રસંગમાં ત્હોમતદારના પાંજરામાં ઊભેલા છે. બીજા કોઇ વિશ્વસનીય સાક્ષરે પ્રમાણસહિત તર્કાનુસાર નાટકોનું કર્તૃત્વ હજી સુધી તો સ્થાપ્યું નથી.

મિ. કરીમ મહમ્મદ "શઙ્કાયુક્ત વિષયમાં ના પડવા" એમ પોતે કહેછે. આ વચન સ્થાપિત મતના સ્વીકારના વચનની સાથે અસંગત બનેછે; અને ખરું જોતાં હેમના મનના ઊંડાણમાં તો શઙ્કા હોય એમ લાગતું જ નથી; માટે જ હેમની સ્થાપિત મત ઉપરની શ્રદ્ધા માટે કારણની માગણી કરુંછું. પણ તે આપવાની હેમની ઇચ્છા નથી, કે શક્તિ નથી, કે હિમ્મત નથી, કે શું તે સમઝાતું નથી. શઙ્કાયુક્ત વિષયમાં ના પડવું તે તો ક્યારે મનાય? ખરી તટસ્થતા સેવી હોય ત્યારે જ. મીરાંના ઇતિહાસને સંબન્ધે જેમ હેમણે બે પક્ષ સવિસ્તર અને નિષ્પક્ષપાતથી બતાવ્યાછે, તેમ આ પ્રશ્નને સંબન્ધે હેમણે કર્યું નથી. આ પ્રસંગે તો માત્ર એક વાક્યની ખૂણે ખોચરે મૂકેલી ફૂટનોટથી જ અને ત્હેવા જ એક બીજા વચનથી પતવી દીધુંછે. મ્હારા નિબન્ધમાંની દલીલોનું રેખારૂપ બતાવીને તટસ્થતા રાખી હોત તો જુદી વાત હતી. મ્હને તો વ્હેમ રહે છે કે એ નિબન્ધ હેમણે પૂરો વાંચ્યો જ નહિં હોય. આ ઇતિહાસદર્શનમાં આ શિવાય અન્ય પ્રસંગોમાં પણ મિ. કરીમ મહમ્મદની તટસ્થતા હાવી એકદેશી જ જણાઇછે।

વિવેચકબુદ્ધિનો ઉપયોગ કર્યા વિના, આંખ્ય મીંચીને ગતાનુગતિક થવું તે પોતાની સ્વતંત્રતાની વાત છે. પરંતુ એ પદ્ધતિ સેવવી અને કવિતાસાહિત્યના ઇતિહાસદર્શનનું નિ-

રૂપણ કરવાનું ગૌરવ, સાહસ, જવાબદારી, અને જોખમ એ પણ સાથે રોવાં એ બે વાતો સાથે ના બની શકે. એ કાંઈ 'અભ્યાસી' નો અભ્યાસપાઠ લખવાનો નથી, કે ગમે તેમ નભી જાય.

રા. અંજારિયાએ અને મિ. કરીમ મહમ્મદે પોતપોતાના ભિન્ન મતની પરસ્પર નિભાવણી કરીછે તે હેમની ઉદાર મિત્રતાને ભૂષણરૂપ છે; અને એ પ્રકારની નિભાવણી સંસારના વ્યવહારમાં ઇષ્ટ પણ છે; પરંતુ સાહિત્યના ઊંચા, સત્યનિષ્ઠ, પ્રદેશમાં તો હેવી નિભાવણીને માટે સ્થાન નથી.

પ્રસ્તુત નાટકો પ્રેમાનન્દનાં નથી એમ પુરવાર થવાની માગણી આ બે વિદ્વાનો કરેછે તે સાબીત કરવાના બોજાના તત્ત્વની વિરુદ્ધ છે. નિબન્ધમાં પ્રસ્તાવનામાં મિલ જેવા પંડિતનો ઉતારો આપીને મ્હેં સમજાવ્યુંજ છે કે નાસ્તિપક્ષ ( negative ) સાબીત કરવાની જવાબદારી કોઇના ઉપર મૂકાય જ નહિં. નાટકો પ્રેમાનન્દનાં છે એમ અસ્તિપક્ષ સાબીત કરવાનો બોજો પ્રેમાનન્દ પક્ષવાળાઓને શિર છે એ જ ન્યાય્ય છે; અને લૌકિક અને ન્યાયનાં તત્ત્વોના એકડે એકથી જાણીતા સર્વ કોઇ એ તત્ત્વ તો સમજે અને સ્વીકારે.

છતાં મ્હારી વિલક્ષણ સ્થિતિમાં રહીને એ નાસ્તિપક્ષને પુષ્ટિ આપનારાં પ્રમાણો, સ્પષ્ટાબન્ધ, અને જુદા જુદા સ્વરૂપનાં, મ્હારા નિબન્ધમાં છે તે ઉપર લક્ષ આપે તો પુરવાર નથી થયું એ વચન આ વિદ્વાનો કાઢી સકે નહિં.

જૂના મતને નવા મતે પદભ્રષ્ટ નથી કર્યો એમ ક્ષણ ભર સ્વીકારીયે, તો પણ તટસ્થતાને બદલે એક પક્ષનું અવલમ્બન કરવું એ ગેરવાજબી જ છે. પરંતુ જૂનો મત ખરૂં જોતાં વ્યાપક રૂપે હતો જ નહિં; ગણ્યા ગાંઠ્યા આગ્રહીઓમાં જ દીઠામાં આવેછે. માટે જૂનો મત વિચારકોના મંડળમાં, કે પ્રમાણિક દીન વર્ગમાં, પદભ્રષ્ટ નથી થયો એમ કહેવામાં લોકમતની ખરી સ્થિતિનો અનાદર થાયછે. ભલે, પણ ત્હાં સુધી વિદ્યાર્થીવર્ગમાં આ બાબતમાં તટસ્થ વૃત્તિ રાખવાને બદલે જૂના મતનો જ મત બેસાડવો તે વાજબી છે એમ તટસ્થ જનને નહિં પણ એક પક્ષના સેવકને જ લાગે. કાલે કરીને નવો મત સાર્વત્રિક થઈ જાય, તે વખતે વિદ્યાર્થીઓને શીખવેલું ભૂલી જવાનું કહેવાને કોણ આવશે ! વિદ્યાર્થીઓનાં કાચાં મનનો ખ્યાલ રાખવાની જરૂર આ બે વિદ્વાનો ભૂલી જાયછે. કાચી વયે છપાયલા સંસ્કાર ભૂસાવા બહુ કઠણ છે.

વિરુદ્ધ પક્ષનાં કારણો "ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં સ્વીકારાય" એ આવશ્યક શરત આ વિદ્વાનો માગેછે. પરંતુ એ સ્વીકારાયાંછે કે નહિં તે નિશ્ચિત કરવાનો પ્રયાસ હેમણે કર્યો છે !—અને સાહિત્યના republicમાં આમ શબ્દપ્રમાણની પૂજા પણ વાજબી કહેવાય ! પોતાનો સ્વતન્ત્ર અભિપ્રાય પોતાની બુદ્ધિથી જ બાંધવો એ ખરા સાહિત્યભક્તનું લક્ષણ છે.

"સમ્ભાવિત, સન્માન્ય, સાક્ષરો અને માસિકો" એ અત્યાર સુધી રાખેલા મૂકભાવ ઉપર આ બે વિદ્વાનો બહુ ભાર મૂકેછે. તો એ 'મૂકભાવ'નાં કારણો તપાસિયે. એ મૌનનો એક અર્થ તો એ થાય કે મ્હારા નિબન્ધમાં બતાવેલી દલીલો અનુત્તર છે તેથી કોઇને કાંઈ

કહેવાનું રહ્યું નથી. અને, અરે, મ્હને મળેલા કેટલાક તટસ્થ સાક્ષરોના પત્રો વગેરેમાં હેતું જ લખાઈ આવ્યુંછે કે—ક્રમે આ ચર્ચામાં એટલું પૂર્ણ રીતે મથન અને સ્થાપન કર્યુંછે કે કોઇને કશું કહેવાનું હવે બાકી રહ્યું જ નથી. આ રીતનો વિચાર બતાવનારામાં રા. અંજારિયા પોતે જ એક છે—હેમણે અનેક વાર મ્હને રૂબરૂમાં એ જ પ્રકારનું વચન કહેલુંછે—અને તે જ વિદ્વાન્ હવે આ દલીલમાં શામિલ થાય તે જોઇને આજથી 'મૂક' જ રહેવું પડશે!

પરંતુ, જો એમ છે તો, 'સંભાવિત', 'સન્માન્ય,' સાક્ષરોની ખરી ફરજ તો એ જ છે કે આત્મગૌરવ, ઇત્યાદિ અયોગ્ય વૃત્તિઓનો ત્યાગ કરીને ઉઘાડી રીતે કબૂલ કરવું. વાત એ છે કે કેટલાકને પોતાની ભૂલ કબૂલ કરવી ગમતી નથી, કેટલાક એક બીજાની બોલવા માટેની વાટ્ય જોતા બેઠાછે, કેટલાક આ કર્તવ્યનું મહત્ત્વ પૂર્ણ રૂપે સમજતા નથી, કેટલાક પ્રેમાનન્દપક્ષના પંડિતોને અપ્રિય થતાં ડરે છે,—ઇત્યાદિ અનેક કારણો સંભવેછે, અને છે. વળી કેટલાક તો એમ વાટ્ય જોઈને બેઠાછે કે પ્રેમાનન્દપક્ષવાળાનું કહેવું શું છે—મ્હારા નિબન્ધના ઉત્તરમાં શો બચાવ હેમનો છે—તે જણાય પછી બોલાય. આ વૃત્તિ ન્યાયની નથી. એ પક્ષના લોકો તો અનન્તકાળ સુધી 'મૂક' રહેશે; તો શું તેથી કરીને મ્હારા નિબન્ધની દલીલોના અન્તર્ગત ગુણો બદલાઈ જશે?—પ્રેમાનન્દપક્ષવાળાની એ એક યુક્તિ જ છે કે—એ લોકો કાંઇ બોલવાનાછે એમ માન્યતા પ્રસરાવવી, જેથી આ વિષયમાં બોલવાને ઇચ્છનારા હેમની વાટ્ય જોતા હોય તે બોલતાં રોકાય. હેતુ તેમ નહિં હોય પણ પરિણામ તે થાયછે.

હાલ વિશેષ કહેવાની જરૂર નથી. મ્હારી કને ખાનગી રીતે અભિપ્રાયો આવ્યાછે તે યોગ્ય પ્રસંગે પ્રસિદ્ધ કરવાની ઉમેદ રાખુંછું. અને એમ પણ આ બે વિદ્વાનોની માહિતી માટે કહુંછું કે આ નાટકો વિશે મ્હુંદ કેશવલાલ ધ્રુવને એક કાળે મ્હારી પેઠે જ શંકા હતો અને તે મ્હને દર્શાવ્યો પણ હતો. પછીથી મત હેમનો ફર્યો તે વિશેનાં કારણો બતાવવાનું કર્તવ્ય હેમનું છે, પરંતુ એઓ મૌન સેવે તે માટે શું સ્વતન્ત્ર બુદ્ધિશક્તિને બધાએ માનવ-પૂજાના અંધારા કેદખાનામાં પૂરી રાખીને નિશ્ચેષ્ટ બનાવી દેવી? છેવટે એટલું જ કહુંછું કે આ પ્રશ્નનો નિવેડો આવવા માટે પ્રથમ કર્તવ્ય આ નાટકોના પ્રકાશકોનું એ હતું કે હેમણે પોતાનાં પ્રમાણ જણાવવાં; પછી કર્તવ્ય પ્રેમાનન્દના પક્ષના સેવકોનું તે જ પ્રકારનું હતું; અને એ ઉભય સ્થળના લાંબા મૌનથી હવે ત્રીજું કર્તવ્ય સર્વે સાક્ષરોનું એ છે કે મ્હારા નિબન્ધની દલીલોના અન્તર્ગત ગુણદોષ ઉપરથી અભિપ્રાય નિર્ભય રીતે બતાવવો.

આ લેખથી ફરીથી આ ત્રિવિધ વર્ગનું કર્તવ્ય તરફ ધ્યાન વિનયપૂર્વક ખેંચુંછું, અને કહુંછું કે હવે એઓ મૌન ચાલૂ રાખશે તો વિચારશીલ વર્ગ તો એમ જ માનશે કે મ્હારી દલીલોનો ઉત્તર દેવાય એમ નથી, અને ગુજરાતમાં નિર્ભય રીતે પોતાની ભૂલ કબૂલ કરવાની, અથવા બીજાને અપ્રિય પણ સત્ય વાત ખુલ્લી રીતે કહેવાની, કોઇ પણ સાક્ષરમાં હિમ્મત નથી. આ લેખથી પ્રેમાનન્દપક્ષના સાક્ષરોને હું ખુલ્લી રીતે આહ્વાન (challenge) કરુંછું કે તમારી કને પ્રમાણો હોય તો પ્રગટ કરો, નાટકો પ્રેમાનન્દનાં કરેલાંછે એમ સાબીત કરવાની હિમ્મત હોય તો વગર ઢીલે બ્હાર પડો, અથવા વિલમ્બ-

નો ખુલાસો આપો, નહિં તો પોતાની ભૂલ સ્વીકારો. એમાંનું કશું નહિ કરો, તો ત્હમારો પક્ષ ખોટો છે એમ નિર્વિવાદ સ્થાપિત થશે.

આ મહત્ત્વની ચર્ચામાં હારવા જીતવાનો પ્રશ્ન દાખલ કરવાનો નથી; સાહિત્યના ઇતિહાસમાં સત્યનું અન્વેષણ એ જ ખરું લક્ષ્ય છે. છતાં ત્હેને અંગે કદી હારજીતનો આત્મગૌરવપ્રેરિત ભાવ પ્રવેશ પામે, તો પણ એ સંબન્ધમાં પણ sportsmanlike થવું, રમત ગમતમાં હોયછે ત્હેવા પરસ્પર તરફ ઉદારભાવથી જ હારજીત પણ ખમવી, એ જ ભૂષણ છે.

વાંદરા
તા. ૯-૮-૧૧

નરસિંહરાવ ભોળાનાથ.

---

# 'કવિતા પ્રવેશ' આવૃત્તિ બીજીમાંના ઇતિહાસ-દર્શનનું શુદ્ધિપત્ર.

મિ. કરીમ મહમ્મદે 'કવિતા પ્રવેશ' ની બીજી આવૃત્તિમાં ઇતિહાસદર્શન' માં પ્રથમના કરતાં અનેક વધારા તથા ફેરફાર કર્યાછે, ત્હેના ગુણ દોષની પરીક્ષા કરવાની ઇચ્છાને રોકીને ત્હેમાં થયેલી એક મહત્ત્વની ભૂલની શુદ્ધિ—ત્હેમની રજા માગ્યા વિના જ—મ્હારે બતાવવાની જરૂર પડેછે. 'સંગીત' એ વિષયની નીચે 'કવિતાપ્રવેશ' આવૃત્તિ પ્હેલીના મ્હારા વિવેચનમાંથી પૃ. ૯ મે ઉતારો આપેલોછે, ત્હાં સંગીતનું વિભાગદર્શક આપવામાં ત્હેવી ભૂલ થયેલીછે કે હું શુદ્ધ વર્ગ આગળ મૂર્ખમાં ખપું. માટે એ ભૂલની શુદ્ધિ અહિં બતાવુંછું:—

સંગીત
- ધ્વનિસંગીત ( = સ્વમાન સંગીત )
- તાલસંગીત ( = કાલમાન સંગીત )

એમ મ્હારા વિવેચનમાં બતાવેલુંછે તે ફેરવીને મિ. કરીમ મહમ્મદે

સંગીત—
- ધ્વનિ સંગીત
- સ્વમાન સંગીત
- તાલસંગીત
- કાલમાનસંગીત

એમ મૂકી દીધુંછે. ધ્વનિસંગીત અથવા બીજું નામ સ્વમાનસંગીત, તેમ તાલસંગીત અથવા બીજું નામ કાલમાનસંગીત,—એમ વસ્તુસ્થિતિ છતાં, જાણે ધ્વનિસંગીત અને સ્વમાનસંગીત એ બે જુદા જુદા વિભાગ, અને તાલસંગીત અને કાલમાનસંગીત એ બે જુદા જુદા વિભાગ હોય એમ પરિણામ મિ. કરીમ મહમ્મદે આણી દીધુંછે. આ વિષયની ચર્ચા હેમના મનમાં ઉતરી જ નહિં હોય તેથી આ અશુદ્ધિ પેશી ગઈ હશે કે કેમ તે વિશે તર્ક કરવાની જરૂર નથી. માત્ર આટલી અશુદ્ધિનું શોધન કરીને હું મૌન રાખુંછું.

વાંદરા
તા. ૨–૮–૧૧

નરસિંહરાવ ભોળાનાથ.

---

# આરોગ્ય, વિજય, અને સત્તા મેળવવાના ઉપાય.*

આપણે ન્હાના બાળકો હતા ત્યારે વગર થાક્યે દેવગણાની વાતો કેટલી ખુશીથી સાંભળતા તે સર્વેને યાદ તો હશે જ. કાનત્રપોર 'રાક્ષસ, નિર્દય દૈત્ય અથવા તો દુષ્ટ રાજાના પ્રપંચોમાંથી અસ્થિર ભાગ્યવાળા સારા છોકરા કે છોકરીને બચાવી લેતાં જોવાને આપણે કેટલા તત્પર રહેતા. અને આપણા મનમાં ત્હેમને વિશે કાંઈ પણ બ્હીક રહેતી ન્હોતી કારણ આપણે એમ સમઝતા હતા કે અપ્સરાઓ કદી નિષ્ફળ જતી ન્હોતી, અને સદાચાર અને સત્યને માર્ગે ચાલનારને કદી તેઓ તજતી નહિં. અને આખરે જ્યારે અણીને વખતે આવીને પોતાની જાદુઈ શક્તિથી ભય અને વિપત્તિરૂપી વાદળ વીખેરી નાંખી ત્હેમાં સપડાયેલાઓને છોડવતી ત્યારે આપણે કેટલો આનન્દ પામતા. આપણે જેમ જેમ ઉમરમાં મ્હોટા થતા ગયા અને જીવનની કહેવાતી વાસ્તવિકતા વિશે વધારે જ્ઞાન પ્રાપ્ત કરતા ગયા તેમ તેમ આપણી સુન્દર દેવગણની ભૂમિ લોપ પામતી ગઈ, અને ત્હેના ચમત્કારિક નિવાસીઓને અવાસ્તવિક તથા છાયારૂપ કરીને સ્મરણના મંદિરમાં મૂકી દીધા, અને આપણે એમ ધારવા માંડ્યું કે બાલ્યાવસ્થાના સ્વપ્નાની ભૂમિ મૂકી દીધી તે ડહાપણનું જ કામ આપણે કર્યું પણ જ્ઞાનરૂપી ભૂમિમાં આપણે પાછા ન્હાના બાળકો જ થઈ જઈયે છિયે, ત્યારે આપણને પાછાં બાલ્યાવસ્થાનાં ઉત્તેજન આપનારાં સ્વપ્નાં આવે છે અને આપણને જણાય છે કે ત્હેમાં આખરે વાસ્તવિકતા હોયછે જ.

મનુષ્ય જાતિની અંતરવૃત્તિને નિયમમાં રાખનારા કાયદા, તથા વિચારની શક્તિનું જ્ઞાન, જે માણસને ત્હેના જ્ઞાનની વૃદ્ધિથી થયું હોય છે ત્હેના આત્માના પ્રદેશમાં, ન્હાના અને ઘણે ભાગે અદૃશ્ય રહેનારા હોવા છતાં બધાંને જીતી લેવાની જાદુઈ શક્તિ ધરાવનારા અને સદાચારને માર્ગે ચાલનારા અને આરોગ્ય, ધન, તથા સુખનું દાન કરનારા દેવગણ પાછા વાસ્તવિક લાગે છે અને અમર થઈ જાય છે. ત્હેને મન તો દેવગણ તે સર્વોપરી સદાચારની સાથે એકસ્વર થઈ કામ કરતા વિચારબળો, તથા વિચાર–દૂતો છે.

---

* ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર.

ખરાં આરોગ્ય, વૈભવ, અને સુખની પ્રાપ્તિનો જે લોકો સર્વોપરિ સદાચારની સાથે પોતાનાં હૃદય એકસ્વર કરવાનો દિનપ્રતિદિન પ્રયત્ન કરે છે ત્હેમને જ થાય છે. સદાચાર જેવું રક્ષણ બીજું કોઇ આપી શકતું નથી. પણ સદાચાર તે ફક્ત બ્હારથી જ નીતિના નિયમોનું પાળવું તે નહિં પણ પવિત્ર વિચાર, ઉન્નત અભિલાષાઓ; નિસ્વાર્થ પ્રેમ અને વૃથાભિમાનનો અભાવ તે જ સદાચાર. હમેશાં સારા, અને પવિત્ર વિચારો કર્યેથી આપણી આસપાસનું આધ્યાત્મિક વાતાવરણ મધુરતા અને સત્તાથી ભરપૂર થઇ, ત્હેના સમાગમમાં આવનાર ઉપર પોતાની છાપ બેસાડે છે.

જેમ ઉગતા સૂર્યથી નિરાધાર છાયાઓ ન્હાસવા માંડે છે તેમ પવિત્ર અને શ્રદ્ધાળુ હૃદયમાંથી પ્રગટી નીકળતા સદ્વિચાર રૂપી સૂક્ષ્મ કિરણોથી પાપમય વિચારો ન્હાસવા માંડે છે.

જે માણસમાં દૃઢ શ્રદ્ધા, અને અચળ પવિત્રતા હોય છે ત્હેને જ આરોગ્યની પ્રાપ્તિ થાય છે. તે જ સત્તા પ્રાપ્ત કરી શકે છે. એવા માણસમાં વ્યાધિ, ન્યુનતા, તથા વિપત્તિને નિવાસસ્થાન મળતું નથી કારણ ત્હાં ત્હેમને આવશ્યક પોષણ નથી.

શારીરિક સ્થિતિયો પણ માનસિક સ્થિતિ ઉપર આધાર રાખે છે. અને શાસ્ત્રીય જગતને પણ આ સત્ય હવે જણાવવા માંડ્યું છે. અને પ્હેલાં જે ગણાતું કે શરીરને તાબે મનુષ્ય હોય છે તે હવે જતું રહ્યું છે અને કબુલાતું જાય છે કે મનુષ્ય ત્હેના શરીરનો અધિકારી છે અને વિચારની શક્તિથી ત્હેને જેવું કરવું હોય છે ત્હેવું કરી શકે છે. પ્હેલાં એમ મનાતું કે માણસ ત્હેની મંદ પાચનશક્તિને લીધે નિરાશવશ હોય છે પણ હવે એમ લોકો સમજવા લાગ્યા છે કે નિરાશાવશ રહેવાથી ત્હેની પાચનશક્તિ મંદ રહે છે. અને થોડા વખતમાં બધાને જણાશે કે દરેક વ્યાધિનું મૂળ મનમાં હોય છે.

આ સૃષ્ટિમાં એવું કાંઇ પણ કષ્ટ મનમાંથી ઉદ્‌ભવ ન પામતું હોય ત્હેવું છે જ નહિં. અને પાપ, વ્યાધિ, દિલગીરી, અને પીડા તે ખરા વસ્તુસ્થિતિ પરી શી છે ત્હેનું આપણને જ્ઞાન નથી હોતું તેથી જ ઉત્પન્ન થાય છે.

દંતકથાનુસાર, હિન્દુસ્તાનમાં કોઇ એક સમયે તત્વજ્ઞાનીઓનો સંપ્રદાય હતો, તે લોકો એટલી તો પવિત્ર અને સાદી જીંદગી ગાળતા કે તે લોકો દોઢસો વર્ષની ઉમ્મરે સહેલાઇથી પ્હોચતા અને માંદા પડવું તે અક્ષમ્ય ગુન્હો ગણાતો કારણ તેથી કાયદાનો ભંગ કરેલો ગણાતો.

વ્યાધિ તે કોઇ ક્રોધિત દેવનો કોપ છે અથવા તો ઇશ્વર આપણી પરીક્ષા લેવાને ત્હેવું કરે છે એવું માનવાને બદલે આપણી ભૂલ અથવા પાપનું પરિણામ છે એવું જ્યારે આપણને સમજાશે અને આપણે કબુલ કરીશું ત્યારે જ આરોગ્ય રૂપી માર્ગે સહેલાઇથી ચાલી શકીશું. વ્યાધિ, જેઓ ત્હેને આકર્ષે છે અને જેમનાં હૃદય અને શરીરમાં ત્હેમને નિવાસ-સ્થાન મળે એવું જ્યાં હોય છે ત્યાં જાય છે. જીવનને ઉત્તેજન આપી શાન્તિમય, પવિત્ર વિચારથી ભરપૂર જેમનાં મન હોય છે ત્યાંથી તો વ્યાધિ દૂર ન્હાસતો જ જાય છે.

જો આપણે ક્રોધી, ચીડીયા, અદેખા, લોભી અથવા કોઇ મનની અશાન્ત પ્રકૃતિવાળા

હઇયે, અને તે છતાં આપણી તબિયત સારી રહે એવું ઇચ્છતા હઇયે, તો તે બનવું અશક્ય જ છે કારણ આપણે હમેશાં વ્યાધિનું બીજ આપણા મનમાં રોપ્યા કરિયે છિયે. ડાહ્યા માણસો મનની આવી સ્થિતિયોથી હમેશાં દૂર રહેવાનું કરે છે કારણ કે તેઓ જાણે છે કે ખરાબ ગટર, અથવા તો ચેપી ઘર કરતાં પણ તે વધારે નુકસાનકારક હોય છે.

જો આપણે શારીરિક દરદો અથવા દુઃખોથી મુક્ત રહી, તદ્દન આરોગ્ય રહેવું હોય તો, આપણા મનને વ્યવસ્થિત સ્થિતિમાં રાખી આપણા વિચારો પણ એકસ્વર કરવા જોઇયે. હમેશાં હર્ષના તથા પ્રેમાળ વિચારો આપણા મનમાં કરવા જોઇયે. આપણી નસોમાં પ્રીતિ-રૂપી અકસીર વહેવડાવવું જોઇયે તો પછી આપણે કોઇ પણ દવાની જરૂર નહિં રહે. આપણા મનમાંથી દ્વેષ, શંકા, ચિન્તા, તિરસ્કારવૃત્તિ, સ્વાર્થીપણું દૂર કર્યાથી આપણી મંદ પાચન-શક્તિ, આપણું પિત્ત, સ્નાયુવિકાર, તથા સંધિવા દૂર થશે. પૂર્વોક્ત સ્થિતિયોને જ જો વળગી રહીશું તો આપણે વ્યાધિગ્રસ્ત થઈ પીડાઇશું અને પછી આપણી ફરિયાદો બધી નકામી થઇ પડશે.

*શારીરિક સ્થિતિનો મન સાથેનો ગાઢો સંબન્ધ નીચેની વાત ઉપરથી સાબિત થશે.* કોઇ એક પુરૂષ અમુક પીડાકારક વ્યાધિથી પીડાતો હતો. હેણે એક પછી એક એમ ઘણા દાક્તરોનાં ઔષધ કર્યાં પણ કાંઇ ફાયદો થયો નહિં. પછી તે જે જે જગ્યાએ હેના ઔષ-ધિય પાણીના કુંડો માટે વખણાતી હતી ત્હાં ત્હાં ગયો અને ત્હાં સ્નાન કર્યાં પણ તે પાછો હેનો વ્યાધિ ઉલટો વધ્યો. એક રાત્રિયે હેને સ્વપ્ન આવ્યું હેમાં હેની સમક્ષ એક રૂપે આવીને પૂછ્યું "બન્ધુ ત્હેં ત્હારો વ્યાધિ દૂર કરવાને બધા ઉપાયો કરી જોયા?" અને તેણે કહ્યું "હા, મ્હેં બધા ઉપાયો કરી જોયા છે." તે રૂપ બોલ્યું "ના, ચાલ મ્હારી સાથે. તું એક કુંડમાં ન્હાવું ભૂલી ગયો છે. તે હું ત્હને બતાવું." તે વ્યાધિગ્રસ્ત પુરૂષ હેની પાછળ પાછળ ગયો. અને એક નિર્મળ પાણીના તળાવ આગળ તેઓ આવ્યા એટલે રૂપ બોલ્યું "આમાં તું ડુબકી માર્ય અને તું નક્કી સાજો થઇશ." અને એમ કહી તે ચાલ્યું ગયું. તે પુરૂષે પેલા તળાવમાં ડુબકી મારી અને બ્હાર નીકળ્યો ત્હારે તો તે તદ્દન વ્યાધિ મુક્ત થયો હતો. આ જોઇ તે બહુ આશ્ચર્ય પામ્યો. પણ બ્હાર નીકળીને જોતાં હેને તે તળાવની ઉપર "સન્યાસ" એ શબ્દો લખેલા નજરે પડ્યા. જાગૃત થતાં હેને સ્વપ્નાનો ગૂઢાર્થ બરોબર સમજાયો અને પોતાનું અંતર તપાસતાં હેને જણાયું કે તે પાપાચારી હતો. ત્હારથી જ હેણે પાપાચારનો પરિત્યાગ કરી સદાચારનું ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. અને હેમાં તે સફલ થતાં પાછો તે તદ્દન આરોગ્યાવસ્થા અનુભવવા લાગ્યો. ઘણા માણસો કહે છે કે કામના બોજાથી હેમની તબિયત બગડી ગઇ છે. પણ ઘણે અંશે આવી સ્થિતિયોનું કારણ મૂર્ખાઇથી જ બ્હદપાર રીત્યે, વગર વિચારે વાપરેલો ઉદ્યોગ જ હોય છે. જો આરોગ્ય સંપાદન કરવું હોય તો મગજને બોજો ન પડે એવી રીત્યે કામ કરતાં આપણે શીખવું જોઇએ. નજીવી બાબતોમાં, ચિન્તાતુર થઇ જવાથી અથવા તો ગુસ્સે થઇ જવાથી તબિયતને હાનિ પ્હોંચે છે. મગજનું અથવા શારીરિક કામ તબિયતને ફાયદા-કારક તથા આરોગ્યને ઉત્તેજન આપનારી વસ્તુ છે. જે માણસ હાથમાં લીધેલું કામ એક ચિત્તથી, તથા ચિન્તા અને કંટાળા વગર શાન્તપણે ખંતથી કર્યે જાય છે તે માણસ, વધારે

કામ કરી શકે છે એટલું જ નહિં પણ હેની તબિયતને પણ તેથી નુકસાન થતું નથી. ઉતાવળે તથા ચિન્તાતુર રહી કરેલું કામ, સારૂં થતું નથી તેમ જ બહુ પહુ થતું નથી અને તેમ કરનારની તબિયતને નુકસાન થાયછે.

પૂર્ણ આરોગ્ય, અને વિજય, એનો માનસિક પ્રદેશમાં ઘણો જ ગાઢો સંબન્ધ રહેલો હોય છે. માનસિક અનુરાગથી શારીરિક આરોગ્યની પ્રાપ્તિ થાય છે. અને તેથી જ આપણે ધારેલું કામ બરોબર કરી શકિયે છિયે. આપણા વિચારોને બરોબર વ્યવસ્થિત રાખીશું તો આપણું જીવન પણ વ્યવસ્થિત થશે. મનોવિકાર, અને આવકારરૂપી તોફાની પાણી ઉપર શાન્તિરૂપી તેલ રેડો, અને તેમ કરવાથી જીવનરૂપી મહાસાગરમાં ચાલતી આત્મારૂપી નૌકાને નાશ કરવાને ગમે તેટલું સખત, દુઃખરૂપી વાવાઝોડું પણ બળહીન થશે અને તે નૌકાનો નાવિક જો આનન્દી અને શ્રદ્ધાળુ હશે તો હેનો રસ્તો ઘણો સરળ થઈ પડશે. શ્રદ્ધાથી દરેક કામ પાર પડે છે. પરમાત્મા ઉપર શ્રદ્ધા, હેના સર્વશક્તિમાન કાયદા ઉપર શ્રદ્ધા, તથા આપણા કામ ઉપર તથા તે કામ પૂરૂ કરવાની આપણી શક્તિ માટે શ્રદ્ધા રાખવી જોઇયે. જો આપણે આપણી ચઢતી કરવી હોય તો શ્રદ્ધારૂપી ખડકમાં પાયો નાંખી ચણ-વાનું શરૂ કરવું. ગમે તે થાય, પણ આપણા મનમાંથી જે સૂચના થાય તે પ્રમાણે કરવું, અંતર્દૃષ્ટિથી, તથા અંતરવાણીથી જ હમેશાં દોરાવું, અને ભવિષ્યમાં આપણને આપણા વિચાર તથા પ્રયત્નનું ફળ મળશે જ એમ ધારી આપણું કામ નિશ્ચિન્તપણે અને દ્રઢતાથી કરવું. કુદરતના કાયદા કદી ફરતા નથી કદી વ્યર્થ જતા નથી. આવી શ્રદ્ધા રાખવી જોઇયે. આવી શ્રદ્ધાથી અનિશ્ચયરૂપી કાચું પાણી બધું વ્યવચ્છિન્ન થઈ જાય છે, અને વિઘ્નરૂપી પર્વત ભાગીને ભૂકો થઈ જાય છે અને શ્રદ્ધાળુ આત્મા સલામતીથી ચાલ્યો જાય છે આપણે આવી અસ્ખલિત શ્રદ્ધાની પ્રાપ્તિ કરવાનો પ્રયત્ન કરવો જોઇયે કારણ તેજ, સુખ, વિજય, શાન્તિ, અને સત્તા તથા જે કાંઈ ગુણોથી આપણું જીવન ઉમદા, તથા દુઃખ રહીત થઈ સકેછે હેની જાદૂઈ શક્તિ ધરાવે છે. શાશ્વતતારૂપી ખડક ઉપર શાશ્વતતારૂપી સામાન વડે ઇમારત બાંધીશું તો તે કદી પણ પડી નહિં જાય, અને પૈસાથી તથા ભયકારક રીત્યે બાંધેલી ઇમારતની પેઠે પડી જઈ ભાંગીને ભૂકો નહિં થાય. આપણે ગમે તો દિલગીરિના ખાડમાં પડી ગયા હોઇયે, અથવા તો દુઃખરૂપી પર્વતની ટોચે ચઢી ગયા હોઇયે તોપણ શ્રદ્ધાનો સાથ કરવો નહિં. અને હમેશાં આપણે આશ્રય લેવાના ખડક (શ્રદ્ધા) ઉપર જ આવી હેના અચ-લિત, અને શાશ્વત પત્થર ઉપર પગ સજ્જડ રાખવા. આથી આપણામાં એક જાતની આધ્યાત્મિક શક્તિ આવશે અને તેથી બધાં પાપમય બળો, કાચના રમકડાંની પેઠે ભાગીને ચૂરેચુરા થઈ જશે. અને જે માણસનું મન સંસારમાં જ રહેલું હોયછે હેવા માણસે સ્વપ્ને પણ ન અનુભવેલો વિજય આપણને મળશે જો આપણામાં શ્રદ્ધા હશે અને શંકા નહિં હોય તો એટલું જ થઈ સકશે એમ નથી પણ જો આપણે દુઃખરૂપી પર્વતને કહીશું કે "જા દરિયામાં પડી જા" તો તેમ જ થશે.

આવી શ્રદ્ધાનો અનુભવ પામેલાં, અને શ્રદ્ધાની પરીક્ષા કરી જોઇને, હેનાથી પ્રસરતિ શાન્તિ તથા ભવ્યતા અનુભવતાં ઘણાં સ્ત્રી તેમ જ પુરૂષો હાલ છે. આવાં લોકોની જ આજ્ઞાથી દિલગીરિ, નિરાશા, માનસિક તથા શારીરિક દુઃખના પર્વતો હેમની પાસેથી જતા

રહ્યા છે. અને વિસ્મૃતિમાં લોપ પામ્યા છે. આપણામાં જો આવી શ્રદ્ધા હશે તો વિજય, અથવા તો પરાજય બાબત આપણે ચિન્તા રાખવાની જરૂર નહિં રહે. પરિણામ બાબત નિશ્ચિન્ત રહી, શાન્તિથી તથા હર્ષથી કામ કર્યે જવું કારણ સારા વિચાર અને ખરા પ્રયત્નથી કરેલા કામનું પરિણામ સારૂં જ આવશે.

એક સ્ત્રી છે તે હાલ ઘણી સુખી છે. ત્હેને ત્હેની બ્હેનપણીએ કહ્યું "તું કેવી ભાગ્યશાળી છે. ત્હારે કંઈ પણ વસ્તુ જોઇતી હોય છે તો તે વસ્તુનું ચિન્તન જ કરવું પડે છે ને ત્હેની પ્રાપ્તિ ત્હને તરત જ થાય છે." અને ઉપરથી તેમ જ દેખાતું હતું. ખરૂં જોતાં તો તે સ્ત્રીએ પોતાના મનને તથા વિચારોને કેળવ્યાનું પરિણામ આ હતું. ફક્ત ઇચ્છા કરવાથી કાંઇ વળતું નથી. તેથી ફક્ત નિરાશા ઉત્પન્ન થાય છે. જીવનમાં વર્તન કરવાથીજ સાફલ્ય થાય છે. મૂર્ખ લોકો ફક્ત ઇચ્છા કરે છે અને પછી બબડે છે. ડાહ્યા માણસો વર્તન કરે છે અને પછી વાટ જુવે છે. અને આ સ્ત્રીએ પણ ફક્ત વર્તન કર્યું હતું. પોતાની માનસિક તેમ જ શારીરિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કર્યો હતો અને આખરે પરમાત્માના અદ્દશ્ય હસ્ત વડે ત્હેણે શ્રદ્ધા, આશા, હર્ષ, ભક્તિ, અને પ્રેમરૂપી રત્નોથી જડીત પ્રકાશતું મંદિર બાંધ્યું હતું. અને તે મંદિરનું કીર્તિવંત તેજ ત્હેની આસપાસ સર્વદા રહેતું, તે ત્હેના આંખોમાં પ્રકાશતું, તે ત્હેના વદનમાં ઝળકી ઉઠતું, તે ત્હેના કંઠધ્વનિમાં આન્દોલન પાડતું હતું; અને જે કોઈ તે સ્ત્રીના સંસર્ગમાં આવતા તે લોકો ત્હેનાથી અંજાઇ જતા.

આ સ્ત્રીની જેવી સારી સ્થિતિ છે ત્હેવી જ આપણી પણ થઇ શકે. આપણો વિજય, આપણી નિરાશાઓ, આપણો અધિકાર, આપણું સર્વસ્વ આપણા હાથમાં જ છે, કારણ આપણું ભવિષ્ય નક્કી કરવામાં આપણા વિચારોનું વલણ અગ્રસ્થાને રહેલું છે. હમેશાં પ્રેમાળ નિષ્કલંક, અને સારા વિચારો કર્યાથી આપણને લાભ જ થશે અને આપણા ઘરમાં સર્વત્ર શાન્તિ ફેલાઇ રહેશે. દ્વેષભાવવાળા, અપવિત્ર, અને નઠારા વિચારો કર્યાથી આપણને ભય લાગશે તથા સર્વત્ર અશાન્તિ જ ફેલાઇ જશે. આપણે પોતે જ આપણા ભવિષ્યના બનાવનાર છિયે. દરેક પળે આપણા મનમાં આપણને ફાયદાકારક તેમ જ હાનિકારક વિચારો આવ્યા જ કરે છે. આપણું મન મ્હોટું, પ્રેમાળ, અને નિસ્વાર્થ રાખીશું તો, આપણે ભલે તવંગર નહિં હોઇયે તો પણ આપણને વિજય અને અધિકારની પ્રાપ્તિ થશે. અને સ્વાર્થી, ધિઃક્કારથી ભરપૂર અને અનુદાર હઇશું તો, ભલેને આપણે કરોડપતિ હઇશું તો પણ દુઃખી જ થવાશે.

માટે આપણે પવિત્રામ, નિસ્વાર્થ, શ્રદ્ધા, અને એકાગ્રતા એ ગુણો કેળવવા જોઇયે અને તે સર્વેમાંથી, આરોગ્ય, વિજય, અને સત્તા ઉદ્દ્ભવ પામશે.

હાલ જે સ્થિતિમાં આપણે હઇયે તે સ્થિતિ આપણને ના પસંદ હોય અને કામમાં ચિત્ત ન ચોંટતું હોય તો પણ ભવિષ્યમાં આપણે સારી સ્થિતિયે પ્હોંચીશું એ આશાથી આપણું કર્તવ્ય ખંતથી કરે જવાં. કંઇ પણ સારા યોગ આવે તો ત્હેનો લાભ લેવાને તૈયાર રહેવું. આથી જ્હારે કોઇ પ્રસંગ આવશે ત્હારે તે પ્રસંગનો લાભ આપણે લઇ શકવાને શક્તિમાન થઇશું. અને આમ કરવાથી આપણામાં કુશળતા તેમ જ દીર્ઘ દ્દષ્ટિની વૃદ્ધિ થાય છે,

આપણે જ્યારે કોઈ કામ કરતા હઇયે, તો હેમાં બરોબર મન પરોવીને એકાગ્રતાથી કામ કરવું. ન્હાનાં કામો ભૂલ્યા વગર પૂરાં કરવાની ટેવથી મ્હોટાં કામો પણ સારાં થાય છે. ધીમે ધીમે ચઢવાથી કદી પણ પડાશે નહિં. આ જ સત્તા મેળવવાનો ખરો માર્ગ છે. હમેશાં, આપણી શક્તિઓને શી રીતે તાબે રાખવી, ક્યારે હેમનો ઉપયોગ કરવો તે સર્વેનો અભ્યાસ કરતા રહેવું જોઇયે. મૂર્ખ લોકો માનસિક તેમ જ આધ્યાત્મિક શક્તિઓ છુટ્ટાવેડા, મૂર્ખાઇ ભરેલા પટપટારા, સ્વાર્થી તકરારો અને શરીરને હાનિકારક આચાર વિચારોમાં ગુમાવી દે છે.

જો આપણે સર્વોપરિ સત્તા પ્રાપ્ત કરવી હોય તો સહનશીલતા, અને સામ્યવૃત્તિને કેળવવાં જોઇયે. સત્તા અને અચલતાને ઘણો જ સંબન્ધ છે. આપણે કોઇની પણ મદદ વગર જીવન માર્ગમાં ચાલવાને સમર્થ થવું જોઇયે. પર્વત, મ્હોટા મ્હોટા ખડકો, ઘણાં તોફાનો ખમેલું ઓકનું ઝાડ, એ બધાં આપણને અચલતા અને સત્તાનું ભાન કરાવે છે. તે બધાં બળ્ય છે તેમ જ અવગણના કરવાની રીતે અચલ રહેલાં હોય છે. વિચલ રેતી, અનુકૂલ ડાળી, અને કંપતું બરૂ, તે સર્વ આપણને દુર્બલતાનું ભાન કરાવે છે. કારણ તે સર્વે ચલિત છે તથા હેમનામાં રહામા થવાની શક્તિ નથી, અને બધામાંથી કાઢી લીધાં કે તદન નકામા થઇ જાય છે. તેમ જ પોતાના મિત્રો, લાગણી અથવા ક્રોધથી છુટા પડી જાય છે છતાં જે માણસ દૃઢ અને શાન્ત રહે છે તે જ માણસનામાં ખરી સત્તાએ વાસ કરેલો હોય છે.

જે માણસે પોતાને તાબે રાખવામાં ફતેહ મેળવી હોય છે તે જ માણસ બીજાને દોરવાને તથા તાબે રાખવાને યોગ્ય છે. બહેરો, ગાંડા, ભયંકર, અવિચારી અને છુટ્ટા લોકો ટોળામાં ને ટોળામાં રહે પણ તે લોકો આખરે છૂટા પડી જશે. અને શાન્ત નિશ્ચિન્ત, સત્ય અને હળવા માણસો ભલેને એકાન્ત જંગલમાં, અથવા ડુંગરની ટોચે, અથવા તો રણમાં જઇને રહે તોપણ હેવા લોકોમાં સત્તા વધતી જશે અને મનુષ્ય જાતીને ઘેરી લેનારા અધ્યાત્મિક કરણોને અટકાવી સકશે અને પાણીના ભયંકર ભમરાઓમાંથી છૂટી સકશે.

મનોવિકાર તે સત્તા નથી. તે તો સત્તાનો દુરુપયોગ છે. તેથી સત્તાનો વિક્ષેપ થાય છે. મનોવિકાર તે સત્તારૂપી લઢાઇના કિલ્લેદાર ખડક ઉપર અથડાતું તોફાન છે. પણ તે છતાં તે ખડક તો મુંગો અને અચલ જ રહે છે. માર્ટીન લ્યુથર જ્યારે વર્મસ જવાનો હતો ત્યારે હેની (માર્ટીન લ્યુથરની) સલામતી બાબત ભય રાખનારા મિત્રોના ઉપદેશથી કંટાળી ગયો હતો તે વખત કહ્યું હતું કે "વર્મસ ગામમાં ત્યહાંનાં ઘરનાં છાપરાં ઉપરનાં નળિયાં જેટલાં ભૂત હશે તો પણ હું વર્મસ જઇશ." તે દાખલામાં ખરી સત્તાનું અસ્તિત્વ આપણને માલુમ પડે છે. તેમ જ બેનજામિન ડીસરાએલી પાર્લામેન્ટમાં ભાષણ કરતે કરતે નિષ્ફલ થયો હતો અને આખી મંડળી હેનો ઉપહાસ કરતી કરતી ત્યારે બોલ્યો "એક એવો દિવસ આવશે, અને ત્યારે હમે મ્હારૂં ભાષણ સાંભળવું તે માન ગણશો." તે વાતમાં સત્તાનો ઘણો સારો દાખલો આપણી નજરે પડે છે.

મ્હારી ઓળખાણનો એક યુવક હતો. હેના ઉપર ઉપરા છાપરી સંકટો અને પરાજયો આવતા હતા ત્યારે હેના મિત્રો હેની મશ્કરી કરતા હતા અને વધારે પ્રયત્ન કરવાનું

છોડી દેવાની સલાહ આપતા હતા ત્હારે ત્હેણે કહ્યું "થોડા જ સમયમાં, ત્હમે મ્હારો વિજય, અને સારૂં ભાગ્ય જોઇને છક થઈ જશો." અને ત્હેનામાં બધાં વિઘ્નોની સાથે યુદ્ધ કરી ત્હેમને જીતી લેવાની ગૂઢ શક્તિ હતી અને ત્હેનાથી તે આખરે વિજયી નીવડ્યો.

આપણામાં આવી શક્તિ નહિ હોય તો તે અભ્યાસથી આપણામાં આવશે. અને આવી શક્તિના આવવાની સાથે જ આપણામાં જ્ઞાન પણ આવતું જશે. નજીવી બાબતોના ભોગ આપણે થઇ પડિયે છિયે તે ઉપર જીત મેળવવાનો પ્રયત્ન કરવો જોઇયે. હશાહશી, અસંયમિત હસવાનું, મૂર્ખાઇ ભરેલી ગમ્મતો, ફક્ત હસાવવા માટેનું બોલવું વગેરેનો આપણે ત્યાગ કરવો જોઇયે કારણ તે શક્તિનો દુરૂપયોગ છે. ઈફેસીયન્સને જ્યહારે સેન્ટ પોલે ચેતાવ્યા અને કહ્યું કે "મૂર્ખાઈ ભરેલું બોલવું અને મશ્કરી ઠઠ્ઠા કરવા તે નકામા છે." ત્હારે જ માનુષી ઉત્કર્ષને લગતા ગૂઢ કાયદાઓનું જ્ઞાન પોતે ધરાવતો હતો તે બતાવ્યું. કારણ આવી ટેવો પાડવાથી આધ્યાત્મિક શક્તિ અને આધ્યાત્મિક જીવનનો નાશ થાય છે. આવી માનસિક કુટેવોથી જેમ જેમ આપણે દૂર જઇશું તેમ તેમ ખરી સત્તા તે શું છે તે આપણને જણાતું જશે. અને આપણા આત્માને તાબે રાખનાર ઇચ્છાઓ તથા કામનાઓની સાથે આપણે યુદ્ધ કરી સકીશું. અને તેથી સત્તાનો માર્ગ ખુલ્લો થશે.

એક જ કામ લઇ તે પૂરૂં પાડનારા થવાની સર્વ કરતાં વધારે જરૂર છે. ઉચિત અને ફાયદાકારક કામ કરવું અને તે પાછળ ખંતથી મંડયા રહેવું, કશાથી પણ પાછા હઠવું નહિં. ઘણા કામમાં જીવ રાખનાર માણસ હમેશાં એક પણ કામ પૂરૂ કરી સકતો નથી. આપણે શીખવાને આતુર રહેવું. ભીખ માગવી નહિં. આપણે જે કામ માથે લીધું હોય તે આપણું પોતાનું જ છે એમ ધારી બરોબર સમજીને કરવું. હમેશાં આપણા અંતરમાં રહેલા માર્ગ દર્શકની પાછળ પાછળ જવું, અને તેમ કરવાથી જય પછી જય મળ્યે જશે અને આપણે ધીમે ધીમે જીવનના ઉન્નત શ્રૃંગે પ્હોંચી ત્હાંથી જીવનનો ઉદ્દેશ તથા સૌન્દર્ય જોઇ સકીશું. આત્મશુદ્ધિથી આપણને આરોગ્યની પ્રાપ્તિ થશે શ્રદ્ધાળુ થવાથી આપણને વિજય મળશે. આત્મને સંયમમાં રાખ્યાથી સત્તાની પ્રાપ્તિ થશે અને આપણે જે કાંઇ કરીશું ત્હેમાં ફતેહ પામીશું. કારણ તેમ કરવાથી આપણે તે મહાન કાયદા, સાર્વલૌકિક જીવન તથા અનાદ્યનંત પુણ્યની સાથે એકસ્વર થઈ ચાલી સકીશું. આપણે મેળવેલાં આરોગ્ય, વિજય, અધિકાર અને સત્તા સર્વદા આપણી કને જ રહેશે અને ત્હેમાં વૃદ્ધિ થતી જશે. આપણે જે વિજય મેળવીશું તે માનુષી ગણના કરતાં વધારે થશે.

પવિત્ર અને સંયમિત મનને આરોગ્યની પ્રાપ્તિ થાયછે. અસ્ખલિત શ્રદ્ધા અને યોગ્ય વિચારોથી વિજય મળે છે. અને લાલસારૂપી કાળા ઘોડાની લગામ દૃઢ મનથી ખેંચી રાખવાથી સત્તા તથા અધિકાર પ્રાપ્ત થાય છે.

નલિનકાન્ત નરસિંહરાવ.

# જોડણી વિષે.

આ વિષય પરત્વે આપણા વિદ્વાનોને મેં વિજ્ઞાપના કરી હતી, તેમાં કરેલી વિનતિ મુજબ આ માસિકના વિદ્વાન્ તન્ત્રી સાહેબે પોતાનો અભિપ્રાય દર્શાવવા તસ્દી લીધી તે માટે હું એમનો અન્તઃકરણપૂર્વક ઉપકાર માનું છું. પરંતુ કેટલીક ગેરસમજ થઈ હોય એમ જણાય છે, તેથી તેના સ્પષ્ટીકરણ અર્થે કાંઈક પ્રત્યુત્તર આપવા રજા લઉં છું.

સાહિત્યપરિષદ્ તરફથી જોડણીકમિટિ નિમાઈ હતી તથા તેના સભ્યો પણ પ્રતિષ્ઠિત વિદ્વાનો હતા—એ સર્વેથી હું અજ્ઞ નહોતો. મારૂં કહેવું એમ હતું કે 'આપણા સાક્ષરવર્ગોની એક સર્વદેશીય સભા બોલાવી' આ પ્રશ્નનો નિર્ણય થાય તો સારૂં; અર્થાત્, પરિષદે નિમેલી કમિટિ **સર્વદેશીય** નથી એમ હજુ પણ મારૂં યથામતિ માનવું છે, અને આ અભિપ્રાય આપણા શિક્ષિત વર્ગમાં ઘણાઓનો છે એમ પણ મને તપાસ કરતાં માલુમ પડ્યું છે. ગુજરાતી ભાષાની જોડણી નક્કી કરવાનો પ્રશ્ન ઊઠે ત્યારે જે જે પ્રજાઓ ગુજરાતી ભાષા બોલતી, લખતી, વાંચતી હોય તે સર્વ પ્રજાઓમાંથી એક પણ ઉપેક્ષ્ય ગણાય નહિ. આ ન્યાયે પરિષદે નિમેલી જોડણીકમિટિમાં એક મુસલમાન અને એક પારસી સભ્ય અવશ્ય જોઈએ. (મુસલમાનો કે પારસીઓમાંથી યોગ્ય લાયકાતવાળો અને સારી કેળવણી પામેલો એક એક ગૃહસ્થ નહિ મળી શકે એવો વાંધો તો કોઈ ભાગ્યે જ ઉઠાવશે.) વળી, જેના ઉપર જોડણીના પાયાનો આધાર છે, અર્થાત્ જ્યાં બાળકોને વ્યાકરણસહિત ભાષા શીખવાનો આરંભ થાય છે, તે કેળવણીખાતાની તો ઉપેક્ષા જ થઈ છે. જોડણીકમિટિના નિયમ ગમે તેટલા સારા હોય પણ જો તે નિયમ કેળવણીખાતું સ્વીકારે નહિ તો તે નિરર્થક જ જશે. માટે તે ખાતાના પ્રતિનિધિ (ખાસ આ વિષયમાં) તરીકે ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલને કમિટિમાં સ્થાન મળવું જ જોઈએ; પછી તે પ્રતિનિધિ ગમે તે વ્યક્તિ હોય.

ઉપર ગણાવેલા ગૃહસ્થો 'સાહિત્યપરિષદમાં ભાગ લેતા વિદ્વાનો' નથી એમ કહેવામાં આવે, તો એટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે પરિષદને જેમની જરૂર જ છે તેમને નિમન્ત્રણ કરવામાં શી હાનિ છે?

આ પ્રમાણે પરિષદે નિમેલી જોડણીકમિટિ **સર્વદેશીય** નથી એમ મારા નમ્ર અભિપ્રાયનો ખુલાસો કર્યો. પરંતુ, 'સર્વદેશીય' શબ્દ કદાચ પ્રો૦ ધ્રુવની નજર બહાર ગયો હશે; નહિ તો તેઓ નીચે પ્રમાણે લખત નહિઃ—

"જોડણી નક્કી કરાવવા માટે. આજ સુધી સાહિત્યસભાએ કે સાહિત્યપરિષદે યત્ન કર્યો પોતે સાંભળ્યો પણ ન હોય એવી હબેથી......એ સંસ્થાઓને કર્તવ્ય ઉપદેશે છે એ તો ખરેખર આશ્ચર્યકારક જ છે."

સાહિત્યસભા અને સોસાઇટી વિષે તન્ત્રી સાહેબનું એમ કહેવું છે કે જોડણી જેવા મહાપ્રશ્નો પરત્વે નિર્ણય કરવો એ એમનું કર્તવ્ય નથી. પરંતુ, જોડણી જ્યારે એક મહાપ્રશ્ન

જ છે અને તેનું નિરાકરણ થોડા સમયમાં થઇ શકે એવું નથી, ત્યારે દરેક સભાએ—અલકે દરેક વિચારશીલ પુરુષે—પોતાને માટે કાંઇ પણ વિચાર કર્યા વિના બેસી રહેવું એ યુક્ત છે ! વળી, સભા અથવા સોસાઇટી આ પ્રશ્ન વિષે વિચાર કરી બીજાને સાહાય્ય આપે એમાં ખોટું શું છે ? કર્તવ્યાકર્તવ્યનો પ્રશ્ન આ સ્થળે ઉદ્ભવતો જ નથી. સાહિત્યસેવાને અર્થે જેટલું થાય તેટલું થોડું જ છે એમ દરેક વિદ્વાન્ અને દરેક સભા કબૂલ કરશે જ. તો પછી 'સાહિત્યપરિષદ્‌ની યોજના કરી એટલે સાહિત્યસભાનું કર્તવ્ય પૂરું થાય છે' એમ કેમ કહેવાય ?

હવે જરા વિભાષાવાદ વિષે પણ વિચાર કરીએ. " શક્તિ અને રાત્રી ઇત્યાદિમાં બે રૂપો સ્વીકારવાં તેમાં, અને 'થયું હતું' અને 'થયું હતું' એમ બે સ્વીકારવાં તેમાં વિશેષ ફેર શો છે ?" વિશેષ ફેર ઘણો છે. ગુજરાતી શબ્દોને અન્તે આવતાં બધાં જ હ્રસ્વ ઉ દીર્ઘ લખવાં તેમાં, અને શક્તિ, ભૂમિ, મતિ આદિ ગણ્યાંગાંઠ્યા શબ્દોના અન્ત્ય સ્વર પરત્વે વિકલ્પ હોવો તેમાં ફેર નથી ? અત્યાર સુધી ચાલેલું ભાષાનું આખું સ્વરૂપ પલટાઇ જાય એ શું ફેર ન ગણાય ? શીકર, ફરેશ, કોશલ્યા, શક્તિ વગેરે શબ્દોમાં (એવા શબ્દોની સંખ્યા કેટલી હશે ?) તાલવ્ય અથવા દન્ત્ય સકાર લખાય તે ઉપરથી એમ સિદ્ધ થઇ શકે કે ગુજરાતીના ગમે તે શબ્દમાં ગમે તે સકાર લખવાને અડચણ નથી ?

જીવન્ત ભાષામાં ઉચ્ચારભેદને લીધે વિકલ્પનો આશ્રય કરવો પડે એ સત્ય છે. પરંતુ, એનો અર્થ એવો હોઇ શકે જ નહિ કે સર્વની મરજીમાં આવે તેવી છૂટથી સર્વે લખી શકે. આખી સંસ્કૃત ભાષાનો વિચાર કરતાં જણાય છે કે એમાં પણ ગમે ત્યાં વિકલ્પ હોતો નથી. શક્તિ વગેરે ઉપર ગણાવેલા શબ્દોમાં જે વિકલ્પ દૃષ્ટિગોચર થાય છે તે વિકલ્પનો આશ્રય મતિ, ગતિ, બુદ્ધિ, વગેરે સેંકડો શબ્દોમાં લેવાતો નથી એ ખાસ સ્મરણમાં રાખવાનું છે.

જોડણી પરત્વે તદ્દન સ્વતન્ત્રતાથી વર્તનારાઓને (the Liberty School of Spelling) પ્રો. ધ્રુવ જેવા સંસ્કૃતના પ્રૌઢ વિદ્વાને સ્વીકારેલો વિભાષાવાદ બિલકુલ અનુમોદન કે પુષ્ટિ આપતો નથી એમ સ્પષ્ટ જણાવવા અત્રે પ્રયત્ન કર્યો છે, સત્યાગ્રહ પ્રચલિતપથ— એ સાધન તરીકે સ્વીકારાયલા સત્રને અનુસરી મને જે સત્ય લાગ્યું તે અત્રે જણાવ્યું છે.

| | |
|---|---|
| અમદાવાદ,<br>તા. ૧૫-૯-૧૧. | સાકરલાલ અમૃતલાલ દવે. |

*** અત્યારે એક ન્હાની જોડણીકમિટિમાં પણ લગભગ "નાસૌ મુનિર્યસ્य मतं न भिन्नम्" એ સ્થિતિ પ્રાપ્ત થઇ છે, તો રા. સાકરલાલ સૂચવે છે તેવી 'સર્વદેશીય સભા' બાંધેલનો મુકરર કરેલો સુઘટિત આપે એ સહજ કલ્પાય તેમ છે. રા. સાકરલાલને તો એક મુકરરથી પણ સન્તોષ જણાતો નથી—તેઓ તો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ વગેરે દરેક સાહિત્યને લગતી સંસ્થા પોતપોતાના મુકરર બાંધે, અને એના ગુણે જોઇએ વસ્તરર

વાતો કરે, અને પછી સર્વનો એક પિરામિડ બનાવે એવાં મનોહર સ્વપ્નો જુવે છે! રા. સાકરલાલનો દોષ નથી. વિચારના આરંભકાળમાં સૌને એવાં જ સ્વપ્નાં આવે છે, અને એવાં સ્વપ્નાં આગામી સિદ્ધિનાં સૂચક છે. પણ એક વાર આંખ ઉઘડી ગયા પછી તુરત એ પાછી મીંચાવી કઠણ છે. એમને અત્યારે જે તરેહની 'સર્વદેશીય સભા' માટે ઉત્સાહ થયો છે તેવી સભાનો —સર્વાંશે તેવી સભાનો, બલ્કે એ કરતાં પણ કાંઇક વધારે વ્યાપક સભાનો—લાભ લેવા સાહિત્યપરિષદ્‌ને પણ એના આરંભકાળમાં ઉત્સાહ થએલો, અને તે માટે યત્ન પણ કરેલો. પરિણામ શું આવ્યું એ સર્વને વિદિત છે. પણ એ યત્ન કેવી રીતે નિષ્ફળ નીવડ્યો—અને વર્તમાન ન્હાની કમિટિ નીમવાની કેવી રીતે જરૂર પડી, ઇત્યાદિ હકીકત સાહિત્યપરિષદ્‌માં આરંભથી જોડાએલા અને એ સંબન્ધી જાણીતા જનોને પૂછવાથી તથા એનાં દફતરો જોવાથી મળી શકશે. અને પ્રસંગવશાત્ એ પણ સમજાશે કે શબ્દની જોડણી કરતાં અત્યારે વિચારની—જીવનની—જોડણીનો પ્રશ્ન વધારે અગત્યનો છે.

'જોડણી પરત્વે તદ્દન સ્વતન્ત્રતાથી વર્તનારા (the Liberty School of Spelling)'ને અત્રે 'સ્વીકારેલો વિભાષાવાદ બિલકુલ અનુમોદન કે પુષ્ટિ આપતો નથી'—એમ રા. સાકરલાલે કહ્યું છે તે યથાર્થ છે, અને આમ અમારા તાત્પર્યનો ખોટો અર્થ સમજતો અટકાવવામાં એમણે જે મદદ કરી છે તે માટે એમનો ઉપકાર માનીએ છીએ. 'વિભાષા' શબ્દથી સર્વત્ર—વ્યાકરણસિદ્ધાન્તકૌમુદીકાર કહે છે તેવી—'વ્યવસ્થિત વિભાષા' જ સમજવાની છેઃ ચાલતી જોડણીની અવ્યવસ્થામાંથી—ઐકાન્તિક નિયમ ઉપર આવતા પહેલાં—વચલી ભૂમિકા વિભાષાવાદની છે, અને તેથી અમારું કહેવું એવું છે કે અત્યારે ઐકાન્તિક નિયમ જે તદ્દન અસમ્ભવિત છે એ પ્રાપ્ત કરવાની મિથ્યા આશા છોડી, વિભાષાવાદનો આશ્રય કરી, અમુક વૈકલ્પિક નિયમો સ્થાપવામાં આવે તો તે અત્યારને માટે બસ છે. જતે દહાડે, જેમ પાણિનિના અનેક વિકલ્પો બંધ થઇને, કવિપ્રયોગથી અમુક અમુક રૂપ નિશ્ચિત થઇ ગયાં, તેમ ગુજરાતી શબ્દોમાં પણ થશે. અત્યારે વ્યવસ્થિત વિભાષા કરતાં અધિક નિયમ પ્રાપ્ત કરવાની આશા ફોકટ છે. ને સંસ્કૃત વ્યાકરણમાં એ વિકલ્પનું તત્ત્વ કેવું સ્વીકારાયું છે અને એનું બીજ શું છે એ જ બતાવવાનો જ્યાં મુદ્દો છે, ત્યાં વિકલ્પની સંખ્યાની ગણતરી અકિંચિત્કર છે.

'રાત્રિ'—વગેરે વૈકલ્પિક ઇ (હ્રસ્વ)—અને ઈ (દીર્ઘ)—કારાન્ત શબ્દો રા. સાકરલાલ ધારે છે તેમ 'ગણ્યા—ગાંઠ્યા' જ હોત તો વ્યાકરણકાર અમુક શબ્દો ગણાવીને વિકલ્પસૂત્ર રચત, "कृदिकारादक्तिनः ॥ रात्रयः । रात्री ॥ सर्वतोऽक्तिन्नर्थादित्येके ॥ शकटिः । शकटी" એમ અ–ક્તિન્નર્થ એવો અભાવગર્ભ શબ્દપ્રયોગ કરવાની એને જરૂર ન પડત—તેમાં પણ કૃદિકાર–અક્તિન્નર્થથી પણ વિશાળ ક્ષેત્રમાં જઇ સર્વ–અક્તિન્નર્થને આ વિકલ્પ લાગુ પાડવાની કેટલાકને જરૂર જણાઇ છે. આ ઉપરથી આ વિભાષાનો પ્રદેશ કેવડો મ્હોટો હશે તેની કલ્પના થઇ શકશે. બીજું—અમે સંસ્કૃતમાં શ અને સની વિભાષા બતાવી એનો અર્થ બેશક એમ સમજવાનો નથી જ કે ગુજરાતીના ગમે તે શબ્દમાં એ વિભાષા દાખલ થઇ શકે. 'શું'ને સ્થાને સુરતીઓ 'સું' બોલે છે માટે એ શબ્દ પરત્વે વિભાષા સ્વીકારવી એમ અમારું કહેવું જ નથીઃ પણ સુરતીઓ 'ડોસી' કહે છે અને અમદાવાદીઓ

'ડોશી' કહે છે, તો તે સ્થળે ઐકાન્તિક 'શી'ને બદલે વૈકલ્પિક 'શી'-'સી' વાળાં રૂપો સ્વીકારવાં એમ અમારા વાદનું તાત્પર્ય છે. અત્રે શંકા થશે કે આ બે ઉદાહરણો વચ્ચે ભેદ શા માટે હોવો જોઈએ? તો અમે એનો એટલો જ ઉત્તર આપીશું કે જે શિષ્ટતાના બળે 'અંકલેશ્વર'ને રદ કરી 'અંકલેશ્વર' સ્વીકારાવ્યું છે, તે જ શિષ્ટતાના બળે 'સું'ને સ્થાને 'શું' જ રખાવરાવ્યું છે, પણ તેણે હજી 'ડોસી'-રૂપને ખાતલ કરાવ્યું નથી. પૂર્વે સંસ્કૃત ભાષા બોલાતી હતી તે વખતમાં, આ જ રીતે, શિષ્ટજનોના ઉચ્ચારાનુસાર જ્યાં બે-બે રૂપો સ્વીકારવાની જરૂર પડી ત્યાં તે સ્વીકાર્યાં; પણ જ્યાં શિષ્ટ જનોમાં અમુક જ ઉચ્ચાર નિયત હતો ત્યાં તે જ ઉચ્ચારને શિષ્ટ—સંસ્કૃત—ગણ્યો, અને પ્રાકૃત જનોના ઉચ્ચારને પ્રાકૃત ભાષામાં સ્થાન લેવા દીધું. આ જ ધોરણસર અત્યારે આપણે ગુજરાતી 'નિત્ય' (નિયમ) અને 'વિકલ્પ'ની વ્યવસ્થા કરવાની છે. પાણિનિનું વ્યાકરણ વાંચતાં, વાચકને એ મહાન વૈયાકરણ માટે જે નિઃસીમ માન ઉપજે છે તેનું કારણ એમણે અગણિત વિકલ્પોની કરેલી વ્યવસ્થા છે. કોઈ પણ વૈયાકરણ અમુક રૂપો ખરાં અને અમુક ખોટાં જ એવો ઐકાન્તિક આગ્રહ લઈને બેસે, તો તે કદી વિજયી ન જ નીવડે. કારણ કે ભાષાનું જીવન્ત સ્વરૂપ આવા આગ્રહને પગ તળે ચાંપીને આગળ વધ્યું જાય છે. માટે આવે પ્રસંગે વિકલ્પનો આશ્રય કરવો એમાં જ ખરી શાસ્ત્રીયતા રહેલી છે. આ મહાન સત્યનું જ્ઞાન એ પાણિનિના વિજયનું બીજ છે. અને એ તરફ વાચકનું લક્ષ ખેંચીને અમે, ગુજરાતી ભાષાના વ્યાકરણમાં એ તત્ત્વ સ્વીકારવાથી કોઈ પણ તરેહનું હીનપદ કે 'ઘેગપણા'નો આભાવ પ્રાપ્ત થતો નથી એટલું બતાવવા માગીએ છીએ. મૂળ સંસ્કૃતમાં એ જ તત્ત્વ હતું અને એની જ જોડે ગુજરાતીનું સામ્ય કરવાનું છે—અંગ્રેજી ભાષાનો દાખલો પ્રકૃત વિષયમાં લાગુ પડતો નથી, કારણ કે એ ભાષાની આપણી ભાષાઓથી વિલક્ષણતા છે એ વાત ગયા અંકમાં અમે અમારી નોંધમાં બતાવી ગયા છીએ.

રા. સાકરલાલ એક નવા ઉત્સાહી લેખક છે, અને એમનો લેખન માટેનો ઉત્સાહ અમે ભંગ કરવા માગતા નથી. ગુજરાતની સાહિત્યની વાડી હજી ઘણી અણખેડી પડી છે, અને એમાં કામ કરનારા જેમ વધે તેમ સારૂં છે. પણ એમના હૃદયને ક્ષણિક આઘાત કરવાનું જોખમ વ્હોરીને પણ ગુજરાતના સાહિત્યના લાભ અર્થે અમે એટલું કહેવાની છૂટ લઈએ છીએ કે એમના જેવા ઉમેદવારો પાસેથી ગુજરાત ચર્ચાપત્ર કરતાં અધિક માગે છે. ચર્ચાપત્રથી લેખક તરીકેની કારકીર્દી શરૂ કરવામાં બાધ નથી—અમે પોતે પણ એ રીતે જ શરૂઆત કરી હતી!—ઘણા કરે છે—પણ ભેગળાગરણના બે ચાર શ્લોકો થઈ જાય એટલે તો "अजमति विस्तरेण" કહેવું પડે.

તન્ત્રી.

# નીતિની કેળવણી.

દરેક યુગમાં અમુક વિચાર પ્રબળ હોય છે, અને તેથી તે જમાનાની દરેક સંસ્થા તે વિચારના બળથી નિશ્ચિત થાય છે; પણ જ્યારે તે વિચાર ક્ષીણ થતો જાય છે ત્યારે જનમંડળની વ્યવસ્થા નિર્બળ બનતી જાય છે અને તેથી ઉચ્ચતર ભાવના સિદ્ધ કરવાને સ્વાભાવિક પ્રયત્ન કરવામાં આવે છે. પ્રાચીન કાળમાં જનસમાજની વ્યવસ્થા મુખ્યત્વે કરીને ધર્મ અથવા નીતિ ફળીભૂત કરવાને માટે હતી. કેળવણી પણ ધાર્મિક ભાવના અથવા નીતિવિચાર અનુભવવાનું એક સાધન હતું. જનમંડળની સાદી સ્થિતિ હતી તેથી દરેક પ્રજાને તેની ભાવના સિદ્ધ કરવાનું ઘણું સરળ પડતું અને વિચારનું ઐક્ય હોવાથી જનસમાજના દરેક અંગની પ્રવૃત્તિ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જીવિતનો અમુક હેતુ બર લાવવાને માટે યોજવામાં આવતી હતી. જીવિતના અમુક હેતુને અનુસરીને જે ભાવના ઘડવામાં આવી હોય છે અને તેને સિદ્ધ કરવાને જનમંડળના ભિન્ન ભિન્ન અંગની જે વ્યવસ્થા કરવામાં આવે છે તેને દેશનો સુધારો ( Civilization ) કહે છે. પ્રાચીન કાળના કોઈ પણ દેશના સુધારાનું લક્ષણ જાણવું હોય તો તે દેશમાં ધર્મની કઈ ભાવના પ્રચલિત હતી તે જાણવાથી બરોબર રીતે માલમ પડે છે. ધર્મ શબ્દનો અર્થ અમુક મત કે જપ, તપ, ધ્યાન કે વ્રતના એકદેશીય વિચારથી સમાપ્ત થતો નથી. ધર્મ એ તો આપણા જીવિતનો પરમ હેતુ સિદ્ધ કરવાની ભાવના છે. જેની રીતનો આ પરમ હેતુ* નક્કી કરવામાં આવે છે તે પ્રમાણે સુધારાનું લક્ષણ ઘડાય છે. આવી રીતે પ્રાચીન કાળમાં ભાવનાની એકતાને લીધે અને તે *ભાવના મુખ્યત્વે કરીને ધાર્મિક હોવાથી કેળવણીનું લક્ષ્ય આ ભાવના સિદ્ધ કરવા તરફ હતું. જનમંડળનું વાતાવરણ ધાર્મિક હોવાથી દરેક વ્યક્તિને આડકતરી રીતે પણ નીતિની કેળવણી* ઘણી મળતી હતી. નીતિના શિક્ષણની ખાસ વ્યવસ્થા કરવાને અથવા તેની કેળવણી આપવાનો કંઈ પ્રયત્ન કરવો પડતો નહિ. જનમંડળના ધાર્મિક જીવનની અસર દરેક વ્યક્તિ ઉપર પરોક્ષ રીતે તેનું જીવન નીતિમાન્ કરવા તરફ જ હતી.

અર્વાચીન યુગના સુધારાનું મુખ્ય લક્ષણ સાંસારિક હિત છે જનમંડળની વ્યવસ્થા આ વિચારના પ્રાધાન્યથી જ સ્વાભાવિક રીતે ઘડાઈ છે પ્રાચીન કાળની ધાર્મિક ભાવના ધીમે ધીમે એટલી બધી ઘસાઈ ગઈ છે કે કેટલાક દેશમાં તો ધાર્મિક શિક્ષણ જાહેર નિશાળમાંથી તદ્દન બાતલ કરવામાં આવ્યું છે અને કેટલાક દેશમાં તેની જરૂરીઆત સંબંધી ભારે શંકા છે, જનસમાજની દરેક વ્યક્તિ હરકોઈ પ્રકારે કેવી રીતે વધારેમાં વધારે સુખ મેળવી શકે તે વિચારને અનુસરી હાલમાં જનમંડળની વ્યવસ્થા થતી માલમ પડે છે. અને તેથી કેળવણીની ભાવના પણ આ પ્રધાન વિચારથી નિશ્ચિત થાય છે હાલની કેળવણીની ભાવના 'સાંસારિક સુખ' ની છે એટલું જ નહિ પણ જુના કાળમાં પ્રજાના જીવનનું જેવું ઐક્ય અનુભવવામાં આવતું હતું તેવું હાલમાં નથી. દુનિયાના જુદા જુદા દેશના સુધારાની અસર દરેક દેશના સુધારા ઉપર થાય છે અને તેમાં ખળભળાટ ઉત્પન્ન થઈ રહે છે. તેથી કઈ ભાવનાને અનુસરી કેળવણીનું સ્વરૂપ તૈયાર કરવું તે ઘણી મુશ્કેલ બાબત થઈ પડી છે.

---

* ગ્રીક તત્ત્વવેત્તા જેને Supreme Good ( Summum Bonum ) કહેતા હતા.

દરેક વ્યક્તિના જીવનમાં એકતા છે. જ્યાં સુધી તે વ્યક્તિના જીવનમાં તેનું એકત્વ (Individuality)માં આવતું નથી ત્યાં સુધી તેના જીવનનો હેતુ પરિપૂર્ણ થતો નથી જીવિતનો હેતુ પરિપૂર્ણ કરવા માટે દરેક વસ્તુના વ્યક્તિત્વનો યોગ્ય વિકાસ કરવો જોઇએ પણ જ્યાં સુધી આપણા જીવિતના પરમ ઉદ્દેશની—ધર્મભાવના પ્રાચીન તેમ જ અર્વાચીન કાળના સુધારાના લક્ષણોનો સુયોગ કરી યોગ્ય રીતે ઘડવામાં આવી નથી ત્યાં સુધી કેળવણીની ભાવનામાં એકતા શી રીતે આવવાની હતી ! અને જ્યાં સુધી કેળવણીની ભાવના નિશ્ચિત સ્વરૂપમાં નહીં કરવામાં આવી નથી ત્યાં સુધી વ્યક્તિના જીવનમાં એકતા શી રીતે અનુભવવામાં આવી શકે ? જ્યારે આપણા મનમાં વિરુદ્ધ વિચારનો કલહ થાય છે ત્યારે આપણી જીવનશક્તિનો ઘણો નિરર્થક વ્યય થાય છે અને મનમાં સંશયવૃત્તિ પ્રેરાય છે. જે સંશયવૃત્તિ વિચારમાં જોવામાં આવે છે તે જ સંશય આચારમાં ઉચ્છૃંખલતા રૂપે અનુભવવામાં આવે છે. જ્યાં સુધી અનેક વિરુદ્ધ વિચારથી ઉદ્‌ભવતા મથનનું સમાધાન થતું નથી ત્યાં સુધી જીવિતની ભાવનાનું સ્વરૂપ નક્કી થતું નથી. અને જ્યાં સુધી જીવિતની ભાવનામાં એકતા અનુભવાતી નથી ત્યાં સુધી આચારમાં પણ ઐક્ય માલમ પડતું નથી. તેથી કેળવણીકારની પ્રથમ ફરજ એ છે કે જુદા જુદા વિચારનો જે સમૂહ હાલમાં માલમ પડે છે તેનું એકીકરણ કરી આપણી જીવિતની ભાવના એવી રીતે ઘડવી કે પ્રાચીન અને અર્વાચીન સુધારાનાં યોગ્ય તત્વ તે ભાવનામાં આવી શકે. જ્યાં સુધી આવો નિશ્ચય કરવામાં આવે નહિ ત્યાં સુધી આપણી જીવનશક્તિનો ઘણો વ્યય થવાનો એ નક્કી છે, અને તેની સાથે નીતિ ભાવના પણ નિર્બળ રહેવાની એ નિઃસંશય છે. જો કેળવણીના વિચારમાં એકતા અનુભવવામાં આવે નહિ તો જુના અને નવા વિચારનો કલહ જારી રહેવાનો અને તેના પરિણામે વિચારની નિર્બળતા અને આચારની શિથિલતા રહેવાની એમાં સંશય રહેતો નથી, કારણ કે જ્યાં સુધી શ્રદ્ધા—બુદ્ધિયુક્ત શ્રદ્ધા આપણે અનુભવતા નથી ત્યાં સુધી આપણો વ્યવહાર અવ્યવસ્થિત રહે છે. ભિન્ન ભિન્ન સુધારાની અસરથી જે " બેવડું જીવન " આપણે હાલમાં ગાળીએ છીએ તે ઉપરથી આ વિચારની સત્યતા હરકોઇને સમજાશે.

જીવનની ભાવનાની એકતા કેટલી બધી જરૂરની છે તે ઉપરના વિવેચનથી કંઇક માલમ પડે છે; કારણ કે જીવિતની ભાવના સિદ્ધ કરવાનો રસ્તો નીતિ છે. ભાવના એ વિચાર છે તે નીતિ તે આચાર છે. સુધારાની જે ભાવના પ્રચલિત હોય છે તે પ્રમાણે અમુક દેશ અથવા કાળની નીતિધોરણ નક્કી થાય છે અને આવા નીતિ ધોરણથી દરેક ગુણની કિંમત થાય છે. સુધારાની જેવી ભાવના હોય છે તે પ્રમાણમાં સદ્‌ગુણની જરૂરીઆત લાગી છે અને તેની કિંમત અંકાય છે જુદા જુદા દેશમાં અને કાળમાં સુધારાનાં ધોરણ જુદાં હોય છે તેથી નીતિભાવના પણ બદલાતી જાય છે. દાખલા તરીકે જે કૃત્યને પ્લેટો ' ન્યાય ' તરીકે ગણે તેને આપણે અન્યાય તરીકે ગણીએ છીએ, કારણ કે પ્રાચીન ગ્રીકના મત પ્રમાણે ગુલામો ને મજુર વર્ગ એ રાજ્યનું અંગ નથી અને તેના તરફ ન્યાયવર્તન સંભવતું જ નથી પણ હાલના જમાનામાં ભ્રાતભાવની લાગણી વધારે સતેજ છે તેથી ક્ષુદ્ર વર્ગ તરફ જે કોઈ ધિક્કાર બતાવે છે તે જનમંડળનો અણગમો વહોરી લે છે. આ કારણને લીધે નીતિની કેળવણીમાં પ્રથમ નીતિ ધોરણનો વિચાર કરવાનો છે એટલે જીવિતની કઈ ભાવના આપણે સ્વીકારવાની છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને હોવો જોઇએ. આવી રીતનો નિર્ણય થયા

પછી જીવિતનો પરમ હેતુ સિદ્ધ કરવાને કઈ કઈ પ્રવૃત્તિની જરૂર છે તે ફલિત થાય છે અને તેને અનુસરતા કયા કયા સદ્ગુણની કેળવણી મળવી જોઇએ એ બીજી બાબત છે. પણ પ્રથમ જીવિતની ભાવનાનું ઐક્ય નક્કી કર્યાં સિવાય બીજી બાબતનો વિચાર સંભવતો નથી.

સાધારણ રીતે માનવામાં આવે તેમ વિચારનો પ્રવાહ સીધી લીટીમાં જતો નથી પણ તે વર્તુલાકારમાં ફરતાં ફરતાં પોતાની ગતિમાં વધારો કર્યાં જાય છે. કોઈ પણ વિચારથી પ્રથમ આપણને શ્રદ્ધા ઉપજે છે અને અમુક વખત સુધી તે વિચારની અસર આપણા મગજમાં રહે છે અને પછીથી તેના વિરૂદ્ધ વિચાર ઉત્પન્ન થાય છે. આ બન્ને વિચારનું યુદ્ધ આપણા મનમાં ચાલે છે. આવી મનઃસ્થિતિને સંશયવૃત્તિ કહે છે. જ્યાં સુધી આવી શંકાશીલ સ્થિતિ ચાલે છે ત્યાં સુધી આચાર અવ્યવસ્થિત રહે છે, તેથી આખરે બન્ને એકદેશીય વિચારનું સમાધાન કોઈ ઉચ્ચતર સિદ્ધાંતથી કરવામાં આવે છે અને આપણે બન્ને વિચારના સત્ય અંશ ગ્રહણ કરી તેનાથી વધારે સારો વિચાર સંપાદન કરીએ છીએ દાખલા તરીકે, આપણે એવું માનવું છે કે દરેક માણસે પોતાનું સુખ મેળવવાને પ્રયત્ન કરવો જોઇએ. જેમ બને તેમ વ્યક્તિને સુખ વધારે મળે તેવી પ્રવૃત્તિ દરેક માણસે રાખવી જોઇએ. આવી રીતે અમુક વખત સુધી વર્ત્યા પછી આપણને માલમ પડે છે કે બીજા માણસનું ભલું કરવામાં ખરૂં સુખ અનુભવાય છે. સ્વાર્થ અને પરાર્થના વિચાર વચ્ચે કલહ જાગે છે. અને જ્યાં સુધી પરાર્થ એ જ ખરો સ્વાર્થ છે અને સ્વાર્થ પરાર્થ માટે છે એ *વિચાર સમજાતો નથી ત્યાં સુધી મન શંકાશીલ રહે છે.* પણ જ્યારે આવા ઉચ્ચતર સિદ્ધાંતથી બન્ને એકદેશીય મતનું સમાધાન થાય છે ત્યારે આચાર પણ સ્થિર થાય છે.

વિચારનો ઉન્નતિક્રમ જે વ્યક્તિના જ્ઞાનના ઇતિહાસમાં અનુભવવામાં આવે છે તે જનમંડળની સ્થિતિને લાગુ પડે છે. જ્યારે શરૂઆતમાં જનમંડળ સાદી સ્થિતિમાં હોય છે ત્યારે તે યુગ શ્રદ્ધાનો હોય છે. અમુક મત અથવા વિચાર સરળ રીતે ગ્રહણ કરવામાં આવે છે અને આચાર પણ દૃઢ હોય છે. જ્યારે તે પ્રધાન વિચારનું બળ જનમંડળની જ્ઞાનની તેમ વ્યવહારની દરેક પ્રવૃત્તિમાં પ્રસરી રહે છે, ત્યારે તે ભાવના ધીમે ધીમે ક્ષીણ થતી જાય છે અને કોઈ ઉચ્ચતર ભાવનાની જરૂર હોય એમ અસંતોષનાં ચિન્હ માલમ પડે છે તેથી સ્થાપિત રીત રિવાજ ને આચાર વિચારમાં ધીમે ધીમે સંશયવૃત્તિ પ્રવેશ કરે છે. અન્ય ગર્ભિત ભાવનાના બળથી તે જનમંડળની સર્વ વ્યવસ્થાની ટીકા કરવામાં આવે છે. પ્રથમ જે શ્રદ્ધાનો જમાનો હતો તેને બદલે બુદ્ધિનો યુગ આવે છે. દરેક પ્રસંગે બુદ્ધિનો—સ્વતંત્ર વિચારનો–ઉપયોગ કરવામાં આવે છે. પૂજ્યવૃત્તિને બદલે સંશયવૃત્તિ–શ્રદ્ધાને ઠેકાણે વિચાર રીત રિવાજની સર્વોપરિ સત્તાને બદલે બુદ્ધિવ્યાપાર—માલમ પડે છે. વિચારની બારીક સ્થિતિ બદલાઈ તેનું સમાધાન બુદ્ધિને હૃદયની વૃત્તિનું યોગ્ય સમેલન કરવાથી થાય છે. પણ આવા સંશયવૃત્તિની વખતે કોઈ ઉચ્ચતર સત્યનું ગ્રહણ કરવાને બદલે ફક્ત પાછલા જમાનાના વિચારનું પુનરાવર્તન કરવામાં આવે છે એ વિચારની સ્વતઃ ક્રિયાનો અનાદર કરવા જોગ છે. જેમ મનુષ્ય પોતાની સુખી અને આનંદી બાળ અવસ્થા ફરીથી પ્રાપ્ત કરી શકતો નથી–કુદરતનું એવું ફરમાન છે કે દરેક પ્રાણીએ પોતાની ઉન્નતિના ક્રમમાં આગળ વધ્યા જ કરવું જોઇએ–તેથી આપણે જુના અને નવા વિચારનું બુદ્ધિયુક્ત એકીકરણ કરવું એ લાભકારક છે.

આ વિચારને અનુસરી જો આપણે આપણી હાલની સામાજિક સ્થિતિનું અવલોકન કરીએ તો તે સિદ્ધાંત કેટલે દરજ્જે સત્ય છે તે જણાઈ આવશે. આપણા સુધારાનું ખાસ લક્ષણ ધર્મ—સર્વાત્મભાવ—અનુભવવો એ છે. અને નીતિ માર્ગ સમષ્ટિભાવના છે પણ વ્યક્તિનું અસ્તિત્વ ગૌણ ગણવામાં આવ્યું છે તેથી ઉલટું પાશ્ચાત્ય સુધારાનો પાયો વ્યક્તિસ્વાતંત્ર્ય છે. દરેક વ્યક્તિને અનિયંત્રિત રીતે તેનો વિકાસ કરવાને છુટ આપવી જોઇએ એ નીતિભાવના છે. આપણી આર્ય સંસ્થાઓ જે સમષ્ટિ હિતના સિદ્ધાંત ઉપર રચાઈ છે તેનો પાશ્ચાત્ય સુધારાની ભાવના સાથે સંસર્ગ થતાં તે કેવી શિથિલ થતી જાય છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. વ્યક્તિનું સ્વાતંત્ર્ય જ્યાં ત્યાં, આચાર કે વિચારમાં અનુભવવામાં આવે છે. સમષ્ટિભાવનાના અયોગ્ય દબાણથી વ્યક્તિનું અસ્તિત્વ લગભગ કેવળ નહિ જેવું ગણવામાં આવ્યું હતું તેના પ્રત્યાઘાત રૂપે હાલમાં આગળ વ્યક્તિપ્રાધાન્ય, વિચાર અને આચારના દરેક પ્રસંગોમાં જોઇએ છીએ. આવી રીતે જૂની ભાવના અને નવા સુધારાના સંસર્ગથી આપણી નીતિભાવનામાં ઘણો વિરોધ માલમ પડે છે. મર્યાદા અને ઉચ્છૃંખલતા, આજ્ઞાધીનતા અને ઉદ્ધતાઈ, નમ્રતા અને ગર્વ, શુદ્ધ ન્યાય અને ઉપયોગ દૃષ્ટિ, ધાર્મિકતા, અને સુખ દીનતા અને અહંવૃત્તિ, સમષ્ટિભાવ અને વ્યક્તિગત સુખ—એવા વિરૂદ્ધ ગુણના અંશનું કેવી રીતે યોગ્ય સંયોગીકરણ કરવું એ જીવિતની ભાવના નક્કી કરવાનો પ્રશ્ન છે. તેથી શુદ્ધ સમષ્ટિ ભાવનાનું પુનરુજ્જીવન કરવું કે પાશ્ચાત્ય વ્યક્તિસ્વાતંત્ર્યવાદની શુષ્ક નકલ કરવી એ નીતિકેળવણીમાં વિચારવા જોગ બાબત છે. જ્યાં સુધી સમષ્ટિભાવના અને વ્યક્તિ સ્વતંત્ર્યનું બરોબર એકીકરણ થાય નહિ ત્યાં સુધી નીતિની કેળવણીનો પ્રશ્ન અપૂર્ણ રહે છે, કારણ કે ક્યા ક્યા સદ્‌ગુણનું શિક્ષણ આપવું તે આવી રીતે નિર્ણય કરવાથી જ નક્કી થઈ શકે છે.

જીવિતની ભાવના અને તેની એકતાની કેટલી જરૂર છે તે આ ઉપરથી સહજ જણાઇ આવશે. વિચારનો સ્વાભાવિક ક્રમ એવો છે કે હમેશાં જૂના અને નવા તત્ત્વોનું એકીકરણ યોગ્ય રીતે કરવામાં આવે તો જ આપણી ઉન્નતિ કુદરતના નિયમ અનુસાર થઈ શકે. કોઈ વિચારનું કે સંસ્થાનું શુષ્ક અનુકરણ કરવું એ અભિવૃદ્ધિ (progress)ના નિયમથી વિરૂદ્ધ છે કારણ કે જે સંજોગોથી તે વિચાર કે સંસ્થા ઉદ્દ્ભવી હોય છે તે આપણે પાછા લાવી શકતા નથી સંજોગો રૂપી વૃક્ષનું ફળ વિચાર કે સંસ્થા છે, તેથી અમુક વિચારની સ્થિતિ મૂકી દઈ ફક્ત વિચારનું જ પુનરુજ્જીવન કરવું એ અમુક આબોહવામાં ઉછરેલા છોડને તેને પ્રતિકૂળ વાતાવરણમાં લઈ જવા બરોબર છે. તેથી નીતિની કેળવણીમાં એ સત્ય મુજબ આપણે ફેરફાર કરવાનો છે. જ્યાં સુધી અનેક તત્ત્વોનું યોગ્ય સંયોગીકરણ થાય નહિ ત્યાં સુધી નીતિનું શિક્ષણ હાલની સ્થિતિને અનુકૂળ નિવડે નહિ એવી બીક રહે છે.

યુરોપનું જનમંડળ પ્રથમ યુગમાં ક્ષાત્ર (military) બળના ઉપર રચવામાં આવ્યું હતું, મધ્ય યુગમાં ધાર્મિક હેતુ પ્રબળ હતો, અને હાલમાં સાંસારિક સુખની ભાવના પ્રધાન છે તેવી જ રીતે હિન્દુસ્થાનમાં પ્રથમ જનમંડળનો પાયો ધાર્મિક સિદ્ધાંત ઉપર રચાયો હતો અને તેને અનુસરી સર્વ વ્યવસ્થા કરવામાં આવી છે પણ પાશ્ચાત્ય સુધારાના સંસર્ગથી આર્ય સુધારો કંઈ કંઈ બાબતમાં અપૂર્ણ છે તેનું ભાન આપણને હાલમાં થાય છે નીતિની કેળ-

વણીમાં રામાયણ કે મહાભારતના વખતની ભાવના અથવા મધ્ય યુગનો વિચાર હાલના સત્તાહશાન્તિના વખતમાં કેવી રીતે લાવવો તેનો નિર્ણય લાવતા પહેલાં હાલની સામાજિક સ્થિતિ તથા તેની જરૂરીઆતનો અનાદર કરવો જોઇએ નહિ. દરેક ભાવનામાંથી યોગ્ય સદ્‌ગુણ ગ્રહણ કરી કોઇ નવી ભાવના પ્રથમ ઉપજાવવી જોઇએ. ભવિષ્યની ઉન્નતિને માટે ભૂત અને વર્તમાન–બન્ને કાળનું બરાબર એકીકરણ કરવાની જરૂર છે. હાલના સર્વ સાધારણ વિચારનો જેવા કે–પરિણામવાદ, ભ્રાતૃભાવ, નિયમ, ઉન્નતિ, એકતા, સમાનતા, સર્વાત્મભાવ, સત્ય, જનતા, સ્વાતન્ત્ર્ય, વ્યાવહારિકતા, સાંસારિક સુખનો ભૂતકાળના વિચાર સાથે એવો સુયોગ કરવો કે વર્તમાનને ભવિષ્ય સુખકારક નિવડે. આવી રીતે પ્રથમ નીતિની કેળવણીમાં નીતિભાવના અથવા જીવિતના પરમ ઉદ્દેશનો પ્રાસ્તાવિક વિચાર અગત્યનો છે.

મુળજીભાઇ હીરાલાલ ચોકશી

---

# ધી તાતા ઇલેક્ટ્રીકલ સ્કીમ.

"ભોરઘાટના પાણીમાંથી વિજળીક બળ ઉત્પન્ન કરવાની યોજના" એ લેખમા રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે મજકુર યોજનાનો સંપૂર્ણ અને રસિક અહેવાલ આપ્યો છે,* એટલે મારૂં એ સંબંધી કાંઇ પણ લખવું નિરર્થક અને કંટાળો ઉપજાવનારૂં થઇ પડશે. આ લેખ લખવાનું પ્રયોજન ફક્ત એક જ છે; અને તે એ છે કે ૫૫ આનાના ભોડે એક ટ્રેડનું એક વિજળીક બળનું એકમ લેતાં—એટલે એક હોર્સ પાવરે એક વર્ષના ૩૨૦ દિવસ સુધી હમેશ બાર કલાક સુધી વાપરતાં આશરે રૂ. ૧૦૦ ખર્ચ આવે તે હાલના વરાળબળની કિંમત કરતાં ચાલુ મીલોને સસ્તુ પડશે? મારો જવાબ નકારમાં છે. મારૂં માનવું એમ છે કે એ કિંમત વિજળીક બળ લેવાથી કારખાનાના ખર્ચમાં ઉલટો વીશથી પચીશ ટકા જેટલો વધારો થશે.

આ સાબીત કરવા એક +અમુક (individual) કારખાનાવાળાના વરાળબળનું એક હોર્સ પાવરે જે ખર્ચ આવે તે આંકડો ધ્યાનમાં નહી લેતાં એક સામાન્ય (general) દાખલો લઇશું; અને તે સારૂ ચાલુ વર્ષના ફેબ્રુઆરી માસના "ઇલેક્ટ્રીક અને પાવર" નામના માસિકમાં આવેલા દાખલા અને આંકડાનો છુટથી ઉપયોગ કરીશું.

---

* જુઓ વસન્ત માસ ફાલ્ગુન, ચૈત્ર, અને જ્યેષ્ઠ.

+ લગભગ સાઠ હજાર સ્પીન્ડલ્સ (ત્રાક) અને અગીઆરસો લુમ્સ–સાળની મુંબાઇની એક સુવિખ્યાત મીલના વરાળબળ અને વિજળીક બળની કિંમતના જુદા જુદા આંકડા એક અનુભવી પુરૂષ (expert) પાસે કઢાવતાં વિજળીક બળ હાલની કિંમતે લેવામાં માસિક રૂ. ૪૦૦૦) જેટલું વધું ખર્ચ થતું હતું. અને તેથી એ કિંમતે વિજળીક બળ લેવાનો વિચાર મીલના એજંટોએ માંડી વાળ્યો હતો. મોટોર શક્તિ (efficiency) તેમાં ૯૫ ટકા મુજબ ગણી હતી; અને વ્યાજ તથા ઘસારાના કુલ નવ ટકા મૂક્યા હતા;

મજકુર લેખમાં ૩૦૦૦૦ રીંગ સ્પીંડલ્સની સરેરાશ વીશ નંબર કાંતની મુંબાઇની એક મીલ લીધી છે. આટલી સ્પીંડલ્સ ચાલુ કરવા સારૂ ૮૯૦ હોર્સપાવરનું ક્પાઉંડ કંડેન્સીંગ એંજીન જોઇએ. આ બળ પૈકી એંજીન તથા રોપાલી ગીયરીંગનો ઘસારો બાદ જતાં કુલ ૭૦૦ હો. પા. ઉપયોગમાં લેવાય.

એંજીનની કિંમત–ચાલુ સ્થિતિમાં–રૂ. ૪૬૫૦૦)
બોઇલરોની „ „ „ ૨૮૫૦૦)
ઇકોનોમાઇઝર સ્ટીમ પાઇપ ગીયરીંગ
અને પંપના ... ... ... „ ૨૨૫૦૦)
કુલ રૂ.—૯૭૫૦૦)

એંજીન, બોઇલર વિગેરે સારૂ મકાનના—
એંજીન હાઉસ ... ... ... રૂ—૨૦૦૦૦)
બોઇલર „ ... ... ... „ ૧૫૦૦૦)
ચિમની „ ... ... ... „ ૧૦૦૦૦)
તલાવ „ ... ... ... „ ૧૦૦૦૦)
કુલ રૂ. ૫૫૦૦૦)
બન્ને મલી કુલ રૂ. ૧,૫૨,૫૦૦)

ઉપર બતાવેલા રૂ. ૧,૫૨,૫૦૦) ની મુડીપર વાર્ષિક ખર્ચ ઘસારા તથા વ્યાજના મળી.

કુલ દશ ટકા મુજબ આશરે રૂ. ૧૫૩૦૦)
કોલસો—દરરોજના સાડા આઠ
ટન મુજબ ૨૬૦૨ ટન (આમાં
બંધ દિવસનો ૫૨ ટન કોલસો
ગણ્યો છે.) કિંમત દર ટને રૂ. ૧૭) મુજબ રૂ. ૪૪૨૩૪)
એંજીન અને બોઇલર ખાતાનો પગાર.
તેલ તથા સ્ટોર્સના. ... ... રૂ. ૧૨૭૭૬)
વાર્ષિક ખર્ચ–કુલ રૂ. ૭૨૩૧૦)

હવે વિજળીક બળ લેવાથી શું ખર્ચ થાય છે તે તપાસીએ.

જો મોટોરની કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિ પૂરેપૂરી એકસો ટકા મુજબ મળતી હોય તો દર કલાકે સાતસો હોર્સ–પાવર લેવામાં વિજળીક બળ પાંચસો બાવીશ એકમ જોઇએ. પરંતુ પૂરી શક્તિ મલવી મુશ્કેલ છે, તેથી આપણે મોટોરની તે શક્તિ એંશી ટકા મુજબ ગણી વિજળીક બળના એકમ છસોબાવન ગણીશું. આ શક્તિની કિંમત ૦૫ આનાના

ઑર્ડે ઑવ્ર ટ્રેડના એક વિજળીક બળના ઍકમ મુજબ લેતાં દર કલાકે રૂ. ૨૨-૬-૬ અગર દિવસના બાર કલાકના રૂ. ૨૬૮-૧૪-૦ અગર વર્ષના ત્રણુસો આઠ દિવસના રૂ. ૮૦૬૬૨-૮-૦ થાય. એટલેથી આ ખર્ચનો અંત આવતો નથી. વિજળીક બળ લઇએ તોપણ મીલ કંપનીના કામકાજ મુજબ ઍંજીન ચલાવવા તેમજ શીયાળામાં સ્ટીમ (ગરમ હવા) આપવા એક બોઇલર જોઇએ+ તેનો ખર્ચ નીચે મુજબ.

એક બોઇલર અને પંપ—રૂ. ૯૭૫૦)
બોઇલર હાઉસ. ... ,, ૩૦૦૦)
ચિમની. ... ... ,, ૧૫૦૦)
રૂ. ૧૪૨૫૦)

આ મુડી ઉપર વાર્ષિક ખર્ચ—

ઘસારો અને વ્યાજ કુલ દશ ટકા મુજબ રૂ. ૧૪૨૫)
કોલસો-દરરોજના એક ટન મુજબ
ત્રણુસો દિવસના રૂ. ૧૮) પ્રમાણે રૂ. ૫૪૦૦)
આગવાળા, મજુરો, સ્ટોર્સ અને
એક સેકન્ડ ક્લાસ એન્જીનેરના રૂ. ૧૫૨૨)
રૂ. ૮૩૪૭)

ઉમેરો—આમાં વિજળીક બળની
કિંમતના. ... ... ... રૂ. ૮૦૬૬૨-૮-૦
વાર્ષિક ખર્ચ કુલ રૂ. ૮૯૦૦૯-૮-૦

વરાળબળની કિંમત કરતાં વિજળીક બળની કિંમત દર વર્ષે રૂ. ૧૯૯૯૪૯-૮-૦ વધુ આવે છે એ ઉપલા દાખલાપરથી જણાશે. કેટલીક મીલો એવી પણ છે કે જેના ઍંજીન અને બોઇલરના ઘસારા ફંડમાંથી નવાં ઍંજીન અને બોઇલરો ખરીદાયાં હશે. કેટલીક મીલો એવી પણ હશે કે જેમાં સારા એન્જીનેરોની દેખરેખ હેઠળ ઍંજીન અને ગીયર-

---

+ વળી જે મીલોમાં ડાઇંગ, બ્લીચીંગ અને વીવીંગ હોય તેમાં સાઇઝીંગ, કેલેંડરીંગ, ફીનીશીંગ અને ધોવા તથા રંગવા વિગેરે ઉપયોગમાં સ્ટીમની જરૂર પડશે. વધુમાં જો મીલોમાં સાંજે અંધારામાં વિજળીક રોશનીથી કામ થતું હશે તો મીલોને કાયદેસર ચલાવવા સ્ટીમ જોઇશે. કારણ તાતાકુંપની વિજળીક રોશની સારૂ પાંચ આનાનો દર નહી લેતાં ૧-૨૫ આનાનો દર લેશે જે દર મીલોવાળા આપશે કે કેમ એ સંશય ભરેલું છે.

રીંગનો ઘસારો પૂરો પચીશ ટકા પણ જતો નહીં હોય. વળી વિજળીક બળ લેવામાં સામો માણસ પાડોશી મટી ઘરધણી થાય છે કે કેમ તે પણ તપાસવાનું છે. આ અને બીજા કેટલાક સંજોગો જોઈ સબધિ હમણાં બોલવું કે લખવું અમને યોગ્ય લાગતું નથી તે સઘળું ધ્યાનમાં લેતાં મીલમાલેકો આ યોજનામાં અપાતી કિંમતે લાહોમ કરી પાવા ઇચ્છે છે તે હિતકારક છે કે નહીં. એ અમે તેમની મુનસફીને સોંપીએ છીએ.* ગમે તેમ હો પરંતુ પરમાત્મા એ યોજનાને ફતેહ આપો એવી અમારી છેવટની પ્રાર્થના છે. §

મુંબાઈ. } "V. S. T."

---

# ગ્રન્થાવલોકનકળાના નિબન્ધ પર રા. નરસિંહરાવની અણછાજતી ટીકા.

શ્રાવણ માસના 'વસન્ત'માં રા. રા. નરસિંહરાવે ત્રીજી "સાહિત્ય પરિષદનો અહેવાલ તથા નિબન્ધસંગ્રહ"—એ શીર્ષક નીચે જે અવલોકન કર્યું છે તેમાં રા. મોહનલાલના ગ્રન્થાવલોકનકળાના નિબન્ધ પર કેટલીક અયોગ્ય ટીકાઓ કરેલી છે તેનો યોગ્ય ઉત્તર મળવો જ જોઇએ એમ એ નિબન્ધના કોઈ પણ અભ્યાસીને લાગ્યા વિના રહે તેમ નથી. રા. રા. નરસિંહરાવ જાતેજ કહે છે કે "એ જ લેખકના અન્ય લેખો વિચારપૂર્ણ અને ગમ્ભીરતાથી શોભતા જોઈ હેમની તરફ મ્હને બહુ સારા ભાવ સ્ફુરેલા છે તેથી જ" કડવી ટીકા કરતાં એમને ખેદ થાય છે. આ પ્રમાણપત્ર રા. નરસિંહરાવ જેવા ટીકાકાર તરફથી રા. મોહનલાલને કંઈ નાનુંસૂનું મળ્યું હોય એમ મને નથી લાગતું. અન્ય લેખો સારા લાગે છે ને આ લેખમાં એવું શું ખરાબ આવી ગયું કે જેથી રા. નરસિંહરાવને જબરો વાક્પ્રહાર કરવો પડે છે કે "એ એકંદર નિબન્ધનું સ્વરૂપ કેવળ ગમ્ભીરતાહીન વાચાલતાથી ભરેલું, હાસ્યરસનો ભાસ માત્ર દર્શાવી તુચ્છરૂપ (!!) ટકોરા (!!!) ભરેલું, અને ટુંકામાં કહેવું તો છુછકલું (!!!) છે કે પરિષદના ગૌરવને એ લેખથી ખરેખરું અપમાન જ થયા વિના રહે નહિં"! આ વાક્યનું પુનઃ પુનઃ વાચન કરીને મેં રા. મોહન

---

* "ઉદીયન ઇંડસ્ટ્રીઝ અને પાવર"ના લેખમાં વિજળીક બળ ૦૪૦ આનાનું બોર્ડ ઑફ ટ્રેડના એક વિજળીક બળીના એકમ મુજબ અપાય તો પરવડે એમ ગણવેલું છે, અને તે વ્યાજબી છે.

§ આ લેખનો પ્રત્યુત્તર આપવા રા. વિજયલાલને અમે વિનંતિ કરીએ છીએ

તન્ત્રી

લાલનો લેખ વાંચી જોશો; અને ઉપરની ટીકા મને તદ્દન અસલ માલૂમ પડી. "ગમ્ભીરતાહીન" એટલે શું? Humour અથવા હાસ્યરસને રા. નરસિંહરાવ ગમ્ભીરતાહીન નહીં જ ગણતા હોય એમ મારી સંપૂર્ણ ખાત્રી છે, કારણ કે રા. નરસિંહરાવ પોતે જ ટીકાઓ કરતી વખતે હાસ્યરસવાળી શૈલીનો છૂટથી ઉપયોગ કરે છે ને અન્ય પુરુષોને બનાવવામાં બાકી મૂકતા નથી. રા. નરસિંહરાવ જેવા લેખક એમ તો ભાગ્યે જ કહી શકશે કે તેઓ પોતે વાપરે છે તેજ હાસ્યરસ ગાંભીર્યયુક્ત છે ને બીજાએ તેથી વિહીન છે. હાસ્યરસને માટે વાંધો જો લેવાય તેમ ન હોય તો પછી "ગમ્ભીરતાહીન" શું છે તે સમજી શકાતું નથી. રા. મોહનલાલે "અન્યાવલોકનકળા" ના લેખમાં આધુનિક દૂષિત ટીકાઓના પર છૂટથી વ્યંગ્ય આક્ષેપો કર્યા છે. આમાં "ગમ્ભીરતાહીન" શું છે તે રા. નરસિંહરાવ સમજાવશે? વળી રા. નરસિંહરાવ કહે છે કે આ નિબંધ વાચાલતાથી ભરેલો છે. વાચાલતા એટલે verbosity અર્થાત્ ઘણા શબ્દો વાપરી નહિ જેવું થોડું કંઈક કહેવું તે. આ વાચાલતા રા. નરસિંહરાવે ક્યાં જોઈ? રા. મોહનલાલે હાસ્યરસને માટે આવશ્યક છે તે ઉપરાંત જરાએ વાણીનો વિસ્તાર કર્યો જણાતો નથી. એટલુંજ નહિ પણ એગના નિબન્ધના પરીક્ષકોનો અભિપ્રાય એવો છે કે એ નિબન્ધ "ટૂંકો" છે. મારું પોતાનું માનવું એવું છે કે ટુંકામાં ટુંકી રીતે જેટલું કહેવાય તેટલું આ નિબન્ધમાં રા. મોહનલાલે ઘણી જ ખુબીથી કહ્યું છે.

શું રા. નરસિંહરાવ એવું સમજે છે કે ટીકાઓ કરતી વખતે પોતે બીલકુલ નિયમબદ્ધ ન હોય તો ચાલે ને અન્ય પુરુષો સ્વતંત્રતાથી સત્યનો પણ પ્રકાશ ન કરી શકે? જો એમજ હોય તો ખરેખર તે બહુ જ દિલગીરીની વાત છે. એમ જો ન હોય તો પછી સત્યકથનને માટે કોઈ પણ લેખકનો લેખ "તુચ્છરૂપ ટકોરો" ભરેલો કહેવો એ વિવેકબુદ્ધિની તદ્દન ખામી દર્શાવે છે. એટલું સ્વાભાવિક છે કે રા. મોહનલાલના લેખથી રા. નરસિંહરાવને કંઈક ખોટું લાગે. છતાં એટલું પણ નક્કી છે કે રા. મોહનલાલની ટીકા તદ્દન ખરી છે ને થવી જોઈએ તેવીજ રીતે થએલી છે. રા. મોહનલાલ લખે છે કે "ટીકાકારને સુધરેલી ઢબમાં ગાળિપ્રદાન કરતાં આવડવું જોઈએ. કેટલીકવાર ટીકા કરતી વખતે જ "કેટલાક પંડિતમન્યો કહેશે કે "કેટલાક સહૃદયતાનાં પૂતળાંઓ મિથ્યાવાદ કરશે કે" એવી પુષ્પાંજલિથી કલ્પિત વિરોધીઓને વધાવતાં રહેવું જોઈએ કે ખરા વિરોધીઓ આપણા વિચારની સામે પડવાની હિંમતજ ન કરી શકે. છતાં કોઈ સામો પડે તો તેને ચૂપ કરવા માટે મોટામાં મોટો ઉપાય એ જ છે કે તેના ઉપર જેમ બને તેમ ખરી ખોટી અંગત ટીકાઓ કરીને તેને જાહેરમાં હલકો પાડવો, અને એમ કરવા માટે 'કર્ણદોષ," "દૃષ્ટિદોષ," "વસ્તુસ્થિતિનું અજ્ઞાન." "સત્ય સ્વીકારવાની અનિચ્છા," 'મોહ" વગેરે સભ્ય શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો." આવી રીતે થતું ગાળિપ્રદાન અટકાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે. શું આ ગમ્ભીરતાયુક્ત નથી? શું આ હેતુ સંગીન નથી? આમાં ગમ્ભીરતાહીન વાચાલતા ક્યાં આવી? એમ જણાય છે કે રા. નરસિંહરાવ અન્ય પ્રતિષ્ઠિત સાક્ષર સાથેની પોતાની તકરારમાં અહીં દર્શાવેલા શબ્દોનો ઉપયોગ કરે છે અને તેથી જ આ લખાણ રા. નરસિંહરાવને રૂચતું નહીં હોય. રા. નરસિંહરાવે તકરારમાં સંગીન દલીલને અભાવે એક બીજા સાક્ષર પર "કર્ણદોષ," "સત્ય સ્વીકારવાની અનિચ્છા". ઇત્યાદિ દોષોનું આરોપણ તદ્દન અણછાજતી ને બાલિશ શૈલીમાં કર્યું હતું. આવી ટીકા અનિષ્ટ છે તેનાથી કંઈ લાભ

નથી આ દર્શાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે. ટીકાની અંદર આવાં વિશેષણો વાપરવાં એ બાલિશ નહિ તો બીજું શું? એ ટીકા નહીં પણ ગાલિપ્રદાન જ કહેવાય એ રા. નરસિંહરાવ ન સમજતા હોય તો રા. મોહનલાલ તેમને છુપી રીતે સમજાવે છે, છતાં તેમ સંતુષ્ટ ન થતાં રા. નરસિંહરાવ આ કડવું સત્ય પ્રકાશમાં આણવાની અત્ર ફરજ પાડે છે.

વળી રા. મોહનલાલ આગળ જતાં દર્શાવે છે કે "એ ગાલિપ્રદાનમાં મચ્યા રહેતાં આવડવું જોઇએ. સામો લેખક પાછો જવાબ આપે તો તેને ફરી પાછા આપણી કરડી–મજબૂત–જોરદાર શૈલીમાં જવાબ આપ્યાં જ કરવો, અને તેને શાંતીને આખરે ત્યાંસુધી આપણે આપણાં કર્તવ્યમાં મચ્યા રહેવું." વ્યંગ્ય રીતે રા. મોહનલાલ એમ સૂચવે છે કે ટીકાઓ આણછાજતી રીતે લખાવવી એ યુક્ત નથી અને છેલ્લો જવાબ આપે તેજ વિજયવાન્ એવું માનવું ભૂલભરેલું છે. ગુજરાતી માસિકોનું આધુનિક સાહિત્ય વાંચનારને આ ટીકા કેટલી બધી અસરકારક ને સંગીન લાગશે એ તે મારે સિદ્ધ કરવાની જરૂર નથી. પણ અત્ર જણાવવામાં આવેલા નિયમનો રા. નરસિંહરાવ જેવા લેખક છૂટથી ભંગ કરે છે ને તેમાં પોતાનું ગૌરવ સમજે છે એ ઘણીજ શોચનીય વાત છે ને પોતે તેમ સમજતા હોવાથી તેમને રા. મોહનલાલની ટીકા ન રૂચે એ તદન સ્વાભાવિક છે; છતાં રા. મોહનલાલની ટીકા તદન આવશ્યક છે એમ સહુ કોઈ કબૂલ કરશે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં રા. નરસિંહરાવ અનેક સાક્ષરોની સાથે નકામી તકરારોમાં દાખલ થયા છે ને તેમાં એમની વૃત્તિ ચોખ્ખી રીતે જણાઈ આવે છે કે "ઉપલો હાથ મારો જ રહેવો જોઇએ." તેઓને તકરાર રૂચતી નથી, તેઓ તકરાર સાંભળતા નથી; માત્ર કોઇના પણ દોષ કાઢી તેનો ઉત્તર પ્રત્યુત્તરની શૈલીથી અન્તે ચૂપ કરવો એમાંજ એ ગૌરવ સમજે છે. આજ કારણને લીધે સાક્ષરો એમને ઉત્તર આપવાનું પણ અયોગ્ય ધારે છે; "મેનાષ્ટક"નો દાખલો આ વાત સાબીત કરે છે. સુજ્ઞ વાચક વર્ગના સમક્ષ માત્ર ત્રણ જ વાત રજુ થવી જોઇએ: લેખ, ટીકા, ને લેખકનો ઉત્તર. સારાં અંગ્રેજી માસિકો, જેવાં કે "East and West," "Modern Review" માં આ નિયમ સર્વદા પાળવામાં આવે છે.+

આપણો સામાન્ય વાચક વર્ગ એ માનતો હોય એમ રા. નરસિંહરાવ ધારતા જણાય છે કે જે છેલ્લું લખે તે વિજયવાન્ એવો બાલિશ નિયમ સ્વીકારીને રા. નરસિંહરાવ એમની ટીકાકાર તરીકેની પ્રવૃત્તિમાં સર્વદા ભ્રમગ્રસ્ત રહે છે. અસ્તુ! આવો ભ્રમ એમને ઇષ્ટ હોય તો ભલે! વાચકવર્ગને ને સાહિત્યને તેથી લાભ નથી તેથી માત્ર કલહને બાલિશતા વધ્યાં ચાલ્યાં જાય છે. ઘણા સાક્ષરોની સાથે નકામી કલહને આવી રીતે ઉત્પન્ન કરવાને માટે

---

+ તન્ત્રી તરીકે આટલો ખુલાસો કરવાની અમારી ફરજ પ્રાપ્ત થાય છે કે અગાડી મતે અંગ્રેજી પત્રોને પગલે પગલે ચાલવું એ ગુજરાતી પત્રો માટે યોગ્ય નથી. એના કર્તવ્યપ્રદેશ જુદા છે. આપણામાં હજી શબ્દોની જોડણી વ્યુત્પત્તિ લોકઇતિહાસ, સાહિત્યઇતિહાસ, વગેરે વિષયો ઉપર પુષ્કળ પ્રકાશ પડવાની જરૂર છે, અને તે માટે "લેખ, ટીકા, ને લેખકનો પ્રત્યુત્તર" એટલાથી અટકવાનો નિર્બન્ધ ગુજરાતી પત્રો લઇ બેસે તો ઘણી ઉપયોગી શોધ થતી અટકી જાય.

તન્ત્રી.

રા. નરસિંહરાવ જવાબદાર છે. રા. મોહનલાલે સત્ય કહેવામાં શું ભૂલ કરી તે રા. નરસિંહરાવ સમજાવશે ?

વળી રા. નરસિંહરાવની વિરુદ્ધ બીજી એક ટીકા છે. "લેખનપદ્ધતિ, જોડણી વગેરેના પોતે જે કંઈ ખાસ નિયમો પાળતા હોય તો બીજાની પાસે ગમે તેમ કરીને પણ સ્વીકારાવવાને તેઓ આતુર બને છે, અને તે આતુરતાને લીધે બીજાના લેખમાંથી ઉતારા આપતી વખતે પણ પોતાના વિચારને અનુકૂળ એવા ફેરફારો પોતાની મેળે કરી લેવા જેટલું સાવધપણું તેઓથી ભૂલમાં રખાઈ જાય છે." મિ ઢવેએ આ લખતી વખતે આખર કરી છે. ખરેખર રા. નરસિંહરાવને આ વાક્ય ભાગ્યે જ રુચ્યું હશે. રા. નરસિંહરાવ અન્ય સાક્ષરના લેખમાંથી ઉતારા કરતી વખતે તેમની જોડણી વગેરે ફેરવી નાંખી પોતાની જોડણી રાખી અવતરણ કરે છે. અન્યના લેખનો ઉતારો કરવામાં આવી છૂટ કોઈ પણ દેશમાં હોતી નથી. રા. નરસિંહરાવની શૈલી અનિષ્ટ છે, અયોગ્ય છે, અણછાજતી છે એ બતાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે.

*ઉપલી ટીકાઓ તદન યોગ્ય છે ને સત્ય છે તેથી જ* રા. મોહનલાલનો લેખ સાહિત્યપરિષદ્‌ના હોલમાં સહુ કોઇને રુચ્યો હતો. જો ખરી ને કામની ટીકાઓને અંગત ગણી દૂર રાખવામાં આવે તો પછી ટીકા કરવાની રહીજ ક્યાં ! ખરેખર કોઇ પણ અમુક માણસની શૈલી કે તેના વિચારો પર ટીકા કરવાનો કોઇ પણ સાક્ષરને હક છે. આ હક કોઇ પણ રીતે *અણઘટતો નથી; જો તેમ હોય તો* રા. નરસિંહરાવની *ઘણી જ ટીકાઓ અંગત* હોય છે ને તે ગુજરાતી સાહિત્યને તે દૃષ્ટિથી કઢંગરૂપ હોય છે એમ કબુલ કરવું પડશે, કારણ કે રા. નરસિંહરાવ તો અમુક અમુક શબ્દો પર બહુધા ટીકાઓ કરે છે. પરિષદ્‌નું ગૌરવ એ ઘણીજ અમૂલ્ય વસ્તુ છે, તેવીજ રીતે સાહિત્યનું ગૌરવ પણ અમૂલ્ય છે. રા. મોહનલાલે દર્શાવેલા બધા દોષોથી રા. નરસિંહરાવ ઘણીવાર સાહિત્યનું ગૌરવ ઘણુંજ ઘટાડે છે, ને દેખતા માણસની આંખમાં તેઓ ઘણીવાર ધૂળ નાંખવા પ્રયત્ન કરે છે. અસ્તુ ! તેમને જે ઇષ્ટ હોય, તેમને જે યોગ્ય હોય, તેમને જે પરિચિત હોય તેનો સ્વીકાર કરવા તેઓ તદન સ્વતંત્ર છે; પણ તેવીજ સ્વતંત્રતા તેમના ટીકાકારોને પણ છે એ સંગીન સત્યનો રા. નરસિંહરાવે અસ્વીકાર ન કરવો જોઈએ. *એટલું જ નહીં* પણ રા. મોહનલાલનો લેખ ઘણો ખુબીથી ને સ્વતંત્રતાથી લખાએલો હોવાથી, તેમજ તેમાંના દર્શાવેલા ટીકાકારોના દોષો તદન ખરા હોવાથી તેમના લેખથી સાહિત્યપરિષદ્‌ના નિબન્ધોમાં ઘણોજ અમૂલ્ય વધારો થયો છે એમ મારું માનવું છે. રા. નરસિંહરાવના લેખો ગંભીરતાથી હીન હોય છે એમ દૃષ્ટાન્તોથી રા. મોહનલાલ સાબીત કરે છે તેમાં રા. મોહનલાલનો લેખ બાલિશ કેવી રીતે *ઠરે છે ? છતાં આવીજ રીતનું અનુમાન* રા નરસિંહરાવની *ટીકામાં થતું હોય એમ* ભાસે છે. એ નિયમે તો જે કોઇ અસત્યનો પ્રકાશ કરે એ સત્યવાદી હોવા જોઈએ. આટલું જ કહી હું રા. નરસિંહરાવને આ સંબંધી મૌન ધારણ કરવા સૂચના કરું છું. તેમનાથી સંગીન ઉત્તર કોઈ પણ પ્રકારનો અપાય તેમ છે નહીં; અને તેઓ આ ટીકા વિષે ચર્ચા ઉપસ્થિત કરશે તો અભિનિવેશથી તેના ઉત્તરો આપવા પણ આ લેખકની દૃઢ ઇચ્છા છે.

વિશેષમાં એક ટીકા રહી જાય છે: રા. નરસિંહરાવ લખે છે કે રા. મોહનલાલનો નિબંધ હાસ્ય રસનો "ભાસ માત્ર" દર્શાવે છે; ભાસ છે કે સત્ય છે તે રા. નરસિંહરાવે ત્રીજી પરિષદ્‌માં હાજરી આપી હોત તો તેમનો આ વિષેનો ભ્રમ ભાગ્યેજ ઉત્પન્ન થવા પામત.ફ઼ રા. નરસિંહરાવની આ ટીકા એક જાતના અક્ષંતવ્ય *Tipico Dignitism* નો દાખલો છે.

"સત્યદર્શી."

---

# મહાકવિ પ્રેમાનંદકૃત ઉષાહરણ.*

મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ, તથા સદ્‌ગૃહસ્થો.

પ્રેમાનંદનું ઉષાહરણ એટલું બધું લોકપ્રિય અને જગજાહેર આખ્યાન છે કે તે વિષે નવીન શું કહેવાનું હશે એવો પ્રશ્ન આપ સર્વના મનમાં ઉઠે એ સ્વાભાવિક છે. ઉષાહરણ એક ભક્તિ કાવ્ય તરીકે લોકોની પ્રીતિને પાત્ર થવા પામ્યું છે, એટલે પ્રિય ભગિનીઓ તથા પ્રિય બન્ધુઓ ! તમારામાંથી ઘણાએ તેનો અભ્યાસ કર્યો હશે, અને કદિ અભ્યાસ નહિ કરી શક્યાં હો તો તે ગાયું હશે; અને કદિ ગાયું નહિ હોય તો તે વાંચ્યું તો હશે, ને વાંચ્યું નહિ હોય તો તેની કથા સાંભળી હશે, ને સાંભળવાનું કદિ બની નહિ શક્યું હોય તો એટલું તો તમે જાણતાં હશો કે ઉષાહરણ નામનું એક કાવ્ય પ્રેમાનંદરચિત છે. વિશેષમાં હું કહેવાને હિમ્મત ધરૂં છું કે ઉપલામાંથી કશું બની શક્યું નહિ હોય તો

ફ઼ આ લેખનો પ્રત્યુત્તર વાળવો કે નહિ અને વાળવો તો કેવી રીતે વાળવો એ સમ્બન્ધી રા. નરસિંહરાવને તન્ત્રી તરીકે કાંઇ પણ ઉપદેશ દેવાનો અમારો હક કે ફરજ નથી. તથાપિ મિત્રભાવે એક સૂચના કરીએ છીએ કે—આના જવાબમાં એમને કાંઈપણ લખવાની ઇચ્છા હોય તો હવે રા. મોહનલાલના લેખનો વિશેષ પ્રશ્ન બાજુપર મૂકી (કારણ કે એ સંબન્ધી જે કહેવાનું તે એક વખત કહેવાઇ ગયું) હાસ્યરસની સામાન્ય મીમાંસા પોતે કરશે તો તેથી ગુજરાતના વિવેચન સાહિત્યમાં રા. નવલરામે કરેલી થોડીક ચર્ચાની પછી આ પહેલો ઉમેરો થશે. રા. નરસિંહરાવે સંગીત અને અભિનયકલા ઉપર બે સમર્થ નિબન્ધો લખ્યા છે તેમાં હાસ્યરસ ઉપર એક ત્રીજો નિબન્ધ ઉમેરાશે તો આ કડવાક વિવાદ પણ ગુજરાતને લાભ કરી જશે એમ મનાશે.

તન્ત્રી.

* અમદાવાદ, ગુજરાત સાહિત્યસભામાં વાંચવામાં આવેલો નિબન્ધ.

પણ મારી બ્હેનોએ તો ઉષાહરણમાંનું ખાંડણું કે ભોળાકત ને ગોર પૂજવાનો મતો તો શીખાં જ હશે.-આવા લોકપ્રિય ઉષાહરણની કથા તમારી સમક્ષ કરવા હું ઇરાદો રાખતો ન[illegible] કરવાની મારી લાયકાતે નથી. હું પુરાણી નથી, તેમ કથાકાર નથી. તેથી કરીને મારો વિચાર માત્ર ઉષાહરણની જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાંના જુદા જુદા પાઠોનો મારો અભ્યાસ અને તે ઉપરથી થયેલા મારા વિચારો નીઅમુક રેશ તમારી સમક્ષ મૂકવાનો છે, એટલે હું માનું છું કે તમને સર્વને કંઇક નવું જાણવાનું મળશે. નવું એટલા માટે જ કે પ્રથમ હિંદુસ્તાનમાં કે ગુજરાતમાં છાપખાનાં નહોતા ત્યારે કવિઓના ગ્રંથો છપાતા નહોતા, પણ તેઓની નકલો થતી હતી. આજે છાપખાનાં છે, અને ઘણા ગ્રંથો છપાયેલા છે, તો પણ જે લોકો કથા કરે છે તે તો છાપેલી પ્રત નહિ વાપરતાં હસ્તલિખિત પ્રત જ વાપરે છે. તેથી કરીને એક ઉપરથી બીજી, અને બીજી ઉપરથી ત્રીજી એમ નકલો ઉપરથી નકલો થતાં મૂળ પાઠમાં સાહજિક તફાવત પડે એ સમજવું કાંઇ મુશ્કેલ નથી. હું જે નવું કહું છું તે આ જ છે.

હવે ગુજરાતીમાંનું જુનું, પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ સાહિત્ય અતિ શ્રમ લઈ સંગ્રહ કરી સાચવી રાખનાર અમદાવાદની સુપ્રસિદ્ધ ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ છે. કેટલાંક પુસ્તકો તેણે છપાવ્યાં છે, પણ ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ કરનાર તો વિદ્વાન સાક્ષરો રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ અને રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા છે. રા. ઇચ્છારામે બૃહત્ કાવ્યદોહનમાં અને રા. બા. કાંટાવાળાએ પ્રાચીન કાવ્યમાળામાં આપણા જુના અનેક કવિઓના અમૂલ્ય ગ્રંથો સંશોધી પ્રકટ કર્યાં છે, એટલે તે બન્ને સદ્‌ગૃહસ્થોએ ગુજરાતી પ્રજાને અમૂલ્ય લાભ તથા વાંચનનો અવકાશ આપ્યો છે, તેથી કરીને ગુજરાતી પ્રજા તેમની સદા ઋણી રહેશે.

પ્રેમાનંદનું ઉષાહરણ ઘણું લોકપ્રિય હોઇ ચૈત્ર માસમાં તે ગામેગામ તથા ઘેરેઘેર વાંચવાનો અથવા તેની કથા કરાવવાનો રિવાજ જુના કાળથી ચાલ્યો આવેલો હોવાથી ગૃહસ્થો પાસે, કથાકારો પાસે, તથા પુરાણીઓ પાસે તેની હસ્તલિખિત પ્રતો હોવાનો સંભવ છે. આપણામાં શ્રવણ, વાંચન નવધા ભક્તિના પ્રકાર હોવાથી તેની પ્રતો હોય છે એમ કહું તોએ ખોટું નથી. કારણ પ્રયાસ કરતાં મને પોતાને એક રાજકોટ શહેરમાંથી જુદી જુદી આઠ હસ્તલિખિત પ્રતો પ્રાપ્ત થઇ શકી છે. એથી કરીને સુરત, વડોદરા કે જ્યાં કવિનું મુખ્ય રહેઠાણ હતું ત્યાં અને જ્યાં કવિના કાવ્યોનું વાંચન અતિ વિસ્તૃત છે એમ માલમ પડે ત્યાં પ્રયાસ કરવાથી ઘણી પ્રતો મળી શકે ખરી. આ પ્રમાણે ઘણી પ્રતો એકઠી કર્યાથી કેટલો બધો લાભ થાય ! એક તો જુદા જુદા પાઠો વાંચવાનો વખત મળે, અને વળી એ પાઠોમાં ક્યાં અને કેટલી જાતનો ફેરફાર થયેલો છે તે જોવાનું પણ બની આવે. એટલુંજ નહિ પણ કવિના રચેલા પાઠ અને તે ઉપરથી લહીઆઓએ ઉતારેલી નકલો વચ્ચે શો અને કેટલો તફાવત છે તે જાણવાનું પણ આપણને સાધન મળે. કાંઇક આવા જ વિચારે ઈ. સ. ૧૯૦૮ માં અત્રે મળેલી ત્રીજી સાહિત્ય પરિષદના સંમેલન વખતે ગુજરાતી સાહિત્યનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં ધાર્યા પ્રમાણે અનેક જુના ગ્રંથો પ્રદર્શિત થયા હતા. એ પ્રદર્શનમાં મારા તરફથી એક ચોપડો મૂકવામાં આવ્યો હતો તેમાં પ્રેમાનંદ કૃત ઉષાહરણ અને અભિમન્યુ આખ્યાન, કવિ વિષ્ણુદાસે સંવત ૧૬૧૦માં રચેલું સભાપર્વ

આખ્યાન, અને કવિ વસ્તાએ સંવત ૧૬૨૪ માં રચેલું શુકદેવ આખ્યાન લખેલાં છે. એ સિવાય મુંબાઇના સુપ્રસિદ્ધ વિદ્યાવિલાસી શેઠ સાહેબ રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી તરફથી સંવત ૧૮૬૯–૭૨ માં લખાયેલું ઉખાહરણ પ્રદર્શિત થયું હતું. આ પ્રત સાથે મારા ચોપડાનો પાઠ મેળવી લેવાનો, તથા તે બે વચ્ચે ક્યાં અને કેવો ફેરફાર છે તે જોવાનો મારો વિચાર હતો, પરંતુ પરિષદ્ વખતના હુમામમાં કામકાજ વગેરેના બોજામાંથી અવકાશ નહિ મળી શકવાથી તે બની શક્યું નહિ, અને વળી જેવા ગ્રંથો પ્રદર્શનમાં આવ્યા તેવા જ એટલે ટુંક મુદતમાં, તેમના માલિકોને પહોંચતા કરી દેવામાં આવ્યા એટલે મનની મનમાં જ રહી. તો પણ નિરાશ નહિ થતાં પરિષદ્ના અહેવાલ તથા નિબંધસંગ્રહના પુસ્તકનું કામ પૂરું થતાં બૃહત્ કાવ્યદોહનમાં જે પાઠ પ્રસિદ્ધ થયો છે તે સાથે મારી પ્રત કેટલે અંશે મળે છે તે જોવા દૃઢ નિશ્ચય કર્યો. હવે મારી પાસે જે ચોપડો છે તે રાંદેરમાં સંવત ૧૯૧૧ માં લખાયેલો છે એટલે તે ઘણો જુનો કહેવાય નહિ, તો પણ તેમાં આપેલું ઉખાહરણ આદ્યંત એવું સંપૂર્ણ છે કે જુદી જુદી પ્રતોના પાઠ સાથે સરખામણી કરવાથી ઘણું નવું જાણવાનું મળે છે. આ ચોપડાનો પાઠ કાવ્યદોહનમાંના પાઠ સાથે સહેજ સરખાવતાં મને ઘણો તફાવત માલમ પડ્યો તેથી એ દિશા તરફ મારી પ્રવૃત્તિ વધી, અને ઉખાહરણની જુદી જુદી હસ્તલિખિત પ્રતો મેળવવા માટે ભિક્ષા માગતા હું ગામમાં રખડ્યો. આથી મારા હાથમાં આ નવ પ્રતો આવી. એ પ્રતો મેળવી આપવાને મારા સાહિત્યરસિક મિત્રોએ મને જે સહાયતા આપી છે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

એ જુદી જુદી નવ પ્રતોમાં—

૧. સુરત રાંદેરમાં સંવત ૧૯૧૧માં લખાયલી ૬૬ કડવાંની પ્રત,

૨. સંવત ૧૯૨૧ માં રાજકોટમાં લખાયલી જોશી રાઘવજીની ૪૨ કડવાંની પ્રત,

૩. સંવત ૧૯૩૦ માં રાજકોટમાં લખાયલી દેવશંકર કાનજીની ૩૪ કડવાંવાળી પ્રત,

૪. સંવત ૧૯૪૯ માં રાજકોટમાં લખાયલી મહેતા મહાશંકર ઇશ્વરજીની પ્રત,

૫. સંવત ૧૯૫૭ માં રાજકોટમાં લખાયલી ભટ કેવળરામ લાલજીની ૪૫ કડવાંવાળી પ્રત,

૬. રાજકોટ મ્યુઝિયમની લખ્યા સાલ વિનાની ઘણી જીર્ણ થયેલી અધુરી પ્રત.

૭. છેલ્લું પાનું ખોવાયાને લીધે લખ્યા સાલ વિનાની શ્રી રઘુનાથજીના મંદિરવાળી ૬૨ કડવાંની પ્રત. આ પ્રત આશરે સો સવાસો વર્ષ ઉપર લખાયલી હોય એમ તેના હાથ અડકે તો ફાટી જાય તેવાં જીર્ણ પાનાં ઉપરથી અનુમાન થાય છે.

૮. આ સિવાય સંવત ૧૯૪૯ માં બૃહત્ કાવ્યદોહનમાં મુદ્રિત થયેલી અને

૯. અમરેલીના જોશી કામેશ્વરે સંવત ૧૯૪૯ માં છપાવેલી શિલાપ્રત છે.

અત્ર પ્રતોના સંબંધમાં એટલું આપ સર્વેનું ધ્યાન ખેંચવા માગું છું કે આપણા જુના હસ્તલિખિત ગ્રંથો સુરક્ષિત કરીને રાખજો, તેમાંએ વિશેષે કરીને દયા કરનાર પ્રાણીઓ,

પાસેથી મળે છે. એમાં એવું બનેલું લાગે છે કે આવા અમૂલ્ય ગ્રંથોની જે લોકો કીમત ન જાણી શકે તેવા પાસે કોઈ કારણથી બ્રાહ્મણો પાસેથી ગયા છે, અને એ લોકોએ અથવા એમની બીજી ત્રીજી પેઢીમાંના કોઇએ પેટારામાં સંઘરી રાખેલાં જુનાં પોથાં શું કામનાં છે, તે નાહક જગ્યા રોકે છે એમ માની ગાંધીને ત્યાં પડીકાં બંધાવાને પસ્તીમાં પાણીને મુલે વેચી દીધાં છે. આપણા અમૂલ્ય સાહિત્યની કેવી અને કેટલી કીમત? અને કેવી વ્યવસ્થા? રાજકોટ મ્યુઝિયમના સાહિત્યપ્રેમી ક્યુરેટર રા. રા. વલ્લભજી હરિદત્ત આચાર્યે મેળવી છે. આ પ્રમાણે ઘણે ઠેકાણે બન્યું હશે, અને બનતું હશે. આવું આપણું સાહિત્ય રક્ષણ છે!! પછી દોષ કોને દેવો!

આ બધી નવ પ્રતોની એક બીજી સાથે સરખામણી કરી જોતાં મને શું જણાય છે તેનો વિસ્તારથી તમને ચિતાર આપવો એ તો સમયસંકોચને લીધે બનવું મુશ્કેલ છે, છતાં કેટલો ભાગ મને અગત્યનો તથા વિવેચન કરવા યોગ્ય જણાયો છે તે ભાગ ઉપર યથામતિ બે બોલ કહી સંતોષ વાળીશ.

પ્રેમાનંદના ઉખાહરણની બાબતમાં આપણા વિદ્વાનો તથા સાક્ષરોને મોટો સંદેહ એ પડ્યો છે કે અસલમાં કોઇએ ઉમેરો કર્યો છે. આ વહેમ મને પણ વાજબી લાગે છે. કારણ ઉપર આપેલી પ્રતોની ટીપ જોતાં એક જ સ્થળે લખાયલી પ્રતોમાં કડવાંની સંખ્યા એક નથી. દૃષ્ટાન્ત તરીકે સુરત રાંદેરવાળી પ્રતમાં ૬૬, સો વર્ષની જુની પ્રતમાં ૫૨, કાવ્યદોહનની પ્રતમાં ૫૨, અને રાજકોટમાં જ લખાયેલી પ્રતોમાં કોઇમાં ૪૫ તો કોઇમાં ૪૨ અને કોઇમાં ૩૪ કડવાં છે. આ ઉપરથી આપણે શું સમજવું? આ બાબતમાં કોને દોષ દેવો? નકલ કરનાર લહીઆને, કથા કરનાર પુરાણીને કે કોઇ વિલક્ષણ પુરુષને? એટલું તો ઉઘાડું છે કે પ્રતની નકલ કરતાં લહીઆઓએ જાણે અજાણ્યે ભૂલ કરી હોય, ને તેથી નકલો ઉપરથી નકલો થતાં પાઠમાં ઘણો ફેરફાર થયેલો હોય. આ પ્રમાણે હોવાથી ઉખાહરણના મૂળ પાઠમાં ઘણા ક્ષેપક ભાગો વધી ગયા છે એ ખુલ્લું છે. એ સિવાય કેટલેક અંશે આ પાઠ ફેર માટે જવાબદાર મને તો કથાકાર પુરાણીઓ જણાય છે. આ સંબંધમાં ત્રણ પેઢીથી ઉખાહરણની કથા કરવાનો ચાલ છે એવું કહેનાર પુરાણીને હું મળ્યો હતો, અને તેની સાથે મારે એ સંબંધમાં કેટલીક વાતચીત થઇ હતી ત્યારે તેણે પોતે મને કહ્યું છે કે પ્રેમાનંદના ઉખાહરણમાં આવતો શૃંગારી ભાગ તેઓએ કાઢી નાખ્યો છે. આ પ્રમાણે કરવાનું કારણ તેઓ એવું બતાવે છે કે ચૈત્ર માસમાં ઉખાહરણની કથા વંચાય છે. એ કથામાં આમારૂં શ્રોતાજન મુખ્યત્વે કરીને સ્ત્રી હોય છે, એટલે અમને તેમ કરવાની જરૂર જણાય છે. વળી ઉખાહરણ ભક્તિકાવ્ય હોવાને લીધે ભક્તિમાં શૃંગાર શું કરવા હોવો જોઈએ? ! આવા ભાગો અમે ન કાઢી નાખીએ તો લોકોનો ઉખાહરણ વંચાવવા તરફનો ભાવ ઉઠી જાય, ને તેથી અમારી આજીવિકાને નુકસાન પહોંચે. વાત વાસ્તવિક છે. પરંતુ એથી સાહિત્યને કેટલું નુકસાન તેમણે કીધું છે તેનો તેમને ખ્યાલ પણ આવ્યો છે? આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે પ્રેમાનંદના ઉખાહરણના મૂળ પાઠમાં જાણે અજાણ્યે તથા જાણી બુજીને ફેરફાર કરવામાં આવેલો છે.

(અપૂર્ણ.)

"ભાવ"

---

# હિન્દુ શાસ્ત્રમાં વિવાહ પ્રકરણ.

સમગ્ર હિંદુસ્તાનમાં બ્રીટીશ અમલે ચાર મુખ્ય નામદાર હાઇકોર્ટ સ્થાપી છે: (૧) કલકત્તા. (૨) મદ્રાસ. (૩) અલ્લાહબાદ. (૪) મુંબાઈ. કલકત્તા હાઇકોર્ટમાં હિંદુશાસ્ત્રના સવાલનો નિર્ણય કરવામાં દાયભાગ આધારભૂત ગણાય છે. જ્યારે બાકીની ત્રણે હાઇકોર્ટમાં યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પર વિજ્ઞાનેશ્વર-રચિત મિતાક્ષરા ટીકા પ્રમાણભૂત ગણાય છે. આ સિવાય અન્ય ટીકાઓ તથા સ્મૃતિઓ એની જોડે ગૌણ રૂપે આધારભૂત ગણાય છે. પરંતુ મુખ્ય આધાર મિતાક્ષરા પર રાખવામાં આવે છે. આમ હોવાથી યાજ્ઞવલ્ક્યનો વિવાહ અધ્યાય આ લેખમાં ગ્રહણ કરવામાં આવ્યો છે. ગુજરાતને વાસ્તે વ્યવહાર મયૂખ પણ આધારભૂત હાઇકોર્ટ લેખ્યો છે. પરંતુ મિતાક્ષરા અને વ્યવહારમયૂખ વિષય પરત્વે મળતા હોવાથી તેમ જ વ્યવહારમયૂખમાંથી ઉપયોગી પ્રમાણો ટીકામાં લીધેલાં હોવાથી કોઈ પ્રકારે તે બન્ને ગ્રન્થોવચ્ચે અથડા અથડીનો સંભવ નથી.

આવી રીતે બન્ને ટીકાઓની તથા તેને આધારે હાઇકોર્ટોએ કરેલા નિર્ણયોની મદદથી હિન્દુ જનસમાજમાં વિવાહ પરત્વે શી સમજણ છે એનો વાચકને હું કાંઇક ખ્યાલ આપવાનો યત્ન કરૂં છું.

સુધારાવાળો પક્ષ-હિંદુસ્તાનની પ્રજા ઉન્નતિને શિખરે ચઢે તેટલા કારણથી આપણી હિંદુ સમાજમાં કેટલાક સુધારા દાખલ કરવાને મથે છે. તેમાંના કેટલાક સુધારાને વિષે મતભેદ હોવાથી સર્વ પ્રજા સંમત નથી; જ્યારે કેટલાક સુધારાએ ઉઘાડી રીતે સારા હોવાથી લોકની બહુધા સંમતિ મેળવી છે. અને તેવા સુધારાએ હિંદુ સમાજમાં પગ પેસારો કર્યો છે. અને કર્યા જાય છે. સુધારાવાળો પક્ષ જ્ઞાતિબંધન તોડી પાડવાને મથે છે. આ વિષે મતભેદ છે: તેથી પ્રજા સર્વેમતે સંમત નથી; પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે હિંદુ સમાજમાં અનેક જ્ઞાતિઓ છે: વળી દરેક જ્ઞાતિમાં અનેક પેટા જ્ઞાતિ છે. આવી ભિન્નતા હોવાથી હિંદુ સમાજમાં ઐક્ય બની શકે તેમ નથી: વળી પ્રજાત્વ ( Nationality ) ની લાગણી ઉત્પન્ન કરવામાં આ વાત અવરોધ રૂપે છે. કેટલી મોટી જ્ઞાતિની પેટા જ્ઞાતિમાં જમવા વ્યવહાર હોય છે. પરંતુ બેટીવ્યવહાર હોતો નથી; આથી કરીને ટુંકી ટુંકી જ્ઞાતિમાં કન્યાની અછત થાય છે. તેથી પ્રજોત્પત્તિ કૃશતાને પામે છે. વળી માંહોમાંહે ટુંકી જ્ઞાતિમાં શાસ્ત્રમાં જણાવેલ નિયમ વિરૂદ્ધ વર્તીને—દૃષ્ટાંત રૂપે અસમાન ગોત્રપ્રવર, અસમાન સગોત્ર સપિણ્ડ આદિ નિયમોનો ભંગ દૃષ્ટિગોચર થાય છે,—લગ્ન કરવામાં આવે છે: આ નિયમો કુદરતના પોષણના નિયમોને આધારે શાસ્ત્રકારોએ રચેલ હોવાથી આવા વર્તનથી કુદરતી નિયમોનો ભંગ થાય છે અને તેથી પ્રજોત્પત્તિ પ્રતિદિન નબળી થતી જાય છે. આ બધા સંજોગ ધ્યાનમાં લેતાં એટલું તો હાલમાં જરૂર છે કે પેટા જ્ઞાતિનો લય સ્પૃહણીય છે. આ સુધારો દાખલ કરવાથી મોટી જ્ઞાતિઓ જ ફક્ત રહેશે, અને ઉપર જણાવેલ ઘણી અડચણો દૂર થવા પામશે. આ સુધારાની તરફેણમાં મ્હોટા હિંદુ વર્ગની સંમતિ ફક્ત મોટી જ્ઞાતિની પેટા જ્ઞાતિના આગેવાનોએ એકત્ર થઇને ઠરાવ પસાર કરવાની જ આવશ્યકતા છે. આ સુધારાને પુષ્ટિ આપવાને આપણા શાસ્ત્રના સ્મૃતિકારોના વિવાહપ્રકરણ પરત્વેના મત ઘણા જ કીમતી

થઈ પડે છે. તેથી કરીને આ લેખ લખવાને લેખક પ્રેરાયો છે. આ સિવાય અનેક કારણો છે; જેવાં કે બાળલગ્ન, કન્યાવિક્રય, પહેરામણી તથા અન્ય રૂઢિઓ તેના પર પણ સ્મૃતિકારોના મત જાણવાથી અજવાળું પડે તેમ છે.

આવા કારણથી આ લેખ ઉદ્ભવે છે. પ્રથમ સ્મૃતિનાં વચનો ટાંકી પછી એ ઉપર ટીકા કરીશું.

## ॥ याज्ञवल्क्य धर्मशास्त्रम् ॥

### ॥ अथ विवाहप्रकरणम् ॥

अविप्लुत ब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।
अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥ ५२ ॥
अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।
पञ्चमात्सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥ ५३ ॥

અખંડિત બ્રહ્મચર્યવાળા પુરૂષે લક્ષણવાળી સ્ત્રીની સાથે લગ્ન કરવું—(૧) અનન્યપૂર્વિકા પહેલાં જેને અન્ય પુરૂષે ગ્રહણ અથવા સગવા કરેલી નથી. (૨) કાંતિમાન. (૩) સપિંડ નથી. એવી (૪) પોતાથી નાની ઉમરની. (૫) રોગરહિત. (૬) ભાઇવાળી. (૭) સમાન ગોત્ર અને પ્રવરવાળી નહિં. (૮) માતૃપક્ષથી પાંચ અને પિતૃપક્ષથી સાત પેઢી વેગળી એવીઃ—

दशपूरुषविख्याताच्छ्रोत्रियाणां महाकुलात् ।
स्फीतादपि न सञ्चारिरोगदोषसमन्वितात् ॥ ५४ ॥
एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ।
यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमाञ्जनप्रियः ॥ ५५ ॥

(૯) મહાશ્રોત્રિય કુળ જેની–માતા પક્ષથી પાંચ અને પિતા પક્ષથી પાંચ પેઢીઓ પ્રખ્યાતિને પામેલી હોય તેવા કુળમાં ઉત્પન્ન થએલી. આમ છતાં જો તે વંશપરંપરા ઉતરતા રોગવાળા કુળમાં જન્મેલી હોય તો નહિં. આવા ગુણવાળી સ્ત્રીને (૧) ગુણવાળા, (૨) એકજ વર્ણના (૩) શ્રોત્રિય, (૪) યુવાન, (૫) બુદ્ધિમાન, (૬) લોકપ્રિય, (૭) અને જેનું પુરૂષત્વ (વૈદ્યક) પરીક્ષાથી નિઃશંક સાબીત થયું હોય એવા પુરૂષની સાથે વિવાહ કરવો.

यदुच्यते द्विजातीनां शूद्राद्दारोपसङ्ग्रहः ।
न तन्मम मतं यस्मात्तत्रात्मा जायते स्वयम् ॥ ५६ ॥
तिस्रो वर्णानुपूर्व्येण द्वे तथैका यथाक्रमम् ।
ब्राह्मणक्षत्रियविशां भार्याः स्वा शूद्रजन्मनः ॥ ५७ ॥

શુદ્ર સ્ત્રીની સાથે દ્વિજના વિવાહ કરવાનું કેટલાક ઋષિનું મત છે; પરંતુ મારૂં મત તેમ નથી કારણ કે નર પોતે તે સ્ત્રીમાંથી આત્મા રૂપે ઉત્પન્ન થાયછે. (મનુ. ૩. ૧૨-૧૫)

ત્રણ, બે, અને એક એમ અનુક્રમે વર્ણોમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય સ્ત્રીની સંખ્યા પરણી શકે; એવી રીતે બ્રાહ્મણ-બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય (૨) ક્ષત્રિય, ક્ષત્રિય તથા વૈશ્ય (૩) વૈશ્ય ફક્ત વૈશ્ય અને (૪) અને શૂદ્ર શૂદ્ર-વર્ણની કન્યા પરણી શકે.

ब्राह्मो विवाह आहूय दीयते शक्त्यलङ्कृता ।
तज्जः पुनात्युभयतः पुरुषानेक विंशतिम् ॥ ५८ ॥
यज्ञस्थायर्त्विजे दैव आदायार्षस्तु गोद्वयम् ।
चतुर्दश प्रथमजः पुनात्युत्तरजस्तु षट् ॥ ५९ ॥
इत्युक्त्वा चरतां धर्म सह या दीयतेऽर्थिने ।
स कायः पावयेत्तज्जः षट् षड्वंश्यान्सहात्मना ॥ ६० ॥

હવે આ પ્રકારના વિવાહ વર્ણવે છેઃ—

( १ ) ब्राह्मविवाहनुं लक्षणः—

વરને આમંત્રણ કરીને પોતાની શક્તિ પ્રમાણે કન્યાને અલંકાર પહેરાવીને કન્યાદાન આપે છે તે-આ લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્ર ૨૧ પેઢી (દસ થયેલી પિતાથી ગણીને અને દસ થનાર પુત્રથી ગણીને અને એક પોતે અને એમ ગણીને ૨૧) પવિત્ર કરે છે. અર્થાત્ તારે છે.

( २ ) दैव अने ( ३ ) आर्ष विवाहनुं लक्षणः—

યજ્ઞમાં સ્થાપેલા ઋત્વિજ બ્રાહ્મણને કન્યાદાન આપે તે દૈવ; એક ગાય અને વાછરડો લઈને કન્યાદાન કરવામાં આવે તે આર્ષ વિવાહ દૈવ લગ્નથી ઉત્પન્ન થયેલ ૧૪ પેઢી અને આર્ષ લગ્નથી ઉત્પન્ન થયેલ ૬ પેઢીને પવિત્ર કરે છે.

( ४ ) प्राजापत्य विवाह लक्षणः—

" તમો બન્ને સાથે ધર્મનું આચરણ કરો. " એવું કહીને પછી કન્યાદાન થાય તે પ્રાજાપત્ય વિવાહ આથી થયેલો પુત્ર ૧૩ પેઢીને તારે છે. (૬ થયેલી ૬ થવાની અને પોતે એમ તેર.)

આ ઉપરાંત.

आसुरो द्रविणादानाद्गान्धर्वः समयान्मिथः ।
राक्षसो युद्धहरणात्पैशाचः कन्यकाच्छलात् ॥ ६१ ॥

पाणिग्रहः सवर्णासु गृह्णीयात्क्षत्रिया शरम् ।
वैश्या प्रतोदमादद्याद्वेदने त्वग्रजन्मनः ॥ ६२ ॥

( ५ ) आसुर विवाह लक्षणः—

પઇસા લઇને કન્યાદાન આપે તે આસુર.

( ६ ) गान्धर्व विवाह लक्षणः—

અરસપરસ પ્રેમથીજ માત્ર ત્રીજા કોઇની મદદ અથવા સંમતિ સિવાય થયેલો વિવાહ તે ગાન્ધર્વ વિવાહ.

( ७ ) राक्षस विवाह लक्षणः—

યુદ્ધમાં હરી લાવેલી કન્યા સાથે વિવાહ તે રાક્ષસ વિવાહ.

( ८ ) पिशाच विवाह लक्षणः—

કન્યા પર છળ કરીને કરેલો વિવાહ પિશાચ વિવાહ.

જ્યારે વર અને વહુ બન્ને એક જ જાતિનાં હોય ત્યારે વિવાહમાં વરે વહુનો હાથ ગ્રહણ કરવો; ક્ષત્રિય વહુએ શર હાથમાં ગ્રહણ કરવો; વૈશ્ય વહુએ આભ્રો યા પરોણી અને શૂદ્ર વહુએ લુગડાંની કોર પકડવી. (મનુ. ૩. ૪૩-૪૪)

पिता पितामहो भ्राता सकुल्यो जननी तथा ।
कन्याप्रदः पूर्वनाशे प्रकृतिस्थः परः परः ॥ ६३ ॥
अप्रयच्छन्समाप्नोति भ्रूणहत्यामृतावृतौ ।
गम्यं त्वभावे दातॄणां कन्या कुर्यात्स्वयंवरम् ॥ ६४ ॥

૧ પિતા ૨ પિતામહ ૩ ભાઈ ૪ સકુલ્ય એટલે સપિંડ, સગોત્ર વગેરે અને ૫ માતા, આટલાં સગાં અનુક્રમે પોતપોતાના સ્થાન પરત્વે કન્યાનું દાન કરવાને અધિકારી છે; પૂર્વે અધિકારીની ગેરહયાતીમાં પછીનો અધિકારી સમજવો; જેમકે પિતાને અભાવે પિતામહ; પિતા પિતામહને અભાવે ભાઈ; એમ કન્યાદાન કરવાના અધિકારવાળો જો કન્યાદાન ન કરે તો દરેક રજોદર્શને તેને બાળહત્યા લાગે છે; જો કોઈ દાન કરનાર અધિકારીની હયાતી ન હોય તો કન્યાએ પોતે ઉપર જણાવેલ લક્ષણયુક્ત વરનું ગ્રહણ કરવું.

सकृत्प्रदीयते कन्या हरंस्तां चौरदण्डभाक् ।
दत्तामपि हरेत्पूर्वाच्छ्रेयांश्चेद्वर आव्रजेत् ॥ ६५ ॥
अनाख्याय ददद्दोषं दण्ड्य उत्तमसाहसम् ।
अदुष्टां तु त्यजन्कन्यां दूषयंस्तु मृषा शतम् ॥ ६६ ॥

કન્યાનું વાગ્દાન એક જ વાર થઈ શકે છે; જે તેનું હરણ કરે, વા રદ કરે તે ચોરની માફક સજાને પાત્ર છે. પણ જો પૂર્વના કરતાં શ્રેય વર આવે તો વાગ્દાનથી એકવાર અપાયલી કન્યા પણ ગ્રહણ થઈ શકે.

(નોટ:—વિજ્ઞાનેશ્વર ઉમેરે છે કે સપ્તપદી પૂર્ણ થતાં પહેલાં જ એમ બની શકે, પછી નહિં.)

જે કન્યાના દોષ કહ્યા વગર છળ કરીને કન્યા પરણાવે છે તે બારે દણ્ડની સજાને પાત્ર છે; જે દોષરહિત સ્ત્રીનો ત્યાગ કરે છે તે પણ તે જ સજાને પાત્ર છે; જે પુરૂષ સ્ત્રીને માથે ખોટા દોષ આરોપણ કરે છે તે એક સો ('પણ' એ નામનું દ્રવ્ય)-વિજ્ઞાનેશ્વરની ટીકા પ્રમાણે )ની દંડની સજાને પાત્ર છે.

अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः ।
स्वैरिणी या पतिं हित्वा सवर्णं कामतः श्रयेत् ॥ ६७ ॥
अपुत्रां गुर्वनुज्ञातो देवरः पुत्रकाम्यया ।
सपिण्डो वा सगोत्रो वा घृताभ्यक्त ऋतावियात् ॥ ६८ ॥
आगर्भसम्भवाद्गच्छेत्पतितस्त्वन्यथा भवेत् ॥
अनेन विधिना जातः क्षेत्रजोऽस्य भवेत्सुतः ॥ ६९ ॥
हृताधिकारां मलिनां पिण्डमात्रोपजीविनीम् ।
परिभूतामधः शय्यां वासयेद्व्यभिचारिणीम् ॥ ७० ॥

ગર્ભ રહે ત્યાં સુધી જ જવું; નહિં તો પતિત થાય; આ રીતે ઉત્પન્ન થયેલ પુત્ર પ્રથમ પતિનો ક્ષેત્રજ પુત્ર કહેવાય.

વ્યભિચારિણી સ્ત્રીને માત્ર જીવવા દેવી (ભરણ પોષણ કરવું); તેનો અધિકાર છીનવી લેવો, મલિન કપડાં પહેરવાને, જીવન પુરતું અન્ન, પરિભૂત માનરહિત કરીને જમીન પર સુવાનું આપવું.

सोमः शौचं ददावासां गन्धर्वश्च शुभां गिरम् ।
पावकः सर्वमेध्यत्वं मेध्या वै योषितो ह्यतः ॥ ७१ ॥
व्यभिचारादृतौ शुद्धिर्गर्भे त्यागो विधीयते ।
गर्भभर्तृवधादौ च तथा महति पातके ॥ ७२ ॥

સોમે પવિત્રતા (સ્ત્રીને) આપી છે; ગન્ધર્વે શુભ વાચા; અગ્નિએ સર્વાંશે પવિત્રતા; માટે સ્ત્રી સર્વ પ્રકારે શુદ્ધ છે.

વ્યભિચારથી ગર્ભ ધારણ કરનાર, ગર્ભ અને પતિનો વધ કરનાર, અને મહાપાતકી સ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ."

(અપૂર્ણ.)

ઉત્તમરામ મયારામ ઠાકર.

"I have gone into politics," said W. J. Fox, "with this question constantly in my mind—What will your theories, your forms, your propositions, do for human nature? Will they make man more manly? Will they raise men and women in the scale of creation? Will they lift them above the brutes? Will they call forth their thoughts, their feelings, their actions? Will they make them moral beings? Will they be worthy to tread the earth as children of the common Parent, and to look forward, not only for His blessing here, but for His benignant bestowment of happiness hereafter? If institutions do this, I applaud them; if they have lower aims, I despise them; and if they have antagonistic aims, I counteract them with all my might and strength."

—Quotated "Democracy and Reaction"
*by Mr. L. T. Hobhouse.*

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે).

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે પહેલા વર્ષના ખર્ચના રૂા. ૦-૬-૦ બીજા વર્ષના રૂા. ૦-૧૨-૦; અને ત્રીજા વર્ષના રૂ. ૧-૪-૦. અગાઉથી ઑર્ડર દ્વારા મોકલાવે જ મોકલવામાં આવશે

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છુટક નકલ એકના રૂ. ૦-૬-૦

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.


---



---

Reg No. B. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्

વર્ષ ૧૦, અંક ૭ [ માસિક. ] આશ્વિન, સંવત્ ૧૯૬૭

## સ્થિર.

મેઘ તો મચી રહ્યા, વિજળી થતી આકાશમાં,
વર્ષાદનું બિન્દુ નહિ, એ મેઘને હું શું કહું ?

ઝબકારા ચમકતી આભમાં, ને જ્યોત ચેખી દેખાઈ,
અન્ધાર ઘૂમે પણ પછી, એ જ્યોતને હું શું કહું !

પ્રોફુલ્લ પ્રકાશે રવિતણું, જો તેજ દુનિયાની વિષે,
રાત્રિએ અન્ધારેલું, તે તેજને હું શું કહું ?

પુષ્પો અમે ખીલી રહ્યાં, ગુલતાંય મ્હારી વાડીમાં,
તુટી અને કરમાઈ જતાં, પુષ્પને હું શું કહું !

વાયુ વડે મન્દી સર્યો, જગશાન્તતા પ્રસરાવતો,
કદી દુરતો કદી આવી જતો, એ વાયુને હું શું કહું !

ઉદ્ધિએ ટહુકો કર્યો, ને ગાન પ્રસર્યું આભી બધે,
હાલ્યુ સ્હી અટકી ગયું, એ ગાનને હું શું કહું ?

આશા ઉપજતી અન્તરે, કંઈ નવીન ભાવો લાવતી,
નાશ થાતી ક્ષણ મહીં, એ આશને હું શું કહું ?

એક ક્ષણે પેદા થતી, બીજી ક્ષણે ઊડી જતી,
વસ્તુ માટે ભાવ એવો, વસ્તુને હું શું કરૂં ?
પેખવું મ્હારે અલૌકિક, સ્થિર રહે જે સર્વદા,
એ સ્થિર જો મુજને મળે તો, તે લઈ ને કંઈ કરૂં.
સ્થિર શું છે વાદ તેનો પહિલો કરતા સદા,
પણ પખવાડે પાર તેનો પામતા નહિ કો કદા.
સ્થીર પ્રાર્થના ને પ્રેમ છે અદ્વૈત એહનું ભાસતું,
વહુ પ્રાર્થતાને પ્રેમમાં તો નામને કોની તથા.

"પ. ન. મે."

## ગ્રન્થાવલોકન.

**"ગુજરાતી કહેવત સંગ્રહ, તથા પ્રાચીન દોહરાઓ, સાખીઓ ઇત્યાદિ:*"**

દરેક જનસમાજની કહેવતો તે એના ડહાપણનાં—કોઇક કહે છે મૂર્ખાઇનાં—અને અમને લાગે છે બન્નેનાં—ચોસલાં છે. મહાન્ કાવ્ય અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો એ જનસમાજના કવિવરો અને વિદ્વાનો રચે છે, પણ એની કહેવતો તો એ જનસમાજના પોતાના જ મગજમાંથી ઘડાઇને બહાર આવે છે. આમ કહેવતો ઉપર અમુક વ્યક્તિની નહિ પણ આખા જનસમાજની માલકી હોવાથી, એ જનસમાજને ખાસ વહાલી લાગે છે, અને જે દોષો એ જનસમાજ કવિવરોની કૃતિઓમાં સહન કરતો નથી તે કહેવતોમાં ઉદાર દ્રષ્ટિ સહી લે છે: દાખલા તરીકે, જે નિર્મળતા અને સુઘડતા કાવ્યનાટકાદિકમાં જોઇએ છે તે કહેવતોમાં જોઇતી નથી. કહેવતની કિંમત અને સામર્થ્ય જનસમાજના વિશાળ અનુભવનો સાર સંક્ષિપ્ત અને સચોટ શબ્દોમાં કેવો ઊતારવામાં આવે છે તે ઉપર જ આધાર રાખે છે. આથી એક જૂના અંગ્રેજ લેખકે કહેવતમાં ત્રણ ગુણની આવશ્યકતા બતાવી છે:—"shortness, sense and salt"—અર્થાત્ કહેવત સંક્ષિપ્ત હોવી જોઇએ, અર્થભરી હોવી જોઇએ, અને એમાં 'મીઠું' હોવું જોઇએ. જેવા શબ્દના વાણાતાણા ઘટ્ટ ન હોય પણ ઢીલા હોય, જેમાં અર્થ કેસદાર ન હોય—અર્થાત્ જેમાં જીવનનો વિશાળ અને ઊંડો અનુભવ ઉચ્ચારાતો ન હોય, અને જે મોળા હોય, તેવી વાણી કહેવતરૂપ બની શકતી નથી. વળી કહેવત લોકપ્રિય થવામાં, સહજ ઝડઝમક અને અનુપ્રાસ, તેમ જ મનુષ્ય-સ્વભાવની મનોહર મૂર્ખતાનું પ્રદર્શન પણ સાહાકારી થાય છે.

* કર્તા—રા. રા. આશારામ દલીચંદ શાહ. કિંમત રૂ. ૨. અમદાવાદ.

અસલ જ્યારે નિશાળ કરતાં દુનિયા, અને જડ પુસ્તક કરતાં જીવન્ત વાણી—એ વિશેષ અંશે કેળવણીનાં સાધન હતાં, ત્યારે કહેવતોનો મહિમા ઘણો હતો. આપણા નવા વિદ્યાર્થીઓ ટેનિસન અને બ્રાઉનિંગમાં જીવનનું ડહાપણ શોધે છે, પણ જીવનનું ડહાપણ જીવનના અનુભવમાં—પુષ્કળ અને બહોળા અનુભવમાં રહેલું છે એમ એ જાણે તો (ગોવર્ધનભાઇની વાણીમાં) 'વિદ્યાર્થી' મટી 'અનુભવાર્થી' થાય. આ અભિલાષ જેવો તેવો નથીઃ વિદ્યા મનુષ્યે કરી છે, અનુભવ પ્રભુએ કર્યો છે. વિદ્યાની વાડીઓ સાંકડી છે, અનુભવનાં વન વિશાળ છે. વિદ્યાના અતિપ્રેમથી બુદ્ધિ પરતન્ત્ર થાય છે, અનુભવની શોધથી એ સ્વતન્ત્ર બને છે. આ વાત ધ્યાનમાં લઇ આપણો નવીન કેળવણીવાળો વર્ગ દુનિયાના અનુભવમાં પ્રેમથી અને રસથી પડે, તો જ જીવનનાં ઊંડાં રહસ્યો એ જાણી શકે. તેમ કરવા માટે એણે એક દૃષ્ટિબિન્દુ રાખવું જોઇએ—અને તે એ કે ઉપર કહ્યું તેમ દુનિયા પ્રભુની છે અને તેથી એમાં કેવળ ખોટું એવું કાંઇ છે જ નહિઃ એના ખોટામાં પણ સારૂં રહેલું છે—એની મૂર્ખતા પાછળ પણ જ્ઞાનનું તેજ પ્રકાશે છે.

આમ દુનિયા સદા પવિત્ર છે, અને કહેવત તે એના ઊંડા અનુભવનો ઉપર કહ્યો તેવો ઉદ્‌ગાર છે—એટલી વાત સ્મરણમાં રાખી રા. આશારામ દલીચંદ કૃત આ **"કહેવત સંગ્રહ"** આપણે વાંચીશું.

આ કહેવતસંગ્રહમાં રા. આશારામભાઇએ સાતસેં કરતાં પણ વધારે કહેવતો એકઠી કરી છે—એ જોતાં તેઓશ્રીએ જીંદગીમાં જોએલા અને લીધેલા વિશાળ અનુભવનો આપણને ખ્યાલ આવે છે. રા. આશારામભાઇ એમની કારકીર્દીની શરૂઆતમાં મોરબી સંસ્થાનમાં અંગ્રેજી શાળામાં સ્કૂલમાસ્તર હતા. ત્યાર બાદ તેઓ ચૂડા લાઠી વગેરે રાજ્યના કારભારી—થયા હતા, અને હાલ પોતાના વતન—અમદાવાદ—માં નિવૃત્તિ ભોગવે છે. અને સત્સંગ કરે છે.

*મ્હેતાજીની તટસ્થતા અને કારભારીની દુનિયાદારી બંને અદ્‌ભુત રીતે એમનામાં મળેલાં જોવામાં આવે છે.* પરંતુ એમની કૃતિનું ખરૂં નિદાન તો એમની ઉત્તમ તન્દુરસ્તી *અને ગંભીરતા સાથે વિલક્ષણ રીતે જોડાએલો એમનો આનન્દી સ્વભાવ,—જે જીવનનું રહસ્ય* સમજવાનાં ઉત્તમ સાધનો તેમ જ એ રહસ્ય સમજ્યાનાં ઉત્તમ ફળ છે—તેમાં રહેલું છે. આ ગુણોનું પૂર્ણ દર્શન રા. આશારામભાઇના આ સંગ્રહમાં આપણને થાય છે. 'સર્વો મૂર્ષિ ગોપાલકો' એ ન્યાય જીવનના સર્વ પ્રદેશને લગાડી જીવનનો બોધ અને જીવનની રસુજ જ્યાંથી મળ્યાં ત્યાંથી એમણે લીધાં છે. પણ સંગ્રહમાં પ્રતીત થતા સંગ્રહકારના સ્વરૂપ કરતાં, આ સંગ્રહમાં જીવનનું જે ડહાપણ—ગાંડું અને ડાહ્યું બંને જાતનું ડહાપણ—વાચક આગળ રજુ કર્યું છે તે આપણે વિશેષ મનન કરવા જોગ છે.

એમાં કહેવતને અંગે, ડાહી ઘેલી—મનુષ્યના સમગ્ર સ્વભાવનું ભાન કરાવતી—વાર્તાઓ પણ ગ્રાહક હૈયાળુ ફુટનોટમાં ઠીક નોંધી છે, જેનાથી કહેવતો સમજવામાં અનુકૂળતા થાય છે. પણ આ પુસ્તકમાં આપી છે તે કરતાં આવી દૃષ્ટાન્તરૂપ અને નિદાનરૂપ વાર્તાઓની વધારે જરૂર હતી. રા. આશારામભાઇને આ જરૂર સમજણ બ્હાર નથી, પણ પોતે કહે છે તેમ

" દરેક કહેવતોનાં મૂળ ઉકેલવામાં આવે એટલે તેના દૃષ્ટાન્તો આપવામાં આવે તો પુસ્તક બહુ મ્હોટું થઇ પડે. " તેથી ' ફક્ત નમુના તરીકે જ ' થોડાંક દૃષ્ટાન્તો આપ્યાં છે.

આ જગતમાં 'જીસ્કી લાઠી ઉસકી ભેંસ' મળવાનો યોગ્યતાનો મહાનિયમ જે તત્ત્વજ્ઞાનીઓ ગંભીર ગ્રન્થો લખી—પ્રભુના નીતિમય શાસનના પુરાવા તરીકે—જગતને સોંપે છે, તે રમુજી દોહગદ્વારા કેવી અસરકારક રીતે ઉપદેશી શકાય છે તે જુવો: નરસિંહની દેવી સાથે માણસ વાત કરે છે:

" સવાલ: સૌ ખાય સાક દાળ, મ્હારે ભાગ સુખી (સાખ=દોહરા)
હું કરમનો આગળીઓ, કે તું પીરસતાં ભૂલી !

જવાબ— નથી કરમનો આગળીઓ, ને નથી પીરસતાં ભૂલી;
મ્હેં જોઇને દીધું કર્યું, આપટ બેઠો સુખી * "

સ્વદેશપ્રેમનાં અસંખ્ય ભાષણોનો સાર નીચેની કહેવતમાં જોઇ લેઃ " બાંકો પણ માંકો. "—" વાળી ઘરેણું મુકી મારવાડી રૂપીઆ લેવા ગયો. નાણું ધીરનારે કહ્યું " વાંકો છે. " ત્યારે મારવાડી કહે " બાંકો પણ માંકો. " એટલું પોતાની મુછના વાળ વિષે અભિમાન જોઇ નાણું ધીરનારે નાણું ધીર્યું ને વ્યાજ સુધાં આવી પણ ગયો."+

હવે બે ત્રણ વાર્તાઓ નીચે નોંધી આ અવલોકન સમાપ્ત કરીશું—જેથી વાચકને સંગ્રહકારની વાર્તા કહેવાની રસીલી ઢબ અને સરળ ગુજરાતી શૈલીનું પણ ભાન થશેઃ

"એક બ્રાહ્મણે બળદના શીંગડામાં માથું ઘાલ્યું !"

" એક બ્રાહ્મણ નામે પોપાભાની નિત્ય નદી કાંઠે જાય, ત્યાં ન્હાય, ને પછી નદીના કાંઠા પર બેસી સંધ્યા વંદન કરી ગાયત્રીની માળા ફેરે. તે વખતે સામા કિનારા ઉપર એક બળદ રોજ તે વખતે આવી નદીમાં પાણી પીને વાગોળવા બેસે. તેનાં શીંગડાં બહુ સુંદર રીતે વળેલાં તેથી શંકરના નંદી જેવો રૂપાળો લાગે. મહારાજ આ કાંઠે માળા ફેરે ને

* બેઠો બેઠો સુખી આપટ=અવાય એટલી ખા—એમ અન્વયાર્થ છે.

\+ એક વખત હું અને મારા એક મિત્ર નવલગ્રન્થાવલિની રા. ગોવર્ધનરામે લખેલી પ્રસ્તાવના વાંચતા હતા. તેમાં—

" મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં;
વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ઘરદીવડાં નહીં ખોટાં "

—આ શબ્દો વાંચી અમને " બાંકો પણ માંકો " વાળી કહેવત યાદ આવી હતી. અને પાસે આ " કહેવતસંગ્રહ " પડેલો હતો તે જોઇ અમે એવી કસોટી ઠરાવી કે આ કહેવત જો આ સંગ્રહમાં હોય તો આ સંગ્રહ પૂર્ણ ખરો. નહિ તો નહિ. પુસ્તક ઉઘાડ્યું અને કહેવત નીકળી !

બળદ સામો બેસી વાગોળે, તેથી જાનીને મનમાં વિચાર આવ્યા કરે કે આ બળદનાં શીંગડાં-માં માથું નાખ્યું હોય તો બરાબર આવી રહે. એમાંનું વીતી ગયું. બળદ વગડાનાં ખેતરનો માલ ચરી પુષ્ટ થયો, તે સાને કાંઠે આવીને રોજ પ્રમાણે બેઠો. જાની પણ ન્હાઈને માળા કરવા બેઠા, તે મનમાં આવ્યું કે બાર મહિનાથી વિચાર કરૂં છું, માટે આજ માથું નાખું. હાથમાં ગૌમુખી સહિત જાની ઉઠયા, સાંઢ પાસે ગયા. સાંઢની પાસે માણસ જાય તો કાંઈ હાલે કે ભડકે નહિ, તેથી જાનીએ જ્હાં આગળ જઈ શીંગડાંમાં માથું નાખ્યું ત્યારે બળદ ઉભો થયો તે માણસનું માથું શીંગડાંમાં ભરાયું જાણી ભડકીને સાંઢ નાઠો. જાનીને ઉંધા નીચા ખૂબ કર્યા. પગ હાથ છાતી છોલાયાં, તેટલામાં માણસ એકઠાં થઈ સાંઢને પકડ્યો, ને જાનીને છોડવી ખાટલામાં ઘાલી ઘેર મુકી આવ્યા.

પોપાજાનીને વાગ્યું જાણી સગાં વ્હાલાં જોવા આવ્યાં; તે બધાં ઠપકો દેવા લાગ્યાં કે સાંઢનાં શીંગડાંમાં માથું નાંખતાં વિચાર તો કરવો હતો? ત્યારે જાની બોલ્યા કે, ' મને તમે સૌ બેવકુફ ધારો છો, પણ બાર મહિના સુધી વિચાર કરીને જ એ કામ મેં કર્યું હતું। ' એમ મૂર્ખ માણસોને પોતાની ભૂલ જણાતી નથી."

## "સોબતે અસર."

૧. બાદશાહ લવાના સંવાદમાં લવે કહ્યું " સોબતે અસર, તુખમે તાસીર " ત્યારે બાદશાહે કહ્યું, " તુખમે તાસીર " વાત ખરી છે, પણ માણસનું મન મજબુત હોય તો સોબત અસર કરી શકે નહીં માટે સોબત અસરની વાત મ્હને ખરી લાગતી નથી. તે ઉપરથી લવે કહ્યું "સોબતે અસર" ખરી વાત છે; ને તેના ખરાપણાવિષે આગ્રહ પક-ડ્યાથી બાદશાહે કહ્યું બાર મહિનામાં એ વાત ખરી સિદ્ધ કરી આપજે, નહીં તો ગરદન મારીશ. લવે કબુલ કર્યું.

એ ચાર માસ જવા દઈ લવે કાશી વગેરે તરફ જવાની રજા લીધી ને કાશી તરફ ગયાનો બધો ડોળ કર્યો, ને પછી વાણીઓ થઈ દિલ્હીમાં શાહુકાર બની મ્હોટી બજારમાં સારી જગ્યુ માળની દુકાન ભાડે રાખી. પેહેલા મજલામાં દુકાન કરીને ચાર ગુમાસ્તા તથા નોકર રાખ્યા, ને તે ઉપરના મજલામાં પોતાની સ્ત્રી સાથે રેહ્યાક કરી.

બીજે દહાડે પોતાના નોકરને કહ્યું એક હજામને બોલાવી લાવ. બાદશાહનો હજામ હશે તે સારી હજામત કરતો હશે તેને તેડી લાવ. નોકર ગયો બાદશાહના હજામને તેડી લાવ્યો. શેઠે (લવે) હજામત કરાવી બહુ વખાણ કર્યાં ને હજામને હજામતના પૈસામાં પાંચસો રૂપીઆ આપ્યા. બાદશાહનો હજામ ખરો પણ પાંચસો રૂપીઆ એકઠા જોએલા નહીં તેથી બહુ ખુશી થઈ ગયો. શેઠ હજામત કરાવી રહ્યા કે તુરત ઉપરે માળથી એક દાસી આવી તેણે હજામને કહ્યું, મ્હારી બાઈના નખ લેવરાવવા છે માટે ઉપર ચાલ. ઉપર ગયો, નખ લેવાને આંગળાં હાથમાં લીધાં ખરાં, પણ સોના જેવી બાઈની દેહ, સુંદર ને સોંદર્યથી ભરપુર મુખ જોઈ હજામ તો દિગ્મૂઢ બન્યો. બાઈ કહે બરાબર જીવ કાયમ રાખ નહીં તો ઉતરતો નખ કુતરશે. કાળજું માં મેર ઠેકાણે રાખીને ધામજે નખ ઉતાર્યો. નખ ઉતરાવ્યા

તે બાઇએ બે રૂપીઆ આપી, દર ત્રીજે દહાડે નખ ઊતારવા આવવાને વરદી આપી, તે હજામે ખુશી થઈ કબૂલ કર્યું.

એમ વહીવટ ચાલતાં બેએક મહિના થયા, હજામ એક વાર નખ લેવા આવ્યો, ત્યારે બાઇએ પુછ્યું "કાલ સાંજના ચાર વાગતાં એક સ્વારી નીકળી બસો ઘોડા આગળ, સો બસો ઘોડા પાછળ ને વચ્ચે એક ઘોડાવાળો ઘોડો નચાવતો હતો એ કોણ હશે." હજામે કહ્યું "એ જ બાદશાહ સલામત હતા." ત્યારે બાઇ બોલ્યાં, "બહુ ખુબસુરત છે, ને ઘોડો પણ ખુબ નચાવતા હતા. મેં બારીમાંથી ચુપકીથી જોયા પણ તેમની નજર નહોતી."

હજામ બાદશાહની હજામત કરવા ગયો ત્યારે જાહેર કર્યું કે એક શાહુકાર અમુક દુકાનમાં રહેવા આવેલ છે તેની ઓરત બહુ ખુબસુરત અને પરીજાદી છે. હું બે મહિનાથી નખ ઊતારવા જાઊંછું પણ કોઈ દિવસ બોલતી નહીં. આજ બોલી, એટલે બોલેલું જાહેર કરીને, કહ્યું કે "આપની ખુબસુરતી ઊપર રીઝી છે." દુકાનની નિશાની બાદશાહે પુછી લીધી, હજામને કહ્યું કે "હું કાલે ત્યાંથી સ્વારી સાથે નીકળીશ." હજામ કહે "હું શેઠાણીને ખબર આપીશ."

હજામ તે શેઠાણીના નખ લેવા ગયો ત્યારે બીજું કાંઈ નહીં બોલતાં એટલું બોલ્યો કે આજ બાદશાહની સ્વારી નીકળનાર છે. શેઠાણીએ વાત જાણી ખુશી થયાનો તથા પોતાને મ્હોટું બાદશાહનું જોવા ઊમેદ હોય એમ હજામને દરશાવ્યું.

આ બાઇએ પોતાનો પોષાક ચિન્તાપૂર્વક બનાવવા તજવીજ કરી. સ્વારી નીકળવાની રાહ જોતી બેઠી. બાદશાહની સ્વારી નીકળી. બાદશાહ હજામની સૂચના પ્રમાણે ઊંચુ જોતાં હતા ત્યાં શેઠાણીએ માથાના વાળ મોરકળાની માફક કરી પોતાનું અર્ધું શરીર દેખાય તેવી રીતે બારીમાંથી કહાડીને પાછી બેસી ગઇ પણ બાદશાહે જોઈ લીધું.

બાઈનું મનોહર રૂપ જોઇ બાદશાહનું મન હરાઇ ગયું. હજામ હજામત કરવા ગયો ત્યારે બાદશાહે હજામને કહ્યું હવે જો બાઇની ઇચ્છા મ્હને મળવાની છે, તો મ્હારી પણ ઇચ્છા તીવ્ર થઇ છે, માટે પુછી જો કે શી રીતે મળવું.

ઘાંયજો વાએડી જાત ને બાદશાહે વાત કરી એટલે નખ લેવાને બહાને શેઠની દુકાને ગયો. બાઇને મળ્યો. બાદશાહની ઇચ્છા જણાવી. બાઇએ તે વાતને રસીલી ગણી જવાબ આપ્યો કે, "અમે શાહુકાર વાણીઆ ને જૈન માટે બાદશાહ ગોરજીનો વેષ લઈ ને આંહી આવે તો મ્હારે પણ મળવાની ઇચ્છા તેવીજ જોરદાર છે, માટે કાલે બપોરે આવે. તે ગોરજી થઈ ને આવે એટલે કોઇ જાણે નહીં ને શેઠને પણ વ્હેમ આવે નહીં."

આવી રીતે વાત મળવાથી હજામ તો હરખપદુડો થયો, દરબારમાં ગયો, બાદશાહને વાત કરી, બાદશાહ તો તલપાપડ થયા હતા તે દહાડી મુછ ઉતરાવી, ઘાંયજો તો હાજર હતો જ. બજારમાંથી-મલમલના કોરા તાકા મંગાવી ગોરજીના જેવી ગાતરી વાળી. એક મલમલ ગોરજીની માફક ઓઢી, હાથમાં રજોહરણું, પાતરું ઝોળીમાં મુકી હજામની પાછળ કોઇ

છુપે દરવાજેથી નીકળી, બાદશાહ પહોંચો મુકી મેડાગલીને રસ્તે ચાલી શેઠની દુકાન પર મ્હડયા. આગળ હજામ ને પાછળ ગોરજી કટકટ ત્રીજે માળ ગયા. બાઇ શૃંગાર સજી રસમય થઇ બેઠી હતી તે ગોરજીને આવતા જોઇ ઉભી થઇ પગે લાગી, એક બાજઠ નાંખી આપી તે ઉપર આસનીઉં નાખી ગોરજીને બેસાર્યા, હજામ નીચે ગયો, કમાડ બંધ કરી બાઇ બીજા ઓરડામાં ગઇ ત્યાં કમાડ કોઇ ખખડાવ્યું. કમાડ ઉઘાડવા બાઇ આવી. બાદશાહે પુછયું "કોણ છે" બાઇ બોલી "કોઇ નહીં શેઠ ઘરધણી છે તેની ફીકર નહીં, આપ નિશ્ચિંત રહો."

બારણું ઉઘાડી બાઇ બીજા ઓરડામાં ગઈ, શેઠ આવ્યા, આંચાળી પાઘડી, જામો પેરલાર કમર બાંધેલી ને અંદર આવ્યા. બોલ્યા. "પધારો પધારો મહારાજ ભલે પધાર્યા. મહારાજ વંદુછું." બાદશાહ (ગોરજી) કાંઇ બોલ્યા નહીં, એટલે શેઠે કહ્યું "વંદુછું," તો પણ ગોરજી બોલ્યા નહીં, ત્યારે શેઠ કહે "કેમ બોલતા નથી, મહારાજ, વંદુછું" એટલે ગોરજી બોલ્યા "વંદુછું ક્યા?" શેઠ કહે "મહારાજ આમ કેમ તમે અમારા ગોરજી થઈ ને કેમ બોલતા નથી?" એમ કહી શેઠ નીચે બેઠા. બાદશાહે સારી રીતે નજર માંડી જોયું તો શેઠને કહે છે "અબે લવા જેસા માલુમ પડતા હે." એટલે લવો કહે છે "હજુર, આપ મને બાદશાહ સલામત જેવા લાગો છો." પછી પરસ્પર મળ્યા, અને હજામની સોબતની શી અસર થાય તે લવે સિદ્ધ કરી આપ્યું.

---

લાખ મત લડબડી હજાર મત હડબડી, સો મત સડબડી;
પણ એક મત આપડી, તે ઉભી વાટ તાપડી. (ઊભે રસ્તે નાઠી.)

એક વનમાં કાચબો, સર્પ નોળીઓ તથા શિયાળ રહેતાં હતાં. વનમાં દવ લાગ્યો. ચારે જણ વિચાર કરવા લાગ્યાં કે કેમ કરવું. ત્યારે કાચબો કહે દવમાંથી બચવાના લાખ રસ્તા હું જાણું છું. સર્પ કહે હું હજાર જાણું છું. ને નોળીઓ કહે હું સો જાણું છું. શીઆળ કહે હું તો એકજ જાણું છું કે દવ લાગે ત્યાંહાંથી નાસવું. દવ બળતો નજીક આવ્યો. કાચબો પાણીમાં પડયો; સર્પ પાણીના ઝરાની નાહાની બેખડ નીચે સંતાણો. નોળીઓ ન્હાના દરમાં પેઠો. ઝરામાં બળતા અંગારા પડવાથી પાણી ઉનું થયું ને કાચબો ને સર્પ બફાઇને મરી ગયા. નોળીઓ દરને મોઢે આવતાં ઝાડનાં થડ પડવાથી માંહે સળગ્યો ને શીઆળ તો પાછું વાળીને જોયા વગર નાઠો તે બચી ગયો.

**દોહરો.**

અતિ હાંસે અળખામણો, અતિ ઘેલે ઉચાટ;
આનંદ કહે પરમાનંદા, ભલો ગડગડ ઘાટ. (મધ્યેમભાગે.)

**"ચહુરહા બેઠા સુહાપર, લે ખુદાકા નામ."**

કોઇ એક ધનવાન વાણીઓ તથા તેની સ્ત્રી ઘરમાં રાત્રે સુતેલાં હતાં ત્યાં અર્ધરાત વીત્યા પછી એક ચોર છાપરું ફાડી ઘરમાં ઉતરતો હતો.

વાણીએ જોયો વીચાર કર્યો કે હવે બુમ પાડવી વ્યર્થ છે, કેમકે ચોર નજીક આવી ગયો છે તે બુમ પાડવાથી વગાડી બેસશે.

તેથી વાણીઆએ પોતાની સ્ત્રીને જગાડી. ને કહે જે ઘીનો દીવો કર. આપણે દીકરો નથી ને માતાજીએ સ્વપ્નું આપ્યું છે કે આકાશમાંથી દીકરો ઉતરશે, માટે ઘીનો દીવો કર. ચોરે આ વાત સાંભળી છાપરા સુધી એક થાંભલો હતો તેમાં વળગી રહી થોભ્યો. ઘીનો દીવો કર્યો ને ઉચું જોયું તો ચોરને દેખી શેઠ પોતાની સ્ત્રીને કહે છે જો છાપરૂં ફાટયું છે ને પેલો દીકરો જો કેવો મજાનો છે? ઉછરેલ, પાછરેલ, રાંધ્યો રતો, થીગી નહીં, ઓરી નહીં, અછબડા નહીં, વાવળી નહીં, વરાદ નહીં, ને આપણું ઘર ભરાઈ રહે તેવો છે જો! ચોર ખુશી થઇ હેઠળ ઉતર્યો. શેઠે આવકાર દેઈ બેસાડયો, ને સ્ત્રીને કહે છે કે ઉનું પાણી કર. પછી લાપસી રાંધ. એમ કરીને શેઠે પોતે પટારો ઉઘાડયો, માંહીથી હારફારી ધોતીઆં, કસબી પાઘડી, ઉતરી, કંદોરા, વેઢેડ, વીંટી બધું કઢાડયું. ચોરને ખાતરી થઈ કે હવે હું તો દીકરો થયો. પાણી ઉનું કરી ન્હવરાવ્યો. કંસાર, દાળ વગેરે જમાડયો, પછી સારાં લુગડાં પેહેરાવ્યાં, કંકુનો ચાંલ્લો કર્યો. ત્યાં સહવાર થઈ એટલે શેઠે ચોરને કહ્યું, "ચાલો, દીકરા દુકાને" બન્ને જણુ ચાલ્યા. રસ્તામાં કેટલાકે પુછયું "આ કોણ?" શેઠ જવાબ દેતા જાય છે "દીકરો" "તમારે તો કાંઈ છોકરાં નથી ને આ કયાંથી?" ત્યારે શેઠ કહે "પરમેશ્વરે આપ્યો. આકાશમાંથી ઉતર્યો. રાતે આવ્યો" એમ જવાબ આપતા આપતા દુકાને આવ્યા. દીકરાને શણગારીને દુકાને બેસાર્યો છે શી પૂછતા જાય ને શેઠ ઉપર પ્રમાણે જવાબ આપતા જાય. શેઠે ગુપ્ત રીતે દરબારમાં ખબર મોકલાવેલ કે ચોર પકડ્યો છે. તેથી પોલીસના જમાદાર આવ્યા, પુછયું શેઠ આ કોણ છે? "મારો દીકરો" કયાંથી આવ્યો? આકાશમાંથી પરમેશ્વરે આપ્યો. એટલે જમાદારે લાકડીનો એક ગોદો શેઠને માર્યો, શેઠ કહે છે "બાહાસાબ, દીકરો છે. તેમાં ગોદા શું મારોછો?" એટલે જમાદારે હુકમ કર્યો કે ચાલો તમે બન્ને દરબારમાં, શેઠ તથા ચોર (દીકરો) બન્ને ગયા. દરબારમાં ફોજદારે પુછપરછ કરી ત્યારે શેઠે કહ્યું. "દીકરો આકાશમાંથી ઉતર્યો, છાપરૂં ફાટયું, ને ઘરમાં આવ્યો. પરમેશ્વરે રૂડાં વાનાં કર્યાં, સાબ, સાબ," ફોજદારે શેઠને મારવા લીધો ત્યારે શેઠ કહે છે "શું કામ મારોછો, સાબ તમારી નજરમાં આવે તેમ કરો." આગળના વખતમાં ચોરને માટે સજા શૂળીની હતી તેમ શૂળીની સજા દીકરાને ફરમાવી એટલે શેઠે તેનું પ્રથમનું ધોતીયું લુગડાં આપ્યાં, ને ખોળો પાથરી કહે જે દીકરા ઘરેણું ગાંઠું લુગડાં લાવ, ને "બેટા પરમેશ્વરનું નામ લેઈ શૂળી ઉપર ચડીજા" કહી શેઠ પોતાનો માલ લેઈ ઘેર ગયા ને ચોરને શૂળીએ ચ્હડાવ્યો."

આવી વાર્તાઓમાં અને કહેવતોમાં પ્રાચીન ગુજરાતની જે બુદ્ધિ અને કલ્પના આંકા કોરાઇ રહ્યા છે, એની વિવિધ નાતજાતોની જે ખાસિયતો નોંધાઈ રહી છે, અને દેશકાલની પારનાં જે સર્વદેશી અને ત્રૈકાલિક સત્યો પ્રકટ થયાં છે—તે સર્વ ઉપર ગુજરાતનો કોઈ ગ્રન્થકાર આ "કહેવતસંગ્રહ" ની મદદથી એક નિબન્ધ લખશે તો તે ગુજરાતને બહુ ઉપયોગી થઈ પડશે, અને આ ગ્રન્થ જો એની બીજી આવૃત્તિ પામે—અને એની રસિકતા જોતાં અમને સારી આશા છે કે એ ટૂંક વખતમાં પામશે—તો એના ઉપોદ્ઘાતમાં આ સંબન્ધી થોડુંક નિરૂપણ —એમને પોતાને હાથે અને જો શ્રમ લેવો એમને અનુકૂલ ન હોય તો એમના વિદ્વાન પુત્રોને હાથે, લખાય એમ અમે ઇચ્છીએ છીએ.

---

# મૃત્યુનું મરણ.

( ગરબી. )*

જ્યોરમ ગ્રહી ઉજમાળી ઉષા મૃદુ બાળકો શાં હસે રે લોલ !
હા ! પણ એ ક્ષણવાર પછી જ વિલીન થઈ જશે રે લોલ. ૧
માતમુખે નિરખી શિશુ કાલુશું હાસ્ય કરી રમે રે લોલ;
ઝડપી લેશે કાળ કરાળ જ, બાળક ક્હિં ભમે રે લોલ. ૨
સિન્ધુઉરે રહી પોઢી સુહાગણ સન્ધ્યા ઝૂમતી રે લોલ;
સ્વામિમુખે રમતી રમતી જ જશે તિમિરે ઢળી રે લોલ. ૩
પ્રેમીયુગલ રમતાં આશ્લેષ વિશે અતિચારમાં રે લોલ;
હા ! પણ અંતે મૃત્યુ કરાળ ગ્રસે પળવારમાં રે લોલ. ૪
મૃત્યુ રમે જગમાં અનિવાર, દયા ધરતું નહિં રે લોલ;
મૃત્યુ તણો કરવા વધ કોણ સમર્થ દીસે અહિં રે લોલ ? ૫

---

કાં ભ્રમમાંહિં ભમો ઓ બાઈ ? સુણો સાચું કહું રે લોલ;
તિમિરે જનમ્યું, તિમિર જતાં ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ. ૬
વ્યર્થ ભયે રચી મૂર્તિ ભયાનક, જગ બ્હીતું રહ્યું રે લોલ;
જ્ઞાનતણી તલવાર અડકતાં મૃત્યુ મરી ગયું રે લોલ. ૭
ચોગમ નાંખી નજર નિહાળું હું-મૃત્યુ ક્યહાં રહ્યું રે લોલ ?
માયાખેલ ધરેલું એહ જ, મૃત્યુ મરી ગયું રે લોલ. ૮
જોયું જીવનતત્ત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યું પછી તત્ક્ષણ મૃત્યુ મરી ગયું રે લોલ. ૯
જીવન પરજીવન બે એક સરિતનું વ્હેણ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પરજીવનમાં ધસે રે લોલ. ૧૦
જીવન-જ્યોતિપૂર વિશાળું જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય મૃત્યુ મરી ગયું રે લોલ. ૨૨

વાંદરા
તા. ૨૯-૧૦-૧૧.

નરસિંહરાવ ભોળાનાથ.

---

* 'ગોર મા ! હિર આપો અવતાર કે નાગરી નાતમાં રે લોલ' એ ચાલ.

## પ્રતાપગઢ.

આ સાલના ઉનાળામાં હમે પાંચગણી ગયાં હતાં. પાંચગણી સતારા જીલ્લામાં વાઈ તાલુકામાં ડુંગર ઉપર છે. ત્હાંની હવા મધ્યમ છે. મધ્યમ એટલે બહુ ઠંડો પવન નથી હોતો અને ડુંગરની સ્વચ્છ હવાથી આપણા શરીરમાં ફુરતાઈ આવે છે, ને મન પ્રફુલ્લ રહે હેવી છે. તેથી ઘણા જણને તે મહાબળેશ્વર કરતાં વધારે માફક આવે છે. પાંચગણી એક ન્હાના ગામડા જેવું છે. પણ 'સીઝન'માં લગભગ બધા બંગલા હવા 'ખાવા' આવનારથી રોકાઈ જાય છે. ને તે વખતે ઘણી મોંઘી પણ દરેક વસ્તુ ત્હાં મળે છે અહીં પાંચગણીની હવા હેવી છે કે ત્હાં બારે માસ પણ રહી સકાય છે. ને ત્હાં ઘણાં કુટુમ્બો બારે માસ રહે છે. રોમન કૅથોલીક ધર્મની કૉનવેંટ સ્કૂલ તથા પ્રૉટેસ્ટન્ટ ધર્મની બૉર્ડિંગ સ્કૂલો, છોકરા તથા છોકરીઓની, ત્હાં છે.

ફરવા જવાની જગ્યા ખાસ એક જ છે ને તે પ્લેટો ( ઉચ્ચ ભૂમિ ) છે. ત્હાં ક્રિકેટ, ગોલ્ફ વગેરે રમતો યુરોપિયન લોકો રમે છે. પ્લેટોની દૂરથી અને કેટલીક વખત પાસેથી જોઇયે છિયે તો એક મ્હોટા કિલ્લા જેવો દેખાવ નજરે પડે છે. જો કે કિલ્લો છે નહિં પણ તે ટેકરાનો ઘાટ હેવો છે. ને હેની બાજુની કરાડોમાં કેટલીક સ્વાભાવિક ગુફાઓ હેવી છે કે દરેકમાં ૪૦-૫૦ માણસો છુપાઈ રહે તો પણ કોઇને ખબર સરખી પડે નહિં કે એ જગ્યામાં માણસો હશે. આ ગુફાઓમાં અસલ તાનાજી માલુસરેના મરાઠા લડવૈયાઓની ટોળીઓ સંતાઈ રહેતી, અને પ્રસંગ વખત દુશ્મનો ઉપર એકદમ તુટી પડતી હતી. આ વાતથી સ્વ. ભીમરાવના 'પૃથુરાજ રાસા' માંનો મરાઠા લડવૈયા વિશેનો નીચે ઉતારેલો શ્લોક યાદ આવે છેઃ—

> "બે હસ્ત અદ્રિ બનિ બે ગદ મુષ્ટિમાંથી,
> ભૂલાય કેમ તુટીં જે પડતા સહ્યાંથી;
> અંગાર જાદુગરના કર માંહિં બેઠા,
> વર્ષા જ તે શરતથી વિખર્યા મરેઠા.
>
> ( પૃ૦ રા., સર્ગ-૧-શ્લો૦ ૪૦ )

આથી તાનાજી માલુસરે વગેરે મરાઠા ટોળીઓનો મુખ્ય સરદાર અને મરાઠા રાજ્યનો સ્થાપનાર શિવાજી હેનું સ્મરણ થઈ આવ્યા વિના રહે નહિં. એ પ્રતાપી શરનો બંધાવેલો પ્રતાપગઢ જોવા જવાનો હમારો સર્વનો વિચાર થયો ને હમે પ્રતાપગઢ જોવા માટે જ મહાબળેશ્વર ગયાં ને ત્હાંથી પ્રતાપગઢ ગયાં.

સતારા જીલ્લાના જાવલી તાલુકામાં આવેલા પશ્ચિમ ઘાટની પર્વતમાળની નીચેના ડુંગરોની હારમાં ઊંચામાં ઊંચુ શિખર પ્રતાપગઢના ડુંગરનું છે. હેની ઊંચાઈ ( દરિયાની સપાટીથી ) ૩૫૪૩ ફીટ છે.

મહાબળેશ્વરથી ૮ માઈલ પ્રતાપગઢ વેગળો છે ને ફિટ્ઝજેરલ્ડના પાસના રસ્તાથી

ત્હાં જવાય છે; છેક આંબેનાળી ગામ સુધી (અને ત્હેની પેલી તરફ પણ) ટાંગામાં જવાય છે. બધો રસ્તો ઉતારનો જ છે. રસ્તો મહાબળેશ્વરના ડુંગરમાંથી જ કાપી કાઢેલો છે. તેથી એક બાજુએ ડુંગર તથા ત્હેની ઝાડી તથા બીજી બાજુએ ઊંડી ખીણો, મેદાન અને ત્હેમાં આવેલાં ખેતરો તથા જંગલોથી દેખાવ સુન્દર જણાય છે.

આંબેનાળીમાં મુસાફરીબંગલો છે અને તે સારો છે. જો ખાવાપીવાનો સરસામાન સાથે રાખ્યો હોય તો ત્હાં બધી ગોઠવણ થઈ શકે તેમ છે, બાકી ગામમાંથી કાંઈ પણ મળી શકે તેમ નથી.

આંબેનાળીથી પ્રતાપગઢનો ડુંગર તથા કિલ્લો સરસ દેખાયછે. આંબેનાળીથી જ પ્રતાપગઢનો ડુંગર ચઢવાનો છે તેથી ત્હાં જ વાંસથી બાંધેલી ખુરશીઓ તથા ઉચકનારા મજુરો મળે છે. ઉપર ચઢવાના વાહનમાં આ ખુરશીઓ જ હોય છે, તે ઉપર બેશી તે મજુરો પાસે ઉચકાવવી પડે છે. ઉપર લઈ જવાનો તથા પાછા લાવવાનો દર એક ખુરશી ઉચકનારા આઠ મજુરોને તથા ખુરશીનું ભાડું મળી રૂ. ૨॥ પડેછે.

પ્રતાપગઢના ડુંગરના રસ્તાનો ચઢાવ સખત છે, અને ચઢતે પુણો કલાક લાગે છે. રસ્તો ઝાડીવાળો અને સાંકડો છે, તેથી બે ખુરશીઓ સાથે ચાલી શકે તેમ નથી.

કિલ્લાની થોડે પાસે જઇયે છિયે, એટલે પથ્થર જડેલાં પગથિયાંવાળો રસ્તો આવે છે. અને ત્હેનો ચઢાવ સખત છે; થોડે સુધી આમ ચઢયા પછી કિલ્લામાં પેસવાનો દરવાજો જણાય છે; એ દરવાજામાંથી જઈયે છિયે કે તરત જ બીજો દરવાજો છે. આ બંને દરવાજા ઘણા મજબૂત છે. બીજા દરવાજામાં પેઠાં કે તરત જ જમણે હાથે અફઝુલખાનનું માથું દાટયું છે તે બુરજ તરફ જવાનો રસ્તો છે. તથા ડાબે હાથે ભવાનીના દહેરામાં જવાનો ચઢાવવાળો રસ્તો છે; થોડો ભાગ સાદો ચઢાવનો છે ને બાકીના ભાગમાં પથ્થર જડેલાં પગથિયાં છે, પગથિયાં ચઢી રહ્યા કે મ્હોટો પથ્થરનો બાંધેલો ઓટલો છે, અને ત્હાંથી ભવાનીના દહેરા તરફ જવાનો પથ્થરનો બાંધેલો દરવાજો છે. તે દરવાજામાંથી અંદર પેઠાં કે તરત આપણને જાણે ખડકીમાં પેઠા જેવું લાગે છે; અને છે પણ ત્હેવું જ. કેટલીક ઓરડીઓ છે, અને મુખ્ય ભવાનીનું દહેરૂં છે. આ ભવાનીનું દહેરૂં નીચેના કિલ્લાના પૂર્વ ભાગમાં છે. દહેરાનો મંડપ લાકડાના થાંભલાવાળો ૫૦ ફીટ લાંબો, ૩૦ ફીટ પ્હોળો અને ૧૨ ફીટ ઊંચો છે. મંડપના છાપરાને સીસાનાં પતરાં, સતારાના રાજા પ્રતાપસિંહે* મઢાવ્યાં છે.

શિવાજી દર વર્ષે ઑકટોબરમાં તુળજાપુર તુળજા ભવાનીનાં દર્શન કરવાને જતો હતો; પણ ઈ. સ. ૧૬૬૧માં ઘણો વરસાદ હોવાથી તુળજાપુર ના જઈ શકાયું તેથી તે જ વર્ષમાં ત્હેણે પ્રતાપગઢમાં દહેરૂં બાંધી ભવાનીની સ્થાપના કરી. §

---

* પ્રતાપગઢ નામ આ રાજા પ્રતાપસિંહ ઉપરથી પડ્યું હશે કે કેમ? શિવાજીના વખતમાં એ નામ હશે, તો તે કો'ના ઉપરથી પાડેલું? કે શિવાજીના પ્રતાપના ચિહ્ન તરીકે જ એ નામ પાડયું હશે?

§ હમને પૂજારીઓ (ગુરવો)એ કહ્યું કે દેવીની આજ્ઞાથી શિવાજીએ અફઝુલખાનનું ખુન કર્યું હતું, અને અફઝુલખાનનું ખુન કરી ત્હેનું માથું લાવી શિવાજીએ દેવીને કહ્યું કે;

ભવાનીના દ્હેરા તરફ જવાના પથ્થરના ઓટલાવાળા દરવાજામાંથી પેઠાં હતાં, તે જ દરવાજે પાછાં નીકળી, ઓટલા ઉપરથી ડાબે હાથે ઉપરના કિલ્લામાં જવાનો રસ્તો છે. ઉપરના કિલ્લામાં મહાદેવનું દ્હેરૂં છે, તથા ગુરવો( પૂજારી બ્રાહ્મણો )નાં ઘર છે તથા એક બાજુ ઉપર એક ન્હાનો પથ્થરનો ચણેલો દરવાજો ( બારી ) છે. હાલ તો તે માટી તથા કચરાથી લગભગ પૂરી દીધા જેવો છે, પણ મ્હોટા દરવાજે શત્રુઓએ ઘેર્યો હોય તે વખત છાના માના ન્હાસી જવાનો આ રસ્તો હશે એમ લાગે છે. આ શિવાય ઉપરના કિલ્લાની નીચે તળાવ તથા કૂવો છે, ને ત્હેનું પાણી કાયમ રહે છે.

ઉપરના કિલ્લામાંથી આજુ બાજુના ડુંગરો, ખીણો, નીચેનાં પગથિયાં/ઘાટનાં ખેતરો તથા ઝાડી વગેરેનો દેખાવ ઘણો જ રળિયામણો લાગતો હતો. અને હમે જોવા ગયાં તે દિવસે તો ડુંગર ચઢતાં હતાં તે વખતથી વરસાદ પડતો હતો; તેથી ઉપર ગયાં ત્હારે તો આસપાસનો દેખાવ અદ્‌ભુત જ થયો હતો; અને પછી પણ છેક નીચેની ખીણમાંથી વરસતાં વાદળાંના ગોટેગોટ ડુંગર ઉપર આવી હમારા ઉપરથી પાછાં નીચે ચાલ્યાં જતાં હતાં. હતનું વર્ણન તો થઈ સકે તેમ નથી એ તો અનુભવ્યાથી જ ખબર પડે તેમ છે; અથવા કોઈ કવિ ત્હેનું વર્ણન કરી સકે તો તે યથાર્થ રીતે થઈ સકે.

આ કિલ્લો ડુંગરી મુલકમાં છે તેથી તથા સૌથી ઊંચામાં ઊંચા ડુંગર ઉપર બાંધ્યો છે તેથા ત્હેના આજુ બાજુનો દેખાવ ઘણો જ સરસ છે. તેમ જ શિવાજી તથા અફઝુલ-ખાનની ઐતિહાસિક બાતોના પ્રસંગથી જોવાનું મન થાય તેમ છે; બાકી કિલ્લા તરીકે ત્હેમાં કાંઈ ખાસ જોવા લાયક નથી.

ભવાનીનું દ્હેરૂં છે તે પણ મનને આકર્ષે ત્હેવું નથી. દક્ષિણનાં દહેરાં જેવા બેઠા ઘાટનું ઘર હોય ત્હેવું દેખાય છે, ફક્ત ન્હાનું શિખર છે તેથી જણાય છે કે દ્હેરૂં છે. મંડપમાં તો ( ઊંચાઈમાં ઘણો નીચો હોવાને લીધે ) ડુંધણ આવે ત્હેવું છે. અલબત્ત દેવીના ભક્તોને તો શ્રદ્ધાને લીધે સારૂં લાગતું હશે પણ અમને તો ત્હેમાં કાંઈ સારૂં લાગ્યું નહિં.

જો પ્રતાપગઢ ઉપર આખો દિવસ ગાળ્યો હોત તો ઉપરના કિલ્લામાંથી આજુબાજુનો દેખાવ વગેરે નિરાંતે જોવાય ને તે જોવા માટે ત્હાં રહમારથી તે સાંઝ સુધી રહેવાની વગ કરી હોત તો સારૂં એમ હમને લાગ્યું; પણ હમારાથી તો તેટલું રહેવાય તેટલો વખત જ ન્હોતો ફક્ત કિલ્લો જોવા માટે જ પાંચગણીથી મહાબળેશ્વર આવ્યાં હતાં ને ત્હાંથી તરત જ બપોરે પ્રતાપગઢ જોવા ગયાં ને સાંઝે પાછાં મહાબળેશ્વર આવ્યાં તેથી આ બધું જોયું તે એક સ્વપ્ન જેવું જ લાગે છે.

---

હે દેવી ! આ " બકરા " નો મ્હેં વધ કર્યો છે, અને આ ત્હેનું માથું, તે હવે ક્યહાં દાટું ? તો દેવીએ પોતાના દહેરાની સ્હામે દૂર અફઝુલખાનનું માથું દાટવાની આજ્ઞા કરી, તેથી દહેરાની સ્હામે અફઝુલખાનનું માથું દાટી તે ઉપર બુરજ બંધાવ્યો. પણ તે ખોટું હશે કારણ કે અફઝુલખાનનું ખુન તો ઈ. સ. ૧૬૫૯ માં થયું અને દહેરૂં તો ઈ. સ. ૧૬૬૧ માં બાંધ્યું; એટલે અફઝુલખાનનું ખુન થયું તે વખત દહેરૂં તો હતું જ નહિં. પણ વખતે ઘરના દેહેરાસરમાં તે દેવીની મૂર્તિ હોય તો તો ગુરવોની વાત સંભવે ખરી.

પ્રતાપગઢના કિલ્લા ઉપર એક મ્હોટું દુઃખ મ્હને તો એ લાગ્યું કે ત્હાંના પૂજારીઓ (ગુરવો)નું પાંચ સાત જણનું ટોળું દેવીનો મહિમા કહેતું જ્હાં જઈયે ત્હાં હમારી સાથે ને સાથે ફરતું હતું અને હમને આજુબાજુનો સુન્દર દેખાવ નિરાંતે જોવામાં નડયા કરતું હતું. તેમ જ પ્રતાપગઢ ઉપર રહેનારા પૂજારીઓનાં ઢોર વગેરેથી ત્હાં સ્વચ્છતા નથી પણ ગંદકી જ છે કહિયે તો ચાલે. એ પણ એક આનન્દમાં ભંગ કરનારી વાત હતી.

પ્રતાપગઢ ઉપરથી પૂર્વમાં મહાબળેશ્વરનો ડુંગર અને તે ઉપરની ઝાડી, તથી છુટા છુટા બંગલા, અને નીચે આવેલી ઝાડીથી ભરપુર ખીણોનો દેખાવ ઘણો રળિયામણો દેખાતો હતો.

જ્હારે વરસાદ અથવા ધુમ્મસ નથી હોતાં ત્હારે પશ્ચિમના ડુંગરો તથા ત્હેની પેલીમર રત્નાગિરિ જીલ્લાનો મંડનગઢનો કિલ્લો તથા બાનકોટની ખાડી, અને કોકણ સ્હામેનો વિશાળ દરિયો દેખાય છે; એમ ત્હાંના લોકો કહે છે ને તે ખરૂં હશે; કારણ મંડનગઢના કિલ્લાના ડુંગરની રેખાકૃતિ તો હમે ધુમ્મસ જરા આછું થયું તે વખત જોઈ સક્યાં હતાં. મંડન ગઢથી પણ મહાબળેશ્વર હમે એક વખત જોયું હતું; તેથી મંડનગઢનો ડુંગર ઓળખી શક્યાં.

તેમ જ શિવાજીએ જીતેલા તોરણા રાયગઢ વગેરેના કિલ્લાઓ પણ દેખાય છે, એમ લોકો કહે છે ને તે ખરૂં હશે; કારણ તે તો સતારા જીલ્લામાં જ છે ને વધારે પાસે છે. પ્રતાપગઢના ડુંગરની ઉત્તરે તથા પશ્ચિમે ૭૦૦-૮૦૦ ફીટ ઊંડી સીધી કરાડો છે.

પ્રતાપગઢ શિવાજીની આજ્ઞાથી ત્હેના પ્રધાન મોરો ત્રિમળ પિંગળેએ ઈ. સ. ૧૬૫૬ માં બાંધ્યો હતો; અને મરાઠા લડાઈ વખતે એટલે ઈ. સ. ૧૮૧૮ માં ખાનગી કોલકરારથી પ્રતાપગઢ અંગ્રેજોને શરણ થયો; અને હાલ પણ તે અંગ્રેજ સરકારને તાબે છે.

આ કિલ્લો ખાસ શિવાજી તથા અફ્ઝુલખાનના ઐતિહાસિક વૃત્તાન્તને લીધે પ્રખ્યાત છે. એ વૃત્તાન્ત આ ઠેકાણે જોઈ જવાનું મન થાય છે. એ વૃત્તાન્ત હેવો છે કે શિવાજીના જન્મ પ્હેલેથી દક્ષિણમાં મુસલમાની અમલ ચાલતો હતો, આ વખતે આદીલશાહ બીજો બીજાપુરમાં રાજ્ય કરતો હતો; આ બાદશાહ ઘણો નબળા મનનો હતો, તેથી મુસલમાન સુબાઓ ત્હેનો હુકમ બરાબર માનતા નહિં; અને હિન્દુ જાગીરદારો કિલ્લેદારો ઉપર તથા રૈયત ઉપર ઘણો જુલમ ગુજારતા હતા. ત્હેમનાં ઘર બાર લૂંટી લેતાં, વહુ દીકરીઓને હરી જતા, વગેરે અનેક તરેહના જુલમ ગુજારતા હતા; તથા રાજ્યમાં અંધાધુંધી ચાલતી હતી. આ જુલમથી ત્રાસી શિવાજીએ સ્વતન્ત્ર થવાની ઇચ્છા કરી.

શિવાજી ભવાનીનો ભક્ત હતો, તે ભવાની શિવાજી ઉપર પ્રસન્ન છે, ને ત્હેની સહાયથી શિવાજીને દરેક કામમાં જય મળે છે; એમ સર્વેની માન્યતા હતી. તેથી સર્વે શિવાજીનો પડતો બોલ ઝીલી લેતા અને ત્હેના હુકમની વિરુદ્ધ કંઈ પણ કરતા નહિ. શિવાજીથી બીજે નંબરે તાનાજી માલુસરે હતો ને તે શિવાજીના સર્વે નાયકમાં મુખ્ય હતો; અને તે હુશિયાર પણ ઘણો જ હતો. પ્હેલી ભવાની ઉપરની શ્રદ્ધા અને બીજે નંબરે તાનાજી માલુસરેની સહાયતા એ શિવાજીને મ્હોટા આધાર હતા.

શિવાજીએ ઊભી કરેલી ટોળી મુસલમાન બાદશાહનો હુકમ બીલકુલ માનતી નહિ; તેથી આદીલશાહ બીજાએ પોતાના મ્હોટા મ્હોટા અમલદારોનો દરબાર ભર્યો અને આ

લૂટફાટ કરતી સર્વે ટોળીઓના મુખ્ય નાયક શિવાજીને પકડી તાબે કરી પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો. દરબારમાંથી કોઇ પણ અમલદારે આ કામ માથે લેવાની હિમ્મત કરી નહિ. પણ અફઝુલખાન નામે વૃદ્ધ તથા નિમકહલાલ અમલદાર હતો તેણે શિવાજીને તાબે કરી લાવવાનું બીડું ઝડપ્યું. તેથી બાદશાહે અફઝુલખાનને ઘણું મ્હોટું લશ્કર ત્હેના તાબામાં આપ્યું; એટલે અફઝુલખાને પ્રતાપગઢ તરફ આવવાને કુચ કરી અને વાઇને રસ્તે લશ્કરે આવી મહાબળેશ્વર પાસે તળેટીમાં મુકામ કર્યો; ત્હાંથી શિવાજીને તાબે થવાને સન્દેશો કહેવાને અફઝુલખાને પોતાના વિશ્વાસુ ગોપીનાથપંત બોકીલને કેટલાક માણસો સાથે આપી મોકલ્યો.

ગોપીનાથપંત બોકીલ તથા બીજા માણસોની શિવાજીએ ઉતારા વગેરેથી સારી પરોણાગત કરી, અને પોતે અત્યાર સુધી ચલાવેલી વર્તણુંકથી પસ્તાય છે એમ જણાવ્યું તથા પ્રતાપગઢ વગેરે પોતાનો સર્વે મુલક બીજાપુરના બાદશાહનો જ છે વગેરે ઘણાં નમ્ર વચનો કહ્યાં; તથા પોતાને બાદશાહ પાસે માફી અપાવવા માટે અફઝુલખાનને વિનંતી કહાવી, અને ઘણી ખુશીથી અફઝુલખાનની મુલાકાત લેવાની ઇચ્છા જણાવી.

ગોપીનાથપંત બોકીલ તથા ત્હેની સાથે શિવાજીની મુલાકાતે ગયેલાં માણસોના ઉતારાની ગોઠવણ શિવાજીએ રાખી હતી કે ફક્ત ગોપીનાથપંત બોકીલનો ઉતારો બીજા સર્વેથી જુદો તથા થોડે છેટે રાખ્યો હતો.

ઉપરની સર્વે વાત થયા પછી રાત ત્હાં રહી પછી સર્વે પાછા રહવારે પોતાના લશ્કરનો મુકામ હતો ત્હાં જવાના હતા.

મોડી રાતે શિવાજી ગોપીનાથપંત બોકીલને ઉતારે છાનો માનો ગયો ને ત્હેને બ્રાહ્મણ તરીકે પૂજ્ય માની ભાવ બતાવી અને પુષ્કળ પૈસો તથા ગામ વગેરે આપવાની લાલચ આપી આથી ગોપીનાથપંત લલચાયો ને શિવાજી તરફથી ઘણા નમ્ર સંદેશા કહી તથા વિશ્વાસ આપી પોતાના ધણી અફઝુલખાનને શિવાજીની મુલાકાતે લાવી ફસાવવાનું વચન આપ્યું.*

મુલાકાત વખત શિવાજી તથા અફઝુલખાને ફક્ત પોતાનો એક એક વિશ્વાસુ માણસ જ પોતાની સાથે રાખવો, તથા હથિયારમાં ફક્ત એક એક તલવાર જ રાખવી એવી ગોઠવણ હતી.

પ્રતાપગઢની તળેટીએ અફઝુલખાનને મળવાની ગોઠવણ રાખી, ત્યાં શિવાજીએ મળવાની જગ્યા ઝાડી કપાવી કરી સ્વચ્છ કરાવી તથા ઝાડીમાંથી મળવાની જગ્યાએ આવવાનો ફક્ત એક જ રસ્તો રખાવ્યો.

અફઝુલખાન પોતાના એક વિશ્વાસુ માણસ સાથે જ મળવાની જગ્યાએ ડોળી તથા બીજા માણસો દૂર રાખી ચાલતો આવ્યો. કેટલીકવાર વાટ જોવડાવી શિવાજી પોતાના મિત્ર તાનાજી માલુસરે સાથે પ્રતાપગઢમાંથી નીચે આવ્યો; તાનાજી માલુસરેએ કમરે

---

* ગોપીનાથપંત બોકીલના વંશજ સખારામ પંડિતને નાનાફડનવીસે ઈ. સ. ૧૭૭૮ માં એ જ પ્રતાપગઢના કિલ્લામાં ( એટલે ૧૧૯ વરસ પછી ) કેદ કર્યો હતો; આ પણ એક નસીબની બલિહારી જ છે.

બે તલવાર લટકાવી હતી. જો કે તેઓ વાત શરતથી વિરૂદ્ધ હતી છતાં ખાને તે માટે કશો વાંધો લીધો નહિ; કારણ્ તેને ગોપીનાથ પંતે શિવાજી તરફથી ઘણાં નમ્ર વચનો કહેલાં તથા વિશ્વાસ આપેલો તેથી કાંઇ કપટનો વિચાર જ તેને (ખાનને) આવેલો નહિ. તેમજ તે વખતના મરાઠા સરદારો કમ્મરે બે તલવાર પણ લટકાવતા હતા. (આ શિવાય શિવાજીએ શરતથી વિરુદ્ધ વાઘનખ નામનું હથીયાર ડાબા હાથના પંજામાં પહેરી રાખ્યું હતું.*)

અફઝુલખાન તથા શિવાજી મળ્યા અને ભેટયા. ભેટતાં ભેટતાં જ શિવાજીએ વાઘનખ અફઝુલખાનના પાસામાં ભોક્યું, તેથી ખાને દગો, દગો, ખૂન, ખૂન કરી બુમ પાડીને શિવાજી ઉપર તલવાર ઉગામી ઘા કરવા ગયો પણ શિવાજીએ પોતાના પોશાકની અંદર લોખંડનું બખ્તર તથા માથે પણ લોખંડની ટોપી પહેરી હતી તેથી તે બચ્યો. +

અફઝુલખાનનું ખુન કરી તેનું માથું કાપી લાવી પ્રતાપગઢ ઉપર દાટયું છે; ને ત્યાં બુરજ બંધાવ્યો છે, તે જગાને અફઝુલા ટાવર કરીને કહે છે. પ્રતાપગઢના મ્હોટા બે પથ્થરના દરવાજામાં પેઠા પછી જે જમણા હાથે અફઝુલખાનના ટાવર ઉપર જવાનો રસ્તો ઉપર કહ્યો છે તે જ આ બુરજ. આ બુરજ હમે દૂરથી જ જોયો છે કારણ વરસાદ પડતો હતો તેથી અને વધારે વરસાદ પડવાની બ્હીક હતી તેથી હમે તે ટાવર પાસે જઈને જોયો ન્હોતો. વરસાદ જે વધારે પડવાની બ્હીક હતી તે આખર ખરી જ પડી અને હમે પ્રતાપગઢના ડુંગર ઉપરથી ઉતરવા માંડયું કે તરત જ પુષ્કળ વરસાદ પડવાનો શરૂ થયો. તે છેક આંબેનાળીના બંગલામાં પ્હોંચતાં પ્હોંચતાં તો હમો વોટરપ્રુફ કોટ, તથા છત્રીઓ હતી છતાં પલળી ગયાં; તેથી બંગલાના માણસ પાસે સગડીઓ સળગાવડાવી અને તેટલાં હાથ, પગ, તથા કપડાં શેકી, જરા વિસામો લઈ હમે પાછાં મહાબળેશ્વર હમારા ઉતારા ઉપર ગયાં.

સૌ. સુશીલા દીવટીયા.

---

*એ વાઘનખ સતારાના રાજા પ્રતાપસિંહે એલફીન્સ્ટનને ઈ. સ. ૧૮૨૬ માં આપ્યું હતું. (આમ 'સતારા ગેઝીટીયર' માં જોવામાં આવવાથી જણાય છે.)

અને હાલ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી પાસે જે વાઘ નખ છે, તે શિવાજીનું તે જ 'વાઘનખ' એટલે અફઝુલખાનને ભોક્યું હતું તે જ છે એમ કહે છે. એ બેમાંથી ખરું વાઘનખ તે વખતનું કીયું હશે તે સમજણ પડતી નથી.

+ Scott Waring કહે છેઃ અફઝુલખાને શિવાજીનો હાથ પકડયો ને તલવાર ભોંકી પણ શિવાજીએ બખ્તર પ્હેર્યું હતું તેથી બચ્યો. અને છુટીને પછી વાઘનખ ભોંક્યું. આ કારણથી કપટ શિવાજીનું તેમ જ અફઝુલખાન બંનેનું હતું.

Grant Duff કહે છેઃ કપટ શિવાજીનું જ હતું: શિવાજીએ શિષ્ટાચારના આલિંગન વખત જ વાઘનખ ભોક્યું.

ત્યારે શંકા એમ થાય છે કે જો અફઝુલખાનના મનમાં પણ કપટ હતું તો તેણે બખ્તર શા માટે ન્હોતું પ્હેર્યું? આ ઉપરથી એમ જ અનુમાન ઉપર અવાય કે અફઝુલખાનનું કપટ ન્હોતું. અને શિવાજીની મુલાકાત લેવા તે પૂરે પૂરા વિશ્વાસથી જ આવેલો હોવો જોઈયે. અલબત્ત છેક બીજાપુરથી ખાન આવ્યો તે શિવાજીને પકડવા અથવા તાબે કરવા માટે જ; પરંતુ તે કોલકરારથી અથવા યુદ્ધથી, કપટથી નહિ.

# પ્રાસંગિક નોંધ.

૧૯૧૦-૧૧ ના હિન્દુસ્થાનના વ્હેપારનું સરકાર તરફથી અવલોકન બહાર પડ્યું છે તેમાં જણાવે છે કે એ સાલમાં ૩ ગણુ ચોખા ઘઉં શા અળસી સરસવ રાઇ તલ અને મગફળીનો પાક કુલ ૭૪૨, ૮૪૬, ૬૬૭ પાઉંડનો થયો હતો—જે એની પહેલાંના વર્ષ કરતાં ૨૫૦ લાખ પાઉંડ જેટલો કમી છે. દરીઆઇ માર્ગે ૨૫૯,૮૮૦,૦૦૦ પાઉંડનો વ્હેપાર ચાલ્યો હતો—આ પહેલાંના વર્ષ કરતાં ૨૪૦ લાખનો વધારે છે, અને આ કરતાં કદી પણ તે પૂર્વે વધ્યાં નથી.

આયાત—૧૧૨,૭૧૦,૦૦૦ પાઉંડની; અને
નિકાસ—૧૪૪,૬૭૦,૦૦૦ પાઉંડનો.

નિકાશ—પૈકી સેંકડે ૪૬ ટકા કાચો અને પાકો માલ,
૨૭ ટકા—ઘઉં ચોખા શા અને તેજાના વગેરે ખોરાકી માલ.
બાકી—ધાતુની બનાવટ, રાસાયનિક પદાર્થો વગેરે.

આયાત—પૈકી ૪૬,૧૦૧,૦૦૦ પાઉંડ પાકો ( બનાવટી ) માલ.
૧૭,૮૭૪,૦૦૦ ધાતુ અને ધાતુની બનાવટ.
૧૩,૫૧૯,૦૦૦ ખાવાની ચીજો.

ગ્રેટ બ્રિટનના લોખંડ અને પોલાદના માલની આયાત આગલા વર્ષના ६१·४ ટકાથી ઘટી ૫૯·૯ ટકા થયો.

બેલજિયમ અને જર્મનીનો એ જ માલ—૧૨ ટકા વધ્યો.
સુતર કાપડના સાંચાની આયાતમાં ઘટાડો છે.
સુતર કાપડની આયાત—૨૯,૮૫૨,૦૦૦ પાઉંડ થઇ.
મોજે ગંજીફ્રાક સિવાયની સુતર કાપડની સઘળી આયાત ગ્રેટ બ્રિટન આયર્લાંડની છે.
બીજા દેશો સાથે વ્હેપાર:

ગ્રેટ બ્રિટન અને આયર્લાંડ—૩૮·૭ ટકા.
જર્મનિ—૭·
ચીન—૬·૪
ફ્રાન્સ—૫·૨
યુનાઈટેડ સ્ટેટ્સ—૫·
બેલજિયમ—૪·૫
જાપાન—૪·૮

વ્હેપારની કીમતમાં પહેલાના વર્ષ કરતાં-૧૦ ટકા વધારો છે, પણ તોલમાં માત્ર ૨·૭ ટકા જ વધારો છે.

[ વસન્ત-ઑફિસ. ]

# હિન્દુશાસ્ત્રમાં વિવાહ પ્રકરણ.

( અનુસંધાન પૃષ્ઠ ૩૮૪ થી. )

દ્વિતીય લગ્નનો હેતુઃ—

> सुरापी व्याधिता धूर्ता वन्ध्यार्थघ्न्यप्रियंवदा ।
> स्त्रीप्रसूश्चाधिवेत्तव्या पुरुषद्वेषिणी तथा ॥ ७३ ॥
> अधिविन्ना तु भर्तव्या महदेनोऽन्यथाभवेत् ।
> यत्रानुकूल्यं दम्पत्योस्त्रिवर्गस्तत्र वर्धते ॥ ७४ ॥

જે સ્ત્રી (૧) સુરા પીનાર, (૨) વ્યાધિયુક્ત, (૩) ધૂર્ત, (૪) વન્ધ્યા, (૫) ઉડાઉ, (૬) નિષ્ઠુર ભાષણ કરનાર, (૭) છોકરીઓનેજ જન્મ આપનાર (૮) સર્વત્ર અહિત કરનારી, આ આઠ પ્રકારની સ્ત્રી હોય તો, તેના પતિએ બીજી સ્ત્રી કરવી. બીજી સ્ત્રી કર્યા છતાં, પ્રથમનીનું ભરણ પોષણ કરવું; નહિં તો મહાન્ પાપ લાગે છે. જ્યાં જ્યાં પતિ-પત્નીનું અનુકૂલ ચિત્ત હોય છે, ત્યાં ત્યાં ધર્મ અર્થ અને કામની અભિવૃદ્ધિ થાય છે.

સ્ત્રી વિષે કહે છેઃ—

> मृते जीवति वा पत्यौ या नान्यमुपगच्छति ।
> सेह कीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥ ७५ ॥

જે સ્ત્રી પતિ જીવતાં અથવા તેના મરણ પછીથી અન્ય પુરૂષ કને નથી જતી, તે આ લોકમાં મહાન્ કીર્તિ મેળવે છે; અને મરણ પછીથી ઉમા ( પાર્વતી દેવી )ની સાથે ક્રીડા કરે છે.

વગર કારણે દ્વિતીય લગ્ન કરનારને વિષે કહે છેઃ—

> आज्ञासंपादिनीं दक्षां वीरसूं प्रियवादिनीम् ।
> त्यजन्दाप्यस्तृतीयांशमद्रव्यो भरणं स्त्रियाः ॥ ७६ ॥

જે પુરૂષ (૧) આજ્ઞા પાળનારી, (૨) શીઘ્ર કામ કરનારી, (૩) પુત્રવાળી (૪) પ્રિયવાદિની, આવા ગુણવાળી સ્ત્રીનો ત્યાગ કરીને બીજી સ્ત્રીને પરણે છે, તે પતિએ દ્રવ્યનો એક તૃતીયાંશ ભાગ પ્રથમ સ્ત્રીને આપવો, જો દ્રવ્યરહિત હોય તેણે ભરણ પોષણ કરવું.

સ્ત્રીધર્મ વર્ણવે છે:—

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ।
आशुद्धेः सम्प्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ ७७ ॥

સ્ત્રીએ પતિવચન અનુસાર વર્તવું એ ઉત્કૃષ્ટ ધર્મ છે; જો પતિ મહાપાતકથી દૂષિત થયેલો હોય તો, તેની શુદ્ધિ થતા સુધી રાહ જોવી.

શાસ્ત્રાનુસાર સ્ત્રીગ્રહણ કરવાનું ફલ.

लोकानन्त्यं दिवः प्राप्तिः पुत्रपौत्रप्रपौत्रकैः ।
यस्मात्तस्मात्स्त्रियः सेव्याः कर्तव्याश्च सुरक्षिताः ॥ ७८ ॥

પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રની વંશમાં વૃદ્ધિને અર્થે ને સ્વર્ગની પ્રાપ્તિને અર્થે સ્ત્રીનું ગ્રહણ થાય છે, માટે તેમનું સારી રીતે રક્ષણ કરવું જોઇએ.

भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः ।
बन्धुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः ॥ ७९ ॥

પતિ, ભાઈ, પિતા, જ્ઞાતિ, સાસુ, સસરો, દીયર, અને બંધુ.—આ બધાંએ સ્ત્રીને અલંકાર, કપડાં અને ખોરાક વગેરેના સંબંધમાં પૂજ્ય માનવી.

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयोः पादवन्दनं भर्तृतत्परा ॥ ८० ॥

ઘરનો સામાન ગોઠ્ય સ્થળે રાખનાર, દક્ષ એટલે ઘરના કામકાજમાં કુશલ, પ્રસન્નમુખી, કરકસર કરનાર, પતિપરાયણ, આવી સ્ત્રીએ સાસુ સસરાના પગને વન્દન કરવું.

क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥ ८१ ॥

જેનો પતિ પરદેશ ગયેલ છે, તેવી સ્ત્રીએ, ક્રીડા, શરીરસંસ્કાર, સમાજમાં જવું, ઉત્સવો જોવા જવું, હસવું, પરગૃહગમન, આટલી ચીજનો ત્યાગ કરવો.

रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्रास्तु वार्धके ।
अभावे ज्ञातयस्तेषां न स्वातन्त्र्यं क्वचित्स्त्रियः ॥ ८२ ॥

કન્યા (પરણ્યાં પહેલાં) તે પિતાએ રક્ષવી; પરણ્યા પછીથી પતિએ રક્ષણ કરવું, વૃદ્ધાવસ્થામાં (પતિના અભાવે) પુત્રોએ રક્ષણ કરવું; આ બધાના અભાવે જ્ઞાતિએ રક્ષણ કરવું; કોઈ પણ સંજોગમાં સ્ત્રીને સ્વતંત્રપણું યોગ્ય નથી.

पितृमातृसुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः ।
हीना न स्याद्विना भर्त्रा गर्हणीयाऽन्यथा भवेत् ॥ ८३ ॥

પતિહીન સ્થિતિમાં કે પિતા, માતા, પુત્ર, ભાઇ, સાસુ, સસરો, મામો, ( આમના રક્ષણ ) વગરની સ્થિતિમાં સ્ત્રીએ રહેવું નહિં. નહિં તો તે સ્ત્રી નિન્દાને પાત્ર થાય છે.

पतिप्रियहिते युक्ता स्वाचारा विजितेन्द्रिया ।
सेह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमां गतिम् ॥ ८४ ॥

પતિના પ્રિય તથા હિતમાં નિમગ્ન સારા આચરણવાળી, ઇન્દ્રિયને વશ રાખનારી, સ્ત્રી આ લોકમાં ઉજ્જ્વલ કીર્તિને મેળવે છે, અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે.

અનેક સ્ત્રીના પતિને સંબોધીને કહે છે.

सत्यामन्यां सवर्णायां धर्मकार्यं न कारयेत् ।
सवर्णासु विधौ धर्म्ये ज्येष्ठया न विनेतरा ॥ ८५ ॥

જુદી જુદી જ્ઞાતિની સ્ત્રી હોય તો, જુદી જ્ઞાતિની સ્ત્રી સાથે ધર્મકાર્ય ન કરવું; સવર્ણની સ્ત્રીઓમાં પણ જ્યેષ્ઠ સ્ત્રીની સાથે ધર્મક્રિયા કરવી, અન્ય સ્ત્રી સાથે નહિં.

વિધુરપતિને ઉદ્દેશીને કહે છે:—

दाहयित्वाऽग्निहोत्रेण स्त्रियं वृत्तवतीं पतिः ॥
आहरेद्विधिवद्दारानग्नींश्चैवा विलम्बयन् ॥ ८६ ॥

ઉપર વર્ણેલા આચારવાળી સ્ત્રીને પતિએ અગ્નિહોત્રના વા સ્માર્ત અગ્નિથી દાહ આપીને વિલમ્બ કર્યા વગર બીજી સ્ત્રી પરણવી અને ફરીથી અગ્નિનું આધાન કરવું.

## વિવાહપ્રકરણ પર ટીકા.

### ૧ ગ્રંથ અને ગ્રંથકારનો સમય.

ઉપરનાં પ્રમાણ ટાંકવામાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિનો વિભાગ પસંદ કરેલ છે. પરંતુ એનો તરજૂમો કરવામાં વિજ્ઞાનેશ્વરવિરચિત મિતાક્ષરટીકાનો આધાર લીધેલો છે. વળી ટીકામાં વ્યવહાર-મયૂખ તથા મનુસ્મૃતિનો કેટલોક ભાગ આપેલો છે; આમ હોવાથી આ મહાન પુરૂષોના સમય પરત્વે કંઇક સૂચના અસ્થાને નથી.

મનુ:—માનવ ધર્મશાસ્ત્ર એટલે કે મનુઋષિએ દર્શાવેલ વિચાર તેમના શિષ્યે ગ્રંથમાં ગુંથીને રચેલ છે. આ શાસ્ત્ર હિંદુઓમાં સર્વમાન્ય છે; અને તેનો આધાર સ્મૃતિમાં પ્રથમ ગણાય છે. મનુના સમય પરત્વે વિદ્વાનો એકમત નથી; સર વીલ્યમ જોન્સ માને છે કે તે ક્રિસ્તી સન પૂર્વે ૧૩૦૦ વર્ષના સમયમાં લખાયલું હશે. ( આ મત હાલમાં માન્ય ગણાતો નથી. )

અન્ય વિદ્વાનો આથી મોડું લખાયલું માને છે; ભટ્ટ મેક્ષમુલર માને છે કે તે ઇસ્વી સન પૂર્વે બીજા સૈકાથી વહેલું લખાયલું નહીં હોય. આ મત બરાબર હોય એમ જણાતું નથી. કારણ કે મનુસ્મૃતિના આધાર મહાભારત તથા રામાયણમાં ટાંકેલા છે અને એ પુસ્તકો ઇ. સનની બહુ પહેલાંનાં છે.

**યાજ્ઞવલ્ક્ય સ્મૃતિઃ**—મનુના આધારે રચાયેલ માનવ ધર્મશાસ્ત્રથી ફક્ત બીજી પંક્તિ ભોગવતું આ પુસ્તક છે. વિદ્વાનો માને છે કે ઇ. સ. ના પહેલા સૈકામાં આ ગ્રંથ રચાયલો હશે.

**વિજ્ઞાનેશ્વરઃ**—યાજ્ઞવલ્ક્યસ્મૃતિપર ટીકા મિતાક્ષરા નામે વિજ્ઞાનેશ્વર યોગીએ લખેલી છે. આ ટીકા તેના નામ પ્રમાણે 'મિતાક્ષરા'—જેના અક્ષર ગણેલા છે તેવી યથાર્થ છે. તે એટલી તો ઉત્તમ છે કે માત્ર કલકત્તાની નામદાર કોર્ટ સિવાય બધી અન્ય—હાઇ કોર્ટોમાં હિંદુશાસ્ત્રનો તેનો મુખ્ય આધાર લેખાય છે. વિજ્ઞાનેશ્વર યોગી મહાન્ વેદાન્તી હતા, અને તેમના વિશાળ અને એકદર્શી વિચારના પરિણામે હિંદુશાસ્ત્રને ભવ્ય બનાવ્યું છે. વિદ્વાનો માને છે કે તેમનું અસ્તિત્વ ઇસ્વીસનના અગિયારમા સૈકામાં સંભવે છે. આ મહાન્ પુરૂષ વિષે ડાકટર ભટ્ટાચાર્ય, હિંદુ લૉ નામના પુસ્તક આવૃત્તિ ૨ પૃષ્ટ ૩૧ માં લખે છે–"વિજ્ઞાનેશ્વર યોગીના વિચાર અને મત ઘણાજ વ્યવહારૂ છે. તેમનો ગ્રંથ સમગ્ર ભરતખંડમાં ઉત્તમ સ્થાન ભોગવે છે તેનું આ એક કારણ છે; અને બીજું કારણ એ છે કે તેમના સમયના મહાન્ હિંદુરાજાના તે મંત્રી હતા." તે વિજ્ઞાનના રાજ્યમાં વસેલ કલ્યાણી ગામમાં રહેતા હતા, કે જે તે સમયે દક્ષિણમાં દસમી અને અગિયારમી સદીમાં ચાલુક્ય વંશના છઠ્ઠા વિક્રમાદિત્ય મહારાજનું રાજસ્થાન હતું.

**નીલકંઠ ભટ્ટ**—આ મહાન્ પુરૂષે વ્યવહારમયૂખ નામનો હિંદુશાસ્ત્રપર નિબંધ રચેલો છે. આ ઈ. સ. ના સત્તરમા સૈકામાં રચાયલો છે; ગુજરાતમાં તેનો મુખ્ય આધાર લેખાય છે. વળી મિતાક્ષરાનો અર્થ કરવામાં પણ વ્યવહારમયૂખનો મુખ્ય આધાર લેવામાં આવે છે. જુઓ ઈ. લૉ. રી. ૩૨ મુંબાઈ પાનું ૩૦૦, ભગવાન વિ. વારુબાઈ.

### ૨. વિષય સંકલનાનું સ્પષ્ટીકરણઃ

શ્લોક ૧૨ થી ૪૫ અને ચતુના લક્ષણ વિષે.

શ્લોક ૫૨ થી ૫૭.

**વરનાંલક્ષણ વિષેઃ**—જેનું બ્રહ્મચર્ય તે આશ્રમને લગતા નિયમથી, તેનો ભંગ કરવાથી ખંડિત થયું નથી, એવો પુરૂષ પરણવાને લાયક છે. તે સમયમાં બ્રહ્મચર્ય આશ્રમ પ્રથમ હોવાથી તેના યથાર્થ પાલનને વાસ્તે ખાસ ધ્યાન દેવામાં આવતું હતું. હાલના સમયમાં આ નિયમ પાળવામાં આવતો નથી; જ્યારે પાશ્ચાત્ય દેશો પણ આ સારા નિયમના પાલન વિષે યોગ્ય ધ્યાન આપે છે. ઇંગ્લંડમાં ઓક્ષફોર્ડ અથવા કેમ્બ્રીજ અને અન્ય મહાવિદ્યાલયોમાં પરણેલા યુવકોને દાખલ કરવામાં આવતા નથી; તેમને બ્રહ્મચારી રહેવાની ત્યાંના કાયદા પ્રમાણે ફરજ છે; અહીંયા તેમ નહિ હોવાથી જે અભ્યાસી યુવક પરણેલ હોય

છે તેને અભ્યાસ અને સંસારજાળ એમ બંને ઉપાધિનો બોજો માથે પડે છે; આથી તેની અસર શારીરિક બાંધાપર થાય છે, અને ભવિષ્યમાં તેની પ્રજા નબળી થતી જાય છે. હાલનો અભ્યાસી યુવકવર્ગ ઘણુંખરું શારીરિક સ્થિતિમાં બહુ નિર્માલ્ય માલુમ પડે છે.

વર થવાને લાયક પુરુષ શ્રોત્રિય—શાસ્ત્રમાં અધ્યયનસંપન્ન હોવો જોઇએ; જેનું પુંસત્વ-મરદામી-યત્ન પ્રયત્ન થકી પરીક્ષિત કરેલું છે એવો યુવાન્, ન વૃદ્ધ; લૌકિક અને વૈદિક વ્યવહારમાં નિપુણ મતિવાળો, અને જે લોકપ્રિય છે; અર્થાત્, વિદ્વાન, પુરૂષાર્થ યુક્ત, વ્યવહારિક જ્ઞાનવાળો અને સારા સ્વભાવથી લોકમાં પ્રિયતાને પામેલો: એવાં લક્ષણ વાળો પુરુષ હોવો જોઇએ. આમાં ધનવાન્ એવું સૂચન નથી. આધુનિક સમયમાં ધનવાન્ વૃદ્ધ હોય તો પણ તેને કન્યા અર્પનારનાં દષ્ટાંતો દષ્ટિગોચર થાય છે. એ શોચનીય છે.

**કન્યાનાં લક્ષણ વિષે:**—લક્ષણ બે પ્રકારનાં છે:—બાહ્ય અને આભ્યન્તર. બાહ્ય જેવા કે તનુ, લોમ, કેશ, દાંત વગેરે. આભ્યન્તર લક્ષણ પરત્વે આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહેલું છે:—'*अष्टौ पिण्डान्कृत्वा*' *ઇત્યાદિ વિધિ જાણવી.* તે આ પ્રમાણે છે:—આશ્વલાયન ગૃહ્ય સૂત્ર કાણ્ડ ૪. "ધીમાન્, સુંદર, નીતિમાન્, અને રોગરહિત. કન્યાની સાથે લગ્ન કરવું. (શ્લોક ૩). આ લક્ષણની પરીક્ષા કરવી કઠિન હોવાથી, વરે માટીના આઠ ગોળા કરવા, અને વેદનો મન્ત્ર ભણવો, જેનો અર્થ કે—"આરંભમાં પ્રથમ ઋતુ ઉત્પન્ન થયેલ છે. તેનાપર સત્ય રચાયેલ છે. જે ભવિષ્યને વાસ્તે આ કન્યા જન્મેલ છે તે તેને પ્રાપ્ત થાઓ, જે સત્ય હો તે દશ્યમાન થાઓ—આમ કહીને કન્યાને આ ગોળામાંનો એક લેવાને કહેવું. એક વર્ષમાં બે પાક આપે એવા ખેતરની માટીનો ગોળો પસંદ કરે તો, તે (૧) સ્ત્રીની પ્રજા ધાન્યવતી થશે; (૨) ગોશાળાની માટીનો ગોળો હોય તો, તે પશુમતી થાય; (૩) વેદિની હોય તો અગ્નિહોત્ર વિગેરે પાલન કરવામાં ઉત્સાહી થાય, (૪) જે ઝરો સુકાતો નથી ત્યાંની જગ્યાની માટીનો ગોળો પસંદ કરે તો દરેક વાતે સમૃદ્ધિ વાળી થાય. (૫) જુગારખાનાની માટીનો ગોળો પસંદ કરે તો જુગારી થાય. (૬) ચાર રસ્તા મળે તેવી જગ્યાની માટીનો ગોળો પસંદ કરે તો ચારે દિશાએ ભટકનારી; (૭) ઉજ્જડ જગ્યાની હોય તો ગરીબ, (૮) સ્મશાનભૂમિની માટીનો ગોળો પસંદ કરે તો વિધવા થાય."

કન્યા અનન્યપૂર્વિકા, કાન્તા, અસપિણ્ડ અને વરના કરતાં નાની હોવી જોઇએ. અનન્યપૂર્વિકા એટલે પૂર્વે પૈસાથી બીજાએ ભોગવેલી અથવા અન્યને પરણેલી એવી નહિં. આ પરથી જણાય છે કે વિધવા સ્ત્રી લગ્નને લાયક નથી. કાન્તા અર્થાત્ પ્રેમ ઉપજાવે એવી રૂપાળી, આંખને આનંદ પમાડે એવી; સપિણ્ડ સંબંધવાળી નહિં; અને વરના કરતાં નાની ઉમરની. હાલના વૈદક શાસ્ત્રના વેત્તાઓનું એવું માનવું છે કે વર અને વહુ સમાન અથવા વહુ વરના કરતાં મોટી ઉમરની હોય તો તે બંનેના શરીરના બાંધાને નુકસાન થાય. મોટી ઉમરનો વર પોતા કરતાંનાની ઉમરની સ્ત્રી સાથે લગ્ન કરે તો તે શારીરિક *નિયમ પ્રમાણે શ્રેષ્ઠ ગણાય છે. કન્યા આરોગિણી—વંશપરંપરાથી ઉતરે એવા રોગરહિત*—હોવી જોઇએ; કારણ કે એવા ભયંકર રોગવાળી હોય તો તેની પ્રજા પણ રોગી અને

નબળી થાય. ભાઇવાળી હોવી જોઇએ; કારણ કે (૧) કારણ કે—પુત્રિકા તેના ઉત્પન્ન થયેલ પુત્રને તેનો પિતા અપુત્રવાન્ હોવાથી પોતાના પુત્ર તરીકે લે. તેવો ભય ન બને તેથી આ શંકા નિવારવાને વાસ્તે તે કન્યા એક ગોત્ર અને પ્રવરની નહિં હોવી જોઇએ. તે કન્યાના પિતા પક્ષથી તેમજ માતા પક્ષથી પાંચ પેઢી વિદ્વાન અને મહાકુળ-વાન-પુત્ર પૌત્ર પશુ દાસી ગ્રામ વિગેરે સમૃદ્ધિવાળાં-હોવાં જોઇએ. (૫૪) આ બધાં લક્ષણ હોય. પરંતુ જો વંશપરંપરા ચેપી રોગવાળી હોય તો તે કન્યાનું ગ્રહણ ન કરવું જોઇએ; કારણ કે તેના શુક્ર અને શોણિત મારફત-પ્રજામાં રોગ ઉતરે.

## લગ્નના નિયમ.

મનુસ્મૃતિ-અધ્યાય ૩ શ્લોક ૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૭ ૧૮-૧૯ કન્યાના લક્ષણ વિષે નીચે પ્રમાણે છે:—

'જે કન્યા વરના મોસાળાની તરફથી સપિંડ ન હોય (એટલે માતા કુળના સંબંધમાં પાંચ પુરૂષની અંદર ન હોય) અને માતાના તરફથી એક ગોત્રમાંની ન હોય તથા પિતાના ગોત્રમાં અને પિતાના સપિંડમાં ન હોય (એટલે પિતૃકુળ સંબંધમાં સાત પુરૂષની અંદર ન હોય) એવી કન્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના વિવાહમાં પ્રશસ્ત છે. (૫)

"નીચે લખેલાં દશ પ્રકારનાં કુળ મોહોટી સમૃદ્ધિવાળાં એટલે કે જ્યાં ગાય, ઢોર, બકરી, ધન, ધાન્યની સંપત્તિ પુષ્કળ હોય તો પણ તેમાં કન્યા આપવી નહિં.' (૬)

"જેમાં જાતકર્મ આદિ સંસ્કાર કોઇ કરતું ન હોય એવા હીણા કર્મનાં માણસ હોય તે કુળમાં, જેમાં પુરૂષનો વંશ ન હોય તેમાં, જેમાં કોઇએ વેદનું અધ્યયન કર્યું ન હોય તેમાં, જેમાં માણસને અર્શ, ક્ષય, કેફરું, કોઢ આદિ અનેક પ્રકારના રોગ થતા હોય એવા કુળમાં કન્યા આપવી નહિં. (૭)

"કપિલવર્ણી (એટલે સાથે રાતા વાળવાળી), અધિક અંગવાળી, રોગી, વગર રોમવાળી, અતિરોમવાળી, ઘણું બોલનારી અને પીળા વર્ણવાળી કન્યા પરણવી નહિં.(૮)

"વળી નક્ષત્ર, વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ, દાસ, અને વિનાયક એ નામે, અથવા વિકાર ઉત્પન્ન કરે એવું જેનું નામ હોય તેવી, કન્યા સાથે વિવાહ ન કરવો.' (૯)

"પણ અંગે ખોડવાળી એટલે કાણી કુબડી ન હોય, સુંદર નામવાળી હોય, તથા હંસ અને હાથીની ગતિના જેવી ચાલ હોય, કેશ, રૂવાં, દાંત, સૂક્ષ્મ હોય એવી કન્યા સાથે વિવાહ કરવો. (૧૦)

"બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે પ્રથમ વિવાહ કરતી વેળા પોતાની જાતની કન્યા સાથે વિવાહ કરવો એ ઉત્તમ પક્ષ છે. બીજી વખતે, કામવાસનાને લીધે જે વિવાહ કરે છે, તેણે તો નીચે કહેલા ક્રમ પ્રમાણે કરવો." (૧૨)

"શુદ્રનો શુદ્રની કન્યા સાથે વિવાહ થઇ શકે છે; વૈશ્યને વૈશ્યની તથા શુદ્રની કન્યા સાથે થઇ શકે છે; ક્ષત્રિયને પોતાની જાતની તથા વૈશ્યની અને શુદ્રની કન્યા સાથે થઇ

શકે છે. (એટલે ઉતરતી વર્ણના પુરૂષથી ચઢતી વર્ણની કન્યા સાથે વિવાહ થઈ શકતો નથી પણ પોતાની જાતની અથવા તેથી ઉતરતી વર્ણની કન્યા સાથે થઈ શકે છે.)" (૧૩)

"બ્રાહ્મણ-ક્ષત્રિયને પોતાની જાતનું અનુકૂળ જોડું ન મળવાથી તેઓ આપત્તિમાં આવી પડ્યા હોય તો પણ તેમણે શૂદ્ર વર્ણની ભાર્યા સાથે વિવાહ કરવો એવું કોઇ પણ જુના ઈતિહાસમાં કહ્યું નથી." (૧૪)

"બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણમાંથી કોઈ પુરૂષ મોહને લીધે નીચ જાતની સ્ત્રી સાથે વિવાહ કરે તો તેનું કુળ સંતાન સહિત શૂદ્રતાને એટલે નીચ પદવીને પામે છે." (૧૫)

"શૂદ્રની કન્યા પરણવાથી પરણનાર જો બ્રાહ્મણ હોય તો તે તરત પતિત થાય છે, એવું અત્રિ ઋષિનું તથા ઉતથ્યના પુત્ર ગૌતમનું મત છે; ક્ષત્રિય હોય તો શૂદ્રની કન્યાને વિષે પુત્રનો જન્મ થવાથી પતિત થાય છે, એવું શૌનક ઋષિનું મત છે; અને પરણનાર વૈશ્ય હોય તો છોકરાના છોકરાનો જન્મ થવાથી પતિત થાય છે, એવું મારૂં (ભૃગુ-ઋષિનું) મત છે." (૧૬)

"શૂદ્રની કન્યાને શય્યામાં રાખ્યાથી બ્રાહ્મણ નરકમાં જાય છે; અને તેનાથી પુત્ર થવાથી એનું બ્રાહ્મણ્ય જતું રહે છે." (૧૭)

"દેવને હોમાદિ વિધિ, પિતૃને શ્રાદ્ધાદિ વિધિ અને અતિથિને ભોજનાદિ વિધિ શૂદ્ર સ્ત્રી દ્વારા મુખ્યત્વે કરીને થયાથી દેવ તથા પિતૃઓ તે ગ્રહણ કરતા નથી ને તેથી તે બ્રાહ્મણ સ્વર્ગે જઈ શકતો નથી! (૧૮)

"શૂદ્રની કન્યાને ઓઠે જે બ્રાહ્મણે ચુમ્બન કર્યું, અને તે કન્યાના શ્વાસથી એ બ્રાહ્મણનું રૂપ અપવિત્ર થયું, અને પુત્રરૂપ થઈને પોતે તેમાં ઉત્પન્ન થયો (એટલે પુત્ર જે થાય છે તે પતિનુંજ સ્વરૂપ છે:) તો એ બ્રાહ્મણનું પ્રાયશ્ચિત્ત, એટલે એ પાપમાંથી છુટવાનો ઉપાય, શાસ્ત્રમાં નથી.' (૧૯)

વર પોતાના વર્ણનો હોવો જોઇએ. તે સમયે ફક્ત હિંદુ સમાજમાં ચાર વર્ણ હતા. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્ર. નાની નાની પેટા જ્ઞાતિ તે સમયમાં હોય એવું લાગતું નથી. વર્ણનીમાંહ્ય લગ્ન કરવાને બે સિદ્ધાંત રચેલા છે. પ્રથમઃ-બ્રાહ્મણ પોતે કોઇ પણ વર્ણ એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-અને શૂદ્રની કન્યા પરણી શકે; અર્થાત્ ઉચ્ચ વર્ણવાળો પોતાના વર્ણની અથવા તેના કરતાં નીચા વર્ણની કન્યા પરણી શકે બીજો નિયમઃ-દરેક કન્યા પોતાના વર્ણના અથવા ઉચ્ચ વર્ણના પુરૂષ સાથે પરણી શકે: આ નિયમપર યાજ્ઞવલ્કય ઋષિ એક અંકુશ મુકે છે કે દ્વિજ-પ્રથમ વર્ણવાળા-શૂદ્ર કન્યાની સાથે પરણી શકે નહિ; આમ હોવાથી યાજ્ઞવલ્કય પ્રમાણેઃ-બ્રાહ્મણ-ત્રણ વર્ણની એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; ક્ષત્રિય-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; વૈશ્ય-વૈશ્યનીજ માત્ર કન્યા પરણી શકે; અને શૂદ્ર ફક્ત શૂદ્રનીજ કન્યા પરણી શકે. કન્યા પરત્વે બ્રાહ્મણની કન્યા ફક્ત બ્રાહ્મણને પરણી શકે; ક્ષત્રિયની કન્યા બ્રાહ્મણ અને ક્ષત્રિયને; વૈશ્યની બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની સાથે પરણી શકે. (૫૬). પરંતુ એટલું યાદ રાખવું કે પુરૂષે પોતાના વર્ણની

શકે છે. (એટલે ઉતરતી વર્ણનો પુરૂષથી ચઢતી વર્ણની કન્યા સાથે વિવાહ થઈ શકતો નથી પણ પોતાની જાતની અથવા તેથી ઉતરતી વર્ણની કન્યા સાથે થઈ શકે છે.)" (૧૩)

"બ્રાહ્મણ-ક્ષત્રિયને પોતાની જાતનું અનુકૂળ જોડું ન મળવાથી તેઓ આપત્તિમાં આવી પડ્યા હોય તો પણ તેમણે શુદ્ર વર્ણની ભાર્યા સાથે વિવાહ કરવો એવું કોઈ પણ જુના ઈતિહાસમાં કહ્યું નથી." (૧૪)

"બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણમાંથી કોઈ પુરૂષ મોહને લીધે નીચ જાતની સ્ત્રી સાથે વિવાહ કરે તો તેનું કુળ સંતાન સહિત શૂદ્રતાને એટલે નીચ પદવીને પામે છે." (૧૫)

"શૂદ્રની કન્યા પરણવાથી પરણનાર જો બ્રાહ્મણ હોય તો તે તરત પતિત થાય છે, એવું અત્રિ ઋષિનું તથા ઉતથ્યના પુત્ર ગૌતમનું મત છે; ક્ષત્રિય હોય તો શૂદ્રની કન્યાને વિષે પુત્રનો જન્મ થવાથી પતિત થાય છે, એવું શૌનક ઋષિનું મત છે; અને પરણનાર વૈશ્ય હોય તો છોકરાના છોકરાનો જન્મ થવાથી પતિત થાય છે, એવું આર્ (ભૃગુ-ઋષિનું) મત છે." (૧૬)

"શૂદ્રની કન્યાને શય્યામાં સુવાથી બ્રાહ્મણ નરકમાં જાય છે; અને તેનાથી પુત્ર થવાથી એનું બ્રાહ્મત્વ જતું રહે છે." (૧૭)

"દેવને હોમાદિ વિધિ, પિતૃને શ્રાદ્ધાદિ વિધિ અને અતિથિને ભોજનાદિ વિધિ શૂદ્ર સ્ત્રી દ્વારા મુખ્યત્વે કરીને થવાથી દેવ તથા પિતૃઓ તે ગ્રહણ કરતા નથી ને તેથી તે બ્રાહ્મણ સ્વર્ગે જઈ શકતો નથી." (૧૮)

"શૂદ્રની કન્યાને ઓઠે જે બ્રાહ્મણે ચુમ્બન કર્યું, અને તે કન્યાના શ્વાસથી એ બ્રાહ્મણનું મુખ અપવિત્ર થયું, અને પુત્રરૂપ થઈને પોતે તેમાં ઉત્પન્ન થયો (એટલે પુત્ર જે થાય છે તે પતિનુંજ સ્વરૂપ છે) તો એ બ્રાહ્મણનું પ્રાયશ્ચિત, એટલે એ પાપમાંથી છુટવાનો ઉપાય, શાસ્ત્રમાં નથી." (૧૯)

વર પોતાના વર્ણનો હોવો જોઇએ. તે સમયે ફક્ત હિંદુ સમાજમાં ચાર વર્ણ હતા. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્ર. નાની નાની પેટા જ્ઞાતિ તે સમયમાં હોય એવું લાગતું નથી. વર્ણનીમાંહ્ય લગ્ન કરવાને બે સિદ્ધાંત રચેલા છે. પ્રથમ:-બ્રાહ્મણ પોતે કોઇ પણ વર્ણ એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-અને શૂદ્રની કન્યા પરણી શકે; અર્થાત્ ઉચ્ચ વર્ણવાળો પોતાના વર્ણની અથવા તેના કરતાં નીચા વર્ણની કન્યા પરણી શકે બીજો નિયમ:-દરેક કન્યા પોતાના વર્ણના અથવા ઉચ્ચ વર્ણના પુરૂષ સાથે પરણી શકે: આ નિયમપર યાજ્ઞવલ્કય ઋષિ એક અંકુશ મુકે છે કે દ્વિજ-પ્રથમ વર્ગવાળા-શૂદ્ર કન્યાની સાથે પરણી શકે નહિ; આમ હોવાથી યાજ્ઞવલ્કય પ્રમાણે:-બ્રાહ્મણ-જાતિ વર્ણની એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; ક્ષત્રિય-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; વૈશ્ય-વૈશ્યનીજ માત્ર કન્યા પરણી શકે; અને શૂદ્ર ફક્ત શૂદ્રનીજ કન્યા પરણી શકે. કન્યા પરત્વે બ્રાહ્મણની કન્યા ફક્ત બ્રાહ્મણને પરણી શકે; ક્ષત્રિયની કન્યા બ્રાહ્મણ અને ક્ષત્રિયને; વૈશ્યની બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની સાથે પરણી શકે. (૫૬). પરંતુ એટલું યાદ રાખવું કે પુરૂષે પોતાના વર્ણની

કન્યા સાથે વરા કરવું શ્રેષ્ઠ ગણાતું હતું. પ્રથમ વર્ણના અભાવેજ ઉતરતા વર્ણની કન્યા લેવી લ્હેઇએ. આ પ્રમાણે લગ્નની બાબતમાં ઉદાર બંધારણ હતું. જ્યારે આધુનિક સમયમાં એક બ્રાહ્મણ પેટાજ્ઞાતિ અન્ય બ્રાહ્મણ પેટા જ્ઞાતિની કન્યા સાથે પરણવામાં બાધ ગણે છે. એવા દૃષ્ટાંતો પણ મળી આવે છે કે એકજ બ્રાહ્મણ પેટાજ્ઞાતિ પોતામાંજ વળી જુદાં જુદાં તડ સાથે છૂટથી બેટી વ્યવહાર કરતા નથી. આ બ્હેમ્પર શાસ્ત્રાતીત છે. અનેક જ્ઞાતિઓ થવાથી અને બેટી વ્યવહારની છૂટ પેટા ભાગ બહાર નહિં હોવાથી લગ્નના બંધારણને બે પ્રકારે હાનિ પહોંચે છે. (૧) મોટા વર્ગ કુંવારા રહે છે. (૨) લગ્ન નજદીકના સગપણમાં કરવામાં આવે છે; જે શાસ્ત્ર વિરૂદ્ધ અને કુદરત વિરૂદ્ધ હોવાથી તે લગ્નથી થતી પ્રજા પુણ્યવાન્, ધીમાન્ બળવાન્ અને નીતિમાન્ થતી નથી. (૫૬ અને ૫૭).

## લગ્નના પ્રકાર (૫૮-૬૨.)

ઉત્તમ પ્રકારના ચાર અને અધમ પ્રકારના ચાર. ઉત્તમમાં પ્રથમ બ્રાહ્મ-જેમાં વરને બોલાવીને કન્યાને શક્તિ પ્રમાણે અલંકાર-વસ્ત્ર-વિગેરે પહેરાવીને કન્યાદાન આપવામાં આવે છે તે તે લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્ર પિતાની દશ, પોતે, અને દશ થનાર એમ કરીને એકવીસ પેઢીને તારે છે; આધુનિક સમયમાં કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિમાં કુલીનને કન્યા આપવામાં આવે છે. અને તે કુલીનો કન્યાના પિતા કનેથી ભારે પહેરામણી લે છે. તે પણ સરત કરીને; આવા લગ્નને ગોર બ્રાહ્મ વિવાહનું નામ આપીને વિધિ કરાવે છે. કેવું આ ધતિંગ! યાજ્ઞવલ્ક્ય ઋષિએ પહેરામણી વિષે કંઈ કહ્યું નથી. ફક્ત કન્યાના મા બાપની મરજી પ્રમાણે અલંકાર પહેરાવે. આજ શ્રેષ્ટ લગ્ન હિંદશાસ્ત્રકારોએ માનેલું છે. (૫૮)

આનાથી ઉતરતું દૈવ લગ્ન છે-જેમાં યજ્ઞમાં સ્થાપેલ ઋત્વિજને શક્તિ પ્રમાણે કન્યાને અલંકૃત કરીને કન્યાદાન આપવામાં આવે છે. આ લગ્નમાંથી ઉત્પન્ન થયેલ પુત્ર ચૌદ પેઢીને તારે છે. આનાથી ઉતરતું પ્રજાપત્ય-જેમાં "બન્ને ધર્મનું પાલન કરો"-એમ કહીને કન્યા આપવામાં આવે. તે આથી જન્મેલ પુત્ર તેર પેઢીને તારે છે. આથી ઉતરતું આર્ષ-જેમાં બે ગાય લઇને કન્યાદાન કરવામાં આવે છે; આથી ઉદ્ભવેલ પુત્ર ફક્ત ૭ પેઢીને તારે છે. (૫૯-૬૦)

અધમ પ્રકારનાં લગ્ન. આસુર વિવાહમાં પૈસા લઇને કન્યાદાન કરવામાં આવે છે. એટલું યાદ રાખવાનું કે માતા અથવા પિતા પક્ષ તરફનો કોઈ પણ સગો જેમકે મામો કાકો વિગેરે પૈસા લઇને કન્યાદાન આપે તો તે પણ આસુર વિવાહ કહેવાય છે. જુઓ ચુનીલાલ પ્રાણશંકર વિરૂદ્ધ સુરજરામ હરીભાઈ બોમ્બે લૉ રીપોર્ટ વૉલ્યુમ ૧૧ પાનુ ૭૦૮.

અધમ પ્રકારમાં બાકીનાં ત્રણ-ગાન્ધર્વ, રાક્ષસ અને પિશાચ એ નષ્ટ થઈ ગયેલ છે. ગાન્ધર્વ વિવાહ હાલની હિંદુ સમાજમાં પ્રચલિત નથી; યુદ્ધમાં હરી લાવેલી કન્યા રાક્ષસ વિવાહથી પરણતા હતા; હવે તે પ્રકારનાં યુદ્ધ બંધ થયેલ હોવાથી તે પણ નષ્ટ થયેલ છે; અને પિશાચ વિવાહમાં છળ કરવામાં આવેથી તે ઇન્ડીઅન પીનલકોડ પ્રમાણે ગુન્હાનું સ્વરૂપ પકડે છે. હાલમાં ફક્ત બેજ પ્રકારના વિવાહ. (૧) બ્રાહ્મ વિવાહ (૨) આસુર વિવાહ પ્રચલિત છે. હિંદશાસ્ત્ર પ્રમાણે દરેક વિવાહ બ્રાહ્મ વિવાહ પ્રમાણે થયો છે એવું પ્રથમ અનુમાન કરવામાં આવે છે. તથા લગ્નમાં વિધિ સમયે બ્રાહ્મ વિવાહનો વિધિ ગોર

કરાવે છે. પરંતુ પુરાવા આપેથી તે અનુમાન નષ્ટ થઈ શકે છે; પુરાવાથી એમ સાબીત થઈ શકે તે વિવાહ આસુર વિવાહ છે એટલે પ્રથમ હિંદુશાસ્ત્રનું અનુમાન અસ્થાને થાય છે; માત્ર પુરાવાનો બોજો જેને આસુર વિવાહ સાબીત કરવાનો હોય તેને માથે પડે છે. (જુઓ બોમ્બે લૉ. રીપોર્ટર વૉલ્યુમ ૧૧ પાનું ૭૦૯)

હાલમાં વરપક્ષ તરફથી પહેરામણી લેવાની રીત છે તે શાસ્ત્રસંમત નથી એ ઉપર કહ્યાથી સ્પષ્ટ થાય છે. અને તે રીવાજ હિંદુ સમાજને હિતકર નથી. આ વિષે બોલતાં શ્રી. ગોપાળચંદ્ર સરકાર શાસ્ત્રી પોતાના હિંદુશાસ્ત્રના પુસ્તકમાં આવૃત્તિ ૩ પાનું ૮૮ મે લખે છે.

"A most pernicious custom has been growing up in our society according to which bridegrooms are becoming marketable things and extortionate demands are made by their guardians, that are to be satisfied by the bride's father in order to bring about the marriage."

ભાવાર્થઃ "એક ગંભીર અનર્થકારી રૂઢિ આપણા સમાજમાં વધતી જાય છે, જેની રૂએ વર એક બજારની ચીજ લેખાય છે, અને વરના પક્ષવાળા લગ્ને વાસ્તે કન્યાના પક્ષ કને મ્હોટી રકમ માગે છે; અને કન્યા પરણાવવાને વાસ્તે તેવી રકમ આપવી પડે છે."

દાતૃક્રમ વિષે (૬૩-૬૪)

હિંદુ ધર્મશાસ્ત્રનો પ્રથમ નિયમ છે કે કન્યાના રક્ષકે (Guardians) કન્યાદાન આપવુંજ જોઈએ; કન્યાદાન સમય થાય અને તેને જો કન્યાદાન આપવામાં ન આવે તો તે રક્ષક ભ્રૂણહત્યાનો પાપી થાય છે; વિવાહ એ એક મુખ્ય સંસ્કાર ગણવામાં આવેલ છે. અને તેના નિયમનું ખાસ પાપ ન થવું જોઈએ (જુઓ સુન્દરાબાઈ વિરૂદ્ધ શીવનારાયણ. I. L. R. Bom. 32 p. 81) જો તે કન્યાને રક્ષક (Guardians) અથવા દેનાર ન હોય તો, તો તે કન્યાએ રાજાની મદદ લેવી; નહિં તો પોતે જાતે યોગ્ય વર શોધી કાઢવો; પરંતુ કુંવારા રહેવું નહિં. રક્ષણ યા કન્યાદાન કરવાનો અધિકાર કોનો છે તેના વિષે યાજ્ઞવલ્ક્ય ઋષિ કહે છે. "પિતા, પિતામહ, ભ્રાતા સકુલ્ય અને માતા." (૬૩) આનો અર્થ એવો છે કે પિતા અને તેનો પક્ષ તેને પ્રથમ હક્ક આપ્યો છે; તેમને અભાવે માતાનો પક્ષ શરૂ થાય છે. જો પિતા હયાત હોય તો, તેની મરજી સિવાય મા કન્યાદાન આપી શકે નહિં; પરંતુ પિતાએ તેની ઓને સ્પષ્ટ દીધી હોય, અને તે સ્ત્રી તેની છોકરીનું રક્ષણ કરતી હોય તો, તે માતા કન્યાદાન દેવાને અધિકારી છે. (જુઓ I. L. R. 11 Bom. p. 247. ખુશાલચંદ વિરૂદ્ધ બાઈ મણી)- પિતાને અધિકાર કન્યાદાનનો છે; પરંતુ જ્યાં રક્ષક સ્વાર્થ અથવા પૈસાની ખાતર જ સગીર કન્યાને નુકશાનકારક લગ્નથી જોડવાને માગે છે ત્યાં કોર્ટને સગીરનો લાભ જાળવવાને હાથ ઘાલવાનો અખત્યાર છે. આ હક્ક જવલેજ વાપરવામાં આવે છે. પરંતુ તે અધિકાર છે ખરો. (જુઓ I. L. R. 12 Bom. p. 480. શ્રીધર વિરૂદ્ધ હીરાલાલ)

ઉત્તમરામ મયારામ ઠાકર.

# મહાકવિ પ્રેમાનન્દકૃત ઉષાહરણ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૭૮ થી. )

એટલું જ બસ નથી. ચૈત્ર માસમાં સ્ત્રીઓએ કરવાના વ્રત વગેરે બાબતની તેમના મન ઉપર ઉંડી છાપ પડે તે માટે તેમાં પણ થોડો ઘણો ઉમેરો કરવામાં આવેલો જણાય છે. અલબત્ત કવિએ પોતે અલુણા વ્રતનો મહિમા ગાયો છે, પણ તે જુદા જુદા પાઠોમાં જોવામાં આવે છે તેવો મતલબી નહિ હોતાં સામાન્ય હોઈ ઘણીખરી પ્રતમાં મળતો આવે છે. દૃષ્ટાન્ત તરીકે એક જુની પ્રતમાં લવણના મહિમા વિશે કથા વાંચનારે માત્ર શ્રદ્ધા બેસાડવાની ખાતર તે વિશેષ કરી બતાવ્યો છે, જે વાંચવા જેવો છે.

તે કહે છે કે

માતાએ મહિમા કહ્યો, ચૈત્ર નિર્મળ જાણ,<br>
એક અલુણું નહિ કરે તે, ફરશે ગાંરે ખાણ.<br>
દેહરક્ષનું દાન કરવું, લવણ કેરું જોેલ,<br>
પુત્રી તું જન શાપ નિવારણ, કહ્યો મહિમાય રે.<br>
અશ્વમેધ યજ્ઞ કરે, ગંગા સાગર ન્હાય,<br>
એક મુષ્ટિ લવણ આપે, તેથી અધિક પુન્ય થાય.<br>
ગ્રહણ ટાણે સુવર્ણ આપે, અને કન્યાદાન,<br>
મણિકર્ણિકામાં મૂર્તિ આપે, નાવે લવણ સમાન.

એટલું જ બસ નથી. ઉષાહરણની કથામાં આદિ, અંત કે કથાના મધ્ય ભાગમાં અર્થ વિનાનો અને અસંબંધ વધારો તથા ઘટાડો જણાય છે. ઉષાહરણની આતે જુદી જુદી પ્રતોમાં જુદા જુદા પાઠ આપેલા છે. આનું કારણ મને તો એવું લાગે છે કે જેવું શ્રોતાજન તેવો તેનો પાઠ. એથી વિશેષ આપણે શું કહીએ ? ધાર્મિક શ્રોતાગણ ઉપર ઉષાહરણના વાંચન, શ્રવણ વગેરે બાબતની શ્રદ્ધા બેસાડવાની, તથા અનેક દાન અપાવવાની યોજના કથાકરોએ ઘડી છે એ નીચલી ઉક્તિઓથી સાબીત થાય છે. દાખલા તરીકે એક પ્રતમાં એવું કહ્યું છે કે

ઓખાહરણ સાંભળી, આપશે વસ્ત્ર ને દાન,<br>
શુકદેવ કહે પરિક્ષતને, તેને ગંગાજીનું સ્નાન.<br>
ઓખાહરણ સાંભળી, આપશે જે કોઈ દાન,<br>
શુકદેવ કહે પરિક્ષતને, તેને સહાય, થાય ભગવાન.<br>
રૂપા મહોર જે આપશે, સાંભળી ઓખાહરણ,<br>
શુકદેવ કહે પરિક્ષતને, જુદા અશરણશરણ.<br>
ઓખાહરણ સાંભળી, દાન ન આપે સાર,<br>
શુકદેવ કહે પરિક્ષતને, તેનો ગર્દભ અવતાર.<br>
ઓખાહરણ સાંભળી, જે નિંદા કરતા જાય,<br>
શુકદેવ કહે પરિક્ષતને, તે પામે ગેપ્ય જંજાળ.

આ ટોળીઓમાં પ્રેમાનંદનું પ્રેમાનંદત્વ ક્યાં છે ! કવિએ કદિ પોતાની કલમને અંતે આ પ્રમાણે દાન અપાવ્યાં નથી એ તેનાં બીજાં કાવ્યો વાંચવાથી જણાય છે. પ્રેમાનંદ કવિનાં કાવ્યો આપણે ઘણાં વાંચ્યાં છે, તેથી આપણે બેધડક કહી શકીશું કે આવા આવા ક્ષેપક ભાગો માટે કથાકારો જ દોષને પાત્ર છે. ક્યાં પ્રેમાનંદની મધુરી વાણી ને ક્યાં પુરાણીઓની ! ! એ બે વચ્ચેનો તફાવત કડીઓ વાંચતાં જ માલમ પડી આવે છે. વળી બૃહત્ કાવ્યદોહનમાં પ્રકટ થયેલા—

સામેરી સજન પધારિયો, તાતી વેણુ માંહ્ય;
હું ન સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાંય રે.
સાહેલી સાગર ઉલટયો, રતન તણાયાં જાય,
કરમહીણો ભરે મૂંઠી, તેના શંખલે હાથ ભરાય રે.
સેજે સૂતાં સ્વપ્નોં ભયો, પિયા ગ્રહી મોરી બાંહ્ય,
ઓચિંતા ઝબકી ગઇ, પિયુ ન દેખું સાંહ્ય રે.
સુઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાંતરે, ક્યું જિઉં મેરી માય.
સ્વપ્નમેં પિયુ આવીયા, ઉંધે લાગો ઘાય,
બલિહારી એ સ્વપ્નાકી રે, મત સ્વપ્ન હો જાય રે.
સ્વપ્નાને તોરા ક્યા કીયા, મત જગાવે મોય,
જો મેરા પીયા ના મીલે, તો મેં મરૂંગી સોય રે.

એ ભાગને કોણ પ્રેમાનંદરચિત કહેશે ? રા. ઇચ્છારામ પણ ટીકા કરે છે કે " જુદી જુદી ચાર પ્રતોમાં આ સાખીઓ જોવામાં આવી, તો પણ એ પ્રેમાનંદની જ રચેલી હશે, એમ ખાતરીથી કહી શકાય નહીં. " આ પ્રમાણે પોતે જ લખ્યું છે તો પછી તેને સ્થાન આપવાનું એ શું કારણ ? કવિ પ્રેમાનંદના સાહિત્યના સંગ્રહમાં એવા એવા ભાગો કવિની કલમને આભૂષિત કરવા કરતાં ઉલટા ખોભ લગાડે છે. તેટલા માટે એવા એવા ક્ષેપક ભાગો તો બને ત્યાં સુધી ચાળી નાખી અસલ પાઠ પ્રસિદ્ધ થવાની જરૂર છે.

વળી પુરાણીઓ તરફથી વધઘટ થયેલા પાઠ સિવાય બીજું પણ દૃશ્યમાન છે. કેટલેક ઠેકાણે આખાં ને આખાં કડવાં અંદર ઘુસી જવા પામ્યાં છે. તેને માટે આપણે કોને દોષ દેવો ? એવાં ક્ષેપક કડવાં માટે તો એમ જ કહેવું પડે છે કે કવિ દયારામ જેવા કોઇ વિલક્ષણ કવિનું એ કામ હશે. કેટલાક સાક્ષરોને તો એવાં કડવાં માટે કવિ દયારામ ઉપર જ શક જાય છે. એના સિવાય પ્રેમાનંદ કવિ જેવી બાની બીજો કોણ લખી શકે એમ છે ? એટલા જ માટે કવિ દયારામ પહેલાંની લખેલી પ્રત આપણે મેળવી તેમાંનો પાઠ જોવો જોઇએ. શુદ્ધ મૂળ પાઠ મેળવવાનો એ સિવાય બીજો રસ્તો નથી.

હવે કવિ પ્રેમાનંદના ઉષાહરણ તરફ વળીએ તો તેમાં બાણાસુરને સહસ્ર હાથનું વરદાન, ઉષા અને ગણપતિની ઉત્પત્તિ, દેવપુત્રી ~~દૈત્યપુત્રી~~ થવાની હકીકત, ઉષાનું સ્વપ્ન, ચિત્રલેખાનું ચિત્ર. અનિરૂદ્ધ હરણ, અલૂણું અને ગોર પૂજવાનું વ્રત, અનિરૂદ્ધનું યુદ્ધ, શિવ અને

કૃષ્ણ વચ્ચેનું યુદ્ધ, બ્રહ્માની સ્તુતિ, વિવાહવિધિ, ગોરવ, પહેરામણી, ઓખાને શિખામણના પ્રસંગો મુખ્ય છે. આ બધા પ્રસંગો વિશે ચોડા ઘણા પાઠ ફેરથી દરેક પ્રતમાં વર્ણન આપવામાં આવેલું છે એટલે તે કવિતો પાઠ છે એમાં શક નથી. એ પ્રસંગો વર્ણવવાને કવિના પાત્રોમાં બીજા ગૌણ પાત્રો બાદ કરીએ તો ઉષા, બાણાસુર, ચિત્રલેહા અને અનિરૂદ્ધ મુખ્ય છે. આ બધા મુખ્ય પાત્રોમાં ઉષા, બાણાસુર અને અનિરૂદ્ધની ઉત્પત્તિ વિશે કવિએ ઇશારો કર્યો છે, પણ ચિત્રલેહા જેવા અગત્યના પાત્ર માટે

" પાસે મૂકી બાળસ્નેહ, વિધાત્રી નામે ચિત્રલેહા તેહ "

અને

" પ્રધાન પુત્રી કહેવાઉં છું, માત, હું છું બ્રહ્માણી માનવ ગાત્ર,
તુજ અર્થે લીધે અવતાર, માટે મેળવ્યાં શ્રી ભરતાર. "

કહી બતાવી દીધું છે. એ સંબંધમાં પ્રેમાનંદ કવિની ખોટ કોઈ કવિના ધ્યાનમાં ઉતરી હશે, અને તેણે તેની ઉત્પત્તિનું કડવું બતાવ્યું હશે કે પછી ચિત્રલેહાની ઉત્પત્તિનું કડવું પ્રેમાનંદરચિત હશે તે કહેવું કઠણ છે. એ તો જૂનામાં જૂની પ્રત હાથ આવે ને તેમાંના પાઠ સાથે સરખામણી કરી જોવાય ત્યારે જ જણાય. સુરત–શહેર પ્રતમાં ચિત્રલેહાની ઉત્પત્તિ વિશે એક કડવું છે. તેમાં એવું છે કે

શુકજી વાણી ઓચરે, સાંભળ પરિક્ષિતરાય,
ચિત્રલેહાની ઉત્પત્તિની, કહું તુજને કથાય.

શુકજી કહે વળી એક સમે, વિપરીત થતું પાતાળ,
દેવ સર્વ ત્યાં આવ્યા, દુષ્ટ ભય મારે તત્કાળ.

આવ્યાં તે વરૂણને આશ્રમે, દેવ જગ્ન કરવા સાર,
આહૂતિ મહાદેવની, તે મૂકી જગ્ન મોઝાર.

તે જગ્નની જ્વાલા થકી, પ્રગટ થઇ એક બાળ,
કન્યા કોટિ કળાની, તે ઉત્પતી તત્કાળ.

વિચીક્ષણ રૂપ ચીતરે, દેવ ગાંધર્વ શુભ ઠામ,
ચિત્રાગણ અતિ ચીતરે, ચિત્રલેહા ધરીઉં નામ.

તે ભગવતી કહે દેવને, તમે માગોની વરદાન,
શા કારણથી સમરી હતી, સોંપો મુજને કામ.

દેવ કહે માતા સુણો, રાક્ષસ દે છે દુઃખ,
સ્વર્ગે જવાતું નથી, માટે અમે તજીઉં સુખ.

મને શ્રાતા કરીને સોંપજો, તો અમો કરીશું કામ,
એમ કરતાં તેણે ઠામે, બાણુ આવ્યો તે ઠામ.

ત્યારે સર્વે દેવે આપી દીકરી, રાય દેજે કન્યાદાન,
રાજા મનમાં હરખીયો, લીધી પુત્રી પરમનિધાન.

તે નગ્ર સમીપે આવીયો, કૌભાંડ લાગ્યો પાય,
કૌભાંડ વળતું એમ કહે, પુત્રી આપો મને રાય.

શિવ પાસેથી પુત્ર લાવજો, કહું તમને સત્ય,
બાણાસુર વળતું વદે, સાંભળ મિત્ર વાત.

એ કન્યાને લઇ કરી, તમે મૂકો વાડી મોઝાર,
ચિત્રલેહા વાણી વદે, તમે સાંભળો કહું સાર.

મારે વ્રત છે ખટ માસનું, કહું તમને આંહિ,
ચિત્રલેહાએ તપ કર્યો, ત્યારે બ્રહ્મા આવ્યા ત્યાંહિ.

માગ માગ વેગે કરી, આપું તુજને વર સાર,
ચિત્રલેહા વાણી વદે, પિતા આપે નિરધાર.

એક પલકમાં ચીતરૂં, ચૌદ લોક ત્રણ ભુવન,
અસ્તુ અસ્તુ કહી બ્રહ્મા વળ્યા, તે ગયા બ્રહ્મસદન.

પુત્રી વર પામી સહીને, પામી ત્યાં વરદાન,
ખટમાસ સંપૂર્ણ થયા, તેડી ગયો પરધાન.

વલણ.

પ્રધાન તો તેડી ગયો, પુત્રી તો તેની હતી,
શુકજી કહે પરિક્ષતને, ચિત્રલેહા ઉત્પત્તિ કહી.

વાહ! લેખક કે કવિએ શી ચતુરાઈ કરી છે? કેવી યુક્તિ રચી છે? એકજ કડવામાં ચિત્રલેહા બ્રહ્માની દીકરી હોવાનું, તે કેવી રીતે ઉત્પન્ન થઇ તેનું, બાણને તે સોંપાયાનું, બાણ પાસેથી બાણના મંત્રી કૌભાંડ પાસે કેવી રીતે તે આવ્યાનું, અને તેની દીકરી થયાનું તથા તેને ચિત્ર શક્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ તેનું વર્ણન આપી દીધું છે। આ કડવામાં અલબત્ત કહેવું જોઇએ કે પ્રેમાનંદની મિઠાશ ભરી વાણીનો ચમત્કાર નથી જણાતો.

હવે આપણે પ્રેમાનંદના ઉખાહરણના મુખ્ય મુખ્ય પ્રસંગોની બાબતમાં જુદા જુદા પાઠોની અંદર ક્યાં અને કેવી ન્યૂનતા કે વિશેષતા જોવામાં આવે છે તે ઉપર ઉપરથી જોઇએ. ઉખાહરણનું મુખ્ય પાત્ર ઉખા દેવ પુત્રીમાંથી દૈત્યપુત્રી કેમ થઈ તે સંબંધમાં રાંદેરની પ્રતમાં એવી એક ઉક્તિ છે કે—

શુકદેવ કહે પરિક્ષત સુણો, અભિમાન કેરા તન,
દેવ સઘળા એકઠા મળીને, વિચાર કીધો મન.
હિમાચલ જઈ ધ્યાન ધરીએ, ઉપાસીએ તે ઇશ,

કદાચિત સન્મુખ જુવે તો, ઈન્દ્ર ટળે શીશ.
વેગે તે ત્યાં આવીયા, દેવ હિમાચલને શૃંગ,
એકે મને એકે ચિત્તે, કષ્ટ કરતા મન.
ફળ પત્ર જળ ત્યાગ કીધું, તજી નિદ્રા સોંમ,
એટલે અંતરીક્ષ મારગે, આકાશ વાણી હોય.
કૈલાસગિરિ એક કન્યા સુંદર, ઓખા નામ વિશાળ,
દેવને સુખ ઉપજે, ને દૈત્યને શિર કાળ.
દેવ કન્યા દૈત્ય પુત્રિ, થાશે તે પ્રસંગ,
ગરવ સર્વનો ઉતારશે, છેદાશે સઘળું અંગ.
દેવ ત્યાં આનંદ પામીયા, થયા મન રંળિયાત,
બાણાસુર વરદાન માટે, કહી સઘળી વાત.

હવે પાર્વતીએ ઉત્પન્ન કરેલા ગણપતિના શિરનું છેદન શિવે કર્યાં પછી પાર્વતીને તેની ખબર પડે છે ત્યારે તે જે વિલાપ કરે છે તે કેટલીક પ્રતમાં થોડા થોડા પાઠ ફેરથી જોવામાં આવે છે, પણ બૃહત્ કાવ્યદોહનમાં તે નહિ હોવાથી તે અત્રે લેવો યોગ્ય ધારૂં છું. પ્રેમાનંદ કવિ કરૂણા, હાસ્ય અને વાત્સલ્યને માટે ઘણો પ્રસિદ્ધ છે. તેણે તે રસમાં અવધિ કરી છે. એવા પ્રસંગો તેની કલમ એમને એમ જવા દેતી નથી, એટલે કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયેલા પાઠમાં તે ભાગ નહિ હોવાથી તે વિષે સંદેહ આવે છે. પ્રેમાનંદના દશમમાં શ્રી કૃષ્ણ જાગવાને જમુનામાં ઝંપલાવ્યું હતું ત્યારે માતા જસોદાએ—

મારૂં માણેકડું રીસાવ્યું રે સામળીયા
તારા મનમાં એ શું આવીયું રે સામળીયા

હુ અપરાધ માતાને મૂકી, શા માટે ઝંપલાવ્યું રે સામળીયા" ના શબ્દમાં વિલાપ કર્યો હતો તેવા પ્રકારનો પાર્વતીજીનો વિલાપ નથી, તો પણ તેમાં સ્રીત્વ ખુલ્લું જણાય છે. એ પાઠ અત્રે લેવાથી એ ઉપર વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે.

કુંવર શે ન બોલો રે, મારા ગણપતિ બાલા,
નવ રે ન્હવાડ્યા, નવ રે પહેરાવ્યા, નથી રે કરાવ્યાં પયપાન રે, મારા૦
નવ રે બોલાવ્યા, નવ રે જમાડ્યા, નથી રે રમાડ્યા મારે હાથ રે. મારા૦

વનમાંથી શિવ ઘેર પધાર્યા, જોગિનાં બાંધ્યાં ઝાડ રે, મારા૦
પ્રકટ કર્યો એ પુત્ર દીપાવવા. અંગ થકી વિધિ ખરે, મારા૦
તમે શાને હાંજે ચટભડિયા, પુત્ર શાને પિતાશું વઢીયા રે, મારા૦
શાને તોડી મારી આશ રે, તમે શાને કર્યો કંકાસ રે. મારા૦
ઘાત કીધી તમે કુવરની, એ તો ખોટી વાત રે. મારા૦
કુંવરને અમી છાંટ નાખો, હું માનું તમારો પાડ રે. મારા૦
હવે મારા પ્રાણ જ કહાડું, ફડવાપીની એ તન રે, મારા૦

આ વિજ્ઞાપના સંબંધમાં શિલા—મતમાં જુદી કડીઓ આપવામાં આવી છે ધ્યાનમાં લેવા યોગ્ય છે. હું જે કહું છું કે ઉખાહરણના પાઠમાં ઘણો ફેર કરવામાં આવેલો છે તેની આ બીજી સાબીતી છે.

સાખી,

પુષ્પ વિના ઝુરે શિવ મારી પીપલી, વળી ફલ વિના ઝુરે જાય,
બાંધવ વિના ઝુરે બેનડી, એમ પુત્ર વિના ઝુરે માય રે.
એક પુત્ર વિના શિવ મરીં પંઝરિયું, વહુ આગ્યે ઉભુ વલેસ,
સાને મારે મારો ગણેશજી, મુને ફરી ફરી પુત્ર ક્યાં મળેશ.

દેશી ફેર

તમો બોલો હો બાલા રે, મારા લાડકવાયા રે તન હો ગણપત્ય.
પાર્વતી કરે રે રૂદન હો ગણપત્ય, શિવ પુત્ર વિના જોવાય હો ગણપત્ય–

હવે ઉખા નાસીને લવણની ઓરડીમાં ભરાઈ ગઈ તે માટે પાર્વતીએ તેને શાપ દીધો હતો તે વખતે ઉખાએ માની સ્તુતિ કરી હતી તે વખતનું સો વર્ષની જુની પ્રતમાં એવું કહેવામાં આવ્યું છે કે—

દીધો શાપ ને અન્ન નવ જડે, એક વર્ષ લવણમાં પડે,
ગદ્ ગદ્ કંઠે ઓખા થઈ, ચરણ લાગીને ઉભી રહી.
મા મુને લાગશે ભુખ ને તર્ષ, કેમ જાશે લવણમાં વર્ષ,
આવશે જે ચૈત્ર માસ, શાપ નિવારી દીધી આશ.
ઉભી રહી મા સામુ જુવે, શાપ થીયો ને દુઃખમાં રૂવે,
વરસ માંહી મસવાડો જેહ, એક મૈનારા શુકલ પક્ષ.
નથી માજી મારો વાંક, કર્મે ચાલ્યો આડો આંક,
તારે પડી મુજમાં ચૂક, મારતાં દીઠો ને લાગી ફુંજ.
ઉછરંગે બેસાડી ઉખા,........................
મુજને લાગશે દુખડા, જે જોઈએ તે લે સુખડા,
ખાજા લાડુ લે તું ઘણા, મુજે ઘાલુ ધાણી ચણા.
પાછ પૈસો બેઠી કરી, કુંવરી તું મારી દીકરી.
છોરૂ કછોરૂ હોય સહી, માતા મનમાં આણે નહી,
તારૂં વ્રત જે કોઈ આચરશે, નારી સૌભાગ્ય ફળને મરશે.

આ પ્રમાણે સ્ત્રી વર્ગમાં સર્વ માન્ય અલુણું કે મોળાકતનું મત જે વિશે ઉપર આપણે થોડો ઘણો ઇશારો કર્યો છે તે પ્રસંગમાં હાલમાં જેવી રીતે છોકરીઓ એકઠી મળી એક બીજીના ખભા ઉપર હાથ મૂકી અર્ધી વાંકી વળેલી સ્થિતિમાં પરાયા મહોલ્લાની છોકરીઓ સાથે, અથવા, પોતાની બીજી સખીની ટુકડી સાથે લડતી હોય તેવો દેખાવ કરી પ્રેમ અને આનંદના બેદમાં—

" સામી સામી છોકરીઓને દામણ રે દઇએ રે
અમારી રે ગોરમાને રામ રામ કહીએ રે "

" ઓ લાડા કુંવર, ઓ લાડા કુંવર
તમે પરણ્યા કે કુંવારા લાલ, તનમન મચકો કરેલી "

તથા

' નાગરડી ગાગરડી એક વાર આવજે '
' હું નહિં આવું જો '
' સસરાજી બોલાવે જો '

વગેરે લોકગીત ગાઈ જે વિનોદ લે છે તેનો વિનોદ પ્રેમાનંદ કવિએ એના શ્રોતાને આપ્યો નથી. પરંતુ તેણે ગોરનું પૂજન નીચે પ્રમાણે કરાવ્યું છે, જે કાવ્યદોહન સિવાય બીજી પ્રતોમાં જોવામાં આવે છે.

ચિત્રલેખાએ ગોર શણગારી, નવસ સજા શણગાર,
ચણીઆ ચોળી ને ચુંદડી કંઠે મુક્તાફળનો હાર.
અબીલ ગુલાલ ને સુકડે, કસ્તુરીનો વાસ,
અનેક સુગંધ ઉવેખીઆ, દીપક કર્યો ચોપાસ.
જાઈ જુઈ ને માલતી, મોગરો ને મુચકુંદ,
કમળ, કરણ કે કેતકી, માંહે સેવંતા સુગંધ
પારિજાતક કેવડો, ચંપક ને ગુલાબ,
અનેક પુષ્પ અણાવીને, ભરી મેલી છાબ.
નાના વિધનાં નૈવેદ કીધાં, ભારસે બીડી પાન
ભાવે કરીને આરોગાવે, પ્રીત ઘણી મન જાન.
અગર કપૂરે કરી આરતી, ધમકે પંટનાદ
શબ્દ અતિ ઉત્તમ થાયે, થઇ રહ્યો સુંદરવાદ.
નમી નમીને લાગે પાયે, ગોરને તેણી વાર
માતા મુજને આપીએ, મન ગમતો ભરતાર.

આવા શુભ પ્રસંગે કાઠીઆવાડમાં ફટાણાં ગાવાનો, છાજીઆં લેવાનો, તથા કેડાને કૂટવાનો રિવાજ કેમ પેસો હશે! નાની વયમાંથી છોકરીઓ સારા ભરતારી મળવાના તથા પોતાનું સૌભાગ્ય કાયમ રહે તે બાબતના સ્ત્રીઓના ઇંદ્રગીમાંના અતિ મહાન વ્રતો વખતે અશુભ તથા અર્થ વિનાનું બીભત્સ ગીત ગાવે એથી તેમના મનમાં કેવી નઠારી છાપ પડે એ માતાઓએ સમજી તે જેમ બંધ થાય તેમ કરવા પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ પ્રેમાનંદના ઉપાદરણને આની સાથે ઝાઝો સંબંધ નથી.

( અપૂર્ણ. )

" ભાનુ. "

# સૃષ્ટિ-સૌન્દર્યનાં કાવ્યો.*

સૃષ્ટિ-સૌન્દર્યને પ્રકટ કરવાનું કામ કવિનું છે. એ કામ એ કેવી રીતે કરે છે તે આપણે આજે તપાસીશું.

કુદરત અને મનુષ્ય

કુદરત અને મનુષ્ય એ બે કવિતાના ખાસ વિષય છે. કુદરતના છૂપા ભેદો ખોલવાનું, મનુજહૃદયનાં ઉંડાં તત્ત્વો સમજાવવાનું, ઉભયમાં રહેલી સુન્દરતાને પ્રકટ કરવાનું કામ કવિનું છે. મનુષ્યને મનુષ્યમાં જેટલો આનન્દ મળે, મનુષ્યનો સ્વભાવ સમજવામાં એને જેટલું કુતૂહલ ઉપજે, હૃદયપારનાં પટ એકેક પછી એકેક ઉકેલતાં એને જેટલું સુખ પ્રાપ્ત થાય તેટલો આનન્દ બીજા કશામાં ન મળે, તેટલું કુતૂહલ બીજા કશાથી ન ઉપજે, અને તેટલું સુખ બીજા કશાથી ન પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. છતાં કુદરતનું પણ સ્વતંત્ર જીવન છે, તે જીવનમાં મધુરતા છે, તે જીવનને મનુષ્યજીવન સાથે સૂક્ષ્મ સમ્બન્ધ છે, અને તે જીવનમાં રહેલાં અપૂર્વ સત્યોના જેટલા અંશ મનુષ્ય સમજી શકે તેના પ્રમાણમાં તેનું જીવન તેટલું ઉચ્ચ અને સંસ્કારી બને છે એમાં સંશય જેવું નથી.

સામાન્યમાં સામાન્ય મનુષ્ય ઉપર પણ કુદરતની લીલાનાં દર્શનથી ઉંડી અસર થયા વિના રહેતી નથી. ન્હાના બાળકને પણ પ્રકૃતિના સૌન્દર્યથી આનન્દ થાય છે. શહેરનાં *જીવન કરતાં ગામડાનું જીવન ઘણી વાર વધારે પસંદ કરવામાં આવે છે તેનું કારણજ એ કે* ગામડામાં સૃષ્ટિનું સૌન્દર્ય વિશેષ જોવામાં આવે છે, અને તેથી તન અને મન ઉભયના આરોગ્યમાં વૃદ્ધિ થાય છે. શહેરમાં રહેનાર પણ કેટલાક સવાર સાંઝ નદી કિનારે કે દરિયા કિનારે ફરવા જાય છે. માણેકઠારી પૂર્ણિમાની રમ્ય રાત્રિએ ઘરમાં ગોંધાઈ રહેનારાં બૈરાંઓ પણ ઉલ્લાસમાં આવીને ખુલ્લા ચોગાનમાં ગરબા ગાય છે અને પુરુષો નદી કિનારે કે બીજે કોઈ રમ્ય સ્થળે ફરવા નીકળી પડે છે, અથવા તો સર્વ કોઈ અગાશીમાં બેસીને કલ્લોલ કરે છે. કાલિદાસના સમયમાં, ત્યાર પહેલાં અને ત્યાર પછી પણ થોડા કાળ સુધી, આપણા દેશમાં જે ઉચ્ચ પ્રકારની વસન્તપૂજા થતી તે પણ કુદરતના મનુષ્ય-હૃદય સાથના ગાઢ સમ્બન્ધની મજબૂત સાક્ષી પૂરે છે. રા. ન્હાનાલાલ પોતાના "વસન્તોત્સવ" નામના "કાવ્ય" માં એવી વસન્તપૂજાનું એક રમણીય ચિત્ર ખડું કરે છે.

---

*બે કરતાં પણ વધારે વર્ષ ઉપર લખાયલો આ લેખ અમુક દૃષ્ટિથી જોતાં અત્યારે કંઈક અસંતોષકારક લાગે તો તે સ્વાભાવિક છે. સૃષ્ટિસૌન્દર્યનાં ગુજરાતી કાવ્યોનું સમગ્ર દર્શન અથવા ઉંડી નિરીક્ષકશક્તિ-કાવ્યોના ગુણદોષની સૂક્ષ્મ પરીક્ષા-આ લેખમાં ભાગ્યેજ જોવામાં આવશે. પણ આ લેખમાં ફેરફાર કરવા જતાં લેખનું આખું સ્વરૂપ બદલી નાંખવાની જરૂર પડે એમ હોવાથી એ લેખ પ્રથમ જેવો લખાયો છે તેવા ને તેવાજ સ્વરૂપમાં વાંચક સમક્ષ રજુ કરવો એ યોગ્ય ધાર્યું છે. આધુનિક સૃષ્ટિસૌન્દર્યનાં કાવ્યોનું ઝાંખું દર્શન પણ વાંચકને જો એથી થઈ શકશે તો એ લેખ કેવળ નિરુપયોગી નથી થયો એમ ગણાશે.

મો. પ્ર. દ.

આપણે સ્હવારે વ્હેલાં ઉઠીએ છિયે ત્યારે સ્હવારની શાન્તિના સમયથી, જડ અને ચેતન સૃષ્ટિને ધીમે ધીમે ઉંઘમાંથી જાગ્રત્ થતી જોઈને, કલ્લોલ કરતાં પક્ષીઓને આકાશમાં ઉડતાં નિહાળીને, અને સુન્દર ખીલેલાં પુષ્પોની સુવાસ લેતાં આપણને કેટલો આનન્દ મળે છે! આપણે સ્હાંઝે નદીકિનારે ફરવા જઈએ છિયે ત્યારે પર્વતની ટોચ ઉપર કે ઝાડનાં ઝુંડોમાં ધીમે ધીમે અદૃશ્ય થતા સૂર્યને જોતાં, તે સમયના વિવિધ રંગને નિહાળતાં, ઉંધે માથે લટકતાં ઝાડો વગેરેનાં પ્રતિબિમ્બ તરફ નજર કરતાં, પોતાના નિવાસ તરફ પાછાં વળતાં પક્ષીઓનાં ટોળાંનો કલરવ સાંભળતાં આપણે કેટલું સુખ અનુભવીએ છિયે! ચોમાસાંના દિવસમાં 'લાગટ હેલી ઉઘડતી વખતની રચના' આપણને કેવી રમ્ય લાગે છે! એ આનન્દ ક્યાંથી મળે છે તે આપણે હંમેશાં સમજી શકતા નથી, એ સુખનું સાધન ક્યું છે તે આપણે હંમેશાં જાણી શકતા નથી, જે રમ્યતાનું આપણને ભાન થાય છે તે રમ્યતા ક્યાંથી આવી એ આપણી બુદ્ધિને અગોચર રહે છે, પણ એ આનન્દ, એ સુખ, અને એ રમ્યતાનું ભાન થોડું ઘણું પણ આપણને થાય છેજ. અને એ ભાન થતાં આપણને એ સુન્દર સૃષ્ટિના કર્તા વિષે પણ સાથે સાથે વિચાર આવે છે, અને ભક્ત હૃદયથી પરમ પ્રભુની મહત્તા સમજાતાં તેનાં ગાન તેની મેળે ગવાઈ જાય છે.

એવાં દિવ્ય ગાનોનો સંગ્રહ આપણી ઋગ્વેદસંહિતા વગેરે પ્રાચીન ગ્રન્થોમાં થયેલો છે. છેક પ્રાચીન સમયમાં પણ કુદરતના દેખાવોથી મનુષ્યનાં હૃદય પર ઉંડી અસર થયા વિના રહેતી ન્હોતી. આપણા ઋષિ-મુનિઓનાં કવિત્વપૂર્ણ હૃદયને કુદરતના

**વૈદિક કાળ**

વિવિધ પદાર્થોમાં દિવ્યતા જણાતી. ખળખળ વહેતી નદીઓમાં, વાદળ જેવડા ઉંચા પણ પાંખ વગરના ગયા હોય તેવા સ્થિર પર્વતોમાં, ફરી ફરીને આવતા પણ એકસરખા દેખાતા પ્હરોડના સમયમાં તેઓને અદ્ભુત આશ્ચર્ય ઉપજતું, અને ઉંડા ભક્તિભાવથી તે તે પદાર્થોને દેવતા કલ્પીને તેઓ તેની પૂજા કરતા. એ પદાર્થોમાં કંઈ કંઈ ગુણસામ્ય તેઓને દેખાતું ગયું તેમ તેમ તેઓએ એ દેવોના જૂદા જૂદા વિભાગ પાડ્યા. અને કાળક્રમે વિચાર આગળ વધતાં આ દુનિયાના વિવિધ પદાર્થોનો સ્રષ્ટા એક સર્વશક્તિમાન, સર્વવ્યાપક, અને સર્વનિયન્તા પ્રભુ હોવો જોઈએ એવા સિદ્ધાન્ત પર તેઓ આવ્યા. આપણા વેદના મન્ત્રોમાં અગ્નિ, વાયુ, ઇન્દ્ર, પૂષન્, પર્જન્ય વગેરેની, મરુતો, આદિત્યો વગેરેની, અને પરમ પુરુષની જે સ્તુતિઓ કરવામાં આવી છે તેમાં અનેકેશ્વરવાદ પરથી એકેશ્વરવાદ તરફ જતી તેઓના વિચારની ગતિ આપણને સ્પષ્ટ માલૂમ પડે છે. અને કુદરતની વિવિધતા, સમતા, અને સુન્દરતા નિહાળતાં તેઓના હૃદયમાં કેવા ઉંડા ભાવ ઉત્પન્ન થતા, અને તે પરથી વધારે મનન કરતાં ઈશ્વરની સત્તાનું તેઓને કેવું તીવ્ર ભાન થતું તે પણ એ મન્ત્રો પરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

ત્યાર પછીના સંસ્કૃત કાળમાં પણ કાલિદાસ, ભવભૂતિ વગેરે મહા કવિઓએ કુદરતની લીલાનાં અનેક રસિક વર્ણનો આપેલાં છે. કાલિદાસના મેઘદૂત કાવ્યમાં એવાં વર્ણનો અનેક છે, રઘુવંશ અને ઋતુસંહારમાં પણ એવાં વર્ણનો આવે છે, અને એનાં નાટકોમાં

**સંસ્કૃત કાળ**

પણ એવાં વર્ણનોનો અભાવ નથી. શકુન્તલા નાટકમાં એક સ્થળે, શકુન્તલાને સાસરે વિદાય કરવામાં આવે છે તે સમયે, વનસ્પતિને પણ મનુષ્ય તરફ સમભાવ રાખતાં કવિએ કલ્પ્યાં છે. ભવભૂતિના

ઉત્તરરામચરિતમાં પણ દણ્ડકારણ્યનું ચિત્ર આબેહૂબ અપાયલું છે. "મૃચ્છકટિક" ના નાટકમાં પણ વર્ષાકાળનાં તથા બીજાં કુદરતનાં વર્ણનોથી એક અંક રસિક થયેલો છે.

એ પ્રમાણે આપણા આર્ય દેશના પ્રાચીન ઋષિમુનિઓના હૃદયમાં કુદરતનાં દર્શનથી સૌન્દર્ય-ભાવના સતેજ થતી હતી, અને વૈદિક કાળમાં તેમજ ત્યાર પછીના સંસ્કૃત કાળમાં પણ કુદરતના વિવિધ પદાર્થો પ્રતિ તેઓના હૃદયમાં ઉંડો ભક્તિભાવ ઉત્પન્ન થતો હતો એ આપણે જોયું. વર્તમાન સ્વદેશીના સમયમાં એ વિષે એટલું વિવેચન જરૂરનું હતું. હવે આપણે એ પ્રાચીન કાળ મૂકીને વર્તમાન સાહિત્ય તરફ વળીએ. એમ કરતાં આપણને પૂર્વના અને હાલના ગુર્જર કવિઓના કુદરત તરફનાં વલણમાં આસ્માનને જમીન જેટલો અન્તર માલમ પડે છે.

ગુજરાતના ભક્ત કવિઓ

ગુર્જર ગિરાના આપણા ભક્ત કવિઓનાં હૃદય આ સંસારથી વિમુખ હતાં, સંસારનાં સઘળાં સુખ તેઓ ક્ષણિક અને મિથ્યા સમજતા હતા, સૃષ્ટિનું સૌન્દર્ય જોવાની તેઓને ઝાઝી અપેક્ષા ન હતી, આ ભૂમિના સૌન્દર્યનો અનુભવ કરવાના માર્ગમાં તેઓની રસિકતાનું વહન થયું ન્હોતું, પણ પર ભૂમિની શોધમાં-પરમ પદ પામવાનાં સાધન વિષે વિચાર કરવામાં-તેઓ તલ્લીન રહેતા હતા. આ કારણોને લીધે પ્રકૃતિ દેવીની અર્પેલી સઘળી બક્ષીસો અફળ રહી, અને પ્રકૃતિના વિવિધ પદાર્થોમાં છુપાયલાં સુન્દર સત્યો કવિઓદ્વારા જનસમાજમાં સંક્રાન્ત થવાને બદલે પ્રાકૃત જનોનાં ચક્ષુઓ પ્રકૃતિની મધુરતા જોઇ શકવાને અસમર્થ નીવડ્યાં, અને એ વિષયમાં તેઓની અવલોકનશક્તિ અને વિચારશક્તિને કેટલીક હાનિ પ્હોંચી.

ત્યાર પછીના કાળમાં અંગ્રેજી કેળવણીને પરિણામે અંગ્રેજ કવિઓની કુદરત તરફની પ્રીતિ આપણા જાણવામાં આવતાં તે કવિઓના હૃદયમાં કુદરતની લીલાના દર્શનથી ઉત્પન્ન થયેલા જૂદા જૂદા ભાવોને આપણી ભાષામાં ઉતારવાના પ્રયત્ન થવા માંડ્યા. અંગ્રેજ કવિઓની કુદરત ઉપરની ભક્તિ ઘણી સ્વાભાવિક હતી. ન્હાનપણથીજ તેઓ કુદરતના સહવાસમાં ઉછરેલા. ન્હાનપણથીજ તેઓને કુદરત સાથે મૈત્રી બંધાયલી ન્હાનપણથીજ કુદરત આગળ તેઓ ખુલ્લા દિલનો વ્યવહાર ચલાવી શકતા. ન્હાનપણથીજ તેઓની આગળ વિના સંકોચે કુદરત પોતાની છૂપી સુન્દરતા સઘળી પ્રકટ કરતી. કુદરત-સખીનાં સ્વરૂપો જુદા જુદા સમયનાં જુદાં જુદાં સઘળાં તેમને રળિયામણાં લાગતાં. એ સખી હસતી હોય કે રડતી હોય, નિર્દોષ રમત રમતી હોય કે રીસાઇને ક્રોધમાં બેઠા હોય તોપણ એ સઘળી સ્થિતિમાં એ તેમને સુન્દર જણાતી. રંગબેરંગી સાડીઓ પ્હેરતી, જાત જાતના શણગાર સજતી, વિવિધ પ્રકારના ભાવો મુખ સાથે પર દર્શાવતી કુદરત-સુન્દરી તેમનાં ચિત્ત હરી લેતી, તેમને વશ કરતી, તેમનાં હૃદય પર સત્તા મેળવતી. વળી, અમુક સ્થિતિમાં કોઇ વખતે તો એ આજાના અંગ ઉપર કંઇ જૂદુંજ લાવણ્ય આવી રહ્યું હોય એમ તેઓને લાગતું, અને એ લાવણ્યની અસર તેઓના હૃદય પરથી કદી પણ ભૂંસાતી નહીં. આથી કુદરતના વિવિધ સ્વરૂપનાં દર્શન થતાં તેમનાં હૃદયમાં આનન્દ ઉભરાતો. એ ઉપરાંત કોઇ કોઇ વખતે તો પ્રકૃતિના અમુક અમુક સ્વરૂપ તરફ એ કોમળ હૃદયોને ખાસ પક્ષપાત રહેતો. વળી કોઇને અમુક પુષ્પ ગમતું તો કોઇને બીજુંજ ગમતું. કોઇને અમુક પક્ષી તરફ પ્રેમ હોય તો કોઇને બીજુંજ પક્ષી વધારે ગમતું હોય. કોઇને આકાશ, પર્વત, સમુદ્ર વગેરે અનન્તતા, પ્રૌઢતા અને ગૌરવના ભાન કરાવનારા પદાર્થો વિશેષ ગમતા, તો કોઇને ચન્દ્રનો શીતળ પ્રકાશ ઘણો આલ્હાદક લાગતો. કોઇને

અમુક જાનવરો તરફ વિશેષ પ્રેમ ઉત્પન્ન થતો, તો કોઇને બાળકોની નિર્દોષ ચેષ્ટા જોયાથીજ અકથ્ય આનન્દ ઉપજતો. વળી, એમના સાહિત્યમાં કુદરતની સુન્દરતા પ્રકટ કરવાના, કુદરતનાં રહસ્યો સમજાવવાના પ્રયત્નોમાં ઘણી **વિવિધતા** માલમ પડે છે. આપણામાં એવું કાંઈ નથી. વર્તમાન સમયના **નર્મદાશંકર** અને દલપતરામનાં કાવ્યોમાં કેટલાંક કુદરતનાં વર્ણનો છે. તેથી પૂર્વેના **નરસિંહ** મહેતા અને પ્રેમાનંદનાં કાવ્યોમાં પણ ક્વચિત્ ક્વચિત્ પ્રકૃતિના સૌન્દર્યની ઝાંખી થાય છે. પણ મ્હોટે ભાગે કુદરત સમ્બન્ધે આપણા કવિઓનાં હૃદયમાં **સતતભાવપ્રવાહ** વહેતો ન્હોતો એમાં સંશય જેવું નથી. ઉપર દર્શાવેલાં કારણોને લીધે, અને તેની પછાડી છુપાયલાં બીજાં રાજકીય અને સાંસારિક પરિસ્થિતિનાં કારણોને લીધે, કુદરત તરફ મનુષ્યને જે સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય તેનો ઘણે અંશે અભાવ હતો, તો આવી સ્થિતિમાં તેમણે ક્વચિત્ ક્વચિત્ આપેલાં કુદરતનાં વર્ણનોમાં એવા પ્રકારની વિવિધતા ક્યાંથી હોય!

આધુનિક.

તોપણ હાલના સમયમાં એ વિવિધતાનું તત્ત્વ આપણી ભાષામાં દાખલ કરવાનો પ્રયત્ન કેટલાક કવિઓએ કરેલો છે. રા. નરસિંહરાવ ભોળાનાથ, સ્વ. કલાપી વગેરેએ વર્ડ્ઝવર્થ, શેલી વગેરેના કુદરત વિષેના વિચારો આપણી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન કીધો છે. એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે એ વિચારવાના ખાસ ઉદ્દેશથી આ લેખ લખવામાં આવ્યો નથી. અત્ર તો એ પ્રયત્નોને આધારે કુદરતની લીલાનું ભાન કવિઓ કેવી રીતે કરાવે છે તે વિષેજ કેટલુંક વિવેચન કરવાનો ઉદ્દેશ છે. સ્વદેશી વસ્તુ સારી બનાવવાનું સંપૂર્ણ સામર્થ્ય જ્યાં સુધી આપણામાં ન આવ્યું હોય ત્યાં સુધી તો પરદેશી વસ્તુનું યથાશક્તિ અનુકરણ કરીનેજ આપણે સંતોષ માનવાનો છે. આપણી પૂર્વની વિદ્યાનું બળ આપણે ગુમાવ્યું હોય છતાં પશ્ચિમની વિદ્યાનો આધાર લઇને આપણી સાધનસંપત્તિ વધારવાને બદલે આપણે તેનો તિરસ્કાર કરીએ તો તે ખરૂં સ્વદેશાભિમાન નહીં, પરતુ કેટલાક ઉદ્ધત યુવાનો ("anarchists") ના જેવું દુરભિમાન જ કહેવાય, અને તેથી આપણને લાભ નહીં, પણ અનેક પ્રકારે હાનિજ થાય એ તો ખુલ્લુ છે. માટે, પરદેશી કવિતાનો તિરસ્કાર ન કરતાં તેના તરફથી મળી શકે એટલો લાભ લેવો એમ સમજીને આપણા દેશી કારીગરોને હાથે બનેલા માલને આપણે તપાસીશું.

"કુદરત અને મનુષ્ય"

કુદરત અને મનુષ્ય એ બેનો પરસ્પરનો સમ્બન્ધ કેવા પ્રકારનો છે તે વિશિષ્ટ રીતે સમજાવવાનો પ્રયત્ન કલાપીએ પોતાના બે કાવ્યોમાં કરેલો છે. એકમાં—"કુદરત અને મનુષ્ય" એ નામના કાવ્યમાં—કવિએ વર્ડ્ઝવર્થના કુદરત વિષેના વિચારો સુશ્લિષ્ટ પંક્તિઓ રચીને આપણી ભાષામાં ઉતાર્યા છે. પક્ષીઓમાં અને પુષ્પોમાં હર્ષનો ભાવ કેવો ઉછળતો જણાય છે તે વિષે વર્ડ્ઝવર્થના વિચારો ઉતારીને કવિ પોતે ઉમેરે છે કે પ્રકૃતિના વિવિધ પદાર્થોમાં જેવો હર્ષ છે તેવી સહાનુભૂતિ પણ છે. જેને આપણે જડ ગણીને તુચ્છકારી કાઢીએ છિયે તેમાં મનુષ્યના જેવી હૃદયની જડતા નથી જણાતી. તેમાં પ્રણય છે, કરુણા છે, રતિ છે તો તેને જડ કેમ કહેવાય? મનુષ્યની સાથે પણ પ્રકૃતિના પદાર્થો સમભાવ રાખે એ સ્વાભાવિકજ છે. કાલિદાસે મેઘદૂત કાવ્યમાં મેઘની સાથે પોતાની પ્રિયાને જે સન્દેશો કહાવ્યો

હતો તે તેણે કહેલાજ હશે. એ કવિ કુદરતનો બાન્ધવ હતો. એ સંસારનાં સ્વાર્થપરાયણ પ્રાકૃત મનુષ્યો શું સમજી શકે ? અહા ! કુદરતના અને મનુષ્યના પન્થમાં કેટલો અન્તર છે!

> " અહા ! કેવા પન્થે કુદરત કરે છે ગતિ, અને–
> અરે ! કેવા પન્થે કુદરત તણાં બાલક ભમે !
> વિચારી વિચારી મમ દિલ બને ભસ્મ સળગી,
> અરેરે ! જે રીતિ જન પ્રતિ ચલાવે જન અહીં ! "

બીજું " મનુષ્ય અને કુદરત " નું કાવ્ય

> " ઘડી છોડી દેને ધડમથલ ત્હારા જગતની "

એ પંક્તિથી શરૂ થાય છે, જે વર્ડ્સ્વર્થની નીચલી પંક્તિઓનું સ્મરણ કરાવ્યા વિના ભાગ્યેજ રહેશે:—

> " Up ! up ! my Friend, and quit your books ;
> Or surely you'll grow double:
> Up ! up ! my Friend, and clear your looks ;
> Why all this toil and trouble ? "

ત્યાર પછીના વિચારો પણ વર્ડ્સ્વર્થના કાવ્ય પરથીજ સૂઝેલા જણાય છે:—

> " Sweet is the lore which nature brings."

એ ભાવનો નીચલી પંક્તિઓમાં વિસ્તાર થયો છે:

> " ઝુલન્તા વૃક્ષોથી અમર રસનાં બિન્દુ ઝરશે,
> વળી દૈવી વાતો ચકલી બુલબુલી ત્યાં કહી જશે;
> કુમારી કન્યા એ કુદરત તને ત્યાં પરણશે,
> અને બન્ને વચ્ચે રુચિર કિરણો કૈંક પડશે. "

ત્યાર પછીની પંક્તિઓમાં વિજ્ઞાનવાદીને કંઈક અરુચિકર લાગે એવો ભાવ પ્રકટ થયો છે:

> " લુખી ઉદ્‌ભિદ્ વિદ્યા, સકી સકી વળી ઔષધી બધી
> જહીં સુધી તેની કૃતિ જનસ્વભાવે નવ મળી;
> 'અહીં આ ઉગે ને તરુ વળી અહીં આ ન ઉગતું'
> કવિતા વિના એ મુજ દિલ ગણે શુષ્ક સઘળું. "

અહીં વિજ્ઞાન અને કવિતા એ ઉભયની પ્રવૃત્તિ પ્રકૃતિના પદાર્થો તરફ કેવી રીતની થાય છે એ વિષે કંઈક કહેવું પ્રાપ્ત થાય છે. વિજ્ઞાન અમુક વસ્તુને લઈને તેનું પૃથક્કરણ કરે છે; છૂટક છૂટક કકડા કરીને તે દરેક કકડાનું બારીક રીતે અવલોકન કરે છે. કવિતાનો વ્યાપાર એથી ઉલટાજ પ્રકારનો છે. કવિ વસ્તુના સમગ્ર સ્વરૂપની સુન્દરતા નિહાળે,

વિજ્ઞાન અને કવિતાનો સમ્બન્ધ

છે, તે વસ્તુથી પોતાના હૃદય ઉપર શી અસર થાય છે તે જણાવે છે, અને તે વસ્તુને મનુષ્યનાં હૃદયની સાથે અને વિશ્વની સાથે શો સમ્બન્ધ છે તે પણ વિચારે છે. વિજ્ઞાન અને કવિતાની વચ્ચે વિરોધ છે એમ કેટલાકનું માનવું છે. વિજ્ઞાનની વૃદ્ધિ થતાં કવિતાનો ક્ષય થયા વિના રહે નહીં એમ એક વિદ્વાને કહ્યું છે. કવિતાના વિકાસને માટે જે આશ્ચર્યનો ભાવ જરૂરનો છે તે વિજ્ઞાનથી નષ્ટ થાય છે એમ કહેવામાં આવે છે. પણ તે વાસ્તવિક લાગતું નથી. "સૃષ્ટ વસ્તુઓમાં કવિને પ્રથમ દર્શને જે ચમત્કાર લાગે છે, કવિ-હૃદયમાં જે સૌન્દર્ય-ભાવના જાગે છે તે વિજ્ઞાનથી નષ્ટ થતી નથી, પણ વધારે ખીલે છે. જે આશ્ચર્યમાં એની કવિતાનું મૂળ છે તે આશ્ચર્ય લુપ્ત થતું નથી, પણ દ્વિગુણું બને છે."* વિજ્ઞાનની વૃદ્ધિ થતાં કવિતાના વ્યાપારનો પ્રદેશ સંકુચિત થતો નથી, પણ વધારે વિસ્તીર્ણ થાય છે. વિજ્ઞાનની શોધો કવિ-હૃદય વધારે પ્રસિદ્ધ અને ચમત્કારભરી બનાવે છે એ સત્યને માટે જો આપણી ગુર્જર કવિતામાંથી ઉદાહરણ જોઈતું હોય તો તે રા. નરસિંહરાવના "ગંગા" એ નામના કાવ્યમાંથી જડી આવશે.

એ પ્રમાણે કવિતા અને વિજ્ઞાન વચ્ચે વૈર નહીં, પણ ઉપકાર્યોપકારક ભાવ છે. ઉભય એક બીજા ઉપર ઉપકાર કરે છે. "ઉદ્ભિદ્ વિદ્યા" (Botany) કે બીજી કોઈ પણ વિદ્યા સ્વતંત્ર રીતે લુખી લાગે છે. "આ ઝાડ અહીં ઉગે ને તહીં ન ઉગે" એ જ્ઞાન એમનું એમ તો શુષ્કજ લાગે. પણ જ્યારે કવિની વિશાળ દૃષ્ટિથી તે તે પદાર્થ તરફ જોવામાં આવે, જનસ્વભાવની સાથે જ્યારે તેનો સમ્બન્ધ જોડવામાં આવે, તેની સુન્દરતાનું ખરૂં રહસ્ય જ્યારે સમજવામાં આવે ત્યારે વિજ્ઞાનથી નવું બળ મેળવીને કવિતા વધારે બળવતી થાય છે, અને વિજ્ઞાનના વિષય બનેલા પદાર્થમાં જાણે નવું ચૈતન્ય ન આવતું હોય તેવો અનુભવ થાય છે. માટેજ કલાપી સૃષ્ટિ તરફ કવિ-નયનથી જોવા આપણને વીનવે છે.

> "અરે! એ સૃષ્ટિને કવિનયનથી જો ઘડીક તું,
> જનોના આત્માનો કુદરતથી સમ્બન્ધ કર તું;
> મજા તેની તો લે, હૃદય કર વિસ્તીર્ણ કુમળું,
> અને એ ઉર્મિમાં ડુબી પડ ઝુકાવી જિગર તું."

ત્યાર પછી કવિ કુદરતની મજા લેવાનો માર્ગ ઉત્સાહથી વર્ણવે છે, અને એ માર્ગથી હૃદયમાં જે ચમત્કારી જીવન વહશે તેનું પણ ભાન કરાવે છે.

(અપૂર્ણ.)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

* સંવત્ ૧૯૬૪ ના જ્યેષ્ઠ માસના વસન્તમાં પ્રસિદ્ધ થયેલા "સાહિત્યકળા" એ નામના મ્હારાજ લેખમાંથી આ વાક્ય લીધેલું છે.

# ચર્ચાપત્ર.

' વસન્ત ' ના તન્ત્રી સાહેબ,

વિ. વિ. ભાદ્રપદ સં. ૧૯૬૭ ના ' વસન્ત ' ના અંકમાં એક * ચર્ચાપત્રીના લેખને અન્તે આપે મૂકેલી ટિપ્પણીમાં મ્હને મિત્રભાવે સૂચના કરી છે કે રા. મોહનલાલ પાર્વતીશંકરના ' અન્યાવલોકનકલા ' વિશેના લેખનો પ્રશ્ન બાજુ ઉપર મૂકી હાસ્યરસની સામાન્ય મીમાંસા કરવી. આ મિત્રભાવની સૂચના ખરેખરી લક્ષ્યાવનારી જ છે, અને સમય અને શક્તિ અનુકૂળ હોત તો તેમ કરવાનું મન મ્હને થયું પણ ખરું. પરંતુ મ્હારા કરતાં વધારે યોગ્યતાવાળા એક વિદ્વાન્ મિત્રે એ મીમાંસા લખવાનો વિચાર કર્યો છે—અને જાણ્યામાં લખાણ આરમ્ભ્યું પણ છે—એમ માલુમ પડવાથી હું મ્હારા ગજા ઉપરાંતના એ કાર્યમાંથી પાછો હઠું તો ક્ષમા આપશો.

રા. મોહનલાલના પ્રસ્તુત નિબન્ધ વિશે મ્હેં મત બાંધ્યો અને બતાવ્યો તે વિશે કેટલોક આવશ્યક ખુલાસો આપું તો ત્હમારી સૂચનાનો ભંગ થયો નહિં ગણો એમ આશા છે. એ નિબન્ધ વિશેનો મ્હારો અભિપ્રાય, મ્હારો અંગત સંબન્ધ અલ્પાંશે પણ એ નિબન્ધમાં આવ્યા તે લીધે, રખેને ન્યાયદૃષ્ટિથી અયોગ્ય જણાય એમ હોય, એમ ધારીને રા. મોહનલાલની તરફ સદ્‌ભાવ રાખનારા કેટલાક તટસ્થ મિત્રોની જોડે મ્હેં વાત ચર્ચી જોઈ. હેમાંના સર્વના અભિપ્રાય મ્હારા મતને મળતા જ આવ્યા. હેમાંના કોઇ પણ મ્હારા ' ભક્ત ' કે મ્હારું ગાયું ગાનારા ન્હોતા. ( હેવા કોઇ હજી મ્હને મળ્યા જ નથી એ આનન્દની વાત છે ! ) હેમાંથી એક જણને મ્હેં પૂછ્યું કે—ત્હમારો અન્તઃકરણનો શો મત છે ? એ નિબન્ધ સાહિત્યપરિષદ્‌ના ગૌરવને છાજનારો હતો ? હેમણે તરત કહ્યું:— " Certainly not. " અને સાહિત્યપરિષદ્‌માં એ સ્વીકારાવો જોઇતો ન્હોતો, flippant છે, એમ સ્પષ્ટ રીતે હેમણે કહ્યું. આમ મ્હારાથી અનેક વિષયમાં ભિન્ન વૃત્તિ અને અભિપ્રાયો વાળા અનેક મિત્રો જોડે મતતુલના કરીને મ્હારા મતની ખાતરી મ્હેં કરી જોઈ હતી.

એક બે વિશેષ વાતો—ખાસ મહત્ત્વની—ઉમેરવાની જરૂર છે. રા. મોહનલાલે પ્રસ્તુત નિબન્ધ કોઇ માસિકમાં પ્રગટ કર્યો હોત તો જુદી વાત હતી; પરંતુ સાહિત્યપરિષદ્ જેવા મંડળમાં હેને સ્થાન આપવામાં એ મંડળની ઉચ્ચ ભાવના અને ગૌરવને કાંઇક ક્ષતિ પ્હોંચે એમ છે, એ સૂક્ષ્મ ભેદ—સૂક્ષ્મ નહિં, પણ ઉઘાડો ભેદ—ત્હમારા ચર્ચાપત્રીના લક્ષમાં

---

* એ ચર્ચાપત્રનો સવિસ્તર ઉત્તર આપવાનું હું યોગ્ય ધારતો નથી. સૌજન્યના નિયમોનો આદર કરીને તથા વાજબી દલીલો દર્શાવીને લખાયલા લેખને જ એ પ્રકારનું માન આપી સકાય;—વૃથા ગાલીપ્રદાન અને ધમકીઓને નહિં !

રહ્યો નથી જણાતો. તેમ જ પ્રસ્તુત નિબન્ધનો વિષય 'ગ્રન્થાવલોકનકલા'નો છે, છતાં હેમાંની અનેક વાંધા ભરેલી ટીકાઓ 'ગ્રન્થાવલોકન'ને નહિં પણ વાદવિવાદ ઇત્યાદિને અનુલક્ષનારી જ છે. આ કારણથી જ ગ્રન્થાવલોકન જેવા પૂજ્ય વિષયને પણ આકસ્તું અપમાન થયું છે.x

પ્રસ્તુત નિબન્ધમાં મ્હારા ઉપર જ આક્ષેપો વ્યઙ્ગ્ય રૂપે મૂક્યા છે એમ નથી; "કેટલાંક સહૃદયતાનાં પૂતળાંઓ મિથ્યાવાદ કરશે કે", "કેટલાક પંડિતમન્યો કહેશે કે," ઇત્યાદિ વચનો વાદવિવાદના લેખોમાં પણ મ્હારે હાથે વપરાયાં નથી. અને ખરું જોતાં તો હાવાં વચનો પ્રસ્તુત નિબન્ધમાં અન્ય વાસ્તવિક કે કલ્પિત જનોને આરોપાયાં છે તે મ્હારો મત બંધાવામાં અનેકમાંનું એક સાધન હતું. તેમ જ, રા. રમણભાઈ, રા. ન્હાનાલાલ દલપતરામ કવિ ઇત્યાદિ લેખકો ઉપર પણ જણાઈ આવતા આક્ષેપો એ નિબન્ધમાં નજરે પડે છે; તે પણ મ્હારા અભિપ્રાયને કારણભૂત થયા છે.

પ્રસ્તુત નિબન્ધમાં 'હાસ્ય રસ' છે કે નહિં તે વિશે ભ્રમનો નાશ થવા માટે ત્રીજી પરિષદ્‌માં મ્હારે હાજરી આપવી જોઇતી હતી એક સૂચના કરવામાં આવી છે. કોઈ પણ લેખના ગુણદોષની પરીક્ષા માટે આ પ્રકારના ઉપાયનું સેવન અપૂર્વ જ જણાશે. પરંતુ 'હાસ્ય' અને 'હાસ્યરસ' એ બે વચ્ચે આસમાન જમીનનો ભેદ છે એ રસમીમાંસકોથી અજાણ્યું નથી. અને ત્રીજી પરિષદ્‌માં હાજરી આપનારા રા. મોહનલાલના જ મિત્રોથી એટલું તો મ્હેં જાણ્યું છે કે હેમનો પ્રસ્તુત નિબન્ધ પરિષદ્‌માં વંચાયો તે વખત હસાહસ ઉત્પન્ન થઈ હતી તે-એ મિત્રોના જ શબ્દ વાપરી કહું છું કે-પરિષદ્‌ના ગૌરવને ન છાજતી કેવળ buffoonery (ભાંડભવૈયાની રીતિ) નું જ દર્શન કરાવનારી હતી. આ વિશે વધારે ટીકાની આવશ્યકતા નથી.

હ્‌મારા ચર્ચાપત્રીએ, એક બે સ્થળે મ્હારી કને ખુલાસા માગ્યા છતાં, મ્હને મૌન ધારણ કરવાથી આજ્ઞા કરી છે, અને તેમ નહિ કરું તો બહુ બહુ ભયંકર ધમકી પણ આપી

x ટીકાકાર અથવા ગ્રન્થવિવેચક તરીકેના મ્હારા કોઈ પણ લેખમાં મ્હેં કદી પણ ના વાપરેલાં વચનાદિકનો આરોપ મ્હારા ઉપર પ્રસ્તુત નિબન્ધમાં થયો છે. વાદવિવાદને પ્રસંગે વાપરેલા કેટલાક શબ્દો ગ્રન્થાવલોકનમાં સમજ્યા છે.

'કર્ણદોષ' શબ્દના પ્રયોગનો ખરો ઇતિહાસ જોનારને જણાશે કે મ્હેં તે ગાલીપ્રદાનરૂપે વાપર્યો જ ન્હોતો. પ્રતિપક્ષીએ પોતે જ પોતાનો કર્ણદોષ હોવાનો પક્ષ કલ્પ્યો હતો ત્હેના ઉત્તરમાં જ અને સૂક્ષ્મ ઉચ્ચારણના પરીક્ષણની સ્વાભાવિક અશક્તિના અર્થમાં જ શુદ્ધ બુદ્ધિથી એ શબ્દનો પ્રયોગ મ્હેં કર્યો હતો. આ ખરો ઇતિહાસ જાણ્યા પછી સુજ્ઞોને સત્યદર્શન થયા વિના નહિં રહે.

છે. છતાં પણ એ શુભ સ્થાનમાં રહીને હુમલો કરનાર સજ્જનની એ અનાદર કરવો પડ્યો છે તેથી હેમની ક્ષમા માગું છું. મ્હારે આશ્વાસન આ સમયમાં સાહિત્યના ક્ષેત્રમાં bully ~~down~~ (જોર જબરીની ડ્હડાઈ) હજી સૂઝી તો નથી.

અમદાવાદ
તા. ૨ જી ઑક્ટોબર
૧૯૧૧

આપનો સેવક,
નરસિંહરાવ ભોળાનાથ.

---

# સાક્ષરશ્રી નરસિંહરાવ અને જોડણી.

આ માસિકના આષાઢના અંકમાં "સાક્ષરવર્ગોને વિજ્ઞાપના" કરી કે આપણી પ્રિય માતૃભાષાના લેખન સંબન્ધી હાલની વિચિત્ર અવ્યવસ્થા દૂર કરવાને સાક્ષરવર્ગોએ સઘ એક મત થવું જોઈએ; અને એકતાને અર્થે પોતપોતાના અત્યાગ્રહો મૂકી દેવા જોઈએ. પરંતુ આ વિજ્ઞાપના જેટલી ઇષ્ટ છે તેટલી સફળ થશે કે નહિ એ શંકાસ્પદ છે. વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં જણાય છે કે કોઈને પોતાનો અભિપ્રાય તજી દેવો ગમતો નથી, પણ સમસ્ત ભાષાનું અને ઊછરતા લેખકોનું જો શ્રેય સધાતું હોય તો અમુક વ્યક્તિને કાંઈક ખમવું પડે એ અનિષ્ટ લાગતું નથી.

પ્રસ્તુત લઘુ લેખમાં આપણા સાક્ષરવર્ગોમાંના એકને ઉદ્દેશીને લખવાનું ધાર્યું છે; કારણ કે રા. નરસિંહરાવે જોડણીના વિષયમાં ઘણું મંથન કર્યું છે એ સર્વકોઈ સ્વીકારે છે, અને વળી એ વિષય એમને "અતિપ્રિય" છે.

ઉચ્ચારાનુસાર લેખન સાક્ષરશ્રી નરસિંહરાવને[1] બહુ પ્રિય છે. એ વિષે એક વિદ્વાનનો અભિપ્રાય નીચે ટાંકું છું:—

"Mr. Hartley Coleridge, who inherits the genius of his father, is incorrect in mentioning me with a set of people (Elphinstone and Mitford at the head of them) who attempt to spell every word as we pronounce it. When,

---

[1] આ છૂટને માટે રા. નરસિંહરાવ તો મને ક્ષમા આપશે જ; કેમકે અન્ય પુરુષોનાં નામ તેઓ પોતે લખતા હોય તેમ નહિ પણ આપણી મરજીમાં આવે તેમ લખવાં એવું એમણે પોતે જ શિખવ્યું છે.

in the name of God, is there in common between these folks and me? Certainly not this folly: no such idea ever entered my head."—Walter Savage Landor.

ઉચ્ચારાનુસાર લેખનથી રા. નરસિંહરાવના લેખો ઘણે સ્થળે આંખને અણગમો ઉપજાવે એવા, કૃત્રિમ રીતે લખાએલા શબ્દોથી ભરપૂર હોય છે; અને તે એટલે સુધી કે કેટલાંક માસિકોમાં ગુપ્ત નામથી આપેલા લેખો એમના જ છે એમ નિઃસંશય લાગે છે. ઉચ્ચારાનુસાર લેખનમાં તેઓ પોતે સંપૂર્ણ રીતે સફળ થયા નથી એ નીચે દર્શાવાશે; પણ એક મોટું અનિષ્ટ પરિણામ એ થયું છે કે એમની પદ્ધતિને અનુસરતા કેટલાક વિચારમૂઢ ઊછરતા લેખકો અર્ધદગ્ધ દશામાં રહ્યા છે. આ સ્થિતિને માટે જવાબદાર કોણ?

જેમ બોલીએ છીએ તેમ જ આપણે લખવું જોઇએ;—આ રા. નરસિંહરાવનો સિદ્ધાન્ત છે. 'શકવું' ને બદલે 'સકવું,' 'શીખવું' ને બદલે 'સીખવું' (આ શબ્દ ઘણુંખરું પદ્યમાં વપરાય છે) એમ પોતે શી રીતે બોલી શકતા હશે એ વિચાર ક્ષણભર આપણને આશ્ચર્યમાં ગરક કરી દે છે. કદાચ કબૂલ કરીએ કે તેઓ પોતે 'હું આ કામ કરી સકીશ' 'મેં શબ્દ સુણ્યો' એમ (કૃત્રિમ રીતે પણ) બોલતા હશે; પરંતુ એટલા ઉપરથી સામાન્ય નિયમ શી રીતે બાંધી શકાય કે આખી ગુજરાતી પ્રજાએ 'સકવું,' 'સુણવું' એમ બોલવું જ જોઇએ? તાલવ્ય 'શ'ને દન્ત્ય 'સ' ઉચ્ચારવાની ટેવવાળા સુરત તરફના લોકો પણ 'સકવું' અથવા 'સુણવું' એમ બોલતા કદી પણ સાંભળવામાં આવ્યા નથી. પણ રા. નરસિંહરાવ કહે છે કે આપણને 'શકવું' એમ ઉચ્ચારવાની ખોટી ટેવ પડી છે, અને પ્રાકૃતદ્વારા આવેલો 'સકવું' એવો ઉચ્ચાર જ ખરો છે.§ એક વખત ઉચ્ચારાનુસાર લેખન, અને એક વખત પ્રાકૃતદ્વારા લેખન એમ પરસ્પર વિરુદ્ધ સિદ્ધાન્તો તેઓ સ્વીકારે છે. મૂળ સંસ્કૃત પ્રમાણે શકાર બોલાવો જોઇએ એ નિઃસંશય છે. લેખનપદ્ધતિ ફેરવી શકાય ખરી, પણ લોકોના ઉચ્ચાર કોઇથી પણ ફેરવી શકાય જ નહિ. સં. ગુર્જર ઉપરથી પ્રાકૃતદ્વારા આવતા 'ગુજરાતી' શબ્દને હ્રસ્વ ઉકારથી લખીને તેમના સિદ્ધાન્તનું ખંડન તેઓ પોતે જ કરે છે!

ઉચ્ચારાનુસાર લેખન અશક્ય છે એ સાક્ષરશ્રી નરસિંહરાવની જ લેખન પદ્ધતિપરથી જણાય છે. 'જ્હારે,' 'ત્હારે' એમ તેઓ લખે છે; પણ 'કો'ને,' 'જે'ને,' 'જો'ણું' એમ તેમને લખવું પડે છે. આ શબ્દોમાં હકાર બોલાતો હોય તો તે પ્રથમના વ્યંજનમાં જ ભળેલો હોવો જોઇએ; પ્રથમ એકાર્ પછી હકાર બોલાય છે એમ કહેવું તદ્દન અવાસ્તવિક છે. અંગ્રેજીમાં અપાસ્ટ્રોફિનો આવે સ્થળે એવો અર્થ હોય છે કે ત્યાં એકાદ અક્ષરનો અધ્યાહાર છે. પ્રથમ એકાર્ પછી હકારનો અધ્યાહાર તેઓ સમજતા હોય તો તે 'કેહને', 'જેહને' એમ લખી શકાય; પણ આવો પ્રયોગ સંભવે જ નહિ. તેથી એમની પદ્ધતિ આ બાબતમાં અર્થહીન ભાસે છે. 'સ્હો' એમ તેઓ લખે છે તે પ્રમાણે તેઓ એ શબ્દ ઉચ્ચારતા હશે?

§ એમના ૧૮૮૮ ના નિબન્ધમાં "શોભ (વું)' એ શબ્દ તત્સમ ગણેલો છે (પૃ. ૪). તો 'શકવું' તત્સમ કેમ નહિ? શામાટે તદ્ભવ?

સંસ્કૃત અને ગુજરાતી–બન્ને ભાષાના વાચકને તદ્દન અપરિચિત એવું એક વિચિત્ર લેખન પણ એમણે જ શોધી કાઢ્યું છે. સંસ્કૃત 'પુરુષ:' અને ગુજરાતી 'ખાઈ' એ બન્ને શબ્દોમાં લેખાતા 'રુ' અને 'રૂ' થી જુદું જ (ષષ્ઠં તૃતીયમ્) 'રુ' એમણે શોધી કાઢ્યું. આવી નિરુપયોગી વિચિત્રતાથી વિહરવાથી શો આનન્દ મળતો હશે ? 'મ્હારુ', 'હમારુ' એમ નહિ લખતાં, 'મ્હારું', 'હમારું' એમ તેઓ લખે છે એ સર્વને વિદિત છે.

'વાંચવા સારૂ પુસ્તક હાથમાં લીધું' આવા પ્રયોગોમાં રા. નરસિંહરાવ 'સારું' એમ અનુસ્વારસહિત લખે છે એનો મર્મ પણ કળી શકાતો નથી. ઉદાહરણ તરીકે, "* એમાં નામ માટે શા સારૂ થતી મરવું?" (એમનો 'જોડણી' નો નિબન્ધ, પૃ. ૭૩).

એમના લેખો પરથી સ્પષ્ટ જણાય છે કે સંસ્કૃત શબ્દો વાપરવાને માટે એમને કોઈ જાતનો વાંધો નથી; છતાં 'પ્રકટ' એવું શુદ્ધ સંસ્કૃત રૂપ ન લખતાં તેઓ હમેશાં 'પ્રગટ' લખે છે. એમના લેખોમાં એક પણ વખત 'પ્રકટ' શબ્દ જડતો નથી, તેથી અનુમાન થાય છે કે એમણે 'પ્રકટ'નો અનાદર કરી ગુજરાતી રૂપ 'પ્રગટ' સ્વીકાર્યું હશે. તે જ પ્રમાણે 'વિષે' ને બદલે તેઓશ્રી હમેશાં 'વિશે' એમ તાલવ્ય શ લખે છે. સંસ્કૃત 'વિષયે' ઉપરથી 'વિષે' એમ થયું હોય એવું જણાય છે; તો મૂર્ધન્યને બદલે તાલવ્ય શકાર શી રીતે થયો તે સમજાતું નથી. પરંતુ, આ બાબતમાં અન્ય સાક્ષરવર્ય રા. કેશવલાલભાઈનું એમને અનુમોદન છે. તેઓ પણ 'વિશે' લખે છે.

વળી રા. નરસિંહરાવ જેવા સંસ્કૃત ભાષાના પ્રૌઢ વિદ્વાન 'માન્યતા' + જેવા શુદ્ધ સંસ્કૃત શબ્દને ગુજરાતીમાં ખોટી રીતે વપરાતા અર્થમાં વાપરે છે એ પણ સમજાતું કઠણ છે. (ચાલુ વર્ષનું વસન્ત, માઘ, પૃ. ૪૫; અને જ્યેષ્ઠ, પૃ. ૨૧૧.)

ઉપર કહ્યા પ્રમાણે જોડણીનો વિષય રા. નરસિંહરાવને 'અતિપ્રિય' છે, અને એટલા જ માટે એમને ખાસ ઉદ્દેશીને કાંઈક લખવાનું મન થયું. આ ઉલ્લેખમાં બતાવેલી વિષમતા યથાર્થ છે કે નહિ એનો નિર્ણય કરવો વાચકને જ સોંપવો જોઈએ. પણ, "વિદ્વાનો પાસેથી જેટલું શિખાય તેટલું શીખી લેવું" એવી બુદ્ધિથી ઉપર જે કાંઈ લખાયું છે તે સર્વ શુદ્ધ હૃદયથી જ લખાયું છે એવું સુજ્ઞ વાચક સ્વીકારશે તો આભાર થશે.

અમદાવાદ,
તા. ૨૦–૮–૧૧.

સાકરલાલ અમૃતલાલ દવે.

---

* અન્યના લેખમાંથી ઉતારો કરવો તે આપણી જોડણી પ્રમાણે કરવો;–આવો રા. નરસિંહરાવનો સિદ્ધાન્ત છે. તેથી આ છૂટ પણ ક્ષમ્ય ગણાશે એવી આશા છે.

+ मकरन्दतुन्दिलानामरविन्दानामयं महामान्यः ।

તા. ક.

ઉચ્ચારાનુલેખન માટે રા. નરસિંહરાવનો આગ્રહ સુવિદિત છે. તેની વિરુદ્ધ હૅન્ડોર નામના અંગ્રેજ વિદ્વાનનો અભિપ્રાય ઉપર ટાંક્યો છે. પણ આ સંબન્ધમાં એમ કહેવામાં આવ્યું છે કે " સંસ્કૃતમાં બોલવું તેવું જ લખવું એવો જે નિયમ જોવામાં આવે છે તે જ ગુજરાતીમાં પ્રવર્તે છે " (આષાઢનો અંક, પૃ. ૨૮૭, તન્ત્રી સાહેબની ફુટનોટ). સંસ્કૃતમાં પણ ઉચ્ચારાનુલેખન સર્વત્ર છે કે નહિ એ વિષે મને કંઇક શંકા છે. એક બે ઉદાહરણથી મારો અભિપ્રાય સ્પષ્ટ સમજાશે:—

' चञ्चल ' ( અથવા ' चंचल ' ) એ સંસ્કૃત શબ્દમાં અનુનાસિક તાલવ્ય જ છે એમ વ્યાકરણ જાણનારાઓ કબૂલ કરશે જ. લખાય છે તાલવ્ય, પરંતુ તાલવ્ય બોલાય છે ખરો ? વિદ્વાનો પણ ' चञ्चल ' એમ તાલવ્ય અનુનાસિક નહિ બોલતા સાંભળ્યા છે, નીચેના વાક્યમાં—

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।

ભગવાન્ પાણિનિના વખતમાં પણ ' चञ्चल ' એમ તાલવ્યઅનુનાસિકસહિત એ શબ્દ ( અને એના જેવા બીજા શબ્દો ) ઉચ્ચારાતા હશે કે કેમ એવી શંકા કરવામાં ધૃષ્ટતા નહિ ગણાય.

બીજું ઉદાહરણ—ऋतु, कृष्ण, વગેરે શબ્દોમાં હ્રસ્વ ऋકારનો શો ઉચ્ચાર ? ઉત્તર હિન્દુસ્થાનના લોકો ' अनृतम् ' નો ઉચ્ચાર ' अनितम् ' કરે છે; અને આપણા તરફના પંડિતો પણ ' नरुतम् ' કરે છે ! ખરો ઉચ્ચાર આ બે ઉચ્ચારોની કંઇક વચમાં છે એમ મનાય છે. તો પછી, સંસ્કૃતમાં પણ ઉચ્ચારાનુલેખન ક્યાં રહ્યું ? તેવી જ રીતે ' क्लृप्त ' માં ऌકારનો ઉચ્ચાર શો ?

આ બધી ગઇગુજરી વાત કરી, પણ હવે વર્તમાન સ્થિતિ પર આવીએ:—ગુજરાતીમાં બોલીએ તેવું લખી શકાય કે નહિ તેનો વિચાર કરીએ. મારા અલ્પ વિચાર પ્રમાણે તો ગુજરાતી વા અંગ્રેજીમાં ઉચ્ચારાનુસાર લેખન શક્ય નથી, અને તેથી જ ઉપર અંગ્રેજ વિદ્વાનનો મત ટાંક્યો છે. ઉદાહરણ તરીકે, ' કુતરો ' એ ગુજરાતી શબ્દમાં અકારસહિત ત બોલાતો નથી, તેમ જ કેવળ અકારરહિત પણ બોલાતો નથી; અર્થાત્ કુત્તો એમ પણ બોલાતું નથી અને કુત્રો એમ પણ બોલાતું નથી. ખરો ઉચ્ચાર કંઇક બન્નેની વચ્ચે થાય છે. તેમ જ ' ગાયમાતા ' જેવા શબ્દોમાં અકારસહિત ય બોલાતો નથી, અને ' ગાય્માતા ' એમ લખીએ તો મૂર્ખમાં ખપીએ.

જોડણીની ચર્ચા સંબન્ધે આટલું જ લખી ગયા અંકમાં તન્ત્રી સાહેબે કરેલી યોગ્ય સૂચનાને માન આપી અત્ર વિરમું છું.

અમદાવાદ.
સંવત્ ૧૯૬૮,
પ્રબોધની એકાદશી.
તા. ૨-૧૧-૧૧.

સા. મ. દ.

***અપવાદ હોય તેટલાથી ઉત્સર્ગ તે ઉત્સર્ગ મટી જતો નથી,—ઉલટું, અપવાદ ઉત્સર્ગને વધારે વ્યક્ત કરે છે. બોલવું તેવું લખવું એ સામાન્ય નિયમ ઉપર સંસ્કૃત ભાષાની જોડણી રચાએલી છે અને જેમ બોલવામાં ફેર પડતો હતો તેમ લખવામાં પણ એનું પ્રતિબિમ્બ ઝીલાતું હતું. આથી એક જ શબ્દના ઉચ્ચારની વિભાષાથી જોડણીમાં વિકલ્પ ઉપજતો. પાણિનિનો વિકલ્પ માટેનો 'विभाषा'—શબ્દ જ આ વાતનો ઉત્તમ પુરાવો છે. અંગ્રેજીમાં વસ્તુસ્થિતિ જુદી છે: ત્યાં, ઉચ્ચાર કરતાં વ્યુત્પત્તિનું વિશેષ અવલંબન થાય છે, અને તેથી ઉચ્ચાર ફર્યા છતાં પણ વ્યુત્પત્તિ ઉપર રચાએલી જોડણી સ્થિર રહે છે. એક તરફ સંસ્કૃત અને ગુજરાતી અને બીજી તરફ અંગ્રેજી—એ બેની જોડણીની પદ્ધતિ વચ્ચે આ તાત્ત્વિક ભેદ છે એ બતાવવાનો અમારો ઉદ્દેશ હતો. અને તે વાક્યસન્દર્ભ જોતાં કોઇને પણ સહજ પ્રતીત થાય એવો છે.

ऋ ऌ જ નહિ પણ બીજા કેટલાક વર્ણોના પ્રાચીન ઉચ્ચાર પણ અત્યારે લુપ્તપ્રાય થયા છે, પણ તેટલાથી સંસ્કૃત ભાષાનું લેખન તે ઉચ્ચારાનુસારી લેખન નથી એમ નહિ કહી શકાય. સંસ્કૃત ભાષા જીવન્ત ભાષા મટી ગઇ એટલે ઉચ્ચારાનુસાર નવી જોડણી ઉત્પન્ન થતી અટકી ગઇ. પણ ઉચ્ચારાનુસાર જોડણી કરવાનું એનું તત્ત્વ તે એની પુત્રી-પ્રાકૃત ભાષામાં-આવ્યું. રા. સાકરલાલ ऋના માત્ર બે જાતના જ ઉચ્ચાર નોંધે છે-रि અને रु, પણ તે ઉપરાંત ત્રીજો र પણ છે. આ ત્રણેમાંથી र् જઇ इ, उ અને अ ત્રણે ઉચ્ચાર પ્રાકૃતમાં દીઠામાં આવે છે. જુવો:—ऋषि (સં) = इसी (પ્રા.); संवृत्त (સં) = संवुत्त (પ્રા.); मृगाङ्क (સં)=मयङ्क (પ્રા.). અર્થાત્ ऋकारના ઉચ્ચારનો ઇતિહાસ ઉચ્ચારાનુસારી લેખનના નિયમનો નિષેધ નહિ, પણ ઉલટું સમર્થન કરે છે.

અમારો પોતાનો મત ગુજરાતીમાં રા. નરસિંહરાવની પેઠે ઉચ્ચારાનુસારી લેખન સર્વત્ર સ્વીકારવું એવો નથી. (જુવો—અમારો પ્રથમ સાહિત્યપરિષદ્ વખતનો "જોડણી" ઉપરનો નિબન્ધ) બલ્કે વ્યુત્પત્તિની મદદથી જોડણી સ્થિર કરવાનો યત્ન કરવો અમે ઇષ્ટ ગણીએ છીએ પણ આ બે તત્ત્વોનો સર્વથા વિચ્છેદ કરવો અયોગ્ય છે એટલું જ નહિ પણ અશક્ય છે—અને તેથી ઉભયને મેળવીને નિર્ણયો બાંધવાની જરૂર પડશે. "સંસ્કૃતમાં ઉચ્ચારાનુસારી લેખન છે" એ વાત ગુજરાતીમાં 'એ જ' ધોરણ હોવું જોઇએ એમ બતાવવા માટે અમે કહી નહોતી. અંગ્રેજી જોડણી ચોકસ છે અને ગુજરાતીમાં

અન્ધાધુન્ધી છે એમ રા. સાકરલાલ તરફથી અસન્તોષ જાહેર કરવામાં આવ્યો ત્યારે એ ભેદનું બીજ ક્યાં રહ્યું છે એ તપાસને અંગે આપણી ભાષામાં ઉચ્ચારાનુસારી લેખનનું તત્ત્વ અમે બતાવ્યું હતું. એ રા. સાકરલાલે યાદ રાખ્યું હોત તો અમારા શબ્દો ઉપ ચર્યાનો પ્રસંગ ઉપસ્થિત ન થયો હોત.

તન્ત્રી.

---

## શબ્દાર્થભેદ.

### 'વગેરે' અને 'ઇત્યાદિ.'

આ બે શબ્દો એકાર્થ છે પરંતુ અન્તઃસ્વરૂપે ભિન્નાર્થ હોઈ ભિન્ન ભિન્ન પ્રસંગે પ્રયોજાય છે. એ પ્રયોગભેદનું મૂળ એ બેની વ્યુત્પત્તિમાં જડે એમ છે.

'વગેરે' એ શબ્દ આરબી તથા ફારસી 'વગૈરહી' ઉપરથી આવ્યો છે અને હેનો અર્થ વ = અને + ગૈરહી = બીજા, એટલે 'અને બીજા' એમ છે. અંગ્રેજીમાં લૅટિન શબ્દ *et cetera* વપરાય છે હેનું એ પૂર્ણ પ્રતિબિમ્બ છે:—et = અને + cetera = બીજા.

'ઇત્યાદિ' એ શબ્દ સંસ્કૃત છે. એ બહુવ્રીહિ સમાસ છે, અને હેનો અર્થ ઇતિ-એ પ્રમાણે, આદિમાં ( = આરમ્ભમાં ) છે જે'નો; જે'ના આરમ્ભમાં એ પ્રમાણે છે તે;—એમ થાય છે. હવે ઉદાહરણો મૂકીશું એટલે અર્થભેદ સ્પષ્ટ થશે:—

વગેરે—

(૧) સાહિત્યપરિષદ્‌માં રા. કેશવલાલ, પ્રૉ. આનંદશંકર, વગેરે વિદ્વાનો હાજર હતા;

(૨) જોડણીના વિષયમાં નવલરામ વગેરેની ચર્ચા વાંચવી જોઇયે;

(૩) મિલ્ટન વગેરે પાશ્ચાત્ય કવિની કવિતાનું સ્વરૂપ કે'વું છે?

(૪) ઘઉં, બાજરી, વગેરે ધાન સારું પાક્યું છે.

આ સ્થળોમાં 'વગેરે'ને બદલે 'ઇત્યાદિ' મૂકવાથી હસવા જેવો જ દેખાવ થાય; કેમકે હેમાં 'ઇતિ'ને પ્રતિરૂપ વસ્તુ પૂર્વે કશી આવતી નથી.

ઇત્યાદિ—

(૧) "વેલ જાણે હેમની અવેલ ફૂલે ફૂલી" ઇત્યાદિથી શરૂ થતું 'નળાખ્યાન'નું ૧૫ મું કડવું ક્લિષ્ટ અર્થવાળું હશે, પરંતુ હેમાં અલંકારચમત્કૃતિ ખૂબાદાર તો છે જ;

(૨) ષડ્જ, ઋષભ, ઇત્યાદિ સાત સ્વરો સર્વ રાગનું ઉપાદાન કારણ છે;

આ ઉદાહરણોથી જણાશે કે 'ઇતિ' (= આમ) એ શબ્દનો સાપેક્ષ ભાગ પૂર્વે કોઈ વાક્ય, અથવા તો કાંઈક સામાન્યસ્વરૂપના નામ શબ્દો હોય તો બરોબર બંધ બેસે છે; ત્હારે 'વગેરે'ની પૂર્વે વ્યક્તિવાચક–બહુધા વિશેષ નામ, અને ક્વચિત્ સામાન્ય નામ પણ વ્યક્તિસ્વરૂપના શબ્દો આવી સકે છે. ગાય, ઘોડા, હાથી,–વગેરે, અથવા ઇત્યાદિ એમ બન્ને પ્રયોગ સંભવશે ખરા. જ્હાં સામાન્ય નામનું વ્યક્તિસ્વરૂપ પ્રધાનભાવે જણાવવાનો ઉદ્દેશ ના હોય ત્હાં 'ઇત્યાદિ' નો પ્રયોગ બાધરહિત બને*. પરંતુ વિશેષ નામને પ્રસંગે તો વ્યક્તિસ્વરૂપ જ સંભવે એટલે ત્હાં 'ઇત્યાદિ' શબ્દ કદી ના વપરાયઃ અમુક માણસ, કે ગામ, હેને 'ઇતિ' જોડે સાપેક્ષતા બને જ નહિં. ત્હાં તો "અને બીજા" એમ અર્થ-સૂચક 'વગેરે' શબ્દ જ પ્રયોજી સકાય. ગુજરાતી ભાષામાં ફારસી શબ્દો પ્રવેશ પામી કેવાં રૂઢતાનાં સૂક્ષ્મ તત્ત્વો ગૂંથાઈ ગયાં છે તે આ ઉપરથી જણાઈ આવે છે; અને ફારસી શબ્દોનો ત્યાગ–આમઢોટ જેવા ભયથી–કરવાની વિરુદ્ધ આ રૂઢતામાં સબળ પ્રમાણનું દર્શન થાય છે.

વાંદરા. }
તા. ૧૦–૧૦–૧૯૧૧ }

નરસિંહરાવ ભોળાનાથ.

---

* રા. નરસિંહરાવ કહે છેઃ "'સાહિત્યપરિષદ્‌માં રા. કેશવલાલ, પ્રો. આણંદશંકર વગેરે વિદ્વાનો હાજર હતા' આ સ્થળોમાં 'વગેરે'ને બદલે 'ઇત્યાદિ' મૂકવાથી હસવા જેવો જ દેખાવ થાય." હાસ્ય જેવી 'નિયતિકૃતનિયમરહિતા હ્લાદૈકમયી અને અનન્યપરતન્ત્રા' વૃત્તિને બહુ કારણની અપેક્ષા રહેતી નથી. પણ વિદ્વાનોનાં તો હાસ્ય પણ કાંઇ અકારણ થતાં નથી, અને તેથી જ્યારે રા. નરસિંહરાવ કારણરૂપે એમ બતાવે છે કે અત્રે "'ઇતિ'ને પ્રતિરૂપ વસ્તુ કશી આવતી નથી" ત્યારે તો અમે એમને એટલું પૂછીએ છીએ કે રા. કેશવલાલ, પ્રો. આણંદશંકર એ 'ઇતિ'ને પ્રતિરૂપ વસ્તુ કેમ નહિ? 'ઇતિ' એ માત્ર 'एतद्'–

* "રામ, લક્ષ્મણ, કૃષ્ણ, બળદેવ, ઇત્યાદિ નામો પ્રાચીન વીર પુરુષોનાં હવે ગમે તે સામાન્ય મનુષ્યો ધારણ કરે છે. હેમાં હસવા જેવો પ્રકાર રહેલો છે તે થોડાક જ જુવે છે."

આ પ્રકારનાં ઉદાહરણોમાં 'રામ,' ઇત્યાદિ શબ્દો તે વ્યક્તિયોનાં વિશેષ નામ તરીકે નહિં, પણ તે નામવાચક શબ્દ તરીકે જ ઉદ્દિષ્ટ છે; એટલે ઇત્યાદિ શબ્દ બરોબર છે; 'રામ' ઇતિ (= એ પ્રકારનો) શબ્દ.–એમ 'ઇતિ' જોડે પ્રતિરૂપતા આવે છે. હાવે સ્થળે 'વગેરે' શબ્દ પણ વાપરવાને બાધ નહિં આવે; 'રામ' અને બીજાં નામો–એમ અર્થ બંધ બેસે છે તેથી. ન. ભો.

## *The English Dictionary.*

"The great orthographical contest has long subsisted between etymology and pronunciation. It has been demanded, on one hand, that men should write as they speak; but as it has been shown that this conformity never was attained in any language, and that it is not more easy to persuade men to agree exactly in speaking than in writing, it may be asked with equal propriety, why men do not rather speak as they write. In France, where this controversy was at its greatest height, neither party, however ardent, durst adhere steadily to their own rule; the etymologist was often forced to spell with the people; and the advocate for the authority of pronunciation found it sometimes deviating so capriciously from the received use of writing, that he was constrained to comply with the rule of his adversaries, lest he should lose the end by the means, and be left alone by following the crowd.

When a question of orthography is dubious, that practice has, in my opinion, a claim to preference which preserves the greatest number of radical letters, or seems most to comply with the general custom of our language. But the chief rule which I propose to follow is, to make no innovation, without a reason sufficient to balance the inconvenience of change; and such reasons I do not expect often to find. All change is of itself an evil, which ought not to be hazarded but for evident advantage, and as inconstancy is in every case a mark of weakness, it will add nothing to the reputation of our tongue. There are, indeed, some who despise the inconveniences of confusion, who seem to take pleasure in departing from custom, and to think alteration desirable for its own sake; and the reformation of our orthography, which these writers have attempted, should not pass without its due honours, but that I suppose they hold a singularity its own reward, or may dread the fascination of lavish praise."

—*Dr Johnson.*

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વે પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે).

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ:-નવી સ્થપાવી (એટલે કે એક વર્ષ અંદરની) પુસ્તકના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફિકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે પહેલા વર્ષના ખર્ચના રૂ.૦-૬-૦ બીજા વર્ષના રૂ.૦-૧૨-૦; અને ત્રીજા વર્ષના રૂ. ૧-૪-૦. અગાઉથી ઑર્ડર દ્વારા મોકલાવે જ મોકલવામાં આવશે

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ. ૩-૮-૦ (પોસ્ટેજ સાથે)
છૂટક નકલ એકના રૂ ૦-૬-૦

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.
વ્યવસ્થાપક.

---



---

## શુદ્ધિપત્ર.

(વસન્ત સં. ૧૯૬૭ ના આશ્વિનના અંકનું)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | (વિષય—પ્રતાપગઢ) | |
| ૩૫૪ | ૧૨ | પ્રેરાતી . | પ્રેરાતો |
| ૩૫૬ | ૮ | પગથિયાં, ધાટનાં | પગથિયાંઘાટનાં |
| ,, | ૨૪ | રહનારથી | રહવારથી |
| ૩૫૭ | ૨૩ | જાગીરદારો | જાગીરદારો ઉપર |
| ૩૫૮ | ૬ | સ્તે | રસ્તે |
| ,, | ૧૫ | રાખી હતી | હેઠી રાખી હતી |
| | | (વિષય—ચર્ચાપત્ર.) | |
| ૪૨૫ | ૩ | bully down | bully-dom |
| ,, | ૬ | ઓક્ટોબર | નવેંબર |
| | | (વિષય—શબ્દાર્થભેદ) | |
| ૪૩૦ | આરંભ | શદાર્થ | શબ્દાર્થ |

Reg No. B. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૧૦. [ માસિક. ] કાર્તિક, સંવત્ ૧૯૬૮.

## સનાતન શોધ.

( હરિગીત. )

કૈં કૈં નવી નવી કલ્પના નવ ચિન્તકો ઉપજાવતા,
કૈં કૈં પ્રયોગ પરમ્પરા અન્વેષકો અજમાવતા;
કૈં કૈં મહાત્મા ફિલસૂફો શોધે સનાતન સત્યને,
તોયે રહસ્ય જ સૃષ્ટિનું હજી ના જડે—ના ! ના જડે.

* સૈકો થકી ઉભાં રહ્યાં અતિભવ્ય કૈં કૈં મન્દિરો,
દર્શાવવાને માર્ગ તે—પણ ક્યાં જતો !—જાણે ન કો !
મન્ત્રો અને વાદોતણા યુગ કૈં ગયા—કૈં જાય છે,
તોયે રહસ્ય જ સૃષ્ટિનું હજી ગૂઢ છે—હા ! ગૂઢ છે.

છોને હજારો સંપ્રદાયો સત્યનો દાવો કરે,
છો આગ્રહી મતવાદીઓ કમ્મર કસી કલહો કરે;
શું બૂમ પાડી બોલવાથી સત્ય પાસે આવશે ?
ના ! ના ! રહસ્યનું જ્ઞાન તો હજી દૂર છે—હા ! દૂર છે.

ગિરગામ-મુંબાઈ }
તા. ૫-૧૧-૧૧ }

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

* "A hundred centuries of towering fanes
To show the Road—yet none know where it leads !
Ten thousand years of formulas and creeds
And still the secret of the world remains !"

# આ નાટકો પ્રેમાનન્દનાં હોય ખરાં ?

( ભરૂચ સાહિત્યસભા આગળ તા. ૨૪ સેપ્ટેમ્બર ૧૯૧૧ ને દિવસે આપેલું ભાષણ )

પ્રેમાનન્દની કૃતિ તરીકે ત્રણ નાટકો વડોદરા 'પ્રાચીન કાવ્યમાળા ' ના પ્રવર્તકો તરફ-થી આજથી વીસ વર્ષ ઉપર પ્રગટ થયાં હતાં:—

( ૧ ) 'રોષદર્શિકા સત્યભામાખ્યાન' ઈ. સ. ૧૮૯૧–૨ માં

( ૨ ) 'પાંચાલી પ્રસન્નાખ્યાન' ઈ. સ. ૧૮૯૧–૨ માં

અને ( ૩ ) 'તપત્યાખ્યાન' ઈ. સ. ૧૮૯૪–૫ માં

આ ત્રણમાંનાં પ્રથમ બે સાક્ષરવર્ગ આગળ રજૂ થતાં વાંત જ ઘણાઓના મનમાં આશ્ચર્ય સાથે અશ્રદ્ધા—એ નાટકો પ્રેમાનન્દની રચના હોવા બાબત અશ્રદ્ધા—ઉત્પન્ન થઈ હતી. એ ઘણામાંનો હું પણ એક હતો. એ અશ્રદ્ધાને મૂર્તરૂપ છેક ઈ. સ. ૧૯૦૯ માં ત્રીજી સાહિત્ય પરિષદ્ આગળ વંચાયલા મ્હારા એ વિષયના લાંબા નિબન્ધમાં હું આપી શક્યો. એ નિબન્ધમાં દર્શાવેલા વિચારો, દલીલો, વગેરે વિગતોની આજ પુનરુક્તિ કરવાનો ભય અહિં મળેલા સજ્જનોને હોય તો તે તરત મનમાંથી કાઢી નાંખશો એમ વિનંતિ કરુંછું. અલબત, એ નિબન્ધમાં કરેલી ચર્ચા સર્વ કોઈએ વાંચી જ હશે એમ માનવાનું કારણ નથી, અને તેથી, તેમ જ એ નિબન્ધમાં અનેક પ્રશ્નો જુદી જુદી દૃષ્ટિથી તપાસાતાને લીધે થયેલા લંબાણ તથા સંમિશ્રતાની અગવડ કાઢી નાંખવા માટે, આજ પ્રસંગવશાત્ એ ચર્ચાની સ્થૂલ રૂપરેખા કદાચિત્ દર્શાવવી પડશે; તો તે સત્વર જ હું કરી જઈશ. પરન્તુ તે ઉપરાંત એ નિબન્ધ પ્રસિદ્ધ થયા પછીની સાક્ષરવર્ગની વૃત્તિ, કેટલાકોએ દર્શાવેલી દલીલો, અને કેટલાક મ્હને નવેસર સૂઝેલા વિચારો, ઇત્યાદિ વિચારક વર્ગ આગળ મૂકવા એ આજના ભાષણનો મુખ્ય હેતુ છે. મ્હેં ઉઠાવેલા પ્રશ્નનું અગત ગાઢત્વ તો સર્વ કોઇ સ્વીકારેછે, અને સ્વીકાર્યા વિના ચાલે જ નહિં. પ્રેમાનન્દના જેવું સર્વમાન્ય શક્તિવાળું કવિત્વ અને નાટકસાહિત્યની ઐતિહાસિક આધુનિકતા એ બેનો વિચાર કરતાં બીજું સંભવે જ નહિં.

પરન્તુ મ્હારા આ પ્રયાસની સ્હામે કોઇ વાંધો ઉઠાવશે કે—હમે બહુ મોડા જાગ્યા; આ તકરારી નાટકોના કર્તૃત્વ વિશે ગુર્જરપ્રજામાં શ્રદ્ધા બેસવાને કાળની દીર્ઘતાએ મદદ કરી, અને એ નાટકોને હવે તો કાળની મંજૂરીની છાપ પડી ચૂકી તે કેમ ભૂંસાશે ? આ વાંધા-માંના પ્રથમનાનો ઉત્તર હું મ્હારા નિબન્ધમાં આપી જ ચૂક્યોછું;—આ વિષયને મુદતનો કાયદો લાગૂ હોય નહિં; તેમ જ મ્હારી અશ્રદ્ધા આજની નવી નથી, નાટકોની પ્રસિદ્ધિની સાથેની જ છે. આ તો વાંધો કાળ ગયો તે મ્હારી દલીલોને બાધક દૂષણરૂપ ગણનારને ઉત્તર દીધો. પરન્તુ મ્હારી અશ્રદ્ધામાં સદ્ભાવ રાખનારા મિત્રોની દૃષ્ટિએ કાળ જવા દીધો તેથી એક પ્રકારની હાનિ થઈ જણાય ખરી, અને તે સ્વીકારું જ છું, કે તત્કાળ ચર્ચા

કરી હોત તો કદાચ અસર સારી થાત અને લોકોનો આગ્રહ બંધાઈ જવાને પ્રસંગ મળ્યો તે ના મળત. પરંતુ તે માટે નિરુપાય છું. એટલી જ આશા રાખું છું કે સુજ્ઞ વિચારક વર્ગ હેવા દુરાગ્રહને વશ નહિ થાય, અને હજી પણ સત્ય અને ન્યાયની વૃત્તિયોને જ પૂજ્ય ગણશે.

બીજો વાંધો પણ વાજબી જણાતો નથી. કાળનું પ્રમાણબળ આ પ્રસંગમાં સંભવતું નથી. એ માટે અવકાશ જુદા જ પ્રસંગોમાં હોય. અમુક રિવાજ, સંસ્થા, આચાર ઇત્યાદિને વિશે જ કાળથી પ્રાપ્ત થતી સપ્રમાણતા આવેછે. અહિં હેવા અંશ નથી. તેમ જ આ નાટકો પ્રગટ થયા કાળથી આજ સુધી એ નાટકોની પરીક્ષા કરીને, ઊહાપોહને યોગ્ય વાજબી કસોટી વાપરીને, કોયે કાળની સપ્રમાણતાની છાપ પાડવાની સામગ્રી જ સાધી નથી. કાળનું પ્રમાણ એટલે શું ? લાંબા કાળ સુધી અમુક વસ્તુ અનુભવ, અજમાયશ, ગુણદોષ ઉઘાડા પાડનારા પ્રસંગો, ઇત્યાદિની કસોટીમાંથી, એ અગ્નિની કસોટીમાંથી, પસાર થઈને વિશુદ્ધ, દૃઢ રૂપે નીકળે તો ત્હેને કાળના પ્રમાણની છાપ મળે. આ રીતની કસોટી રીતરિવાજ, રૂઢિસંપ્રદાય, ઇત્યાદિને સંભવે; સાહિત્યના ગ્રન્થોની સત્યાસત્યતાને ના સંભવે; કેમકે ગ્રન્થોના અન્તર્ગુણથી સધાતી લોકપ્રિયતામાં કાળપ્રમાણ પ્રવર્તે, પણ ગ્રન્થના કર્તૃત્વના પ્રશ્નને વિશે તો ના જ સંભવે. રૂઢિ, આચાર, ઇત્યાદિ પ્રકારોને સંબન્ધે પણ કાળનું પ્રમાણ સર્વથા *અને સર્વદા સત્યદર્શી નથી નીવડતું, તે જાતી રૂઢિયો નવી સંસારસ્થિતિને પ્રતિકૂળ અને* ઘાતક બનેછે તે ઉપરથી આપણે અનુભવથી જોઈયે છિયે.

આમ આ બન્ને વાંધાઓનો નિરાસ કર્યા પછી, હવે આજના વિષય ઉપર હું આવુંછું. એ વિષયના સ્વરૂપની સ્પષ્ટ રેખાઓ સ્પષ્ટ અને યોગ્ય પ્રકારમાં જણાવાને માટે આપણે જરાક હેનો ઉત્પત્તિકાળથી ઇતિહાસ અને તે કાળની સંસ્થિતિ ટૂંકામાં જોઈ જવાની જરૂર છે. એ નાટકો પ્રગટ થયાને બે દસકા ઉપર કાળ થઈ ગયો તેથી એ ઇતિહાસ અને સંસ્થિતિ હાલના જમાનાના કેટલાકોના જાણવામાં પૂર્ણ રૂપે નહિ પણ હોય. શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાની અનેક પ્રદેશમાં પસરતારી સમભાવભરી પ્રવૃત્તિના આશ્રયમાં વડોદરામાં "પ્રાચીન કાવ્યમાળા" નામથી જૂના ગુજરાતી કવિ વગેરેના ગ્રન્થો પ્રગટ કરવાનું કાર્ય રા. બ. *હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા શાસ્ત્રી નાથાશંકર પૂંજાશંકરના તન્ત્ર નીચે* આદરાયું. એ કાર્યને અંગે અનેક સારાનરસા ગ્રન્થો પ્રસિદ્ધિમાં આવ્યા; અને કેટલેક અંશે એ કાવ્યમાળાએ ગુર્જરસાહિત્યની સેવા સારી બજાવી. એ કબૂલ કરવાની સાથે જ કહેવું પડશે કે એ કાર્યપદ્ધતિ ખરા સંશોધન અને વિવેચનનાં સર્વમાન્ય સૂત્રોનો અનાદર કરીને જ પ્રવર્તતી હતી. ઈ. સ. ૧૮૯૪ માં મરહૂમ મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ મ્હારા ઉપર પત્ર લખી એ કાવ્યમાળા વિશે અભિપ્રાય પૂછેલો હેનો ઉત્તર મ્હેં મોકલેલો તે અહિં વાંચી સંભળાવ્યાથી મ્હારી એ કાવ્યમાળાને સમ્બન્ધે શી માન્યતા બંધાઈ હતી તે જણાશે.

રા. રા. ભાઈ મણિલાલ—

વિ. વિ. તમારો તા. ૨૮-૨-૯૪ નો પત્ર રા. ભાઈ આણંદશંકરની મારફત મોકલેલો મ્હને આજ રોજ મળ્યોછે. અમદાવાદ થઈને પત્ર આવ્યો અને અહિં દરના જિલ્લામાં

આવતે વિલમ્બ થાય જ. તેથી ત્હમે માગ્યા પ્રમાણે અઠવાડિઆની અંદર જવાબ ત્હમને પ્હોચે એમ બની સાકું નથી તેથી લાચાર છું. હું તો આજ કાગળ મળ્યો તે જ ક્ષણે ઉત્તર લખવાને બેઠો છું.

'પ્રાચીન કાવ્યમાળા' વિશે મ્હારો અભિપ્રાય માગીને તથા એ બાબત અભિપ્રાય આપવાને યોગ્ય મ્હને ગણીને મ્હારાં ઉપર ત્હમે કૃપા કરીછે. પણ યોગ્યતા વિશે મ્હને સંશય છે; કારણ મ્હેં એ ગ્રન્થમાળામાંના બધા અંક વાંચ્યા નથી, અને જે થોડા વાંચ્યાછે તે પૂર્ણ મનનપૂર્વક વાંચ્યા નથી. છતાં આરમ્ભના વખતમાં મનનપૂર્વક કેટલાંક અંક વાંચ્યા હતા તેથી, અને પાછળના એક બે અંક પણ ધ્યાન દઈ વાંચ્યા છે તેથી, તેમ જ બીજા કેટલાક અંકોનું અભિપ્રાય બંધાવા માટે જોઇયે તેટલું અવલોકન કર્યું છે તેથી,—જે અભિપ્રાય મ્હારા બંધાયાછે તે—ત્હમારા પ્રશ્નોના ઉત્તરમાં—નિવેદન કરવાને અડચણ નથી જણાતી:

પ્રથમ તો પ્રાચીન કાવ્ય છૂટક છૂટક છપાતાં હતાં ત્હેમાં કેટલાંક ઉપયોગી મ્હને લાગ્યાં હેમાં શક નહિં. પરંતુ એ ચાર દહાડાનું ચાંદરણું રહ્યું. ધીમે ધીમે એ ગ્રન્થમાળાના અંકો અનેક કારણોને લીધે નીરસ, નિરૂપયોગી જેવા-આવવા માંડ્યા. "જેટલાં જૂનાં પણ એટલાં ઉત્તમ કાવ્યો જ" એમ જ જાણે સૂત્ર માની લઈને આ પ્રયત્ન ચાલૂ રહેતો જણાયો. ટીકામાં પણ નિસ્સારતા, મ્હોટા દોષ, અર્થનું અજ્ઞાન, ગપ્પો મારીને બેસાડેલા અર્થ અલંકારાદિક બતાવવામાં ભૂલો—વગેરે જણાવા માંડ્યું. માત્ર એકાદ બે અંકની ટીકા વિદ્વત્તાપૂર્ણ હતી એ સ્વીકારવું જોઇયે. હું ધારુંછું કે એ ટીકા રા. છોટાલાલ નરભેરામે કરી હતી. કિયા ગ્રન્થ ઉપર તે હાલ એ ગ્રન્થો મ્હારી પાસે ન હોવાથી નામ દઈને કહી સકતો નથી. પણ એ ટીકામાં પણ વિવેચકત્વનાં વિશેષ લક્ષણની ખામી જણાતી હતી અને માત્ર શાસ્ત્રી પંડિતની પદ્ધતિનો આશ્રય લીધેલો લાગતો હતો. "અનેક પ્રતો મેળવી સંશોધન કરી" પ્રસિદ્ધ કરવાની પ્રતિજ્ઞા આરમ્ભમાં આ ગ્રન્થમાળાના પ્રસિદ્ધકર્તાઓએ લઈને ટાઇટલ પેજ ઉપર એ શબ્દો દાખલ પણ કરેલાછે. પણ બે ચાર અપવાદ બાદ કરતાં દરેક ગ્રન્થ માટે જોવા જઈશું તો એક જ પ્રત મળેલી માલૂમ પડેછે. "એક જ પ્રત મળી, દિલગીર છિયે" વગેરે પ્રસ્તાવનામાં છાપીને બેઠા તેથી વિવેચકને યોગ્ય વૃત્તિ થઈ ના કહેવાય. તેમ જ ગ્રન્થ છપાવવાને માટે ગ્રન્થ પસંદ કરવામાં પણ કવિત્વનો અંશ તે તે ગ્રન્થમાં છે કે નહિ તે તરફ લક્ષ જ ઓછું અપાયુંછે. પ્રાચીન ગ્રન્થો એટલે તો ઉત્તમ જ, કવિત્વયુક્ત જ, એમ ગૃહીત લઈને પ્રસ્તાવનામાં પછી ત્હેના કવિત્વની ગમે તે રીતે પ્રશંસા કરવી જ જોઇયે એ અવશ્ય કર્તવ્ય ગણવામાં આવ્યુંછે.

હાતાં હાતાં લક્ષણો જોઈને આ ગ્રન્થમાળા ઉપર કંટાળો આવીને ધીમે ધીમે એ વાંચવાનું પણ છોડી દેવાની વૃત્તિ થઈ. અન્તે 'રાધાદર્શિકા સત્યભામાખ્યાન' અને 'પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન' ની પ્રશંસા સાંભળી એ બે ગ્રન્થો ધ્યાનપૂર્વક વાંચવાનો ક્રમ મ્હેં શરૂ કર્યો. તો શું જોવું ! ગ્રન્થ લખાયલા કોઇ ઉત્તમ, બહુશ્રુત વિદ્વાનના જ જણાયા. પણ-પણ,—આ લખને પરમેશ્વર અવગણીને, ભયભીત થઈને લખુંછું. પણ લખવું જ જોઇયે કે એ ગ્રન્થો પ્રેમાનન્દને નામે કોઇ આધુનિક વિદ્વાને પોતાનું નામ ગુપ્ત રાખીને ર્ચ્યા હોય હેવો

વ્હેમ પડવાનાં અનેક અન્તર્ગત પ્રમાણ મળી બાહ્ય પ્રમાણોને મદદ મળી. યોગ્ય પ્રસંગે યોગ્ય સ્થળે આ અતિ સાહસયુક્ત જણાતાં આરોપનાં કારણો હું દર્શાવવાની આશા રાખુંછું.

આ સર્વ ઉપરથી ત્હમને સ્પષ્ટ જણાશે કે આ ગ્રન્થમાળાને સંબન્ધી હાલ ચાલેછે તે રીતનો પ્રયત્ન જારી રહેવામાં બહુ લાભ નથી. કેટલાક જૂના ગ્રન્થો પ્રસિદ્ધિમાં આવ્યાથી લાભ છે–પ્રસિદ્ધિનો જ લાભ–તેટલે દરજ્જે લાભ છે એ હું સ્વીકારૂંછું. પણ ત્હેમાં પણ મૂળ ગ્રન્થની સ્થિતિ ( શબ્દ, ભાષા વગેરે ને સંબન્ધે ) છેડ્યા વગર યથાવત્ રખાતી હોય એમ લાગતું નથી.

આ ફેરફાર કરવાથી આ પ્રયત્ન લાભકારી થાય ત્હેનો આધાર તો હજી બીજા જૂના ગ્રન્થો અપ્રસિદ્ધિના અન્ધકારમાં છે કે નહિં તે ઉપર છે. તે વિશે મ્હારું જ્ઞાન અત્યલ્પ છે, તો પણ જો ખરી યોગ્યતાવાળા પ્રાચીન ગ્રન્થો જડવાની આશા હોય તો તે પ્રસિદ્ધ કરવાને માટે પાશ્ચાત્ય તેમ જ આપણા બંને પદ્ધતિની વિદ્વત્તાવાળા કોઇ એક અથવા અનેક* સાક્ષરને આ કામ સોંપવું જોઇયે. તે સાક્ષરે પ્રાચીન ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં જે જે મહત્ત્વના નિયમો પાળવા પડેછે ત્હેનો પૂર્ણ આદર કરવો જોઇયે.

પ્રાચીન ગ્રન્થો સંપૂર્ણ ન છાપતાં ત્હેમાંથી અમુક ફકરા જ પ્રસિદ્ધ કરવા એ તો મ્હને યોગ્ય નથી લાગતું. 'ફકરા' કાઢીને પ્રસિદ્ધ કરવા તે પ્રાચીન ગ્રન્થને પ્રકાશમાં આણનારનું કામ નથી,–પણ પ્રસિદ્ધિ પામી ચૂકેલા ગ્રન્થમાંથી–લોકોપયોગ માટે અગર્ ત્હેવાં કારણોને લીધે–પ્રસંગ, યોગ્યતા વગેરેને સંબન્ધે જરૂરના 'ફકરા' ઉતારનારનું કામ છે.

પાળા ( સુદગોદ ) }
તા. ૭–૩–૧૮૯૪ }

એજ
લિ. નરસિંહરાવ ભોળાનાથના
નમસ્કાર.

---

એ મ્હારી તે કાળની માન્યતા ફેરવવાને હજી સુધી કાંઇ નવીન પ્રકાશ મળ્યો નથી. કારણ પ્રગટ થયાં નથી, અને એ માન્યતા મ્હારી આગવી નથી, અનેક સાહિત્યરસિકોની એ જ પ્રકારની માન્યતા હતી અને છે. સારાંશ એ કે એ 'પ્રાચીન કાવ્યમાળા' ના પ્રકાશનમાં critical honesty and fairness એટલે વિવેચકને આવશ્યક સત્યનિષ્ઠા અને ન્યાય, તેમ જ critical accuracy વિવેચકને આવશ્યક ચોક્કસપણું, એ ગુણોનું દર્શન ભાગ્યે જ થતું હતું. જે ગ્રન્થોના કર્તૃત્વ વિશે સંદેહનો પ્રસંગ નહોતો ત્હેવા ગ્રન્થોના પ્રકાશનમાં પણ આ ગુણોનું સેવન આવશ્યક છે, તે પણ નજરે પડતું ન્હોતું; તો સંદિગ્ધકર્તૃત્વવાળા ગ્રન્થો વિશે તો શું જ કહેવું?

---

* એક સાક્ષર તન્ત્રીની દેખરેખ નીચે આ ગ્રન્થમાળા પ્રસિદ્ધ થાય, અને અમુક ગ્રન્થ અમુક સાક્ષરને ટીકા, વિવેચન, ઉપોદ્ઘાત વગેરે માટે સોંપવામાં આવી તે રીતે તૈયાર થયેલી ટીકા વગેરે સહિત દરેક ગ્રન્થ છપાય તો ઉત્તમ એમ હું ધારુંછું.

હાવા સંયોગોમાં, હાવી અન્ધકારમય સ્થિતિમાં, આ કાવ્યમાળાના પ્રકાશકોએ ગુર્જર પ્રજા સમક્ષ પ્રથમ બે નાટકો પ્રેમાનન્દના નામનાં કહીને એકાએક મૂક્યાં.—એકાએક એ શબ્દને પ્રથમદર્શીને બાધક વાત એક છે. "દ્રૌપદીહરણ" ઈ. સ. ૧૮૯૦ માં પ્રેમાનન્દની કૃતિ તરીકે એ જ પ્રકાશકોએ પ્રસિદ્ધ કર્યું હેમાં—'ગ્રન્થવિવેચન'માં તથા 'કવિ અને કાવ્ય-પ્રશંસા'માં પ્રેમાનન્દે નાટકો રચ્યાંછે એમ બે ત્રણ સ્પષ્ટ વચનો કહેલાંછે. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે નાટકો રચ્યાનું ખાતરીબંધ કહ્યા છતાં નાટકોનાં નામનિશાનીનો ઇશારો પણ કર્યો નથી અને—એથી પણ વિશેષ ચમત્કારની વાત એ છે કે—એ જ 'દ્રૌપદીહરણ'માં 'કવિચરિત્ર'ના લેખમાં આપેલી પ્રેમાનન્દના ગ્રન્થોની યાદીમાં કોઇ પણ નાટકનું નામ દીધું નથી, નાટકો રચ્યાં હતાં એમ પણ કહ્યું નથી. આ વિશે થોડાક માસ ઉપર 'વસન્ત' માં સવિસ્તર ચર્ચા મ્હેં કરીછે.* માટે એકાએક બે નાટકો જગત્ આગળ મૂકાયાં—એ વચનમાં 'એકાએક' શબ્દ ખોટો પડે એમ નથી.

હાવી સ્થિતિમાં પ્રગટ થયેલાં નાટકો વિશે આપોઆપ અનેક પ્રશ્નો—વાજબી જિજ્ઞાસાના પ્રશ્નો—સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય જ; અને તે ગ્રન્થોના પ્રકાશનમાં તો ખાસ વિવેચક ગુણોની માગણી આપણે કરવાનો બેશક હક છે. આ કાવ્યમાળામાં પ્રગટ થયેલાં કાવ્યોના મૂળ હસ્તલેખ વિશે કશી વિવેચકને ઘટતી માહિતી નથી અપાઈ ઇત્યાદિ ઊનતાઓ મ્હારા નિબન્ધના પૃ. ૯૦–૯૧ મે મ્હેં દર્શાવીછે. વળી સાંભળવામાં આવ્યુંછે કે જે જે કાવ્યો છપાયાંછે ત્હેના મૂળ હસ્તલેખનો હવે કહિં પણ પત્તો નથી. આ જો સત્ય હોય તો કેવી ખેદની વાત! કેવી, અશાસ્ત્રીય પદ્ધતિ!—પરંતુ આ નાટકો જેવા સંશય ઉપજાવનાર ગ્રન્થને પ્રસંગે તો અસલ હસ્તલેખ કોઈ પણ રીતે સાચવી રાખી સાક્ષરવર્ગને પરીક્ષા માટે મળી સકે એમ યોજના થવી જ જોઇતી હતી. તેમ વળી એ પ્રકાશકોએ નાટકો જેવી પ્રથમદર્શને અશ્રદ્ધા ઉત્પન્ન કરનારી વસ્તુને ખરી વિવેચનની કસોટીથી તપાસ્યાનું એઓએ કોઇ પણ સ્થળે જણાવ્યું નથી; જેથી વાચકવર્ગને કાંઇ પણ આધાર મળે. જે બાઈ કને મૂળ હસ્તલેખ હતા કહેવાયછે તે કોઇને ધીરતી ન્હોતી અને માત્ર હેને ત્હાં જ નકલ કરવા દેતી હતી એમ હતું, તો એ હસ્તલેખ કોણે દીઠા હતા? નકલ કરનાર સિવાય બીજાને જોવા દીધા હતા? રા. બ. હરગોવિન્દદાસે પોતે કોઇ પણ પ્રસંગે એ હસ્તલેખ જોવાનો પ્રયાસ કર્યો હતો? ઇત્યાદિ અનેક પ્રશ્નો પૂછવાનું મન થાયછે. આ નાટકોના હસ્તલેખ એ ગૂઢ બાઈ કને હતા એ પણ આપણે તો તર્ક કરીને જ માનવાનું છે. એ બાઈનું નામ તો "દ્રૌપદીહરણ" ના ગ્રન્થવિવેચનમાં એ ગ્રન્થ માટે જ દીધું છે. × નામ પણ નથી આપ્યું 'બાઈ' એમ મોઘમ જ છે—એ પણ ગૂઢતામાં અને સંશયમાં એક ઉમેરો

* 'વસન્ત,' માઘ સં. ૧૯૬૭ પૃ. ૪૧–૫૩.

× આ વચનમાં ફલિતાર્થે જ મૂકેલેછે. બાકી 'દ્રૌપદી હરણ'—ગ્રન્થવિવેચન–પૃ–૨. પેરેગ્રાફ–૨ જા માં એ બાઈ પાસે "પ્રેમાનન્દના ઘણા શુદ્ધ ગ્રન્થો હોવાનું જાણ્યામાં" આવ્યાની વાત લખીછે ખરી. પરંતુ કિયા ગ્રન્થો એ બાઇએ બતાવ્યા વગેરે જ્ઞાન આપ્યું નથી—અને માત્ર 'દ્રૌપદીહરણ'ની નકલ કરી લેવા દીધાનું જ જણાવ્યુંછે એટલે ઉપરનું ફલિતાર્થ દર્શાવનારું મ્હારું વચન યથાર્થ જ છે.

કરેછે. આ નાટકોના હસ્તલેખ માટે તો પ્રકાશકોએ અલૌકિક આપણને જ્ઞાન મળવાનું સાધન આપ્યું નથી. મૂળ પ્રત ક્યાં, કોની કને, કેવી હાલતમાં, હતી—સર્વ વિશે મૌન —અગમ્ય મૌન—જ રાખ્યુંછે. તેથી એ નાટકો પણ ચેલૈયા નામ ઠામ વિનાની ભેદભરેલી બાઈ કને જ હશે એમ પ્રકાશકોનો આશય માની લેવો પડેછે.

માત્ર 'રોપદર્શિકાસત્યભામાખ્યાન 'ના ગ્રન્થવિવેચનમાં એક ટુકડો જ્ઞાનનો આપેલોછે:—

"જે પ્રત ઉપરથી ઉતારો કરવામાં આવ્યોછે, તે પ્રેમાનન્દના શિષ્ય વીરજીને હાથે લખાયલીછે." §

આ પ્રત કોને ત્યાં હતી વગેરે બાબત તો ચૂપકી જ સેવીછે.—પરંતુ આ વચનને અંગે કેટલાક મહત્વના પ્રશ્નો પૂછવા પડેછે;—

(૧) વીરજીના હાથની પ્રત છે તે માટે પ્રમાણ શું ?

(૨) અંદર નામ હેનું લખ્યું હશે, તે જ ?

(૩) હેના અક્ષર કોઇ ઓળખેછે ?

(૪) અથવા હેને હાથે લખાયલી નળાખ્યાનાદિક જેવાં કાવ્યોની પ્રત જોડે અક્ષર મળતા આવેછે ?

(૫) એ પ્રત હવે કોઇને નજરે પડવાની નહિં જ કની ?

સંદેહ ઉપજાવનારા ગ્રન્થને માટે તો દાવા પ્રશ્નોના ખુલાસા વિવેચનનાં ધોરણો સ્વીકારનારા પ્રકાશકે અગાઉથી જ આપવા જોઇયે. હજી પણ રા. હરગોવિન્દદાસ આપશે ખરા ?† આ નાટકોનું અન્તઃસ્વરૂપ અનેક સંશયો ઉપજાવનારું છે માટે જ અસલ પ્રત વગેરે જોવાનું મન સર્વને થાય. માટે પ્રજા સમક્ષ એ મૂળ હસ્તલેખો રજૂ થવા જોઇયે—ખરું જોતાં એ પ્રજાની જ મિલકત છે,—જો એ લેખ અસ્તિત્વમાં કદી પણ હતા એમ હોય તો. માત્ર વીરજીના હાથની લખેલી પ્રત છે એટલું બોલવાથી શ્રદ્ધા ઉત્પન્ન ના થાય.

આ નાટકો ઉપર અશ્રદ્ધામાં ઉમેરો કરનારી એક વળી બીજી હકીકત ધ્યાન ખેંચનારી છે. 'પાન્ચાલી પ્રસન્નાખ્યાન'ના ગ્રન્થવિવેચનમાં પૃષ્ઠ ૩૫ મે છેલ્લી ચાર પંક્તિઓમાં નીચે પ્રમાણે વચન છે:—

---

§ 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' ગ્રન્થવિવેચન, પૃ. ૨૦, પંક્તિ છેલ્લી બે.

† મ્હારા પ્રથમ નિબન્ધમાં આ પ્રશ્ન છેડાયો નથી, મહત્વનો હોઈ નવીન છે તે તરફ સહુ વર્ગનું ધ્યાન ખેંચુંછું.

"આમ ગુજરાતી ભાષાના ઉદય માટે જેણે પોતાનું આખું જીવિત સમર્પણ કર્યુંછે, તે પ્રેમાનન્દને હમે આ હમારી પ્રાચીન કાવ્યમાળાનું છેલ્લું પુસ્તક પૂરું કરતાં પ્રણામ કરિયે છિયે."

અહિં 'છેલ્લું પુસ્તક' એમ એ કાવ્યમાળાના આ ૩૦ મા ગ્રન્થને કહ્યુંછે; તેથી તો એમ ભાસ થાય કે બીજો કોઇ ગ્રન્થ તે વખતે તો જાણ્યમાં નહિં હોય. અને હેની બે વર્ષ પછી "તપત્યાખ્યાન" નાટક એકાએક આપણી સમક્ષ ખડું કરાયું છે! શું તે વખતે હેની ખબર જ નહિં હોય? એ બે વર્ષની અંદર એ નવું નાટક ક્યહાંથી પ્રાપ્ત થયું તે કશું આપણને જણાવ્યું નથી. બે વર્ષની ટૂંકી મુદતમાં આવડાં નાટકની ખોટી બનાવટ ના થાય, નવી જ શોધ હમને થઇછે—એમ ખરાપણાનો ભાસ આપવા માટે આમ કર્યું હશે કેશું! એમ અશ્રદ્ધા મનમાં શઙ્કા ઉત્પન્ન કરે તો માફ કરાશે.—બાકી બે વરસમાં એટલું લખવું બનાવટનું લખવું—અશક્ય નથી; એ મુદત કાંઇ ટૂંકી નથી.

હાલી હાલતમાં આ ગ્રન્થોની પરીક્ષા કરવા માટે કસોટી ખરી શી વાપરવી જોઇયે? ઐતિહાસિક અને વિવેચક કસોટી શિવાય બીજી શી વપરાય? અને મ્હારા નિબન્ધમાં એ કસોટીનો જ ઉપયોગ કર્યોછે. એ પરીક્ષા કરતે બાહ્ય અને આભ્યન્તર પ્રમાણોનું દર્શન કર્યુંછે. હેની પુનરુક્તિ કરીને વૃથા કાળ ગુમાવવો એ વાજબી નથી. માત્ર એ પ્રમાણોનું સ્થૂલરૂપે દર્શન—મુખ્ય મુખ્યનું જ—કરાવું તો ધીરજ રાખી સાંભળશો એટલું જ માગી લઉછું. આવાં પ્રમાણોમાં મુખ્ય ત્રણ છેઃ—

(૧) પ્રેમાનન્દના પુત્ર વલ્લભનું આ નાટકોને વિશે મૌન;

(૨) ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં—પ્રેમાનન્દનાં નાટકોને ખરાં માનતાં—નાટક-સાહિત્યનું પ્રેમાનન્દની પૂર્વેના અને પછીના સમયમાં અસ્તિત્વ ના હોવાથી, આ નાટકોની વિચ્છિન્ન તૂટી પડેલી સ્થિતિ; એ સ્થિતિનો અસંભવ;

અને* (૩) પ્રેમાનન્દના કાળમાં રંગભૂમિનો અભાવ,—અને નાટકસાહિત્ય અને રંગભૂમિનો પરસ્પર અવશ્ય સંબન્ધ.

---

* બૃહત્કાવ્યદોહન ગ્રન્થ ૧ લો પૃ. ૭૩૯ મે સામળની "નંદબત્રીશી" ના આરમ્ભમાં ૭ મી કડી આ પ્રમાણે છેઃ—

સકલ શાસ્ત્ર જાણે ઘણું, ચતુર શિરોમણ્ય સોયઃ
હસાનગર નાટક વિશે નહિં સમોવડ કોય.

અહિં સામળે નંદસેન રાજાના ગુણવર્ણનમાં 'નાટક'ની ગણના કરીછે તે શું હશે?—હસાનગરનાટક—એ શબ્દોનો અર્થ સમજાતો નથી. અસલ પ્રતો સરખાવી પાઠની તપાસ કરવી જોઇયે.—અને તેમ છતાં 'નાટક' શબ્દ જ હોય—તો પણ મ્હારી દલીલને બાધ નથી આવતો. વાર્તાના નાયકના ગુણોનું વખાણ વરરચક ભરેલું વર્ણન કરવામાં પ્રાચીન

આ ત્રણે બાબતોની ચર્ચા નિબન્ધમાં મ્હેં લંબાણથી કરીછે. અહિં ટૂંકામાં જ કહી જાઉંછું કે—જે પ્રકારનાં આ નાટકો છે તે નાટકો ભજવવા માટે જોઇતી રંગભૂમિ તો આધુનિક કાળમાં જ જોઇયે છિયે; હેવી રંગભૂમિ પ્રેમાનન્દના સમયમાં હોવાનો સંભવ ઐતિહાસિક દૃષ્ટિથી અણુમાત્ર નથી. તેમ જ પ્રેમાનન્દની પૂર્વે ગુજરાતીમાં નાટકો કદી રચાયાં ન્હોતાં, તેમ ત્હેના પછીના કાળમાં—આ નવીન સાહિત્યયુગ ૫૦ વર્ષ ઉપર શરૂ થયો ત્હાં સુધીમાં—પણ નાટકસાહિત્ય નથી. તો આરમ્ભમાં શૂન્ય અન્ધકાર, અન્તમાં શૂન્ય અન્ધકાર, અને વચગાળામાં અસાધારણ એકાએક નાટકસાહિત્યનો ઝળકાટ—એ સ્થિતિ અત્યન્ત અસંભવનીય છે; ખાસ કરીને નાટકો પ્રેમાનન્દે રચ્યાં હોય તો તે પછી તો તે સાહિત્ય લુપ્ત થવું—બીજાઓ હેનું અનુકરણ ના કરે એમ બનવું—એ માની સકાય એમ નથી.

આ દર્શાવવા માટે મ્હારા નિબન્ધમાંથી એક પેરેગ્રાફ વાંચી સંભળાવવાની રજા લઉંછું.

" એ તો સંશયગ્રસ્ત વાત નથી કે પ્રેમાનન્દના કાળમાં નાટકસાહિત્યનું વિશાળ પુનરુજ્જીવન તો ન્હોતું જ થયું. પ્રેમાનન્દની પૂર્વે કે પછી વિસ્તીર્ણ નાટકસાહિત્ય જોવામાં આવતું નથી. તો માત્ર પ્રેમાનન્દ થોડાંક નાટકો લખીને પછી અન્ધકારમાં ઝબુકેલી વીજળી લુપ્ત થઈ જાય—એ સાહિત્યના ઇતિહાસનાં તત્ત્વોને અનુરૂપ જણાતું નથી; જનસમાજના વિચારાદિકના ઇતિહાસનો સાહિત્ય જોડે જે સંબન્ધ ગૂઢરૂપનો છે તે વિચારતાં સંભવતું નથી. સાહિત્યનાં પુનરુજ્જીવન પ્રજાજીવન જોડે અતિ અદ્ભુત સૂક્ષ્મતાનો સંબન્ધ રાખેછે; પ્રજાજીવનનું પ્રતિબિમ્બ હેવાં પુનરુજ્જીવનમાં જણાયછે. આ તત્ત્વ જોતાં માત્ર એકાદ નાટકકાર ઉદ્ભવીને અટકી પડે, બીજા એ માર્ગ સ્વીકારનારા ના ઉદ્ભવે, એ સંભવિત નથી. સાહિત્યના કોઇ પણ પ્રદેશ—કવિતા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સર્વ કોઇ પ્રદેશ—એ જીવનનિયમને વશ છે. તેથી એક અન્ધકાર—યુગ બાંધનાર અન્ધકાર—ઉત્પન્ન થવાની સાથે સાથે અનેક હેના અનુકારક, હેની ભાવનાથી પ્રેરિત ભાવનાવાળા, વગેરે લેખકોની રચનાઓ પ્રગટ થાયછે; અને તેથી કરીને હેવા સર્વ ગૌણ અને મુખ્ય લેખ પણ તે તે કાળની ભાવનાનું પ્રતિબિમ્બ બનેછે. પ્રેમાનન્દનાં નાટક જો વાસ્તવિક હેનાં હોય તો હેના સમયમાં આ પ્રકારના કાલભાવનાના પ્રતિબિમ્બની, અર્થાત્ વિસ્તીર્ણ નાટક પુનરુજ્જીવનની, અપેક્ષા રખાય. પરંતુ તેમ તો જણાતું નથી. આ કારણ પણ એ નાટકો તરફ સંશયનો કટાક્ષ નાંખવાની પ્રેરણા કરે એમ છે. આધુનિક ગુજરાતી નાટકોનો આરમ્ભ થતાં સાહિત્યમાં એ યુગનિર્માણ થયું જણાયછે; સંસ્કૃત નાટકોનાં ભાષાન્તરો, પછી સ્વકૃત નાટકો વગેરે પરંપરા ઉદ્ભવ પામી. એ ખરું કે હાલ નાટકોના શિષ્ટગ્રન્થ ગણતર જ છે. પરંતુ રંગભૂમિ ઉપર અનેક સારાં ખોટાં નાટકો ભજવાયછે તે વસ્તુસ્થિતિ છે, તેથી નાટકસાહિત્યનો—એ નાટકો અસાર

---

સર્વ કથાઓ—પોતાના કાળમાં નાબૂદ થયેલી પણ—વર્ણવે એ અસંભવિત નથી; અહિં હેવું જ વર્ણન લાગેછે. એટલે સામળના સમયમાં નાટક ભજવાતાં હતાં એમ અર્થ લેવાનો નથી. કવિ કલ્પનાથી ગમે ત્હેવા સાંસારિક વગેરે સ્થિતિ ચીતરે તે કવિના કાળનું ચિત્ર હોય જ એમ નથી એ સંસ્કૃતમાં 'કાદમ્બરી' જેવી કલ્પિતવાર્તાઓ, ગુજરાતી સાહિત્યમાં હાલના સમયમાં અનેક કલ્પિત નવલકથાઓ વગેરે જાણનારને કહેવું પડે એમ નથી.

ગમે તો કોઈને પણ—પુનરુદય આ પાછલાં ચાળીસ, પચાસ વર્ષથી થયો ગણવાને બાધ આવે એમ નથી. પ્રેમાનન્દના કાળ વિશે એ રીતે કહી શકાય એમ નથી."

પરંતુ હું જે ઉપર ખાસ વજન મૂકું છું તે પ્રમાણ તો વલ્લભના મોનનું છે. "કુન્તી-પ્રસન્નાખ્યાન"માં વલ્લભે ચંદ અને પ્રેમાનન્દની સરખામણી કરી પ્રેમાનન્દની સરસાઈ બતાવીછે તે વચનો આપણે ધ્યાન રાખીને જોઈયેઃ—

( ૧ )

ચંદે છન્દબદ્ધ રચ્યો રાસ આરા આણી ઉર,
પ્રેમાનન્દ આગે મંદ ગતિ તેની લેખિયે;
ભારત સમું પ્રમાણ ! રાસાના લમાથા ભાળો !
કહીં ભારત એ ત્રણ; આરત ઉવેખિયે !

પૃથ્વીપ્રશંસા કથી'માન શેનું મોળું લ્હેવા ?
પ્રેમાનન્દની કવિતા સવિતા શી પેખિયે;
આજ્ઞાપુથી ભાટ થયા; વંશ જ વિધિના આ તો,
કવીશ્વરના પિતાથી ચંદ મંદ દેખિયે.

કવી જે'ની કવિતા નિકંદન લ્હેતું કરાવ્યું;
પાંચ સાત નારી ભેળી નર નીપજાવિયો;
તોળ્યા શબ્દ છોડ્યા નહિં; જોડ્યા કર તોય મૂડ્યા;
કેવા રસિકે ન જોયું ભાવ શો ભજાવિયો ?

પેટ કાજે વો કરી દેહ તોય પ્હોંચ્યા નહિં;
ભેટ ભૂંડી મર્કટાળી; દેશ આ તજાવિયો !
ઝવેરી ઝવેર-જાણ ! કરું શાં મુખે વખાણ ?
મંદ ચંદ લખી 'ચંદ છંદ' થી સજાવિયો !

ચંદે એક રાસો લખ્યો સવાલક્ષ પૂર કેરો.
એક પુત્ર શા હિસાબે ? દુનિયાનો શાહ છે;
રાસા જેવડા બૃહત પૂરમાં અધિક એથી,
ત્રણ ગ્રન્થ લખ્યા એમેઃ કેની વાહવાહ છે ?

સુત મ્હારા જેવો કવિ; રવિ જોઈ આંખો પડે;
ચંદનો તે છન્દ કરો ? મંદ શો ઉજાસ છે.
સામી કોણી ટોચ વાઈ કવીશ્વર વાલભ કહે
ચંદ મંદ એમ પૂર-આનન્દ ચનાસ છે.

મુઓ પ્રથીરાજ અરિહાથ એ પ્રખ્યાત વાત;
કર્ણકેરી હેવી ખ્યાત, જગતજન જાણે છે;
પ્રથીરાજરાસો અને કર્ણનું ચરિત્ર વાંચો;
રાંસાનો તમાશો ચઢે, કવિ વ્યર્થ વાણ છે.

કર્યું લાંબું: પિંગળ અભંગળની વાત જેમાં;
હેમાં કવિત્વ કશું છે? અન્ન હેના પ્રાણ છે.

( ૨ )

ધિક્ ગુર્જર ! છે ધિક ! રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઇયે !
છન્દ પ્રેમ તણા ઘણા; પદમાં તો શેની મણા ?
દુહા ને ચોપાઈ ઘણી સાખજોધ જોઇયે.

ચાર જણે જોડ કર્યું, એક જણે કર્યું આ તો,
હેવું નવ જુવે કોઇ; પ્રાતે ખરું ખોઇયે;
મૂગા મૂઢ નિર્લજ્જ સૌ પેટે પડિયા પાપાણ !
ગુજરાત શુષ્ક થયો, શું રસાળ ખોઇયે ? *

અહિં પોતાના પિતાની કૃતિયોની ગણતામાં નાટકનું નામ પણ દીધું નથી એ—જો પ્રેમાનન્દે નાટક રચ્યાં હોય તો તો—આશ્ચર્યની જ વાત છે. તે કાળમાં હિન્દી, બંગાળી, મરાઠી, ઇત્યાદિ ભાષાઓમાં નાટકસાહિત્ય બિલકુલ હતું નહિં, આ સંસ્કૃત રીતિનું નાટકસાહિત્ય હતું જ નહિં, તેથી ગુર્જરભાષામાં પ્રેમાનન્દે આ નાટકસાહિત્યનો ઉદય કરાવ્યો હોય તો તે અસાધારણ નવાઈની અને વડાઈની જ વાત ગણાય, અને વલ્લભ બડાઇખોરો માણસ હતો; તો એ નાટકો વિશે આમ મૌન રાખે એ કેવું અદ્ભુત ! માત્ર કાવ્યોની જ તુલના આ કવિતામાં કરીછે એમ બચાવ કરવા કોઇ જશે તો તે ભૂલો જ પડશે;—પિંગળ વિશે પણ વલ્લભે ઉલ્લેખ કર્યોછે; તો નાટક જેવી નવાઈની વાત એ કદી પણ ચૂકે નહિં. વલ્લભે મૌન નથી રાખ્યું; અને હેની કોઇ કૃતિમાં નાટકો વિશે ઉલ્લેખ છે એમ હવે વળી કોઇ પુરાવો રજૂ થાય તો હેવા પુરાવા ઉપર કેટલો વિશ્વાસ રખાય તે કહેવાની જરૂર જ નથી. આ કવિત શિવાય અન્યત્ર નાટકના અસ્તિત્વના ઇશારાનાં પણ વચનો હોત તો જરૂર રા. કેશવલાલ અને હેમનો મત સ્વીકારનારા તે અસાર સાક્ષીમાં ગાજી

---

* ઉપરનાં કવિત મ્હેં રા. કેશવલાલના 'પ્રેમાનન્દ' વિશેના નિબન્ધમાંથી ઉતારેલાંછે. પરંતુ 'કુન્તીપ્રસન્નાખ્યાન'માં ૨૫ કવિતનો 'મંગલાચાર' વિભાગ છે ત્હેમાંથી એ કવિતો છૂટક છૂટક વીણી કાઢેલાંછે. એ પચીસે કવિતો તપાસતાં જણાશે કે નાટકો વિશે ઉલ્લેખ કહિં પણ નથી.

વગાડીને બતાવ્યા વિના રહેત જ નહિં. અર્થાત્, હજી સુધી તો હેતું કોઇ વચન વલ્લભનું કે અન્ય કવિઓનું એ લોકોના પણ જાણવામાં નથી એમ માનવાને બાધ નથી.

આ ત્રણ નાટકો તે 'નાટકો' નથી પણ 'આખ્યાન' છે તેથી વલ્લભે ગણાવ્યાં નહિં હોય—એમ દલીલ કોઇ બતાવે તો એટલો જ ઉત્તર છે કે 'આખ્યાન' એમ નામ આપવાનું કારણ "રોષદર્શિકા સત્યભામાખ્યાન" ની પ્રસ્તાવનામાં સૂત્રધારના મુખમાં મૂક્યુંછે તે ઉપરથી જણાયછે કે 'નાટક' તરીકે એ ઉદ્દિષ્ટ તો છે જ છે. પારિપાર્શ્વકનું વચન છે કે—"તમે તો નાટક શબ્દને પણ નાતબ્હાર મૂક્યોછે." તે પણ સ્પષ્ટ સૂચવેછે કે નાટકરૂપે જ આ ગ્રન્થો ઉદ્દિષ્ટ છે§ માટે આ શાબ્દિક દલીલ તો અસાર જ ગણાશે.

આભ્યન્તર પ્રમાણો મ્હારા નિબન્ધમાં એટલાં બધાં છે કે અહિં ત્હેનો વિસ્તાર કરવો અશક્ય છે. ભાષા, શૈલી, સંસ્કૃત છન્દઃશાસ્ત્રના છન્દો, કાલવિશેષ દર્શાવનારાં વચનો, ઇત્યાદિ અન્તર્ગત સ્વરૂપોનો સ્પર્શ અહિં થઇ સકશે નહિં. માત્ર બે ત્રણ નમૂના અને બે ત્રણ મહત્વની કહેવત વગેરેનું જ દર્શન કરાવીને સંતોષ માનવો પડશે.

(૧) અંગ્રેજી ઢબનાં વચનો—મ્હેં મ્હારા નિબન્ધમાં પૃ. ૫૩–૫૪મે બતાવ્યાંછે. ત્હેમાંનું એક જ લઇયે. **સદાને માટે**—આ અંગ્રેજી for ever નો શબ્દશઃ તરજૂમો જ છે. ગુજરાતી ભાષારૂઢિથી કેવળ વિરોધી જ છે. આપણે તો 'સદાયનું' કે એ રીતે જ વચન વાપરિયે. માટે એ for નું જ પ્રતિબિમ્બ મૂકવાથી ગુજરાતી ભાષારૂઢિનો ભંગ ખાસ પકડાઇ આવેછે. અંગ્રેજી ભાષારૂઢિયોના ગાઢ પરિચયથી આવાં વચનો બહુ સાંભળવામાં આવવાથી ભ્રમ થાયછે કે તે ગુજરાતી જ હશે—તે વિશે એ નિબન્ધમાં How are you? નો તરજૂમો "કેમ છો?" (કેમ છે? ને બદલે) પારસીઓ ઉનેથી મુંબાઇગરા ગુજરાતીઓએ લીધેલાનું ઉદાહરણ મ્હેં બતાવ્યું જ છે. ત્હેવું જ એક બીજું ઉદાહરણ આપું. "મ્હેં ત્હેને ડોળું આપ્યું નહિં" એ કેવળ પારસી ગુજરાતી વચન જ છે. અંગ્રેજીમાં To give countenance એમ છે અને countenanceનો અર્થ 'મુખ' મ્હો, એમ પણ થાયછે. અને પારસી slang (અપભાષા) માં મ્હોને 'ડોહું' કહેવાયછે, એ સર્વનો શેળભેળ ભ્રમમૂલક થઇને આ પારસી ગુજરાતી વાક્ય ઉદ્ભવ પામ્યુંછે. તે ગુજરાતીઓમાં પણ પેશી ગયુંછે.—અને 'ડોહું' તે 'ડોળો' નું રૂપ એમ માનીને કેટલાક ગુજરાતી શુદ્ધ કહેવત હશે એમ સમજી જાયછે.—મતલબ કહેવાની એ કે "સદાને માટે" એ પરિચયજનિત ભ્રમથી ના છેતરાનારાને તો અંગ્રેજી ઢબ સ્પષ્ટ જ જણાશે. અને પ્રેમાનન્દ અંગ્રેજી ભણ્યા હતા એ વાત હજી આપણે જાણવી બાકી રહેલીછે.

(૨) ગદ્યમાં અન્તર્યમક—નિબન્ધ પૃ ૫૪–૫૫ મે મ્હેં બતાવ્યાછે તે તરફ ખાસ લક્ષ ખેંચુછું. આ પ્રકારના અન્તર્યમક કેવળ આધુનિક અને પારસી નાટ-

§ 'રોષ દર્શિકા સત્યભામાખ્યાન' પૃ–૧૫–૧૬.

કોમાંથી અનુકરણ કરીને આણેલી રચનામાં જ દર્શન દેછે.§ એ અન્તર્ધર્મકનાં ૧૦ ઉદાહરણો એ ત્રણ નાટકમાંથી મ્હને જડ્યાંછે.

(૩) "એક કાંકરે અનેક પક્ષી પડે" એ અંગ્રેજી કહેવત To kill two birds with one stone ઉપરથી લગભગ શબ્દશઃ ઉતારેલો નમૂનો છે. આ બાબત રા. કેશવલાલનો બચાવ અને હેનો પ્રત્યુત્તર લબાણવાળી ચર્ચાથી મ્હેં નિબન્ધમાં પૃ. ૪૭–૫૦ માં આપેલાછે તે તરફ લક્ષ ખેચી સંતોષ માનુંછું. એ ચર્ચાનું તાત્પર્ય એટલું જ છે કે અમુક ભાષાની કહેવતો તે તે ભાષા બોલનારી પ્રજાના જીવન, ઇતિહાસ, સ્વભાવ, ઇત્યાદિનાં સૂક્ષ્મ આકારમાં પ્રતિબિમ્બ છે. અને ગુર્જર પ્રજાના જીવનમાં, સ્વભાવાદિકમાં, આ પ્રકારની કહેવતનું બંધારણ થાય હેવી સ્થિતિ હતી નહિં. અંગ્રેજી અને ગુજરાતી કહેવતો એક બીજાને મળતી અનેક જડેછે તે વાત આ દલીલને બાધ કરે એમ નથી. હેવું મળતાપણું જનસ્વભાવમાં સમાન સ્વરૂપોને વળગીને રહેલું હોયછે. પરંતુ જ્હાં વિશેષ-રૂપના જીવન સ્વભાવાદિકની કહેવતો હશે ત્હાં સામ્ય નહિં જડે. "સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો," અથવા "સાસુ શેકે સવેળા તો વહુ શેકે કવેળા" હેની કહેવતો અંગ્રેજીમાં જડી સકશે ત્હારે "એક કાંકરે અનેક પક્ષી પડે" હેવી કહેવત શુદ્ધ ગુજરાતી તરીકે સ્વીકારીશું; ત્હાં સુધી તો અશ્રદ્ધાની નજરે જ જોવાનો આપણો હક છે.

(૪) પરંતુ એક પ્રથમ દર્શને નજીવું પણ ખરે સ્વરૂપે બહુ જ મહત્વનું આભ્યન્તર પ્રમાણ પેલી સંસ્કૃત કહેવતોમાંથી જડેછે. એ કહેવતોથી તો ખરેખર આ નાટકોની આધુનિકતા પકડાઈ આવેછે. બીજું કાંઇ પણ ના હોય અને આ બે કહેવતો હોય તો તેટલા ઉપરથી જ હું તો આ નાટકોને બનાવટી ઠરાવવાની હિમ્મત ધરુંછું. એટલું જ કે એ કહેવતો ક્ષેપક ના હોવી જોઇયે. પરંતુ ક્ષેપક છે એમ કહેવાની આજ સુધી કોઇની હિમ્મત ચાલી જ જણાતી નથી. અને એ કહેવતો શિવાય બીજા એટલા બધા આધુનિક પ્રકારો છે કે બધાને ક્ષેપક કહેનાર હાંસીને પાત્ર થવાનો.

તો એ બે કહેવતો તરફ આજ ખાસ ધ્યાન ખેંચુંછું;—એ આ છે.—

(१) दुग्धनो दग्धो बालो दाधे पुनः फुत्कृत्य पिबति.

(२) यस्य अन्नं तस्य पुण्ये रन्धकारस्य धूमकः

આ વિશે મ્હારા નિબન્ધમાં ચર્ચા સવિસ્તર કરીછે.—(પૃ. ૭૦—૭૧ જુવો). અહિં એક બે વાતો વિશેષ અને નવી ઉમેરુંછું.—

આ કહેવતો આ રૂપમાં સંસ્કૃતમાં જોવામાં આવેલી નથી; रन्धकारस्य धूमकः વાળી

§ પૂરવણી નં. ૧૨ માં આ પારસી ગુજરાતી વગેરે નાટકોમાંના નમૂના આપ્યાછેતે જુવો.

તો કોઇ પણ રૂપમાં સંસ્કૃત સાહિત્યમાં દીઠી નથી.—કોઇ બતાવિશે તો ખુશીથી હું આ વચન ફેરવીશ, અને વિશેષ પરીક્ષા કરીશ. જો સંસ્કૃતમાં પ્રથમની કહેવત દુર્ઘટો દમ્ભઃ ઇત્યાદિ વાળી આના આ જ શબ્દોમાં હોય તો તો કશું કહેવાનું નથી. પરંતુ તેમ છે જ નહિં. અને શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસની 'ઉત્સર્ગમાળા' માં આ બન્ને કહેવતો જડેછે, અને આને આ જ શબ્દોમાં—અને એ શબ્દોવાળું જ સ્વરૂપ આપવાને માટે વ્રજલાલ શાસ્ત્રીનો ખાસ એક હેતુ હતો. હેમણે એમ પ્રતિજ્ઞા લખીછે કે—ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી આવીછે (તે શબ્દોમાંથી શબ્દો એટલું જ નહિં, પણ જાણે વાક્યોનાં વાક્યો પણ ઉતરી આવ્યાંછે), અને તે પ્રતિજ્ઞાની સાબીતી માટે બીસ પચાસ ઉખાણા (અર્થાત્ કહેવતો) ગુજરાતીમાં આપી, તે ઉપર હેનાં સંસ્કૃત સ્વરૂપ આપ્યાંછે. આ રીતિ સ્વીકારવામાં સંસ્કૃત વ્યાકરણ, ભાષારૂઢિ, ઇત્યાદિનો અનાદર કરીને સંસ્કૃત રૂપ વાક્યોમાં મૂક્યાંછે. તે ઉપરથી જ જણાઈ આવેછે કે એ સ્વરૂપમાં તો મૂળ વાક્યો સંસ્કૃત સાહિત્યમાં જણાતાં નહિં. વિગતો બતાવ્યાથી સ્પષ્ટતા થશે.

બીજે નંબરે મૂકેલી કહેવતમાં:—

(૧) कस्य अर्थं—અહિં સંસ્કૃતમાં તો यस्यार्थं એમ સંધિ થાય. પરંતુ વ્રજલાલ શાસ્ત્રીને તો ગુજરાતીમાં 'જે'નું અર્થ' એમ પ્રતિબિમ્બ સ્પષ્ટ બતાવવું હતું તેથી अर्थं એમ છૂટો પાડીને શબ્દ મૂક્યો.—અને તે જ સ્વરૂપે આ નાટકમાં પણ એ કહેવત દેખાય છે;

(૨) મ્હેં નિબન્ધમાં બતાવ્યુંછે તેમ रन्धकार એ શબ્દ અશુદ્ધ જણાયછે. સંસ્કૃતમાં रन्धनकार એમ સંભવે. 'રાંધનારો'—એ શબ્દ—रन्धनकारः—રંધણઆરો—રંધણ હારો—રાંધનારો એ ક્રમોમાં થઈને આવે. કરણહાર, સરજનહાર, ઇત્યાદિમાં હકાર તે મૂળ कार ના आर થએલામાં ઉમેરાઈ પછી કાલક્રમે લુપ્ત થઈ નાર પ્રત્યય થયોછે એ રા. કેશવલાલ ધ્રુવે નિર્વિવાદ રીતે "વાગ્વ્યાપાર" ના હેમના નિબન્ધમાં બતાવ્યુંછે.*

એ ખરું કે 'ઉત્સર્ગમાળા' માં વ્રજલાલ શાસ્ત્રીએ ગુજરાતીમાં તો 'રંધવારો' શબ્દ મૂકેલો છે (રાંધનારો—નહિં). પરંતુ रन्धकार ઉપરથી 'રંધવારો,' શબ્દ ઉત્પન્ન કરવો કઠણ છે, અને થઈ શકે તો પણ रन्धकार શબ્દ જ મૂળમાં અશુદ્ધ છે.

ત્હારે આ रन्धकार શબ્દની અશુદ્ધિ—જે વ્રજલાલ શાસ્ત્રીની જ આણેલી હતી તે પણ—આ નાટકમાં પુનરુક્તતા પામીછે. અને 'રંધવારો' શબ્દનું પ્રતિબિમ્બ આણવા માટે જ रन्धकारः એ અશુદ્ધ શબ્દ કલ્પ્યોછે; ને તે નાટકમાં તદ્રૂપ આવ્યોછે. પણ દુર્ઘટો દમ્ભઃ ઇત્યાદિ વાળી કહેવતમાં તો આથી પણ વધારે અને ઉપરાઉપરી છિદ્રો પકડાઈ આવેછેઃ—

---

* "વાગ્વ્યાપાર"—પૃ. ૨૩.

સંસ્કૃત ઉપરથી ગુજરાતી થયાનું બતાવવાને માટે જ શાસ્ત્રી મહારાજે નીચેના પ્રત્યય વગેરેનો ઉપયોગ કર્યોછેઃ—

(૧) दुग्धतः હેમાં तः પ્રત્યય આવ્યોછે. સંસ્કૃતની ભાષારૂઢિ પ્રમાણે તો दुग्धेन એમ સંભવે. તેમ જ ગુજરાતીમાં “ દૂધથી દાઝ્યો ’ એમ કહેવત નથી પણ ‘ દૂધનો દાઝ્યો ’ એમ છે. પરન્તુ ‘થી’ પ્રત્યય સંસ્કૃત तः ઉપરથી આવ્યોછે એ બતાવવા માટે શાસ્ત્રી મહારાજે दुग्धेन ને બદલે दुग्धतः મૂક્યું.§ અને તે જ રૂપની આપણા નાટકમાંની કહેવતમાં હૂબહૂ છાપ પડીછે.

(૨) તે જ રીતે पुनः શબ્દ પણ સંસ્કૃતમાં अपि ને ઠેકાણે મૂક્યોછે—જે અર્થમાં पुनः શબ્દ સંસ્કૃતમાં વપરાયો જાણ્યો નથી;—તે પણ ગુજરાતી શબ્દ ‘ પણ ’ ને पुनः ઉપરથી આવ્યો બતાવવા માટે; અને તેનો તે पुनः શબ્દ નાટકમાંની કહેવતમાં યથાવત્ ઉતાર્યો દેખિયે છિયે;

(૩) પણ વળી વિશેષ સચક વાત તો એ છે કે ‘ દહિં ’ ‘ પીવાય નહિં, ખવાય,– છતાં વ્રજલાલ શાસ્ત્રીએ दधि पिबति એમ કર્યું એ આપણા નાટકમાં પણ એ વિચિત્ર ભૂલ તેમની તેમ ઉપાડીને મૂકાઈ!

(૪) વળી, દૂધ પ્રવાહી અને દહિં તો ઠરેલી સ્થિતિમાં, એટલે દૂધનો ભ્રમ દહિંને વિશે સંભવે જ નહિં છતાં શાસ્ત્રી મહારાજે દહિં શબ્દ સંસ્કૃત दधि ઉપરથી આવેલો દર્શાવવા માટે—ઉપર કહેલા અસંભવનું વિસ્મરણ કરીને—दधि શબ્દ મૂક્યો, એ નાટકમાં પણ તે જ શબ્દ આવ્યો. ગુજરાતીમાં કહેવત છે હેમાં તો ‘ છાશ પીવાનું ’ છે–અને તે બંને રીતે બંધ બેસેછે; છાશ પ્રવાહી હોઈ પી શકાય, અને દૂધનો ભ્રમ હેમાં સંભવે. વસ્તુસ્થિતિ કાંઈક આમ હશે. ‘ હિતોપદેશ ’ માં આ કહેવતનું મૂળ સ્વરૂપ—

बालः पायसादग्धो दध्यपि फूत्कृत्य भक्षयति ।

એ પંક્તિમાં વ્રજલાલ શાસ્ત્રીએ દીઠેલું હેમના મનમાં રમી રહ્યું હશે; અને ગુજરાતી કહેવત—

‘ દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પિયે. ’ એ પણ હેમની જાણમાં હોવું જોઇયે; આ બંનેનું વિચિત્ર મિશ્રણ થઈને શાસ્ત્રી મહારાજે दुग्धतो दग्धो बालो दधि पुनः फुत्कृत्य पिबति. એમ કહેવતનું સ્વરૂપ ઘડી કહાડ્યું; હેમાં तः ઉપરથી થી पुनः ઉપરથી પણ, અને दधि ઉપરથી દહિં એમ શબ્દો આવ્યાનું બતાવવાના

§ ‘ ઉત્સર્ગમાળા ’ માં તો तः નું પૂરું સામ્ય બતાવવાને ‘ દૂધથો ’ એમ ગુજરાતી રૂપમાં મૂક્યુંછે, તે અહિં નોંધવું જોઇયે.

હેતુના જોસમાં ને જોસમાં સંસ્કૃત ભાષા તથા રૂઢિ, અને રૂઢિ અને દૂધ બાબતના ઉપર બતાવેલા એ અસંભવો, એ સર્વેનું બલિદાન અપાયું. અને એ બલિદાન આપનારા સ્વરૂપમાં જ એ કહેવત આપણા આ નાટકમાં શબ્દે શબ્દ મૂકી દેવામાં આવીછે.§—

આમ આ કહેવતોમાં વ્યાકરણાદિક દોષો અને અસંભવના દોષો પણ મૂળ પ્રમાણે પ્રતિબિમ્બમાં પણ મુદ્રિત થયા દેખિશે—તો પછી એ જ અનુમાન વાજબી રીતે ફલિત થાય કે 'ઉત્સર્ગમાળા' માંથી જ આ કહેવતો આ નાટકમાં ઉતારાયલીછે. અને 'ઉત્સર્ગમાળા' તો ઈ. સ. ૧૮૭૦ માં પ્રથમ પ્રગટ થઈ. અર્થાત્ આ નાટકો તે પછીનાં જ હોવાં જોઇયે.

આટલી બે કહેવતો ઉપરથી જ બનાવટ પકડાઈ આવેછે એમ કહેવામાં અત્યુક્તિ નથી. ત્રીજી સાહિત્ય પરિષદમાં મ્હારા નિબન્ધમાંથી થોડાક જ ભાગ વંચાયા હતા તે વખતે—'સદાને માટે' (for ever) એ વચન તથા બીજા એકાદ આધુનિક અંશનું શ્રવણ થતાં જ એક વિચારશીલ ગ્રેજ્યુએટના મન ઉપર તરત છાપ પડી કે આ નાટકો પ્રેમાનન્દનાં હોઈ શકે નહિં. આ વાત તે ગ્રેજ્યુએટે પોતે મ્હને કહીછે.

(૫) હવે હું એક જ આભ્યન્તર પ્રમાણનો સ્પર્શ કરીશ. મરાઠી ભાષાના સંસ્કાર દર્શાવનારા શબ્દો—આ નાટકોમાં જણાયછે તે વિશે નિબન્ધમાં (પૃ. ૬૦–૬૨ મે) સવિસ્તર ચર્ચા મ્હેં કરીછે. 'જોશી પુત્ર્યા' હેમાં 'પુત્ર્યા,' 'આટોપવું' 'લક્ષ' ને બદલે 'લક્ષ્ય,' 'શપથ' અને 'દુર્ભિલ'—એ શબ્દો તે સ્થલે તપાસ્યાછે અને એ મરાઠીમાંથી પ્રાપ્ત થયેલાછે એમ બતાવ્યુંછે. ખાસ કરીને 'દુર્ભિલ' શબ્દ તો નિઃસંશય શુદ્ધ મરાઠી જ છે.*

હવે પ્રેમાનન્દને મરાઠી ભાષાના પોતાની રચનામાં સંસ્કાર પેસાડે હેવો સંપર્ક એ ભાષાના સાહિત્ય જોડે ન્હોતો એ વાત ખાસ ધ્યાનમાં રાખવાનીછે. મરાઠાઓનો ગુજરાતમાં પૂર સત્તામાં પ્રવેશ ઈ. સ. ૧૭૨૦ માં શરૂ થયો; પરંતુ પ્રેમાનન્દના વતન વડોદરામાં ગાયકવાડની કાયમ સ્થાપના ઈ. સ. ૧૭૩૪ માં થઈ, અને તે જ સાલમાં પ્રેમાનન્દનું મરણ થયું. તે પૂર્વે મરાઠાઓનો તળ ગુજરાતમાં પ્રવેશ કેવળ લૂંટફાટ, આવ્ય જા, જોર વસૂલ પુરતો જ હતો.

વળી પ્રેમાનન્દ અને હેના આશપાસના સમયમાં દેશમાં અસ્થિરતા, અશાન્તિ, હેવાં હતાં કે અન્યભાષાના સાહિત્યનો પ્રવેશ થવો અશક્યવત્ હતો. અન્ય-

§ આ વિશે વિશેષ ચર્ચા માટે પૂરવણી નં. (૧૦) જુવો.

* આ બાબત વિશેષ ચર્ચા માટે પૂરવણી નં. (૧૩) જુવો.

ભાષાના સંસ્કાર કેવી હાલતોમાં પ્રવેશ પામી સ્થિર થઈ શકે તે મ્હેં નિબન્ધમાં (પૃ. ૨૭–૩૦ માં) વિસ્તારથી ચર્ચ્યુંછે. અને રા. કેશવલાલ ધ્રુવ પોતે પણ પ્રેમાનન્દના સમયમાં મરાઠીભાષા "સ્વરાજ્યને પ્રતાપે મહારાષ્ટ્રમાં પૂજ્ય પામતી થઈ હતી" કહેછે† તે ઉપરથી કહી શકાશે કે એ ભાષાના સાહિત્યનો ગુજરાતમાં પ્રવેશ તો ના જ થયેલો એમ માનવું પડશે—તો હાવા મરાઠી શબ્દો સ્વીકારનારો ગ્રન્થ પ્રેમાનન્દના સમયમાં સંભવે નહિં.

આ ચર્ચા તો નિબન્ધમાં થઈ ચૂકીછે તે તરફ લક્ષ ખેંચવા જ આટલું કહ્યું. અહિં એ સમ્બન્ધમાં એક વિશેષ વાત કહેવાની છે. તે એ કે મરાઠી ભાષાના સંસ્કાર પેસે એટલો સંપર્ક પ્રેમાનન્દના સમયમાં જ જો થયો હોય તો તો જેમ પ્રેમાનન્દે ગુર્જરગિરાને બીજી બધી ભાષાઓ કરતાં સર્વોપરિ બનાવવાની પ્રતિજ્ઞા લીધેલી કહેવાયછે, અને હિન્દીની જોડે સ્પર્ધા બાંધી સમર્થ વિગ્રહ ચલવ્યાનું રા. કેશવલાલ હેમના નિબન્ધમાં (પૃ. ૧૭–૨૦ માં) કહેછે, તેમ મરાઠી ભાષાના સાહિત્ય જોડે પણ સ્પર્ધા હેણે કેમ ના બાંધી? આમ પ્રશ્ન અને શઙ્કા કાઢી શકાય. હેવી સ્પર્ધા ના બાંધી તે ઉપરથી ખરું અનુમાન તો એ જ ઊતરે કે પ્રેમાનન્દના કાળમાં મરાઠી ભાષાના સાહિત્યનો પ્રવેશ જ ગુજરાતમાં નહોતો પરંતુ આરમ્ભથી જ શ્રદ્ધાના પાયા ઉપર ઇમારત ચણીને રા. કેશવલાલ એથી ઉલટા જ તર્કમાં સપડાયછે, અને કહેછે:—

"પરંતુ હિન્દુસ્તાનીની સ્પર્ધા આદર્યા બાદ મરાઠીની સ્પર્ધા આદરવા જેવું રૂહેઉં નથી એમ કરી હેને ઝપાટામાં નહિં લીધી હોય."*

આ તર્ક માટે આધાર કશો નથી. આથી પણ વધારે આગળ વધી રા. કેશવલાલ કહેછે કે પ્રેમાનન્દે મરાઠીને વીસારી નથી દીધી અને હેને માટે પ્રમાણો બે આપેછે:—

(૧) 'તપત્યાખ્યાન' નાટકના ભરતવાક્યમાં—ગુજરાતી ભાષાનું નામ 'મહાગુર્જરી' કહ્યુંછે તે 'મહારાષ્ટ્રી' એ નામની સાથે સ્પર્ધા દર્શાવનારુંછે.*

(૨) એ જ નાટકની પ્રસ્તાવનામાં—વ્રજવાસી સાથે મહારાષ્ટ્રી નટને ખડખડિયું આપવાનું કહ્યુંછે.*

અહિં પ્રથમ કહેલું પ્રમાણ કેવળ અતિ સૂક્ષ્મ કલ્પના ઉપર જ ટકી રહેછે. 'મહારાષ્ટ્રી' શબ્દ તે મહા અને રાષ્ટ્ર એમ દેશના નામ ઉપરથી આવ્યોછે. હેના પડછામાં ગુર્જરીને મહા શી રીતે લગાડાય તે કળાતું નથી. 'રાષ્ટ્રી' એમ કાંઇ ભાષાનું નામ—ગુર્જરી—ની પેઠે નથી. અને મહારાષ્ટ્રી જોડે સ્પર્ધા કરવાનું પ્રેમાનન્દે ધાર્યું જ નહોતું એમ જો રા. કેશવલાલ માનેછે તો પછી મહાગુર્જરીમાં હાવો ક્લિષ્ટ કલ્પનાથી સ્પર્ધાનો હેતુ જોવો એ અસંગત લાગેછે.

† 'પ્રેમાનન્દ'–વિશે હેમનો નિબન્ધ પૃ. ૧૮
* 'પ્રેમાનન્દ'–વિશે હેમનો નિબન્ધ, પૃ. ૨૦ છેલ્લી બે પંક્તિઓ.

બીજા નંબરના પ્રમાણ માટે શું કહેવું ? મૂળ છાપેલા ગ્રન્થમાં જ “ મહારાષ્ટ્રી ” શબ્દ નથી, પણ ' બંગવાસી ' છે. તે કેવળ સ્વેચ્છાથી જ બદલી નાંખી ' મહારાષ્ટ્રી ' એમ સ્થાપવું, અને પછી હેમાં મરાઠી સાથેની નવી સ્પર્ધાનું અદ્ભુત પ્રમાણ જોવું—એ પદ્ધતિ તો ખરે અગમ્ય જ છે. કોઇ અત્યારે કહેવા આવે કે માધવરાવ પેશવા ગુજરાતના વાણિયા જેવી પાઘડી પ્હેરતા હતા તે ગુજરાતી ઉપર હેમના પ્રેમનું ચિહ્ન હતું; અને કોઇ એ ઉપર શંકા કાઢે કે હેમની છબિયો વગેરેમાં તો દક્ષણી પાઘડી દેખિયે છિયે; ત્હેના ઉત્તરમાં તે માણસ દલીલ આણે કે એ દક્ષણી પાઘડી પ્હેરાવી છે તે ભૂલ છે ગુજરાતી પાઘડી જ જોઇયે;—ત્હેના જેવી આ ' મહારાષ્ટ્રી ' પાઠની કલ્પના બનેછે.

આ કલ્પના માટે કશો આધાર છે ? નાટકની મૂળ પ્રત કોઇયે દીઠી જ નથી. કેશવલાલભાઇયે પણ દીઠીછે એમ એ કહેતા નથી. અને મહારાષ્ટ્રી એ ચાર અક્ષરો ભ્રમથી બદલાઇને લહિયાએ બંગવાસી કર્યા હોય એમ એ અક્ષરોની ઘટનામાં પણ સંભવતું નથી. ' પ્રેમાનન્દ ' વિશેના પોતાના નિબન્ધને અન્તે અનુપૂર્તિમાં રા. કેશવલાલ કહેછેઃ—“ ભ્રષ્ટ પાઠ ' બંગવાસી ' બદલી ' મહારાષ્ટ્રી ' કલ્પ્યાનાં કારણ ” પોતે એ નિબન્ધમાં આપી સક્યા નથી. પરંતુ નિબન્ધ સભામાં વાંચ્યો તે વખતે તો જાણે લંબાણનો ભય હતો, પણ છાપી પ્રગટ કર્યો ત્યારે તો આ મહત્ત્વની પાઠાન્તરકલ્પનાની અનાધાર છૂટ લેવાનું કારણ આપવાની હેમની અવશ્ય ફરજ હતી. મ્હારા આ નાટકો વિશેના નિબન્ધમાં આ બાબત શંકા બતાવ્યે સવા વર્ષ ઉપર થઇ ગયું છતાં આ બાબત ખુલાસો હેમણે હજી આપ્યો નથી એ આશ્ચર્યની વાત છે.* હાવી કલ્પિત પાઠ ઉપર ચણેલી મરાઠીના સ્મરણની કલ્પના આપોઆપ જ તૂટી પડે તો શું આશ્ચર્ય ?

ગુર્જરાણાં મુખં સ્રસ્તં એ શ્લોકચરણ ' પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન ' માં નજરે પડેછે તે ઉપરથી મરાઠીની સ્પર્ધાનું અનુમાન બાંધવાનું નથી; પ્રેમાનન્દના સમયમાં મરાઠી જોડે સ્પર્ધા થાય

* રા. કેશવલાલભાઇયે મ્હને લખ્યું કે આ નાટકો બાબત સિદ્ધાન્ત ઉપર આવવાને બહુ વર્ષ જોઇયે ત્હેના ઉત્તરમાં મ્હેં તા. ૨૫-૧૧-૧૯૧૦ ના પત્રમાં માગણી કરી હતી કેઃ—

(૧) ' બંગવાસી ' ને બદલે ' મહારાષ્ટ્રી ' પાઠ સ્વીકાર્યાનાં કારણ;

(૨) વલ્લભે પોતાના પિતાનાં નાટકો વિશે મૌન કેમ આદર્યુંછે તે પ્રશ્ન;

(૩) ' આ તે લલિત સુમન મધુકર સવે શકે '—ઇત્યાદિમાં ચાતુર્યયુક્ત ધ્વનિ ત્હમે દાખવો છે તે માટે પ્રમાણ;

અને (૪) ' અતિથિસત્કારગૃહ ' શબ્દ ' રોપદર્શિકા સત્યભામાખ્યાન ' માં છે કહોછો—તે સોધ્યો જડતો નથી, માટે તે ક્યાં છે ?—

આટલી બાબત તો ત્હમારી તરફથી વિશેષ પ્રકાશની આશા મ્હેં રાખી હતી. આ પ્રશ્નોનો ખુલાસો પણ હજી સુધી હેમણે કર્યો નથી.

એટલો એ સાહિત્યનો પ્રવેશ જ ન્હોતો, અને ગુર્જરાણાં મુક્ષં ગ્રષ્ટ એ લૌકિક શ્લોક આધુનિક છે, એ વાત મ્હેં નિબન્ધમાં ( પૃ. ૭૨ મે ) દર્શાવી જ છે.

તેમ જ અભંગની છન્દરચના મરાઠીમાંથી પ્રેમાનન્દે લીધી એ કલ્પના ઉપરથી પણ મરાઠીના સંસ્કાર પ્રેમાનન્દને હતા એમ ઠરાવી દેવામાં દોષ આવશે. અભંગની રચના માત્ર 'દ્રૌપદીહરણ ' કાવ્યમાં છે, એ કાવ્યના કર્તૃત્વ વિશે મ્હેં શઙ્કા મ્હારા નિબન્ધમાં કારણો સહિત દર્શાવીછે ( પૃ. ૨૩–૨૫, તથા ૩૩ ); અને હેમાંના અભંગની આધુનિક સ્વરૂપઘટનાનું વિવરણ કર્યુંછે. તે ઉપરાંત એક પ્રશ્ન ઉમેરુંછું કે ' કુન્તીપ્રસન્નાખ્યાન ' માંથી ચાલુનું કવિત રા. કેશવલાલે પોતાના નિબન્ધને પૃ. ૨૦ મે ઉતાર્યુંછે, ત્હેમાં છન્દ, પદ, દૂહા અને ચોપાઈ એ ચાર પદ્યરચનાઓના ભેદમાં પ્રેમાનન્દની સરસાઈ વર્ણવીછે, તો અભંગ વિશે કેમ મૌન રાખ્યું હશે ? હિન્દી જોડેની સ્પર્ધાનો પ્રસંગ હતો માટે આમ હશે ?—આ શઙ્કાને વિશેષ બળ હું નહિ આપું.

ત્હારે આ ચર્ચાથી એટલું જણાશે તો હું સન્તોષ માનીશ કે આવા પ્રસંગમાં શુદ્ધ ઐતિહાસિક અને વિવેકની દૃષ્ટિથી પરીક્ષા થતી નથી. શ્રદ્ધાના પૂરમાં તણાઈને સારા સારા પંડિતો પણ આ દૃષ્ટિનો ઉપયોગ ઘણીવાર કરતા નથી. ' જગન્નાથી 'નો પાઠ બદલી "મહારાષ્ટ્રી"નો કલ્પી તે ઉપર તર્કની ઇમારત ચણ્યાનો દાખલો તો હમણાં જ આપણે જોયો. હેવો જ એક બીજો દાખલો—કાંઈક ઉતરતા દરજ્જાનો—રા. કેશવલાલના ' પ્રેમાનન્દ ' ના નિબન્ધમાંથી જડેછે. વિક્રમના ૧૭ મા શતકમાં ગુર્જરભાષાની અવગણના અને હિન્દીની ચડતીનું સબળ ઇતિહાસદર્શન કર્યાં છતાં હેમાં પ્રમાણરૂપે એક દૂહો ૧૭ મા શતકના લોકોના મુખમાં—હિન્દુસ્તાનીઓના મુખમાં—હેમણે મૂક્યોછે તે આ છેઃ—

> अत्रेतत्रेका सोल हि आने अठेकटेका बार
> आठ हि आने इक्कडंतिक्कड शुंशां पैसे चार *

હવે આ દૂહો ૧૭ મા શતકથી ઉતરી આવ્યો એમ માનવાને કશો આધાર છે ? ઉલટું, આ શ્લોકની ભાષામાં જ અનેક અંશો હેવા છે કે જે એ કલ્પના ઉપર સંશયની છાયા પાડે.

(૧)—के आने ને બદલે બે ઠેકાણે का છે તે અશુદ્ધ હિન્દી છે;

(૨) अत्रेतत्रे એ હિન્દુસ્તાની શબ્દ છે ?

अत्रे=અત્ર્યા એમ હોય; પણ तत्रे=શું ?

* '.પ્રેમાનન્દ '–પૃ. ૧૮–૧૯. "સત્તરમા શતકની ગણત્રીમાં ગુજરાતી છેક તુચ્છ લેખાતી અને જો તે એમ જ કહેતા કેઃ—" અર્થાત્ એ દૂહો એ શતકનો રા. કેશવલાલ માનેછે. " ' શું શાં પૈસે ચાર ' કહી ગુજરાતીનું ઉપહાસ કરનાર હિન્દુસ્તાનીને દંડાવ્યો "; અર્થાત્ એ દૂહો હિન્દુસ્તાનીઓનો એઓ માનેછે.

થયો—તથી હજી સંભવે. તથાપિ હિન્દુસ્તાનીના સબળ સૂચક ચિહ્નરૂપ આ શબ્દ-યોજના નથી જ.

(૩) શું-શાં-એ ગુજરાતીના ચિહ્નરૂપ શબ્દો સુઘટિત છે એ વાત ખરી પરંતુ ' શું ' એ શબ્દ ગુજરાતીમાં પાછલા બે સૈકાની અંદર વ્યાપકરૂપે પ્રચરિત થયેલો હોય એમ લાગેછે. પ્રેમાનન્દ અને વલ્લભનાં કાવ્યોમાં પણ ' શું ' ના અર્થમાં 'કશું' એ શબ્દ વપરાતો જણાયછે.* સત્તરમા શતકમાં એ શબ્દ ગુજરાતીમાં પૂર્ણ

---

* (૧) બાહુક બિહામણો આવી વશ્યો
કદ્રુપ ને વિયોગ તે કશો. ( નળાખ્યાન )

(૨) ચાંદનો તે ભંદ કશો ? મંદ શો હિતાર્થ છે.

(૩) એમાં કવિત્વ કશું છે ? આજ તેના પ્રાણ છે.

' કુન્તી પ્રસન્નાખ્યાન ' ( વલ્લભ )

' શું ' શબ્દની વ્યુત્પત્તિ કીદૃશંમાંથી ' કશું ' મારફત મ્હેં કાઢેલીછે. તે ચર્ચા 'વસન્ત' કાર્તિક ૧૯૬૨, ફાલ્ગુન ૧૯૬૩, તથા શ્રાવણ ૧૯૬૫ માં જુવો.

હાલ પણ ગામડામાં ' કે'તું ' એ શબ્દ ' કિયું ' ના પર્યાયરૂપે સંભળાયછે:—" ચેવો ભગનિયો ? "=કિયો ભગનિયો—ગામડાની ભાષા પ્રાચીન ગુજરાતીને વધારે વળગી રહેતી ઘણી વાર જણાયછે. એટલે, શું ( જે ' કિયું ' ને કાંઇક અર્થમાં સમીપ છે તે ) ના વપરાતાં ' કશું ' ( =કે'તું—જશું—તશું, તેમ કશું ) વધારે વાર પ્રાચીન ગુજરાતીમાં ટકી રહેલો સંભવે છે. અને પછી કશું—નો ક ખરી જઇને ' શું ' રહેલો.

પ્રાચીન ગુજરાતીમાં ' કશું ' નો કાળ અને ' શું ' નો કાળ—એ વિશે અન્વેષણ પંડિતોને હાથે થાય પછી આ વિશે ખાતરીથી કહેવાય. મ્હેં માત્ર કલ્પના સૂચીછે.

મધ્યકાલીન ગુજરાતીમાં કશું=(૧) કે'શું, અને (૨) કાંઇ—એમ હતું.

' નાગ પડાવે સુરજી જશું આંખે દેખે નાહિં કશું '

એ સામળની ચોપાઇમાં ' કશું ' નો અર્થ ' કાંઇ ' છે.
ઉપરના અન્વેષણ માટે થોડીક સામગ્રી નીચે ટાંકુંછું:—

मान रचु किशा कारण ताहणदीह विघ्यारि
( ' વસન્તવિલાસ ' શ્લો. ૨૪. )

सकल कला तुं निशाकर शा करं सइरि संताप
( ' વસન્તવિલાસ ' શ્લો. ૪૨. )

પ્રચાર પામ્યો હોવા બાબત મ્હને પ્રબળ સંશય છે.—મ્હારી ભૂલ હશે તો સ્વીકારતે હું અચકાઈશ નહિં.—તો તે શતકનો દુહો સંભવતો નથી.

કેવળ લૌકિક આધુનિક દુહાને આમ ઐતિહાસિક મહત્ત્વ આપવાની અયોગ્ય પદ્ધતિનું દર્શન આટલું કરીને આપણે બસ કરીશું.*

---

ત્યહિં ના ફત્તિશા માટે એ વચનમાં 'શું' શબ્દ જડેછે; પણ પ્રથમના શ્લોકમાં કિશા કારણ=કશા કારણ (=શા કારણ) એ વચનમાં કિશું રૂપ પણ દેખિયે છિયે; જે ક્રમે ક્રમે ગળી જતાં 'કશું' રૂપે પ્રેમાનન્દ, વલ્લભ વગેરેનાં કાવ્યોમાં દેખા દેછે.

(હિન્દી કિસ કારન આ સાથે સરખાવવા લાયક છે. હિન્દીમાં ક્યા-કૌન-કિસકો-કિસને ઇત્યાદિમાં inflection વિભક્તિભંગમાં સ આગમનું મૂળ ફોઈજ્ઞાના શમાં જોવાશે.) 'નલન્તવિલાસ' ની રચના તથા લખ્યા સાલ સં. ૧૫૦૮ છે. તેથી અનુમાન કહારો કે ૧૬ મા સૈકાના આરમ્ભમાં કિશું અને શું એ બે રૂપો ભાષામાં પ્રવૃત્ત હશે. અર્થાત્ 'શું' એ ગુજરાતીભાષાનું વિશેષ (distinctive) તેમ જ આગળ પડતું (prominent) લક્ષણ બન્યું તે પ્રેમાનન્દ અને ત્હેની પછીના સૈકામાં હોવાનો સંભવ છે. અને શું-શાં પોતે ચા એ વચન ત્હેના વિશેષક અને આગળ પડતા લક્ષણ તરીકે જ શું-શાંને આગળ કરનારું છે. ઉદાહરણ તરીકે સ્વ. મહાદેવ ગોવિન્દ રાનડે ક્‌હેતા કે 'ગુજરાતી સ્હેલુંછે; છે-છે-છે-એમ બધે લગાડિયે કે ગુજરાતી થઈ જાય.''—અર્થાત્ ત્હેમને આ જમાનાના ગુજરાતીમાં—મરાઠીથી વિશેષક—'છે' પ્રત્યયરૂપ ક્રિયાપદ આગળ પડતું જણાતું હતું. તે જ ન્યાય અહિં પ્રવર્તશે.

પ્રેમાનન્દ તથા સામળનાં કાવ્યોમાં 'શું' અને ત્હેનાં રૂપો ઠેરઠેર જડેછે. (બૃહત્કાવ્યદોહન પૃ. ૧૭૨, ૨૧૫, ૧૮૧, ૧૭૦, ૧૬૫, ૧૨૯, ૪૪૫, ૩૪૬, ૪૦૬ જુવો.)

આ સર્વ ઉપરથી સંભવાનુમાન એમ કદાચ ખરું કે—વિક્રમના ૧૬ મા શતકના આરમ્ભમાં કશું એ વિશેષ પ્રચારમાં અને 'શું' એ અલ્પ પ્રચારમાં હશે; અને ૧૭ મા શતકના અન્ત ભાગથી તે ૧૯ મા શતકમાં 'કશું' પ્રચારમાં હતું પણ ઓછે ભાગે,—ક્વચિત્ 'કેવું' ના અર્થમાં અને ક્વચિત્ 'શું' ના અર્થમાં, અને 'શું' નો પ્રચાર વધવા માંડ્યો હતો. પરંતુ ભાષાના વિશેષક-ચિહ્નરૂપે 'શું' પ્રગટ થવાને પ્રેમાનન્દસામળના સમય પછી પચાશેક વરસનો ગાળો તો ગયો હોવો જોઈયે. આ માત્ર કલ્પનારૂપે હાલ રજૂ કરુંછું.

* "તપત્યાખ્યાન" ના ગ્રન્થવિવેચનનાં પૃ. ૧, પ્રથમ પૅરેગ્રાફમાં આમ વચન છે:—

"આપણે હમણાં, પણ જ્યહારે સાંભળિયે છિયે કે

> ओंवतवेका सोलहि आना, थेठ्ठठेका बार;
>
> इकडंतिकडं आठ हि आना, हुंशां पैसा चार.

ત્યહારે આપણને પણ મનમાં ગુજરાતી તરીકે ઉકળો ઊઠી આવેછે."

પરંતુ આ બધો શ્રમ શા માટે? બાહ્ય પ્રમાણો અને આભ્યન્તર પ્રમાણોની કસોટીઓ શું કામ વાપરવી?—કેમકે મ્હારા એક મિત્રે મ્હને થોડા દિવસ ઉપર પત્રમાં લખ્યું હતું કે આ સર્વ પ્રાસંગિક પ્રમાણો છે, સાક્ષાત્ પ્રમાણો વિના બધું વ્યર્થ; કાંઇ નહિં તો હાલ અન્વેષણમાં પ્રાસંગિક પ્રમાણો ( circumstantial evidence ) ઉપર આધાર રાખવો એ કાચાં છે; ઇતિહાસની શોધખોળમાં એમ અનુભવથી જણાયુંછે.—આ વાંધો કેટલે દરજ્જે વાજબી છે ત્હેની તપાસ જરાક કરિયે. પ્રથમ તો એ જ કે આ બાબતમાં સાક્ષાત્ પ્રમાણ લાવવું શક્ય જ નથી. આ નાટકોની બનાવટનું કપટ કોણે કર્યું તે હું પકડી આપું એ બને પણ નહિં, અને એમ પકડી આપવાની જવાબદારી મ્હારે શિર છે પણ નહિં. ખરું જોતાં તો આ નાટકો પ્રેમાનન્દનાં છે એમ સાબીત કરવાની જવાબદારી તેમ માનનારાઓ અને કહેનારાઓને શિર છે. તે જવાબદારીમાંથી હજી સુધી તો એઓએ પોતાને છોડવ્યા નથી.—પણ, વળી, એક બીજો મિત્ર મ્હને લખેછે કે—અમુક પુસ્તકમાં એમ લખેલું હોય કે એ ફલાણા પુરુષનું રચેલું છે, તો પુરાવાની જવાબદારી ખરેખર એ પુસ્તક ત્હેનું રચેલું નથી એમ કહેનારને શિર જાયછે. આ મત અમુકાંશે જ સાચો છે. સામાન્યરૂપે, અને અમુક દેશકાલાદિ સ્થિતિમાં, એ તત્ત્વ વખતે સ્વીકારાય. ઉદાહરણાર્થ—'સ્નેહમુદ્રા' કાવ્ય સ્વ. ગોવર્ધનભાઇની રચના છે. એ ત્હેમના જીવનકાળમાં છપાયું હતું, ત્હેમની રચનાથી પરિચિત પુરુષોનાં વચનાદિકથી, છાપખાનાંના કાળમાં તે રીતે પ્રગટ થયુંછે ઇત્યાદિ કારણોને લીધે માન્ય જ થાય, અને એ ત્હેમની કૃતિ નથી એમ કહેવાની ધૃષ્ટતા કરનારને શિર જ પુરાવાનો બોજો પડે. અથવા તો વિશ્વાસ રાખવા લાયક ઇતિહાસના પુરાવા જ્યાં મોજૂદ હોય ત્યાં એ તત્ત્વ પ્રવર્તે; જેમ કે, વર્ડ્સ્વર્થ, ટેનિસન, મિલ્ટન, કાલિદાસ, ભવભૂતિ, ઇત્યાદિના ઇતિહાસપ્રમાણથી નિશ્ચિત થયેલા ગ્રન્થો તે ત્હેમના નથી એમ કહેનારને જ જવાબદાર ગણવો પડે.

અથવા બીજી રીતે આ જ પ્રશ્ન મૂકિયે. કોઇ ગ્રન્થ અમુક પુરુષનો કરીને પ્રગટ કર્યો;—તે પુરુષનો નહિં છતાં. હવે તે પુરુષ જીવતો હોય તો તો "આ ગ્રન્થ મ્હારો રચેલો નથી" એમ કહેવાનો માર્ગ ત્હેને ખુલ્લો છે. પરંતુ જો પુરુષ હયાત ના હોય તો એ પ્રકારનો રદિયો આપવાનું ત્હેની શક્તિની બ્હાર જ રહેવાનું. આ કારણથી જીવતા પુરુષને પ્રસંગે પુરાવાનો બોજો નાસ્તિપક્ષના ઉપર જ છે. મુએલા માણસની નિન્દા કરવી જે કારણસર અયોગ્ય ગણાયછે, તે જ પ્રકારનું ધોરણ આ પ્રસંગોમાં પ્રવર્તેછે. બનાવટી ગ્રન્થો મરણ પામેલા પુરુષોને નામે જ બહુધા ઉપસ્થિત થાયછે તે એ પુરુષ તરફથી રદિયો મળવાની અશક્યતા તથા તે બળના અભાવને લીધે જ.

હવે જણાશે કે વિશેષ પ્રકારના સંજોગોમાં પ્રગટ થયેલા ગ્રન્થને વિશે, ઇતિહાસનાં વિશ્વાસપાત્ર પ્રમાણોની મદદ જ્યાં અશક્ય છે ત્હેવા ગ્રન્થને વિશે, એટલું જ નહિં પણ

---

આ ઉપરથી દૃઢ અનુમાન તો કરું ના શકાય. પણ સંભવ એમ જણાય કે ગ્રન્થવિવેચન લખનારે તો આ દૂહો (!) હાલના સમયનો માનીને વાપર્યોછે. રા. કેશવલાલે ત્હેમાં આખાને બદલે આજે એટલી ભાષાશુદ્ધિ કરીછે, બીજી અશુદ્ધિ રહેવા દીધીછે; અને ત્રીજા ચરણમાં શબ્દોનો ક્રમ ઉલટાવ્યોછે. હાલનાં પ્રાસ્તાવિક વચનોની અવસ્થા કેવી જ થવાની?

જે ગ્રન્થને વિશે ઇતિહાસથી મળતા સમ્બન્ધો વિરુદ્ધ પડેછે અને જે ગ્રન્થમાં અન્તર્ગત સ્વરૂપો પણ એ કર્તૃત્વની કલ્પનાની વિરુદ્ધ પડેછે,—હેવા ગ્રન્થને વિશે આમ પુરાવાનો બોજો અસ્તિપક્ષના શિર ઉપરથી નાસ્તિપક્ષના શિર ઉપર ખશેડીને મૂકવો એ અન્યાયયુક્ત અને યુક્તિવિરુદ્ધ છે. આસપાસની સ્થિતિ વિચારતાં કશી વિરલ અને અસાધારણ વસ્તુ જગત્ આગળ ધરનારે જ એ વસ્તુની સત્યતા સાબીત કરવી પડે. કોઇ માણસ આજ ત્હમારી આગળ એક હીરો લાવીને મૂકે અને કહે કે એ કોહિનૂર હીરો છે, તો તે વાતની સચ્ચાઈ બતાવવાનું કામ એ માણસનું છે,—કોહિનૂર એ નથી એમ કહેનારને માથે સાબીતીની જવાબદારી નથી. અથવા તો સામાન્ય દાખલો લઇયે; કોઇ વાઘરી, અથવા ભીલ, સોનાનું કડું આપણી કને લાવે તો એ સાચું સોનું છે એ વાતની સાબીતી થવાની જરૂર છે, સોનું નથી એમ કહેનારને શિર બોજો નથી. કસોટી ઉપર કસ કઢાવીને એ માણસ સાબીત કરાવી આપે કે સાચું સોનું છે. વાઘરી ભીલ શું કામ ? વ્યવહારમાં આબરૂદાર પુરુષોમાં પણ આમ કસોટીથી સાબીત કરવાનું કામ સાચા સોના તરીકે આપનારનું જ છે. પુરાવાનો બોજો સર્વ કોઇ પ્રસંગમાં નાસ્તિપક્ષને શિર ખસેડી મૂકીશું તો તો કોઇ પણ ચતુર અને બિનજી બનાવટ કરનારો પોતાના ગ્રન્થો સાચા મનાવવામાં બેધડક ફાવી જશે અને હેના ઉપર શક આણવાનો હક પણ જગત્ કનેથી છીનવી લેવાનું અનિષ્ટ પરિણામ થશે. કપટ ના પકડાય ત્હાં સુધી તે કપટ નથી એ તો બાકી ખરું જ છે. પરંતુ સુજ્ઞ મિત્રોને હું પૂછુંછું કે મ્હારા નિબન્ધમાં અને આજની ચર્ચામાં કપટ પકડવાની સામગ્રી શું નથી ગણી ? કાંઇ નહિં તો આ નાટકોના કર્તૃત્વ વિશે જબરો વ્હેમ પડે એમ નથી થયું ? અને તેથી કરીને ખાસ રીતે પ્રેમાનન્દની કૃતિ એ નાટકો છે એમ સાબીત કરવાનું કર્તવ્ય અસ્તિપક્ષવાળાનું હવે ઉગ્ર રૂપે નથી જણાતું ? આ પ્રશ્નોનો ઉત્તર એક જ સંભવે. નાટકો પ્રેમાનન્દનાં નથી, હોય એમ જણાતું નથી, અને છે તે સાબીત કરવાનું કામ એ પક્ષનું છે.

પણ પ્રાસંગિક પ્રમાણને વ્યર્થ કહેનારા મ્હારા મિત્રને મ્હેં આ પુરાવાના બોજાની વિચારણામાં તણાઈ જઈને પાછળ મૂકી દીધો. પાછા એ પ્રશ્ન તરફ વળિયે. એ મિત્રના વાંધાનો એક ઉત્તર તો કહ્યો—આ બાબતમાં સાક્ષાત્ પ્રમાણ લાવવાની અશક્યતા, કંઈ નહિં તો અતિ કઠિનતા. બીજો ઉત્તર એ છે કે આ પ્રાસંગિક પ્રમાણો એટલાં સબળ છે, અને સાક્ષાત્ પ્રમાણો અથવા વધૂ પુરાવો કોઇ પ્રકારનો પણ મળવાની આશા હવે એટલી આછી આછી છે, કે આ પ્રશ્નનો નિવેડો આમ કે આમ આણવાની ફરજ જ છે. નિવેડો આણ્યા વિના વૃથા આશા અને વૃથા તર્કને ભરૂસે બેશી રહીશું તો કોઇ કાળે પણ ચુકાદો અપાશે નહિં.—પણ, મ્હારો આ મિત્ર કહેછે, ચુકાદો આપવાને આપણે ઉતાવળ શી પડીછે ? આ કાંઇ ન્યાયની કોર્ટને આપવાનો ચુકાદા જેવી વાત છે—કે અમુક માણસ અપરાધી કે નિરપરાધી છે એમ ઠરાવવું જ પડે ? કાળ અનન્ત છે—અને સાહિત્યના કાલાતીત પ્રદેશમાં નિશ્ચિત ઠરાવ ઉપર આવવાની તાત્કાલિક આવશ્યકતા નથી. હું કબૂલ કરુંછું કે વ્યવહારના ન્યાયાસન ઉપર બેસનારની સ્થિતિ અને સાહિત્યના વાદગ્રસ્ત વિષયનો નિર્ણય કરનારની સ્થિતિ કેટલેક અંશે જુદી છે. પરંતુ હેમાં પણ મર્યાદા છે. પ્રમાણસામગ્રી એટલી બધી મળી હોય, અને બીજાં બાધક પ્રમાણો મળવાનો સંભવ અત્યન્ત અલ્પ હોય, તો હેવે પ્રસંગે સ્પષ્ટ નિર્ણય

ઉપર આવવામાં બાધ નથી એટલું જ નહિં, પણ સાહિત્યના ઇતિહાસમાં અલ્પાંશે સ્થિરતા આણવાને માટે હેવો નિર્ણય આણવો એ અવશ્ય કર્તવ્ય છે. કાંઇ નહિં તો તે નિર્ણયને તાત્કાલિક, અર્થાત્ વધારે સબળ બાધક પ્રમાણોથી રદ ના થાય ત્હાં સુધી તો સ્વીકાર્ય, hypothesis સાંકેતિક મત તરીકે સ્વીકારવો એ જ શાસ્ત્રીય પદ્ધતિ છે. વિજ્ઞાનવેત્તાઓ વિજ્ઞાનના અન્વેષણમાં આ પદ્ધતિ જ સ્વીકારેછે. હેમને પણ વ્યવહારનો ન્યાય આપનારની પેઠે ચુકાદો આપવાની તત્કાળ જરૂર હોતી નથી; છતાં અમુક મત કે સિદ્ધાન્ત પ્રમાણોની કસોટીમાં પાર ઊતરે તો તે વિશે નિર્ણય ઉપર આવી તે સિદ્ધાન્તને આધાર રૂપ સાંકેતિક મત તરીકે સ્વીકારેછે, અનન્ત કાળ સુધી—નવાં પ્રમાણો મળવાની લાંબી લાંબી આશા ઉપર—બેસી રહેતા નથી. આ કારણોથી આ નાટકો વિશે નિર્ણય ઉપર આવવાની ફરજનું મહત્ત્વ હું ગણુંછું. અને કાંઇ નહિં તો આટલાં પ્રમાણો મ્હેં બતાવ્યા પછી,—હાલ કેટલાક ગ્રન્થોમાં ગુજરાતી કવિતાનો ઇતિહાસ (?) દર્શાવનારાં પ્રકરણોમાં પ્રેમાનન્દનાં જ નાટકો છે એમ ખોટી ઐતિહાસિક સ્થાપના થાયછે તે પ્રકારને તો અનૈતિહાસિક અને દૂષણરૂપ જ હું ગણુંછું.

પણ ત્રીજો ઉત્તર મ્હારા પ્રાસંગિક પ્રમાણના વિરોધી મિત્રને આપવાનોછે. ઇતિહાસના વૃત્તાન્તોની સત્યાસત્યતાનો નિર્ણય અને નાટકોના કર્તૃત્વનો નિર્ણય એ બેમાં પ્રમાણની સામગ્રીમાં ફરક છે. એ બંનેમાં રજૂ થતાં પ્રાસંગિક પ્રમાણોના સ્વરૂપમાં મહત્ત્વનો ભેદ છે. ઇતિહાસવૃત્તાન્તો માટે તો તે તે કાળના પુરુષોનાં લખાણો, ડાયરીઓ, સમકાલીન ઇતિહાસલેખકોના લેખ, ઇત્યાદિ પ્રાસંગિક પ્રમાણો હોયછે; અને ખરું જોતાં એ તે તે સમયના પુરુષોનાં વચનો સાક્ષાત્ પ્રમાણ—direct evidence—અન્તઃસ્વરૂપે છે અને તેથી ત્હેમાં અસત્ય, ભ્રમ, ઇત્યાદિને પ્રવેશ મળવાનાં દ્વાર અનેક છે. એ પ્રાસંગિક પ્રમાણો નહિં, પણ સાક્ષીના સ્થાનમાં ઊભા રહીને જબાની આપનાર સાક્ષીદારોનાં વચનો જ છે; માત્ર તે વચનો cross-examination ઉલટ તપાસની કસોટીને સાધ્ય ન હોવાથી વધારે અવિશ્વસનીય બનવાનો ભય રહેછે. ઉદાહરણ લઇયે. અફઝુલખાનને શિવાજીએ કપટથી ખૂન કરીને માર્યો કે શૂરવીરને ઉચિત પરાક્રમથી માર્યો? આ પ્રશ્નની તપાસ કરવા માટે આપણને જે જે સામગ્રી મળવાની તે ઉપર કહેલા પ્રકારની જ. હેને માટે આપણી પાસે બીજું પ્રત્યક્ષ દર્શન કરાવનારું સાધન ના મળવાનું. પરંતુ આ નાટકોને વિશે તો—પ્રેમાનન્દનાં રચેલાંછે એમ કહીને નાટક ગ્રન્થરૂપ પ્રત્યક્ષ વસ્તુ—મુદ્દેમાલ—પરીક્ષાને અર્થે મોજૂદ કરાયછે. અમદાવાદમાં આશરે ૩૩ વર્ષ ઉપર એક શ્રીમંત કુટુમ્બનો છોકરો હીરાલાલ નામે ગુજરી ગયા પછી કેટલેક વર્ષે એ જ છોકરો હું હેવો હક કરનારો ભસ્મીંગર આવી ઊભો થયો હતો. તે વખતે એ ખરો હકદાર છે કે નહિં તે પરીક્ષા માટે એ પુરુષ જ પ્રત્યક્ષ હતો; તે પ્રત્યક્ષ થયા વિના કોઇએ કહ્યું હોત કે હીરાલાલ જમના નદીમાં ડૂબી નથી ગયો પણ જીવતો છે, તો જુદી પ્રમાણસામગ્રીની તપાસ માટે જરૂર પડત; પણ પ્રત્યક્ષ પુરુષ માટે તો હેની પોતાની જ પરીક્ષા, રૂપ, રંગ, આકાર, ગુણ, ઇત્યાદિના સરખાપણાની જ પરીક્ષાથી નિર્ણય કરવાનો હતો.

તે જ પ્રમાણે માત્ર એટલું જ કોઇ કહીને બેસી રહ્યું હોત કે પ્રેમાનન્દે નાટકો રચ્યાં

હતાં, અને પુરાવામાં અન્ય લેખકો ( સમકાલીન તેમ જ ત્હેની પછીના ) નાં ગ્રન્થોમાં એ વિશે કરેલા ઉલ્લેખ ઇત્યાદિ બતાવ્યું હોત તો વાત જુદી બનત. પણ અહિં તો પ્રત્યક્ષ પરીક્ષ્ય વસ્તુ જ નજર આગળ ઊભીછે. એટલે તો એ વસ્તુના અન્તઃસ્વરૂપમાં જ જો બાધક અંશો ઉઘાડા હોય તો એ નાટકોને બનાવટી કહેવામાં મુશ્કેલી ના પડવી જોઇયે. એક બીજું ઉદાહરણ આપ્યાથી ઇતિહાસના વૃત્તાન્ત અને પ્રત્યક્ષ રજૂ કરેલી મૂર્ત વસ્તુ વચ્ચેનો ભેદ જણાઈ આવશે. અફ્ઝુલખાનના શિવાજીને હાથે થયેલા મરણરૂપી વૃત્તાન્તનું ઉદાહરણ જેમ આપણે જોયું, તેથી જુદી રીતનું એક ઉદાહરણ એમ લઈયે કે શિવાજીના સમયનો એક સાળૂ કોઇયે રજૂ કર્યોછે. હવે તે શિવાજીના સમયનો જ છે કે આધુનિક બનાવટ છે, ત્હેની પરીક્ષા માટે શી કસોટી વાપરવી જોઇયે ? એક તો એ કે તે સમયમાં તે પ્રકારના સાળૂ બનતા ઇતિહાસથી જણાયછે કે નહિં, અને બીજું, એ સાળૂની અંદરના ખાસ અંશોનાં સ્વરૂપ જોવાં. એ અંશોનું જ્ઞાન ઐતિહાસિક સત્યોના પ્રકાશમાં પરીક્ષણ કરતાં ખાત્રીલાયક જણાઈ આવે તો એ સાળૂ બનાવટી છે—તે સમયનો નથી—એમ ઠરાવાય. જેમકે એમ સ્પષ્ટ હોય કે જે 'ફેશન' નો આ સાળૂ છે તે 'ફેશન' આ જમાના-ની જ છે; અથવા ત્હેમાંના દોરા હાલના યન્ત્રકામથી બનાવેલા છે—હાથથી બનાવેલા નથી, તેમ વણાટ પણ યાન્ત્રિક છે હાથનો નથી, એમ જણાઈ આવે; અથવા એ સાળૂમાં વણા-ટમાં કે છાપમાં, ધારો કે, આગગાડીના એંજિનનું કે આગબોટનું ચિત્ર રચ્યું હોય;—હાવી હાલતમાં એ સુશોભાળની જ પરીક્ષા આપણને આધુનિક બનાવટ ઠરાવવા માટે પુરતું સાધન બનશે. સાળૂની 'ફેશન' તે સાહિત્યના નાટક રૂપને સ્થાને આવશે. આ નાટકોની ભાષા તથા શૈલી તે આ ઉદાહરણમાંના દોરા તથા વણાટને સ્થાને આવશે, અને ઉપર કહેલાં ચિત્ર તે આધુનિક વચનો, ભાષારૂઢિ, કહેવતો ઇત્યાદિને સ્થાને આવશે. આ પ્રકારનો સાળૂ જોઇને તહમેં એમ દલીલ કરશો કે શિવાજીના સમયમાં આ હાલની 'ફેશન' ના સાળૂ થતા હતા, કેમકે "જુઓને ! આ રહ્યો, ત્હેના વખતનો સાળૂ !" તો નાટકોના પ્રકાશકો દલીલ કરેછે કે પ્રેમાનન્દના સમયમાં આ પ્રકારનાં નાટકો ભજવાતાં હશે અને ત્હેણે ભજવાતાં દીઠાં હશે ત્હેના જેવું જ વિપરીત સાધ્યસ્વીકાર ( petitio principii ) નું સેવન કર્યું ગણાશે.—અલબત એમ કોઇ બતાવી આપે કે ઉપર કહેલાં ચિત્ર તે આગગાડીના એંજિનનું કે સ્ટીમરનું નથી, ત્હેની આકૃતિથી તો તે કાળનાં ઘર કે ગાડાં જણાયછે અને ધૂમાડાના ગોટ નીકળતા દેખાયછે તે તો કાંઇ બીજો જ પદાર્થ છે—ઇત્યાદિથી આપણો ભ્રમ સાબીત થાય તો જુદી વાત. પરંતુ આ નાટકોમાંના અન્તર્ગત અંશો વિશે એમ ભ્રમ છે—ધૂમાડાના ગોટા, અને આગગાડી આગબોટ તે બીજી જ વસ્તુઓ છે—એમ હજી સુધી કોઇયે આપણને કહ્યું નથી.

* અથવા ધારો કે કોઇયે ત્હમારી આગળ જુના ક્ષત્રપોનો કરીને એક શિક્કો રજૂ કર્યો. ત્હમે કહેશો ત્હેની પરીક્ષા માટે તો expert તે વિષયનો નિપુણ પુરુષ જોઇયે. કબૂલ ! પણ ત્હેમાં નિપુણતાનો ખપ ના પડે એમ હોય, laymanને—એ વિષયની દીક્ષા ના લીધે-લાને—પણ સ્પષ્ટ જણાયે હેવાં પ્રત્યક્ષ બાધક સ્વરૂપો એ શિક્કામાં હોય, જેમ કે હાલના સમયની બંદૂક અને તોપોનાં ચિત્ર, તો બસ ! એ શિક્કાને બનાવટી કહેવાને અડચણ નહિં પડે. એ ચિત્રો બંદૂક કે તોપોનાં નથી એમ સિદ્ધ કરવું એ શિક્કાને સત્ય મનાવનાર પક્ષને માથે જ રહેશે. તે કાળમાં હાથી બંદૂક તોપો હતી એમ દલીલ તો નહિં જ થાય. કેમકે

હાલના સમયનો કપટ કરનારો એ અંશો લઈ સકે, પણ તે સમયના માણસને એ અંશોનું ભાવિદર્શન અસાધ્ય જ હોય; અને તોપો બંદુકો તે સમયમાં હોવાની વાત જ્ઞાત ઇતિહાસના પ્રદેશની બ્હાર છે.

બસ. લંબાણું ઘણું થયું. આ વિષયમાં પરીક્ષા માટે વાપરવાની કસોટીઓ જે યોગ્ય છે તે જ મ્હેં વાપરીછે, અને તે કસોટીના પરિણામમાં આ નાટકો સાચા સૂના તરીકે નથી નીવડ્યાં, એમ આજ મળેલા મંડળમાંથી થોડાકની પણ ખાતરી આજની મ્હારી ચર્ચાથી થઈ હશે તો મ્હારો શ્રમ હું સફળ થયો માનીશ. એક બાબતની જાહેર પ્રજાને ખાતરી હું આપુંછું કે આ નાટકો સંબન્ધી ઘણા કાળથી ચાલેલી અફવાઓ ઉપર મ્હેં અનુમાન આધાર નથી રાખ્યો. મ્હેં તો મ્હારો મત એ અફવાનો પવન મ્હને પ્હોંચ્યો પણ ન્હોતો તે વખતથી જ, અર્થાત્ નાટકોની પ્રસિદ્ધિ પછી તરત જ ઈ. સ. ૧૮૯૩-૪ માંથી જ, એ નાટકોના અન્તઃસ્વરૂપ ઉપરથી જ બાંધ્યો હતો. મરહૂમ મણિલાલ દ્વિવેદી ઉપર મ્હેં ઈ. સ. ૧૮૯૪ માં લખેલા પાછળ આપેલા પત્ર ઉપરથી એ વિષે સર્વેની ખાતરી થશે જ.

વારૂ. મ્હેં નિબન્ધ એપ્રિલ ૧૯૧૦ મા પ્રગટ કર્યો—પરિષદમાં તો માત્ર થોડો ભાગ જ એક મિત્રે કૃપા કરીને વાંચ્યો હતો. પ્રગટ થયા પછી આજ સુધીમાં આ પ્રશ્ન તરફ સાક્ષરોની શી વૃત્તિ છે, એ પ્રશ્ન કેટલે મુકામે જઈ પ્હોંચ્યોછે, અને તે પછી શી નવી વાતનું જ્ઞાન મળ્યું છે,—એટલાનું દર્શન ટૂંકામાં કરાવી લેવાની રજા લઉંછું.

નિબન્ધ પ્રગટ થયા પછી છ મહિના સુધી મ્હેં વાટજ જોઈ; કોઇ પણ બોલ્યા નહિં. પ્રકાશકો, રા. કેશવલાલ, અન્ય સાક્ષરો કે શિષ્ટ માસિકો;—સર્વેએ અગમ્ય મૌન જ સેવ્યું. આ સ્થિતિમાં મ્હેં ઓક્ટોબર ૧૯૧૦ ની આખરે લગભગ ૫૦ સાક્ષરો, માસિક તથા વર્તમાનપત્રોના તન્ત્રીઓ, વગેરેને મ્હારા નિબન્ધની નકલો મોકલી તે સાથે આ પ્રમાણે વિનતિ-પત્રનાં કાર્ડ મોકલ્યાં:—

રત્નાગિરિ,

તા. ૨૯-૧૦-૧૯૧૦.

રા. રા. ભાઈ—

વિ. વિ. "**પ્રેમાનન્દનાં નાટકો**" વિશેનો મ્હારો નિબન્ધ આપે દીઠો હશે અને હવે તે વાંચી ગયા હશો તથા હેમાંના મહત્ત્વના પ્રશ્ન ઉપર મનન પણ કરી સક્યા હશો.

આ પ્રશ્નને સંબન્ધે મ્હારી જાતને કાંઈ લાગતું વળગતું નથી. પ્રશ્નનું મહત્ત્વ ગુજરાતી સાહિત્યના ઇતિહાસને યોગે એટલું છે કે તે વિશે સર્વ સાક્ષરોએ પોતપોતાની મેળે વિચાર કરી કાંઈ પણ અભિપ્રાય બાંધવો એ સ્વાભાવિક છે. અને તે અભિપ્રાય કારણો સહિત પ્રસિદ્ધ કરવો એ સર્વ ગુર્જર સાહિત્યના સેવકોનું કર્તવ્ય છે તે આપને કહેવાની જરૂર જ નથી.

આ કારણથી વિનતિ કરુંછું કે એ પ્રશ્ન વિશે આપનો અભિપ્રાય કોઇ પણ માસિકમાં સત્વર પ્રગટ કરશો તો આપણી ગુર્જર ભાષા તથા સાહિત્યની ભક્તિને શોભા આપનારૂં કાર્ય થશે. આ માટે આ પત્રથી શ્રમ આપુંછું તે માટે ક્ષમા કરશો. એજ વિનંતિ.

લિ.

નરસિંહરાવ ભોળાનાથના

નમસ્કાર.

હેમાંથી ફક્ત ૧૯ જણ તરફથી **માત્ર ખાનગી** ઉત્તર આવ્યા, અને એક જ વર્તમાનપત્રના તન્ત્રીએ અભિપ્રાય પ્રગટ કર્યો;—'પ્રજાબન્ધુ' એ. આ સ્થળે એ પત્રનો જાહેર રીતે ઉપકાર માનુંછું. એક મિત્રે થોડાક માસ ઉપર અભિપ્રાય પ્રગટ કરવાને એક ત્રિમાસિકને મોકલેલો કોઇની ગફલતથી ખોવાઈ ગયો. ૧૯ માંથી ત્રણ જણે સ્પષ્ટ રીતે નાટકોને બનાવટી કહ્યાંછે. બાકીના અભિપ્રાયો આપણા સાક્ષરોની વૃત્તિ પ્રવૃત્તિનું સબળ ચિત્ર બતાવનારાછે. એક મિત્ર લખેછે—અભિપ્રાય હું લખવો ધારુંછું; સર્વે સાક્ષરોનું કર્તવ્ય છે કે અભિપ્રાય આપવો; બીજો લખેછે—ત્હમે એટલું બધું કહ્યુંછે કે હવે કશું કહેવાનું બાકી રહ્યું નથી. ત્રીજો મિત્ર અભિપ્રાય પ્રગટ કરવાનું નિરન્તર વચન આપેછે, અને એમ પણ કહેછે કે પ્રકાશકો તરફથી વધારે પ્રકાશની વાટ્ય જોવી જોઈયે; એક વળી લખેછે—ત્હમારી શઙ્કાઓ છેક ખોટી નથી એમ નિબન્ધ જોયો તે વખતે લાગ્યું હતું; કેટલાક લખેછે—નાટકો વાંચીશું, નિબન્ધનું મનન કરીશું પછી લખવા જેવું લાગશે તો લખીશું; કેટલાક અભિપ્રાય આપવાની અનિચ્છામૂલક અશક્તિ જ બતાવેછે; વળી કોઇ રા. કેશવલાલ તરફથી ઉત્તરની રાહ જુવેછે; એક મિત્રને તો હજી વધૂ પુરાવા, વધુ તપાસ, અનન્તકાળ સુધી કરવાની ઇચ્છા જણાયછે, ત્હાં સુધી agnostic—અજ્ઞાતવાદ—ની વૃત્તિ રાખવાનું પોતે પસંદ કરેછે; અને ફક્ત એક જ મિત્ર લખેછે કે ત્હમારા નિબન્ધમાંની દલીલોથી ત્હમારો પક્ષ સાબીત થતો નથી. અને રા. કેશવલાલ તો એમ લખેછે કે આ પ્રશ્નનો ઊહાપોહ કરી સિદ્ધાન્ત ઉપર આવવાને લાંબો કાળ લાગે,—ત્હમારો પૂર્વ પક્ષ પ્રગટ થતે ૧૮ વર્ષ થયાં તેથી પણ લાંબો કાળ લાગે. હું તો જાણતો હતો કે પ્રેમાનન્દનાં નાટકો છે એમ માનનારાઓ તો સિદ્ધાન્ત બાંધી જ ચૂક્યાછે અને હેમની કને તે બાબત કારણો તૈયાર જ હશે. પણ આથી મ્હારો ભ્રમ દૂર થયો. બાકી—મ્હારા સ્મરણમાં ભૂલ થતી ના હોય તો—આરમ્ભકાળમાં રા. કેશવલાલ પણ મ્હારી પેઠે આ નાટકો તરફ અશ્રદ્ધાની નજરથી જોતા હતા. હેમણે મ્હને રૂબરૂમાં જ તે સમયમાં કહ્યાનું મ્હને સ્મરણ છે. તો અભિપ્રાય બદલાયાનાં કારણો હેમની કને તૈયાર જ હોવાં જોઇયે, અને તે જાણવાને સ્વાભાવિક કુતૂહલ થાય જ.

આ ઉપરાન્ત "ગુજરાતી," "ગુજરાતીપંચ," અને બીજા એકાદ પત્રમાં ચર્ચાપત્રો આવ્યાં ત્હેમાં નાટકો બનાવટીછે એમ જ અભિપ્રાયો હતા. માત્ર એક *ચર્ચાપત્રમાં રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ તટસ્થ જેવી વૃત્તિ દર્શાવીછે; પરંતુ ફલિત તો એ જ થાયછે

* તા. ૧૦-૭-૧૯૧૦ નું "ગુજરાતી."

કે પ્રકાશકો તરફથી પૂર્ણ હકીકતો મળ્યા વગર કાંઈ પણ નિર્ણય થઈ શકે નહિં. પ્રકાશકોના અદ્‌ભુત મૌન માટે એઓ વાજબી આશ્ચર્ય બતાવેછે અને તે માટે હું હેમનો ઉપકાર માનુંછું. પરંતુ ' હકીકતો ' માટે એઓ રાહ જોઈ બેઠેછે તે એટલે સુધી કે નાટકોનાં ' પ્રૂફ ' પણ જોવાની આવશ્યકતા એઓ માનેછે, જાણે પ્રેમાનન્દે ' પ્રૂફ ' તપાસ્યાં હશે કે શું ? આ જોઈને જરાક ખેદ થાયછે; અને રા. ઉત્તમલાલની વૃત્તિ આ પ્રશ્ન તરફ કેવી છે તે અગમ્ય રહેછે. એ ચર્ચાપત્રના ઉત્તરમાં જ્યેષ્ઠ સં. ૧૯૬૬ ના ' વસન્ત ' માં મ્હેં ચર્ચાપત્ર લખી રા. ઉત્તમલાલે સ્વીકારેલી વૃત્તિનાં દૂષણ બતાવ્યાં હતાં. † અહિં એટલું જ પૂછુંછું કે હાથી આમ-વચલી વૃત્તિ વાજબી કહેવાય ખરી ? એ વૃત્તિમાં અન્વેષણ—નખતે અપ્રિય પરિણામ દર્શા-વનારું અન્વેષણ—અનન્તકાળ સુધી મુલતવી રાખવાની ઇચ્છા ગૂઢ રહેલી નથી જણાતી ? પરંતુ કદાચ હું આમ તર્ક કરવામાં રા. ઉત્તમલાલને અન્યાય આપતો હોઇશ. થોડા દિવસ ઉપર મ્હારે હેમની સાથે મુલાકાત થતાં હેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે પ્રેમાનન્દ પક્ષ તરફથી કશો સંતોષકારક ખુલાસો ના જ મળે તો તો એ પક્ષની ગફલતને પરિણામે એ પક્ષની વિરુદ્ધ જ ઠરાવ થવો જોઇએ. આ હેમનો દૃઢ મત હોય તો હેમની આગમની વૃત્તિમાં થયેલા ફેરફારથી મ્હને આનન્દ જ થશે, અને તેટલે અંશે ઉપર બતાવેલી કલ્પનાને હું ખુશીથી ફેરવીશ.

આમ* પ્રકાશકોએ આજ પર્યન્ત મૌન રાખ્યું છે, જે હેમના પક્ષની વિરુદ્ધ-દિન પ્રતિ દિન વધારે જઈ મ્હારા પક્ષનું બળ વધારેછે; સાક્ષરો પણ મૌન રાખ્યે ગયાછે; અને બીજી ઓરડે એ બે વર્ગના મૌનનું નિમિત્ત પોતાના મૌન માટે મળેછે. આમ લોકમતનો મોટો ભાગ અન્ધપૂજા અને અશ્રદ્ધાની વચ્ચે દોલાયમાન થઈ રહ્યોછે. છતાં સાધારણ રીતે સાક્ષરપણાનો ઊંચો દાવો ન કરનાર પણ વિચારશીલ વર્ગમાં તો આ નાટકો બનાવટી હોવા તરફ જ બહુમતનો ઝોક છે એમ મ્હારી ગણના છે. સાક્ષરવર્ગના મૌનનાં અનેક કારણો કલ્પી સકાય એમ છે;—થોડાકે પોતાની કીર્તિને બળે ફેલાવેલો, બીજાએ અન્ધ ભાષાભક્તિના જોસમાં ઉપાડી લીધેલો, પ્રિય મત છોડી દેવાની અનિચ્છા, ગુર્જર સાહિત્યને આ નાટકો ખોટાં ઠર-વાથી એક જાતની ઝાંખ પ્હોંચશે એ વૃથાભય, અન્યને અપ્રિય થવાની અનિચ્છા,—ઇત્યાદિ અનેક કારણો સંભવેછે. ગમે તેમ હો, પરંતુ આ પ્રકારનું મૌન, દીર્ઘ મૌન, આપણા સાક્ષર વર્ગની કર્તવ્યબુદ્ધિને શોભા આપનારું તો નહિં જ ગણાય.+

---

† રા. ઉત્તમલાલનું ચર્ચાપત્ર તથા મ્હારો ઉત્તર એ બંને પૂરવણી (૧૧) માં આપ્યાંછે.

* નાટકોનાં મુખપૃષ્ઠ ઉપર તો પ્રકાશક તરીકે રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને નાથાશંકર પૂંજાશંકર શાસ્ત્રીનાં નામ છે. પરંતુ દરેક નાટકની "ઑફિશિયલ" પ્રસ્તાવનામાં ( પૃ. ૪ થે ) " કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસો " નો પણ સમાવેશ આ ગ્રન્થમાળાના કાર્યવાહકોમાં કર્યોછે. તો ' આદિ લાયક માણસો ' તો અજ્ઞાત હોવાથી આપણને અપ્રાપ્ય છે; નાથાશંકર ગુજરી ગયાછે;—બાકી રા. બ. હરગોવિન્દદાસ તથા રા. છોટાલાલ રહ્યા—હેમણે ખુલાસો આપવાની જગત્ ક્યહાં સુધી રાહ જોશે!

+ રા. કૃષ્ણલાલભાઈ ઉદયરામ જોડે મ્હારે અનેકવાર વાત થતાં એઓએ કહ્યુંછે કે હેમને તો આ નાટકો વિષે અસલથી જ વ્હેમ હતો. અભિપ્રાય પ્રસિદ્ધ કરવાની મ્હારી વિનંતિ હેમણે પણ હજી સુધી સ્વીકારી નથી એ ખેદની વાત છે.

આ બીનાને પરિણામે " સાહિત્યવિલાસ " નામના ગદ્યપદ્યસંગ્રહના પ્રકાશકે તેમ જ ." કવિતાપ્રવેશ " ના પ્રકાશકોએ ગુર્જર કવિતા તથા સાહિત્યની રૂપરેખા અને ઇતિહાસ-દર્શનમાં નાટકો પ્રેમાનન્દનાં છે એમ, સત્યરૂપે સ્થાપીને કાચા વિદ્યાર્થીઓના મનમાં ખોટી છાપ પાડવાનું જોખમ ખેડ્યુંછે એ ખેદની વાત છે. " સાહિત્યવિલાસ " ના પ્રકાશકે તો ભૂલ્ય તરફ મ્હેં હેમનું લક્ષ ખેંચતાં બીજી આવૃત્તિમાં સુધારવાનું વચન આપ્યુંછે. " કવિતા-પ્રવેશ " ના પ્રકાશકોની વૃત્તિ કાંઇક દુરાગ્રહભરેલી છે તે હેમનાઉપર મ્હેં કરેલી ટીકા, હેમનો ઉત્તર, ત્હેનો મ્હારો પ્રત્યુત્તર એ ' વસન્ત ' માં થોડી મુદતમાં પ્રગટ થશે તે ઉપરથી જણાશે.§ ' સાંજ વર્તમાન ' ના ચાલુ સાલના પતેતીના અંકમાં ' પ્રેમાનંદ ' વિશે લેખ રા. અતિસુખ-શંકરના હાથનો આવ્યોછે. હેમાં આરમ્ભમાં આ નાટકોને " પ્રેમાનન્દનાં **કહેવાતાં** નાટકો " એમ કહ્યુંછે તેથી એમ ભાસ થાય કે પોતે નાટકોને બનાવટી માનેછે; પરંતુ તરત જ એ ' શુક ' વિષયને તત્કાળ અધિકાર આપી તટસ્થ વૃત્તિ ધારણ કર્યાનો ભાસ આપેછે. અને તેમ છતાં લેખનો આરમ્ભ જ " સાંગોપાંગ સુરંગ વ્યંગ (?) અતિશે " પ્રલાપિવાળું " રેપ-દર્શિકા અસભ્યાસાખ્યાન " નું ભરતવાક્ય મુખ્યસૂત્રરૂપે મૂકી તે ઉપરથી પ્રેમાનન્દ તરફ માનની વૃત્તિ ઉત્પન્ન થાયછે એમ વચન છે; તેથી તો સ્પષ્ટ જણાય છે કે એ નાટકો સાચાં એઓ માનેછે. આ એકપક્ષાવલમ્બન કરનારી તટસ્થતા આશ્ચર્યકારક લાગશે. હેની psychological analysis ( માનસશાસ્ત્રીય પૃથક્કૃતિ ) કરવા જતાં અનેક કલ્પનાઓ ઉપસ્થિત થશે. પરંતુ વધારેમાં વધારે સંભવનીય તો એ જ કલ્પના જણાયછે કે મ્હારો નિબન્ધ વાંચીને હેની દલીલો તો અનુત્તર જણાયલી, પણ સ્વીકાર કરતે સંકોચ લાગ્યો; અને અન્ધ શ્રદ્ધાના પક્ષને પ્રથા-ભાવાભક્તિને લીધે કે ગમે તેમ વળગી રહેવાની પ્રત્યક્ષ કૃતિ થઈ.

ઉપર જે બીન વિશે ફરિયાદ કરીછે હેનો ભંગ રા. કેશવલાલે માત્ર અધકચરી રીતે કર્યોછે તે નોંધવું જોઇયે. " પ્રાચીન કાવ્યમાળા " ના સંપાદકોએ ગુજરાત વર્નાક્યુલર સોસા-ઇટીને પ્રાચીન ગ્રન્થો છાપવા આપવાની ઇચ્છાથી એક યાદી ઈ. સ. ૧૮૯૪—૯૬ માં મોકલી હતી હેમાં વળી એક નવું નાટક " લોપામુદ્રાખ્યાન " નામનું પ્રેમાનન્દનું કરીને બતાવ્યુંછે. તે યાદી જાન્યુઆરી ૧૯૧૧ ના ' બુદ્ધિપ્રકાશ ' માં પ્રગટ થયા પછી તે ઉપર રા. કેશવલાલે એક લેખ માર્ચ ૧૯૧૧ ના ' બુદ્ધિપ્રકાશ ' માં શરૂ કર્યો હતો. એ લેખમાં પ્રયાસ એમ બતાવવાનો કર્યો હતો કે ' પ્રાચીન કાવ્યમાળા ' ના પ્રકાશકોને પ્રેમાનન્દનાં નાટકો વિશે કેટ-લોક કાળ પૂર્વેથી બાધિમાર રીતે ખબર હતી. આ દર્શનની ત્રુટીઓ બતાવનારો લેખ મ્હેં માઘ સં. ૧૯૬૭ ના ' વસન્ત ' માં પ્રગટ કર્યોછે તે તરફ સૌનું લક્ષ ગયું જ હશે. હેનો ઉત્તર રા. કેશવલાલે હજી સુધી આપ્યો નથી, અને હેમનો માર્ચનો લેખ અપૂર્ણ હતો હેનું અનુસંધાન પણ આવ્યું નથી.

છેવટે એક હકીકત જણાવવાની જરૂર છે. પ્રેમાનન્દના એક નાટકની ૧૦૦ વર્ષ ઉપર લખાયલી પ્રત રા. કેશવલાલને હાથ લાગ્યાનું મ્હેં સાંભળ્યા ઉપરથી તે વિશે મ્હારા નિબન્ધમાં થોડીક ચર્ચા કરાઇછે ( પૃ. ૭૯ છેલ્લા બે પેરેગ્રાફ ). મ્હેં એ વાત શી રીતે સાંભળી અને

§ ભાદ્રપદ સં. ૧૯૬૭ ના ' વસન્ત ' માં એ ચર્ચા પ્રગટ થઈ ચૂકીછે.

હેતું ખરું સ્વરૂપ શું હતું તે બોધક વાત છે. મ્હારા ઉપર એક મિત્રનો પત્ર તા. ૨૬-૧૦-૧૯૦૯ નો આવ્યો હેમાં એ ૧૦૦ વર્ષ ઉપરનો હસ્તલેખ રા. કેશવલાલને જડ્યાની વાત હતી; એ પત્ર હાલ જડતો નથી, પણ એ ઉપરથી હું એમ જ સમજ્યો કે એ પ્રત રા. કેશવલાલના તાબામાં પણ આવી ગઈ અથવા તો હેમણે નજરે દીઠી જ હશે.* તે ઉપરથી મ્હેં એ ખબર આપનાર મિત્રને તા. ૨૩-૧૦-૧૯૦૯ ને રોજ પત્રમાં લખ્યું:—

"I should very much like to see and know all about the manuscript of one of Premanand's plays which Keshavlal has discovered. But I must wait for this till I meet him or come to Ahmedabad. It would be a good thing if he exhibited it at the Parishad's Exhibition."

આ હસ્તલેખ વિશેનો મ્હારો ભ્રમ તે પછી એકાદ મહીને રા. આનંદશંકરને હું મુંબાઈમાં મળ્યો ત્ય્હારે ભાગ્યો. મ્હેં પેલા મિત્રે લખેલી વાત કહી. ત્ય્હારે રા. આનંદશંકરે કહ્યું કે એ પ્રત રા. કેશવલાલને હાથ લાગી નથી, અથવા હેમણે દીઠી નથી; માત્ર હેમણે સાંભળ્યું છે કે અમુક ઠેકાણે એ પ્રત છે, અને મુંબાઈથી અમદાવાદ પાછા જતે વડોદરે ઊતરીને એ પ્રત માટે એઓ ખાસ તપાસ કરવાનાછે.—આ વિશે વધારે કશું જ્ઞાન હજી સુધી મળ્યું નથી. પરંતુ ઉપરની હકીકતથી જણાશે કે ભાષાભક્તિના ઉત્સાહના જોરમાં વચનની ચોકસતાનો ત્યાગ થઈ કલ્પનાબળે કેટલું બધું માની લેવામાં આવેછે.

છેવટે એટલું જણાવુંછું કે આ પ્રશ્ન વિશે પ્રકાશકો, સાક્ષરો, અને નાગરવર્ગની આ પ્રકારની અનાદર અને ઉપેક્ષાવૃત્તિ જોઈને મ્હેં અન્તે જાહેર આહ્વાન (challenge) 'વસન્ત' માં પ્રગટ થવા મોકલ્યુંછે—'કવિતા પ્રવેશ' ના ઇતિહાસદર્શનમાં પ્રેમાનન્દનાં નાટકોની સ્થાપનાને અંગે કરેલી ચર્ચાને અન્તે એ આહ્વાન છે—તે શબ્દો જ અત્યારે ઊતારીને કહુંછું કે—

"આ પ્રશ્નનો નિવેડો આવવા માટે પ્રથમ કર્તવ્ય આ નાટકોના પ્રકાશકોનું એ હતું કે હેમણે પોતાનાં પ્રમાણ જણાવવાં; પછી કર્તવ્ય પ્રેમાનન્દપક્ષના સેવકોનું તે જ પ્રકારનું હતું; અને એ ઉભય સ્થળના લાંબા મૌનથી હવે ત્રીજું કર્તવ્ય સર્વ ગુર્જર સાક્ષરોનું એ છે કે મ્હારા નિબન્ધની દલીલોના અન્તર્ગત ગુણદોષ ઉપરથી અભિપ્રાય નિર્ભય રીતે બતાવવો. આ લેખથી ફરીથી આ ત્રિવિધ વર્ગનું કર્તવ્ય તરફ ધ્યાન વિનયપૂર્વક ખેંચુંછું, અને કહુંછું કે હવે એ જો મૌન આલ રહેશે તો વિચારશીલ વર્ગ તો એમ જ માનશે કે મ્હારી દલીલોનો ઉત્તર દેવાય એમ નથી, અને ગુજરાતમાં નિર્ભય રીતે પોતાની ભૂલ કબૂલ કરવાની, અથવા

* એ પત્ર હાલ જડ્યોછે. હેમાંથી જરૂર પુરતો ઉતારો આપુંછું:—

"Yes, the question of the authorship of the plays ascribed to Premanand is a difficult one. Mr. Keshavlal H. Dhruva says that a manuscript of one of the plays has been discovered, which is 100 years old. He holds that the plays are genuine. Of course the question must be approached with an open mind."

બીજાને અપ્રિય પણ સત્ય વાત ખુલ્લી રીતે કહેવાની, કોઇ પણ સાક્ષરમાં હિમ્મત નથી. આ લેખથી પ્રેમાનન્દપક્ષના સાક્ષરોને હું ખુલ્લી રીતે આહ્વાન (challenge) કરું છું કે તમારી કને પ્રમાણો હોય તો પ્રગટ કરો, નાટકો પ્રેમાનન્દનાં કરેલાંછે એમ સાબીત કરવાની હિમ્મત હોય તો વગર ઢીલે બ્હાર પડો અથવા વિલમ્બનો ખુલાસો આપો, નહિં તો પોતાની ભૂલ સ્વીકારો. બેમાંનું કશું નહિં કરો તો તમારો પક્ષ ખોટો છે એમ નિર્વિવાદ સ્થાપિત થશે. આ મહત્ત્વની ચર્ચામાં હારવા જીતવાનો પ્રશ્ન દાખલ કરવાનો નથી; સાહિત્યના ઇતિહાસમાં સત્યનું અન્વેષણ એ જ ખરું લક્ષ્ય છે. છતાં ત્હેને અંગે કદી હારજીતનો આત્મગૌરવપ્રેરિત ભાવ પ્રવેશ પામે, તો પણ એ સંબન્ધમાં પણ sportsman-like થવું. રમત ગમતમાં હોયછે ત્હેવા પરસ્પર તરફ ઉદાર ભાવથી જ હારજીત પણ ખમવી એ જ ભૂષણ છે."

આ આહ્વાન વિરોધભાવથી નહિં પણ સહકારીભાવથી કર્યુંછે. મિત્રાચારીનું જ આ યુદ્ધ છે એમ હું માનુંછું, અને સ્હામા પક્ષ તરફથી પણ એ જ ભાવની અપેક્ષા રાખુંછું. આજના શ્રોતાઓના મંડળને પણ હું નમ્ર વિનતિ કરુંછું કે આ ચર્ચાના શ્રવણ પછી આ પ્રશ્ન ઉપર મનન કરી નિર્ણય આપવા માટે જે'નાથી જેટલું બને તેટલું કરશો, પ્રસિદ્ધ રીતે ચર્ચામાં ભાગ લેશો, તો આ સભાના બાલ્યકાળમાં એક અસાધારણ પ્રવૃત્તિ કર્યાનો યશ પ્રાપ્ત થશે. આ સભાના ઉદ્દેશો જે'વા ઊંચા છે, ત્હેવા જ ઉત્સાહની, ગમ્ભીરતાની, નિષ્પક્ષપાત મનનની, અને પોતાના અભિપ્રાય નિર્ભય રીતે પ્રગટ કરવાની હિમ્મતની આશા આ મંડળના સદ્ગૃહસ્થોને વિશે હું રાખું તો કાંઇ અશક્ય માગણી કરુંછું એમ નહિં ગણો. આ વાદગ્રસ્ત પ્રશ્નની લડત—સ્નેહભાવથી લડત—ત્હેનો નિવેડો આવતા સુધી લડવાનો મ્હારો નિશ્ચય છે,—તે માટે આયુષ્ય અને મન અને શરીરની શક્તિ ઈશ્વરકૃપાથી ટકશે ત્હાં સુધી એ લડત હું શિથિલ કરવાનો નથી; અને એટલું ઇચ્છુંછું કે આ પ્રશ્નનો નિર્ણય જો આયુષ્ય અને શક્તિ ખૂટતા પ્હેલાં ના આવે તો, અને હાલ પણ, મ્હારા તરુણ મિત્રો ખરા ઉત્સાહથી અને ડહાપણથી, તેમ જ સત્યના બળથી આ લડત પોતાના હાથમાં લઈ લેશે અને સત્યના વિજયની સિદ્ધિ કરશે. તથાસ્તુ!

વાંદરા.

તા. ૧-૭-૧૯૧૧

## પુરવણી.

'પ્રેમાનન્દનાં નાટકો' વિશે મૂળ નિબન્ધ મ્હેં લખ્યા પછી કેટલીક દલીલો, માહિતી, વગેરે મ્હારી ખાનગી પ્રતમાં ઉમેરાયાંછે તે આ ભાષણની જોડે પુરવણી રૂપે છપાયાથી આજ તારીખ સુધીનો આ પ્રશ્નનો ઇતિહાસ સચવાશે એમ ધારુંછું:—

(૧)

'શેષદર્શિકા સત્યભામાખ્યાન'ના ગ્રન્થ વિવેચન પૃ. ૧ લામાં પ્રેમાનન્દે 'અગિયાર નાટકો લખ્યાંછે' 'એમ સાંભળિયે છિયે'—એમ વચન છે.

આ વાક્યમાં 'આશરે' શબ્દનો હેતુ શો હશે? ૧૧ નાટકોનો આશરો કાઢ્યો શી રીતે. અને કોણે? 'આશરે' શબ્દની અનિશ્ચિતતાની પાછળ જ્ઞાત વસ્તુની નિશ્ચિતતા રહેલી જ છે. શેક્સપીઅરનાં નાટકોની સંખ્યા જાણીતીછે તેથી માત્ર સ્મરણ ઉપરથી કે એમ કહેનાર કહી સકે કે હેણે આશરે આટલાં નાટકો લખ્યાંછે; પરંતુ કેટલાં તે, કોઇને કોક પ્રસંગે તો, જ્ઞાત હોય જ. આ ૧૧ નાટકો અથવા વધારે ઓછાં કોકે પણ દીઠાં હોય, તો 'આશરે' શબ્દ પરોક્ષ વચન બોલતે વાપરી સકાય. મૂળ વસ્તુ જ્ઞાત હોય, હેની સંખ્યા કોક સંયોગમાં જ્ઞાત હોય, અને એ જ્ઞાતને સ્મરણભ્રમ ઇત્યાદિ પ્રસંગોનો બાધ નડ્યો હોય, ત્હારે આમ 'આશરે' શબ્દ વપરાય. ખરે, આ 'આશરે' શબ્દ આ વચનમાં બહુ બહુ તર્કવિતર્ક ઉપજાવનારો બનેછે. ગ્રન્થવિવેચન લખનારને પોતાને નિશ્ચિત જ્ઞાન હોય, અને માત્ર વિસ્મરણને લીધે સંખ્યાનો આશરો કહ્યો હોય, તો તો કિયાં કિયાં નાટકો તે નામગણના કરાવવી જોઇતી હતી. કોઇ વિશ્વાસપાત્ર પુરુષ તરફથી આ જ્ઞાન મળ્યું હોય, અને હેણે કાચા સ્મરણને લીધે 'આશરે ૧૧' કહ્યાં હોય, તો તે પુરુષનું નામ ઠામ જણાવવું જોઇતું હતું; વ્હેતે પૂર્ણ પ્રશ્નો પૂછી નાટકો કયાંછે, શાં શાં નામ છે, ઇત્યાદિ માહિતી મેળવીને પ્રગટ કરવી જોઇતી હતી. આમ 'આશરે ૧૧ નાટકો' એ કેવળ તૂટક વચન તો સંશયનું એક દ્વાર ઉઘાડેછે.

## ( ૨ )

**પ્રકાશ નિબન્ધનું** પૃ. ૭—પેલી બાઈનો બાપ વલ્લભનો ઇષ્ટ મિત્ર હતો એમ માનતાં પ્રેમાનન્દથી ત્રીજી કાળપેઢી જેટલું જ છેડું આવે;—પ્રેમાનન્દ—વલ્લભ=વલ્લભનો ઇષ્ટ મિત્ર—ત્હેની પુત્રી બાઈ.

અને નર્મદ કવિયે વડોદરામાં જાતે પોળ્યે પોળ્યે ફરીને તપાસ કરીને મેળવેલી માહિતી પ્રમાણે તો ઈ. સ. ૧૮૫૯ માં (સં. ૧૯૧૫ માં) પ્રેમાનન્દનો વંશજ હેમને મનસુખરામ મળ્યો હતો તે પ્રેમાનન્દથી સાતમી પેઢીનો હતો। સં. ૧૯૧૫ માં સાતમી પેઢી, અને ('દ્રૌપદી હરણ' સં. ૧૭૪૫ માં છપાયું. અને એ બાઇની હકીકત હેના ગ્રન્થનિવેદનમાં છે તેથી) સં. ૧૭૪૫ માં ફક્ત ત્રીજી પેઢી! બાઇની ઉમર તે વખત ૬૦ વર્ષની હતી તે ગણતાં, અને પેલો મનસુખરામ ૩૦ વર્ષનો હશે એમ માનીને, ૩૦ વર્ષ કાપી નાંખતાં પણ સં. ૧૯૧૫ માં બાઈ ત્રીજી પેઢી જેટલી છેટી, અને મનસુખ ૭ મી પેઢી જેટલો! એક જ સમયમાં બે પેઢી જેટલો ફરક સંભવે, પણ આમ ૪ પેઢીનો ફરક અસંભવિત છે.* અને આપણે તો બંનેની ૩૦ વર્ષની ઉમરની હદથી જોઇયે છિયે—એટલે તો અસંભવ બહુ જ વધેછે.

પ્રેમાનન્દકૃત 'ઋષ્યશૃંગાખ્યાન' (પ્રાચીનકાવ્યમાળા ત્રિમાસિક અંક ૨ જો, ઈ. સ. ૧૮૮૮) ની પ્રસ્તાવનામાંના પ્રથમ પેરેગ્રાફથી જણાય છે કે એ પુસ્તકનો હસ્તલેખ પ્રેમાનન્દ કવિના શિષ્યની "ફઇ અને ગુણુજ" પુત્રી કનેથી મળ્યો હતો. આ પ્રસંગે પણ પ્રેમા-

---

* 'નર્મગદ્ય' માં પ્રેમાનન્દનું ચરિત્ર જુવો. હેમાં પેઢીક્રમ નીચે પ્રમાણે આપ્યોછે:—પ્રેમાનન્દ—હેનો રઘુરામ,—હેનો ઇચ્છારામ,—હેનો મંછારામ,—હેનો ઉત્તમરામ,—હેનો દાજીભાઈ,—અને હેનો મનસુખરામ.

નન્દ—હેનો શિષ્ય—હેની પુત્રી, એમ બે પેઢી જ થાય છે; એ જરાક આશ્ચર્યકારક વાતછે. શિષ્યનું નામ ઠામ આપ્યું નથી એ પણ વિચિત્ર લાગેછે.

એ પૅરેગ્રાફમાં સ્પષ્ટ લખ્યું છે કે એ શિષ્યની પુત્રીએ પુસ્તક "આપ્યું" હતું; એટલું જ નહિં પણ એ બાઈ પાસે પ્રેમાનન્દના અપ્રસિદ્ધ ગ્રન્થો હાલ પ્રસિદ્ધ થયેલા કરતાં બમણા કે તેથી પણ અધિક મોજુદ છે, અને તે છાપવા આપવા માટે તૈયાર છે. છતાં છેવટના પૅરેગ્રાફમાં લખ્યુંછે કે "પુસ્તક આપનારને ત્હ્યાં જઈ હેની મુન્શી પ્રમાણે ઉતારવાના કારણે" ઢીલ થઈ. આમ શિથિલ અને પરસ્પર વિરોધી વચનો શ્રદ્ધાજનક તો ના જ બને; જો કે 'અધ્યશૃઙ્ખલાખ્યાન' વિશે આ ઉપરથી મત બાંધી દેવાનું સ્થળ આ નથી.

(૩)

ચરોતર.—ચારુતર.—મ્હારો નિબન્ધ પૃ. ૨૦ તથા ૩૬.

ચરોતર.

વડોદરું ચરોતરમાં ના ગણાય એ વાત સ્વ. નવલરામભાઇએ પણ સ્વીકારી જણાયછે. 'બાળગરબાવળી' માં 'ગુજરાતની મુસાફરી' નામની ગરબીમાં કડી ૧૪–૧૫ માં વડોદરાનું વર્ણન કરી પછી કહેછેઃ—

"પાન ને પરવળ લઈ પરવરિયે, શો ઊંચો પૂલ મહીનો રે"

* * * * *

પછીઃ—

"આપે જણાયછે આવ્યું ચરોતર, બોલી ને બુદ્ધિ જ્હાં જાડી રે"

ઇત્યાદિ છે. અર્થાત્ મહીં નદી ગોળંગ્યા પછી (ઉત્તરે) ચરોતર આવ્યું. એ ગરબીમાં ગુજરાતના છેક દક્ષિણ છેડાથી ક્રમે ક્રમે ઉત્તરમાં ચઢતા જઇને જગાઓનાં વર્ણન કર્યાંછે.

(ઉપરની વાત મ્હારી પત્નીએ મ્હને બતાવી.)

મ્હારો નિબન્ધ પૂરો થતા પ્હેલાં રા. કેશવલાલ ધ્રુવને મ્હેં પૂછેલા પ્રશ્નના ખુલાસામાં હેમણે તા. ૨–૯–૧૯૦૯ ના પત્રમાં લખ્યુંછેઃ—"કાન્હડદે પ્રબન્ધ' માં કાન્હમ અને ચિરોત્તર વિશે વાંચિયે છિયે. તે કાન્હમ તે ભરુચ પાસેનું કાન્હમ નહિં અને ચિરોતર તે મહીથી ઉત્તરનું ચરોતર નહિં." અર્થાત્ હેમની માન્યતા પણ એમ તો છે જ કે 'ચરોતર તે મહીનદીની ઉત્તરનો પ્રદેશ. આમ છે તો ઈ. સ. ૧૯૦૫ વાળા 'પ્રેમાનન્દ' વિશેના પોતાના નિબન્ધમાં રા. કેશવલાલે ચરોતરને પ્રેમાનન્દના સ્વભૂમિ કેમ કહી હશે ?

"ઉજ્જ્વલ ભાષાભક્તિ જે સમુલ્લાસ પામી રહેલું દેશભક્તિમાં સંક્રમણ થયેલું પણ પ્રેમાનન્દમાં જોઇયે છિયે. સ્વભૂમિના પક્ષપાતે મ્હોટે ભાગે ગોચરવાળું ચરોતર તે ચારુતર બન્યું !"

('પ્રેમાનન્દ' વિશે હેમનો નિબન્ધ પૃષ્ઠ ૨૩, પં, ૧૮-૨.)

આ વિષયમાં ભાષાભક્તિના પૂરતું જોર અટકાવવું રહેનારને આડા ખેંચી જવાનો ભય આ ઉપરથી સૂચિત થાયછે.

ચિત્રોત્તર તથા કાન્હમ 'કાન્હડદે પ્રબન્ધ'માં છે તે પાલણપુર તરફના પ્રદેશ હશે—પરન્તુ કશું ખાતરીથી કહી સકાય નહિં એમ એઓએ વિશેષ એ પત્રમાં કહ્યું હતું.

ચારુતર.

આ શબ્દ બાળાશંકર ઉલ્લાસરામના 'ક્લાન્ત કવિ' કાવ્યમાંના શ્લો.૩, ચરણ ૧ લામાં વપરાયોછે:—

"પુરો પ્રેમોશી હું પ્રગટ મહિ ચારુતર મહિં."

હેની મિતિ જ્યેષ્ઠ, શુક્લ ૮, સં. ૧૯૪૧ છે.

(આ વાત મ્હારા મિત્ર રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે મ્હને બતાવી; હેમણે તો એ કાવ્યના 'પ્રેમાર્પણ' માં છે એમ લખ્યું હતું. પરંતુ 'પ્રેમાર્પણ' તો ગદ્યમાં જ છે; અને આ પંક્તિ કાવ્યના અંગમાં જ છે, એમ મ્હારી કનેની પ્રતમાં જણાયછે.)

મનસુખરામભાઈનું શકતર 'ચારુતર' શબ્દનું સં. ૧૯૪૧ ની પણ પૂર્વેનું હતું એમ મ્હને સ્મરણ છે.

ગમે તેમ હો પણ બાળાશંકરે 'ચારુતર' શબ્દ સં. ૧૯૪૧ માં વાપર્યોછે, અને આ શબ્દ પ્રથમ વાપરનારું 'રોપદર્શિકા સત્યભામાખ્યાન' તો તે પછી છઠ્ઠે વર્ષે સં. ૧૯૪૭-૪૮ માં પ્રગટ થયું. (અને 'તપત્યાખ્યાન' માં વળી એ શબ્દ દેખિયે છિયે તે તો વળી તે પછી ત્રણ વર્ષે એટલે 'ક્લાન્ત કવિ' પછી ૯ વર્ષે પ્રગટ થયું). આ ઉપરથી સ્વાભાવિક અનુમાન તો એ જ થાય કે બાળાશંકરનો 'ચારુતર' શબ્દ જોનાર જાણનાર આ નાટકોનો રચનાર હોવો જોઇયે. 'ચારુતર' શબ્દની યોજના જ કૃત્રિમ અને નવીન છે. એમ તો ના જ બને કે ૨૦૦ વર્ષ ઉપર પ્રેમાનન્દને અને આ સમયમાં બાળાશંકરને એક જ સમાન મૂળમાંથી એ શબ્દ જડેલો. અને પ્રેમાનન્દે એ કૃત્રિમ વ્યુત્પત્તિ જણાવનારો શબ્દ "સ્વભૂમિના પક્ષપાતે" કરીને જ પોતાની ગેઝે યોજી કાઢ્યો એ પ્રા. કેશવલાલ પોતે કલ્પેછે તે હમણાં જ હેમનું વચન ઉપર ટાંક્યું હેમાં જોયણે છિયે; અર્થાત્ એ શબ્દ માટે પ્રેમાનન્દથી પ્રાચીન જાતું મૂળ ન્હોવું એમ એઓ સ્વીકારશે જ. તો આ સંયોગ—પ્રેમાનન્દે કૃત્રિમ શબ્દ 'ચારુતર' યોજવો અને તે પછી ૨૦૦ વર્ષે એ શબ્દ કદી ના જોનાર જાણનાર બાળાશંકરે પણ પ્રયોજવો એ સંયોગ—સંભવની કક્ષામાં આવે ખરો ? મ્હને તો સબળ અનુમાન એ જ લાગે છે કે બાળાશંકરવાળો પ્રયોગ જાણનારે આ નાટકો લખ્યાંછે.

(૪)

**મ્હારો નિબન્ધ પૃ. ૨૨—'ઓખાહરણ' ના નામથી સુપ્રસિદ્ધ ચતુતાલી ચોપાઈ—**

આ ચોપાઈ લલ્લુ લાલે ૧૦૦ વર્ષ ઉપર રચેલા હિન્દી ગ્રન્થ "પ્રેમસાગર" માંજ નજરે પડેછે. એ તો પ્રેમાનન્દની પછી જ. પણ સંભવ એમ લાગેછે કે આ જાતની ચોપાઈ હિન્દીમાં પ્રવર્તતી હશે તે ગુજરાતીમાં પ્રેમાનંદના સમયમાં કે તે પૂર્વે દાખલ થઈ હશે; પૂર્વે જ હશે, કેમકે ભાલણની 'કાદમ્બરી'માં પણ એ ચોપાઈ છેઃ—

" મોહન મોર તણા રવ થાઈ,
પ્રાગટ ઋતુ પામી જણાઈ."

(૫)

**મ્હારો નિબન્ધ પૃ. ૬ નાટકોની એકથી વધારે પ્રતોનો અભાવ—**

નાટકો લોકપ્રિય ન હોવાથી અનેક પ્રતો નથી મળતી એમ પક્ષ નહિ કરાય; કેમકે પ્રેમાનન્દે ૧૧ નાટકો રચ્યાં એમ કહેવામાં આવેછે, તો તેમ કહેનારને મતે તો એ નાટકોની

---

* 'પ્રેમસાગર' માં સ્થળે સ્થળે હેવી ચતુતાલી ચોપાઈ છે. એટલું જ ઉદાહરણ આપુંછું:—

नाचे रासमडली माछे, जे पग डोलें गायन पाछे ॥
जा पगरेणु अहल्या तरी, जा पगते गंगाजी निसरी ॥
बलि छलि कियो इन्द्रको काम, ते पग हौं देखौंगी आज ॥
मोको शकुन होत हैं भले, मृग के झुंड दाहिने चले ॥

કોઇ કોઇ સ્થળે ત્રિતાલી ચોપાઈ ભેગી, આપણી પંદર માત્રાની સામાન્ય ચોપાઈ પણ મિશ્ર થયેલી એ ગ્રન્થમાં નજરે પડેછેઃ—

" कुशल हमारे सुतकी कहो, जिनके संग सदा तुम रहो ॥
कबहु वे सुधि करत हमारी, उन बिन दुख हम पावत भारी ॥
सबहों सों आवन कह गये, ढीली अवधि बहुत दिन भये ॥ "

અહિં પ્રથમની પંક્તિનાં બે ચરણ તેમ જ ત્રીજીનાં બે ચરણ સામાન્ય ચોપાઈનાં છે; વચલીનાં બે ચરણ ત્રિતાલી ચોપાઈનાં છે. હેને પછી લઘુ ને ગુરુ લંબાવીને ત્રિતાલી બનાવાય. પરંતુ ૬૮ પરીક્ષામાં તો ઉપર પ્રમાણે છે વસ્તુતઃ ત્રિતાલી ચોપાઈ તે ચરણાકુલ છન્દ જ છે. માત્ર તે ગાતાં ગુરુને પ્લુત બનાવવા પડેછે.

લોકપ્રિયતા એ સંખ્યાથી જ સૂચવાય છે. અપ્રિય થયાં હોય તો તો એક બે નાટકો રચીને પ્રેમાનન્દે નાટક રચવાનું કામ છોડી જ દીધું હોય. નાટકો લખ્યાંછે એ પક્ષનો, તકરાર ખાતર, સ્વીકાર કરીને આ વાત કરુંછું.

## ( ૬ )

મ્હારો નિબન્ધ પૃ. ૨૯ ફુટનોટ—

'જાય' ને સ્થળે 'જાએ' એ રૂપની આધુનિકતા—

આ વિશે કારણ મ્હેં દર્શાવ્યું નથી તે દર્શાવુંછું. 'જાઇ છઇ' એમ પ્રાચીન ગુજરાતીનું 'જાયછે' એમ થયું; અહિં 'જાઇ' માંના ઇનો સાક્ષાત્ ય નિયમાનુસાર થયોછે. ઇનો એ થાય હેવું રૂપ જાણ્યું નથી. 'કરઇ છઇ' નું 'કરે છે' થાયછે તેમાં તો અન્ત્ય મળીને એ થયોછે.

આધુનિક પદ્યરચનામાં સંસ્કૃત વૃત્તોના દૃઢ નિયમે 'જાએ' એમ 'એ' હેવો દીર્ઘ સ્વર આપનારું રૂપ ઉત્પન્ન કરેલું લાગેછે.

આ કલ્પના ઉપર બહુ જોર હું મૂકતો નથી. સામળના છપ્પામાં 'એ' કારવાળાં રૂપ નજરે પડેછે ખરાંઃ—

> " જપે રામનું નામ, દોહલાં દોહવટ જાયે.
> જપે રામનું નામ, અગર જળ શીતળ થાયે. "
>
> ( અંગદવિષ્ટિ—૨૫૧, બૃ. કાવ્યદોહન, ગ્ર—૧, પૃ. ૪૬૫. )

તેમ જ પ્રેમાનન્દમાં પણ ક્વચિત્ જણાયછેઃ—

> " જે સાંભળતાં સુખ થાયેજી
> મનની તે ચિન્તા જાએજી. "
>
> ( ઓખાહરણ, કડવું ૧ લું. બૃહત્કાવ્યદોહન, ગ્ર. ૧, પૃ. ૩૩. )

## ( ૭ )

મ્હારો નિબન્ધ પૃ. ૨૩.—'ઢાળ' માંનો તાલ.—પ્રેમાનન્દનાં કાવ્યોમાં ઢાળમાં ત્રંપાતાલ હોયછે, અને 'આખ્યાન' માંના કહેવાતા ઢાળમાં તો ચોપાયા છન્દનો એકતાલ જ છે એ મ્હારા વચનને જરાક વિશિષ્ટ કરવું પડશે. કેટલાક ઢાળોમાં ( પ્રેમાનન્દમાં ) પણ કોઇ કોઇ ચરણોમાં એકતાલ વખતે નજરે પડશે. ઉદાહરણઃ—

"દક્ષિણ દિશાએ જોગણી, જો જાઉં તો દુખ પામું,
પૂર્વ દિશાએ પરવરું તો ચન્દ્રનું ઘર સ્હામું;
એહેવી રીતી નથી ભાઈની મુજથી નવ રહેવાય
દ્રૌપદીને મેહલું તો હરણ કરી કો જાય."

( નળાખ્યાન. )

પરંતુ એકંદર ઝંપાતાલના બાંધાના ઢાળમાં આમ એકતાલનો પ્રવેશ કરાવીને variety વિવિધતાનું તત્ત્વ જ ઉમેરેલું હોયછે; 'અષ્ટાવક્રાખ્યાન'માં તો એકધારો એકતાલવાળો ચોપાયા છન્દ જ છે તેને 'ઢાળ'નું નામ આપ્યું છે. તે પ્રેમાનન્દ કરે નહિં.

જરાક ઝીણી દૃષ્ટિથી તપાસીયે. ઉપરની ચાર પંક્તિઓમાં ફક્ત ત્રીજા ચરણમાં એકતાલની ધારના દાખલ થઇછે; (જો કે તે પણ ઝંપામાં મૂકી સકાય—તાલોમાં પરસ્પર લઘ કરી સકાયછે તે રીતે;) બાકી ત્રણે ચરણોમાં ઝંપાતાલ છે. એક નોંધવું જોઇયે કે 'ઢાળ'માં અને હરિગીતમાં બંનેમાં ઝંપાતાલ છે; પરંતુ બેની વચ્ચે rhythm (શબ્દલય) માં ફરક છે, અને તે ભાષમાં ફરક હોવાને લીધે છે. એ ફરક આ પ્રમાણે છેઃ—ઢાળના દરેક ચરણમાં બે ખંડ યતિસ્થાનથી પડેછે; પ્રથમ ખંડમાં ઝંપાતાલ સ્પષ્ટ છે ને બીજામાં તેટલો નથી જણાતો; અને હરિગીતમાં બંને ખંડમાં ઝંપા સ્પષ્ટ રૂપે સંભળાયછે; કેમકે ઢાળના ચરણના બીજા ખંડમાં એક ગુરુ છેવટે ઉમેરિયે તો હરિગીત પૂર્ણ થાય; ઉદાહરણઃ—

દક્ષિણ દિશાએ જોગણી
જો જાઉં તો દુખ પામું } ઢાળ

દક્ષિણ દિશાએ જોગણી
જો જાઉં તો દુખ પામુંહું } હરિગીત

ઢાળમાં છેવટે એક ગુરુ અને લઘુ આવેછે; ત્હેને પછી ગુરુને પ્લુત કરીને અને લઘુને ગુરુ કરીને લલકારી સકાયછે તે જુદી વાત છે. પણ પદ્યબન્ધનું સ્વરૂપ તો અન્તે ગુરુલઘુના યુગ્મનું છે. 'અષ્ટાવક્રાખ્યાન'માંના આભાસરૂપ ઢાળમાં તેમ નથી; હેમાં તો છેવટે પણ બંને ગુરુ આવેછે. આથી પણ હેમાંના સર્વવ્યાપી એકતાલને વધારે ટેકો મળેછે.

બીજી રીતે કહિયે. રા. કેશવલાલ ધ્રુવે હેમના 'પદ્યરચનાના પ્રકાર' વિષેના નિબન્ધમાં બતાવ્યા પ્રમાણે* હરિગીતનો સંધિ દાલદાદા—એમ છે; હું—દાલદાલ—એમ ગણુંછું. બેમાં

* 'બુદ્ધિપ્રકાશ' માર્ચ ૧૮૯૮, પૃ. ૭૮, સંધિ ૧૨ મો જુવો.—હેમણે રૂપે બાણીનો સંધિ કહ્યોછે તે જ હું બતાવું છું તે હરિગીત છે, એ બે સંધિ જુદા બતાવવાની જરૂર ન્હોતી, બંનેમાં ઝંપાનું તત્ત્વ સમાન છે.

ઘટક સ્વરૂપ એક જ છે. એ સંધિમાં ઝંપાતાલનું તત્ત્વ છે. આ સંધિનું સ્વરૂપ તપાસતાં જણાશે કે હેમાં પ્રથમ તાલથી ત્રીજી માત્રાએ લઘુ આવવો જ જોઈએ, નહિં તો તાલ તૂટે. તેમ જ તાલ ( મ્હારાવાળો સંધિ લેતાં ) ૧ લી, ૪ થી, ૮ મી, ૧૪ મી,—ઇત્યાદિ ક્રમમાં માત્રાઓ ઉપર આવે; અર્થાત્ તાલો વચ્ચે ૩-૪ એમ અસમાન માત્રાઓનું અંતર આવે. ઢાળમાં એ જ પ્રકારે લઘુનું સ્થાન તથા તાલ વચ્ચે અસમાન અંતર ચરણના પ્રથમ ખંડમાં તો અવશ્ય જ આવેછે અને બીજા ખંડમાં કવિની ઇચ્છાનુસાર—પણ ઘણે ભાગે સમાન અંતર—આવેછે. અને ઉપર કહેલા ચોપાયામાં તો એ રીતનું લઘુનું આવશ્યક સ્થાન નથી, અને તાલ સમાન અંતરે બધા આવે છેઃ—

| | | | | | | |
આવ્યો ધન કાજે મુનિ આજે તેને ત શું માર્યો
૧ ૫ ૯ ૧૩ ૧૦ ૨૧ ૨૫

અહિં ૪-૪ માત્રાને અંતરે જ તાલ આવેછે—તે એકતાલ જ છે. અહિં અમુક તાલ પછી આટલામી માત્રા લઘુ જ આવે એ નિયમ નથી આવતો અને તેથી કરીને ઝંપાનો દૃઢબંધ બાંધનારું તત્ત્વ દાખલ ન થવાથી એકતાલની શિથિલતા—એક ધારો પ્રવાહ—પ્રગટ થાયછે.

## ( ૮ )

મ્હારો નિબન્ધ પૃ. ૫૩—પ્રથમ પેરેગ્રાફ—

" પણ સામાન્ય પાત્રની બાલભાષા વિશે શું બોલોછો ! "

આ વાક્યમાં ' બોલોછો ' એ આ સંદર્ભમાં ગુજરાતી ભાષારૂઢિ ( idiom ) નથી જણાતી. ' કહેશો ' કે હેવો શબ્દ અહિં હોય. ' શું ' શબ્દની આધુનિકતા વિશે ભાગણમાં હું કહી ગયો છું—શું શા શેને શાને સંબન્ધે;—આ વિશે દૃઢ મત હું દર્શાવી નથી સકતો. ગદ્યમાં ' શું ' ની શરુઆત થઈ હોય અને પદ્યમાં ' કશું ' શબ્દ ટકી રહ્યો હોય—એમ પણ સંભવે; પણ એ ક્રિયા કાળમાં, ક્યહારથી ' કશું ' લુપ્ત થઈ ' શું ' ની સર્વત્ર શરુઆત થઈ—ઇત્યાદિ અન્વેષણની જરૂર છે. ( માત્ર એ અન્વેષણ માટે દિશા બતાવુંછું. )

## ( ૯ )

મ્હારો નિબન્ધ પૃ. ૬૬—' સિધારવું '—

આ શબ્દ સિધાવવું ( સાધયામઃ=હમે સિધાવિયે છિયે )—એમ પ્રેરક રૂપ છે—ત્ય્હાં વ ને બદલે ર એ આધુનિક અર્ધશિક્ષિતવર્ગની અશુદ્ધિ છે.—એ ઉપરાંત—' શાવદર્શિકા સત્ય-ભામાખ્યાન ' પૃ. ૧૯ મે તો વળી ' પધારવા ' ને ઠેકાણે ' સિધારવું ' વાપરી એવડી ભૂલ થઈ છેઃ—

" જ નદીને સત્વર સિધારવો કહ્યું લઈ, છતાં વાર કેમ થઈ. "

હાવી ભૂલ પ્રેમાનન્દ કરે નહિં.

( ૧૦ )

ઘુગ્ઘતો ગગ્ઘો બાલઃ—ઇ. કુહેવતઃ—

વ્રજલાલ શાસ્ત્રીએ આ શિવાય બીજાં ત્રણ ઉખાણાંમાં ' પણ ' ના પ્રતિબિમ્બરૂપ પુનઃ શબ્દ વાપર્યોછે; તે ઉપરથી હેમના ઉદ્દેશની સ્પષ્ટતા વિશેષ થાયછેઃ—

(૧) चौर चौर्यं करोति पुनर्गृहे सत्र कथयति;

(૨) कर्पूरदेवी मार्गितं लवणं पुनः न अर्पयति

(૩) पंच गृहान् डाकिनी पुन मुंचति;

ગૃહાણિ ને બદલે ગૃહાન્ એ અશુદ્ધતાથી આ ઉખાણું મૂળ સંસ્કૃત ભાષાનાં નહિ, શાસ્ત્રીજીએ જ કરેલાં એ જણાઈ આવેછે. બીજાં ઉખાણાંનાં અન્તઃસ્વરૂપ પણ એ જ અનુમાન આણેછે.†

(૧) निर्धनस्य गृहे नवहस्तो वंशः स्फुरति

નિર્ધનને ઘરે નવહથો વાંસ ફુરેછે.

(૨) यन्मुखे पर्णानि चर्वितानि तन्मुखे कोकिला न चर्वेत्

---

§ એ જ વ્રજલાલ શાસ્ત્રીએ, સં. ૧૫૫૧ માં લખાયલા એક પુસ્તકમાંથી કેટલાંક પદ્ય પ્રગટ કર્યાંછે હેમાં પુણ શબ્દ અવિના અર્થમાં નથી પણ ' અને ' ના અર્થમાં છે, અને તેમ પોતે જ બતાવ્યુંછે. તે આ વાત ઉપર વળી વધારે પ્રકાશ પાડેછે.

सरवर रूडइ ठाइ नीर भलुं पुण भावतुं ।
प्रगट न पीणइ नाइ चोरि तरस छीपइ नहि ॥

(" ગુજરાતીભાષાનો ઇતિહાસ "—શાસ્ત્રી વ્રજલાલનો. પૃ. ૫૬—તથા ૫૮.)

અહિં ' નીર ભલું અને ભાવતું ' એમ જ અર્થ છે; ને શાસ્ત્રીએ તેમ જ કહ્યોછે.

† હિતોપદેશમાં બાલઃ વાયસવન્ધ્યઃ ઇત્યાદિ રૂપમાં કહેવત છે, તે પણ તે કાળે પ્રવર્તતી પ્રાકૃત ભાષામાં પ્રચાર પામેલી કહેવતને સંસ્કૃત રૂપ આપીને મૂકેલી માન્યા વિના છૂટકો નથી; કારણ—

(૧) સંસ્કૃતભાષા તે સમયમાં બોલાતી ભાષા તરીકે લુપ્ત થઈ હતી, ઘણા કાળથી લુપ્ત થઈ હતી. હિતોપદેશ રચાયાને આશરે ૮૦૦ વર્ષ થયાં; અને કાલિદાસ

ઉદાહરણઃ—

જે મુખે પાન ચાવિયાં તે મુખે કોયલા ન ચાવિયે.

(૩) कुत्र राजा भोजः कुत्र गंगो तैली

કહિં રાજા ભોજ કહિં ગાંગો તેલી.

(૪) अक्षयो कडुको मुखे न प्रविशति

આખો લાડુઓ મુખે ન પેસે.

(૫) येन कर्म कृतं तेन कार्मणं कृतं

જેણે કામ કર્યું તેણે કામણ કર્યું.

(૬) नग्नानां ग्रामे धावी किं धवाति

નાગાના ગામે ધોબી શું ધુવે.

પ્રથમ ઉખાણામાં 'નવ હાથનો વાંસ ફરે' એ વિચાર જ આધુનિકતા સૂચવેછે.

બીજામાં—તાંબૂલ ને બદલે पर्ण શબ્દ ગુજરાતીની છાયા સૂચવેછે. 'કોયલા' માટે 'कोकिला' શબ્દની યોજના સંસ્કૃતમાં જાણી નથી કોઇલા દેશ્ય શબ્દ છે.

ત્રીજામાં—બધી કહેવત અસંસ્કૃત લાગેછે. तैलिकः ને બદલે तैली તે પણ દૂષિત છે.

ચોથામાં—'આખો' માટે अक्षतः ને બદલે अक्षयः ખોટું છે.

---

કવિ તો ત્હેની પણ ૬૦૦ વર્ષ પૂર્વે (મોડામાં મોડો સમય સ્વીકારતાં) થઈ ગયો અને ત્હેના સમયમાં પણ સંસ્કૃત ભાષા બોલાતી મટી ગઈ હતી.

હિતોપદેશમાં—પ્રાચીન પરંપરાથી ચાલી આવેલી કહેવત સંસ્કૃત રૂપમાં જ મૂકાઈ હશે એમ કલ્પનાને અવકાશ નથી. સંભવ બહુ અલ્પ છે; અને—

(૨) એ કહેવત ગીતિ છંદમાં મૂકીછે, એટલે મૂળ સંસ્કૃતમાં એ રૂપમાં હોવાનો બહુ જ અસંભવ જણાશે.

અલબત્ત આ કહેવત તે સમયમાં અસ્તિત્વમાં (ગમે તે રૂપમાં) હતી તે વાતની ના છે જ નહિ. પરંતુ અમુક રૂપમાં સંસ્કૃતમાં ત્હેનું પ્રતિબિમ્બ મૂકાયું તે-તો કૃત્રિમ-જ. એ જ પ્રકારની કૃત્રિમતા 'ઉત્સર્ગમાળા'માંની કહેવતોની છે, અને તે જ કૃત્રિમ સ્વરૂપમાં આ નાટકોમાં એ કહેવતો—જાણે સંચા વડે જ—છપાઈ ગયેલી જોઇયે તો મ્હેં બતાવેલું જ અનુમાન કાઢી સકાય, બીજું નહિ.

પાચમામાં—સેવાના અર્થમાં કામ શબ્દ માટે कर्म શબ્દ સંસ્કૃતમાં અજ્ઞાત છે.

છઠ્ઠામાં—પાશે શબ્દ અસંસ્કૃત છે; ઘાયક શુદ્ધ છે. ઘાયતિ ને બદલે ઘતાતિ પણ ખોટું છે.

સર્વ ઉપરથી જણાઈ આવશે કે ગુજરાતી ઉખાણું પ્રથમ લઈને તે ઉપરથી વ્રજલાલ **શાસ્ત્રીએ પોતાની** સંસ્કૃત વાણીમાં સંસ્કૃત પ્રતિબિમ્બ યોજ્યાં છે. તો પ્રસ્તુત બે કહેવતો—दुग्धतो दग्धो बालः इत्यादि તથા यस्य अर्थ इत्यादि—નું એ સ્વરૂપ હવે પ્રત્યક્ષ થશે એમ આશા છે.

## ( ૨૧ )

રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનું ચર્ચાપત્ર—( તા. ૧૦ મી જુલાઈ ૧૯૧૦ ના " ગુજરાતી " માંનું )

### " કવિ પ્રેમાનંદનાં નાટકો વિષે: અન્વેષણ. "

રા. રા. નરસિંહરાવ ભોળાનાથે ત્રીજી સાહિત્યપરિષદ્ માટે લખેલો, **કવિ પ્રેમાનન્દનાં નાટકો**—એ પ્રેમાનન્દનાં રચેલાં હશે કે કેમ ? એ વિશે **અન્વેષણ** એ નિબન્ધ હાલમાં પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કર્યો છે. તેની પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે તેમાં ઉપસ્થિત કરેલી શંકાઓનો સમાધાન ઘણા અન્વેષણની અપેક્ષા રાખે છે; અને તે તે અન્વેષણો કર્યા વિના એ નિબન્ધના ગુણદોષ ઉપર કે એમાં ચર્ચેલા મુખ્ય વિષય ઉપર કંઈ પણ નિર્ણય ઉપર આવવું અશક્ય છે. કહેવાની જરૂર નથી કે એ વિદ્વદ્વરના એ નિબન્ધે ગુજરાતના સાહિત્ય સમાજને એક અગત્યનું કામ સોંપ્યું છે અને મને આશા છે કે આપણા ઉત્સાહી સાહિત્ય-સેવકો અન્વેષણનું એ કાર્ય ઉપાડી લઈ ગુર્જર સાહિત્યના ઇતિહાસના એક આદરણીય પ્રશ્ન ઉપર પ્રકાશ પાડવામાં સહાયભૂત થશે.

પરન્તુ રા. નરસિંહરાવે ઉપસ્થિત કરેલો પ્રશ્ન વસ્તુતાએ હકીકતનો પ્રશ્ન છે, અને તેને અંગે થતી સાહિત્યચર્ચા એ હકીકતના નિર્ણયના માત્ર સાધનરૂપ છે. ' હકીકત ' ની યથાર્થ સ્થિતિ શી છે, તેના જ્ઞાનને અભાવે જ તે ચર્ચા સાવકાશ છે. ત્યારે, હવે રા. નરસિંહરાવે જ્યારે આ પ્રશ્ન ઉદ્ભાવ્યો છે તો ' હકીકત ' ના સંબંધમાં જેટલો પ્રકાશ પડી શકે તેમ હોય તેટલો એકત્રિત કરવામાં મદદ કરવાની હકીકત સાથે સંબંધ ધરાવનારા સર્વેની ફરજ નથી ?

રા. નરસિંહરાવ લખે છે તેમ આ પ્રશ્ન નાટકો પ્રસિદ્ધ થયાં તે વખતથી જ જન્મ પામેલો છે એ નિર્વિવાદ છે, છતાં પ્રાચીન કાવ્યમાલાના પ્રણેતાઓ તરફથી એ સંબંધમાં એક શબ્દ સરખો ઉચ્ચારાતો નથી એ વિસ્મયજનક છે. પ્રાચીન કાવ્યમાલાના પ્રણેતાઓમાંના જેઓ અત્યારે પ્રભુકૃપાથી વિદ્યમાન છે તેમણે આ પ્રશ્ન સંબંધે પોતે જે કોઇ જાણતા હોય તે બધું પ્રકટ કરવું જોઇએ; એમના હાથમાં જે સાધનો હોય તે ગુર્જર સાહિત્યસમાજ રૂબરૂ રજુ કરવાં જોઇએ; અને મુદ્રાલયમાં મોકલેલી ' કોપી ' અને પ્રુફ શુદ્ધાન્ત બની શકે તેમ હોય તો રજૂ થવાં જોઇએ. રા. નરસિંહરાવે ઉદ્ભાવેલા પ્રશ્નનો નિર્ણય કરવામાં આ બધું ઉપયોગમાં આવશે એમાં કંઈ સંદેહ નથી.

ઉપરની સૂચના હું કોઇ પણ પક્ષનો સ્વીકાર કરીને કરૂંછું એમ નથી. રા. નરસિંહરાવના લેખે પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદનાં છે કે કેમ ? એ પ્રશ્ન આપણી પાસે એવા સ્વરૂપમાં મુકેલોછે કે તે સંબંધે જે જે દિશામાં અન્વેષણ કરવાનું પણ જણાય તે કરવાની અને તે સંબંધે કાંઇ પણ નિર્ણય ઉપર આવવાની ગુર્જર સાક્ષરસમાજની ફરજ છે અને, એમાં હકીકતના જે સવાલો સમાયલા છે તે બાબતની માહિતી હકીકત જાણનારાઓએ પુરી પાડવી જોઇએ, એ સ્પષ્ટ છે. રા. નરસિંહરાવ પોતે પણ એમજ ઇચ્છતા હોય એમ જણાયછે. તેઓ લખેછે કે પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદની કૃતિ નથી—એમ સ્પષ્ટ સિદ્ધાન્ત તે કરવાને તત્પર નથી. માત્ર એ નાટકોના ઉત્પાદક કવિ હશે કે કેમ એ પ્રશ્ન તરફ ઉપર હું સંશય—અશ્રદ્ધાની નજરથી જોઉછું." એમની આ અશ્રદ્ધા કેટલે અંશે વાસ્તવિક છે એ પ્રથમ પ્રશ્ન છે અને એ પ્રશ્નમાં, પ્રેમાનન્દનાં નાટકોની શોધથી માંડીને તે મુદ્રાલયમાંથી તે બહાર નીકળ્યાં ત્યાં સુધીની કેવળ હકીકત—વાસ્તવિક અને પ્રમાણભૂત હકીકત—પ્રસિદ્ધ થાય તો આગળના અન્વેષણની કેટલી આવશ્યકતા છે અને કઇ દિશામાં અન્વેષણ કરવાનું પ્રાપ્ત થાયછે તેનો નિર્ણય કરી શકાય. આટલા માટે જ હકીકત પ્રકટ કરવાની પ્રાચીન કાવ્યમાલાના પ્રણેતાઓને વિનતિ કરવાનું પ્રાપ્ત થાયછે. મને આશા છે કે આપ આ વિનતિને ટેકો આપશો અને વાસ્તવિક અને પ્રમાણભૂત હકીકત પ્રકટ કરવામાં મદદ કરશો એ જ વિનતિ.

ગીરગામ, મુંબાઈ—તા. ૭-૭-૧૦,

(સહી.) સેવક, ઉત્તમલાલ કે. ત્રિવેદી.

ઉપરના અર્ચાપત્રનો ઉત્તર. (સં. ૧૯૬૬ ના જ્યેષ્ઠના 'વસન્ત' માં પ્રગટ થયેલો.)

## પ્રેમાનન્દનાં નાટકો.

વસન્તના તન્ત્રી—સાહેબ,

આ વિષય ઉપર તા. ૧૦-૭-૧૯૧૦ ના "ગુજરાતી" માં રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનું ચર્ચાપત્ર આવ્યુંછે તે જોઈને કાંઇક સંતોષ થાયછે. આ મહત્ત્વના વિષય ઉપર એઓએ ગુજરાતના સાહિત્યસમાજનું 'લક્ષ એમની એ સમાજનું' કર્તવ્ય સૂચવ્યુંછે તે માટે હેમનો આભાર માનવો જોઇએ. તેમ જ આ વિષયમાં હેમણે જે તાટસ્થ્ય સાચવવાની ઇચ્છા રાખીછે તે પણ સ્તુત્ય છે.

પરંતુ એ ઇચ્છામાં એઓ સર્વાંશે સફળ નથી થયા એમ કહ્યા વિના ચાલતું નથી. હેમનાં વચનો જરાક તપાસિયેઃ—

"હેમાં (અર્થાત્—મ્હારા નિબન્ધમાં) ઉપસ્થિત કરેલી શઙ્કાઓનાં સમાધાન ઘણા અન્વેષણની અપેક્ષા રાખેછે. અને તે તે અન્વેષણો કર્યા વિના એ નિબન્ધના ગુણદોષ ઉપર કે હેમાં ચર્ચેલા મુખ્ય વિષય ઉપર કંઇ પણ નિર્ણય ઉપર આવવું અશક્ય છે."

આ ઉપરથી તો સ્પષ્ટ એમ જ ફલિત થયું કે આ નિબન્ધમાં જે જે દલીલો બતાવી

છે તેથી કશું પણ સિદ્ધ થતું નથી; અને એ નાટકોના કર્તૃત્વ વિશે શંકાઓ પણ રાખવાને આધાર નથી.

રા. ઉત્તમલાલ વળી કહેછેઃ—

"રા. નરસિંહરાવે ઉપસ્થિત કરેલો પ્રશ્ન વસ્તુતાએ હકીકતનો પ્રશ્ન છે; અને ત્હેને અંગે થતી સાહિત્યચર્ચા એ હકીકતના નિર્ણયના માત્ર સાધનરૂપ છે. 'હકીકત' ની યથાર્થ સ્થિતિ શી છે, ત્હેના જ્ઞાનને અભાવે જ તે ચર્ચા સાવકાશ છે."

પરંતુ 'હકીકત' તો જેટલી પ્રકાશકો તેમ જ પ્રેમાનન્દના કર્તૃત્વના પક્ષકારોએ પ્રકાશમાં આણીછે તે ઉપરથી જ બધી ચર્ચા આ નિબન્ધમાં સ્થાઈછે. આ ચર્ચા અને હકીકતનો સંબન્ધ રા. ઉત્તમલાલ ઉઠાવતી દેછે તે અયોગ્ય છે. વધારે હકીકત બીજી શી સંભવે તે કહી સકાતું નથી. પ્રેમાનન્દના હાથની લખેલી અથવા તો (પૂર્ણ રીતે સાબીત થાય એમ) હેના સમયમાં લખેલી એ નાટકોની પ્રતો મળે તો જ 'હકીકત' ના પક્ષને અંગે સમાધાન થાય. અથવા એ પ્રકારનાં બીજાં સબળ પ્રમાણ મળે તો પ્રકાશ પડે. તે તો અસાધ્ય જ લાગેછે. હેવા લેખ વગેરેને આધારે પ્રકાશકોએ એ નાટક પ્રગટ કર્યાં હોત તો તો આસાર સુધી એ વાત અન્ધકારમાં રહી જ ના હોત. "ગુજરાતી" પત્રે એ માટે કાઢેલું ઇનામ કોઈને મળ્યું જ હોત.

"મુદ્રાલયમાં મોકલેલી 'કૉપી' (અને પ્રુફ પણ બની સકે તેમ હોય તો) રજૂ થવાં જોઈએ"—એમ રા. ઉત્તમલાલની માગણી છે. પરંતુ 'પ્રુફથી' થી શું સાબીત થઈ સકવાનું હતું ? પ્રેમાનન્દ કવિએ તો પ્રુફ સુધાર્યાં નહિં જ હોય ! પ્રુફમાંથી પ્રેમાનન્દના કર્તૃત્વનું પ્રમાણ વાળી શી રીતે મળવાનું હતું ? તેમ જ, પ્રેમાનન્દના સમયના હસ્તલેખના આધારે નાટકો પ્રગટ થયાં હોય તો પણ પ્રેસમાં તો અસલ 'કૉપી' આપી ના જ હોય; તો તે 'પ્રેસ—કૉપી' જ્હાર આણ્યાથી શું સિદ્ધ થવાનું હતું ?

મ્હારા નિબન્ધમાંની ચર્ચા સ્વતન્ત્ર રીતે નિર્ણય આણવા માટે અસમર્થ જ છે એમ રા. ઉત્તમલાલના લેખનો ગર્ભિત આશય જણાયછે; અને જો તેમ હોય તો તટસ્થવૃત્તિ સાથે વિરોધ જ આવેછે.

તો પણ—રા. ઉત્તમલાલે પ્રકાશકો તથા હેમના પક્ષના વિદ્વાનોની કને 'હકીકત' ની માગણી કરીને બીડું મુકયુંછે તે એ ગૃહસ્થોએ ઝડપી લેવું એ હેમનું કર્તવ્ય છે—એમ કહેવાને તો બાધ નથી જ. પરંતુ, એ બીડું ઝડપાશે નહિં, તો પછી અનુમાન શું કરવું ? અને પછી પણ મ્હારા નિબન્ધમાંની દલીલોનું સાધક બળ—રા. ઉત્તમલાલના વચનોના અર્થ પ્રમાણે તો—સ્વતન્ત્ર રીતે નથી જ. એટલે એ પ્રશ્નનો નિર્ણય કરવાનાં સાધન જ નથી એમ વિલક્ષણ સ્થિતિ ઉપસ્થિત થાયછે.

રા. ઉત્તમલાલે Iddaaઠ—મુદ્રા—જ આ પ્રશ્નને સંબન્ધે વિપરીત અને અયોગ્ય બાંધ્યા જણાયછે. આ દર્શાવવા માટે જ આટલો લેખ લખી આપના પત્રનું સ્થળ રોકવું પડ્યું છે તે ક્ષમા કરશો.

**રત્નાગિરિ** લિ. આપનો

તા. ૨૨–૭–૧૯૧૦ (સહી) **નરસિંહરાવ ભોળાનાથ.**

## ( ૧૨ )

ગદ્યમાં અન્ત્યયમક.—આ પ્રકાર ૪૦ વર્ષ ઉપરનાં પારસી ગુજરાતી નાટકોમાંથી પ્રવેશ પામ્યાનું મ્હેં કહ્યુંછે. હેની પુષ્ટિ માટે તે સમયનાં નાટકોમાંથી હેવા નમૂના થોડાક ટાંકુંછું:—

(ક) " બાબક—સરદારોની મને **ગરજ** નથી—પણ છોકરાપણાના **મરજ** સાથે મને મોટું **કરજ** છે તેની **ફરજ** અદા કરવાની હું **અરજ** કરૂં છેઉ. "

( " બેજન અને મનીજેહ "—કે. ન. કાબરાજીકૃત. પૃ. ૨. ઈ. સ. ૧૮૬૯માં છપાયલું )

(ખ) " તાહરી તનદુરૅસતી માહરે મનસે **હસતી** છે—તાહરી હાજરી માહરા દીલની સદાની **વસતી** છે અને માહરી ભલામણ તુજને મનસે સદા **સસતી** છે. "

( એ. જ. ખોરીકૃત " ખોદાબખસ " પૃ. ૨. ઈ. સ. ૧૮૭૧ )

(ગ) " પણ જો લાગે **વાર લગાર**—તેથી જો થાએ સદ્દરદીન **વાકેફગાર**—અને તરખને ફીનામાં **ગીરફતાર** તો જરૂર આપણી કમબખતીનાં **પારાવાર** "

( " ખોદાબખસ " પૃ. ૪ )

આ " ખોદાબખસ " નાટકમાં હાવા નમૂના પચીસ ઉપરાંત મળે એમ છે. લંબાણ થાય તેથી અહિં બીજા આપ્યા નથી.

આ પદ્ધતિ રા. રણછોડભાઈ ઉદયરામે પણ ત્રીસ પાંત્રીસ વર્ષ ઉપરનાં નાટકોમાં કોઇ કોઇ વાર આદરીછેઃ—

(ઘ) " વિદૂષક—ગાનમાં તાન લઈને મને માન આપો તો "

( 'મદાલસા અને ઋતધ્વજ' પ્રસ્તાવના. પૃ. ૨ ઈ. સ. ૧૮૭૮ )

(ઘ) " લંબનાકી—એ લંબકાની હેઠ વહેલી હેઠ મોઈ જારે ને તારે લટકામાં ને ચટકામાં, ફટકા થાય તો જ મટકા મટે એવી દેખાડ." 

( નાટક પૂર્વોક્ત. અંક ૩ પ્રવેશ ૧ પૃ. ૨૧-૨૨ )

(ચ) ' વિદૂષક—પેલો મયૂરકેતુ પકડ્યો, ને ભાગવાનો રસ્તો જડયો. '

( 'બાણાસુરમદમર્દન. '—અંક ૬ પ્રવેશ. ૨ પૃ. ૭૬ ઈ. ૧૮૭૮ )

(છ) " વિદૂષક—" મને મેં છોડયો. ને આપને કેહેવા દોડયો. "

( નાટક પૂર્વોક્ત. અંક. ૬ પ્રવેશ. ૩ પૃ. ૭૭ )

(જ) " કુભાંડ—એ એમ નહિં બંધાય, વિદૂષક—પછી પ્રીત નહિં સંધાય, "

( નાટક પૂર્વોક્ત. અંક ૬ પ્રવેશ ૩ પૃ. ૮૦ )

( ટીપઃ—આ છેલ્લા ઉદાહરણમાં બે જુદાં વાક્યોમાં યમક છે; તેથી બીજાં ઉદાહરણોથી જરાક જુદું પડેછે, એ બધામાં એક વાક્યમાં જ અન્તર્યમક છે. પરંતુ નમુનારૂપે મૂક્યું છે. )

આ પ્રકારના ગદ્યયમકનું એક ઉદાહરણ રા. હીંમતલાલ ગણેશજી અંજારિયાએ પ્રસિદ્ધ કરેલા—નામ વિનાના ભાષાન્તરકર્તાના—' વિક્રમોર્વશીય ' નાટકમાં એક સ્થળે જડેછેઃ—

( ) સહજન્યા—એમ જ હોય. ગાડો નેહ ન ખમે છેહ. "

( અંક ૪ નો પ્રવેશક. )

( ટીપઃ—અહિં પોતે ઘડી કાઢેલા કહેવતના રૂપમાં યમક આવ્યાથી કર્ણક્ષતિ ઓછી થયછે,—એટલું સ્વીકારવું જોઇયે. )

પરંતુ આ સર્વ પ્રકારોની પરીક્ષા કરતાં એટલું તો જણાયછે કે ગદ્યયમકનો આરમ્ભ પાછળનાં ચાળીશેક વરસ ઉપર પારસી ગુજરાતી નાટકોએ શરૂ કર્યો, ને શુદ્ધ ગુજરાતી નાટકોમાં ક્વચિત અનુકરણરૂપે ત્હેનો પ્રવેશ થયો.

પારસી ગુજરાતી નાટકોમાં આ અંશનું મૂળ અસલ અરબી અને ફારસી ગદ્યમાંથી જડેછે. ઉર્દુ ગદ્યમાં પણ એ દેખાદે છે, અને હાલમાં મુંબાઈની હિન્દુસ્તાની નાટકોમાં એ રમત પુષ્કળ રમાયછે. આલીવાળાની કંપની માટે મુનશી રૌનકે લખેલાં નાટકો એ રમતથી ભરપૂર છે.

( આ માહિતી રા. કૃષ્ણલાલ ઝવેરી તરફથી મને મળીછે. )

( ૧૩.)

મરાઠી ભાષાના સંસ્કાર વડોદરાના સંપર્કને લીધે આજથી ૪૦–૫૦ વર્ષ ઉપરનાં ગુજરાતી સાહિત્ય ઉપર પડેલા હતા તે તે સમયનાં પુસ્તકોમાંથી જણાયછે. " ફલાણા ફલાણા શાસ્ત્રી એઓએ રચ્યું " એમ પુસ્તકનાં મુખપૃષ્ઠો ઉપર તે સમયમાં નજરે પડેછે, તે " रामचन्द्र रघुनाथ यांणीं केलें " એ મરાઠી ઢબની છાયા સ્પષ્ટ દર્શાવેછે. આપણે ગુજરાતીમાં તો " ફલાણા ફલાણા શાસ્ત્રીએ " " રચ્યું " એમ જ કહિયે.

વડોદરાના સંપર્કનાં પરિણામ હાલ પણ અનેક નજરે પડેછે. પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોએ ' દુર્મિલ ' શબ્દ વાપરેલોછે—પોતાના લખાણમાં જ—તે તો હું બતાવી જ ચૂકેલોછું. ' ભલતું ' ઇત્યાદિ શબ્દો પણ એ રીતે પેઠાછે. વડોદરા ટ્રેનિંગ કોલેજના એક અભ્યાસીનું કાર્ડ મ્હારા ઉપર હમણાં જ આવ્યું હતું, ત્હેમાં " યોગ્ય કીમતે " ને બદલે " યોગ્ય તે કીમતે " એમ મરાઠી ' योग्य ती कीमत ' એ રૂઢરચનાનું પ્રતિબિમ્બ પ્રગટ થયું હતું.

પરંતુ, આ સર્વ પ્રકારો અન્ય સાહિત્ય અને ભાષાનો ગાઢ પ્રવેશ અને પરિચય થયા પછી જ થાય એ આ સર્વ વાતો ઉપરથી જોવાનુંછે.

# પ્રેમાનંદનાં નાટકો.

## ( ૧ )

તા. ૨૯ મી સપ્ટેમ્બરના સાંજ વર્તમાનમાં ભદ્ર્ય સાહિત્ય સભામાં સુપ્રસિદ્ધ સાક્ષર નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆએ આપેલા ભાષણનો સાર પ્રકટ થયો છે.

શ્રીયુત નરસિંહરાવે ભાષણનું મથાળું, "આ પ્રેમાનંદનાં નાટકો હોય ખરાં?" એવું રાખેલું છે. આ નાટકો એટલે પાંચાલી પ્રસન્નાખ્યાન, તપત્યાખ્યાન અને રોષદર્શિકા સત્યભામાખ્યાન, જે પ્રાચીન કાવ્યમાળામાં પ્રસિદ્ધ થયાં છે, તે. આ વિષય ઉપર તેમણે રાજકોટની સાહિત્યપરિષદમાં એક નિબંધ ગત વર્ષે રજુ કર્યો હતો. તેમાંના મુદ્દાનો, મોટે ભાગે તેમના ભાષણમાં સમાવેશ થતો હોવાથી, અહીં તે વિષે જ વિવેચન કરવું હાલ દુરસ્ત ધાર્યું છે.

મી. દીવેટીઆ જણાવે છે કે, "આ પ્રશ્નનો નિર્ણય થતા સુધી મારી લડત, આવા જ આગ્રહથી ચાલુ રાખીશ. ઈશ્વર, અને તે માટે પુરતું આયુષ્ય બક્ષો, અને તે પહેલાં આ દેહ પડી જાય, તો મારા પક્ષના મારા મિત્રો એ લડત જારી રાખશે, એવી આશા રાખું છું." તેમણે જે ભારે પણ લીધું છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. સાહિત્યને માટે, પ્રથમ પણ લેનાર કવિ પ્રેમાનંદ હતા અને બીજું પણ રા. દીવેટીઆએ લીધું છે. પ્રેમાનંદે પણની સાથે, પોતાનું કાર્ય સફળ થતાં સુધી, પાઘડી ન પહેરવાની બાધા રાખી હતી; તેવું કાંઈ તેમણે કર્યું છે કે કેમ, તે જાણવામાં નથી. પ્રેમાનંદે પણ લઈ ગુજરગિરાને ઉત્તમ પંક્તિએ મૂકવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો; હવે રા. દીવેટીઆ, રણભૂમિમાં મહા યુદ્ધ ચલાવવા તૈયાર થયા છે તેથી તેઓ કયો અર્થ સાધે છે, તે હવે પછી જણાશે. હાલમાં તો તેઓ પ્રથમ પતિજ્ઞા કરનાર પ્રેમાનંદની કીર્તિ ઝાંખી કરી, પોતાની નામના કરવા માગતા હોય એમ જણાય છે. દેશસેવાના કોઈ મહત્ કાર્યને માટે જો તેમણે આવું સખ્ત પણ લીધું હોત, અને તે માટે મથન કર્યું હોત તો તેથી કેટલો લાભ થાત! ધારો કે તેઓ પોતે અગર તેમની પછી તેમના વંશજો, વાલીવારસો, મિત્રો ને અનુયાયીઓ એ નાટકો પ્રેમાનંદનાં નથી, એમ સાબીત કરી શક્યા. તો તેથી ગુજરાતનું શું ભલું થશે? નાટકો હલકાં છે કે ખરાબ છે એવું તેમનું કહેવું નથી; તેમનું કહેવું એટલું જ છે કે તે પ્રેમાનંદની કૃતિ નથી.

જો તે પ્રેમાનંદનાં નથી, તો કોઈ બીજાએ લખી તેમાં પ્રેમાનંદનું નામ ઠોકી બેસાડયું છે એમ તેઓ માને છે. ધારો કે એ નાટકો, કોઈ આધુનિક કાળના સાક્ષરે લખેલાં છે, તો તે પોતાનું નામ ન આપતાં, કે તેને માટે પૈસાની પ્રાપ્તિ અને કીર્તિની દરકાર ન રાખતાં, પ્રેમાનંદનું નામ આપે તેનો હેતુ શો હોય? આજ સુધી, ચાલતા જમાનાના કેટલાક સાક્ષરોએ ગુજરાતી ભાષામાં નાટકો લખેલાં તેમાંનું કોઈ પ્રેમાનંદનાં નાટકોની બરોબરી કરી શક્યું નથી, તો એવો ખુણે પડી રહેલો નિસ્વાર્થી કયો સાક્ષર છે, કે જે એવાં નાટકો લખવાની શક્તિ ધરાવતાં છતાં, તે પોતાનું મહત્ કૃત્ય પ્રેમાનંદને અર્પણ કરી દે? કોઈ કોઈ

વાર ભજન કીર્ત્તનમાં, પાછલા કોઈ મહાન ભક્તનું નામ તે બનાવનાર આપે છે, પણ તેનો હેતુ એવો હોય છે કે મહાન ભક્તના નામથી તે વધારે પ્રસિદ્ધિ પામે, અને લોકો તે શ્રદ્ધાથી ગાય.

મી. દ્વિવેદીઆ જણાવે છે કે એ નાટકો પ્રકટ થયાં તે વખતથી જ, કેટલાક વિચારશીલ સાક્ષરોમાં અને મારામાં તે પ્રેમાનંદની કૃતિ હોવા વિષે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ. તેમના બાબતમાં સાક્ષરોનાં માત્ર બે નામ આપેલાં જણાય છે. નાટકો છપાયાં પછી તેમણે ઘણે વર્ષે પ્રશ્ન ઉપાડ્યો, પરંતુ આવા વિષયને મુદતનો કાયદો લાગુ પડતો નથી; માટે તે વિષેનો બચાવ કરવાની જરૂર નથી. તેમણે પ્રકાશકોનો દોષ બતાવ્યો છે તે, પોતાનો વિષય સિદ્ધ કરવામાં નિરર્થક, અગ્રાહ્ય અને અસ્થાને છે, કેમકે તે વડે પોતે ઉપાડેલા પ્રશ્ન ઊપર કંઇ પણ પ્રકાશ પડતો નથી. મી. દ્વિવેદીઆએ પ્રકાશકો ઉપર કેટલાક દોષોનું આરોપણ કર્યું છે તે જેમ પ્રસંગને અનુસરતું નથી તેમ તે અઘટિત ને અસત્ય ભાસે છે. તેમણે સ્વર્ગસ્થ મણીલાલને પત્ર લખ્યો, તેમાં જણાવી દીધું કે એકજ પ્રત મળી માટે વિવેચનની અપૂર્ણતા છે. આ એક મઝેની દલીલ છે. વળી તેમણે લખેલું કે જેટલાં કાવ્યો જૂનાં એટલાં બધાં ઉપયોગી, નોટ ટીકા વીગેરે નિરસ, નકામા અને કલ્પિત છે. જ્યારે પ્રકાશકો કહે છે, અને રા. ધ્રુવ માન્ય રાખે છે, કે નાટકોની એક જ પ્રત મળી હતી તો પછી સંશોધનના નિયમોનો અનાદાર શી રીતે થયો અને વિવેચનની અપૂર્ણતા કેમ છે, તે સમજી શકાતું નથી. જેટલાં કાવ્ય જૂનાં એટલાં બધાં ઉપયોગી, એવું પ્રકાશકોએ કોઈ ઠેકાણે કહેલું જણાતું નથી. જૂનાં એટલાં સઘળાં નિરૂપયોગી અને નવાં બધાં ઉપયોગી એમ તો મી. દ્વિવેદીઆ કહેવાની હીમત ધરી નહીં શકે. જ્જૅનસને રાસેલાસમાં એક ઠેકાણે કહ્યું છે કે "કારણ ગમે તે હોય પણ પ્રાચીન કવિતા સામાન્ય રીતે ઉત્તમ ગણાય છે." આનો અનુવાદ, કુંતી પ્રસ-, બાખ્યાનમાં વલ્લભ કરે છેઃ—

પ્રાચીન પંડિતને ન, અર્વાચીન પહોંચી શકે,
પ્રાચીન તે પ્રાચીન છે, અર્વાચીન નામના.

કદાચ મી. દ્વિવેદીઆ કહેશે કે ૧૮ મી સદીમાં, અંગ્રેજીથી અજાણ એવા વલ્લભે જ્જૅનસનનું અનુકરણ શી રીતે કર્યું હોય ! હાલના કેટલાક સાક્ષરોને અંગ્રેજી કવિતાની નવિન પદ્ધતિ પસંદ પડે છે અને તેનું અનુકરણ કરે છે. તેમને પ્રાસ વગરની કવિતા રૂચે છે અને ગદ્યના જેવી કવિતા પસંદ પડે છે. કવિતા કેવી જોઇએ તે વિષે જૂદા જૂદા વિદ્વાનો જૂદી જૂદી વ્યાખ્યા આપે છે તે ઉપરથી જે જાતે સારૂં છે તે ખોટું થતું નથી કે ખોટું હશે તે સારૂં થવાતું નથી. મી. દ્વિવેદીઆ કહે છે કે નોટ ટીકા વીગેરે નિરસ, નકામા અને કલ્પિત છે. નોટ, ટીકા રસિક કરવા જોઇએ એવું સૂત્ર મી. દ્વિવેદીઆ ગુજરાતને પહેલું જ આપે છે. નોટ ટીકા શા આધારે નકામા અને કલ્પિત ઠરાવવામાં આવે છે તે સમજાતું નથી. કદાચ તેમાં ભૂલો થઇ હોય તે ઉપરથી તે નકામા અને કલ્પિત કહી ન શકાય મી. દ્વિવેદીઆ જેવા સર્વોત્તમ સાક્ષરને માટે ટીકા નોટની જરૂર ન હોય અને તે તેમને નકામા લાગે, પરંતુ તે વિદ્યાર્થીઓ માટે અને સાધારણ વાંચકવર્ગ માટે છે. એ નાટકો ટીકા–નોટ કરવા જેવાં નથી, એમ જો તે કહેવા માંગતા હોય તો તે ભૂલ ભરેલું છે. વળી તેમણે આ

બાબત સ્વર્ગવાસી મણીલાલ નભુભાઈને પત્ર લખ્યો તેમાં જણાવી હતી. પોતે કાંઈ વાત કાગળમાં જણાવી હોય તે કાંઇ પુરાવો નથી. સાક્ષર મણીલાલ સ્વર્ગસ્થ થવાથી તે કાંઇ અજવાળું પાડી શકે એમ નથી. તેમણે પોતાના વિચાર મી. દીવેટીઆને, એ પત્રના ઉત્તરમાં લખી જણાવ્યા હોય તો તે પ્રકાશકોની ખામી પૂરતા જ છે અને તેથી તે ચાલતા કેસ સાથે સંબંધ ધરાવતા નથી.

રા. નરસિંહરાવ પોતાના વિષયની ચરચામાં ઐતિહાસિક અને વિવેચક કસોટીઓ જ રજુ કરવી જોઇએ, એમ બતાવી, ત્રણ બાહ્ય પ્રમાણો આપે છેઃ એક તો પ્રેમાનંદના પુત્ર વલ્લભનું એ નાટકોના સંબંધમાં મૌન્ય, બીજું પ્રેમાનંદના કાળમાં રંગભૂમિનો અભાવ, અને ત્રીજું, પ્રેમાનંદની પૂર્વે કે પછી તરતજ, ગુજરાતીમાં રચાયેલાં નાટકોનો અભાવ.

૧ લું પ્રમાણ—પ્રેમાનંદના પુત્ર વલ્લભનું એ નાટકોના સંબંધમાં મૌન્યઃ—મી. દીવેટીઆ લખે છે કે વલ્લભે પોતાના દુઃસાશન રૂધિરપાનાખ્યાનમાં પોતાના પિતાની પિંગળ, ચંદનો રાસો, અને પોતાના પિતાની કીર્તિ વીગેરે બાબતો આપ છે તો નાટકોની ગણત્રી તે શા માટે ન કરે? મને લાગે છે કે મી. દીવેટીઆએ દુઃસાશન રૂધિરપાનાખ્યાનનો આધાર બતાવ્યો તે સરતચૂક છે. તેમણે બતાવેલી બાબત તો કુન્તિપ્રસન્નાખ્યાનમાં છે. પરંતુ તેની અંદર શું લખ્યું છે તે જોઇએ. પહેલા કવિતમાં તે જણાવે છે, કેઃ—

> ભારત સમુ પ્રમાણ, રાસાના તમાસા ભાળો,
> કર્યો ભારત એ ત્રણ, ભારત ઊવેખિયે;

વળી નવમા કવિતમાં તે લખે છે કેઃ

> " ચંદે એક રાસો લખ્યો, સવાલક્ષ પૂર કેરો,
> એક પુત્ર શા હિસાબે, દુનિયાનો રાહ છે.
> રાસા જેવડા બૃહત્, પુરમાં અધિક એથી,
> ત્રણ ગ્રંથ લખવા પ્રેમે, કેની વાહ વાહ છે? "

આ બે કવિત ઉપરથી ચંદ કરતાં પ્રેમાનંદ ચઢે છે અને ચંદે ભારત જેવડો એક રાસો લખ્યો ત્યારે પ્રેમાનંદે તેનાં કરતાં બે, ત્રણ ઘણું કામ કર્યું છે. આમાં કે દુઃસાશન રૂધિરપાનાખ્યાનમાં પ્રેમાનંદે ક્યા ક્યા ગ્રંથ કર્યા તેનો ઉલ્લેખજ નથી પછી તેમાં નાટકોનાં નામ આવે જ શેના? કોઇ એમ પણ કહી શકે કે તેમાં નળાખ્યાન, નરસિંહમહેતાનું મામેરું, દશમ સ્કંધ વગેરેનાં નામ નથી માટે શું તે ગ્રંથો પણ તેના કરેલા ન કહેવાય? ન્યાય આપવામાં આ દલીલ શું કામ આવે?

૨ જું પ્રમાણ—પ્રેમાનંદના કાળમાં રંગભૂમિનો અભાવ હતોઃ—રંગભૂમિનો અભાવ હોય તેથી નાટકો લખી જ ન શકાય એવું અનુમાન શા ઉપરથી કાઢી શકાય? કાળીદાસના વખતમાં રંગભૂમિ હતી એવો પુરાવો ક્યાં છે? સ. રણછોડભાઇ ઉદયરામે પ્રથમ નાટક લખ્યું ત્યારે ગુજરાતમાં રંગભૂમિ ક્યાં હતી? પ્રેમાનંદને કાળીદાસ આદિ સંસ્કૃત કવિઓનાં નાટકો

વાંચવાનું મળ્યું હોય તે ઉપરથી શું પ્રેમાનંદ જેવો સમર્થ કવિ નાટકો લખી ન શકે ? વળી જ્યારે સંસ્કૃત ભાષાનાં નાટકો કેમ લખવાં તે બાબતનું શાસ્ત્ર રચાયલું છે ત્યારે તે આધારે પ્રેમાનંદ જેવો કવિ નાટકો લખી શકે એમાં કાંઈ નવાઈ નથી.

ત્રીજું પ્રમાણ–પ્રેમાનંદની પૂર્વે કે પછી તરત જ ગુજરાતીમાં રચાયલા નાટકોનો અભાવઃ–પ્રેમાનંદની પૂર્વેના કવિ ઘણે ભાગે ભક્તકવિઓ થઈ ગયા છે. તેમને નાટકનું ચેટક લાગે નહીં એ સ્પષ્ટ છે. પ્રેમાનંદના સમકાલિન મહા કવિ શામળ ભટનો આશય જુદોજ હતો તેથી તેમણે નાટકના કામમાં લક્ષ ઘાલ્યું નહીં હશે. પ્રેમાનંદ પછીના તેમના શિષ્યો પૈકી તેમના પુત્ર વલ્લભે નાટકો લખેલાં છે એવું તેના ચરિત્ર ( જે દુઃસાશન રૂધિર પાનાખ્યાનમાં આપેલું છે તે ) ઉપરથી જણાય છે. એટલે પ્રેમાનંદ પછી તરત જ નાટકોનું સાહિત્ય, રા. નરસિંહરાવ લખે છે તેમ વીજળીના ચમકારાની માફક ઝળકીને અદ્રશ્ય થઈ ગયું નથી. વળી આ દલીલને લંબાવીએ તો ફ્રાન્સ દેશમાં નેપોલીઅન બોનાપાર્ટ થયો તેની આગળ કે તેના પછી તરતજ તેવો કોઈ વીરપુરૂષ થયો નહીં માટે લગભગ આખા યુરોપને બોનાપાર્ટે ધ્રુજાવી નાખેલું તે વાત શું ખોટી મનાશે ? ઝાંસીની રાણીના પહેલાં કે પછી કોઈ બ્રાહ્મણ સ્ત્રીએ રણસંગ્રામમાં ભારે યુદ્ધ મચાવ્યું નથી તે ઉપરથી તેના પરાક્રમનું વર્ણન ખોટું ગણાશે ? સામળ ભટના પહેલાં કે પછી કોઈએ ગુજરાતીમાં વાર્તાઓ લખી નથી માટે મેનાપોપટની, નંદબત્રીશી, મદનપચીશી, શુક બહોતરી વગેરે વાતો એ સામળની કૃતિ નથી એમ કહી શકાશે ? પ્રેમાનંદસુત વલ્લભની પહેલાં કે પછી કોઈએ હીંદીનું અનુકરણ કરીને ઉત્તમ કાવ્ય રચ્યાં નહોતાં માટે શું દુઃસાશન રૂધિરપાનાખ્યાન, યુધિષ્ઠિરવૃકોદરસંવાદ અને કુંતીપ્રસન્નાખ્યાન જેવા ગ્રંથ વલ્લભના નથી એવો વાંધો ઉઠાવી શકાશે ? મહત્કાર્ય કરનારા વીરલાતો ક્વચિત જ જન્મે છે;. તેવા વીરલા પ્રેમાનંદ પહેલાં કે પછી ન થયા તો તે ઉપરથી પ્રેમાનંદે નાટકો નથી રચ્યાં એમ શી રીતે મનાય ?

આ પ્રશ્નમાં મી. દીવેટીઆએ રા. કેશવલાલ ધ્રુવ અને તેમનો પક્ષ, એઓને પ્રતિપક્ષી માન્યા જણાય છે. રા. કેશવલાલ નાટકો પ્રેમાનંદનાં માને છે માટે તે પ્રતિપક્ષી ગણાયા, અને તેમના પક્ષમાં કોણ કોણ છે તેમ મી. દીવેટીઆના પક્ષમાં કોણ કોણ છે તેમનાં નામની નોંધ બહાર પડી નથી. મી. ધ્રુવે એ નાટકોને આખ્યાનો ગણ્યાં છે તેનું કારણ કવિએ પોતે જ આખ્યાનો કહ્યાં છે: પરંતુ તે નાટકો છે એ વાત નિર્વિવાદ છે.

મી. દીવેટીઆ લખે છે કે ભાષા, છંદ, શૈલી વગેરે જોતાં પણ એ પ્રેમાનંદના નાટકો નથી પણ એના નામથી કોઈએ પોતાની કૃતિ ઠરાવી બેસાડી છે એમ કહી શકાય. બીજાની કૃતિ હોઈ ન શકે એમ ઉપર બતાવવામાં આવ્યું છે. ભાષા આદિનાં સંબંધમાં પોતે માત્ર બે ત્રણ મહત્વની જ બાબતો કહીશ એમ જણાવી પ્રથમ ‘ સદાને માટે ’ એ અંગ્રેજી For ever નું અનુકરણ રૂપ છે ( માટે તે પ્રેમાનંદના વખતમાં વપરાતું નહોતું એમ કહેવાનો ભાવાર્થ જણાયછે ) એમ કહે છે. પ્રેમાનંદના વખતમાં For ever ના અર્થસૂચક કયા શબ્દ વપરાતા હતા અથવા એ સમય એવા અર્થસૂચક શબ્દો જ નહોતા એવું રા. નરસિંહરાવ બતાવી શકે છે ? “ હમેશને માટે દીસાતી રહેજે ” એવું સ્ત્રીઓ પણ બોલે છે તે

શું અંગ્રેજી શબ્દોનું અનુકરણ છે? 'બધું આજે પૂરૂં ન કરતાં થોડું કાલને માટે રહેવા દેજો'-એમાં અંગ્રેજીની ગંધ તેમને આવતી હશે, કેમકે 'કાલને માટે' એ For to morrow નો અનુવાદ છે. આ બાબત મી. દીવેટીઆ મહત્ત્વની કેમ ગણતા હશે તે સમજાતું નથી.

ગદ્યમાં રાહીમ-( Rhyme ) અનુપ્રાસ જે બાબત ગુજરાતી સાહિત્યમાં ૩૦ થી ૪૦ વર્ષની છે તે બાબત પણ એ નાટકમાં જણાય છે. ( મતલબ કે પહેલાં તેનો વાપર નહોતો માટે એ કૃતિ પ્રેમાનંદની નથી. ) ગુજરાતી ભાષામાં પહેલાં ગદ્ય હતું જ ક્યાં કે તેમાં પ્રાસાનુપ્રાસનો સવાલ ઊભો થાય? આપણું પ્રાચીન સાહિત્ય કવિતામાં છે ( માત્ર જૈન રાસા-પ્રબન્ધ વગેરે ગદ્યમાં પણ છે પરંતુ તેની ગુજરાતી જૂદી તરેહની છે. ). કવિતામાં પ્રાસ પ્રેમાનંદના વખતમાં તો અદકારક વપરાયા છે. જૂનું ગુજરાતી ગદ્ય એટલે પરાપૂર્વથી ચાલ્યા આવતા ઊખાણા-કહેવતો છે અને તેમાં પણ પ્રાસની ખોટ નથી. પ્રેમાનંદે નાટકને માટે પ્રથમ જ ગદ્ય લખ્યું છે અને નાટક એ શ્રોતાઓનો રંજન કરનાર હોવાથી તેમાં અનેક જાતની ચમત્કૃતિઓ કવિ લાવે તેમાં નવાઈ નથી.

'એક કાંકરે બે પક્ષી પડે' એ અંગ્રેજીમાંની કહેવત ને માંહે જણાય છે. ( એટલે પ્રેમાનંદને એ કહેવત ક્યાંયથી માલમ હોય, એવો ભાવ છે. ). કવિઓ પોતાને જે પસંદ પડે તે ગમે ત્યાંથી લે છે. હાલના સાક્ષરો શૈલી વગેરે બાબતમાં ઇંગ્લાંડના સાંપ્રત કવિઓનું અનુકરણ કરે છે, તેમાં અંગ્રેજીની છાયા અનાયાસે આવી જાય છે; પરંતુ એમ કહેવામાં આવે કે પ્રેમાનંદના વખતમાં અંગ્રેજો ક્યાં હતા, કે એ કહેવત તેમના જાણવામાં આવે? પ્રેમાનંદના નિવાસસ્થાન ત્રણ હતાં-વડોદરા, નંદરબાર, અને સુરત. એ વખતે સુરતમાં અંગ્રેજો અને બીજા યુરોપિયનો વેપાર માટે ઘણા રહેતા હતા, તેમને મોઢેથી કોઈ દેશીએ એ કહેવત સાંભળી હોય અને તે પ્રેમાનંદના જાણવામાં આવે એ બનવા જોગ છે, વળી પ્રેમાનંદે આખા હીંદુસ્તાનમાં પ્રવાસ કર્યાનું વલ્લભના લખાણથી જણાય છે. એ વખતે દેશી રાજ્યની રાજધાનીઓમાં ને બંદરોમાં ઘણા ગોરા લોક રહેતા હતા તેથી પણ પ્રેમાનંદને કાને એ કહેવત આવવાનો સંભવ છે. વળી આવી કહેવત માત્ર યુરોપમાં જ પ્રવર્તે છે એમ નથી. ફારસીમાં પણ એને લગતી કહેવત છે: "બ યક તીર દો નશાનાહ જદન" ( એક તીરથી બે શિકાર મારવા-કરવા ) આને મળતું કથન વલ્લભે પણ કર્યું છે. "એક સાધનથી સતી એ કામને વિચારતી" ( કુન્તીપ્રસન્નાખ્યાન, કવિત ૨૮ ) પ્રેમાનંદ બહુધા યાવની શબ્દો વાપરતા નહોતા પરંતુ જરૂર પડે ત્યારે તેનો છૂટથી ઉપયોગ કરતા ( જૂઓ અષ્ટાવક્રાખ્યાન ), તે ઉપરથી તેમને ફારસીનું પણ જ્ઞાન હતું એમ સમજાય છે. "દૂધથી દાઝેલો છાશ ફૂંકીને પીએ"-આ કહેવત પ્રેમાનંદના નાટકમાં છે તે વિષે આપણકાર જણાવે છે કે શાસ્ત્રી વ્રજલાલ સંસ્કૃત ઉપરથી ગુજરાતી નીકળ્યું તે બતાવવા, એ કહેવત મૂળ સંસ્કૃતમાં છે એમ એક સંસ્કૃત શ્લોક ગોઠવી ઉત્સર્ગમાળામાં જણાવે છે. એ ચોપડી સન ૧૮૭૦ માં લખાઈ તેથી એ કહેવત પ્રેમાનંદના નાટકમાં ક્યાંથી આવે એ કહેવાનો હેતુ છે. શાસ્ત્રી વ્રજલાલે કદાચ સંસ્કૃત શ્લોક ગોઠવી કાઢ્યો. તેની સાથે એ કહેવત પણ ગોઠવી કાઢી એવું મી. દીવેટીઆ શા ઉપરથી કહે છે? એ કહેવત જો ૧૮૭૦ માં શાસ્ત્રી વ્રજલાલે ઉપજાવી એમ તેઓ માનતા હોય તો મારે જણાવવું જોઈએ કે એ કહેવત જૂના વખતની છે અને

સર્વત્ર મૌન્ય 'ચાલુ રહ્યું. પ્રેમાનંદના' જે ગ્રંથો પ્રાચીન કાવ્યમાળા પ્રસિદ્ધ થતાં અગાઉ ગુર્જર પ્રજાના જાણવામાં હતા તે કરતાં કોઈ નવીન જાતના ચમત્કારી ગ્રંથ પ્રકટ થાય તે પ્રથમ દરજ્જે સર્વ પ્રેક્ષને તે ઉપર અશ્રદ્ધા થવાનો સંભવ રહે છે, પરંતુ રા. કેશવલાલને પાછળથી તે પ્રેમાનંદનાં હશે એવી ખાત્રી થઈ હોય તો તે વિષે બીજાને શંકા લેવાનું કારણ નથી. રા. કેશવલાલ કાંઈ સાધારણ સાક્ષર નથી. ઘણી વાર માણસને અમુક બાબતની ખાત્રી થાય, પરંતુ તેનાં કારણો એકદમ આપવાને તે શક્તિમાન થતો નથી. રાજકોટમાં નિબંધ રજુ થયા પછી ૭ માસ સર્વત્ર મૌન્ય ચાલુ રહ્યું તે ઉપરથી મી. દીવેટીઆએ ઉપાડેલી વાત સાચી થઈ ગઈ એમ તેઓ માનતા હોય તો ભલે માને. સુખથી એ કબુલત છે, એ અંગ્રેજી ન્યાયે તેઓ ભલે પોતાને સમાજ્ઞત સમજે. કેટલીક વાર નવિન ઉપસ્થિત થએલી તકરાર અગત્યની ન લાગવાથી કે તેને માટે આપેલી દલીલો નજીવી જણાવાથી કિંવા તકરાર કેવળ તકરારની ખાતરજ લેવાય છે એવું માલમ પડવાથી અથવા રત્ન પ્રાપ્તિની આશા વિના સમુદ્રમંથન કરવામાં ફળ નથી એમ સમજવાથી પણ કોઇ તેના રદીઆ આપવા ઊભા ના પણ થાય. સામા પક્ષનું મૌન્ય ચાલુ રહેશે તો મારો પક્ષ સબળ થશે એમ મી. દીવેટીઆ માને છે તે ચમત્કારી લાગે છે.

મને લાગે છે કે સાક્ષર દીવેટીઆએ પોતાનો મત ઉતાવળે બાંધી દીધો છે. એકવાર માણસનું મન બંધાયું કે તેનું વલણ તે તરફ દોરવાઇ જાય છે, ને વખતે બાયાસ (Bias=એક તરફી) પણ થાય છે. તે સામી બાજુ કે સર્વ તપાસતો નથી અને નજીવાં કે સબળ, ખરાં કે ખોટાં, જે કારણો પોતાના લાભમાં સમજાય તે ઉપર પોતાનું લક્ષ વધારે રાખે છે. પરંતુ પ્રેમાનંદનાં નાટકો સંબંધે ઘણી બાબતો લક્ષમાં લેવાની છે.

સંસ્કૃતસાહિત્યના સંબંધમાં હીંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનો સૌથી છેલ્લો ને પ્રતાપવાન યુગ તે ઇ. સ. ૫૦૦ થી ૭૫૦ સુધીનો હતો કેમકે આજ સુધીમાં લોકપ્રિય થયેલા મહાન ગ્રંથોમાંના લગભગ બધા આ સમામાં થયેલા છે. કાલીદાસ, સુબંધુ અને ભવભૂતિએ જે અનુપમ નાટકો રચ્યાં તે આ સમયમાં. તે પછી અંધકાર—અજ્ઞાન યુગ શરૂ થયો અને સંસ્કૃતની અવનતિ થવા લાગી, પરંતુ આ યુગમાં ધીમે ધીમે જૂની ને હાલની પ્રાકૃત ભાષા બળવાન થતી ગઈ. પૃથ્વીરાજ રાસો પ્રથમ રચાયલો દૃષ્ટિગોચર થાય છે. જૈન લોકોના ગુજરાતી ગ્રંથો અને નૃસિંહમહેતાની કવિતા લગભગ સમકાલીન છે તે પછી ભાલણ વગેરે કવિઓ થયા, પરંતુ ૧૮ મી સદી સુધી ગુજરાતી સાહિત્યને બહુ સારું પુષ્ટિ મળી નહીં. એ સૈકામાં સામળ, પ્રેમાનંદ અને તેના શિષ્યો એવા જબરદસ્ત થયા કે તેમણે ગુજરાતી સાહિત્ય ઘણું વધાર્યું તથા તેને નવું સ્વરૂપ આપ્યું. સંસ્કૃતમાં નાટકો લખાયા પછી એક હજાર વર્ષે ગુજરાતીમાં નાટક લખનાર પ્રેમાનંદ પ્રથમ હતા. એ સમયમાં બીજી પ્રાકૃત ભાષાએ પણ થયા જોર પર આવી તેથી આપણે તેને અંધકાર-યુગ મોહેનો પ્રતાપી સમય કહીએ તો ચાલી શકે.

પ્રેમાનંદની પૂર્વે થઈ ગયેલા કવિઓએ કેટલુંક સાહિત્ય ગુજરાતીને પૂરું પાડ્યું હતું અને તે હીંદી સિવાય બીજી પ્રાકૃત ભાષાઓના તે વખતના ભંડારથી ઉતરતું હતું. એમ

જણાતું નથી. એ વખતની ગુજરાતી ભાષા લગભગ હાલની ગુજરાતીને મળતી હતી. અને હીંદી વગેરે ગુજરાતીની મજાક ' શું શાં પૈસા ચાર ' કહીને કરતા હતા તે વાત ખરી નહોતી એમ સાબીત કરવાનો યત્ન વલ્લભે કરેલો છે. યુધિષ્ઠિર વૃકોદર સંવાદના ૧૫ મા કવિતમાં તે કહે છે:—

કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે;
અમલતા એના જેવી, નથી કોઈ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો જેનું, મોટેરૂં મનાય છે;
નવરસની નાયકા, સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહીં તેહ એના, ખોટા ગુણ ગાય છે;
કઈકશુંપણું કુંજે, નથી એનામાંહી રજ
વીર ગ્રંથ ભાળ્યા નહીં, ખત્તા તેણે ખાય છે.

વળી એક ઠેકાણે તે કહે છે, ગિરવાણ જેવી નહીં પણ એનાથી ગુજરાતી માત્ર એક પગથીઉં ઊતરતી છે—મતલબ કે બીજી પ્રાકૃતો કરતાં તે ચઢતી છે. વલ્લભે પોતાના સ્વભાવ પ્રમાણે આમ કહેવામાં કદી અતિશયોક્તિ વાપરી હશે, તોપણ તે વખતની ગુજરાતી જેમાં પ્રેમાનંદ, વલ્લભ વગેરે અતિ ઉત્તમ ગ્રંથો ગુંથવાને શક્તિમાન થયા તે ભાષા કંઇ નાની ને તરછવી ન ગણાય; એમ છતાં પ્રેમાનંદે પોતાના નાટકની શરૂઆત કરતાં પારિપાર્શ્વક પાસે કહેવડાવ્યું છે કે " તો પછે ગુણાદિથી હીન ગુર્જર ગીરામાં અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ચથિત વસ્તુનો પ્રયોગ કરવો, એ કેવી હસારત ! "

એ વખતે ગુજરાતના લોકોમાં કળવાપણો ને રસજ્ઞ ભાગ ઘણો થોડો હતો તેથી વલ્લભ ગુર્જરોને ધિક્કારે છે:—

ધિક ગુર્જર ! છે ધિક, રસિક ન સાથ રાખ્યો
પ્રતાપી પ્રભાકરને, પિછાણ્યો ન કોઇએ;
છંદ પ્રેમ કેરા ઘણા, પદમાં તો શેની મણા,
દુહાને ચોપાઈ ઘણી, સાખ બધ જોઇએ.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો
એવું નવ જાૂએ કોઈ, ખાંતે ખરૂં ખોઈએ;
મુઆ મૂઢ નિર્લજ સૌ, પેટે પડિયા પાષાણ
ગુજરાત શુષ્ક થયો, શું રસાળ પોઈએ !

આમાં પ્રતાપી સૂર્ય સરખા પ્રેમાનંદને કોઈએ તે વખતે પિછાણ્યો નહીં માટે ગુજરાતને ધિક્કારે છે એટલું જ નહીં પણ હીંદના મોટા ચાર કવિઓએ જે કર્યું, તે પ્રેમાનંદ

એકલાએ કર્યું અને છંદ ( વૃત્ત ), પદ ને દુહા તથા ચોપાઈ એ સૌ પ્રેમાનંદે કર્યું હતું એમ તે કહે છે તે ઉપરથી પ્રેમાનંદે વૃત્તબંધ કવિતા કરી, કે જે પહેલાં કોઈએ કરી નહોતી, એવો જે મી. દ્વિવેદીઆએ આક્ષેપ લીધો છે તે ખોટો પડે છે. અર્વાચીન સમયમાં કવિ દલપતરામે અને કવિ નર્મદાશંકરે વૃત્તબંધ કવિતા ગુજરાતીમાં પહેલીજ કરી માટે શું તે તેમની કૃતિ નથી એમ કહી શકાશે ? કોઇ કહેશે કે એ બે કવિઓએ પિંગળનો અભ્યાસ કર્યો હતો ( અને પિંગળો ગુજરાતીમાં પ્રથમ તેમણે જ પ્રસિદ્ધ કર્યાં હતાં ) તો પ્રેમાનંદ અને તેના શિષ્યોને તેવો અભ્યાસ કરવામાં કઈ અડચણ આવી હોય ? સંસ્કૃતમાંથી તેમ હીંદીમાંથી પિંગળનો અભ્યાસ કરવામાં તેમને શો બાધ નડ્યો હોય ?

ગુજરાતીની હાંસી થતી સાંભળીને પોતાની માતૃ ભાષાને તેની બહેનપણીઓથી ચઢતી બતાવવા માટે પ્રેમાનંદે પ્રતિજ્ઞા લીધા અને તે સિદ્ધ કરવા માટે પોતે સંસ્કૃતની રાહે ગ્રંથો કરવાનું હાથમાં લઈ હીંદી અને મરાઠી રાહનું કામ પોતાના શિષ્યોને સોંપ્યું. આવી મહત્વાકાંક્ષા પૂર્વેના કોઈ કવિના મનમાં આવી નહોતી. પોતાની ઇચ્છા પાર પાડવા માટે સુખ્યાબંધ ઉત્તમ શિષ્યો ઉત્પન્ન કરવાને ઇરાદે તેણે શાળા કાઢી અને સંસ્કૃતને અનુસરીને તેણે કાવ્યો, મહાકાવ્યો, નાટકો, ચંપુઓ વગેરે લખવા માંડ્યા. તેના પ્રસિદ્ધ થયેલાં નાટકો કાળીદાસનાં કે શેક્સપીઅરનાં નાટકો સાથે સ્પર્ધા કરવાને શક્તિમાન છે. જેમ સંસ્કૃત નાટકકારોએ વૃત્તબંધ કવિતા કરી છે તેમ પ્રેમાનંદને કરવાની જરૂર હતી, અને તેમ કરવામાં તે ફતેહમંદ નીવડયો છે એ તો એનાં વૃત જોઇને જ કહી શકાય. તેણે નાટકોમાં જે ગદ્ય વાપર્યું છે, તે જૂદાં જૂદાં પાત્રોને મોઢે જેવું કહેવડાવવું જોઇએ તેવું કહેવડાવ્યું છે. નાટકના ગદ્યમાં તેણે ગુજરાતીમાં ચાલતી કહેતીઓ તથા પ્રાસાનુપ્રાસ વાપરીને તે રસિક બનાવ્યું છે, અને એ ગદ્ય તે ખરી ગુજરાતીનું અનુકરણ કરવા લાયક ગદ્ય છે એવું કોઈ કાળે પણ સ્વીકારાયા વગર રહેનાર નથી. એ ગદ્ય જોડણીનો તથા વાક્યરચનાનો નિર્ણય કરવામાં સહાયભૂત થશે. એના શિષ્ય અને પુત્ર વલ્લભે તો હીંદી ભાષાની નક્કલ કરીને હદ વાળી છે, એટલું જ નહીં પણ એક એક રસ ઉપર એકેક ગ્રંથ રચવાનું દુર્ઘટ કામ તેણે ફતેહમંદીથી બહાર પાડ્યું છે. રત્નેશ્વરે મરાઠી શૈલી ધારણ કરી હતી અને તેમાં પણ તે ફતેહ પામ્યો હતો.

પ્રેમાનંદના સર્વત્ર પ્રસિદ્ધ થયેલા ગ્રંથો આજથી ત્રીસ વર્ષ પૂર્વે જે હતા તે નરસિંહ મહેતાની હુંડી, નરસિંહ મહેતાનું શ્રાદ્ધ, નરસિંહ મહેતાનું મામેરૂં, સુદામાચરિત્ર, ઓખાહરણ, મદાલસા આખ્યાન, નળાખ્યાન, અને દશમસ્કંધ. એટલી કવિતાથી પણ પ્રેમાનંદ ગુજરાતનો સૌથી ઉત્તમ કવિ છે એમ સ્વીકારવામાં આવ્યું હતું. એ પછી રણયજ્ઞ, લક્ષ્મણાહરણ, ચંદ્રહાસ વગેરે ગ્રંથો છૂટક અને પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં પ્રાચીનકાવ્યમાળાના પ્રકાશકોએ પ્રકટ કર્યા અને એ સમયમાં પ્રેમાનંદે લીધેલું પણ, તેણે સ્થાપેલી શાળા, શાળામાંથી તૈયાર થયેલા શિષ્યો વગેરેની વાત પ્રકાશકોએ જાહેર કરી હતી. જ્યારે પ્રાચીનકાવ્યમાળા છપાવવાને માટે શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડે ઉદાર આશ્રય આપ્યો ત્યારે બીજા અપ્રસિદ્ધ ગ્રંથોની સાથે પ્રેમાનંદના ઉત્તમ ગ્રંથો એ માળામાં છપાયા. પૂર્વે જાણવામાં આવેલ ગ્રંથો સાથે નવિન ગ્રંથોનો મુકાબલો થઈ શકે એમ નહોતું તેથી સ્વાભાવિક રીતે-

તેની નવિન કૃતિ વિષે શંકા ઊઠી. પરંતુ પ્રેમાનંદે લીધેલી પ્રતિજ્ઞા ને તે પાર પાડવા માટે કરેલો પ્રયત્ન વિચારમાં લેતા શંકાનું નિવારણ થઈ જાય છે. કોઈ એમ કહે, કે કેવળ સાદી ભાષામાં કવિતા કરનાર આવી કઠીણ ભાષા કેમ વાપરી શકે; તો તેનો ખુલાસો એ છે કે વિદ્વાનોને તેમ કરવું અશક્ય નથી. તેઓ જન સમૂહને માટે સારૂં લખી શકે અને વિદ્વાનો માટે કઠીણ પણ લખી શકે. દાખલા તરીકે સામળ ભટની અંગદ વિષ્ટી સાથે બત્રીસપુતળીની વાર્તાનો મુકાબલો કરો; શેક્સપીઅરનું હેમલેટ અને મર્ચન્ટ ઓફ વેનીસ તપાસો; કાળીદાસના શાકુંતલને રઘુવંશ સાથે સરખાવો. વળી રા. નરસિંહરાવે જ પ્રેમાનંદની કૃતિ તરીકે ગ્રાહ્ય કરેલા નળાખ્યાન અને મામેરૂં, એ બન્નેની શૈલીમાં તફાવત છે, તેનો વિચાર કરો.

કદાપિ રા. નરસિંહરાવ કે બીજું કોઈ આ સર્વે જ ખૂન છે, કોઇ આધુનિક લખનારે એ સર્વ નવું ઊપજાવી કાઢ્યું છે, અઢારમી સદીમાં પ્રેમાનંદ એવું કરી શકે નહીં, તેણે શાળા કાઢી નહોતી, વલ્લભના નામથી પ્રકટ થયેલાં પુસ્તકો તેની પોતાની કૃતિ નથી, પ્રેમાનંદે પ્રતિજ્ઞા કરી નહોતી અને તે પાર પાડવા માટે યત્ન કર્યા નહોતા—તે દલીલથી પોતાનો કક્કો ખરો થયો એમ કહી શકે, પરંતુ તેનો સ્વીકાર સર્વે કોઈ કરશે કે કેમ તે જોવાનું છે, કેમકે જો એમ હોય તો કયો આધુનિક કવિ પ્રેમાનંદ ને વલ્લભના જેવો સામર્થ્યવાન હોઈ તેમના પેંગડામાં પગ ઘાલી શકે તે જાણવામાં આવ્યું નથી; તેમ પૂર્વે કહ્યા પ્રમાણે તે પોતાના ઉત્તમ ગ્રંથો પોતાના નામથી પ્રસિદ્ધ કરી નામના મેળવવાને બદલે તે પ્રેમાનંદ તથા વલ્લભને શા માટે અર્પણ કરે !

જગત્પ્રસિદ્ધ શેક્સપીઅરનાં નાટકો એ શેક્સપીઅરની કૃતિ નથી એવું કહેનાર વિલાયતમાં નીકળ્યા હતા. તે પ્રમાણે આ નાટકો પ્રેમાનંદના નથી એમ જણાવી સાક્ષર નરસિંહરાવ સહેલાઇથી 'વેર ભાવે વૈકુંઠ ભજે' એ રીતે નામના મેળવવા ચહાતા હશે એમ લાગે છે. પોતાનો વિષય સિદ્ધ કરવામાં તેમણે આપેલી દલીલો કેવા જાતની છે, અને તે સંબંધે અપાયલા રદીઆ કેવા છે, તે બાબત સાક્ષરો પૂર્ણ રીતે વિચાર કરીને, ખરા નિર્ણય પર હાલ નહીં તો હવે પછી પણ આવશે, અને શેક્સપીઅરની માફક પ્રેમાનંદને પણ ઇનસાફ મળશે.

દી.

ભૂલભરેલું છે. " વેષ ભજવવો, " એ વાક્ય એટલા વખતથી આપણી ભાષામાં રૂઢ થયું છે, કે નાટક અગાઉ ન ભજવાતાં હોત તો તેમ બનત નહીં. વળી ભવાઈ એ નાટકનું બગડેલું-વિકૃતિ પામેલું-સ્વરૂપ છે; જ્ઞાન ને કેળવણી ઘટતી ગઈ, ત્યારે નાટકનું સ્થાન ભવાઈએ લીધું. ભવાઈઆ પણ અંતરપટ ધરતા ને વેશ બદલતા, અને ક્વચિત્ સારા ભવાઈઆ એથી વધારે સામગ્રી એકઠી કરતા એ જગપ્રસિદ્ધ છે. પ્રેમાનંદે નાટક જોયાં હશે કે કેમ તે સ્પષ્ટ કહી શકાય તેમ નથી, તો પણ તેના લખાણમાંથી એક સ્થળેથી એવો ભાસ નીકળે છે, કે નાટકી લોકો ગામે ગામ નાટક લેઇને ફરતા હશે, અને તે ભાસ પણ નળાખ્યાન જેવા. રા. નરસિંહરાવે પ્રેમાનંદના નહીં કે ગ્રાહ્ય કરેલા કાવ્યમાંથીઃ—

વેશ છે વૈરાગનો જાણે, નાટક કોએક લાવ્યો.

નળાખ્યાન, હાસુભાઈકૃત પાન ૧૨૮

પ્રેમાનંદનાં નાટકો હાલની સ્થિતિને અનુસરીને મહાજવનિકા ( drop-scene ) વગેરે સાથે ભજવી બતાવાય તેવાં છે, એમ પ્રકાશકોએ કાંઇક ગર્વ ને કાંઇક આશ્ચર્ય સાથે બતાવ્યું છે, તે ઉપરથી રા. નરસિંહરાવ માની લે છે, કે આ સઘળી ગોઠવણ પ્રેમાનંદે જાણી જોઇને કરી છે, એવું અનુમાન પ્રકાશકોનું છે. આ તદ્દન ભૂલભરેલી માન્યતા છે. નાટકો હાલની રીત પ્રમાણે ભજવી શકાય તેવાં છે, એમ પ્રકાશકોએ કહ્યું, તે ઉપરથી એમ ઠરતું નથી કે પ્રેમાનંદે સઘળી ગોઠવણ કરી રાખી હતી, એમ તેઓ માને છે. શેક્સપીઅરના ટીકાકારો તેનામાંથી નવી નવી ખૂબીઓ રોજ શોધી કહાડે છે, તે ઉપરથી રા. નરસિંહરાવ એમ કહી શકશે કે શેક્સપીઅરે તે સઘળી ખૂબીઓ જાણી જોઇને એકઠી કરી હતી?

આ જ સ્થળે રા. નરસિંહરાવની એક વિચિત્ર ટીકાની નોંધ લેવી જોઇએ. તે કહે છે, " પ્રેમાનંદના સમયમાં ગ્રંથો લોકસંઘમાં વંચાય એ સ્થિતિ હતી જ નહીં. અને નાટકો વાંચી સંભળાવે એ લગભગ અશક્ય જ છે; એ સાંભળવાથી અસર પણ ન થાય અને વાંચવાની કળાને બહુ કઠણ કામ પડે. " આમાં બે સિદ્ધાંત છે. એક તો એ, કે પ્રેમાનંદના સમયમાં ગ્રંથો લોકસંઘમાં વંચાય એ સ્થિતિ હતી જ નહીં, એટલે કે નાટકો ભજવાતાં નહોતાં, ને વંચાઈ શકે તેમ નહોતું તેથી પ્રેમાનંદના લખેલાં નહીં. ગ્રંથો વંચાઈ શકે તેવી સ્થિતિ નહોતી, એમ રા. નરસિંહરાવ ઐતિહાસિક રીતે સાબીત કરે એમ આપણે તેમને ચેલેંજ કરીએ છીએ. વસ્તુસ્થિતિ તેથી ઉલટી હતી. આશ્ચર્યની વાત છે, કે છાપખાનાની ગેરહાજરીમાં બધા સારા ગ્રંથોની લોકો નકલો કરીને વાંચતા, અને તે કોઇને ધીરતા નહીં; તેનો પુરાવો પ્રકાશકોને નકલો કરી લેવામાં જે મુશ્કેલીઓ પડી હતી તે ઉપરથી તેમણે આપ્યો છે. સારા ગ્રંથોની સેંકડો હસ્તલિખિત નકલો મળી આવે છે, તે તે યુગના વાંચનના શોખનો જીવતો અને જાગતો પુરાવો છે. તેમનો બીજો સિદ્ધાંત એ છે, કે નાટકો સાંભળવાથી અસર પણ ન થાય. આ સિદ્ધાંત આપણા પ્રશ્નને લાગુ પડતો નથી, કેમકે પ્રેમાનંદનાં નાટકો કોઈ વાંચી સંભળાવતું નહોતું—અગર વાંચી સંભળાવતું હતું, એવો પુરાવો નથી. પણ નાટકો વાંચી સંભળાવ્યાથી અસર ન થાય એ એક નવી શોધ છે, કેમકે શેક્સપીઅરનાં નાટકો વાંચી સંભળાવવાનો ધંધો કરનારા સેંકડો માણસો છે, જેમાંનો એક મો. એડમંડ રસેલ, આ દેશમાં આવી પુષ્કળ પૈસા લેઈ ગયો હતો.

કે ૪૦૦ વર્ષમાં કાંઈ પણ ફરક ન પડે એવું કહી શકાય નહીં, પણ જે ફેર ગુજરાતી ભાષામાં નરસિંહ મહેતાના વખતથી પડ્યો છે, તે વખતના પ્રમાણમાં નહીં જેવો છે. અલબત્ત, જે ચોપડીઓની ઘણી નકલો થઈ હોય, તેમાં લખનારા ફેરફાર સ્વાભાવિક રીતે કરે (જો કે જ્યાં એકથી વધુ પ્રતો મળી હોય છે, ત્યાં પાઠાંતરોમાં પણ જૂની ગુજરાતીના વિશેષ જૂનાં રૂપ મળી આવતાં નથી), તે છતાં જે જૂના ગ્રંથોની ઘણી પ્રસિદ્ધિ ન પામ્યાને કારણે માત્ર એક જ પ્રત, ને તે પણ જૂની પ્રત, ઉપલબ્ધ થાય, તે ભાષાના બંધારણ ઉપર ઘણું અજવાળું પાડી શકે. ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ પ્રકાશકોએ ગુ. વ. સોસાયટી તરફથી બહાર પાડ્યું છે, તે લોકપ્રસિદ્ધ નહોતું, અને તેની ભાષા હાલની સાથે સરખાવીશું તો માલમ પડશે કે રા. નરસિંહરાવ ધારે છે તેટલો ફેરફાર ઉદ્ધવથી તે દયારામ સુધી ગુજરાતી ભાષામાં થયો નથી, તો પછી પ્રેમાનંદના વખતની ભાષા આધુનિક જેવી હોય તેમાં કાંઈ નવાઈ નથી. ‘સાંજ વર્તમાન’ના પટેટી અંકમાં રા. હરગોવિંદદાસે “ચેતન ચોતરો” એ નામનો લેખ લખી જણાવ્યું છે, કે આજથી લગભગ ૧૫૦ વર્ષ ઉપરનો લખેલો ગુટકો તેમની પાસે છે, તેની ભાષા બરોબર હાલના જેવી છે, ને તેમાંથી ઉતારા પણ આપ્યા છે. આ કવિ ૨૦૦ વર્ષ ઉપર જન્મ્યો હતો એટલે ૨૦૦ વર્ષમાં એવો મહત્ત્વનો ફેરફાર આપણી ભાષામાં થયો નથી. તે ઉપરાંત ‘કાવ્યદોહન’માં શિવદાસ, ભીમ, વત્સો, વચ્છરાજ વગેરેની કવિતા વાંચીશું તો ભાષા ને શૈલી આધુનિક જેવી લાગશે. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે લગભગ ૧૨૦૦ વર્ષ ઉપર, ઈ. સ. ૭૧૫ * માં પારસીઓ સંજાણ પાસે ઉતર્યા, ત્યારે તેમને ગુજરાતી ભાષા સ્વીકારવી પડી હતી, એટલે ‘૧૨૦૦ વર્ષ પહેલાં ગુજરાતી ભાષા એક સ્વતંત્ર ભાષા તરીકે સ્થીરતા પામીને રૂઢ થયેલી હોવી જોઇએ. જે ભાષા આટલી જૂની છે, ને જે ભાષા જૂદા જૂદા ધર્મ તથા કોમનાં લોકોની માતૃભાષા બાર સૈકાથી છે, તેમાં ભાષાપણું પ્રાપ્ત કર્યા પછી સૈકે સૈકે મહત્ત્વના ફેરફાર થવાનો બિલકુલ સંભવ નથી. બારમાં સૈકાના અરસામાં હેમાચાર્યે ગુજરાતી ભાષાનું વ્યાકરણ તથા ગુજરાતી કહેવતોનો સંગ્રહ રચ્યાની દંતકથા એક વિદ્વાનને મોઢેથી સાંભળી છે. આ બધું જોતાં પ્રેમાનંદના નાટકોમાં આધુનિકપણું દેખાય, તો તેમાં આશ્ચર્યકારક કાંઈ નથી. ખરું કહીએ તો પ્રેમાનંદની કવિતામાં પણ આ લખનારને તો ઠેકાણે ઠેકાણે આધુનિકપણાની છાપ માલમ પડે છે. તેનું મામેરું તો જાણે આજે જ કોઇએ બનાવ્યું છે! વળી તેના સમકાલીન સામળ વગેરે કવિઓની ભાષા અને શૈલી તેના જેટલી કે તેથી વધારે આધુનિક નથી?

### क—२—(अ)

નાટકોમાં ચરોતરનું વખાણ છે માટે તે પ્રેમાનંદનાં નથી. આ પ્રમાણનો આધાર એ છે કે વડોદરું ચરોતરમાં નથી. આ વાતનો નિર્ણય ગેઝેટીઅર પરથી થઈ શકે નહીં. લૌકિક રીતે તો ચરોતરમાં વડોદરાનો સમાવેશ થઈ શકે છે. કાનમ ને ચરોતર બંનેને જોડનાર વડોદરું છે. વડોદરું ચરોતરમાં ન હોય તેથી પણ કશું સાબીત થઈ શકે નહીં. પ્રેમાનંદ ચરોતરનો ન હોય, માટે તેણે ચરોતરનાં વખાણ જ ન કરવાં? સારું પારકું હોય માટે તેને સારું કહેવું નહીં? ગુજ-

* જુઓ History of the Parsis by Karaka.

સાતમાં ચરોતરની જમીન શું સૌથી વધારે ફળદ્રુપ નથી ? ગુજરાતી ભાષા તરફ પ્રેમાનંદને અભિમાન હતું કે કેમ "તે પ્રભુ જાણે," એમ કહી રા. નરસિંહરાવ શંકા લેઈ જાય છે, તે યોગ્ય નથી. તેનો પુરાવો તેના નાટકો શિવાય બીજી રીતે પણ મળે છે. વલ્લભ પણ તે વિષે આડકતરી રીતે સાક્ષી પૂરે છે.

—૨

નાટકોમાં આપેલી કૃત્રિમ પ્રાકૃત ભાષા બાબત રા. નરસિંહરાવ પ્રશ્ન કરે છે, કે "પ્રેમાનંદમાં પ્રાકૃતનું જ્ઞાન હોવાનો સંભવ છે કે કેમ ?" આપણે પુછીશું કે શા માટે નહીં ! પોતાના જ નાટકોમાં તેણે "પ્રાકૃત પ્રભાકર" નામના પુસ્તકનું પ્રમાણ આપ્યું છે, જે પ્રકાશકોને કે રા. નરસિંહરાવને જાણીતું નથી. વળી, તેને સંસ્કૃત ઘણું સારૂં આવડતું હતું એમ તો રા. નરસિંહરાવ કબુલ કરે છે, તો પછી તેને પ્રાકૃત આવડતું હતું તેમાં મોટી વાત નથી. બાકી, હાલના કેટલાક કહેવાતા પંડિતો માફક ભોડણીના પ્રદેશમાં "અરાજકતા" નો અંશ દાખલ કરવા લલચાવે તેવો પ્રાકૃત જ્ઞાનનો ખાલી ડોળ તેનામાં નહોતો.

નં—૩

"પ્રેમાનંદે આ નાટકોમાં સંસ્કૃત શુદ્ધ વૃત્તો તથા છંદો વાપર્યા છે," "વૃત્તોનો નવો ઉદય આધુનિક કવિતામાં જ—પાછલા પચાસ વર્ષની અંદર થયો છે," આ પ્રમાણે કાળવિરોધનું દર્શન કરાવી રા. નરસિંહરાવ તેર પાનાંની ચર્ચા કરેછે; પણ આખી ચર્ચા અપ્રાસંગિક અને ભુલી છે. સંસ્કૃત વૃત્તો ગુજરાતી સાહિત્યમાં પચાસ વર્ષની અંદર દાખલ થયા છે એ હડહડતું જુઠાણું છે, કેમકે રત્નેશ્વરે ઘણી કવિતા વૃત્તબંધ કરી છે, જેમકે—

વસંતતિલકા.

રાધા ધવે મન ભગે, થઈ ભૂંગરૂપે
બાધા હરે હર સદા, અનુપે સ્વરૂપે
માધા વિધિ સુત તણી, કરશે સહાય
આધાર એ ત્રણ તણો, [illegible] પ્રેમદાય.

[illegible] ગ્રંથ ૧૫.
પ્રા. કા. માળા [illegible]

અને પ્રા. કા. ત્રિમાસિકમાં પ્રકાશકોએ બહાર પાડેલું [illegible] રત્નેશ્વરનું વૈરાગ્ય બોધક કાવ્ય આખું વૃત્તબંધ છે. વળી પ્રેમાનંદના સમયમાં આવી કવિતા [illegible] ઘણી થતી હતી ને તેમાંની કેટલીક આ પ્રકાશકોએ પ્રા. કા. માળા તથા પ્રા. કા. ત્રિમાસિકમાં [illegible]માં પ્રસિદ્ધ કરી છે, તે રા. નરસિંહરાવે જોયું હોત, તો કાળવિરોધ જરાકે માલમ પડત નહીં. તે ઉપરાંત એ વાત લક્ષમાં

# પ્રેમાનંદનાં નાટકો.*

## ( ૨ )

રા. નરસિંહરાવે ભરૂચમાં કરેલી ભયંકર ભીષ્મ-પ્રતિજ્ઞા કેટલે અંશે સત્યને વળગનારી છે તે આપણે ગયા લેખમાં જોયું. હવે આપણે જરા વધારે વીગતથી તેમનો " અન્વેષણ " નામે પ્રસિદ્ધ થયેલો નિબંધ તપાસીએ. એમનાં પ્રમાણો અને દલીલોની અંદર ઉતરતાં પહેલાં થોડી સામાન્ય ટીકા કરવી આવશ્યક છે. ચર્ચા ઉપસ્થિત કરવામાં તેમણે ચર્ચાના સાધારણ નિયમોનો ભંગ કરી કેટલાંક એવાં સાધનોનો ઉપયોગ કર્યો છે, કે જેથી તેમના પ્રતિપક્ષીઓનું કાર્ય સ્વાભાવિક રીતે દુર્ઘટ બને: જેમકે—

(૧) પોતાનું " કામ બહુ વિકટ છે ", " પ્રેમાનંદનામ નાતાવરણની વચમાં રહીને એ વ્યાપક તત્ત્વનો લોપ કરવો વિષમ છે ", વગેરે વાક્યોનો ઉપયોગ શરૂઆતમાં કરીને તેમણે પોતા તરફ લોકોની દિલસોજી ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો છે.

(૨) પ્રકાશકોની જ્યાં ને ત્યાં ખામીઓ બતાવી તથા તેમનું અજ્ઞાન પોતાને મતે સાબીત કરી તેમના વિરૂદ્ધ લોકલાગણી ઉશ્કેરી છે.

(૩) પ્રકાશકોએ પ્રમાણિક ગૃહસ્થો તરીકે નાટકો બહાર પાડ્યાં છે, તે પ્રેમાનંદનાં છે, તેમ માનીને ચાલવાનું છે, ને તેનાં નથી, એ સાબીત કરવાનો પુરાવાનો બોજો, રા. નરસિંહરાવ ઉપર છે, છતાં તેઓ પ્રેમાનંદનાં નથી એમ માનીને, તે શંકાને માત્ર દૃઢ કરે તેવા પુરાવા રજુ કરે છે.

(૪) પ્રકાશકોએ જે જે અર્થ કે ટીકા આપી છે, તે તેમની પોતાની છે, છતાં જાણે પ્રેમાનંદનો પોતાનો જ તે અર્થ કે ટીકા હોય, તેમ માનીને તે ચાલ્યા છે.

(૫) સંગીતશાસ્ત્ર, બટાકા, ગેઝેટીઅર વગેરે બાબતો વિષે મિથ્યા જ્ઞાનપ્રદર્શન કરી પાંડિત્ય બતાવવાનો પ્રયત્ન જ્યાં ને ત્યાં કર્યો લાગે છે, તે છતાં કેટલીક હકીકત ખોટી આપી છે.

(૬) એક ખાસ અઘટિત યુક્તિનો તેમણે સ્વીકાર કર્યો છે, તે એ કે પોતાની દલીલોના જે ચક્ષ્ય રદીઆ પ્રતિપક્ષીઓ આપી શકે તે તેમણે સૂચવ્યા છે અને તેના ઉપર ફક્ત આવી ટીકા કરી છેઃ—

" આં કલ્પનામાં વધારે ઉતરવાની જરૂર પણ નથી. "

" એટલે એથી જ આ શંકા દૂર થાય છે. "

* આ લેખ, રા. નરસિંહરાવનો નિબંધ સાથે રાખી વાંચવા વિનતિ કરવામાં આવે છે.

" એ બચાવને સ્થાન જ નથી. "

આમ તદ્દન નિષેધ કરવો કે વિરૂદ્ધનું કથન કરવું એ કયા તર્કશાસ્ત્ર પ્રમાણે યોગ્ય હશે ?

આવી આવી રીતથી રા. નરસિંહરાવ પોતે દોરવાઈ ગયાછે, ને જાણે કે અજાણે બીજાને દોરવી જવા મથેછે, તો છતાં તેમાં તેઓ કેવા નિષ્ફળ નીવડ્યા છે, તે આપણે નીચે આપેલા રદીઆથી જોઈશું.

તેમણે પોતાના પ્રમાણના બે ભાગ પાડ્યા છે:

( ૧ ) બાહ્ય, ને

( ૨ ) આભ્યંતર.

આપણે પણ તે વિભાગ સ્વીકારી તેમના બાહ્ય પ્રમાણોનું પ્રથમ અવલોકન કરીએ. સાધારણ રીતે, તેમના બાહ્ય અને આભ્યંતર પ્રમાણો ઘણાં લૂલાં છે.

( ૧ )

" પ્રથમ વાત એ છે કે આટલો સમય આ નાટકો કેવળ અંધકારમાં કેમ રહ્યાં ? " કેવી મઝેની દલીલ છે ! આવી જાતના પુરાવા કોઈ કોર્ટ સમક્ષ રજુ થાય તો ગ્રાહ્ય થવા કેટલો સંભવ છે ! શું રા. નરસિંહરાવ એમ કહેવા માગેછે, કે જે ગ્રંથ ઘણો વખત અંધકારમાં રહ્યો હોય ને પછી એકાએક જડી આવે તે જૂનો ન હોઈ શકે ? તેમને ખબર હોવી જ જોઈએ કે હજી ઘણા ગુજરાતી ગ્રંથો જડ્યા નથી. હજુ પ્રેમાનંદનાં પણ ઘણાં પુસ્તકો હાથ લાગ્યાં નથી. આવાં પુસ્તકો એકાએક જ્યારે મળશે ત્યારે શું તે આધુનિક ગણાશે ? બાણકૃત કાદંબરી વિષે કોઈ જાણતું નહોતું, તે આ સૈકામાં ઉપલબ્ધ થઈ માટે આધુનિક ગણાઈ શકે ? પ્રેમાનંદકૃત શામળશાહનો વિવાહ છપાયો નથી, ને તે કોઈ ગૃહસ્થ પાસે આ લેખકના જોવામાં આવ્યો છે, ને દેશીઓ વગેરે જૂના રાગમાં ( રા. નરસિંહરાવના રાગ નહીં ) લખેલો છે, ને " પ્રેમાનંદીય " લાગે છે, છતાં જ્યારે પ્રથમ છપાશે ત્યારે શૈલી વગેરેનો પુરાવો હશે, તો પણ આટલો વખત અંધકારમાં રહ્યો એટલે પ્રેમાનંદના તરીકે અગ્રાહ્ય ગણાશે ?

પ્રકાશકોએ પ્રેમાનંદના ગ્રંથોની યાદી આપી છે, તેમાં નાટકોનું નામ નથી તેથી તે પ્રેમાનંદના નથી એમ અનુમાન રા. નરસિંહરાવ કાઢે છે, તે તદ્દન અયોગ્ય છે. યાદી પ્રકાશકોએ પ્રાચીનકાવ્યમાળાના પહેલા અંકમાં આપી છે, ને નાટકો તો પચીસ અંક બહાર પડ્યા પછી છપાયાં છે. યાદી લખવામાં આવી હશે ત્યારે ખરી રીતે નાટકો પ્રકાશકોને મળ્યાં નહોતાં એ દીવા જેટલું સ્પષ્ટ છે, તેમ જ પ્રકાશકોએ યાદીને સર્વવ્યાપક તરીકે ગણાવી નથી એ સત્ય સૂર્ય જેટલું પ્રકાશમાન છે, છતાં જાણી જોઈને તેનાં આંખમીંચામણાં કરવાં એ કેવો સરસ ન્યાય ! આટલું છતાં, પ્રાચીનકાવ્યમાળાનો બહાર પડેલો રિપોર્ટ, કે જે શ્રી. ગાયકવાડ સરકારને પ્રકાશકોએ રજુ કર્યો હતો. તેમાં તેમણે નાટકો ગણાવ્યાં છે. તે રિપોર્ટ, પ્રા. કા. મા. ની સંસ્થાના પ્રથમ વર્ષના કામનો છે.

"સંભવ તે એ જ કે ત્રણ મળ્યાં તે બધાંએ મળવા જોઇતાં હતાં." એમ કહી રા. નરસિંહરાવ એવી વ્યાપ્તિ બાંધતા જણાય છે, કે એક જૂના ગ્રંથકારના એકાદ અપ્રસિદ્ધ ગ્રંથ, હાથ લાગે તો સાથે સાથે તે જ ગ્રંથકારનાં બીજાં પુસ્તકો પણ મળવાં જ જોઇએ; તેમ ન થાય તો મળી આવેલા ગ્રંથો તેના હોઈ શકે નહીં! આના ઉપર ચર્ચાની જરૂર નથી.

## (૨)

"આ નાટકો લોકપ્રિય થયાં હોવાનો અંતર્ગત સંભવ છે, છતાં આ નાટકોની એક જ પ્રત હોય એ આશ્ચર્યની વાત છે." આ બીજું પ્રમાણ છે. આમાં આશ્ચર્ય જરાકે જણાતું નથી. શું જેની એક પ્રત મળે તે શંકા લેવા જોગ કહી શકાય? ભાલણના નળાખ્યાનની માત્ર એક જ પ્રત મળી છે, તે ઉપરથી તે તેનું નથી એમ કહેવાય? પ્રકાશકો પોતે કહે છે તેમ ઘણા ગ્રંથોની તેમને એક પણ પ્રત મળી નથી, પરંતુ જેની પાસે હસ્તલેખ હતા, તેની પાસે જઇને, તેની ઇચ્છાને અનુસરીને, તેમની નકલ કરી લેવાની ફરજ પડી હતી. જ્યાં એક પ્રત પણ આવી રીતે પ્રાપ્ત થવાનો અસંભવ છે, ત્યાં વધારે પ્રતની વાત કરવી મિથ્યા છે. રા. નરસિંહરાવે એક પણ જૂનો ગ્રંથ મેળવવા કોશીસ કરી જોઈ હોત, અગર પ્રકાશકોના મહાભારત પ્રયત્નોનો સોમો હીસ્સો પણ અનુભવી જોયો હોત તો આવું લખત નહીં.

આ સ્થળે એક બીજી વાતનો વિચાર કરવો જોઇએ, કે જેના ઉપર તેઓ ખાસ ભાર મૂકે છે. જો કે પ્રકાશકોએ સ્પષ્ટ કર્યું નથી છતાં, રા. નરસિંહરાવ માની લે છે, કે એક બાઇ પાસેથી નાટકો મળ્યાં હશે, ને તે બાઇની ઉમર ઉપરથી નાટકોને ખોટાં ઠરાવવાનો દાવો કરે છે. એ બાઈ એવો દાવો કરતી હતી, કે "પ્રેમાનંદ પુત્ર વલ્લભ, તે એ બાઇના બાપનો ઇષ્ટ મિત્ર હતો." આંકડાઓથી તે એમ પુરવાર કરી શકાય છે, કે આ બનવા જોગ નથી. હવે, વિચારવા જેવો મુદ્દો એ છે, કે બાઇની પ્રેમાનંદ સાથે સંબંધ, એ માત્ર તેણીનો "દાવો" હતો. એ સંબંધ ખરો હતો કે ખોટો તે બાબત પ્રકાશકોએ કોઈ સ્થળે બેધડક લખાણ કર્યું નથી. કદાચ, બાઇએ ગણાવેલા સંબંધમાં એકાદ પેઢી રહી ગઈ હોય. અગર પોતાને અસાધારણ અગત્ય આપવાને માટે જાણી જોઇને એક પેઢી તેણે ઓછી કરી હોય. વળી અંગ્રેજીમાં કહેવત છે, કે આંકડાઓથી ગમે તે સિદ્ધ થઈ શકે. આંકડા જાદુઈ શક્તિ છે. જે આંકડાથી રા. નરસિંહરાવ બાઇના સંબંધમાં સંશયશીલ થઈ શક્યા છે, તે જ આંકડાથી નીચે મુજબ પરિણામ આવી શકે, ને બાઈ વલ્લભના મિત્રની પુત્રી હોય તે સંભવિત ઠરે.

પ્રેમાનંદે દશમસ્કંધ અધૂરો રાખ્યો તે સુંદરે સંવત ૧૭૯૯ માં પૂરો કર્યો, એટલે પ્રેમાનંદના મરણની સાલ ૧૭૭૫ માનીએ, તો વલ્લભનો જન્મકાળ સંવત ૧૭૫૫ માં હોઈ શકે. તે સમયમાં આવરદા લાંબા હતા, ને પ્રેમાનંદની પાછળ તેનો છોકરો ઘણું લાંબું જીવ્યો હોય એ તદ્દન બનવા જોગ છે, એટલે તેનું મરણ ૧૮૪૫ માં થયું એમ માનીએ, અને તે વખતે તેનો મિત્ર ૨૦ વરસનો હોય (રા. નરસિંહરાવ કહે છે કે "મિત્રતા થઈ શકે એ ઉમર વીસની ગણીએ,") તો મિત્રનો જન્મ ૧૮૨૫ માં થયો હોવો જોઇએ. આ મિત્રને પચાસ વર્ષની ઉમરે, એટલે સંવત ૧૮૭૫ માં, દીકરી જન્મી હોય, ને તે સંવત ૧૯૪૪ માં હયાત

હોય એમાં કશું વિચિત્ર નથી; કેમકે છોકરીની ઉમર ૯૯ વરસની થઈ હોય. પ્રકાશકો ૯૦ વરસ કહે છે, તે તે બાઈના કહેવાથી. તે વખતે ઉમર ગણવાનો કે જન્મતીથિ યાદ રાખવાનો રીવાજ હાલના સમય જેટલો પ્રબળ હતો નહીં, એ જાણીતી વાત છે. આ વિવેચનથી સમજાશે, કે એક વખત મત બંધાઈ ગયો, તો તે કદી પણ સત્ય ગ્રહણ કરી શકે નહીં.

## ( ૩ )

કૃતિપ્રસંગાખ્યાનમાં વલ્લભે પ્રેમાનંદની ચંદ સાથે સરખામણી કરી છે, તેમાં નાટકો વિશેષ ચમત્કૃતિવાળાં હોવાથી, જો તે પ્રેમાનંદના બનાવેલાં હોત, તો વલ્લભ તેને ગણાવત; પણ તેમ કર્યું નથી, માટે પ્રેમાનંદે નાટક કર્યાં નથી. આ મુદ્દાનો વિચાર આપણે પ્રથમ લેખમાં કરી ગયા છીએ. અહીં એટલું ઉમેરવું જોઈએ કે કૃતિપ્રસંગાખ્યાન કાંઈ પ્રેમાનંદનું જીવનચરિત્ર નથી, કે તેમાં તેની બધી કૃતિઓનાં નામ આપવાં જ જોઈએ. વલ્લભે “ પ્રેમાનંદ કથા ” લખી છે, ને જો તેમાં નાટક લખ્યાની વાત ન આવતી હોય, તો કદાચ રા. નરસિંહરાવની કલ્પનાને સ્થાન હોઈ શકે. પરંતુ આવુંજ સ્થળે કોઈ આયુષના પુત્રે પોતાના પિતાની બે ચાર વિશેષતા બતાવી હોય, તે ઉપરથી તેનામાં બીજી કોઈ વિશેષતા નહોતી એવું નિષેધદર્શક અનુમાન નીકળી શકે નહીં. પછી, જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ !

એમ છતાં વલ્લભના લખાણમાંથી આડકતરી રીતે એમ નીકળે છે, કે પ્રેમાનંદે જાણી જોઈને ‘ નાટક ’ નામ બદલી ‘ આખ્યાન ’ નામ રાખ્યું હતું. ( જુઓ દુઃશાસનરુધિરપાનાખ્યાન પા. ૮ ):—

> નામ કાવ્ય રાખી કેવું, આ તો મારું કાવ્ય કાવ્ય,
> એ તો રૂપ સાકરનું, લેઈ કીર્તિ ગાથી છે;
> મહાકાવ્ય, મહાકાવ્ય, લખ્યાં લખ્યાં મહાકાવ્ય,
> મુખથી જણાવે મૂઢ, શોભા તો ગુમાવી છે;
> **નાટકના ચેટક તો લાગે, બેટક શો થયો,**
> **ભલે દેવ ગીરા હોય, મહત્તા ગુમાવી છે.**

આથી શું સાબીત થાય છે ? ગદ્યનો પણ ઝાંખો ઉલ્લેખ છે ( જુઓ યક્ષપ્રશ્નોત્તર પાન, ૭ ):—

> મારે પિતા કેરૂં ગદ્ય, કવિતામાં ગાતું છે.

## ( ૪ )

“ રંગભૂમિના વિના નાટકનું સાહિત્ય ઉદ્ભવે નહીં. ” રા. નરસિંહરાવના આ સૂત્રનું અવલોકન આપણે મત લેખમાં કરી ગયા છીએ. બાકી, પ્રેમાનંદના વખતમાં નાટક ભજવાતાં હોવાના એકથી વધુ પુરાવા છે. હાલ જે નાટક ભજવાય છે, તે તો પશ્ચિમની રીતનું અનુકરણ છે; પરંતુ કોઈ પણ જાતનાં નાટક કદી ગુજરાતમાં ભજવાતાં નહોતાં એમ કહે

રાખવાની છે કે ખુદ પ્રેમાનંદે વૃત્તબંધ કવિતા ઘણા મોટા પ્રમાણમાં કરી છે. દ્રૌપદીહરણ ને અષ્ટાવક્રાખ્યાન વિષે રા. નરસિંહરાવ શંકાશીલ છે, તો તે બાજુએ રહેવા દેઈ આપણે તેમનું ધ્યાન માર્કંડેયપુરાણ તરફ ખેંચીશું. નળાખ્યાનમાં સ્વ. દલપતરામે એક શ્લોકનું ભાષાંતર ઘુસાડી દીધું છે, તથા ઋષ્યશૃંગાખ્યાનમાંનાં છંદ પ્રાંય સંસ્કૃત વૃત્તો નથી, એ સાબીત કરવાની વેઠેલી મહેનત રા. નરસિંહરાવે લીધી છે, તેટલી જો પ્રેમાનંદના બીજાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકો વાંચવાને લીધી હોત, તો તેમને માલમ પડત કે માર્કંડેયપુરાણ ભાગ ૩ તથા ૪ માં ઠેર ઠેર ભુજંગી, હરિગીત, **સ્રગ્ધરા, શાર્દૂલવિક્રીડિત ને નારાચ** માલમ પડે છે, જેમાંનો એક નીચે આપ્યો છેઃ—

શાર્દૂલવિક્રીડિત

ભ્રાતા સંગ તમે તજો સરવથા, જો તે ન ત્યાગી શકો,<br>
તો તે સજ્જનનો કરો સમજીને, કપટે ન ત્યારે ટકોઃ<br>
કામેચ્છા તજીને રહો સરવદા, જો તે તજાયે નહીં,<br>
મુમુક્ષા પ્રતિ તો કરો તરી જશો, છે ઔષધિ એ સહી.

માર્કંડેયપુરાણમાં દેશીઓ, ઢાળ, ધનાશ્રી, રામગ્રી વગેરે જુના રાગ છે, તથા તે પુરાણીઓ માટે કરવું પડ્યું છે એમ પ્રેમાનંદ સ્પષ્ટ કહે છે. તેથી રા. નરસિંહરાવ એ ગ્રંથ વિષે શંકાપદ નહીં હોય એમ માનવાને અડચણ નથી. બાકી શંકાશીલોની શંકા ક્યાં અટકે તે કહી શકાય તેવું નથી.

આ સંબંધમાં રા. નરસિંહરાવે બીજી કેટલીક સૂચના કરી છે તે આપણે હવે તપાસીએ.

(૧) દ્રૌપદીહરણના એકાક્ષરી શ્લોકનો અર્થ સૌબરીકૃત એકાક્ષરી કોશની મદદથી "કદી પણ નીકળી શકે" નહીં, એમ તેઓ કહે છે, પણ જ્યારે તે કોશની મદદથી અક્ષરના અર્થ જાણવામાં આવે, આજુબાજુનો સંબંધ (context) ખબર હોય, અને ભાઈ પાસેથી અર્થનું એક કાગળીયું મળ્યું, ત્યારે ક્રિયાપદો, વિભક્તિના પ્રત્યયો વગેરે ઉમેરવાનું કામ એટલું સહેલું છે, કે તેમાં પ્રકાશકોએ કશું મહાભારત કામ કર્યું કહેવાય નહીં. ભાઈ તરફથી છૂટા કાગળ ઉપર તેનો અર્થ નીકળી આવ્યો ને તે પ્રકાશકોને મળ્યો એ વાત માટે આપણે પ્રકાશકોના શબ્દો ઉપર પ્રમાણિકપણે વિશ્વાસ કેમ ન રાખવો?

(૨) દ્રૌપદીહરણમાં અભંગ છે, તેટલા માટે તે શંકાસ્પદ છે, એમ તેઓ માને છે. પણ જેમ તુકારામે અભંગ લખ્યા તેમ પ્રેમાનંદે સ્વતંત્ર રીતે તે કેમ ન લખ્યા હોય? વળી પ્રેમાનંદનું વાંચન ઘણું બહોળું હતું. માંધાતાખ્યાનમાં રૂસ, ચીન ને છેક તદ્દન આધુનિક દુષ્ણ લોકોની વાતો આવે છે. એ તદ્દન બનવા જોગ છે, કે જ્યારે "તુકારામના મરણ પછી ૪૦ વર્ષે દ્રૌપદીહરણ રચાયું," ત્યારે પ્રેમાનંદે તુકારામના અભંગ વાંચ્યા હોય, કારણ કે તુકારામના ગ્રંથો વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે એ પુરાણી ઉક્તિ પ્રમાણે બીજા દેશોના વિદ્વાનો વાંચે તેમાં કશું

આશ્ચર્યકારક નથી. તુકારામના અભંગ કરતાં પ્રેમાનંદનાં અભંગ સુશ્લિષ્ટ બંધારણવાળાં છે. તેનું કારણ એ છે, કે પ્રેમાનંદનું તમામ લખાણ સુઘડ ને સંશ્લિષ્ટ છે.

(૭) પ્રેમાનંદે દ્રૌપદીહરણ નંદુરબારમાં રહી કર્યું છે એમ રા. નરસિંહરાવ માને છે તે ખોટું છે. દ્રૌપદીહરણ ત્યાં રહી બનાવ્યાનું કશું પ્રમાણ નથી. તે છતાં એમ માની લેઈ, તેના ઉપરથી કેટલાક પ્રશ્ન કરેછે. એક તો એ, કે ત્યાં તે શું કરતો હતો? ત્યાંના રાજાનો તે ગુરૂ હતો, એમ તે કબુલ કરતા નથી, માટે તેમણે અષ્ટાવક્રાખ્યાનનો છેલ્લો ભાગ જોવો. તેમાં તે સ્પષ્ટ લખેછે, કે—

રાજગુરૂ પદને, લઘને મદને,

એટલે તે સબંધે શંકાનું સ્થાન રહેતું નથી. દ્રૌપદીહરણ નંદુરબારમાં ૧૭૪૫ માં લખ્યું એમ માની લઈને, તે બીજો પ્રશ્ન કરે છે કે તે વખતે ત્યાં મરાઠા કે હીંદુ રાજા હતા જ ક્યાં કે રાજગુરૂ હોઈ શકે; પણ વિચારવાનું એ છે કે નંદુરબાર એટલે ખાનદેશમાં આ વખતે રાજકીય અમલ કોનો હતો. ગેઝેટીઅર ઉપરથી તેઓ કહે છે, કે ખાનદેશમાં મરાઠાનો પ્રભાવ ઇ. સ. ૧૬૭૦ થી શરૂ થયો. ગેઝેટીઅર જોવાને મળ્યું નથી, એટલે તે સંબંધે કાંઈ કહી શકાય તેમ નથી. બાકી, વડોદરામાં ઇ. સ. ૧૭૨૪ થી મરાઠી અમલ શરૂ થયો તે પહેલાં નંદુરબાર, મરાઠાઓને, એક યા બીજી રીતે, તાબે હોવું જોઇએ. પરંતુ ગેઝેટીઅર ઉપરથી રા. નરસિંહરાવ કહે છે એટલે તે ખરૂં માનીને ચાલીશું, તો પણ પ્રેમાનંદના રાજગુરૂપણાને અડચણ આવે તેમ નથી. મહારાષ્ટ્રનો ઉત્તર ભાગ—ખાનદેશ, એ દક્ષિણની છ*[1] સુબાગીરીમાંનો એક હતો, ને તે સુબાગીરીમાંથી ખુદ શીવાજી મહારાજે સન ૧૬૭૦ માં ચોથ ઉઘરાવી હતી, ને તે ઉપરાંત તે કાયમ ઉઘરાવવાનો હક સ્થાનિક અધિકારીઓ પાસેથી લખાવી લીધો હતો.*[2] તે પછી સન ૧૬૯૯ માં રાજારામે ખાનદેશમાંથી ચોથ ઉઘરાવવાને માટે નીમાજી સીંધીઆને તે ઇલાકામાં મુક્યો હતો.*[3] સન ૧૭૨૦ માં પેશ્વા જાતે તે દેશમાંથી સરદાર ચોથ ઉઘરાવતા હતા,*[4] કારણ કે તે જ સાલમાં મોગલો સાથે થએલી સંધિ પ્રમાણે, કેટલાક છૂટા છવાયા તાલુકા શિવાય આખા ખાનદેશ ઉપર તેગનો સ્વરાજ્યનો હક કબુલ કરવામાં આવ્યો હતો.*[5] હવે, પ્રેમાનંદે અષ્ટાવક્રાખ્યાન સંવત્ ૧૭૬૬ એટલે ઇ. સ. ૧૭૧૦ માં નંદુરબારમાં લખ્યું. આ ઉપરથી એટલું તો કબુલ કરવું પડશે, કે જે વખતે પ્રેમાનંદની સ્થિતિ નંદુરબારમાં હતી, તે વખતે મરાઠા સુબા ચોથ વગેરે સરકાર ધારા ઉઘરાવવા ત્યાં વાસ કરી રહ્યા હતા, ને તેમાંના કોઈ સરદારોએ નાની મરાઠી ઠકરાત સ્થાપી

*1. History of the Marathas by Grant Duff Vol. I. પા. ૩૮૩

*2. " પાન. ૨૧૧.

*3. " પાન. ૩૩૨.

*4. " પાન. ૩૮૮.

*5. " પાન. ૩૮૪.

હોય. આવો કોઈ મરાઠા સત્તાધિકારીનો પ્રેમાનંદ રાજગુરૂ હોય તો ના કહેવાય નહીં. આ બધી બાબતોનો વિચાર કરતાં, રા. નરસિંહરાવની શંકામાં કશું બળ લાગતું નથી.

વિશેષમાં "દશમસ્કંધ" ની પ્રસ્તાવનામાં કવિ નર્મદાશંકર કહેછે, કે તે પુસ્તકની પ્રતોમાંનાં "ખાનદેશી શબ્દ સ્વરૂપ બદલ્યાં," એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ.

(૪) એકલા દ્રૌપદીહરણમાં "સાલ" એ શબ્દ પ્રેમાનંદે વાપર્યો છે, તે ઉપરથી તેના કર્તૃત્વ વિષે રા. નરસિંહરાવ સખત શબ્દોમાં શંકા લે છે, ને એટલો બધો ભાર મૂકે છે, કે "પ્રેમાનંદને સાલ શબ્દ સૂઝે જ નહીં," ને તે તો 'વર્ષ' શબ્દ લખત. હવે અશ્વત્થામાખ્યાનમાં તેણે ફરીથી "સાલ" શબ્દ વાપર્યો છે, તેની નોંધ લેવી જોઇએઃ—

"સંવત સત્તરસેં છાસઠ સાલે," વગેરે

વળી, જે માણસ પોતે રાજગુરૂ હતો, ને મરાઠા રાજ્ય દરબારમાં જતો આવતોહતો, તેને મહેસુલી શબ્દ—'સાલ,' એ મહેસુલ ખાતાના વહીવટનો શબ્દ છે એમ રા. નરસિંહરાવ કબુલ કરે છે—સૂઝે, એ એટલું બધું સ્વાભાવિક છે, કે તે ઉપર વધારે વિવેચનની જરૂર નથી.

## ક—૪.

પ્રેમાનંદે "અક્ષરમેળ ઝુલણા" એવો શબ્દ લખ્યો છે તે નામ આધુનિક છે, એમ તેમનો મુદ્દો છે. પણ તે નામ પ્રકાશકોએ ટીકામાં બતાવ્યું છે. કવિએ તો 'શ્લોક,' એમ માત્ર લખ્યું છે. ઉપર આપણે જોયું કે લગભગ બધી જાતના વૃત્ત ને છંદ પ્રેમાનંદે બનાવ્યા છે, એટલે અક્ષરમેળ ઝુલણા લખ્યો હોય કે કેમ તે સવાલનો જવાબ આપવાની જરૂર નથી.

## ખ—૧.

આધુનિક સંસ્કૃતમય શૈલીની ઝાંખી તેમને આ નાટકોમાં થાયછે, તેના દાખલા તેમણે આપ્યા છેઃ—

૧. ચારતર. ચરોતરને બદલે રા. મનઃસુખરામે ચારતર શબ્દ ઘડી કાઢ્યો, એમ રા. નરસિંહરાવ કહે છે, પણ ચરોતર શબ્દની ખરી વ્યુત્પત્તિ તેઓ આપી શકતા નથી. સંસ્કૃતના અભ્યાસીને એ ચારુતર ઉપરથી થયું હશે એમ સહેજ સ્ફુર્યા વગર રહે નહીં, કેમકે ચરોતરની સુંદરતા જોતાં એમ લાગે છે, કે તે બીજા દેશ કરતાં વધારે સુંદર છે.

૨. 'આતિથિસત્કારગૃહ,' એ શબ્દ માટે તેમની ટીકા છે. પણ તેઓ જ કહે છે કે અતિથિનું વિશ્રાંતિસ્થાન, એ શબ્દ તેમણે જોયો છે, ને અતિથિ સત્કારગૃહ તેમને જડ્યો નથી. અતિથિનું વિશ્રાંતિસ્થાન, એ એક શબ્દ નથી પણ એ શબ્દોનો વિભક્તિ સાથે થએલો સમાસ છે, ને કર્ણકટુ નથી, માટે તે સંબંધે વધારે ટીકા કરવી યોગ્ય થશે નહીં. જો તેને કૃત્રિમ પ્રયોગોનો શોખ હોત તો ને તપત્યાખ્યાનમાં 'ચોકીઆત' 'મુખી એકુત,' જેવા તળપદા શબ્દો વાપરત નહીં.

૩. 'મહાશય,' શબ્દમાં તેઓ આધુનિકપણું સુંઘે છે. મૂળ વાક્ય નીચે પ્રમાણે છેઃ—

"સુલોચના—(વસંતક સામે વાંકી નજરે જોઈ) આર્યપુત્ર! આ મહાશય વગર અહીં આવવાનો આપને માર્ગ નહોતો જડતો કે શું?"

અહીં 'મહાશય' નો અર્થ તેઓ આધુનિક રીત પ્રમાણે Sir—સાહેબ કરે છે, ને પછી ટીકા કરવા મંડી જાય છે. પરંતુ મહાશય શબ્દ આ જગ્યાએ "ઊંચા આશયવાળો" એ અર્થમાં હોઇને, વક્રોક્તિમાં વપરાયો છે. વ્યાજસ્તુતિ એટલે Ironyમાં થએલો ઉપયોગ છે, ને તેનો અર્થ 'નીચા આશયવાળો'—હલકો એમ થાય છે.

૪. "ધન્યવાદ" શબ્દ Thanksના અર્થમાં વપરાએલો તેમને લાગે છે; પણ તેમાં કાંઈ નવાઈ જેવું નથી. ધન્ય શબ્દનો ઉપયોગ એ અર્થમાં જૂના વખતનો થએલો છે; જેમકે, "ધન્ય વિધાતા કુંભાણી, તે શ્રાંત ઊનાળે પાણી," એ કહેવત એકુતોમાં જાણીતી છે. અહીં ધન્ય એટલે Thanks. 'ધન્ય' પાછળ 'વાદ' ઉમેરાય તે સ્વાભાવિક છે, છતાં રા. નરસિંહરાવ કહે છે, કે "ધન્યવાદ, શબ્દ તે ક્રમમાં થઈ આવેલો લાગતો નથી," તે શા આધારે હશે તે સમજાતું નથી.

ख—२.

પારિપાર્શ્વક—× × × પેલા વ્રજવાસી અને બંગવાસી આરંભેલા આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરે છે × × ×," એ વાક્ય તપત્યાખ્યાનમાંથી ઉતારી, રા. નરસિંહરાવ અનુમાન કાઢે છે કે તે સમયમાં વ્રજભાષા ને બંગાળીમાં નાટકનું સાહિત્ય હતું, એમ દર્શાવવાનો ઇશારો છે, પણ તેમ વસ્તુસ્થિતિ નહોતી, એટલે આ એક જાતનો કાળવિરોધ છે. ઉપર આપેલું વાક્ય બરોબર વાંચવાથી માલમ પડશે, કે તેમાંથી એવો અર્થ કાઢવાને જરાકે કારણ નથી, એ વાક્યનો અર્થ તો એમ છે, કે ગુજરાતી ભાષામાં સાધારણ સાહિત્ય નથી ને બીજી રીતે તે "ગુણાહિથી હીન" (રાવદર્શિકા સત્યભામાખ્યાન) છે, માટે તેમાં નાટક લખી કે ભજવી શી રીતે શકાય, એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે વ્રજવાસી ને બંગવાસી પુછી શકે. પોતાનું સાહિત્ય વધારે વિકાસ પામેલું હોવાથી તેમની ભાષામાં કદાચ નાટક લખાય ને ભજવાય તો યોગ્ય કહેવાય, પણ ગુજરાતીમાં તેમ થાય તો અતિ આશ્ચર્યનું કારણ થઈ પડે એ કહેવાનો મુદ્દો છે, અને તે જ પુસ્તકમાં તે મુદ્દો ખુલ્લો કર્યો છે. આમાં વ્રજ ને બંગાળીમાં નાટકો હતાં એવો વિચાર ક્યાં છે? કાળવિરોધ શો થયો!

"ચંદ્રિકા" ને "ચંદ્રી" શબ્દો વાપરેલી કવિતા તેમની શંકાનું સ્થાન થઈ પડી છે, તે માટે એટલું કહેવું બસ થશે, કે નાટકો બહાર પડે ૨૦ વર્ષ થઈ ગયાં છે, એટલે ચંદ્રિકા ને ચંદ્રી શબ્દોમાં સમાએલી ભાવના જો હાલની કવિતામાં માલમ પડે, તો તે નાટકો ઉપરથી લેવામાં આવી હોય, તેનું અનુમાન કેમ ન થઈ શકે? ચંદ્રિકા શબ્દ તો સંસ્કૃતમાં જાણીતો છે.

હવે આપણે એક જરૂરની બાબત ઉપર આવીએ છીએ. "આકાશ સુંદરીનું ગાન" શબ્દવાર્થ ક્ષણભર ભુલી જઇને, રા. નરસિંહરાવે તપતીમાં મુસલમાન કેદીઓની છાપાના

દર્શન કર્યાં છે. તપતી ને તેની સખીઓને પાંખો કલ્પીને પ્રેમાનંદે તેમના મનમાં ગોટાળો કર્યો છે, અને તે સંબંધમાં તેઓ ઘણું લાંબું—છેક મહાભારતના આદિ પર્વ સુધી લંબાવેલું પાંડિત્ય કરવા મંડી ગયા છે; પણ તેમણે જો ગુજરાતી સાહિત્યનો વિચાર કર્યો હોત—અરે, પ્રેમાનંદનાં જ બીજાં કાવ્યોની તપાસ કરી હોત, તો માલમ પડત કે તપત્યાખ્યાનમાં પાંખોની કલ્પના નવી છે, તે નવી નથી. ઓખાહરણમાં નીચે પ્રમાણે લીટીઓ છે, જે લોક પ્રસિદ્ધ છેઃ—

ચિત્રલેહાએ ધારણા દીધી, પછી થાય પક્ષીણિની જાતી

× × ×

પક્ષિણી મનવેગે જતી, × × ×

×

×

બે બે ડાંડી કરમાં ઝાલી, ઊંચેરી ગતે ચતુરા ચાલી

× × × એવી ઊડી જે આવે ન આળ

×

એવે સાંભળી પાંખ જ વાગી,× × ×

અહીં 'પાંખ' શબ્દ વાપર્યો છે, એટલું જ નહીં પણ ઊડવાથી પાંખનો અવાજ પણ કલ્પ્યો છે, તે ઊપરાંત 'કર' શબ્દનો ઊપયોગ સૂચવે છે કે સ્ત્રી રૂપ કાયમ રાખી પાંખો કલ્પી છે, નહીં કે રૂપ બદલ્યું છે. વળી જુઓ માર્કંડેયપુરાણ ભાગ. ૨. પાન ૨૫૦ઃ—

પાંખ તેની પરમ મનોહર, પુરૂષનો અવતાર

× × ×

પછી ઊડીને × × × ×

આથી સ્પષ્ટ થાય છે, કે રા. નરસિંહરાવે જોઈએ તેટલું અન્વેષણ કર્યું નથી.

બીજો કાળવિરોધ તે એમ બતાવે છે,-કે વેશ્યાએ "દક્ષિણ દેશ ભણી ગઈ હતી." એમ મહારાષ્ટ્રને ઉદ્દેશીને કહ્યું છે, તે બરોબર નથી. પરંતુ દક્ષિણ દેશ એટલે સંવરણ રાજાના રાજ્યની દક્ષિણનો ભાગ એ ઉદ્દિષ્ટ નથી, એમ તેઓ બેધડક કહેછે, તેને માટે કયો આધાર છે તે આપણે જાણતા નથી. કદાપિ મહારાષ્ટ્ર કહેવાનો હેતુ હોય તો પણ તેમાં કાળવિરોધ એવો પ્રત્યક્ષ નથી, કે જેથી નાટકના કર્તૃત્વને બાધ આવે. કર્તાની ચાલુ સમયની માહીતી તેના પુસ્તકોમાં ક્વચિત દેખા દે તેમાં કાળવિરોધ થઈ જતો નથી. વળી રા. નરસિંહરાવ

કહે છે, કે "મહારાષ્ટ્રના લોકની સંગીતકુશળતા પ્રેમાનંદના અનુભવની બહાર જ હોવાનો સંભવ છે," એ ખરૂં નથી. કેમકે તેમણે જ આપેલી સાલથી આપણે જાણી શકીએ છીએ કે સંવત્ ૧૭૯૦ માં વડોદરામાં મરાઠી અમલ શરૂ થઈ ગયો હતો, એટલે તે અમલ શરૂ થતાં પહેલાં પણ ત્યાં મરાઠા લોકો આવતા ને વસતા હતા. વળી પ્રેમાનંદે જે જનસ્વભાવનાં સ્વરૂપોનું અસાધારણ જ્ઞાન દરેક ઠેકાણે બતાવ્યું છે, તે ઉપરથી એમ સાબીત થાયછે, કે તેણે ઘણી મુસાફરી કરી હશે. મુસાફરી કરવાનો તે વખતે રીવાજ નહોતો એમ કહી શકાશે નહીં, કેમકે આ લખનારને ખબર છે કે જાત્રાએ, એટલે કાશી, જગન્નાથ ને રામેશ્વર જવાનો ચાલ પરાપૂર્વથી ચાલુ છે. વળી રાજ્ય દરબારના સંબંધમાં આવનારને મુસાફરી સહેલી છે; અને તેવા પ્રસંગમાં આવનારની ભાષા, વિચાર ને જ્ઞાન બહુધા સર્વદેશી થાય તે તદ્દન સ્વાભાવિક છે. પ્રેમાનંદે ઘણી મુસાફરી કરી હતી, તે બાબત વલ્લભે લખ્યું છે, કે "અટક્યા ભરતખંડ." (જુઓ યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન પાન. ૭;) એટલે મહારાષ્ટ્રીઓની સંગીતકુશળતા તેને માલમ હોય જ.

ત્રણે નાટકોના ભરતવાક્યોમાં ગુજરાતી ભાષાના ઉત્કર્ષની ઇચ્છા બતાવી છે, તેને કાળવિરોધ કહેવાનો પ્રયત્ન થયો છે, એ દિલગીરીની વાત છે; કેમકે અત્યાર સુધી થએલા ગુજરાતી લેખકોમાં જે પુરૂષે સૌથી વધારે ભાષા માટે અભિમાન બતાવ્યું છે, ને તેનો ઉત્કર્ષ કરવા સૌથી વધારે ભગીરથ પ્રયત્ન કર્યો છે, તે પુરૂષ પોતાના નાટકોની છેવટે પોતાના જીવનના હેતુનું ઝાંખું દર્શન કરાવે (એમ તેણે નાટકોની પ્રસ્તાવનામાં પણ કાંઇક કર્યું છે,) તો તેમાં કાળવિરોધ થતો નથી, ને તેમાં "અપ્રેમાનંદીય" પણ કાંઈ થતું નથી; પરંતુ ઊલટું તે નાટકોનું ગૌરવ વધે છે.

## ख—३.

લક્ષ્મણાખ્યાનમાં કેટલીક અનાગરિક શૃંગારિક ચેષ્ટાઓ કરી છે, તે ઉપરથી રા. નરસિંહરાવ કહે છે, કે તે પ્રેમાનંદનું હોઈ શકે નહીં. અલબત્ત તે ચેષ્ટાઓ ઘણી ખરાબ છે, પરંતુ તે સમયે ભજવાતાં નાટકો કે ભવાઈમાં તેવી ચેષ્ટાઓ થતી હશે, તેની આ છાયા માત્ર છે. વળી શેક્સપીઅર જેવા મહાન કવિએ પણ કોઈક સ્થળે આવી "અરસિકતા" બતાવી છે. પણ "અરસિકતા" એક દૂષણ છે; કર્તૃત્વ બાબત શંકા લેઈ જવાના સાધન તરીકે તેનો ઉપયોગ થઈ શકે નહીં.

## ख—४.

વિદેશી કહેવતોનું દર્શન રા. નરસિંહરાવને નાટકોમાં થાય છે, તે વાત ઉપર હવે આપણે આવી પહોંચીએ છીએ. "એક કાંકરે બે પક્ષી પડે." તે અંગ્રેજીનું અક્ષરશઃ ભાષાંતર નથી. આ કહેવત ફારસી "બ યક તીર દો નશાનાહ જહન" ઉપરથી આવી છે એમ આપણે ગયા લેખમાં સાબીત કરી ગયા. અત્ર ઊમેરવું જોઇએ કે પ્રેમાનંદને શીકારી ભાષા—તે પણ પક્ષીઓના શીકારને લગતી ભાષા વાપરવાનો શોખ હતો; જેમકે,

૧. ૧ કાગડો કામડીને ધારે તેમ લાગતું નથી.

૨. જો કાંઈ પાશ ગોઠવાય તો જ તે તેમાં પેસે કે નય પેસે.

૩. દેવ જાણે ત્યાં તેનો શીકાર હું થઈ પડું છું કે તેને મારો શીકાર કરૂં છું.

રાજા ને અધિકારીઓના સમાગમનું આ પરિણામ છે, માટે હવે તે સંબંધે વધારે વિવેચન કરવાની જરૂર નથી. "નંદુરબારના રાજા સાથે સમાગમ પ્રેમાનંદનો શો, કેટલો, કેવો હતો" એ રા. નરસિંહરાવના પ્રશ્નનો ઉત્તર અષ્ટાવક્રાખ્યાનમાંથી નીકળે છે, તે બાબત આપણે યોગ્ય સ્થળે પુરતી તપાસી છે.

"વાટ જોનારને વેળા લાંબી થાય" તથા "મારવો ઉંદર અને ખોદવો ડુંગર" એ કહેવતો ગુજરાતીમાં એટલા બધા વખતથી રૂઢ થઈ છે, કે તે બાબત વધારે ચર્ચા કરવી જોઈએ નહીં. "મારવો ઉંદર અને ખોદવો ડુંગર" અને "mountain in labour and a mouse out of it.." એ બે કહેવતોના અર્થમાં ફેર છે. ગુજરાતી કહેવતમાં ઉંદરને મારવાનો ને તેને તેટલા માટે ડુંગર ખોદી શોધી કહાડવાનો ભાવ છે, જ્યારે અંગ્રેજી કહેવતમાં ઉંદર મારવાની વાત જ નથી. તેને માત્ર ઉત્પન્ન કરવાનો છે. "વાટ જોનારને વેળા લાંબી" એ કહેવત તો દરેક અનુભવીને માલમ છે. બીજી કેટલીક પ્રચલિત ગુજરાતી કહેવતો બરોબર અંગ્રેજી સાથે મળી રહે છેઃ જેમ કે, "વાવે તેવું લણે;" ચાકરી કરે તે ભાખરી પામે." વગેરે. આ બધી રા. નરસિંહરાવને તો અંગ્રેજીનું ભાષાંતર જ લાગશે.

## ख—૫.

હવે કેટલાક વિદેશી જેવા લાગતા પ્રયોગ તપાસીએ. "કહો કે," એ શબ્દો ઉપર જે ભાર રા. નરસિંહરાવ મૂકે છે તે અસ્થાને છે. "કહો કે" નો આધુનિક ઉપયોગ અંગ્રેજી ઉપરથી હો કે ન હો, પણ દરેક જણને ખબર છે કે પ્રાંતીજ તરફ "કહો કે" અગર "કહો કને" એ શબ્દોનો છૂટથી ઉપયોગ અભણ લોકો હંમેશ કરતા આવ્યા છે, ને તે પ્રમાણે પ્રાસનુ શબ્દો તરીકે આ ઉપયોગ છે.

"તારી વાતમાં મને પૂર્ણ વિશ્વાસ છે," એ વાક્યમાં વાતમાં વિશ્વાસ શબ્દો છે, તે રા. નરસિંહરાવને આધુનિક લાગે છે. પોતે કબુલ કરે છે, કે સંસ્કૃતમાં तव वचने विश्वसिमि એમ સાતમી વિભક્તિ જ વપરાય છે, એટલે વધારે લંબાણ કરીશું નહીં.

"લાગુ પડે" એ પ્રયોગ "apply" ના અર્થમાં ગુજરાતીમાં આધુનિક દાખલ થયો, એમ તેઓ માને છે. જૂનું ગુજરાતી ગદ્ય જ્યાં સુધી વધારે હાથ લાગે નહીં ત્યાં સુધી આવી જાતના બીજા દાખલા મેળવવા શક્ય નથી; તોપણ "લાગુ પડવું." એ સંસ્કૃત लग्=to touch, to apply ઉપરથી છે, ને તેનો બીજી રીતનો ઉપયોગ ઘણો જૂનો છે, જેમકે "આ ડાઘ એને લાગ્યો." અથવા "દવા મને લાગુ પડી." વળી કોઈ પુરૂષનો પારકી સ્ત્રી સાથે સંબંધ હોય છે, તે વખતે "લાગુ પડ્યો છે" 'લાગુ થયો છે,' એવા પ્રયોગ અસલથી વપરાતા આવ્યા છે. અહીં "લાગુ પડવું" નો વાપર અંગ્રેજી અમલ કરતાં જૂનો છે,

"સદાને માટે," એ પ્રયોગ માટે દાખલા આપણે ગયા લેખમાં આપી ગયા છીએ.

ગ—૬.

ગદ્યમાં અંતર્યમક ઘણું છે, તેથી હાલની નાટક ભૂમિનો ભાર રા. નરસિંહરાવને થાય છે, તે બરોબર નથી, કેમકે અંતર્યમક એ પ્રેમાનંદને ઘણા જ પ્રિય હતા. ત્રણ નાટક શિવાયનું તેનું બીજું ગદ્ય જ્યાં સુધી પ્રાપ્ત થાય નહીં, ત્યાં સુધી બીજા દાખલા આપી શકાય તેમ નથી, તો પણ તેની કવિતામાંથી લગભગ એવા દાખલા ઘણા મળી આવે છે. નળાખ્યાનમાંથી નીચે પ્રમાણે લેઇએ (ફક્ત પાનાં ફેરવતાં જડી આવેલા):—

**કોણ દેશનો નરેશ** કહાવે

કડવું ૧

**જળ ફુળ સબળ** દેખી નળ હરખ્યો

કડવું ૬

વેવીશાળ **મળ્યું**; કૂત **ફળ્યું**

કડવું ૧૩

નૃપ ભીમક **તનયા**, રૂપ **બનયા** વગેરેથી શરૂ થતું **આખું ૨૭ મું** કડવું ઘણા "સુશ્લિષ્ટ" અંતર્યમકથી ભરપુર છે (ભલે રા. નરસિંહરાવ તેને આધુનિક પદ્ધતિથી નિરાળા ગણે.)

વળી ઋષ્યશૃંગાખ્યાનમાં નીચે પ્રમાણે છે:

નિરંતર **તપશીને** પાડવા **લપશી** રે, પાસ જઈ આલિંગી **ચપશી** રે.

ગયા લેખમાં આપણે બતાવ્યું છે કે નાટકો માટે એવી જાતનું લખાણ વધારે જરૂરનું છે, તો પછી જે માણસ કવિતામાં અંતર્યમક આણી જાણે તે નાટકના ગદ્યમાં લાવી ન શકે? જે દાખલા રા. નરસિંહરાવે આપ્યા છે, તેમાંના કેટલાકને તો અંતર્યમક ભાગ્યે કહી શકાય, જેમકે "કરો મને ગુરૂ એટલે કાંઈ રહેશે નહીં અધૂરૂં," "ગદાનો ઝપાટો લાગી ગયો એટલે સદાને માટે," "ચોર ને ઠગી ગોર મારી," વગેરે. આ તો લગભગ કહેવતો જેવા જ છે. પ્રેમાનંદની ખુબી આવી કહેવતોનો છૂટથી ઉપયોગ કરવામાં છે: જેમકે "રંગમાં ભંગ," "ખાવાને જગલો ને કૂટવામે ભગલો," વગેરે. નાટકોનું ગદ્ય લખવામાં એવું સરસ કળાવિધાન વપરાયું છે કે એક વાક્ય પછી બીજું વાક્ય, ને એક સવાલ પછી તેનો જવાબ સ્વાભાવિક રીતે ને logically (યથાક્રમ) આવે છે, તે એટલે સુધી કે લોકોમાં પ્રચલિત રહી પ્રયોગ, વાક્ય, કહેવત ને શબ્દોનો છૂટથી ઉપયોગ જ્યાં ને ત્યાં કરવામાં આવ્યો છે. આવી સ્થિતિમાં આપણી કહેવતોમાં જે અંતર્યમક હોય તેનો ઉમેરો નાટકના ગદ્યમાં થાય. રા. નરસિંહરાવે આપેલા એક દાખલામાં "અરે પ્રિયા, કોપક્રિયા" એમ છે, તે જ અંતર્યમક માર્કંડેયપુરાણ. ભાગ. ૪. પા. ૭૩૧ માં આ પ્રમાણે દેખાય છે:—

મહા **પ્રિયા, ક્રિયા** હવે સુભોગ કેરી ત્યાગવી.

## ख—૭.

કેટલાક શ્લોકમાં કાઉસમાં પ્રાકૃત શબ્દો મૂક્યા છે તે તેમના સંશયનું એક કારણ છે. આ બાબતમાં એટલું કહેવું જોઈએ, કે કાઉંસ એ હાથનો પ્રકાર છે, એટલે તે તો ટીકાકારને આભારી છે. એવા પ્રાકૃત શબ્દો મૂળમાં હશે કે કેમ, ને હશે તો તે પ્રેમાનંદના હશે કે નકલ કરનારાએ ઉમેર્યા હશે, એ પ્રશ્નનો ઉત્તર આપણાથી અપાય તેમ નથી; તોપણ એટલું કહેવું જોઈએ, કે પ્રાકૃત શબ્દોનો સવાલ આપણી કે રા. નરસિંહરાવની તપાસ માટે મહત્વનો નથી.

## ख—૮.

આધુનિક ઘડતરના શબ્દો વિષે હવે આપણે જરાક વિચાર કરીએ.

" ચંદ્રી " માટે પાછળ આપણે લખ્યું છે.

" નિડર " શબ્દ ઉપર નકામી મારામારી થઈ છે. " નિડર " શબ્દ તેમને આધુનિક લાગે છે પણ " ડર " શબ્દ તો આધુનિક નથી, તેમ તેઓ કબુલ કરે છે ( " ડર " તો પ્રેમાનંદે પણ વાપર્યો છે; જુઓ ઓખાહરણ પાન. ૧૪૧. ) હવે નિર્ નો નિ થાય નહીં, અગર નિ અભાવવાચકરૂપે અસલ વપરાતો નહોતો, એમ તેમનું કહેવું છે. પ્રેમાનંદે જ નિ નકારના અર્થમાં વાપર્યાનો દાખલો નળાખ્યાનમાંથી ઉતારી લેઈએ:

શર પ્રહાર કઈ જો એને, તો એ થાય નિધન

અહીં " નિધન " એટલે helpless—dead. " નિડર " શબ્દની આધુનિકતા માટે આટલું બસ છે; તો પણ તેમણે જાણવું જોઈએ, કે નિ એ સંસ્કૃત ઉપસર્ગ, cessation એટલે ' અંત આવવું ' ના અર્થમાં વપરાય છે; જેમકે નિધન, નિવૃત્ત વગેરે.

" મનુષ્યહરણ " એમાં kidnappingના ગુનાનો ભાસ રા. નરસિંહરાવને થાય છે, તે તેમની શંકાનું પરિણામ છે. ' સ્ત્રીહરણ ' ને બદલે વધારે વ્યાપક શબ્દ " મનુષ્યહરણ " વપરાયો હોય, તો તેમાં નવાઈ જેવું નથી. એમ તો ઓખાહરણમાં, " સ્થાવર " " જંગમ " શબ્દો આવે છે, તે ઉપરથી તેમને મીલકતના પ્રકારનાં આધુનિક નામની શંકા પણ કદાચ થાય, અને માર્કંડેયપુરાણ ભાગ. ૫. પાન ૨૦૧૪ માં " હતો ન હોય " એમ લખ્યું છે, તે ઉપરથી તેમને કોર્ટના ભણકારા પણ વાગે!

## ख—૯.

બન્ને નાટકોના આરંભમાં વિભુ, હરિ, ને હરિ એમ સંબોધન ગણીને, ઋષિને તેવું સંબોધન હોઈ શકે નહીં, એટલા માટે તેમાં લખનારના નામની કુંચી તેઓ શુએ છે. હવે, અહીં કહેવું જોઈએ કે વિભુ, હરિ નેહરિ એ સંબોધન વિભક્તિ નથી, પણ પહેલી વિભક્તિ છે; ને પરમેશ્વરને માટે તે શબ્દો વપરાયા છે. તેનો અન્વય " એ આશ હરિ પૂરો " " વિભુ

એ અર્પણ કરો," એમ God grant thisના અર્થમાં છે; એટલે લખનારના નામની કુંચી તેમાંથી જડશે નહીં. તેમ "હરિ" શબ્દમાં જો તેવી કુંચી હોત તો ત્રીજા નાટકમાં "વિભુ" શબ્દ લખત નહીં. "પ્રેમી" શબ્દમાંથી "પ્રેમાનંદ" ગ્રહણ કરવાની જરૂર નથી, કેમકે "પ્રેમી" એટલે ભાષાને ચહાનાર એ અર્થ સ્પષ્ટ છે, ને પોતાનું નામ નાટકની "પ્રતિ પ્રસ્તાવના" માં પોતે આપ્યું છે જ; તે છતાં, "હરિ" શબ્દ લગભગ દરેક કાવ્યની છેલ્લી કડીમાં પ્રેમાનંદે વાપર્યો છે; જુઓ માંધાતાખ્યાન, અભિમન્યુ આખ્યાન, સુધન્વાખ્યાન, વગેરે.

* ख—१०.

મરાઠી સંસ્કારવાળા શબ્દો ઊપર જોઈએ તે કરતાં વધુ સુંઘણું થયા છે. તેવા શબ્દો નાટકોમાં ફક્ત છે એમ નથી; તેના બીજા જાણીતા કાવ્યોમાં ઠેકાણે ઠેકાણે છે; જેમ, "પાંસઠ" ને બદલે મરાઠી "પાંસષ્ઠ" (માર્કંડેયપુરાણ ભાગ. ૨. પાન ૪૫૮.) "આઈ" શબ્દ તે જ પુસ્તકના ભાગ. ૫ માં, અને "નાઈ" (હજામ) શબ્દ રૂક્મિણીહરણ. પાન. ૧૧૧ માં છે. મરાઠી રાજાનો તે રાજગુરુ હતો, તેમ જ વડોદરામાં પણ સંવત ૧૭૯૦ માં તો ગાયકવાડી રાજ્યની સ્થાપના થઈ ચૂકી હતી, અને ત્યાર પહેલાં મરાઠાઓ આવતા જતા હોવા જ જોઈએ, એટલે પ્રેમાનંદ ઊપર મરાઠી ભાષાની અસર થઈ હશે એ ખુલ્લું છે. "જોશી બુવા" ને "આરોપવું," એ શબ્દો તો વડોદરામાં લગભગ દોઢ સો વર્ષથી વાપરમાં આવે છે. "દુર્મિલ" શબ્દ માટે એટલું કહેવું જોઈએ, કે તે સંસ્કૃત મિલ્ to meet ઊપરથી સંસ્કૃતદ્વારા પણ આવી શકે તેમ છે.* ગમે તેમ હો, પણ પ્રેમાનંદને મરાઠીની કાંઈક અસર થઈ હતી તે તેના બીજાં કાવ્યોથી માલમ પડે છે, નહીં તો "પાંસષ્ઠ," "આઈ" વગેરે રોજના વાપરના મરાઠી શબ્દો તે વાપરે જ નહીં. વળી નંદરબારમાં રહેવાથી પણ મરાઠીની છાપ તેના ઊપર પડે, તો તેમાં નવાઈ નથી.

ख—११.

"પ્રેમાનંદની પોતાની ભાષામાં ફારસીનું મિશ્રણ અપરિચિત છે," ને "આ નાટકોમાં ફારસી શબ્દો છે" માટે શંકા થઈ શકે, એમ કહી રા. નરસિંહરાવ કેટલાક શબ્દોની વાદી આપે છે. શબ્દો આપ્યા છે, તેમાંનાં ઘણાખરા લાંબા વખતથી રૂઢ થએલા છે, પણ સવાલ એ છે, કે તે પ્રેમાનંદે બીજા કાવ્યોમાં કેમ વાપર્યા નથી. આપણે કહીશું કે ઘણા ખરા શબ્દો તેણે બીજે ઠેકાણે વાપર્યા છે. આટલા બધા શબ્દો તેના બીજા કાવ્યોમાંથી શોધી કહાડવાને માટે ઘણું વાંચન અને ઘણો વખત જોઈએ; પણ આ લખનારની ખાતરી

* આ ભાગ લખ્યા પછી એક મિત્રની કૃપાથી ઋષ્યશૃંગાખ્યાનમાંથી 'દુર્મિલ' શબ્દ નીચે પ્રમાણે જડ્યો છે, તેની ભેટ રા. નરસિંહરાવને કરીએ છીએઃ—

"દુર્વાસા દુર્મિલ હરં ધારી, આલિંગ્યા અપાર."

કા. દો. ૪. પાન ૩૦૪

વળી, તેમાં 'ભરત' શબ્દ પાન ૩૦૦ તથા ૩૪૨ ઉપર છે.

છે, કે જો કોઈ શોધવા બેસશે, તો રા. નરસિંહરાવના લિસ્ટના લગભગ બધા શબ્દો, પ્રેમાનંદના ઇતર લખાણમાંથી મળી આવશે—તેનું લખાણ એટલું મોટું છે. દાખલા તરીકે " કમાન " શબ્દ, એ આ લખનારે માર્કંડેયપુરાણ ભાગ. ૫ જેવા ધાર્મિક ભાષાંતરના પાન ૧૦૨૪ ઉપર નીચે પ્રમાણે વપરાએલો જોયો છે!

ભ્રુકુટિ, કુટિલ **કમાન,** ઉપમા ધનુ વ્યર્થ કહી.

વળી, તે જ લિસ્ટમાંનો " મસ્ત " જેવો ચુસ્ત ફારસી શબ્દ નીચે પ્રમાણે વપરાયો છેઃ–

ત્યાં એમ વદાને **મસ્ત** મહિલા, હસ્ત સાહી તેહનો,

માર્કંડેયપુરાણ ભાગ. ૪. પાન. ૬૯૧.

એ જ રીતે જો કોઈ શોધવા મહેનત લેશે તેને જડશે. બાકી, પ્રેમાનંદ પણ તે સમયના મુસલમાની વાતાવરણથી છૂટી શકયો નથી. ઠેર ઠેર તેણે તેવા શબ્દો વાપર્યા છે; દાખલા તરીકેઃ—

હીમ્મત............( માંધાતાખ્યાન. પા. ૬૪૮ )

દિલ..............( „ )

અલક............( દ્રૌપદીહરણ. પાન. ૮૭ )

મનસુબો..........( અષ્ટાવક્રાખ્યાન. પાન. ૩૯ )

બીજ..............( દ્રૌપદીહરણ પાન. ૩૩ )

અરજોરી..........( માર્કંડેયપુરાણ. ભા. ૫. પાન ૧૦૩૩ )

મોજો...............( સુદામા ચરિત્ર )

નિશાન.............( માર્કંડેયપુરાણ. પાન. ૬૮૫ )

નોફાની............( „ પાન. ૭૧૭ )

' બંદા ' શબ્દ " આધુનિક ગુજરાતીમાં દાખલ થએલો લાગે છે " તથા " ખાસુખા " " નવિન રૂઢતા પામેલો એવો સંભવ કલ્પ્યું છું, " એમ તેઓ કહે છે, એટલે આવા કલ્પના અને લાગણીના ક્ષેત્રમાં વધારે વિચરવાની જરૂર નથી. નાટકોનું ગદ્ય લખનારને એક વાત એ ધ્યાનમાં રાખવી પડે છે, કે પાત્રના ભેદ પ્રમાણે ભાષા વાપરવી જોઇએ, એટલે જે ભાષા તે વખતે વપરાતી હોય, તેનું અનુકરણ પાત્ર પ્રમાણે લખનારને જાણી જોઇને કરવું પડે.

## ખ—૧૨.

હાલની મુંબાઇગિરીના નમુના રા. નરસિંહરાવે આપ્યા છે, તેમાંનો પહેલો " કાંદા કાઢી નાંખ " એ પારસી ગુજરાતીમાં ઘણા વખતથી રૂઢ થએલો શબ્દ છે, ને તેને " હાલની "

ગણવો તે ઇતિહાસનો અનાદર કરવા જેવું છે. બીજાં રૂપ તેમણે સંયુક્ત ક્રિયાપદોનાં આપ્યાં છે, તેમાં દરેકમાં " નું " પ્રત્યયનો લોપ આગલા કૃતદંતમાંથી થયો છે. તેવા પ્રયોગ તેમને શી રીતે આધુનિક લાગે છે, તે સમજી શકાતું નથી. બાકી, પ્રેમાનંદે તેવા પ્રયોગ બીજા કાવ્યોમાં વાપર્યા છેઃ જેમકે,

તેણે કવિતા કરવા ધારી, તો હોય ક્યાંથી માંહી હીર રે.

ઋષ્યશૃંગાખ્યાન. કાવ્યદોહન. ભા. પાન. ૩૫૭.

ख—१३.

બીજાં કેટલાંક આધુનિક ઢબ તથા સંસ્કારનાં ઊદાહરણ આપ્યાં છે, પણ તે જીવ વગરનાં છે. " શકવું," ક્રિયાપદ પૂર્વ કાળમાં વપરાતું નહોતું, એમ રા. નરસિંહરાવ કહે છે, તેને માટે એમની પાસે નક્કર પુરાવા હશે જ ( જો કે સંભાળથી તેઓ પોતાના સિદ્ધાંતને તેમના રીવાજ મુજબ " વિશેષ કરીને," એવા શબ્દથી મર્યાદિત કરે છે. ) પ્રેમાનંદની કવિતામાંથી " શકવું " ક્રિયાપદના નીચે મુજબ પ્રયોગ જડ્યા છેઃ—

લઈ કૂપમાં ભૂપતિ પડીયો, ઊઠ્યું ન શકે ભાળી જી.

નળાખ્યાન. કાવ્યદોહન. ભા. ૧. પાન. ૨૦૫

દેહ ગેહ મધ્યે પર તસ્કર, પીડી ન શકે લગારે જી.

નળાખ્યાન. કાવ્યદોહન. ભાગ. ૧. પાન. ૨૧૭

બોલી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારે.

નળાખ્યાન. કાવ્યદોહન ભા. ૧. પાન. ૧૫૫

" જેમકે," એનો ઉપયોગ ગદ્યમાં થઈ શકે; એટલે કવિતામાંથી તે પ્રયોગ જડતા સંભવ નથી, પરંતુ તે દોઢ સો વર્ષ ઊપર વપરાતો હોય તો નવાઈ નથી.

" ' તે પરથી,' એને બદલે પ્રેમાનંદ ' તેથી કરીને,' એમ લખત," એમ કહેવું સહેલું છે, પણ સાબીત કરવું સહેલું નથી. સંસ્કૃત तस्मात्નો તરજુમો ' તે પરથી ' કર્યો હોય તો તેમાં આધુનિકપણું જણાતું નથી. વળી ' ઊપર ' ને બદલે ' પર ' શબ્દનો વપરાશ કાંઈ આજકાલનો નથી. સ્વતંત્ર સંસ્કૃત શબ્દ परનો અર્થ સીમાપરિચ્છિન્ન—ત્યાર પછી, એ ભૂલવો જોઈએ નહીં.

આધુનિક ઢબ છબ માટે એટલું સામાન્યપણે કહેવું જોઈએ, કે ભરતખંડની બધી ભાષાઓ કરતાં ગુજરાતીની વાક્યરચના ઘણી વિસ્તીર્ણ ને પ્રૌઢ છે. જૂદી જૂદી કોમોની તે ભાષા હોવાથી અને સહાયકારક ક્રિયાપદોની મદદથી તેમાં સંયોગી ( synthetic ) શૈલી તથા

અવયવી ( periodic ) વાક્ય, અંગ્રેજીની માફક સ્થળથી જોવામાં આવે છે. આથી આધુનિકપણાનો ભ્રમ ઉત્પન્ન થવા સંભવ છે.

" હુંતો રે, કહું છું રે, એનો રે, " એ રા. નરસિંહરાવને શંકાનું કારણ થશે, એમ કોઇએ માની શકે નહીં. નાનાં છોકરાં, બીજાને " ગુનાથા " કરી નાંખવા માટે અને ગાળનો સ્પષ્ટ ઉચ્ચાર ન કરવાને માટે આવા શબ્દો વાપરે છે. તે એટલી જૂની રૂઢી છે, કે તેની પ્રાચીનતા વિષે સંશયી થવાને કશું કારણ નથી.

" જોઇએ છે. " એ પ્રયોગ માટે રા. નરસિંહરાવ શંકાનો આગ્રહ કરતા નથી, એટલે તે વિષે આપણે કાંઈ બોલીશું નહીં.

" પિતાથી " પ્રયોગ માટે એટલું જ કહીશું કે જેમ સંસ્કૃતમાં પિતૃથી થાય, તેમ તેનું ગુજરાતી ભાષાંતર પિતાથી પ્રેમાનંદને સૂઝી શકે, એ હરેક રીતે સંભવે છે.

બીજા બે પણ વ્યાકરણના પ્રયોગ તેમને આધુનિક લાગે છે, પણ તે વિષે તેઓ લખે છે " પણ ખાતરીથી ના કહેવાય, " એટલે તે વિષે વધારે પાંડિત્ય કરવાની જરૂર નથી. પરંતુ

સુત હું શે થયો ઉત્પન્ન
નવ જનની જ કરી પ્રસન્ન

એ લીટીઓમાં જકારનો ઉપયોગ " પાદપૂરણાર્થે " કરેલો છે. તે તેમને આધુનિક પ્રચાર લાગે છે; માટે પ્રેમાનંદની કવિતામાંથી નીચેની લીટીઓ આપણે ઊતારી લેઇશું. ( દ્રૌપદીહરણ તેમને મને શંકાશીલ હોવાથી, તેમાંનાં ઊદાહરણ આપ્યાં નથી: )

તને મને ન તારશી, કદાપ તેજ તારશે

માર્કંડેયપુરાણ. ભા. ૪. પાન ૭૩૨.

લોભાવે જો અંગાને, તવશિવ વિણુતો, અર્થ કેવો જ સારે.

માર્કંડેયપુરાણ. ભા. ૪. પાન ૭૩૩

આ રીત પુરાણના ભાષાંતરમાં વપરાયાથી તે બાબત " પ્રેમાનંદીય " હોવાની તેમની ખાતરી થતાં, દ્રૌપદીહરણ માટેની તેમની શંકા ઘણે ભાગે દુર થશે એવી આશા છે. દ્રૌપદીહરણની શરૂઆતનો ભાગ ઘણા વર્ષો ઊપર કાનમના ભાગમાં કથા તરીકે ભાણભટો ગાતા હતા તે વાત તપાસ કરતાં માલમ પડી છે, ને તે પુસ્તક કાવ્યદોહનમાં છપાયું છે. એટલે જો પ્રાચીન કાવ્યમાળામાંથી ' તફડચી ' ન થઈ હોય, તો રા. ઇચ્છારામને તેની બીજી સ્વતંત્ર નકલ મળી હશે જ.

" ખુશી " શબ્દ ' ખુશ ' ને બદલે નાટકોમાં વપરાયો છે, તે માટે તેઓ વાંધો લે છે, પણ તે શબ્દ અન્ય સ્થળે કવિતામાં પણ વપરાયો છે, જુઓ દ્રૌપદીહરણ પાન. ૨૯ તથા પાન. ૫૧.

दुग्धतो दाधो बालो दधि पुनः फूत्कृत्य पिबति ।

અને

यस्य अन्नं तस्य पुण्यं रणकारस्य धूमकः

એ બે કહેવતો મૂળ નાટકમાં સંસ્કૃતમાં નહીં હોય એમ ધારી ટીકા કરી હતી, પણ પ્રેમાનંદે આ અસલ સંસ્કૃત કહેવતો વાપરી છે, તેમ માલુમ પડવાથી, તેનો ફરીથી વિચાર કરવો જોઇએ. એ બન્ને કહેવતો માટે એક વિદ્વાન શાસ્ત્રીને પુછતાં, તે જણાવે છે, કે તે કહેવતો શુદ્ધ સંસ્કૃત સાહિત્યમાં વપરાય છે; **જૂદા જૂદા માણસો જૂદી જૂદી રીતે વાપરે છે.** વધારે પ્રચલિત રૂપ નીચે પ્રમાણે છે:—

૧. बालः पायसदग्धो दध्यपि फूत्कृत्य भक्षयति.

આ કહેવતનો ચાલુ ગુજરાતી કહેવત, "દૂધનો દાઝ્યો છાશ ફુંકીને પીએ," સાથે મુકાબલો કરી, તથા પ્રાસનો વિચાર કરી, કવિએ ઉપરનું રૂપ મૂક્યું હોય, તો તે બનવાજોગ છે; શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસને તે જ રૂપ સ્વતંત્ર રીતે સ્ફુર્યું હોય તો તેમાં કાંઈ ચમત્કાર થયો કહેવાય નહીં. વળી બીજાં પ્રચલિત રૂપ ક્યાં છે તે બધાં જાણ્યા વગર કશી ટીકા કરવી વ્યાજબી નથી. અહીં **पी** શકાય નહીં એવો આક્ષેપ રા. નરસિંહરાવ લે તો તેમણે આપેલા સંસ્કૃત રૂપ માટે એવો વાંધો લેઈ શકાય કે **અહીં હાથથી** ખાવાનું હોવાથી ફુંકી જોવાની જરૂર નથી.

૨. यस्यान्नं तस्य पुण्यं रणकारस्य धूमकः

આમાં ને પ્રેમાનંદની કહેવતમાં ફેર એટલો છે કે અહીં यस्य ने अन्नं વચ્ચે સંધિ કરેલી છે. પણ સંધિ કાંઈ જરૂરની નથી, એટલે આમાં વધારે વિચારવાનું નથી. रणकार શબ્દ સંસ્કૃતમાં વપરાય છે, એમ તે શાસ્ત્રી કહે છે. કેમકે रन्ध् ઉપરથી रन्धन અને रन्ध એમ નામ થાય, જેમકે पचन અને पाक.

નાટકોમાં પ્રેમાનંદે સંસ્કૃત કહેવતો કે વાક્યો બીજાં વાપર્યાં નથી તે જોતાં, આ કહેવતો પાછળથી તેમાં ઉમેરાઈ હોય તો તે પણ સંભવે.

*ગુર્જરાણામ્ મુખમ્ પ્રથમ્,* એ વાક્ય ઉપરથી રા. નરસિંહરાવ અનુમાન કરે છે, કે તે વખતે મરાઠી સાથે "સ્પર્ધા" થઈ હોય તો જ આ વાક્ય વપરાયું હોય; તે ખરોબર નથી. ઉપર કહ્યું તેમ, પ્રેમાનંદે વાંચનથી અગર મુસાફરીથી જાણ્યું હોવું જોઇએ, કે ગુજરાતી સાહિત્ય વિકાસ પામ્યું નહોતું, તો તેના જેવો ઊંચી પ્રતિભા શક્તિવાળો કવિ "સ્પર્ધા" કલ્પી શકે નહીં? વળી આપણે જોયું છે, કે તે વખતે મરાઠાનો પગપેસારો થયો હતો. એવા સમયમાં દેશમાં આવતા ઉછૃંખલ મરાઠા દેશી ભાષા માટે વખતે હલકા કે મશ્કરીના ઉદ્ગાર કાઢતા હોય તો તે સ્વાભાવિક છે. રા. નરસિંહરાવ ભલે તેને અજુગતું માને. "ખાખરની ખીસકોડી તે સાકરનો સ્વાદ શી રીતે જાણે," એ કહેવત બીજા રૂપમાં સામળે વાપરી છે, માટે ખુદ પ્રેમાનંદ તેનો અનુવાદ કરે નહીં, એમ રા. નરસિંહરાવનું કહેવું છે, તે ઘણું જ લૂલું છે.

અહીં તેમના પ્રમાણોનું દિગ્દર્શન પુરૂં થાય છે, હવે તેમને મને આ નાટકોનો કર્તા કોણ છે, તે તપાસીએ. તેમના નિબંધમાં નીચેનાં વાક્યો દેખા દે છેઃ—

(૧) "આ નાટકોની ભાષા જ આધુનિક છે."

(૨) "આ નાટક લખનારો ગૂઢ પુરૂષ ચરોતરી હશે."

(૩) "બનાવટ કરનાર આધુનિક પદ્ધતિમાં ભૂલથી સપડાઈ ગયો છે."

(૪) "જે પ્રકારનો આધુનિક સંપર્ક **આ નાટકોના પ્રકાશકોને** હોવાથી, તેમણે 'દુર્મિલ' શબ્દ, દ્રૌપદીહરણના ગ્રંથ વિવેચનમાં વાપર્યો છે.તે પ્રકારના સંપર્કવાળો આ નાટકનો રચનાર હોવો જોઇએ."

(૫) "આ ત્રણે નાટકો રચનારો કોઈ પ્રેમાનંદથી ભિન્ન હોવાની મ્હારી કલ્પના ખરી હોય, તો 'હરિ' શબ્દમાં પોતાનું નામ નિગૂઢ રાખવાની ઇચ્છાવાળો કોઈ હરિ નામનો પુરૂષ તો નહીં હોય?"

નિબંધમાં આ શિવાય બીજાં ગર્ભિત સૂચન ઘણાં છે, તો પણ આ પાંચ માત્રમાંથી તેમણે કરેલો આક્ષેપ ખુલ્લો છે. જે પુરૂષે આ નાટકો લખ્યાનો તેમને વહેમ છે, તે પુરૂષનું નામ અહીં લગભગ ખુલ્લું આપ્યું છે. આ પુરૂષ આખા ગુજરાતમાં જાણીતો છે, ને તેણે સાહિત્યની જે અપ્રતિમ સેવા બજાવી છે, તેને લીધે તેનું ગદ્ય ને પદ્ય બધાંને પરિચિત છે: અને અગર જો કે તેના લખાણ માટે આપણને અતિ ઘણું માન છે, તોપણ કહેવું જોઇએ, કે તે લખાણોનું રા. નરસિંહરાવના જ નિયમોથી અવલોકન કરીશું તો જણાશે, કે તેમાં ને કવિ પ્રેમાનંદના લખાણમાં ઘણો મોટો ફેર છે. આ પુરૂષે ગમે તેટલી સેવા બજાવી છે, છતાં કહેવું પડે છે, કે તે આવાં નાટકો કદાપિ લખવાને શક્તિમાન થાય તેમ નથી. ગયા લેખમાં કહ્યું છે તેમ, ઘણાં નાટકો લખાયાં છે ને લખાશે, પણ પ્રેમાનંદનાં નાટકોના પેંગડામાં પગ ઘાલવાને બીજો કોઈ શક્તિમાન ભાગ્યે થશે.

હવે આપણે જરા પ્રેમાનંદના લખાણમાં જે ચિરસ્થાયી ને સર્વવ્યાપક સામ્ય છે, તેનું અવલોકન કરીએ.

નાટકો તથા દ્રૌપદીહરણમાં જે વૃત્તબંધ કવિતા છે, તેના જેવી (બાની તથા બનાવટમાં) કવિતા માર્કંડેયપુરાણમાં આવે છે. એક શ્લોક તપત્યાખ્યાનમાં આ પ્રમાણે છેઃ—

ધરી ધ્યાન બેસું, તદા ધ્યાન ભાજે
કરી ગાન ઉચ્ચરૂં, કદા ગાન ભાજે
કરી દાન દેઉં, સદા દાન દાજે
જરી જાન સેંશું, જદા જાન જાજે

આની સાથે સરખાવો માર્કંડેયપુરાણ ( પાન; ૬૮૫ ) નો નીચલો શ્લોકઃ

કશી પેર દીજે, મહાશાંતિ રીઝે
કશી પેર લીજે. મહાશાંતિ સીઝે
કશી પેરવીજે, મહાશાંતિ ભીજે
કશી પેરવીજે, મહાશાંતિ કીજે.

વળી તપત્યાખ્યાનમાં

આકાશે મહી મંડળે નવ હશે, વાંલી સ્ત્રી તારા સમી

છે, તેને નીચેનાની સાથે સરખાવોઃ

ત્રૈલોકે લોક મને મળે અતિ ઘણી, તારા સમી સુંદરી

( માર્કંડેયપુરાણ-પાન ૬૯૨. )

ગાંગાલી પ્રસન્નાખ્યાનમાંનું

પતિ અતિ રતિ ધરી, મતિ કરી નિર્મલ, ઇત્યાદિ

માર્કંડેયપુરાણ-પાન ૬૯૪ માંના

• અતિ રતિ એવી પૂર્ણ છે પતિ, ગતિ આહરી તો કહો

સાથે મેળવો. આવાં ઉદાહરણો અનેક મળશે. વળી, પ્રેમાનંદને સ્ત્રીને વીજળી સાથે સરખાવવાનો શોખ હતો, તેને માટે જુઓ રુક્ષ્મણીહરણાખ્યાનઃ—

" ચતુરા ચપળાકાર "

અને મેળવો નીચેનાની સાથે

" હૃદય મેઘની દામિની " ( રોષદર્શિકા સત્યભામાખ્યાન. )

વળી, આજ શબ્દોનો ભાવ માર્કંડેયપુરાણમાં છે-જુઓ પાન. ૬૮૯

" આવા મોહ કરે હવે, ધરમ આ, દામિની શી કામિની. "

દ્રૌપદીહરણમાંથી કેટલાક ભાવ અને વિચાર મળે છે, જે નળાખ્યાનમાં છે, જેમકે,

વનવર્ણન, તથા સ્ત્રીને આપેલી ઉપમાઓ, તથા પ્રિય એકાએક ગુમ થતાં ઝાડ વગેરેને સંબોધી પ્રિયની માહીતી મેળવવાનો પ્રયત્ન. કેટલાક વાક્ય ને નામ પણ તેના તે જ છે. જેમકે

| | |
|---|---|
| ખારેકનાં ખેત્ર<br>ખજુર ખારેકનાં ક્ષેત્ર. | નળાખ્યાન |

અહીં તેમના પ્રમાણોનું દિગ્દર્શન પુરૂં થાય છે, હવે તેમને મને આ નાટકોનો કર્તા કોણ છે, તે તપાસીએ. તેમના નિબંધમાં નીચેનાં વાક્યો દેખા દે છેઃ—

(૧) "આ નાટકોની ભાષા જ આધુનિક છે."

(૨) "આ નાટક લખનારો ગૂઢ પુરૂષ ચરોતરી હશે."

(૩) "બનાવટ કરનાર આધુનિક પદ્ધતિમાં ભૂલથી સપડાઈ ગયો છે."

(૪) "જે પ્રકારનો આધુનિક સંપર્ક આ નાટકોના પ્રકાશકોને હોવાથી, તેમણે 'દુર્ભિક્ષ' શબ્દ, દ્રૌપદીહરણના ગ્રંથ વિવેચનમાં વાપર્યો છે તે પ્રકારના સંપર્કવાળો આ નાટકનો રચનાર હોવો જોઇએ."

(૫) "આ ત્રણે નાટકો રચનારો કોઈ પ્રેમાનંદથી ભિન્ન હોવાની મ્હારી કલ્પના ખરી હોય, તો 'હરિ' શબ્દમાં પોતાનું નામ નિગૂઢ રાખ્યું હોય" છે, "હરિ તુલસીનો પુરૂષ તો જરી ધ્યાનમાં ક્યાં છ.

"અદ્ભુત અબ્ધિ અખંડિત મંડિત, ક્ષાર કલંકિત વારિ ન જાણું;"

અને "જોરાળાપણું," એ શબ્દ રોષદર્શિકા સત્યભામાખ્યાનમાં પ્રેમાનંદે વાપર્યો છે, તે જ શબ્દ માંધાતાખ્યાનમાં પાન. ૧૫૩ મે છે. ("જોરાળું" ને બદલે "જોરાવર" કે "જોરવાળો" તથા "જોરાળાપણું" ને બદલે "જોર" અગર "જોરાવરપણું" એ હાલમાં વપરાતાં રૂપ છે.)

આ પ્રમાણે શોધવા બેસીશું તો એકમેક સાથે ઘણું સરખાપણું પ્રેમાનંદના સઘળા ગ્રંથોમાંથી જડી આવશે. પણ તેને માટે અવકાશ જોઇએ.

બીજી એક મહત્વની વાત એ છે, કે પ્રેમાનંદને દૈવી પુરૂષો ને મોટા માણસોને બનાવવાનો શોખ હતો. અલબત્ત તે હલકી મજાક કરતો હતો. આવી જાતની મશ્કરી લગભગ તેના દરેક પુસ્તકમાંથી મળે છે. જેમ નળાખ્યાનની શરૂઆતમાં તેણે યુધિષ્ઠિર ને સહદેવની મશ્કરી કરી છે, તેમ દ્રૌપદીહરણની પ્રસ્તાવનામાં તેણે શિવજીને બનાવ્યા છે. આ સામ્ય એવું છે, કે તેમાંથી કર્તૃત્વ તરત ઊપર તરી આવે છે. એ જ રીતે દરેક નાટકની નાંદીમાં તેણે મર્મવાક્યથી દેવોની ઠેકડી કરી છે. વળી રોષદર્શિકા સત્યભામાખ્યાનમાં તો તેણે કૃષ્ણની પુરેપુરી સોળ આના ફજેતી કરી છે. આવા ઊંચા પાત્રોની મશ્કરી કેવળ "પ્રેમાનંદીય" છે. રોષદર્શિકા સત્યભામાખ્યાન લખવાનો હેતુ તેના

"માયાએ કરીઓ મને કામ કરી, અદ્વૈતવાદી અહા!"

એ શ્લોકથી જાહેર થાય છે. બે પત્ની કરવાથી કેટલું દુઃખ થાય છે તેનો ચિતાર આપવાનું તેને મન થએલું જણાય છે. કૃષ્ણ જેવાની આવી ફજેતી થાય તો સાધારણ માણસનું શું કહેવું! આ પ્રમાણે બોધ આપવાનો આશય આ નાટકનો ખુલ્લો છે. બે પત્ની કરવાનો

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्


વર્ષ ૧૦, અંક ૧૧-૧૨. [ માસિક ] માર્ગશીર્ષ, પોષ. સંવત્ ૧૯૬૮

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલ્ એલ્. બી.




---


અમદાવાદ

ધી યુનીયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું છે—૧૯૧૨.

# ચાલૂ વર્ષના લવાજમ માટે વી. પી.

જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહી મળ્યુ હોય તેઓને લવાજમની પ્હોચ વી પી મોકલવામા આવશે લવાજમ ભરીને એ વી પી પહોંચ સ્વીકારવાની તેઓને વિનતિ છે

વ્યવસ્થાપક—"વસન્ત."

---

# ☞ માઘનો અંક.

## ( બ્રિટિશ સામ્રાજ્ય. )

( પૃષ્ઠ લગભગ ૧૫૦. )

Reg No. S. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૧૧-૧૨. [ માસિક. ] માર્ગશીર્ષ, પૌષ. સંવત્ ૧૯૬૮.

## હીન્દનાં યશસ્તેજસ્વી રાજદંપતીને

—સ્વાગત—

( મરાઠી સાખીના રાહે આરાના લયમાં )

૧

ભલે પધાર્યાં રાજદંપતી ! સ્વગૃહ ગણી અહીં આવ્યાં;
ઉર-અમીરસથી નયન-કમળને આજ અહો ! ઉભરાવ્યાં;
ઉછળતા ભાવભરી અંજલિ સ્વીકારો રાજ સજોડ ! જરી !

૨

રાજ ! બ્રિટન-સહયોગે પામ્યા રસ સુગંધ એમ પાછાં;
એમ હજુ વિકસવા દઈને બાંધવ રહેજો સાચાં !
સહિષ્ણુ વિષ્ણુ સમ રહેજો ! રસાયન પાજો ને પીજો !

૩

હીન્દપટે સામ્રાજ્યમંડપે રાજ ! ધ્વજા કંઈ સ્થપે:—
" અભયદાન દેવાય ન્યાયનેહે તો અભેદ વિલસે ! "
હીન્દને રાજ ! સ્વસ્થ કરજો ! પ્રભુ ! એ પુણ્યભાવ ફળજો !!

"લલિત".

## દાનાં હીંદી જનોને આમંત્રણ.

૧

અહોભાગ્યની આ પળ, જ્હાલાં સર્વ હીંન્દી જન! આવોઃ
વ્હાલપને ઓવારણુ, તોરણુ, રાજ સ્નેહ વધાવોઃ
દિલદરબારે પધરાવોઃ ને લ્યો અતિથિદેવનો લ્હાવોઃ

૨

સૌભાગ્યનો પ્રસંગ વિચારી સહચારે સંચરજોઃ
બ્રિટન બન્ધુસહ દેશ-સેવને ધર્મધુરંધર બનજોઃ
દાનાં છો તેવાં દિસજો આર્દ્ર, ઉદાર, ઉજ્જ્વલ! હો!

૩

પ્રજાપુત્ર કે રાજપુત્ર સહુ દેશપુત્ર શાણા! હો!
બ્રિટનરાજને રાજેન્દ્ર કહી સામ્રાજ્યને સુહાવો!
શુભ્રિયલ! ગુણયુત હો રહેજોઃ સંગે સમૃદ્ધ પ્રગત થજો!

"લલિત".

---

## બહાદૂર બ્રિટનને બે બોલ.

૧

બહાદૂર બ્રિટન ધીર! ધન્ય હો! ઉદાર દિલ દર્શાવ્યુંઃ
હીન્દી દેશોને ઓળખતાં અંતે સમેળ ધીર્યુંઃ
રાજને સોંપ્યા અમ એક ગુંથવા સામ્રાજ્યને સૂત્રેઃ

૨

શ્વાસે સમતા રચાય: ચેતન ઉભરાય જ ઉચ્છ્વાસેઃ
નિઃશ્વાસે શાંતિ સંચરતી: રસે સ્નેહ વિશ્વાસે!
સંજીવ[illegible] હો! એ [illegible]જે!

૩

દેશ–વ્યવસ્થાપક અમ બાંધવ બ્રિટન ! વન્દન લેજો !
વ્હાલ–વિનયને આવે વિનિમય વિકાસ–નય વિસ્તરજો !
હીન્દની પ્રાચીનતા ઝીલજો:' આત્મસંસિદ્ધિ ખીલવજો !

લલિતાલય
રાજકોટ. } "લલિત".

---

## દિગ્-દર્શન.

**શ્રીમન્મહારાજાધિ-રાજની પધરામણી.**

શ્રીમન્મહારાજાધિરાજ જ્યોર્જ (૫) અને રાણી મેરી—એઓશ્રીનાં મંગળ પગલાં તા. ૨ જી ડીસેંબરને સુપ્રભાતે આ દેશમાં થયાં; અને તા. ૧૨ મીના મધ્યાહ્નને એમનો પ્રૌઢ પ્રતાપ, ગયા જૂન માસમાં થએલા એમના રાજ્યાભિષેકના જાહેરનામા રૂપે, હિન્દુસ્થાનના પ્રાચીન પાટનગર—દિલ્હી–માં, આ દેશના અખિલ રાજચક્ર અને પ્રજાના યશસ્વી અગ્રેસરો સમક્ષ, વિધિપુરઃસર પ્રસિદ્ધ કરવામાં આવ્યો. આ પ્રસંગે, દમામદાર લશ્કરી સરઘસ, રંગબેરંગી રોશની અને આતશબાજી, વિવિધ પ્રકારનાં લક્ષ્મીનાં ચિહ્નથી દેદીપ્યમાન દરબાર—આ અને આવી અનેક સામગ્રીઓ, જે નેત્રદ્વારા કલ્પનાશક્તિને જાગૃત કરે છે, તે ઉદાર હાથે અને અથાગ શ્રમથી રચવામાં આવી હતી.

એ સર્વ સામગ્રી બેશક મનોહર અને આ મહાન પ્રસંગને શોભતી હતી. પણ સૌ કરતાં અધિક ધ્યાન ખેંચનાર તે, એ દમામની પાર અને એની મધ્યમાં શાન્ત શોભાથી વિરાજતું, રાજા–રાણીનું સાદું માનુષી જોડું હતું.

એ યુગ્મને જોઈ ભિન્ન ભિન્ન જનોને ભિન્ન ભિન્ન વિચારો સ્ફુર્યા હશે: કેટલાકને એમાં પરમાત્માની દૈવી વિભૂતિ નજરે પડી હશે; કેટલાકને એમાં અનુત્તમ ભાગ્યશાળી સ્ત્રી–પુરુષનું દર્શન થયું હશે; કેટલાકને એમાં સમુદ્ર પાર વસતી બ્રિટિશ રાજ્યસત્તા, જે આજ પર્યન્ત આ દેશના લોકને માત્ર કાયદા–કાનૂનો રૂપી અમૂર્ત આકારે જ અનુભવાતી હતી, તે આજ વ્યક્ત માનુષી રૂપ ધારણ કરી નયનગોચર થતી જણાઈ હશે; અને કેટલાકને બ્રિટિશ સામ્રાજ્યના કેન્દ્રભૂત આ રાજા–રાણીએ આ દેશ સાથે જે પોતાપણાનો ભાવ બતાવ્યો તેથી આપણો દેશ તે ખરેખર બ્રિટિશ સામ્રાજ્યલક્ષ્મીનું તેજસ્વી અવયવ–એની ભાગ્યરેખાથી ઝળહળતું એનું લલાટ છે–એમ અભિમાન થયા વિના નહિ રહ્યું હોય.

કોઇ અવિચારી હૃદયમાં બ્રિટિશ રાજ્ય પ્રત્યે વિદેશીપણાનો ભાવ ભરાઇ રહ્યો હશે, તો તે પણ નામદાર મહારાજાધિરાજે દિલ્હીમાં ઉચ્ચારેલાં વચનોથી દૂર થઇ ગયો છે એમ અમે ધારીએ છીએ. શ્રીમ-મહારાજાધિરાજે આ દેશમાં પોતાનો રાજ્યાભિષેક જાતે પધારીને જાહેર કરવાનો શ્રમ લીધો એ જ પ્રથમ તો પોતાપણાના ભાવનો પૂરતો પુરાવો છે—પરંતુ તે ઉપરાંત, રાજ્યાભિષેક જાહેર કરતી વખતે આ દેશની રાયથી રંક પર્યન્તની સમસ્ત પ્રજાને જે અનેક જાતના લાભોનું દાન કર્યું છે, તે એમના હૃદયનું ખરૂં સ્વરૂપ બતાવી આપે છે: લશ્કરી પેન્શનની મુદ્દત વધારી, પચાસ રૂપીઆ સુધીના પગારદારોને ચઢતા માસનો પગાર બક્ષીસ કર્યો, મહામહોપાધ્યાય અને શમ્સુલ-ઉલમાને પેન્શન શરૂ કર્યાં, દેશી રાજ્યો પાસેથી નવી ગાદી થતી વખતે નજરાણું લેવાનો ધારો હતો તે બંધ કર્યો, કેટલાંક લ્હેણું માંડી વાળ્યાં, કેદીઓ છોડ્યા ઇત્યાદિ અનેક ન્હાની મ્હોટી કૃપાઓ કરી-પણ સૌમાં અધિક મહત્ત્વના અનુગ્રહો તે નીચેના હતા:

(૧) કેળવણીખાતાના ખર્ચનો રાજ્યની તીજોરી ઉપર સૌથી પહેલો હક છે—અને કેળવણી જેમ બને તેમ વધારે સહેલાઇથી મેળવી શકાય તથા એનો જેમ બને તેમ વિશાળ પ્રચાર થાય એવા હેતુથી એકદમ પચાસ લાખ રૂપીઆ જનસમસ્તની—પ્રાથમિક-કેળવણી પાછળ ખર્ચવામાં આવશે, અને ભવિષ્યમાં એમાં ઉમેરો કરવામાં આવશે.

(૨) લડાઈમાં અસાધારણ બહાદુરીના કૃત્ય માટે 'વિક્ટોરિઆ ક્રૉસ' આપવામાં આવે તે આજ સુધી જેમ યુરોપિયન મેળવતા હતા તેમ હવેથી તે દેશીઓ પણ મેળવી શકશે.

(૩) હિન્દુસ્થાનની રાજગાદી હવેથી કલકત્તા નહિ પણ દિલ્હી થશે, અને વ્હાઇસરાયનો મુખ્યનિવાસ હવે પછીથી દિલ્હીમાં રહેશે.

(૪) 'બંગાળાના ભાગલા' પાછા સાંધી—નવી રાજ્યવ્યવસ્થા કરવામાં આવશે—તેમાં બંગાળા માટે કાઉન્સિલની મદદથી કામ કરનાર ગવર્નર નીમાશે.

આ ચાર ઠરાવોની પાર, જરા કલ્પનાશક્તિ સતેજ કરીને જોઇએ છીએ તો અમને હિન્દુસ્થાનનું ભવિષ્ય બહુ ઉજ્જ્વળ દીપતું દેખાય છે. પ્રથમ ઠરાવ—જે સાંભળી ઑ. મિ. ગોખલેને એવો અતુલ આનન્દ થયો હશે કે જેવો, દેહોત્સર્ગ પામેલા સર્વ માન્ય જનોનો આનન્દ એકઠો કરીએ તો પણ તેની બરાબર ન થાય—તેમાં હિન્દુસ્થાનનું સઘળું ભાવી મંગળ બીજરૂપે રહેલું છે એમ કહીએ તો ચાલે.

બીજો ઠરાવ—પ્રજાને ખાતરી કરી આપશે કે મહારાણી શ્રી વિક્ટોરિઆનો ઢંઢેરો, જે હિન્દી અને બ્રિટિશ પ્રજાને પરસ્પર સાંધી રાખનાર આન્તર ગ્રન્થિ છે, તેને બ્રિટિશ-ઇન્ડિયન શહેનશાહતની ત્રણ પેઢીઓ માન આપે છે, અને એ ઢંઢેરાને બ્રિટિશ પ્રજા ખરા હૃદયથી અમલમાં મૂકવા તૈયાર છે, તથા દિનપરદિન એનો અમલ અધિક ને અધિક વધતો જાય છે.

ત્રીજો ઠરાવ—દિલ્હીને પાયતખ્ત કરવાનો, એમાં અમે અસાધારણ ગંભીર અર્થ જોઇએ છીએ. કલકત્તાનો અને બંગાળીઓનો મહિમા ઘટશે, પ્રજામતવાળી અંગ્રેજી રાજ્યપદ્ધતિને

બદલે આપખુદી મોગલાઇ રાજ્યપદ્ધતિ શરૂ થશે, કલકત્તાના વેપારને ધક્કો લાગશે ઇત્યાદિ સઘળા વાંધા નજીવા નિરાધાર કે સ્વાર્થી સિવાય અન્ય કાંઇ જ નથી. બંગાળાને સિવિલિયન લેફ્ટેનન્ટ ગવ્હર્નરને બદલે ઇંગ્લંડની સ્વતન્ત્ર હવામાંથી તાજા ઉતરી આવેલા ગવ્હર્નરના હકુમતનો લાભ મળશે એ એક લાભ; દિલ્હી અને એની આજુબાજુનો મુલક-પંજાબ રજપૂતાના વગેરે—જે રાજકીય તેમ જ અન્ય ઘણી જાતની કેળવણીમાં આજ સુધી પછાત રહ્યો છે તેમાં પ્રાચીન આર્યાવર્તનું, સિન્ધુ ગંગા યમુના અને સરસ્વતીના પ્રદેશનું, પ્રાચીન જીવન પુનર્જન્મ પામશે એ બીજો લાભ; હિન્દુસ્થાનનું પાટનગર એ કલાઇવ વૉરન હેસ્ટિંગ્ઝે ગમે તે રીતે જમાવેલી પરદેશી વેપારીઓની કોઠી નથી, પણ સત્ય ન્યાય દયા અને ઉદારતાના પાયા ઉપર રચાએલી આ દેશની સમૃદ્ધિમાં પોતાની સમૃદ્ધિ અનુભવનાર ખરી રાજધાની છે, એવી નવી સમજણ જાગશે, અને પરાધીનતાની સમજણમાંથી મુક્ત થઇ, જેવો પોતાપણાનો ભાવ હિન્દી પ્રજા અકબર પાદશાહ માટે ધરાવે છે તેવો ભાવ એ મહારાજાધિરાજ જ્યોર્જ માટે ધરાવશે—એ ત્રીજો અને સૌથી મ્હોટો લાભ.

ચોથા ઠરાવ બાબત વિવેચન કરવાની જરૂર નથી: પ્રજામતને માન આપવું એ પ્રાચીન કાળથી આ દેશમાં રાજાનો ધર્મ મનાયો છે, અને એ ધર્મ બજાવવો તેમાં રાજાની નિર્બળતા નહિ પણ ખરૂં રાજત્વ પ્રકટ થાય છે. એ રીતનું ખરૂં રાજત્વ પ્રદર્શિત કરીને નામદાર શહેનશાહે બ્રિટિશ રાજ્યને, 'લોકના આરાધનને વ્રત' રૂપે સ્વીકારનાર આપણાં પ્રાચીન રાજ્ય સાથે એકાકાર, સાંકળી દીધું છે. પ્રભુ એમને આ જાતનું રાજત્વ અધિક ને અધિક સંપાદન કરવાની મતિ અને અનુકૂળતા આપો એટલું કહી અમારી આ ટૂંક નોંધ સમાપ્ત કરીએ છીએ.

> "The old order changeth, yielding place to new,
> And God fulfils Himself in many ways."

આજથી આપણે બ્રિટિશ સામ્રાજ્ય સાથે વધારે આત્મ-પ્રતિષ્ઠા અને ખરા ભાવથી જોડાયા—એ સમજણના ચિહ્નન રૂપે અગે અમારા વાચકોની સેવામાં "બ્રિટિશ સામ્રાજ્ય"-ને લગતા ઘણા ઉપયોગી, જાણવા તથા મનન કરવા યોગ્ય વિષયો ઉપર ગુજરાતના સારા સારા વિદ્વાનોને હાથે લખાએલો એક ખાસ અંક—એક સારા પુસ્તક જેવડા કદનો—આઘ માસમાં રજુ કરીશું.

## પહેલાં ને હવે.

પ્રેમરને અમે ભમતાં હતાં,
        એક સમે ત્યાં રમતાં હતાં.

+ + +

અધુના વસીએ અમ સહુ દૂર દૂર,
        ક્યાં વસીએ, ક્યાં વસશું, કેમ—જાણીએ
                નહિ તે સુખ સુખ.

+ + +

નવરંગ કુસુમો ખીલતાં—
        કંઈ ભૃંગ જ્યાં ભમતાં હતાં,
મધુકુંજમાં સહુ સંપમાં
        સૌન્દર્યમય બનતાં હતાં,
જળભરી આંખે રહી
        અમ ચુંબતાં કંઈ હેતમાં,
રડતાં મુખો હસતાં હતાં,
        ત્યાં પ્રેમમાં—અતિ પ્રેમમાં.

+ + +

હવે તે શૃંગાર મીંડલડો વહી ગયો, વિલાઈ ગયો !
શૃંગાર ગયો, સૌન્દર્ય ગયું–વખત વીતતાં નષ્ટ થયું !

કાઠિયાવાડ,
તા. ૨-૮-૧૦. } ન્હાનાલાલ ચમનલાલ મ્હેતા.

# સ્ત્રીઓ-જુની અને નવી*

એક અંકી નાટક

પાત્રો.

| જુની. | નવી. |
|---|---|
| ક્લીઓપેટ્રા | હેલન ઑફ ટ્રૉય |
| ઝેન્ટીપી | મેરી ક્વીન ઑફ સ્કૉટ્સ |
| ઇલીઝાબેથ | જ્યુલીએટ |
| જોન ઑફ આર્ક | ઓફેલીયા |
| લ્યુક્રેશીઆ બોર્ઝીયા | ડેસ્ડીમોના |
| કેથરીન ડી મેડીશી | એમી રૉબ્સાર્ટ |
| કેથરીન પાર | મીસ પેનખર્સ્ટ |
| કેથરીન હ્યુ | |

## પ્રથમ અંક.

સ્થળઃ રોમમાં બૉર્ઝીયાના મહેલનો ઓરડો. પડદા, કોચ-પલંગ-વગેરે. લ્યુક્રેશીયા મધ્યમાં બેઠી છે: બીજી સ્ત્રીઓ કોઈ કોચમાં તો કોઈ પલંગમાં તો કોઈ ગાદી તકીયે અઢેલી પડી છે.

ઇલીઝાબેથ ( પૂર્ણ રાજ્યદમામથી )–લ્યુક્રેશીયા ! અમે તૈયાર છીએ. બધાંને એકચિત્ત થવા અને સભાનું કામ શરૂ કરવા હુકમ કરો.

ઝેન્ટીપી—હુકમ ! ખરેખર ! લ્યુક્રેશીઆની શી સત્તા છે કે હુકમ કરે ?

લ્યુક્રેશીયા—બ્હેન ! જરા વાર તો જીભને કાબુમાં રાખો. મહારાણીશ્રી બેઠાં છે તે વખતે આવું બોલવું ઠીક નહિ.

જોન—ઝેન્ટીપી ! વખત કીમતી છે તે શું નથી જાણતાં ! વારંવાર વચમાં માથું મારતાં ના. મ્હારો ઘોડો અધીરો થઈ ગયો છે ને હું આખી રાત એને અહીં રાખવા નથી માગતી.

મેડીસી—ચાલો ત્યારે કામ શરૂ કરો. મને સુસ્તપી રાખવું બીલકુલ ગમતું નથી.

---

* 'વસન્ત'ના વાચકોને ઉપર કથિત પાત્રોની ઓળખાણ આપવાની જરૂર નથી. વસન્તમાં આવતા લેખોનો, વસન્તના વાચકોનો, જેટલો પરિચય છે તે ઉપરથી એટલું કહી શકાય કે ઇંગ્લાન્ડ-યુરોપના ઇતિહાસમાં મશહુર થયેલી—તેમજ શેક્સપીઅરનાં સ્ત્રીપાત્રો, તે ઉપરાંત સફ્રેજીટની હીલચાલના સ્તંભરૂપ મીસ પેનખર્સ્ટ હેમને સુવિદિત હોવાંજ જોઇએ.

ભોગીન્દ્રરાવ.

કેથરીન પાર—ખરેખર ! માથાં શિવાય બીજું તમને દૂર રાખવું ગમતું નથી તે હું જાણું છું.

મેડીસી—જો હું ત્હમારી જગાએ હોઉં તો માથાં દૂર કરવાની ( ફાંસીની ) વાત સંભાઈ જ નહિ.

કેથરીન પાર—શા માટે ? હું મારૂં માથું અનેક રીતે સંભાળી શકી છું.

કલીઓપેટ્રા—બરોબર ! તમે ત્હમારી શોક્યો પાસેથી શિખામણ લીધી છે. હવે આજની સભાનું કામ ચાલવાનું છે કે નહિ ?

ઇલીઝાબેથ—કામ ઝડપથી ચલાવવા મ્હારા લૉર્ડ બર્લેને બોલાવું !

જોન—જો આપણે આપણું નહિ સંભાળીએ તો પેલી સફ્રેજીટો આપણી આગળ થઇ જશે. આપણે ગમે તે કરીયે પણ આપણો વરઘોડો એમના પહેલાં નિકળવો જોઇએ. જો આપણે અગાડી થઇશું તો લોકપ્રીતિ સંપાદન કરી શકીશું.

લ્યુક્રેશીયા—તું ખરેખરૂં કહે છે બ્હેન ! આપણે એકદમ શરૂ કરીયે. ( ઉઠીને ઇલીઝાબેથને નમે છે ) નામદાર મહારાણી અને સન્નારીઓ ! જે સ્ત્રીઓ પુરૂષો સાથેના સમાન હક્કને માટે લડાઇ કરી રહી છે ને જેઓમાં પોતાના હક્ક સાબીત કરવામાં બળ નથી તેઓએ ચલાવેલી ઢીલચાલ તોડી પાડવાના સારામાં સારા ઉપાયો ખોળવા આપણે આજ અત્રે મળ્યાં છીએ. ( બેસે છે )

કલીઓપેટ્રા—મૂર્ખ સ્ત્રીઓ !

ઝેન્ટીપી—કોઈ અકલવાન્ સ્ત્રીને તો વોટની જરૂર નથી. હું મારા દાખલાથી કહી શકું છું કે સોક્રેટીસને મારા મતનો કરતાં મને બીલકુલ હરકત આવતી નથી.

લ્યુક્રેશીયા—સ્ત્રીઓને મતનો હક ના આપવાનાં કારણ કહેશો ?

ઝેન્ટીપી—કારણ ! કારણ એટલું જ કે મ્હને જે જોઇએ તે મળે છે. મત કરતાં જીભમાં વધારે સત્તા છે.

ઇલીઝાબેથ—અમારૂં કારણ એટલું જ છે કે હલકા દરજ્જાના પુરૂષ પાસેથી જે સત્તા મળે તે કરતાં વિશેષ સત્તા અમારી પાસે છે. જો કોઈ અમને નાખુશ કરે, અમારી ઇચ્છાની સ્હામે થાય તો તેનું માથું ઉરાડી નાખવાની હમને સત્તા છે. એક ફટકો ને કામ પાર.

કેથરીન પાર—બ્હેન ! અમે ત્હમારા જેવાં ભાગ્યશાળી નથી કે સત્તા મળે.

ઇલીઝાબેથ—પણ મ્હારૂં મુખ્ય કારણ તો બીજું છે. પેલી ભીનીમુખી મેરી ક્વીન ઑફ સ્કોટ્સ સફ્રેજીટ છે. દુનિયા ઉંધી વળે તો પણ હું ત્હેની પક્ષમાં નહી જાઉં.

કેથરીન —આપનું કહેવું બરાબર છે; રાણીશ્રી મેરી બહુ જ ઇર્ષ્યાખોર છે ને ત્હેને પતિ તરફ તો માન જ

છલીઝાબેથ—કોણ? કેથરીન શ્રુ? ત્હમે ક્યાંથી? અમે તો એમ ધારતાં હતાં કે ત્હમે પણ સફ્રેજીટ હશો.

કેથરીન શ્રુ—પેટ્રુશીયોને પરણી નહોતી ત્યાં સુધી હું પણ સફ્રેજીટ હતી. હવે તે બળથી મને તાબે કરે છે તેના કરતાં નમ્ર અને ડહાપણરા થવાનો ડોળ કરવાથી હું તેને વધારે કબજે કરી શકું છું એમ મને લાગ્યું છે.

કેથરીન પાર—કેથરીન! ત્હમારૂં કહેવું ખરૂં છે. દુનિયાની અર્ધી સ્ત્રીઓ પોતાની સત્તા શેમાં છે તે જ સમજતી નથી. જો એટલું જ જાણતી હત તો કાંઇ જૂદો જ દેખાવ નજરે પડત. આવા ઘણા દાખલા મ્હેં જોયા છે ને મ્હેં ત્હેનો લાભ લીધો છે.

ક્લીઓપેટ્રા—ત્હમે તો નશીબદાર છો. એવા પાંચ દાખલા ઉપરથી બધાને અનુભવ મળતો નથી. ત્યારે ત્હમારૂં કારણ તો—

કેથેરીન પાર—હેંરીને સંભાળવામાં-હેંરીની સાથેના મ્હારા વ્યવહારમાં મ્હને 'વોટ' ની જરૂર પડતી નથી તો પછી બીજાની સાથેના વ્યવહાર માટે 'વોટ'ની જરૂર હોય એમ હું માનતી નથી.

ક્લીઓપેટ્રા—પુરૂષો ઉપર સત્તા ભોગવવામાં મ્હને કોઇ દિવસ હરકત નડી નથી. ઑકટેવીયસ વખતોવખત જીદી થતો પણ એની જીદમાં કાંઇ દમ નહોતો. અમારે 'વોટ' ની જરૂર છે એમ કહેનાર ખરેખર ગંભીર ભૂલ કરે છે.

જોન—હું ત્હમારા મતને મળું છું. ખરૂં જોતાં હું ઘણીવાર વ્યવહારકુશલ નથી પણ લડવૈયાનો પોષાક પહેરવામાં તેમજ શૂરવીરની માફક ઘોડા દોડાવવામાં મ્હને 'વોટ' ની જરૂર પડી નથી. તો પછી 'વોટ'નું ધાંધલ શું કામ જોઇએ!

મેડીસી—'વોટ' ની જરૂર નથી એ અભિપ્રાય સાથે આપણે એકમત છીએ. મ્હારે માટે તો જો કોઇ વસ્તુ કરવી હોય અગર કોઈ નાપસંદ પુરૂષને દૂર કરવો હોય તો મ્હારા સિપાઇઓને હુકમ આપો કે બસ-કામ પાર. સેંટ બાર્થોલોમ્યુની કતલ સંભારો! કેવું સફાઇથી કામ પુરૂં કર્યું હતું?

લ્યુક્રેશીયા—ત્હમારા મનથી તો ઉત્તમ કામ ખરૂં! પ્રપંચ અને યુક્તિથી કામ કાઢી લેવું મ્હને પસંદ છે. તેથી કામ સંતોષકારક થાય છે એટલું જ નહિ પણ ચોકસ થાય છે ને આપણને છાજે એવું જ નિવડે છે. જ્યાં ત્યાં પોતાનું નામ આગળ પાડવું એ દરેકને પસંદ હોતું નથી. અને જગતનો મ્હોંએ ઢાંકણું હોતું નથી એટલે ગમે ત્હેવી વાતો ઉરાડે છે. (બધાં ડોકું હલાવે છે.)

મેડીસી—વોટની સામે આપણી દલીલો જેટલી મજબૂત દલીલો સફ્રેજીટો આપી નહિ શકે એમ હું માનું છું (બધાં માથું ધુણાવે છે.)

ક્લીઓપેટ્રા—પ્રિય બ્હેનો! સફ્રેજીટોનાં કારણ કેવલ લુલાં છે.

કેથરીનપાર—અરે ! ત્હમે એમને ઓળખ્યાં નથી. એ તો ગમે તેમ કરી પોતાનો ફક્કો ખરો કરશે. એમને બીજાની મદદની જરૂર નથી. ત્હેમને વિવેક-મર્યાદાનો પણ બાધ નથી.

જેન્ડીપી ( ઉભા થઇને )—જેમ બને તેમ વ્હેલાં એ પતિંગ બંધ કરવું જોઇએ. હવે આપણે સમારંભ અને સવારી માટે ક્યાં મળવું એ નક્કી કરીયે. હું ધારૂં છું કે આપણે એક્રોપોલીસમાં મળીયે તો ઠીક. ઓલીમ્પીઅન રથો મેળવવા હું સરલ થઇશે. પેરીકલીસ મ્હને ના કહી શકે એમ નથી. ( બેસેછે )

કલીઓપેટ્રા—પેરીકલીસ સમજુ છે. પણ મ્હારા ધારવા પ્રમાણે નાઇલ નદી ઉપર વહાણ ઠીક થઇ પડશે એટલું જ નહિ પણ નવીનતા લાવશે. લોકોનું ધ્યાન આપણી તરફ ખેંચાશે અને મ્હને ખાત્રી છે કે આપણને ફતેહ મળશે.

કેથરીન ગ્રે—એ જગા સારી નથી. પેડ્યુઆમાં મળવું. મ્હારા સગાંવ્હાલાં ત્યાં રહે છે એટલે એમની મારફત લોકોમાં વગ ચલાવવી ઠીક પડશે.

મેરીસી—અરે નહિ. આમાંની એકેક જગા મોખરાની હોય એમ માનતી નથી. સેંટબાર્થોલોમ્યુની કતલ શરૂ થઇ ત્યાં એટલે લૌવરની બહાર સમારંભ થવો જોઇએ. એથી લોકો ઉપર જાદુઈ અસર થશે.

લ્યુક્રેશીઆ—ખરી વાત ! પણ અસર લાભદાયક થશે એમ કહેવાય નહિ. મ્હારા વિચાર પ્રમાણે ફોરમ ઠીક પડશે. એક તો નજીક; કહો તો એને બરાબર સાફ કરવું અને પડુ પડુ થતાં થાંભલા કાઢી નંખાવું.

ઈલીઝા બેથ—ત્હમારી સગવડ આવા સામાન્ય કાર્ય માટે અમે જોઇ શકીયે નહિ, ટાવર હીલ અમને તો યોગ્યમાં યોગ્ય-સારામાં સારી જગા લાગે છે. કદી સહેજીએ હરકત કરવા આવે તો કેદખાનું પણ પાસે એનો વિચાર કર્યો ?

કેથરીનપાર—ટાવર હીલ ! ના. એ તો નહિ જ. એનું નામ સાંભળતાં જ મ્હને કંપારી છૂટેછે.

ઇલીઝાબેથ—કેથરીન ! ટાવર હીલથી ત્હમારે ગભરાવાનું નથી. ત્હમને તો બે વખત ઉલટો લાભ થયો છે.

જેન્ડીપી—ટાવરહીલ ન હોત તો ત્હમે રાણી થયાં જ નહોત.

લ્યુક્રેશીઆ—બરાબર. પાંચમાંથી બે સ્ત્રીઓને દૂર કરવાનું કામ ટાવર હીલે કર્યું છે અને તેથી ત્હમને તો ફાયદો જ થયો. તો પછી ટાવર હીલને ત્હમે શું કામ નિંદો છો ?

કેથરીન પાર—નિંદો ! ખરેખર નિંદો જ.

ઇલીઝાબેથ—તે ગમે તેમ હોય પણ ટાવર હીલનો ત્હમારે તો ઉપકાર માનવાનો છે, અને તો પછી સવારી ચ્હડાવવાના સ્થાનક તરીકે ત્હમને વાંધો ન હોવો જોઇએ.

કેથરીન ગ્રુ—જોન કેમ કાંઇ બોલતી નથી.

જોન—ક્યાં મળવું હેને મારે મ્હને કાંઇ નથી. મ્હારે મન તો બધી જગા સરખી છે. માત્ર રૂમેનના બજારમાં ન મળીએ એટલે બસ. એ જગાને મારે મ્હને તિરસ્કાર છે.

કલીઓપેટ્રા—ગાંડી રે ગાંડી! હને તિરસ્કાર હોય એમાં નવાઇ નથી. ત્યાં હને સખ્ત ગરમી લાગી હતી નહિ વારૂં!

જોન—ગરમી! ગરમી એ શબ્દ જ યોગ્ય નથી.

ઇલીઝાબેથ—ચાલો રૂએનને માટીમાંથી કાઢી નાંખીશું પછી કાંઇ! ત્યારે ક્યાં મળીશું? ટાવર-હીલ જ ઠીક પડશે.

કેથરીન પાર—લંડનમાં મળવાનો મ્હને વાંધો નથી પણ ટાવર હીલ તો નહિ જ. લંડનમાં જ મળવું હોય તો ટાવરહીલને બદલે વેસ્ટમીન્સ્ટર હૉલ રાખીયે તો શું?

લ્યુક્રેશીયા—(ટેબલ ઉપરની ઘંટડી વગાડે છે)—ત્યારે વેસ્ટમીન્સ્ટર હૉલ નક્કી. દૂર પડશે પણ જનહિતના કાર્ય માટે શ્રમ પણ વેઠવો જોઇએ. (ગુલામ દાખલ થાય છે) નાસ્તો લાવ! (ગુલામ જાય છે ને મ્હેમાનો એક બીજાના સામું જુવે છે).

ઝેન્ટીપી (ઉભા થઇને)—વ્હાલી લ્યુક્રેશીયા! હું તો જાઉં. આટલું મોડું થશે એવી મ્હને ખબર નહોતી. સોક્રેટીસ આવશે ને મ્હને નહિ જુવે તો ગભરાશે.

લ્યુક્રેશીયા—જતાં પહેલાં કંઇક ખાધા વિના જવાય જ નહિ એમ જાણીને જ મ્હેં તૈયારી કરી રાખી છે. (સ્વાદિષ્ટ મીઠાઇ-ઉંચી દારૂ-ફળ વગેરેના થાટ ભરી ગુલામો આવે છે. દરેકના મ્હોં આગળ થાટ ધરે છે પણ કોઇ લેતું નથી.)

લ્યુક્રેશીયા—ઝેન્ટીપી! આગ્રહ કરાવવો છે? બોલી બોલીને થાક લાગ્યો હશે—ભૂખ લાગી હશે માટે ખાધાવિના નહિ જ ચાલે.

ઝેન્ટીપી—બ્હેન! ખરેખર હું દીલગીર છું કે નહિ ખાઇ શકું. હું બ્હેલી આવીશ એમ સોક્રેટીસને કહ્યું હતું. આજ રાતે એક્રોપોલીસમાં એમનું ભાષણ છે. અને શું કહેવું તે વિશે હજી મ્હારે વાત થઇ નથી.

લ્યુક્રેશીયા—કલીઓપેટ્રા! હમે તો ના નહિ જ પાડો. લ્યો આ શરબત-ઘેર બનાવેલો છે.

કલીઓપેટ્રા—ચા લાગે છે તો મજાનો. હમે ઘેર ઘણી સારી ચીજો બનાવો છો એમ સાંભળ્યું છે. પણ મ્હારા પ્રિય પ્રીરેમાઇથી દૂર જાઉં પછી મ્હને કાંઇ ભાવતું નથી.

લ્યુક્રેશીયા—કેથરીન! હમારે તો કાંઇને કાંઇ ખાધાવિના નહિ જ ચાલે.

કેથરીન ગ્રુ—હું ના પાડું એવી નથી તે હમે જાણો છો પણ પેટ્રુશીઓ મ્હારા ખોરાક માટે

બહુ ચોકસાઈ રાખે છે. મ્હને માફક ન આવે એવું ખાઉં તો એ મ્હીડાય છે અને એ મ્હીડાય એ મ્હને ગમતું નથી.

ઈલીઝાબેથ—કેવી નમુનેદાર પત્ની! (લ્યુક્રેશીયાને) મ્હને બધાં કરતાં શરબત પસંદ છે પણ હું હમણા જ જમીને આવી છું. ને તમે જાણો છો કે અમારાં ખાણાં કેવા ભારે હોય છે. માટે મ્હારાથી ખવાય એમ નથી. (ઉભાં થઇને) સાહેબજી! આજની સભામાં ખરેખર આનંદ આવ્યો.

જોન—ખરેખર આનંદ થયો. (બધાં ઉભા થાય છે) ત્યારે વેસ્ટમીન્સ્ટર હોલમાં મળવું એ નક્કી થયું. ઠીક! આવતા શનિવારે બરાબર ત્રણ વાગે.

કેથરીન બ્રુ—શનિ, રવિવારે હું બ્હાર જાઉં તે પેટ્રુશીયોને ગમતું તો નથી પણ આવા કામ માટે ના નહિ પાડે.

ઝેન્ટીપી—ના પાડે જ નહિ. સોક્રેટીસ કેવો ના પાડે છે જોઉં તો ખરી?

ઈલીઝાબેથ—વાર-વાવટાનું શું કર્યું?

ઝેન્ટીપી—સ્વતંત્ર હક વાળાં સફ્રેજીસ્ટોની સામે થવાને એક જ ઉત્તમ સૂત્ર છે અને તે સૂત્ર આપણા વાવટા ઉપર મ્હોટા અક્ષરે રાખીશું "વોટ કરતાં જીભમાં વધારે સત્તા છે."

કેથરીન પાર—એ સૂત્ર વાવટા ઉપર હું ભરી આપીશ. (આગળ આવીને) લાવો તો! એક વાવટો હું આલીશ.

ઈલીઝાબેથ—કેથરીન "યોગ્ય હોય તે જ નભી શકે છે" એ સૂત્ર ત્હમારે માટે છે. (કેથરીન મ્હૉ ફેરવે છે.)

મેડીસી—"કહેવા કરતાં કરી દેખાડવું" એ મ્હારૂં સૂત્ર છે. કહેવા કરતાં કરી બતાવીને મ્હેં બહુ કામ કર્યાં છે.

જોન—મ્હારૂં પણ એમ જ છે. પણ તેતો સફ્રેજીસ્ટનું સૂત્ર છે માટે આપણે બીજું સૂત્ર જોઇએ.

લ્યુક્રેશીયા - સફ્રેજીસ્ટનું કાંઇ પણ આપણને ખપે નહિ. માટે ઝેન્ટીપીએ બતાવેલું સૂત્ર યોગ્ય છે. "વોટ કરતાં જીભમાં વધારે સત્તા છે" (બધાં ઉભાં થાય છે.)

લ્યુક્રેશીયા—આજની ખુશાલી ખાતર મદિરાનો એક પ્યાલો નહિ લ્યો! જોન! તું લે.

જોન—ના. માફ કરો. મ્હારી હિમ્મત નથી. મારે મ્હારી વૃત્તિઓ ઉપર અંકુશ મુકવો પડે છે જેથી મ્હારૂં વજન પડે. લ્યુક્રેશીયા! કોઇને મ્હારો ઘોડો લાવવા કહેશો!

લ્યુક્રેશીયા—(ગુલામોને) ઘોડાવાળાને ખબર કરો કે જોન ઑફ આર્ક તૈયાર છે. (ગુલામો નીચા નમી તાટ લઇ જાય છે.)

કેથરીન ગ્રે—જોન ! સ્વારીમાં તું ઘોડા ઉપર બેસીશ !

જોન—તો એથી જૂદી જ અસર થશે. તમે શું ધારો છો !

ક્લીઓપેટ્રા—સફ્રેજીટોએ થોડા વખત ઉપર એમની સવારીમાં હને બોલાવી હતી તે તું ભૂલી જાય છે ? તું સફેદ લુગડાં પહેરી ઘોડા ઉપર બેઠી હતી.

જોન ( ફીકી પડે છે )—હું ! સફ્રેજીટો ભેગી !

ઝેન્ટીપી—હા. તું ! તું જાતે નહિ હોય પણ હારા જેવું હતું. કર્તવ્ય માટે–ઉચ્ચ હેતુ માટે આત્મભોગ આપનાર નમુનેદાર સ્ત્રી તરીકે હારો વેશ કોઇએ લીધો હતો.

જોન—સફ્રેજીટની સવારીમાં હું–ને હું જાણતી નથી.

કેથરીનપાર—હમે હમારી જંજાળમાં પડ્યાં હશો એટલે ખબર નહિ પડી હોય.

જોન—( ગુસ્સે થઇને )—પોતાની ઇચ્છાઓ પાર પડે એટલા માટે વોટ જેવી હલકી વસ્તુ માટે દુરાગ્રહ કરનાર નબળાં મનની, ક્ષુદ્ર, ચુગલીખોર સ્ત્રીઓમાં હું ! આવી ઉદ્ધતાઇ મ્હેં કાંઇ જોઇ નહોતી. હું ! સફ્રેજીટો ભેગી ! એ બને જ કેમ ! ( લમણે હાથ દઇ બેસે છે !

ઇલીઝાબેથ—જોન ! જશ તો ખાનગરો છે. આપણે માટે શું શું કહેવાય છે એ માત્ર પ્રભુ જ જાણે છે. બીજાઓ આપણને જુએ છે એમ આપણે આપણી જાતને જોઇ શકતા હોત તો !

કેથરીનપાર—તેમ થતું હત તો એક બીજા મળાત નહી.

ઇલીઝાબેથ—એવા ખોટા ખોટા વિચાર ન કરો ! મ્હારા પિતાએ હમારે માટે એવો હલકો અભિપ્રાય બાંધ્યો જ નહોતો. એમ હતતો કોઇની સાથે વાત કરવી ગમત જ નહિ ( કેથરીન પાછુ જુવે છે. )

એક ગુલામ આવી સ્યુકેશીઆના કાનમાં કહે છે.

સ્યુકેશીઆ—જોન–આપનો ઘોડો તૈયાર છે. જોન ઉભી થાય છે ને નમન કરે છે. તો હવે શનિવારે મળીશું.

ક્લીઓપેટ્રા—વાર ત્યારે ! શનિવાર સુધી સાહેબજી ! પેલા સફ્રેજીટોને એમને એમનું કહી લેવા દો.

સ્યુકેશીઆ—સફ્રેજીટોને હાંકી કાઢો—

બધાં—સફ્રેજ ન જોઇએ.

---

## અંક બીજો.

સ્થળ—લંડનમાં સેંટ ક્લેમેન્ટની ઇનમાં એક ઓરડો. ટેબલ ઉપર કાગળ–ખડીયો હોલ્ડર વગેરે પડયાં છે. એક મેજ સામી ખુરશીઓ ખીચોખીચ ગોઠવી છે. ભીંત ઉપર સુરંગ-ટનલ વગેરેના નકશા લટકાવેલા છે. બારણામાં પેસતાં જ "બીઓને માટે મત" એવું મ્હોટા અક્ષરે લખેલો કાગળીયો ચોઢયો છે. અંદર મીસ પેન્ખર્ટ કોઇની સાથે ટેલીફોનમાં વાત કરતી સંભળાય છે.

**મીસ પેનખર્ટ**—હં-હં! કોણ હશે! ઠીક! આતો ક્રીસ્ટાબેલ. ના. હવે હમણાં મ્હારાથી નહિ અવાય. થોડીવારમાં અહીં એક અગત્યની સભા ભરાવાની છે, કેમ્યુ! હમે! હા. કૈક્સ્ટન હોલમાં ફરી એકવાર–ઠીક કામ પાર પડે એટલે છુટ્યાં. ( ઘંટી વગાડી ટેલીફોન બંધ કરે છે. એક દાસી બારણું ઝાલી રાખે છે ને મીસ પેન્ખર્ટ બ્હાર આવે છે ).

**દાસી**—( આવીને )—મીસ હેલન ઑફ ટ્રોય.

મીસ પેનખરટ મીસહેલન ઑફ ટ્રોયની સાથે શેકહેન્ડ કરે છે.

**મીસ પેનખર્ટ**—આટલે દૂરથી આવી ખરેખર ઉપકાર કર્યો. હમારા આવવાથી હું બહુ જ ખુશી થઇ છું.

**હેલન**—એમાં શું! મ્હારે આવવું જ હતું. વોટ મળવાથી મ્હને લાભ છે. ( આસપાસ જુવે છે ) ( તિરસ્કારથી ) આ કોનો મહેલ છે?

**મીસ પેનખર્ટ**—આતો આપણી કમીટી રૂમ છે.

**હેલન**—પણ અહીં કોચ કે પલંગ દેખાતો નથી. હમે શેના ઉપર આડાં થાઓ છો?

**મીસ પેનખર્ટ**—નોન્સેન્સ. કામ કરતી વખત સૂવાતું કે આડા પડાતું હશે! ખુરસીજ સારી.

**હેલન**—ખુરસી! ખુરસી શું? ( મીસ પેન્ખર્ટ એક ખુરસી લાવી બતાવે છે ) આ ખુરસી! એને શું કરશો છો?

**મીસ પેન્ખર્ટ**—બેસીએ છીએ. જુઓ આમ ( બેસે છે ).

**હેલન**—આમ સીધા બેસી રહેવાતું એ તે કેમ ફાવે! પાંચ પાંચ સાત સાત કલાક એમ ઠુંઠા માફક બેસી રહેવાતું કેમ બને! મ્હારાથી તો ન જ બને. ( ટેબલને જોઇને ) આ ઠીક-કોઇની ગરજ સારે એમ છે. હું તો આના ઉપર પડું છું ( ટેબલ ઉપર પડે છે. )

દાસી—ઓફેલીયા, જ્યુલીએટ અને ડેસ્ડીમોનાને લઇ દાખલ થાય છે.

દાસી—ડેન્માર્કની મીસ ઓફેલીયા; વેરોનાંની મીસીસ જ્યુલીએટ અને વેનીસની મીસીસ ડેસ્ડીમોના.

મીસ પૈનખર્સ્ટ—બધાને આવકાર આપી શેકહેન્ડ કરે છે ને દાસી જાય છે.

મીસ પૈનખર્સ્ટ—કેમ છે! શરીરે તો સુખી છોને! તમને બધાંને જોઇને આનંદ થાય છે બેસો બેસો-નિરાંતે થાક ખાવ. (બધાં મેજ પાસે બેસે છે.) બીજાં આવે એટલે કામ ચલાવીએ. (કાગળો ગોઠવે છે.)

જ્યુલીએટ—કોણ! હેલન! દેખાય છે તો આનંદમાં.

હેલન—ફિકર એટલું દુઃખ ન માનવું. આવા સાજ હોય ઉપર જન્મારામાં સતી નથી

ઓફેલીયા—તો ત્યાં શું કામ સતી છે! આવને! બેસ અહીંઆ.

હેલન—(ગભરાઇને)-ખુરસી ઉપર સોટા જેવી બેશી રહું! તે નહિ બને.

ડેસ્ડીમોના—કેમ વિરૂદ્ધપક્ષ જોરમાં છે કે!

મીસ પૈનખર્સ્ટ—ખબર નથી. અફવા સંભળાય છે પણ અફવા ઉપર વિશ્વાસ રખાય નહિ. હેમના પહેલાં આપણે સમારંભ કરી જોઇએ.
મેરી ક્વીન ઓફ સ્કોટસ અને એમી રોબ્સાર્ટને લઇ દાસી દાખલ થાય છે.

મીસ પૈનખર્સ્ટ (શેક હેન્ડ કરી)—ઠીક કર્યું આવ્યાં તે. બેસો. (બેઠા પછી) હવે કામ શરૂ કરીયે. (કાગળોનો ગોઠવી હાથમાં હોલ્ડર રાખી) આપણા પક્ષની તરફેણમાં શી શી દલીલો છે તે પહેલાં જાણવી જોઇએ. ક્વીન મેરી! મહેરબાની કરી તમારા વિચાર જણાવશો! સ્ત્રીઓને વોટ આપવા જ જોઇએ એવો તમારો મત છે. શા માટે તે જણાવશો!

મેરી—કારણ એટલું જ કે ફાંસીએ જવામાં મત પૂછાતો નથી મારે. સ્ત્રીઓની સ્વતંત્રતા માટે એ મ્હોટામાં મ્હોટી દલીલ છે. (મીસ પૈન્ખર્સ્ટ લખે છે.)

ડેસ્ડીમોના—આપ નામદારના વિચારને હું અક્ષરશઃ મળું છું. જો મ્હને વોટ હત તો મ્હારા સબંધમાં જૂદી જ સ્થિતિ થાત. મ્હને પૂછ્યા સિવાય મ્હારા ઉપર એક પછી એક ઓશીકા નંખાય તે ઠીક નહિ. ફીરહાબેલ-એલબજે.

મીસ પૈનખર્સ્ટ—એમાં નવાઇ નથી. એમી! તમારે શું કહેવું છે!

એમી—મ્હારે બીજું કાંઇ જ કારણ નથી. ઈલીઝાબેથ સામા પક્ષમાં છે એ ખબર મળ કે તરત જ હું અહીં આવી.

મેરી—બહુ સારૂ કારણ! એમી! મ્હારા જેવું જ ને એક જ વિચારથી પ્રેરેલું.

ઇલીઝાબેથ—તું મ્હને એવું કહેનાર કોણ ! ઉદ્ધત છોકરી ।

( બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલે છે. કોઈ વાળ ખેંચે છે કોઈ ધક્કા મૂકી કરે છે એટ-લામાં મ્હોટેથી બ્યુગલ વગાડતો હાથમાં કાગલ લઈ દૂત આવેછે. ત્હેની પાછળ ત્રણ ચંડાલ આવે છે. એકના હાથમાં ચાપીયો છે. બીજાના હાથમાં કુવાડી છે ને ત્રીજાના હાથમાં તરવાર છે. રણસિંગડાનો અવાજ સાંભળતાંજ યુદ્ધ બંધ થાય છે. સઉ જ્યાંને ત્યાં ઉભાં રહે છે.)

દૂત ( ક્રોધથી ) સુલેહના ભંગ કરનારાંઓ ! ત્હમે આ શું ધાંધળ મચાવ્યું છે ।

મીસ પેનખર્સ્ટ—અમે સફ્રેજીટ છીએ અને વોટ માટે અમારા હક સાબિત કરીએ છીએ.

હ્યુકેશીઆ—અમે એન્ટી-સફ્રેજીટ છીએ. વોટ વગર પણ અમે સત્તા ધારણ કરીએ છીએ એ અમે બતાવીએ છીએ.

મીસ પેનખર્સ્ટ—સફ્રેજીટ ! ત્હમે ત્હમારા વાવટા નીચે જાઓ !

હ્યુકેશીયા—ઍન્ટી-સફ્રેજીટ ! ત્હમે ત્હમારા વાવટા નીચે જાઓ ! ( સઉ પોતપોતાના પક્ષમાં જાય છે. )

દૂત—સફ્રેજીટ તેમજ ઍન્ટીસફ્રેજીટ ! ત્હમે બન્ને કાયદાની નજરમાં સરખાં જ છો. પ્રધાન મંડળે આજ નવો જ કર (તમામ ચિંતાતુર અથવા ક્રોધિત લાગે છે) ફરજીયાત કર નાખ્યો છે. સ્ત્રીઓના ડ્રેસ એલાવન્સ ઉપર આ કર નાંખવામાં આવ્યો છે ( બધાં આભાં બને છે ) નામદાર રાજાને પૈસાની બહુ જ જરૂર પડી છે અને તેટલા માટે હાલને હાલ કર આપી દેવા ત્હમને વિનતિ કર-વામાં આવે છે. જેઓ ના પાડશે તેમના ઉપર ફરજ પાડવામાં આવશે. ( ત્રણ ચાંડાલો તરફ આંગળી કરે છે. )

મીસ પેનખર્સ્ટ—પ્રતિનિધિ મોકલવાનો હક આપ્યા શિવાય કર નાંખવાનો શો અધિકાર છે ? કદિ નહિ. એ બને જ નહિ.

ઇલીઝાબેથ—શું ! ડ્રેસ એલાવન્સ ઉપર કર ! એમ જ હોય તો હું સફ્રેજીટ થવું વધુ પસંદ કરીશ,

એન્ટી-સફ્રેજીટ—( એક પછી એક ) તો હું પણ સફ્રેજીટ થઇશ.

ક્લીઓપેટ્રા—મારું ડ્રેસ એલાવન્સ ! કેવું મૂર્ખાઈ ભરેલું ! આજ એના ઉપર કર તો કાલે કોના ઉપર કર નાંખશે તે કોણ જાણે ! કાલે આ મોતીની માળા ઝુંટાવી લેશે ને કહેશે કે ' ટાનીક ' માટે મોતી જોઇએ છીએ.

હ્યુકેશીયા—( મીસ પેનખર્સ્ટ પાસે જઈ ત્હેનો હાથ પકડી ) આ ગેરવ્યાજબી કરની સામે થવા આપણે એક થઇએ,

( એન્ટીસફ્રેજીટ–સફ્રેજીટ સાથે મળે છે ને ઇલીઝાબેથ મેરી પાસે જાય છે. )

બ્રેન—ખસો–એકદમ દૂત ઉપર ધસો.

( દૂત ન્હાસી જાય છે.)

કૈથરીન પાર—હેરીને આપણા વિચારો કરવા હું એકદમ ઘેર જાઉં છું.

લ્યુક્રેશીયા—પોપ્સ હજી પણ છે પણ તેઓ હવે મ્હને કાંઈ કહી શકે એમ નથી. મ્હારે ને પોપને કાંઈ લેવા દેવા નથી.

મીસ પેનખર્સ્ટ ( ઝેન્ટીપીને )—જો તમે પેરીક્લીસને સમજાવી શકો એમ હો તો હું એસ્ક-વીથને સંભાળી શકીશ.

ઝેન્ટીપી—એટલું થાય તોએ બસ. ( એન્ટીસફ્રેજીટ ભેગાં થઈ ગાય છે. )

જ્યારે અમારી પાસેથી અયોગ્ય કર લેવાનો હુકમ થયો છે ત્યારે અમને લાગે છે કે તમે સામા થાવ છો તે યોગ્ય જ છે. જો અમને આમાંથી જ છૂટકારો મળતો હોય તો તો વોટ માટે અમે તમારાં જેટલાં જ ઉત્સુક છીએ. કારણ એટલું જ કે આજથી અમે એન્ટી–સફ્રેજીટ નથી પણ એક જ જાતની હંસણીનો બીજો પક્ષ છીએ.

( બન્ને પક્ષ ભેગા થાય છે. લ્યુક્રેશીયા અને મીસ પેનખર્સ્ટ મધ્યમાં રહે છે. બન્નેના હાથમાં સફ્રેજીટનો વાવટો છે. એન્ટી–સફ્રેજીટો પોતાનો વાવટો ફેંકી દે છે. ને બન્ને પક્ષ સાથે ગાય છે. )

જો હંસને હક મળતા હોય તો
હંસણીને પણ મળવાજ જોઇએ.
જો અમારાં વર્તન અયોગ્ય હોય તો
એમાં હમારો શો દોષ ?
ગમે તો સલાહ સંપથી લેવા દો
અગર મુક્તિ તોફાનથી લેવા દો.
પણ સમાન હક મેળવવા
આખરે વિજયી થઇશું.

વીલર વીલા,
સાન્તાક્રુઝ
કાર્તિક સુદ ૧ ૧૯૬૮

ભોગીન્દ્રરાવ ર. દીવટીયા.

# કવિ કાલિદાસનો કાળ.

ભારતભૂષણ કવિવર કાલીદાસ કયા શકમાં વિદ્યમાન હતા એ શોધી કાઢવું આજે કઠિન જણાય છે. આ વિષય પરત્વે નહિ કંઈ, કવિવરે સ્વયંરચિત કોઈ પણ ગ્રંથમાં જણાવ્યું, કિંવા નહિ કોઈ અન્ય વિદ્વદ્વરે આલેખ્યું. પ્રાચીન ભારતવર્ષીય વિદ્યાવિશારદોનું વલણ ચરિત્ર લખવામાં નહિ દોરાયલું હોવાથી આ પ્રકાર બનવો સાહજિક છે " હજારો આવ્યા અને હજારો ગયા " એ લોકોક્તિના આધારે " આપણને શી આવશ્યકતા છે કે એવા કવિ–લેખક–શૂરવીર–રાજા મહારાજા કિંવા અન્ય કોઈ આદર્શનીય પુરૂષર્ષભોની જીવન લીલા ચીતરવી જોઇએ ? આપણને એમાં શી હાંસલ છે ! " આવા સ્થૂલ વિચારે આપી સાહિત્યના એક જીવનલીલા નામના પ્રવાહપ્રતિ પ્રાચીન વિદ્યાવિશારદોએ પ્રમાણ કીધું નહિ એમ માની શકાય છે.

એ તો સુપ્રસિદ્ધ છે કે કવિવર કાલિદાસ વિક્રમાદિત્યનાં નવરત્નો પૈકી એક હતા. ફક્ત મંડળ પૈકી પોતે વળી અગ્રગણ્ય હતા. धन्वन्तरिक्षपणकामरसिंहशंकु આદિ પદમાં જે નવ વિદ્વાન છે તે સમકાલીન નહિ હતા. વરાહમિહિર ( કાલિદાસના સમકાલીન ) નામના એક કવિ " પંચસિદ્ધાન્તિકા " નામનો એક ગ્રંથ તેમાં લખી જણાવે છે કે " આ પુસ્તક મેં શક ૪૨૭ અર્થાત્ ૫૦૫ ઈ. સ ના સાલમાં ઇસસમ કીધો છે. અતએવ જનસમૂહ, " કાલીદાસ ૫૭ વર્ષ ઈ. સ. પૂર્વે અવન્તિકાધીશ ( સાંપ્રત ઉજ્જૈનના ) વિક્રમાદિત્યના દરબારમાં હતા " એમ માન્યતા ધરાવે છે તે એક ભ્રમ છે. કાલીદાસ વિક્રમાદિત્યના સભામાં હતા એતો નિરસંશય છે; કિન્તુ ૫૭ વર્ષ ઈ. સ. ની પૂર્વે તો નહિજ. પણ શતાબ્દીના મધ્યમાં વિક્રમાદિત્ય નામના એક નૃપ અવન્તિકાના રાજ્યકર્તા હતા, તેના સમયમાં આ કવિ હોય એમ મનાય છે. આ વિક્રમાદિત્ય મૂળ વિક્રમાદિત્યના સગોત્ર હતા એ ઉત્તર વિવેચનમાં જણાશે.

કેટલાએક મહાશયો એમ પણ સગર્વ જણાવે છે કે કવિ કાલીદાસ કોઈ રાજા મહારાજાના આશ્રિત નહિ હતા. ગુપ્તવંશી કોઈ વિક્રમાદિત્ય શાસન સમયમાં નિશ્ચય કરીને હતા. હા! હમે એ માનીએ છઇએ કે કવિવરે અવંતિકામાં ઘણા દિવસ વ્યતીત કીધા હતા. યદિ કવિ સ્વયં રાજાશ્રિત હોત તો, અભિજ્ઞાન શાકુન્તલ, કુમારસમ્ભવાદિક ગ્રંથો પૈકી કોઈપણ ગ્રંથ નૃપાર્પણ કેમ ન કરત ? કોઈ પણ ગ્રંથ નૃપાર્પણ થયો નથી એજ પૂરતી પ્રતીતિ છે કે કવિ રાજાશ્રિત નહિ હતા.

અસ્તુ ! કાલિદાસના કાલ પરત્વે આજે ભિન્ન ભિન્ન વિચારો પ્રાદુર્ભૂત થયલા જણાય છે. એકના વિચારો દ્વિતીયના વિચારોમાં ભળે છે. કોઇકના તો, વિચારો મધ્યે પ્રસંગાંતરતા હોવાથી ગગનના મેઘમંડળવત્ અંબર સાથે અથડાઅથડી કરી ગર્જના કરતા પણ જણાય છે. અગણિત સંદિગ્ધ મતો પૈકી " કોણ સત્ય ને કોણ અસત્ય " એ ઠેરવવું હાલ કઠિન કાર્ય પડતું છે; તથાપિ મતદર્શકો અને મતાનુયાયીના કેટલાક મતોનો ઉલ્લેખ અત્ર કરીયે તો તે અસ્થાને ... નહિ

પાશ્ચાત્ય સંસ્કૃતકોવિદ સર વીલીયમ જોન્સ અને ડૉ. પીટર્સનના મત એ છે કે; " કવિ ૫૭ વર્ષ ઇ૦ સ પૂર્વે અવંતિકાધીશ વિક્રમાદિત્યના દરબારમાં બિરાજતા હતા. કવિ કાલિદાસના કાવ્યો જોઈ કવિ અશ્વઘોષે પોતાનાં કેટલાંએક કાવ્યો બનાવ્યાં છે. તેમાં કાલિદાસના કેટલાંએક ચરણો જેવાંને તેવાં અસલ સ્થિતિમાં વિના રૂપાંતરે ગોઠવી દીધાં છે. આ અશ્વઘોષ નામના કવિ પ્રથમ શતાબ્દીમાં વિદ્યમાન હતા. આ હકીકત ઉપરથી અને વિશેષતઃ યુક્તિપૂર્ણ કલ્પનાઓ વડે પુણાના પંડિત નન્દર્ગીકર પણ એમજ માને છે કે કવિ કાલિદાસ ૫૭ વર્ષ ઈ. સ. ની પૂર્વે વિદ્યમાન હતા.

કવિ અશ્વઘોષ પ્રણીત બુદ્ધચરિત અને કાલિદાસના કાવ્યોની સમાનતા પરત્વે કલકત્તાના માન્યનીય મી૦ એ૦ સી૦ ચેતર્જી એમ. એ, પી. એલ. જણાવે છે કે " જેમ પાશ્ચાત્ય કવિવર શેક્સપીયરના વિચારો પૌર્વાત્ય કવિભૂપણ કાલિદાસને બહુધા મળતા આવે છે તેમ પૌર્વાત્યના જ એ શારદસંતાનો વિચારમાં ક્વચિત્ મળતા આવે એમાં કંઈ વિસ્મયતા નથી. અશ્વઘોષે કંઈ કાલીદાસ ભણીને કાવ્યો કીધાં હોય એમ સમજશક્તિમાં ઉતરતુ નથી. " આ દલિલ વિરુદ્ધ એક શંકાનો આવિર્ભાવ થાય એ સ્વાભાવિક છે. ઉક્ત શંકા આ છે. સમકાલીન કવિઓ કિંવા એક તદનંતર દ્વિતીય થનારા સારંગાધિપતિ (સારંગ = મોર + અધિપતિ=આરૂઢ થનાર. મોરપર આરૂઢ થનાર સરસ્વતિ છે એવું દાર્શનિકો જણાવે છે.) ના સેવકો વિચારમાં મળતા આવે એ શક્ય ખરૂં; કિન્તુ એક કવિના શ્લોકાર્ધ અને પદ વાક્યો સાક્ષાત્ દ્વિતીયમાં દર્શન દે તે શુ અનભ્યાસે બનવું સંભવિત છે? અસ્તુ। આ વિષય નિર્ણયાર્થે સાંપ્રત વિદ્વજ્જનોના કોમળ પણ શાલ્મિક (અનુભવિ) કરાંબુજમાં સમર્પણ કરૂં છું.

ડૉ. વેબર, લાસન, જેકોબી, માનિયર વીલીયમ્સ અને મી. સી. એચ. ટાનીના એવા મતો જાહેરમાં મૂકાયા છે કે કાલીદાસ દ્વિતીયથી ચતુર્થ શતાબ્દી દરમ્યાન વિદ્યમાન હતા. કવિના ગ્રંથોની ભાષા-વર્ણન પ્રભૃતિ સૂક્ષ્મરીતે તપાસતાં સિદ્ધ થાય છે કે આ શતક પૂર્વેની કવિની ભાષા જણાતી નથી. અતએવ કવિ પણ આ શતક પૂર્વે નહિ હતા.

વત્સભટ્ટિકૃત એક કવિત્ત શીલાપર કોતરેલું અધુના પ્રાપ્ત થયું છે; જેમાં માલવ સંવત્ ૫૨૯ અર્થાત્ ૪૭૩ ઈ. સ. અંકિત જણાય છે. આ કવિત્ત કવિ કાલીદાસનાં કાવ્યો સાથે બહુધા મળતું આવે છે. ભાષા પણ સરખી જણાય છે. અતએવ અધ્યાપક ગુરુધાનલાચાર્યનું એવું અનુમાન છે કે કવિ કાલીદાસ પંચમ શતકના કવિ હતા. વિન્સેંટ સ્મિથ પણ આજ શતકને પ્રમાણભૂત ગણે છે. ડૉ. ભાઉદાજી " માતૃગુપ્તનું દ્વિતીય નામ કાલીદાસ હતું. અને તે યશોધર્માન્ વિક્રમાદિત્યના સમયમાં વિદ્યમાન હતા. આ યશોધર્મન્‌નો કાળ પંચમ શતાબ્દીનો અંતિમ ભાગથી ષષ્ટ શતાબ્દીનો પ્રથમાર્ધ પર્યંત છે. એટલે કવિ ષષ્ટ શતાબ્દીમાં વિદ્યમાન હોવા જોઈએ. " આવી માન્યતા ધરાવે છે. દક્ષિણના શ્રીયુત પંડિત કે. બી. પાઠકે પણ આજ શક નિશ્ચય કીધો છે. ડૉ. ફ્લીટ, ડૉ. ફેરગ્યુસન, ભારતમાન્ય ડૉ. રોમેશચંદ્ર દત્ત અને પંડિત હરિપ્રસાદ શાસ્ત્રી પણ આ મતના પિષ્ટ પોષકો છે.

એવમ્ ભિન્ન ભિન્ન લેખકોએ તથા સંશોધકોએ ભિન્ન ભિન્ન કલ્પના કરી ભિન્નભિન્ન

શતકો જાહેરમાં મૂક્યા છે. કાલીદાસના સમયના પ્રતીતિપ્રદ ઐતિહાસિક વૃતાંત અપ્રાપ્ય હોવાથી આમ થવા કારણ મળે છે. આ કારણોથી સાંપ્રત વિદ્વાનોને માત્ર ગ્રંથની ભાષા ઉપરજ મુખ્ય આધાર રાખવો પડે છે. યાવત્ પ્રતીતિપૂર્વક પ્રમાણો પ્રાપ્ય થાય નહિ, તાવત્ આવા-પ્રકારના કલ્પિત શતકો સંશોધકો તરફથી ભવિષ્યમાં પણ મૂકાતા જશે!

બે ત્રણ વર્ષ પૂર્વે, બહુધાતો ઈ. સ. ૧૯૦૯ માં લંડનની રૉયલ એશીયાટીક સોસાયટીના જનરલ ડૉ. હાર્નેલે, મિ. વિન્સેંટ સ્મિથ આદિ ભારત સાહિત્યના વિદ્વાનો સમક્ષ "કવિ કાલીદાસનો કાલ" વિષય પરત્વે એક ભાષણ આપ્યું હતું. રઘુવંશ કાવ્યમાંથી "સ્કન્દ" "કુમાર" "સમુદ્ર" આદિ શબ્દો ઉદ્ધૃત કરી "સ્કન્દ ગુપ્ત" "કુમાર ગુપ્ત" અને "સમુદ્ર ગુપ્ત" એવા અર્થો ક્રમશઃ બતાવ્યા છે. આ શબ્દો શ્લિષ્ટ પદાત્મક હોવાથી દ્વયર્થિક છે. ડૉ. હાર્નેલના આ શબ્દોના અર્થ શોધનથી સાંપ્રત વિદ્વાનોમાં નુતન ગડભગ્ધ્યાયનો પ્રાદુર્ભાવ થયો છે. કોઈ કહે કવિ કાલીદાસ દ્વિતીય ચંદ્રગુપ્તના સમયમાં હતા. કોઇ કહે કુમાર ગુપ્તના સમયમાં હતા. કોઈ કહે સ્કન્દ ગુપ્તના સમકાલીન હતા અને કોઇ કહે યશોધર્મન્ વિક્રમાદિત્યના સમયમાં હતા.

(૧) ચન્દ્રગુપ્ત પ્રથમ (વિક્રમાદિત્ય) મૃત્યુ ૩૨૬ ઇ. સ.

(૨) સમુદ્રગુપ્ત. શાસનકાળ. ૩૨૬–૩૭૫ ઇ. સ.

(૩) ચન્દ્રગુપ્ત દ્વિતીય (વિક્રમાદિત્ય) શાસન કાળ. ૩૭૫–૪૧૩ ઈ. સ.

(૪) કુમાર ગુપ્ત<br>(૫) સ્કન્દ ગુપ્ત } શાસનકાળ ૪૧૩–૪૮૦ ઈ. સ.

(૬) નરસિંહ ગુપ્ત<br>(૭) યશોધર્મન્ (વિક્રમાદિત્ય) } શાસનકાળ ઇ. સ. પંચમ શતાબ્દીનો અંત અને ષષ્ટ શતાબ્દીના પૂર્વાર્દ્ધ પર્યંત.

એવમ્ રાજાઓના નામ તથા કાળ આપી ડૉ. હાર્નેલ જણાવે છે કે આ રાજાઓ પૈકી છ રાજાઓની રાજ્ય ગાદી પુષ્પપુર વા પટનામાં હતી; કિન્તુ અંતિમ રાજાની રાજ્ય ગાદી અવંતિકામાં હતી. આ અંતિમ રાજા યશોધર્મન્ ગુપ્ત રાજાઓના કરદ (ખંડીઆ) રાજા હતા, પરંતુ ગુપ્તોની શક્તિ ક્ષીણત્વને પામતી જતી જોઈ પોતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી અવંતિકામાં રાજ્ય ચલાવવા લાગ્યા. આ રાજાઓ પૈકી પ્રથમ, દ્વિતીય તથા સપ્તમ રાજાઓએ વિક્રમાદિત્ય ઉપમા ધારણ કીધી હતી કારણ કે જ્ઞાન અને બળ માટે મૂળ વિક્રમાદિત્ય જેવા પંકાયા હતા તેવાજ તેમને તેમની પ્રજા ગણતી હતી. ડૉ. હાર્નેલ આ પ્રકારનો વૃતાંત આપી એમ મનાવે છે કે ઉજ્જૈનાધિપતિ યશોધર્મનના સમયમાંજ કવિ કાલીદાસ હતા. ૫૭ વર્ષ. ઇ. સ. પૂર્વે વિક્રમાદિત્ય નામનો કોઇ પણ રાજા રાજ્ય કરતો નહિ હતો. જે ભાષા, અલંકાર તથા રચના કાલીદાસના ગ્રંથો દર્શણ આપે છે તેવા દર્શણ આપતા કોઇ પણ ગ્રંથ ૫૭ વર્ષ ઈ. સ. પૂર્વેની છાપવાળા જણાતા નથી. અધર્મનું પ્રબળ થવાથી ધર્મના સંરક્ષણાર્થે પરમબ્રહ્મ જેમ અવતાર ધારણ કરે છે તેમ અધમ દશામાં પડી મૃતપ્રાય થએલી સંસ્કૃત ભાષાને પુનઃ સજીવન કરવાજ કવિવર કાલીદાસનો દિવ્ય સ્મરણીય અને આદર્શનીય જન્મ પ્રાદુર્ભાવ થયો હતો.

કેટલાએક વખતથી સાહિત્યાચાર્ય પાણ્ડેય તથા સમશર્મા પણ આ પ્રવર્તિમાં જોડાયા છે. તેઓ એમ જણાવે છે કે કાલીદાસ દ્વિતીય ચંદ્રગુપ્ત ઈ. સ. ૩૭૫-૪૧૩ અને એના પુત્ર કુમાર ગુપ્ત ૪૧૩-૪૮૦ દરમ્યાન વિદ્યમાન હતા.

શ્રી રાજેન્દ્રનાથ વિદ્યાભૂષણ પ્રણિત "કાલીદાસ" નામક ગ્રંથની ભૂમિકામાં કર્તા ચોથા શતક બતાવે છે. કર્તા અંદર લખે છે કે;

(१) तस्मै सभ्याः समार्प्याय गोप्त्रे गुप्ततमेन्द्रियाः
(२) अनन्यापत्य गोप्ता गृहिणी—सहायः

ઇત્યાદિ રઘુવંશના શ્લોકોમાં ગોપ્તા, ગોપ્ત્રે, ગુપ્ત આદિ પદ ગુપ્તવંશી રાજા સૂચક છે. આ સિવાય;

तनुप्रकाशेन विचेयतारका प्रभातकल्पा शशिनेव शर्वरी

આ શ્લોકાર્ધમાં જે ઉપમા છે તેનાથી દ્વિતીય ચંદ્રગુપ્તનો ધ્વનિતાર્થ નીકળી શકે છે. રઘુવંશમાં રઘુ દિગ્વિજય છે તેનો પ્રારંભ આ પ્રમાણે છે:—

स गुप्तमूल प्रत्यन्तः शुद्धपार्ष्णि रयान्वितः ।
षड्विधं बलमादाय प्रतस्थे दिग्-जीगीषया ॥

આ શ્લોકમાં પણ ગુપ્ત શબ્દ ગુપ્ત વંશનો સૂચક છે. પ્રયાગ (અલ્હાબાદ સાંપ્રત સમયમાં કહેવાય છે.) માં જે સમુદ્ર ગુપ્તનો સ્મરણીય સ્તંભ છે તેનાપર તેની વિજય વાર્તા કોતરેલી છે, તે વાર્તા રઘુદિગ્વિજય સાથે બહુધા મળતી આવે છે. અર્થાત્ કાલીદાસે રઘુદિગ્વિજયને બદલે સમુદ્ર ગુપ્તનું દિગ્વિજય વર્ણન કીધું છે. બંગાલના સાહિત્ય સંશોધક શ્રીયુત્ બી૦ સી૦ મઝુમદાર રઘુદિગ્વિજયને સ્કન્દ ગુપ્ત દિગ્વિજય બતાવે છે. કવિકૃત "કુમાર સમ્ભવ"માંથી कुमारकल्पं सुषुवे कुमारं અને न कालाद् स्वाद् विभिदे कुमारः આદિ વાક્યો ઉદ્ધૃત કરી કુમારગુપ્તના સમયમાં કાલીદાસની વિદ્યમાનતા શ્રીયુતજી દર્શાવે છે.

પૂર્વોક્ત શ્રીયુત્ ચેતર્જી પોતે અધુના પ્રકટ કરેલા "કાલિદાસ" નામના અંગ્રેજી ભાષાના પ્રખર ગ્રંથના એક સમુલાસમાં એમ જણાવે છે કે, કવિવર યશોધર્માના શાસન કાળ અર્થાત્ ષષ્ઠ શતાબ્દીમાં વિદ્યમાન હતા.

(१) प्रतापस्तस्य भानोश्च युगपद् व्यानशे दिशः
(२) ततः प्रतस्थे कौबेरीं भास्वानिव रघुर्दिशम्
(३) स स्म गुणमुत्सृष्टुमादत्ते हि रसं रविः
(४) मत्ते भरदनोत्कीर्ण व्यक्त विक्रम लक्षणम्

ઇત્યાદિ વાક્યો રઘુવંશમાંથી ઉદ્ધૃત કરી વિક્રમ તથા પ્રતાપનો અર્થ વિક્રમ કરી અને

શતકો જાહેરમાં મૂક્યા છે. કાલીદાસના સમયના પ્રતીતિપ્રદ ઐતિહાસિક વૃતાંત અપ્રાપ્ય હોવાથી આમ થવા કારણ મળે છે. આ કારણોથી સાંપ્રત વિદ્વાનોને માત્ર ગ્રંથની ભાષા ઉપરજ મુખ્ય આધાર રાખવો પડે છે. યાવત્ પ્રતીતિપૂર્વક પ્રમાણો પ્રાપ્ય થાય નહિ, તાવત્ આવા પ્રકારના કલ્પિત શતકો સંશોધકો તરફથી ભવિષ્યમાં પણ મુકાતા જશે!

બે ત્રણ વર્ષ પૂર્વે, ઇસુધાતો ઈ. સ. ૧૯૦૯ માં લંડનની રૉયલ એશીયાટીક સોસાયટીના જનરલ ડૉ. હાર્નલે, મિ. વિન્સેંટ સ્મિથ આદિ ભારત સાહિત્યના વિદ્વાનો સમક્ષ "કવિ કાલીદાસનો કાલ" વિષય પરત્વે એક ભાષણ આપ્યું હતું. રઘુવંશ કાવ્યમાંથી "સ્કન્દ" "કુમાર" "સમુદ્ર" આદિ શબ્દો ઉદ્ધૃત કરી "સ્કન્દ ગુપ્ત" "કુમાર ગુપ્ત" અને "સમુદ્ર ગુપ્ત" એવા અર્થો ક્રમશઃ જતાવ્યા છે. આ શબ્દો શ્લિષ્ટ પદાત્મક હોવાથી દ્વર્થક છે. ડૉ. હાર્નલના આ શબ્દોના અર્થ શોધનથી સાંપ્રત વિદ્વાનોમાં નુતન ગવેષણાવ્યાયનો પ્રાદુર્ભાવ થયો છે. કોઈ કહે કવિ કાલીદાસ દ્વિતીય ચંદ્રગુપ્તના સમયમાં હતા. કોઇ કહે કુમાર ગુપ્તના સમયમાં હતા. કોઈ કહે સ્કન્દ ગુપ્તના સમકાલીન હતા અને કોઇ કહે યશોધર્મન્ વિક્રમાદિત્યના સમયમાં હતા.

(૧) ચન્દ્રગુપ્ત પ્રથમ (વિક્રમાદિત્ય) મૃત્યુ ૩૨૬ ઇ. સ.

(૨) સમુદ્રગુપ્ત. શાસનકાળ. ૩૨૬–૩૭૫ ઇ. સ.

(૩) ચન્દ્રગુપ્ત દ્વિતીય (વિક્રમાદિત્ય) શાસન કાળ. ૩૭૫–૪૧૩ ઈ સ.

(૪) કુમાર ગુપ્ત
(૫) સ્કન્દ ગુપ્ત } શાસનકાળ ૪૧૩–૪૮૦ ઈ. સ.

(૬) નરસિંહ ગુપ્ત
(૭) યશોધર્મન્ (વિક્રમાદિત્ય) } શાસનકાળ ઇ. સ. પંચમ શતાબ્દીનો અંત અને ષષ્ટ શતાબ્દીના પૂર્વાર્દ્ધ પર્યંત.

એવમ્ રાજાઓના નામ તથા કાળ આપી ડૉ. હાર્નલ જણાવે છે કે આ રાજાઓ પૈકી છ રાજાઓની રાજ્ય ગાદી પુષ્પપુર વા પટનામાં હતી; કિન્તુ અંતિમ રાજાની રાજ્ય ગાદી અવંતિકામાં હતી. આ અંતિમ રાજા યશોધર્મન્ ગુપ્ત રાજ્યોના કરદ (ખંડીઆ) રાજા હતા, પરંતુ ગુપ્તોની શક્તિ ક્ષીણત્વને પામતી જતી જોઈ પોતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી અવંતિકામાં રાજ્ય ચલાવવા લાગ્યા. આ રાજાઓ પૈકી પ્રથમ, દ્વિતીય તથા સપ્તમ રાજાઓએ વિક્રમાદિત્ય ઉપમા ધારણ કીધી હતી કારણ કે જ્ઞાન અને બળ માટે મૂળ વિક્રમાદિત્ય જેવા પંકાયા હતા તેવાજ તેમને તેમની પ્રજા ગણતી હતી. ડૉ. હાર્નલ આ પ્રકારનો વૃતાંત આપી એમ મનાવે છે કે ઉજ્જૈનાધિપતિ યશોધર્મનના સમયમાંજ કવિ કાલીદાસ હતા. પ૭ વર્ષ. ઇ. સ. પૂર્વે વિક્રમાદિત્ય નામનો કોઇ પણ રાજા રાજ્ય કરતો નહિ હતો. જે ભાષા, અલંકાર તથા રચના કાલીદાસના ગ્રંથો દર્શાવે આપે છે તેવા દર્શાવ આપતા કોઇ પણ ગ્રંથ પ૭ વર્ષ ઈ. સ. પૂર્વેની છાપવાળા જણાતા નથી. અધર્મનું પ્રબળ થવાથી ધર્મના સંરક્ષણાર્થે પરમબ્રહ્મ જેમ અવતાર ધારણ કરે છે તેમ અધમ દશામાં પડી મૃતપ્રાય: થયેલી સંસ્કૃત ભાષાને પુનઃ સજીવન કરવાજ કવિવર કાલીદાસનો દિવ્ય સ્મરણીય અને આદર્શનીય જન્મ પ્રાદુર્ભાવ થયો હતો.

કેટલાએક વખતથી સાહિત્યાચાર્ય પાંડેય તથા રામશર્મા પણ આ પ્રવર્તિમાં ગુંથાયા છે. તેઓ એમ જણાવે છે કે કાલીદાસ દ્વિતીય ચંદ્રગુપ્ત ઈ. સ. ૩૭૫–૪૧૩ અને એના પુત્ર કુમાર ગુપ્ત ૪૧૩–૪૮૦ દરમ્યાન વિદ્યમાન હતા.

શ્રી રાજેન્દ્રનાથ વિદ્યાભૂષણ પ્રણિત " કાલીદાસ " નામક ગ્રંથની ભૂમિકામાં કર્તા ચોથો શતક બતાવે છે. કર્તા અંદર લખે છે કે;

(૧) तस्मै सभ्याः सभार्याय गोप्त्रे गुप्ततमेन्द्रियाः
(૨) अन्वास्य गोप्ता गृहिणी—सहायः

ઇત્યાદિ રઘુવંશના શ્લોકોમાં ગોપ્તા, ગોપ્ત્રે, ગુપ્ત આદિ પદ ગુપ્તવંશી રાજા સૂચક છે. આ સિવાય;

तनुप्रकाशेन विचेयतारका प्रभातकल्पा शशिनेव शर्वरी

આ શ્લોકાર્ધમાં જે ઉપમા છે તેનાથી દ્વિતીય ચંદ્રગુપ્તનો ધ્વનિતાર્થ નીકળી શકે છે. રઘુવંશમાં રઘુ દિગ્વિજય છે તેનો પ્રારંભ આ પ્રમાણે છેઃ—

स गुप्तमूल प्रत्यन्तः शुद्धपार्ष्णि रयान्वितः।
षड्विधं बलमादाय प्रतस्थे दिग्-जिगीषया॥

આ શ્લોકમાં પણ ગુપ્ત શબ્દ ગુપ્ત વંશનો દ્યોતક છે. પ્રયાગ ( અલ્હાબાદ સાંપ્રત સમયમાં કહેવાય છે. ) માં જે સમુદ્ર ગુપ્તનો સ્મરણીય સ્તંભ છે તેના પર તેની વિજય વાર્તા કોતરેલી છે, તે વાર્તા રઘુદિગ્વિજય સાથે બહુધા મળતી આવે છે. અર્થાત્ કાલીદાસે રઘુદિગ્વિજયને બહાને સમુદ્ર ગુપ્તનું દિગ્વિજય વર્ણન કીધું છે. બંગાળના સાહિત્ય સંશોધક શ્રીયુત્ બી૦ સી૦ મઝુમદાર રઘુદિગ્વિજયને સ્કન્દ ગુપ્ત દિગ્વિજય બતાવે છે. કવિકૃત " કુમાર સમ્ભવ"માંથી कुमारकल्पं सुषुवे कुमारं અને न कारणात् स्वात् बिभिदे कुमारः આદિ વાક્યો ઉદ્ધૃત કરી કુમારગુપ્તના સમયમાં કાલીદાસની વિદ્યમાનતા શ્રીયુતજી દર્શાવે છે.

પૂર્વોક્ત શ્રીયુત્ ચેતર્જી પોતે અધુના પ્રકટ કરેલા " કાલિદાસ " નામના અંગ્રેજી ભાષાના પ્રખર ગ્રંથના એક સમુલ્લાસમાં એમ જણાવે છે કે, કવિવર યશોધર્માના શાસન કાળ અર્થાત્ ષષ્ટ શતાબ્દીમાં વિદ્યમાન હતા.

(૧) प्रतापस्तस्य भानोश्च युगपद् व्यानशे दिशः
(૨) ततः प्रतस्थे कौबेरीं भास्वानिव रघुर्दिशम्
(૩) स ल गुणमुत्सृष्टुमादत्ते हि रसं रविः
(૪) मत्ते भरदनोत्कीर्ण व्यक्त विक्रम लक्षणम्

ઇત્યાદિ વાક્યો રઘુવંશમાંથી ઉદ્ધૃત કરી વિક્રમ તથા પ્રતાપનો અર્થ વિક્રમ કરી અને

રવિ ભાનુ તથા ભારવાનો અર્થ આદિત્ય કરી એ નિર્ણય પર શ્રીયુત ચેતજી આવ્યા છે કે કવિએ યશોધર્મન્ વિક્રમાદિત્યને લક્ષ્યાર્થમાં રાખીને જ આ શ્લિષ્ટ શ્લોકની રચના કીધી છે. અતએવ કવિ યશોધર્મનના સમયમાં જ હતા. તે જમાનાનો ઇતિહાસ અને કાલિદાસના ગ્રંથોની અંતર્વૃત્તિ વિશેષતાએ આ માન્યતાને પુષ્ટિપોષણ આપે છે.

ઉપસંહારમાં જણાવવાનું કે "કવિ કાલીદાસ ૫૭ વર્ષ ઈ. સ. પૂર્વે વિદ્યમાન હતા" એ જે માન્યતા આજે જનસમુદાયમાં છે તે અપ્રમાણીય અને અગ્રહણીય છે. કાલીદાસ વિક્રમાદિત્યના દરબારમાં જરૂર હતા, કિન્તુ બે હજાર પૂર્વેના કાલ્પનિક વિક્રમાદિત્યના સભા પંડિત નહિ હતા. માત્ર શંકા હવે એ જ છે કે, યદિ કવિ યશોધર્મનના સભા પંડિત હતા, તો તેણે કોઈ પણ ગ્રંથમાં સ્પષ્ટ રીતે યશોધર્મનના ગુણાનુવાદ કેમ નહિ ગાયા? ગુણાનુવાદનું તદન રીતે પ્રથક પુસ્તક કેમ નહિ રચ્યું? વિક્રમાદિત્યના રાજ્યનું કિંવા વંશજોનું વર્ણન કેમ નહિ કીધું? વાંચક! આ શંકા પરત્વે તો ત્હારે ભવિષ્યની સંશોધન ઉપર આધાર રાખવો પડશે; કિન્તુ હાલતો એટલું માની બેસી રહેવું પડશે કે જૈનોના પ્રભુ અને સનાતનીઓના અવતારી પુરૂષોત્તમ ઋષભદેવ સુત ભારતના ભારત વર્ષમાં પ્રાચીન દેવાંશી સંસ્કૃત ભાષાની અવદશાના ઉદ્ધારણાર્થે જ શિલ્પવરચાના એક ગમાર અને પછીથી સરસ્વતિના અડગ સેવક ભારત ભૂષણ કવિવર કાલિદાસે યશોધર્મનના સમયમાં જ અવતાર ધારણ કર્યો હતો! કહો કે તે પોતે સાક્ષાત્ સરસ્વતિના જ અવતાર હતા! જયહો એવા સ્મરણીય અવતારી પુરૂષોનો! જય હો એવા સંતાનોત્પાદક ભૂમિ ભારતનો!!! ઇતિશમ્.

"ગુના."

---

# આપણું જીવન.

"We are living in an age of transition. There is a want of harmony between our faith on the one hand, and our knowledge and life on the other."
Dr. Hoffding, 'Philosophy of Religion.'

"આપણે સંક્રાન્તિ (રૂપાન્તર)ના કાળમાં રહીએ છીએ. એક તરફ આપણી શ્રદ્ધા અને બીજી તરફ આપણું જ્ઞાન તથા જીવન એ વચ્ચે વિસંવાદ (વિરોધ) છે."

"આપણું જીવન તે તો ચીલા રણદડમાં દોરાય." ગોવર્ધનરામ.

મનુષ્ય જાતનું જીવન ભિન્ન ભિન્ન પ્રકારનું છે, મનુષ્ય પ્રાણિનો જન્મ જે દેશ તથા કુટુમ્બમાં થયો હોય તે સંયોગને લીધે મનુષ્યનું જીવન એક પ્રકારે મર્યાદિત થાય છે; તો પણ જીવન કેવી રીતે દોરવવું તથા ગાળવું એ કેટલેક અંશે દરેક મનુષ્યના હાથમાં છે.

સુખી જીવન તે કયું તથા કેવી રીતે જીવન સુખી થઈ શકે એ મહાન્ પ્રશ્નોને જેણે સમાધાનપૂર્વક નિર્ણય કરી જીવનનો પ્રવાહ પૂરો કર્યો તે ખરો ભાગ્યશાળી ! બાકી દુનિયામાં જન્મી જીંદગી પૂરી કરી કોટી પ્રાણીઓ ચાલ્યાં ગયાં ને ચાલ્યાં જશે. તેવાં પ્રાણીના જન્મથી દુનિયાને શું ફાયદો ? તથા પોતાનું સાફલ્ય શું ? આધુનિક જનસમાજનું જીવન કેવા પ્રકારનું ચાલે છે તે તપાસીએ.

[ જીવનના વિભાગો ] દરેક દેશના લોકની પ્રકૃતિ તથા જીવન જુદા જુદા પ્રકારનું છે એ સત્ર ગ્રહણ કરી વિજ્ઞાનશાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્રના નિયમાનુસાર મનુષ્ય જીવનનાં વર્ગીકરણ તથા દ્વૈધીકરણની રીતે વિવિધ વિભાગ પાડી શકાય. પ્રથમ દર્શને જીવનના મુખ્ય વિભાગો નીચે પ્રમાણે થઈ શકે:—

| | | |
|---|---|---|
| (૧) | (અ) આર્થિક ( ઐહિક, વ્યાવહારિક, ભૌતિક ) | (બ) ધાર્મિક–( પારલૌકિક, આધિભૌતિક. ) |
| (૨) | (અ) સ્વાર્થી | (બ) પારમાર્થિક. |
| (૩) | (અ) કૌટુમ્બિક | (બ) સામાજિક. |
| (૪) | (અ) ગ્રામ્ય | (બ) નાગરિક. |
| (૫) | (અ) શારીરિક | (બ) માનસિક. |
| (૬) | (અ) આંતર | (બ) બાહ્ય. |

આ વિભાગોના પેટા વિભાગો થઈ શકે. આ વિભાગો પણ પરિપૂર્ણ કે અન્યોન્યબાધક નથી. એક એકમાં સમાન તત્ત્વો રહ્યાં છે. આ તો વિવિધ પ્રકારો સૂચવવા એક યોજના છે.

[ આર્થિક ] આર્થિક એટલે આ દુનિઆના પ્રવાહમાં રહી ઐહિક વિષયોમાં પરોવાઈ અર્થ (દ્રવ્ય)ની લાલસાવાળું, વ્યાવહારિક; ધાર્મિક એટલે દુનિઆમાં રહી અથવા વિરક્ત થઈ સ્વાંતઃકરણમાન્ય ધર્મ પ્રમાણે વર્તનવાળું અથવા દેશકાળસ્થિતિ અનુસાર ધર્મ માનનારૂં. આર્થિક જીવન વિષે વિચાર કરતાં પ્રથમ પ્રશ્ન ઉદ્ભવે છે કે હાલમાં જનસમૂહની આર્થિક સ્થિતિ કેવા પ્રકારની છે ? લોકો પાસે વ્યાવહારિક જીવન ગાળવા પૂરતું કે લોકોપયોગી કામોમાં વ્યય અથવા સંતતિલાભાર્થે સંચય કરતાં વધે એટલું છે ? હીંદુસ્થાનના લોકની આર્થિક સ્થિતિ પચાસ વર્ષ પર હતી તેના કરતાં સુધરી કે બગડી છે એ બાબત અર્થશાસ્ત્રીઓ તથા રાજનીતિજ્ઞ પુરુષોમાં મતભેદ ચાલે છે. એકંદર વસ્તિનું પ્રમાણ લઈ સરાસરી રીતે દરેક મનુષ્યની વાર્ષિક ઉપજ પહેલાં કરતાં ઓછી થઈ છે એવો એક પક્ષ છે. બીજો મત એવો છે કે સરેરાસ ઉપજ વધી છે, દેશ પરદેશ જોડે વ્યાપારસંબંધને લીધે લોકોમાં પૈસો વધ્યો છે તથા લોકોની વ્યય કરવાની શક્તિ તથા વલણ વધ્યું છે. આ મહાન્ ગુંચવણભરેલા પ્રશ્નનો સંતોષકારક નિર્ણય કરવો એ મુશ્કેલ છે. તો પણ આટલું તો દરેક પક્ષ કબુલ કરશે કે જરૂરીઆત વસ્તુ તથા અનાજ જેવા ખાદ્ય પદાર્થોની કીંમત વધી છે.

એટલે અંતે પરિણામ તો એક જ આવ્યું; કારણ કે દ્રવ્યવૃદ્ધિના પ્રમાણમાં વ્યય વધ્યો એટલે સાધારણ વર્ગના તથા ગરીબ વર્ગની આર્થિક સ્થિતિ તેવી જ રહી. બલ્કે કંઈ ઉતરી. દ્રવ્યવાનની વાત જુદી છે. તેમને પદાર્થની કીમતનો વધારો અસર કરતો નથી. મધ્યમ વર્ગની ચાકરીઆત તથા વ્યાપારી વર્ગ, મજુર તથા ખેડુત વર્ગની સ્થિતિ કેવા પ્રકારની છે ! ચાકરીઆત વર્ગના પગારમાં તથા મજુરોની રોજીમાં પહેલાં કરતાં વધારો થયો છે એમાં શક નથી. પણ વ્યય તથા પદાર્થની કીમતમાં વધારો થયો છે એટલે એકંદર રીતે આ બન્ને વર્ગની સ્થિતિ સુધરવાને બદલે દયાજનક થઈ છે. કારીગર તથા મજુર વર્ગની દૈનિક રોજી વધી તેમાં વળ્યું શું ? સાંજ પડતાં કામ પરથી છુટીને ગૃહ તરફ જતાં જરૂરીઆત વસ્તુઓની ખરીદી કરવામાં રોજી પુરી થાય છે. મુંબાઈ જેવાં મોટાં શેહેરોમાં બંધાતાં મકાનોના કામમાં રોકાયલા કારીગરો, સુથાર, કડીઆ, સલાટ વગેરે ઘણા લોકોની રોજી વધી છે એ ખરૂં. દેશમાં પણ કારીગર લોકોનો રોજ વધ્યો છે એ સત્ય છે. પણ તેમાં ફાયદો શું ? જ્યાં લગણ દ્રવ્યની ખરીદ કરવાની શક્તિ વધી નથી ત્યાં લગણ રોજીનો વધારો નકામો છે.

વ્યાપારી વર્ગની સ્થિતિ તપાસશો તો શું જણાશે ? પરદેશ જોડે વ્યાપારસંબંધ વધવાથી આયાત તથા નિકાસના વ્યાપારની વૃદ્ધિ થઈ છે એ સ્વીકાર્યા વિના છુટકો નથી. રૂ કાંતવાનાં તથા જાડું કાપડ વણવાનાં કારખાનાંઓ સ્થપાયાથી લક્ષાધિપતિનો નવીન વર્ગ જન્મ પામ્યો છે એ સત્ય છે. એવાં કારખાનાંઓ દેશમાં થવાથી મજુર તથા ચાકરનો નવો વર્ગ થયો છે; તેમાં પણ ખેતી મુકીને મોટાં શેહેરોમાં બંધ જગ્યામાં કલાકો લગણ કામ કર્યાથી એ વર્ગની શારીરિક સ્થિતિ કેવા પ્રકારની થાય છે તેનો વિચાર કરશો તો જણાશે કે મીલના કામદારોની એકંદર સ્થિતિ સુખી નથી. પશ્ચિમના સુધરેલા સંપત્તિવાળા દેશોમાં કારખાનાંમાં કામ કરતા હજારો મજુર વર્ગની સ્થિતિ તથા જીંદગીનો દયાજનક ચિતાર વાંચ્યો હશે તેને હીંદુસ્થાનના આ વર્ગની દશા તથા તેમની હાડમારી તથા સંકટોનો ખ્યાલ આવી શકશે.

હાલમાં વ્યાપાર શેમાં આવી રહ્યો છે ? વગર મહેનતે સટ્ટો કરી ખૂબ પૈસો મેળવે તે મોટો વ્યાપારી, પછી ગમે તે યુક્તિ વાપરવી પડે, અસત્ય બોલવું પડે, પ્રસંગ આવે દેવાળું કાઢવું પડે તો અડચણ નહિ. થોડી અથવા વધારે મૂડી રોકી જાત મહેનત તથા વ્યાવહારિક હોશીઆરીથી વ્યાપાર કરવો એ તો હવે ફક્ત દુકાનદારી ગણાય છે. ખરૂં નામ તો ત્યારે થાય કે થોડા વખતમાં જથાબંધ સટ્ટો કરી લક્ષાધિપતિ બને. પશ્ચિમ તથા અન્ય દેશ જોડે સંબંધ કરી આયાત તથા નિકાસની પેઢીઓ ખોલી કામકાજ કરવામાં આવે છે તે વાસ્તવિક વ્યાપાર છે. હીંદુસ્થાનમાં મુખ્ય બંદરો જેવાં કે મુંબાઈ, કલકત્તા, કરાંચી ત્યાં આવા વ્યાપારની પેઢીઓ ઘણી નિકળી છે ને તે લોકો સારો વ્યાપાર કરે છે તથા દ્રવ્યપ્રાપ્તિ તથા પ્રતિષ્ઠા સારી મેળવે છે.

અસલ જે સરાફની પેઢીઓની હુંડી આખા હીંદુસ્થાનમાં ચાલતી તેવી પેઢીઓ બંધ પડી છે તેને બદલે નવીન પદ્ધતિનો બેંકનો સાહસ દાખલ થયો છે. આ ધંધામાં દેશીના કારભારવાળી હમણા સારી સંખ્યાબંધ બેંકો સ્થાપન થઈ છે તેથી દેશીઓનાં નાણાં રોકવામાં સારાં સાધનો મળ્યાં છે તથા ઘણા માણસોને અનેક પ્રકારે નોકરીની રોજી મળી છે.

કારખાનાવાળાઓએ શરૂઆતમાં સારો નફો મેળવ્યો તથા હજારો મજુરીઆત લોકોને રોજી મળી. હાલમાં અમેરીકા, ઇંગ્લંડ તથા જાપાન જોડે સરસાસરસીને લીધે આ ઉદ્યોગ પડતી સ્થિતિમાં આવ્યો છે. મીલોને થોડાક કલાક કામ કરવું પડે છે ને થોડા દહાડા બંધ પણ રાખવી પડે છે. રૂનો ભાવ વધવાથી સુતર તથા કાપડમાં કંઈ નફો મળી શકતો નથી. ખરચ તો ચાલુ રાખવાનો તથા પેદાશ પણ નહી એટલે ખાડનો જથ્થો વધતો જાય છે. તેના પ્રમાણમાં ઉપાડ નહિં એટલે ખોટે મીલો ક્યાં લગણ ચલાવી શકાય ? આવા પ્રસંગમાં મીલ બંધ કરવા કોર્ટમાં અરજીઓ થાય ને બધાના હિત ખાતર મીલ બંધ કરવાનો હુકમ થાય એટલે મીલમાં નાણું રોકનાર તથા હિત ધરાવનાર તથા મજુર *વર્ગની અવદશા પૂરી ! અમદાવાદના* મીલ ઉદ્યમની સ્થિતિ જોશો તો જણાશે કે ગાડરીઆ પ્રવાહ પ્રમાણે દેખાદેખી એક જ પ્રકારની મીલ કાઢવાથી તથા ગજા ઉપરાંત જોખમ માથે વોહોરી લીધાથી પોતાની આબરૂ તથા પૈસો જાય છે એટલું જ નહિં પણ ભરોસે નાણું મુકનારની કેવી અવદશા થાય છે !

હવે કેળવાયલા વર્ગની સ્થિતિ જોઇએ. એના બે વર્ગ પાડી શકાય. એક ચાકરીઆત, બીજો સ્વતંત્ર ધંધાવાળો ( જેવા કે વકીલ, બેરીસ્ટર, સોલીસીટર, ડાક્તર, ઇજનેર તથા વ્યાપારી ). ચાકરીઆત વર્ગના બે વિભાગ થઈ શકે. (૧) સરકારી નોકરી. (૨) ખાનગી. ચાકરીઆત વર્ગનું નિરીક્ષણ કરીશું તો જણાશે કે પહેલાં કરતાં પગાર વધારે મળે છે એ ખરૂં છે ને ધીમે ધીમે કાળક્રમે મોટા હોદ્દાઓ દેશીઓને મળવા માંડ્યા છે એ સત્ય છે. એટલે સારા પગારવાળાની સ્થિતિ સુધરી છે એ નિઃસંશય છે. પણ સાધારણ કારકુન વર્ગ પહેલાં કરતાં દુખી છે કારણ કે પગારના *પ્રમાણમાં જરૂરી હાજતો તથા રહેવાનો* ખરચ વધ્યો છે. એવી જ સ્થિતિ ખાનગી નોકરોની છે.

સ્વતંત્ર ધંધાઓની શી દશા છે ? આ ધંધાઓ અંગ્રેજી રાજ્યના અમલમાં જન્મ પામ્યા છે. તે પૂર્વે વકીલનો વર્ગ અસ્તિત્વમાં ભાગ્યે જ હતો. ડાક્તર તથા ઇજનેરનું કામ સંસ્કૃત ભણેલા અથવા નહિં ભણેલા પણ અનુભવથી મેળવેલા જ્ઞાનથી કામ કરનારા વૈદો તથા ગર્ડરો તથા સલાટો કરતા હતા. છેક પૂર્વે દીવાની કજીઆનો નિકાલ ગામોની પંચાયતો કરતી તથા ત્યાર પછી મુસલમાન વખતમાં કાઝી તથા અદાલતની સંસ્થા દાખલ કરવામાં આવી. મુગલ બાદશાહોના વખતમાં અદાલતોમાં પક્ષકારના વકીલો કામ કરતા એવું ઇતિહાસ પરથી જણાય છે. અંગ્રેજ અમલમાં કોર્ટો સ્થપાયા પછી વકીલનો વર્ગ દાખલ કરવામાં આવ્યો. શરૂઆતમાં ઉચ્ચ જ્ઞાતિમાં મુત્સદ્દી વર્ગ જે રાજ્યની નોકરી કરતો હતો તેનું લક્ષ એ ધંધા તરફ ખેંચાયું. કાયદાઓ પણ થોડા હતા ને નામની પરીક્ષા લઈ સનદો આપવામાં આવતી હતી. આ પ્રચાર સદર અદાલતના કામનો હતો. ત્યાર પછી કાળક્રમે કેળવણીનો ફેલાવો થયે ગયો, પાઠશાળાઓ સ્થપાઈ તથા યુનીવર્સીટીમાં ( વિદ્યાલયમાં ) કાયદાની પરીક્ષા લેવાની શરૂ થઈ. હાઇકોર્ટે પોતાની વકીલની' પરીક્ષા શરૂ કરી ને યુનીવર્સીટીમાં પાસ થયેલા તથા વકીલાતની પરીક્ષામાં પાસ થયેલાને સનદો'આપવા માંડી. ક્રમે ક્રમે જુદી જુદી જાતોનું લક્ષ એ તરફ ખેંચાયું ને એ ધંધામાં પ્રથમ ઉચ્ચ જ્ઞાતિનો નોકરીઆત વર્ગ દાખલ થયો હતો તેમની સારી સ્થિતિ જોઈ વ્યાપારી, ખેતી કરનારા તથા કારીગર વર્ગના અંગ્રેજી શીખેલો યુવાન વર્ગ આકર્ષાયો.'હાલ વસ્તુસ્થિતિ એ થઈ છે કે ખપ કરતાં સંખ્યા વધી જવાથી ધંધાનો મોહ

જતો રહેલો છે, ને કામ મેળવવાને અનેક યુક્તિઓ તથા સાધનો વપરાય છે, ફીનો દર ઓછો થયો છે, સરકાર તથા પ્રજામાં માભો કમી થયો છે, કેટલાકને નોકરી શોધવાની ફરજ પડે છે અથવા વ્યાપારી માર્ગ પકડવો પડે છે અથવા સરકારી ન્યાય ખાતામાં મુનસફની જગ્યા માટે લાયક થવા હલકા પગારની નોકરીમાં વર્ષો લગી રહેવું પડે છે.

બૅરીસ્ટરના ધંધાનો લાભ સાધારણ રીતે પૈસાદારના યુવકો લઈ શકે એમ હોવાથી ઇંગ્લંડ જઈ આવી હાઇકોર્ટોમાં કામ કરતો નામાંકિત થયેલો પહેલી પંક્તિમાં આવેલો વર્ગ લક્ષાધિપતિ તથા સુખી હોય એમાં નવાઈ નથી. સાધારણ સ્થિતિનો માણસ પોતાની મૂડી ખરચી અથવા કરજે નાણાં કાઢી ઇંગ્લંડ જઈ બૅરીસ્ટર થઈ આવી ધંધામાં નિષ્ફળ નીવડ્યો તો તેની સ્થિતિ ખરેખર દયાજનક છે. શ્રીમંત કુટુમ્બના છોકરાઓને કમાઈને ગુજરાન કરવાનું નહિ હોવાથી ને ફક્ત આબરૂ તથા નામ ખાતર બૅરીસ્ટરની પદવી મેળવવી જોઇએ એ માન્યતાથી ધંધામાં આગળ પડવાની કે ફાવવા પ્રયાસ કરવાની તેમને ગરજ હોતી નથી. એ વર્ગને ધંધામાં પૈસા મળ્યા કે નહિ તેની દરકાર નથી. મધ્યમ વર્ગનો બુદ્ધિવાળો મહેનત તથા ખંતથી આ ધંધામાં ફાવ્યા વિના રહેતો નથી, પૈસા સારા મળે છે, પ્રખ્યાતિ મેળવે છે, તથા એકંદર સુખી હોય છે. પોતાના બુદ્ધિનું ગજું નહિ હોવા છતાં ગેર ખ્યાલથી આશામાં ધંધો ગ્રહણ કરનાર જ્યારે પોતાની સપાટી પહોંચી નાસીપાસ થાય છે ત્યારે તેની સ્થિતિ ખરેખર કઢંગી માલમ પડે છે. આવી બધી જાતના દાખલાઓ મુખ્ય શેહેરોમાં જોઈ શકાય છે. આ ધંધામાં અંગ્રેજો પહેલાં કરતાં ઓછી સંખ્યામાં આવવાથી દેશીઓ માટે જગ્યા થઈ છે ને ઘણા દેશીઓ ફતેહમંદીથી આગળ નીકળવા માંડ્યા છે. દેશીઓની સંખ્યા ઘણી થવા માંડી છે ખરી તો પણ બુદ્ધિ તથા નસીબ હોય તેને ફાવવામાં અડચણ નડતી નથી.

સોલીસીટરના ધંધાનો મોહ શરૂઆતમાં હતો તેના કરતાં ઓછો થયો છે. એક તો પરીક્ષા સખ્ત હોવાને લીધે પાસ થવાનું મુશ્કેલ થયું છે. તે પાસ થયા પછી પણ ઘણી પહેડીઓ થવાને લીધે નવાને કામકાજ મેળવવું અઘરું પડે છે. આ ધંધો મુખ્ય શેહેરો તથા હાઇકોર્ટ હોય ત્યાં જ ચાલી શકે છે. બાહારગામમાં વકીલ એ સોલીસીટર તથા બૅરીસ્ટર બન્નેનું કામ એકલો કરે છે. મુંબાઈ કલકત્તાની હાઇકોર્ટોમાં સ્થાનિક કજીઆઓમાં સોલીસીટરની કાયદા પ્રમાણે જરૂર હોવાને લીધે એ શેહેરોમાં સંખ્યા ઘણી છે. હાઇકોર્ટ સ્થાપન થઈ તે વખતે અંગ્રેજ સોલીસીટરો ઇંગ્લંડથી વધારે આવતા. હવે એ સંખ્યા ઓછી થવા આવી છે. દેશીઓની સંખ્યા ઘણી વધી છે. મુંબાઈમાં પારસી તથા ગુજરાતીની સંખ્યા પ્રધાન છે. આ ધંધામાં દ્રવ્યપ્રાપ્તિ સારી થાય છે, હરિફાઈને લીધે નવાને મુશ્કેલી પડે છે.

ડાક્તરના ધંધાનો વિચાર કરીએ તો એ કંઈ નવો ધંધો નથી. અસલના વખતથી વૈદનો ધંધો ચાલ્યો આવ્યો છે. આમાં પણ પાઠશાળાના વતન કેળવણી પ્રચારથી સંખ્યાબંધ જુદી જુદી જ્ઞાતિના યુવાનો સખત મેહનત તથા પૈસાનો વ્યય કરી દાખલ થયા છે. આ ધંધો એક રીતે ઉચ્ચ પ્રકારનો છે કારણ કે મનુષ્ય જાતિનું દુઃખ નિવારણ કરવાને અનેક પ્રસંગો આવે છે તથા લાગણી દયા અને અન્ય સદ્‌ગુણો વધારવાને અવકાશ મળી શકે છે. સરકારી નોકરીમાં દાખલ થાય છે તેને મોટા પગાર મળતા નથી. ખાનગી—દવાખાનાંઓ કાઢી કીર્તિ તથા દ્રવ્ય પ્રાપ્ત કરેલા અનેક દાખલાઓ જોવામાં આવે છે. આ ધંધામાં શરૂ-

આતમાં મુશ્કેલીઓ આવે છે પણ ધીમે ધીમે ગાડું ચાલે છે તે સારી સ્થિતિમાં રહી શકાય છે. પ્રારંભમાં તો બધાને થોડી ઘણી માખી મારવી પડે છે ને દવાખાનામાં બેસી માસિકો વર્તમાનપત્રો વાંચવામાં અથવા દોસ્તદારો અથવા જે થોડા દરદીઓ આવે તેમની જોડે વાતચિત કરવામાં વખત કાઢવો પડે છે તથા દમામ, ટાપટીપ તથા ઢોંગ કરવો પડે છે, બનબનાવેલ રીતે ટેબલ ખુરસીઓ તથા દવાની શીશીઓના કબાટો રાખવાં પડે છે. એમ કરતાં ધીમે ધીમે ફાવવા માંડે છે, ભુખે મરવાનો અથવા ખરચ માથે પડવાનો વખત આવતો નથી. રીતભાત ચાલચલણ સારી હોય ને થોડી ઘણી હોશીઆરી ને વધારે મ્હોની ગીલાસ તથા ખુશ કરવાની છટા હોય તો ફતેહમંદ દાક્તર તરીકે પંકાય છે. પણ ખપ કરતાં સંખ્યા એટલી વધવા માંડી છે કે ધંધો મોહક રહ્યો નથી.

[ ધાર્મિક. ]

હવે **ધાર્મિક** જીવનની સ્થિતિ જોઈએ. આ વીસમી સદીમાં હીંદુ જનસમાજનું ધાર્મિક વલણ કેવા પ્રકારનું છે? ઓગણીસમી સદીના પાછલા ભાગમાં કેવા પ્રકારનું હતું? પશ્ચિમ સાથેના સંબંધ તથા અંગ્રેજી પાઠશાળાના પ્રચારને લીધે યુવાન વર્ગના ધર્મ સંબંધી આચાર વિચાર કેવા છે? પચાસ વર્ષ પર હતા તેવા જ વિચાર હમણાંની યુવાન પ્રજાના છે કે તેમાં કંઈ ફેરફાર લાગે છે? આધુનિક કેળવણી નહિં લીધેલા વર્ગનું ધાર્મિક વર્તન કેવું છે? સ્ત્રીઓના વિચારોમાં ફેરફાર થયો છે કે નહિ? આવા આવા અનેક પ્રશ્નો પેદા થાય છે. પશ્ચિમ જોડે ગાઢ સંબંધ થવાથી ધર્મજ્ઞાનની દૃષ્ટિ વિકાસ પામી છે. હીંદુસ્થાનનો પ્રાચીન ધર્મ જ ખરો તથા અન્ય ધર્મ નહિં વિચાર કરવા જેવો એ માન્યતામાં ફેર પડયો છે. પાઠશાળામાંથી કેળવણી લઈ પ્રથમ બહાર પડેલા યુવાન વર્ગમાં નવીન પ્રકારના પાશ્ચાત્ય જ્ઞાનદીપથી પૂર્વના ધર્મ, આચાર, રૂઢિ, સંસ્થા સંબંધી જે તિરસ્કાર તથા અભાવના વિચારો પ્રદર્શિત કરવામાં આવતા હતા ને તે પ્રમાણે જનસમાજ સમક્ષ લોકમત વિરૂદ્ધ તથા અનેક પ્રસંગે લોકાભિપ્રાયને ઠોકર મારનારૂં વર્તન ચલાવવામાં આવતું હતું તે હાલ જોવામાં આવતું નથી. પ્રાચીન ધર્મ મુર્ખાઈભરેલો ઢોંગ તથા મૂર્તિપૂજામાં જ સમાઈ રહેલો હતો એ વાયકા હવે સંભળાતી નથી. પાઠશાળાના યુવકોએ સુધારાને બહાને નાસ્તિક વિચારો તથા વ્યસની ટેવોનો અંગીકાર કરી, જનસમાજ તથા દેશની સેવા કર્યા વિના, જાહેર લોકોમાં ખરાબ દાખલાઓ પ્રદર્શિત કરી વ્યર્થ જીવન ગાળેલાં એવો વખત હવે ગયો છે. હાલના કેળવાયલા યુવાનો સંગીન વિચારવાળા તુલનાશક્તિનો ઉપયોગ કરી પશ્ચિમ તથા પૂર્વમાં જે ગ્રહણ કરવા યોગ્ય હોય તે વિચારોને માન આપી વર્તનમાં તે જ પ્રમાણે ચાલનારા માલમ પડે છે. તે વખતે શિક્ષકો ઉચ્ચ જ્ઞાનવાળા તથા શિષ્યો પ્રતિ પ્રીતિથી જ્ઞાન ઉતારનારા હોવાને લીધે યુવકો વધારે જ્ઞાની નિકળ્યા હોય તથા હરિફાઈ નહિં હોવાને લીધે સારી પદવી પ્રાપ્ત કરી યશ સંપાદન કરનારા નિવડ્યા હોય એ ખરૂં. હાલના યુવકોનું એકંદર જ્ઞાન ઊંડું નહિં હોય એમ પણ હોય. પણ એટલું તો સૂક્ષ્મ જોનારને જણાશે કે ધર્મ તથા નીતિમાં હાલનો યુવક વર્ગ ઉતરતો નહિં હોય, વખતે સરખામણીમાં ચઢે પણ ખરો. ધર્મ સંબંધી પુસ્તકો પણ પ્રસિદ્ધિમાં આવ્યાં છે ને લોકોની દૃષ્ટિ ખુલી છે: પણ વ્યવહારનાં સાધનો પ્રાપ્ત કરવામાં કરવો પડતો મહાન્ પ્રયાસ તથા જીવનના ઝગડા માટે કરવી પડતી સામગ્રીઓ તથા ખમવા પડતા શારીરિક તથ માનસિક ઘસારાને લીધે ધાર્મિક જીવન નહિં જેવું નિર્માલ્ય ઉત્સાહહીન જડ થઈ ગયું છે. ધાર્મિક

આસ્થા શિથિલ થઈ ગઈ છે. પ્રાચીન વેદધર્મ, ઉપનિષદ્ ધર્મ પૌરાણિક ધર્મ એમાંથી રસ કશેમાં રહ્યું છે તથા કશો ગ્રહણ કરશો એ સમાજને સૂઝતું નથી. એક તરફથી ક્રિશ્ચાન ધર્મના ઉપદેશકો તથા લેખકોના પ્રહારો, બીજી તરફથી પોતાના વર્ગમાંના નવીન ધર્મ સુધારકોના નાસ્તિક લૌકિક વિચારો, ત્રીજી તરફથી અનેક પંથોના ગુરુઓની જ્ઞાનબોધ આપવાની અસમર્થતા, ચોથી તરફથી વિજ્ઞાનશાસ્ત્રીઓની સૃષ્ટિનું રહસ્ય પ્રગટ કરનારી શોધોના પ્રકરણે એ રીતે સર્વ દિશાઓમાં સંભળાતા કોલાહલને લીધે કેટલેક અંશે જનસમાજની ધાર્મિક વૃત્તિ ડોળાઈ ગઈ છે. આવી દશાનું કારણ શોધી ડાક્તર હોફડીંગ કહે છે—

"The more men are absorbed in the business of self-maintenance or the more they are given up to intellectual, aesthetic and ethical pursuits, the more strictly religious interest falls into the back-ground—if indeed it does not entirely disappear."

( મનુષ્યો સ્વોદરપોષણના કાર્યમાં જેમ વધારે રોકાએલા હોય છે અથવા માનસિક, રસિક અને નૈતિક વિષયોમાં જેટલા વધારે ગરક થયા હોય છે તેમ ધાર્મિક વૃત્તિ, જો તદ્દન નાશ નહિ થતી હોય તો, વધારે પાછળ તો પડી જાય છે જ. )

આ વાક્યોનો પ્રથમ ભાગ હાલની સ્થિતિને સચોટ લાગુ પડે છે.

મૂર્તિપૂજાને હસવાનો અથવા પ્રતિપાદન કરવાનો વખત ગયો છે. બ્રહ્મવિદ્યાસંઘો તથા આર્યસમાજમાં આકર્ષાવાનો સમય ગયો છે. બ્રહ્મો તથા પ્રાર્થનાસમાજના પ્રચારનો અંત થવા આવ્યો છે. અન્ય નવીન મંડળો સ્થપાતાં નથી. જુના પંથો જેવા હતા તેવી જ સ્થિતિમાં શિથિલતાથી ચાલ્યાં કરે છે. કોઈક ઠેકાણે સ્ફૂર્તિ તથા શુદ્ધિનાં ચિન્હો જણાય છે. સાધારણ બુદ્ધિના વ્યવહાર અભણ લોકોના વિચારો જુના પ્રથા પ્રમાણે ચાલે છે. કંઈ ફેર જણાતો નથી. વર્ષો પર જે સ્થિતિ હતી તેવો જ હાલ પણ ગાડરીઓ પ્રવાહ ચાલે છે. ગૌતમ બુદ્ધે સ્થાપેલો ધર્મ તથા તેની સામા શ્રીશંકરાચાર્યે પુનરુદ્દીપન કરેલો બ્રાહ્મણ ધર્મ એ વચ્ચે જે સ્પર્ધા ચાલી હતી ને લોકોમાં ધર્મજાગૃતિ થઈ હતી તેવી તો ભાગ્યે જ હીંદુસ્થાનમાં થઈ હશે. બ્રાહ્મણ ધર્મનું પ્રાબલ્ય વધવું ને બૌદ્ધ ધર્મનું નરમ પડવું ને અન્ય દેશોમાં પ્રસરવું એથી જગતના પ્રવાહમાં સારૂં કે માઠું પરિણામ આવ્યું છે એ ઇતિહાસની વાત છે. બૌદ્ધ ધર્મનો ફેલાવો તીબેટ જાપાનમાં નહિ થયો હોત તો જાપાનની અભિવૃદ્ધિ થાત કે નહિ એ તો હવે તર્કની વાત છે. શંકરાચાર્યના કાળ પછી કેટલી સદીઓ રામાનુજ ચૈતન્ય, નાનક, વલ્લભાચાર્ય વગેરે ધર્મસ્થાપકોના કાળો પણ કેવા હશે! તે પણ ગયા. હાલ તો હરદાસ તથા માણભટોની કથાનો, ભાષણોનો, કીર્તનોનો, મેળાવડાનો, પરિષદોનો વખત છે. તે પણ સાંભળવાને શ્રદ્ધા તથા અવકાશ ક્યાં છે? ધર્મશાસ્ત્રીઓ પણ ક્યાં છે? ધર્મના પ્રસિદ્ધ સુત્રકારો જન્મવાનો કાળ ગયો. હવે તો વર્તમાનપત્રોમાં ચાલુ સાંસારિક કે સ્થાનિક વિષયોની ચર્ચા કરવામાં તથા શબ્દોની તકરારમાં ઉતરવામાં, અંગ્રેજી વર્તમાનપત્રોના મુખ્ય લેખોની શબ્દરચનામાં મોહ પામી છેતરાવામાં, અથવા તરજુમા તથા અનુવાદ કરવામાં, અથવા માસિકોમાં લખાણો મોકલી લેખક તરીકે જાહેરમાં નિકળવામાં અથવા છપાવામાં, અર્થવિનાના

શબ્દ આપવામાં, ઢંગ અસંબદ્ધ ટીકાઓ અથવા અનુકરણો કરવામાં, અથવા તો ભાષણો આપવામાં સાક્ષરતાની તથા પંડિતાઈની સફળતા આવી રહી છે. પ્રાચીન જગપ્રસિદ્ધ સર્વમાન્ય લેખકો તથા ટીકાકારો જેવા કે શ્રીમત્ શંકરાચાર્ય, વ્યાસ, વાલ્મીકિ, સાયણ, મેધાતિથિ, વિજ્ઞાનેશ્વર, મલ્લિનાથ, પતંજલિ, બાણ, જગન્નાથપંડિત, કપિલ વગેરે જેવો એક પણ લેખક હીંદુસ્થાનમાં પેદા થયો છે ? હાલ દુનિઆના ધર્મવેત્તાઓ તથા પંડિતોના ગ્રંથો વાંચવાનો પ્રસંગ મળે છે તે છતાં સમર્થ જગવિખ્યાત લેખકો થતા નથી એનું કારણ શું ? હીંદુસ્થાનમાં બુદ્ધિનો નાશ થઈ ગયો છે એમ તો કેમ કહેવાય ? પૂર્વજોના કાળ કરતાં જ્ઞાનમાં જથો વધારે થયો છે એમાં કંઈ શક નથી. દેશમાં શાંતિ છે; પરદેશી રાજ્યોના હુમલાઓમાં ભય તથા લડાઇઓ તથા લુંટફાટનો કાળ ગયો છે. ગમે તે ધર્મ પાળવાની સ્વતંત્રતા છે, ત્યારે કારણ શું ? એનો સંતોષકારક ચોક્કસ જવાબ શોધી કાઢવો મુશ્કેલ છે. અટકળે સૂચના કરીએ કે પાશ્ચાત્ય દેશ સાથેના સંબંધને લીધે જીવનનો ઝગડો આકરો થઈ પડ્યો છે ને દુનિઆના વમળમાં તણાવવાથી જે હીંદુસ્થાનની એકદેશીય તથા નૈસર્ગિક શાંતિ હતી તે જતી રહી છે ને મહાસાગરના વમળમાં સપડાયેલા વહાણમાં બેઠેલા ઉતારૂઓની દરેક ક્ષણે શારીરિક તથા માનસિક સ્થિતિ જેવી હોય છે તેવી જ હીંદુસ્થાનના લોકોની સ્થિતિ થઈ પડી છે ને તેથી જે ગહન વિચારો કરવાનો અવકાશ મળતો તે જતો રહ્યો છે ને તેને લીધે ધાર્મિક, શારીરિક, માનસિક સ્થિતિ નબળી પડી ગઈ છે ને મહાન્ પુરુષો નિકળી આવવાનો સંભવ દેહેલો થઇ ગયો છે. છતાં પણ જે દેશમાં બુદ્ધ તથા શંકરાચાર્ય જેવા પુરુષો જન્મ્યા તેનો ધર્મ તથા વિદ્યાના પ્રદેશમાં છેક જ લોપ થઈ જશે એમ મન કબુલ કરતું નથી. હજારો નિરાશામાં પણ આશા અંતર્ગર્ભિત રહે છે.

હવે જીવનના અન્ય વિભાગોનું નિરીક્ષણ કરીએ: જેવા કે (૧) સ્વાર્થપરાયણ, તથા (૨) પારમાર્થિક. લોકમાન્યતા એવી છે કે હમણાં જગત્ સ્વાર્થી વિશેષ

[સ્વાર્થી પારમાર્થિક] માલમ પડે છે, જડવાદનું પ્રાધાન્ય છે, મોજશોખના જેમ વધારે મળે તેવો પ્રયાસ કરી તે મેળવવામાં સુખ સમજવામાં આવે છે. મનુષ્ય જીવન પૂર્વે કરતાં વિશેષ સ્વાર્થી થયું છે કે પારમાર્થિક થયું છે એ પ્રશ્ન છે. પૂર્વે લોકો પારમાર્થિક જીવન જ ગાળતા હતા ને ઐહિક સુખની અભિલાષા રાખતા નહિં એ ગ્રહણ કરાય એમ નથી. હાલ મોજશોખનાં સાધનો તથા સગવડો વિશેષ તથા નવીન પ્રકારના હોવાથી મનુષ્યોનું મન એ તરફ દોરાય છે તથા મનુષ્યોની વૃત્તિ વધારે ભૌતિક થઈ છે એમ જણાય છે. નવી તરેહનાં કપડાં પહેરવામાં, નાટકો જોવામાં, યાન્ત્રિક વાહનો (જેવાં કે મોટરો) માં બેસી ફરવામાં તથા એવા એવા અનેક પાશ્ચાત્ય પદ્ધતિના ઉપભોગોનું અનુકરણ કરી વ્યય કરવામાં ધનની સાર્થકતા સમજવામાં આવે છે.

પરમાર્થ કરવો એ મનુષ્યની ફરજ છે એ સૂત્ર અસલથી દરેક ધર્મમાં તથા નીતિશાસ્ત્રમાં માન્ય કરવામાં આવ્યું છે. જનસમૂહ કેટલે અંશે વ્યવહારમાં એ ધોરણ પ્રમાણે વર્તન કરે છે એ જોવાનું છે. દરેક દેશમાં જુદા જુદા સ્વરૂપમાં પારમાર્થિક વૃત્તિનો આવિર્ભાવ જોવામાં આવે છે. હીંદુસ્થાનમાં પરાપૂર્વથી ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો, દેવાલયો, તળાવો વગેરેમાં ધનિકો દયા તથા ધાર્મિક વૃત્તિની લાગણી બતાવતા. હાલના સમયમાં દવાખાનાંઓ, અના-

યાશ્રમો, શાળાનાં મકાનો, વિધવા વિશ્રામો, સેવાસદનો, દરદીઓ માટે હવાખાવાની ધર્મશાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, શોધક સંસ્થાઓ વગેરે નવીન કાળાનુસાર સંસ્થાઓ સ્થાપવામાં પારમાર્થિક લાગણીનો ઉપયોગ થાય છે. આવી સંસ્થાઓ માટે ધન આપવાથી દાતાનો રાજ્ય તરફથી સત્કાર થઈ ઇલકાબ મળતો હોય તેમાં એક રીતે કંઈ ખોટું નથી. આવા લોકોપયોગી કામ માટે મોટી રકમો આપવી એ પણ એક જાતનો ત્યાગ છે કારણ કે જેમ ધન વિશેષ હોય છે તેમ ધનનો શુભ માર્ગે વ્યય કરવાની વૃત્તિ ઓછી થાય છે. એમ કહીએ તો ચાલે કે નિર્ધનને દ્રવ્યની કિંમત હોય છે તેના કરતાં ધનવાનને વિશેષ હોય છે ને સંચિત દ્રવ્યમાંથી ઓછું કરવાનું મન થતું નથી. જનસમૂહને આવી સંસ્થાઓથી લાભ પણ થાય છે. તેમને શા હેતુથી દ્રવ્ય આપ્યું તે જોવાનું નથી. એ તો દાતા તથા તેના અંતઃકરણ વચ્ચેનો પ્રશ્ન છે. હાલનો સમય કલિકાળનો ગણાય છે છતાં કંઈ પારમાર્થિક નવીન સ્ફૂર્ણા થવા માંડી છે એ શુભ ચિન્હ છે.

(કૌટુમ્બિક: સામાજીક.) **કૌટુમ્બિક તથા સામાજીક** જીવન જોઇએ. ઇતિહાસ તથા જનસમાજશાસ્ત્રથી જણાય છે કે સૃષ્ટિમાં પ્રથમ વ્યક્તિજીવન, પછી કુટુમ્બજીવન ને સામાજીક જીવન એમ કાળક્રમે રચના થઈ છે. વિશ્વવ્યાપી જીવન અસ્તિત્વમાં આવશે કે નહિં એ ભવિષ્યની વાત છે. જગતના વધતા જતા સંબંધમાં આવું જીવન થાય ખરૂં. કંઈ ઝંખના થાય છે? જગતના ગમે તે ભાગમાં ગમે તે દેશના મનુષ્યો જાય ત્યાં વ્યવહાર કરે એ શું સૂચવે છે? ગોરી પ્રજા કાળા લોકો સામા સ્વતંત્ર સંસ્થાનોમાં આવવા સંબંધી અડચણો નાંખે એ શું બતાવે છે? એટલું જ કે વિશ્વવ્યાપી સમાન જીવનનો કાળ આવ્યો નથી. પશ્ચિમમાં એકત્રકુટુમ્બજીવન વર્ષો થયાં નષ્ટ થઈ ગયું છે. માતાપિતાની ફરજ પુત્રપુત્રીનો વિવાહ યોજી આપી અથવા છોકરાઓએ પોતે નિયોજેલી ગ્રન્થિને સંમતિ આપી લગ્ન થયું એટલે પુરી થઈ પછી તેમના પોષણ માટે કંઈ કર્ત્તવ્ય રહ્યું નથી એ પાશ્ચાત્ય જનસમાજની સમજ છે. હીંદુ એકત્ર કુટુમ્બ જેવી સંસ્થા પશ્ચિમમાં જોવામાં આવતી નથી. હીંદુઓમાં પણ પેદાશની અસમાનતાને લીધે એકત્ર કુટુમ્બની સંસ્થા ધીમે ધીમે ઓછી થતી જાય છે. કાળક્રમે છેક નષ્ટ થશે એમ ભય રહે છે. પહેલાં કેળવણી લગભગ એક સરખી લેવાતી હતી. નોકરીઆત વર્ગ તે નોકરી જ કરતો. વ્યાપારી ખેડુત વર્ગ પણ વર્ણ પ્રમાણે પોતાના ધંધા કરતા. તેમ કરતાં કુટુમ્બનો મુખ્ય પુરૂષ સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરી શકતો હોય તો તે અથવા નાનો ભાઈ ભત્રીજો કુલદીપક નીવડ્યો તો તે આખા કુટુમ્બનું પોષણ કરવું એ કર્ત્તવ્ય સમજતો. અપંગ સગાંઓ, કુટુમ્બની વિધવાઓ તથા પુત્રીઓનું પોષણ કરવું એ ધર્મશાસ્ત્રથી મંજુર કરેલી ફરજોનો સ્વીકાર તથા અમલ કરવામાં મહત્તા તથા શોભા ગણવામાં આવતી હતી. પશ્ચિમમાં સોશીઓલીઝમ (જનસમષ્ટિજીવન) તથા જીંદગીના વીમાનો પ્રચાર થવા માંડ્યો છે તેનો લાભ હીંદુની એકત્ર કુટુમ્બની સંસ્થામાં એની મેળે, જાણે અજાણે આવી જાય છે. એક તરફ પશ્ચિમની પ્રજાનું તથા રાજ્યકર્ત્તાઓનું વલણ જનસમાજને સમાન દ્રવ્ય તથા હક્કો આપવા તરફ થતું જાય છે; ત્યારે હીંદુઓમાં એકત્રકુટુમ્બસંસ્થા જતી રહેવાનો વખત આવે છે એ શું? યુરોપમાં ગરીબ વર્ગ માટે તવંગરો પર કરો નાંખવાના, વૃદ્ધાવસ્થા માટે

નિમણુક ( પેન્શન ) આપવાના તથા અન્ય એવા જ કાયદાઓ હજુ કરવામાં આવે છે ત્યારે હીંદુસ્થાનમાં સ્વાર્જીત દ્રવ્યનો લાભ પૈસો મેળવનારને જ મળે એવો કાયદો હીંદુ સમાજ માટે ધારાસભામાં લોકપ્રતિનિધિ તરફથી રજુ કરવામાં આવે એ પણ જનસમાજશાસ્ત્રીઓને જોયા જેવું છે. ખેડુત કારીગર તથા મજુર વર્ગ, કે જેમાં દ્રવ્યપ્રાપ્તિની વિષમતાનો સંભવ નથી, તેમાં પણ કલહ તથા જુદા પડવાનો પ્રથા જોવામાં આવે છે તો નવીન સ્વતંત્ર ધંધાવાળા ( જેવા કે વકીલ, દાકતર, બેરીસ્ટર વગેરે ) અથવા વ્યાપારી વર્ગમાં એકત્ર કુટુમ્બમાંથી જુદા પડી સ્વતંત્ર રીતે જુદા રહેવાનો પ્રથા વધારે થવાનો એ નિઃશંક છે. એથી વ્યક્તિઓને તથા સમાજને લાભ થશે કે હાનિ એ ભવિષ્યની વાત છે. એ તો દરેકના જોવામાં આવ્યું હશે કે પહેલાં કરતાં કુટુમ્બની પ્રત્યે લાગણી કમી થઈ છે. ભ્રાતાઓ, ભગિનીઓ, પિતરાઈઓ તથા અન્ય સગાં સંબંધીમાં જે પ્રેમ દેખાતો હતો તે નહિ જેવો થઈ ગયો છે. કુટુમ્બજીવનની આવી દશા તો સામાજીક જીવન કે જેની ભાવના પશ્ચિમમાં સંબંધને લીધે નવી જન્મ પામી છે તેનું શું થશે? હીંદુસ્થાન એક મોટો ખંડ જેવો હોવાને લીધે એક દેશ તરીકે ભાવના ઉત્પન્ન થતાં આટલો કાળ થયો એ ખરું, પણ દરેક વધતા ગાઢ સંબંધને લીધે તથા અંગ્રેજ રાજ્યના ચક્રવર્તીપણા નીચે રાષ્ટ્રીય પરિષદ જેવી સંસ્થાના જન્મને લીધે સામાજીક જીવનની ભાવના પેદા થઈ જાગૃતિમાં આવી છે તે વધવાની. આ સામાજીક જીવન તે એકલા રાષ્ટ્રીય બાબતમાં નહિ પણ વ્યવહાર તથા ધર્મમાં પણ દાખલ થવા માંડયું છે. પૂર્વે આવું સામાજીક જીવન ઋષિમુનિઓમાં તથા સંન્યાસીઓમાં રહેલું હતું ને તે ધર્મ તથા નીતિ સંબંધી જનસમાજને જ્ઞાન આપવામાં તથા પરોપકાર કરવામાં સમાયલું હતું. ગૌતમબુદ્ધ જેવા ધર્મસ્થાપક રાજ્ય તથા કુટુમ્બનો ત્યાગ કરી આવી સામાજીક ભાવનાને આધીન થઈ સંસારમાંથી વિરક્ત થયા હતા. સાધારણ વર્ગમાંથી પણ ઘણા સાધુ પુરૂષો આવી જ લાગણીથી સંન્યાસ ગ્રહણ કરી લોકનું કલ્યાણ કરવા કુટુમ્બ ત્યાગ કરી નીકળી પડતા હતા. હાલ પણ સાધુ સંતો સંન્યાસીઓ ફરતા જણાય છે. દુઃખ ખમી નહિ શકવાને લીધે સંન્યાસ ગ્રહણ કરવો અથવા આળસ કે ઉદરપોષણ કરવાની અશક્તિથી સાધુનો વેષ ધારણ કરવો એવા સાધુઓની સંખ્યા દેશ તથા સમાજને બોજારૂપ થઈ પડે છે. આવા ઢોંગી સાધુઓની સંખ્યા ઓછી થવાથી દેશને ફાયદો થશે. હાલ દેશમાં સાધુઓ યાત્રા બહાને રખડે છે તેને બદલે જ્ઞાન પ્રાપ્ત કરી સમાજને ધાર્મિક રસ્તે ઉપદેશ આપે તો તો તેવા જીવનનું સાર્થક થશે તથા દેશને અપૂર્વ લાભ થશે. યુરોપમાં મીશનરી પાદરીઓના મંડળો ( જેવાં કે જેઝ્યુઈટ ) વિદ્યા તથા ધર્મમાં સમાજને કેટલાં ઉપયોગી થઈ પડ્યાં છે! તેવી જ રીતે આપણા સાધુ સંન્યાસીઓ સામાજીક-ધાર્મિક જીવન ગાળે તો કેવું! સંન્યાસ ગ્રહણ કરી દુનિઆથી વિરક્ત રહી પરમાર્થ ( એક રીતનો ઉચ્ચ રીતનો સ્વાર્થ ) સાધવો તેના કરતાં સ્વાર્થ તથા પરમાર્થ કરી સમાજને સારે રસ્તે લઈ જવી એના જેવું ઉત્તમ વર્તન બીજું કયું? વ્યાવહારિક-સામાજીક જીવન ધનવાન તથા વિદ્વાન્ વર્ગ માટે છે, અભણ વર્ગનું ગજું નથી. પરોપકારના કામો કરવાં, વિદ્યાનો પ્રચાર કરવો, ગ્રામ શેહેર તથા દેશની અનેક રીતે સેવા કરવી, રાજ્યકર્તા તથા પ્રજા વચ્ચે એખલાસ વધારવો તથા ગેરસમજુતી દૂર કરવા પ્રયત્ન કરવો, જ્ઞાતિઓમાં સંપ વધારવો, જ્ઞાતિબંધનો કમી કરવા તથા હાનિકારક રિવાજો કાઢી નાંખવા પ્રયાસ કરવો, લોકોપયોગી સંસ્થાઓ માટે નાણાં એકઠાં કરી તેની વ્યવસ્થા

કરવી, વગેરે અનેક પ્રકારના શુભ કાર્યોમાં મદદ કરવી એ કેળવાયલા જનનું કર્તવ્ય છે. દુકાળમાં મદદ કરવી, હીંદુ વિદ્યાલય (યુનીવર્સીટી) સંસ્થા સ્થાપવા દ્રવ્ય એકઠું કરવું, ભારતધર્મમંડળની પરિષદ ભરવી; હીંદુસ્થાનમાં દેવનાગરી સામાન્ય લિપિનો પ્રસાર કરવો, હીંદી ભાષા સામાન્ય ભાષા તરીકે વાપરવા પ્રયત્ન કરવો; દેશસેવકમંડળ સ્થાપી કામ કરવું વગેરે પ્રયાસો એ નવી સામાજીક જીવનની સ્ફુરણાનું પરિણામ રૂપ ફળ છે. હીંદુસ્થાનની મુખ્ય ધારાસભામાં પ્રતિનિધિ તરીકે સુધરાઈ પ્રજાલાભના કાર્ય કરવા પ્રસંગ મળવો, એ સામાજીક જીવનનું સાધન છે.

[ ગ્રામ્યઃ નાગરિક. ]

**ગ્રામ્ય તથા નાગરિક** જીવનની સ્થિતિ કેવા પ્રકારની છે ? નાગરિક જીવનમાં જેટલો ફેરફાર થયો છે તેટલો ગ્રામ્ય જીવનમાં થયો નથી. ગામડાના લોકો પૂર્વેથી ચાલી આવેલી જીંદગી ગુજારે છે. કાળના બળ પ્રમાણે નવાં સંચલનોથી જે અસર થઈ છે તે બાદ કરીએ તો ગામડાના હીંદુનું જીવન જે ચીલામાં ચાલ્યા કરતું હતું તેવામાં જ ચલન કરે છે. ઓફીસ, રેલ્વે વગેરે નવાં સાધનોથી નવી દુનિયા સાથે સંબંધમાં આવવાથી જે ફેરફાર સ્વાભાવિક રીતે થાય તે ગામડાઓમાં થયો છે. તાલુકાના લોકલ બોર્ડના સભાસદોને ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો છે તે રૂએ રાજ્યપ્રકરણમાં ભાગ લેવાનું સાધન મળ્યું છે. નગરોની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે. મોટાં શેહેરોમાં મ્યુનીસીપેલીટીની સંસ્થા દાખલ થઈ છે. વીજળીક દીવા, ટ્રામગાડીઓ, મોટરગાડીઓ, આગગાડીઓ. તાર ઓફીસો, અંગ્રેજી પદ્ધતિ પર દેશી વીસીઓ તથા ચાહ કોફી ગૃહો, નાટ્યશાળાઓ વગેરે પશ્ચિમની સુખ સાધનોની સંસ્થાઓ દાખલ થઈ છે. નાગરિક થઈ છે. નાગરિક જીવન છેક કૃત્રિમ તથા ઘડીઆળના કાંટા જેવું થઈ ગયું છે. ગામડાની જીંદગી અસલ જેવી સાદી તથા કુદરતી કેટલે અંશે રહી શકી છે, તેમાં પણ કૃત્રિમતાનાં ચિન્હો જણાવવા માંડ્યાં છે.

( શારીરિકઃ માનસિક. )

**શારીરિક** તથા **માનસિક** જીવન કેવા પ્રકારના છે ? હીંદુઓની શારીરિક સ્થિતિ નબળી પડી ગઈ છે તથા પડતી જાય છે એમાં કંઈ શક નથી. અસલના કાળમાં જે શારીરિક સંપત્તિ તથા સહનતા હતી તે ક્યાં છે ? એટલું ખરૂં કે તે કાળમાં વિદ્યાનો વિસ્તાર નહિ હતો, છાપવાની કળા નહિ હતી, જે ગ્રન્થો તથા શાસ્ત્રો શીખવવામાં આવતા તે મુખપાઠથી વધારે ઉતરાવવામાં આવતા, દુનિઆના દેશોનો આટલો બધો સંબંધ નહિ હતો, હાલની પહેમ પરીક્ષાની પીડાકારી લાલચો તથા જરૂરીઆત નહિ હતી વગેરે અનેક કારણોને લીધે હીંદુઓના પૂર્વજો બળવાન તથા દીર્ઘાયુષી હતા. હમણાના જેવા નબળા, રોગવાળા, ટુંકી નજરના, ચશમા પેહરનારા, ફિકરવાળા, આસ્થાહીન, નકલિઆ નહિ હતા, ને તેને જ લીધે ધાર્મિક શ્રદ્ધાળુ આનંદી સંતોષી સહિ હીંમતવાળા વગનની લાગણીવાળા હતા. મોજશોખનાં સાધનો સાથે નવા નવા વ્યાધિઓ પણ નીકળ્યા છે; જેવા કે હીસ્ટીરીઆ, ક્ષયરોગ, ટાઇફોઇડ તાવ વગેરે પેદાશ કમતી થવાથી તથા જરૂરીઆત તથા સુખનાં સાધનની વસ્તુઓની કીંમત વધવાથી કાળજી વધી છે ને તેથી શરીર પર અસર થવા માંડી છે. તેમાં મોટાં શેહેરોમાં રહેતા ગરીબ વર્ગની અવસ્થાનું પુછવું નહિ. ગામડામાં રહેનારા લોકોની શારીરિક સ્થિતિ પ્રમાણમાં સારી રહી છે,

માનસિક જીવન કંઈક સુધર્યું છે. વિદ્યાનો પ્રસાર સારી રીતે થયો છે. પ્રાથમિક શાળાઓ ફેલાઈ ગઈ છે. પ્રાથમિક શિક્ષણ જરૂરીઆત તથા મફત કરવાની વાતચીત થાય છે. સ્ત્રી-કેળવણી પ્રસરવા માંડી છે. વહેમ તથા હાનિકારક આચારો ઓછા થયા છે. બાળલગ્ન કમી થવા આવ્યાં છે. પરદેશગમનના પ્રશ્નનું નિરાકરણ થવા આવ્યું છે. ઇંગ્લંડમાં રહી વિદ્યાભ્યાસ કરી ઘણા યુવાનોએ ઉંચી પદવી મેળવી છે અથવા સ્વતંત્ર ધંધા (જેવા કે બૅરીસ્ટર, દાક્તર) માં અગ્રેસર નીવડ્યા છે. સંસ્કૃત ભાષાના જ્ઞાનનો લોપ થવાનો કાળ ગયો છે ને વિદ્યાલયોમાં એ ભાષાને યોગ્ય સ્થાન મળવાથી ઉત્તેજન મળ્યું છે. વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન વધ્યું છે. પશ્ચિમના તથા પૂર્વના જ્ઞાનભંડારનો દરવાજો ખુલવાથી એકંદર સમાજનું જ્ઞાન દરેક દિશામાં વિકાસ પામ્યું છે. એ માર્ગ રોકવાનો અથવા બંધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો પણ દરિયાના મોજાં તથા રેલના પાણીની પેઠમ જ્ઞાનપ્રકાશ અટકાવી શકાય એમ નથી.

**આંતર તથા બાહ્ય જીવન કેવાં છે?** આંતર એટલે ખરેખરૂં અંતર્દીપ અથવા બુદ્ધિ પ્રમાણે વર્તવાની પ્રેરણા કરનારૂં તથા તે પ્રમાણે અનુસરનારૂં. બાહ્ય એટલે વ્યાવહારિક, જગતને બતાવવાનું. બાહ્ય તથા આંતર બન્ને વચ્ચે સમાનતા જાળવી પોતાનું જીવન ગાળી શકે તે પુરૂષ તથા સ્ત્રીને ધન્ય છે. બાકી બાહ્ય તથા આંતર જીવનમાં ભિન્નતા તથા વિરોધ હોય એવા દાખલાઓની ખોટ નથી. 'બાહેરસેં તો ખૂબ બનાયા ભીતરકી તો રામજી જાણે' એ દોહી કહેવત જાણીતી છે. કહેવામાં આવે છે કે હાલનો અંગ્રેજી ભણેલો વર્ગ બેવડી જીંદગી ગુજારે છે એમાં સત્ય સમાયલું છે. એક બહારની કેળવાયલા સ્વદેશીઓને તથા રાજ્યકર્તાઓને બતાવવાની ને બીજી પોતાના કુટુમ્બ તથા જ્ઞાતિ વર્ગને બતાવવાની. મનમાં વિચાર ગમે તેટલા આગળ પડતા હોય ને તે પ્રમાણે વર્તવાની ઉત્કંઠા હોય તો પણ જનસમાજ તથા કુટુમ્બીજનોના અભિપ્રાય વિરૂદ્ધ ચાલવાની હિંમત નહિ હોવાથી બુદ્ધિ એક તરફ દોરે ને વર્તન બીજી તરફ એવા પુરૂષો પણ છે. ખરેખરા મનના વિચારો એક પ્રકારના ને જગતમાં સ્વાર્થ સાધવા તેથી ઉલટા વિચારો પ્રદર્શિત કરવા એવા પણ પુરૂષોની ખોટ નથી. કાણાને કાણો કહેનારા પુરૂષો થોડા હોય છે. મૂર્તિપૂજામાં તથા અન્ય વહેમ તથા આચારોમાં આસ્થા નહિ છતાં પ્રસંગ આવે તેમાં ભાગ લેનારા પણ છે.

ઉપરનું આધુનિક હીંદના જીવનનું માત્ર રેખાદર્શન છે; ચિત્ર નથી. આબેહૂબ ચિત્ર માટે ઘણી સામગ્રી તથા વિવિધ જાતના રંગો જોઈએ. ચિત્ર પણ જે દ્રષ્ટિબિંદુથી જોવામાં આવે તથા પાડવામાં આવે તેવું થાય. સામગ્રી તો તે જ હોય પણ જુદા જુદા ચિત્રકાર (લેખક) ને હાથે ભિન્નતા આવવાની તથા પ્રેક્ષકને વિવધ સ્થળેથી તથા ભિન્ન ભિન્ન સ્થિતિમાં નિહાળતાં જુદો જુદો સ્વરૂપનો ભાસ થવાનો. આ રેખાદર્શન વાસ્તવિક છે કે અસત્ય કલ્પના છે એ દરેક હીંદીવાને વિચારવાનું છે. ઝાંખા દેખાતા 'અથવા વાદળામાં ઢંકાઈ ગયેલા ચંદ્રની પેઠેમ જનસમાજની સ્થિતિ બતાવવાનો પ્રયાસ છે.'

મુંબાઈ, ગીરગામ.
તા. ૩–૧૦–૧૯૧૯.
મંગળવાર.

મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા.

# મહાકવિ પ્રેમાનન્દકૃત ઉષાહરણ.

( અનુસંધાને પૃષ્ઠ ૪૧૬ થી )

ઉષાએ ગોર પૂજ્યા પછી પાર્વતીજી તેનાપર તુષ્ટમાન થયાં અને તેને

પૂજા કરી ફરી લાગ્યાં પાગ, વદે દેવી વર માગ,
કન્યા કહે રૂપ કંદર્પ કોડ, એવા વરની માગું જોડ.
ઉમયા કહે માગ બીજી વાર, તો એ તેણે માગ્યો ભરથાર,
ત્રીજીવાર કહ્યું માગ ફરી. આપો સુંદર સ્વામી ઓચરી.
દેવી કહે વરદાન હશે ખરાં, જા કન્યા પરશે ત્રણ વરાં.

ના શબ્દોમાં ત્રણ ભરતારનું વરદાન આપ્યું હતું એવો સામાન્ય પાઠ છે. એ સંબંધમાં પ્રેમાનંદ કવિની કલમને ન ઘટે તથા તેની કાવ્યશક્તિની પ્રતિષ્ઠાને લાંછન લાગે એવી કવિતા એક પ્રતમાં આપવામાં આવી છે તે અત્રે લીધાથી બીનજવાબદાર માણસો તરફથી કેવાં પાઠ કવિઓની કવિતામાં ઘુસાડી દેવામાં આવ્યા છે તે પ્રત્યક્ષ થશે. ચિત્રલેહા સખીને કહે છે કે

કૈલાસ જઈ પાર્વતી પાસે. . માગોની તમે નાથ,
ચિત્રલેહા એમ કહે, સાંભળ તું સુણ વાત.
ખેચરી ગત હું ચાલું છું, તારૂં કરૂં હું કામ,
ચાલ તુંને હું લઈ જાઉં, ઉમયા શિવને ઠામ.
પૂર્વે માતપિતા તે તો, તમારાં છે કૈલાસ,
એમ કહીને આકાશ માર્ગે, ચાલ્યાં તેની પાસ.
તે આવતાં અંતરીક્ષથી, સદાશિવે દીઠા દેહ,
કામ બાણે વ્યાકુળ થયો, શિવશંકર તેહ.
જોઇને વિસ્મય થયા, દેખીને તેહનું રૂપ,
મંદિરમાં જાઓ પાર્વતી, એમ વદે શિવ ભૂપ.
સુંદરી ત્રિલોકમાંહે, હેવી દીસે નહીં કોઈ,
આવે છે વરવા સુજને, કૈલાસનો પતિ જોઈ.
જો દેખશે એમ પાસ તમને, તો થાશે મન ભંગ,
મંદિરમાં જાઓ પાર્વતી, હું કરૂં રૂપસું રંગ.
ઓઢીને બેસો તમો, ગંગા તો રહેશે શીશ,
રાખશું એને હૈડા ઉપર, એમ બોલ્યા ઈશ.
પાર્વતી ત્યારે બોલીયાં, એ શું બોલ્યા નાથ,
એ તો પુત્રી તમારી, કહીને દીધો હાથ.

ત્રીજે નેત્ર જોવા લાગ્યા, સદાશિવ ત્યાંહિ,
આવી ઓખા પાપે લાગી, લાજ પામ્યાં મનમાંહિ.
વેણે આવી વર માંગ્યો, ઉમયાને ઉઠી ઝાળ,
સદાશિવ વિઘ્ન થયા, તે માટે ચડીયો કાળ.
ક્રોધ કરીને વચન બોલ્યાં, પાર્વતી તેણે વાર,
તેં શિવ સંતાપીયા, તુંને ત્રણ થશે ભરતાર.

ઉષાને ત્રણ ભરતાર થવાની આવી કથા પ્રેમાનંદની હોય નહીં. એ કોઈ બીજાની કૃતિ છે એ નિઃસંશય છે. હવે એક તરફથી ઉષા દિવસે દિવસે મોટી થતી જતી હતી, તેમ તે સમજણી થતી હતી. તેને યોગ્ય વર સાથે પરણવાનું મન થયું હતું. બીજી તરફથી બાણે તો નારદની સલાહ પ્રમાણે સંકલ્પ કીધો હતો કે તેને પરણાવવી નહિ, કારણ એના પરણ્યાથી તેના મદનો ભાર ઉતરશે એવું શિવનું તેને વરદાન હતું. તેથી કરીને પોતે તો કંઈનો જ વિચાર કરે કે ઉષા પરણવા યોગ્ય થઈ છે! પરંતુ ઉષાના મનમાં ચટપટી થયાં કરતી હતી, ને તેથી સખીઓ એક બીજી આગળ પોતાનાં સુખ દુઃખોની વાત કરેછે તેમ તેણે ચિત્રલેહા આગળ પોતાના મનના ઉદ્દગાર કહાડ્યા છે, એવી હકીકત થોડી એક પ્રતમાં જોવામાં આવે છે. જો કે કાવ્યદોહનમાં એ પાઠ બીલકુલ આપવામાં આવ્યો નથી, પણ તે અગત્યનો અને બીજી પ્રતો સાથે સરખાવવા યોગ્ય છે, ધારી અત્રે લીધો છે.

ઉષા કહે છે કે

મારો પિતા ન જાણે મરમ, ન જાણે કાંઈ ધર્મ અધર્મ,
પ્રૌઢી કન્યા ઘિર ઘર જેહ, પ્રાતિક ચિરપર બેસે તેહ.
સાત વર્ષની કન્યા જેહ, ગૌરી નામ કહેવાય તેહ,
વરસ આઠ નવની રોહિણી, ઉત્તમ કન્યા કરસ વરસ તણી.
વરસ અગિયાર થાય જેટલે, રજસ્વલા કહીએ તેટલે,
વરસ બારની કન્યા જ્યાંહ, બ્રહ્મહત્યાદિક પ્રાતિક ત્યાંહ.
સન્મુખ આગળ ડગલાં ભરે, બાળાપ તો નરકે સંચરે,

બાળવયમાંથી જ બાળાઓને પરણાવી દેવાની આ યુક્તિ બ્રાહ્મણોની હોય કે પછી કવિરચિત હોય તે આપણે વિચારવાનું છે. આવા જ પાઠોને લીધે બાળલગ્નો વધારે થયેલાં અને થતાં હશે.

એ જ અરસામાં કવિ ઉષા પાસે પતિનો મહિમા એક બે પ્રતમાં બતાવે છે, ત્યારે સો વર્ષની જુની પ્રતમાં એનો એ જ પાઠ બાણાસુરે અનિરૂદ્ધને બાંધ્યો હતો ત્યારે ઉષાએ બાણાસુરને કહ્યો છે. આટલા સ્થાન ફેર સિવાય બીજી રીતે બન્ને પાઠ મળતા આવે છે, તથાપિ કાવ્યદોહનમાં એ પાઠ જોવામાં આવતો નથી, એટલે વિચાર કરતી વાત છે, તો પણ તે અગત્યનો છે, ને જુનામાં જુની પ્રત સાથે સરખાવવા યોગ્ય છે. કારણ કે

એ એ ઉક્તિ પ્રેમાનંદના સમકાલિન કવિ શામળદાસની ઉક્તિના ભાવને મળતી છે. કવિ ગયા છે કે

દેખાડીને દીધા દંડ, ખાંડ વીખને પાડ્યું પિંડ,
પતિ વિના સ્ત્રી મૃત્યુ સમાન, પતિ વિના નવ પામે માન.
પતિ વિના નવ રહે વહેવાર, પતિ વિના સુનો સંસાર,
પતિ વિના નવ શોભે સ્વરુપ, પતિ વિના મંદિર કૂપ.
પતિ વિના નવ રહે ધરમ, પતિ વિના ખોટાં કરમ,
પતિ વિના નવ જાયે કાળ, પતિ વિના બોલે તે આળ.
પતિ વિના પુત્ર નવ થાય, પતિ વિના વહુ નવ લાગે પાય,
પતિ વિના હળવી કામની, ચંદ્ર વિના જેવી જામની.
પતિ વિના પહેર્યાનું નહીં મન, ફીકું વદન ને દાઝે તન,
પતિ વિના ચતુરાઈ કશી, પતિ વિના ન બોલાયે હશી.
પતિ હોય નારીને શીશ, તે જાણવો શ્રી જુગદીશ,
સકળ તીરથ ઘર બેઠાં જેહ, વૈકુંઠ ફળ પામે તેહ.
પ્રથમ ભક્તિ કરવી પતિ તણી, પછી ઇચ્છા ધરવી હરિભણી,
ચાલે તો જાવું સાથ, નહીંતર ભજીએ વૈકુંઠનાથ.

પતિ વિનાની સ્ત્રીની સ્થિતિ કેવી અધમ હોય છે તેનું, તથા પતિ એજ પરમેશ્વર વિશેનું, પોતાના ઇષ્ટદેવ કરતાં પતિ વિશેષ છે તે બાબતનું, અને સ્ત્રીએ પતિ સાથે સાથે જ રહેવાનું જે સુંદર ચિત્ર તથા ઉપદેશ કવિએ આપ્યાં છે તે મંનન કરવા યોગ્ય છે. આજ પ્રસંગનું બૃહત્ કાવ્યદોહનમાંનું

નાથ વિના હું એકલી, કેમ કરીને રહેવાય,
કામજ્વર પ્રગટ થયો, જ્વાળા કેમ રે રહેવાય.

થી શરૂ થતું ૧૪ મું કડવું બીજી આઠ પ્રતોમાંથી કોઇમાં જણાતું નથી, આ ઉપરથી આપણે શું સમજવું ? એને ક્ષેપક ગણવું કે કેમ ? એવી જ રીતે બૃહત્ કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયેલા પાઠમાં બીજી કોઇ પ્રતમાં નહીં માલમ પડતાં ત્રણ ચાર કડવાં છે, પરંતુ તે વિશે પ્રસંગ આવે કહેવામાં આવશે. અત્રે કહેવું જોઇએ કે જેવી રીતે બૃહત્ કાવ્યદોહનમાં આવો વધારો છે તેવી જ રીતે બીજી પ્રતોમાં કાવ્યદોહનમાં નહીં આવેલો પાઠ જણાય છે. એથી કરીને કાવ્યદોહનનો પાઠ ખરો અને બીજી પ્રતોનો ખોટો અથવા બીજી પ્રતોનો સાચો અને કાવ્યદોહનનો ખોટો એવું મારું કહેવું નથી. કોઇને ખરો અને કોઇને ખોટો કહેવામાં સાહસ છે. એટલા માટે જ એ કહેવું પ્રાપ્ત થાય છે કે ઉષાહરણની શુદ્ધ પ્રત હજી શોધી પ્રસિદ્ધ કરવાની જરૂર છે.

હાલ તરત તો ઉખાને સ્વપ્ન આવ્યા પછીની તેના મનની સ્થિતિનું તથા તેની સખી ચિત્રલેહાને તેના સ્વામીને દેખાડવાના તથા આણી આપવાના આગ્રહનું, અને ત્યાર બાદ ચિત્રલેહા પોતાને મળેલા

" એક પલકમાં ચીતરૂં, ચૌદ લોક ત્રણ ભુવન "

ના વરદાન પ્રમાણે કાગળ ઉપર સર્વ દેશના રાજાની છબી ચીતરે છે તે વખતનું માત્ર સુરત શહેરની પ્રતમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તેમાંનો કેટલોક ભાગ લઇએ. કવિ વર્ણવે છે કે

ચિત્ત ચાળીને, રૂપ ટાળીને, મન મહાલીને, વનવાળીને, બહુ દેશ લખ્યા, સુર આસુર લખ્યા, મહાસુર લખ્યા જંગાલ લખ્યા, મલબાર લખ્યા, કાબલ લખ્યા, ગંધાર લખ્યા, બંગાલ લખ્યા, ફરંગ લખ્યા, વિલંગ લખ્યા, વિલાયત લખી, ગૌડ દેશ લખ્યા, પંચાળ લખ્યા, નૈષધ લખ્યા, મગ્ગ લખ્યા, કચ્છ લખ્યા, ખુરાસન લખ્યું, મુલતાન લખ્યું, ભીયારાજ લખ્યું, સાગરપાજ લખી, એકપગા લખ્યા, હસ્તીપગા લખ્યા, લંકા લખી, પરલંકા લખી, તૈલંગ લખ્યું, તીલગાન લખ્યું, ઇરાન લખ્યું, હિંદુસ્તાન લખ્યું, કુંકણ લખ્યું, કાશીનાથ લખ્યા, અયોધ્યા લખી, વૈરાટ લખ્યું, પાટણ લખ્યું, સર્વે લખીયારે.

ઉઠો ઉઠો ઓખાબાઇ, જુઓરે, નીર લુવેરે, દુઃખ ખુવેરે, પછી ઉઠયાંરે, શકે ઉમયામાત તમો તુઠાંરે, ચીર સુંદરી સોહાવે, ઓખા સહીયરને બોલાવે, સહીયર ચેજે વહેલી આવે, સાથ સહીયરનો સોહાવે, ચુની ચળકેરે, મોતી ઝળકેરે, પછે જોતીરે, નીર સોહોતીરે, દુઃખ ખોતીરે, બેની નોહેરે. એતો મારો વર નોહે જેને સ્વપ્નાંતરમાં પરણી રે.

તે તો કુંઢાળો સુભટ, તેને માથે છે મુગટ
સોહીયે મોરપીછનો ભાર, વરસ સોળનો કુમાર
મારા પ્રાણનો આધાર, તેહને ગુજને દેખાડ
એને પહાણથી પછાડ, એતો નોહેરે બેની નોહેરે,
જેને સ્વપ્નાંતરમાં પરણીરે.

આ પછીની ઉખાહરણની કથા બધી પ્રતમાં સહેજસાજ પાઠ ફેરથી એક સરખી છે, એટલે તે સંબંધમાં વિશેષ કહેવા જેવું નથી. ચિત્રલેહા શ્રીકૃષ્ણનું ચિત્ર આલેખે છે તે જોઈ ઉષા તેની લાજ કહાડે છે, ને પછી અનિરૂદ્ધની છબી બતાવે છે એટલે એજ મારો વર કહ્યાથી તે ખેચરી ગતિએ જઇ અનિરૂદ્ધ હીંડોળા ઉપર સુતા છે તેવી સ્થિતિમાં હીંડોળા સહિત તેને ઉંચકી લાવે છે, અને ઉષાને સોંપે છે. ઉષા અને અનિરૂદ્ધનાં સમ

નારદજી આવી કરે છે, અને પછી ચિત્રલેહા વિદાય થાય છે. એ કથા, તથા ત્યાર પછી ઉષા અને અનિરૂદ્ધ જાહેર થતાં કોભાંડ સાથે તેના યુદ્ધ વગેરેનું વર્ણન લગભગ સરખું છે. તોપણ અનિરૂદ્ધ અને બાણ વચ્ચેના યુદ્ધમાં અનિરૂદ્ધ હારે છે, ને તેને બાણાસુર પકડી કારાગૃહમાં પૂરે છે તે વખતે નારદજી તેને દર્શન દેઈ શ્રીકૃષ્ણને મોકલવાની ધારજ આપે છે ત્યાર પછીનું બૃહત્ કાવ્યદોહનમાં આપેલું ઉષા વિલાપનું

" નાથ વિના હું એકલી, કેમ કરીને રહેવાય,
કામજ્વર પ્રગટ થયો, જ્વાળા કેમ રે સહેવાય."

વાળું આખું ૩૩ મું કડવું કોઈ પ્રતમાં આપવામાં આવેલું નથી. તેથી એ બાબત શક જાય છે, કે તે વખતે ક્ષેપક હોય.

અનિરૂદ્ધની વહારે શ્રીકૃષ્ણ આવ્યા પછી બાણાસુર પાસે ઓધવજીને વષ્ટીએ મોકલેલા એવું કેટલીક પ્રતમાં જણાય છે. એ ભાગ સુરત રાંદેરની પ્રતમાં તથા કાવ્યદોહનના પાઠમાં નથી, પરંતુ રાજકોટવાળી પ્રતોમાં તથા સો વર્ષની જુની પ્રતમાં તે જોવામાં આવે છે, તેથી તે અહીં આખો લેવો યોગ્ય ધારૂં છું.

ઓધવજી આવીને બોલ્યા, વિનય કરીને વાણ,
દાનવપતિ તું મોટો રાજા, બળીયો વીર સુજાણજી.
તારે નગર પરોણા આવ્યા, કૃષ્ણ કમળાપતિ કહાન
પુત્ર આપીને પાયે લાગો, એટલું દ્યો મુને માન.
તારે માથે ઉપર મોટું, રુખિયાજીનો નાથ,
વળી તારે સગપણ મોટું, સાંભળીયો સનાથ.
ચૌદભુવનનો ભૂપતિ ભુધર, તે તારો વેવાઈ,
તમે કહ્યું મારૂં માનો. ભૂપ એ છે ભલી સગાઈ
એણીવાતે હેત ઘણું થાસે, તે વચન હું માગુંજી
સોનું ને વળી સુગંધ વાસના, સેરડીએ લાગ્યુંજી
ઓધવજીનાં વચન સુણીને, ખીજ્યો શોણીતપુરનો ધણી,
તમે કહ્યું તે ખરૂં, પરોણાગત હું હમણા કરૂં.
ઓધવજીનાં વચન સુણીને, રાયને ચઢી છે રીસ,
ચરણ તણી જે વાણી જાદવ, તે કેમ ધરસું શીશજી.
આદંત ઓળખું છું એને જાત તણો ભરવાડજી
કાળે કહાડયો અહીં આવ્યો, હમણા ભાગું એના હાડજી,
એણે અબળાસું અણઘટ કીધી છે, આ કેરડાનું બાળજી
એણે ગોકુળમાં ગાયું ચારી, પશુ તણો પ્રિતરજી

વળી લંપટને લાજ નહીં, એણે નીચ કામ કરમ બહુ કીધાંજી
એણે ભરવાડનાં એઠાં ખાધાં, પૃથ્વીમાં પ્રસિદ્ધજી
એને કુળ કાંઇ રાજ નહીંરે, જાતહીણા શું જાણેજી
જુગતું જોઇને બોલો ઓધવજી, મળતું તેણી વારજી
આજ પછી કલા નવ કીજે, મોટા સામે વાદજી
પરોણાગત હું હવણા પહોંચાડું, સુરણ કેરો સ્વાદજી.
ઓધવજી કહે ફટરે મૂરખ, એવાં વચન શું ભાખેજી
માથાનો ઘા ભૂલે મૂરખ, હજી સાણ હૈડું કુંદેજી
કીધુ તે પ્રાક્રમ પ્રૌઢ, ચાર લાખ દાનવ તારા માર્યા,
જોને વિમાસી મૂઢજી.

આ પાઠને કાંઈક મળતી ઉક્તિ કવિએ ઉખાના લગ્ન પછી કન્યા તરફની બીજી પાસે ગવડાવી છે, એટલે એ બે પાઠ મળતા આવતા હોવાથી તે વિશેષ લક્ષમાં લેવા યોગ્ય છે.

બાણાસુર અને શ્રીકૃષ્ણની વચ્ચેના યુદ્ધ પ્રસંગમાં પણ કવિએ ચાતુરી બતાવી છે, એવું કેટલીક પ્રત જોતાં જણાય છે. કેટલોક વધારો ઘટાડો છે, પણ તે બાદ કરતાં કેટલીક હકીકત વાંચવા યોગ્ય છે. દૃષ્ટાન્ત તરીકે શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ છેદવા સુદર્શન ચક્ર મૂક્યું ત્યારે બાણાસુરની મા કોટરારાણી નગ્ન વેશે શ્રીકૃષ્ણની સામે આવી તે જોઈ શ્રીકૃષ્ણ લજ્જા પામ્યા એ વિશે જુની પ્રતમાં એવું વર્ણન આપવામાં આવેલું છે કે

કરી માયા ને ચઢ્યો અશોપ, ગયા ચતુર્ભુજને ચોંપ,
કૃષ્ણે કીધું કોપનું વક્ર, લઈને ચલાવ્યું ચક્ર
જેવે છેદવા માંડ્યા હાથ, તેવે આવી બાણની માત
કોટરારાણી એનું નામ, દેખી નગ્ન લાજ્યા ભગવાન.
ત્યારે મૂક્યું સુદર્શન, નાસી છૂટો બાણ રાજન
મૂક્યું ચક્ર તે બીજીવાર, હુવો દૈત્યમાં હાહાકાર.
કોટરારાણી પાડે બહુ ચીસ, સહસ્ર હાથ કપ્યા જુગદીશ.

પરંતુ કોઇ બીજી પ્રતમાં કોટરારાણી નગ્ન શરીરે વચ્ચે આવ્યાની વાત નથી. એ ઉપરાંત સુરત રાંદેરવાળી પ્રતમાં તો એથી આગળ વધી કોટરારાણી રૂપે રંગે કેવાં હતાં તેનું પણ વર્ણન આપવામાં આવ્યું છે. એમાં એવું કહ્યું છે કે

વહેવાણ આવ્યાંરે,જુઓ જુઓની વહેવાણ આવ્યાંરે.
સમખાવા શણગાર નહીં, વસ્ત્ર નહીં કંઈ વાળ્યાં રે. વહેવાણ.

માતા જાણી તવ આવી પ્રાણી, ભયંકર દીસે વેશ,
નગ્ન નારને દેખીને, કાંઈ રૂપ જોયું ઈશ. વહેવાણ.
એક જોજનની લાંબી પહોળી, કાજળ રંગે કાય,
સમજાવ્યા નહીં સુતરનો તાંતણો, તાડ સરખા પાય. વહેવાણ.
ગિરિશૃંગ તે શીશ જેવું, પંચરંગો શિર વાળ
ગિરિ ગુફા વદન વિકાસ્યું, હોલદાંડી સરખા દંત,
જીભૈપૌળ સરખી નાસીકા, કંઠે હાડકાની માળ.
સરપના સરખી જીભ સળકે, જાણે આપશે અંત.
સૂપડાં સરખા શ્રવણ શોભે, અગ્નિ સરખા ડોળા,
યમદંડ સરખા ભુજ બિરાજે, નારી જાદવનાં ટોળાં,
સ્તન બે લાખાં પછવાડે, વળગ્યાં છોકરાં દસવીશ
દશે દિશા ત્યાં ઝાંખી થાતી, રંડા પાડે ચીસ
બાણાસુરને ઉગારી લીધો, પૂરવનું વરદાન,
નગ્નતણી દેખ્યા કોટરા, ભૂપે ધર્યું નામ.
મહાકાળથી રાખીશ તુજને, એકવાર રણમાંહે
કોટરા આગળ થઈ, નાઠો બાણાસુર ત્યાંહે.

બીજી બધી પ્રતોમાં બાણાસુરના હસ્તછેદન વિષે જે પાઠ છે તેમાં ઉપલો વધારો આ પ્રતમાં છે. પ્રેમાનંદ કવિને જેવા અલંકારનો શોખ છે તેવો અલંકાર આમાં રહેલો હોવાને લીધે તે અગત્યનો છે. બાણુના હસ્તછેદન પછી શિવ બાણુની મદદે આવ્યા, અને તેની અને વિષ્ણુની વચ્ચે યુદ્ધ થયું તે બંધ પડાવવા બ્રહ્મા આવ્યા અને તેમણે સ્તુતિ કરી તે સંબંધીનું કવિનું વર્ણન ઘણીખરી પ્રતમાં મળે છે, પરંતુ સુરતવાડેર વાળી પ્રતમાં એ સંબંધમાં શિવ વિષ્ણુ અને બ્રહ્મા ત્રણે એકજ છે, તેમાં ભેદ નથી એવા અભેદ જ્ઞાનની વિશેષતા જોવામાં આવે છે. કવિ કહે છે કે

બ્રહ્મા વચમાં આવ્યા, મન માનીએ રે,
આપણે શી વઢવાડ દુઃખ બાળીએ રે.
શાળ દાળ ઘૃત એક છે, મન. તેમ આપણે ત્રણે એક, દુઃખ.
કોણ બ્રહ્મા, કોણ કૃષ્ણજી, મન. કોણ હરિ ત્રિપુરાર. દુઃખ.
એ ત્રણે સુરત એક છે, મન. હરિહરમાં નહીં ભેદ. દુઃખ.
ભક્તવત્સલ છો ભૂધરા, મન. સ્વામી એ ત્રિપુરાર. દુઃખ.
બ્રહ્મા કહેરે કૃષ્ણજી, મન. આ સોણિત ગળતું રાખ. દુઃખ.
બ્રહ્મા વળતું બોલીયા, મન. હાવે કરો વહેવાર. દુઃખ.
બાણાસુર સુખીયો થયો, મન. શ્રીકૃષ્ણે ફેરવ્યો હાથ. દુઃખ.

પ્રેમાનંદકવિના ઉષાહરણના વીરરસવાળા ભાગને પહેલો અને હાસ્યરસવાળાને બીજો એમ બે વિભાગ પાડીએ તો પ્રથમ વિભાગ અહીં પૂરો થાય છે. એમાં કવિએ હદ વાળી છે. વીરરસ વિભાગમાં પણ તેણે શૃંગાર, હાસ્ય વગેરે રસોની ઝમક મૂકી છે. હવે હાસ્યરસનો બીજો વિભાગ કવિએ લૌકિક વ્યવહારનું ચિત્ર પાડવામાં આપ્યું અને શ્રીકૃષ્ણ ભગવાન એ બન્ને પક્ષોને બનાવ્યા છે. એ બીજો વિભાગ માત્ર પ્રેમ અને આનંદથી છલાયલો છે.

યુદ્ધની સમાપ્તિ પછી બાણાસુર શ્રીકૃષ્ણ ભગવાન પાસે આવે છે અને તેના કરેલા અપરાધની ક્ષમા માગે છે તે વખતે કવિનાં બીજાં આખ્યાનોમાં આપણે જોઈએ છીએ તેમ શ્રીકૃષ્ણ ભગવાને જુદા જુદા અવતારો લેઈ પૃથ્વી ઉપર જે ઉપકાર કર્યો છે તે સર્વ બાણાસુર પાસે કવિ ગવડાવે છે તે કડવું બીજી પ્રતોમાં નહીં હોવાથી આખું તો નહિ પણ તેમાંથી થોડો ભાગ અત્રે લઈ સંતોષ વાળીશું.

કવિ કહે છે કે

ત્યાંહ સ્તુતિ સામળીયાની કરતો, કરજોડીને ઓચરતો,
દીનાનાથ તે દીનદયાળ, છો મરવા શ્રી ગોપાળ.
અમ ઉપર ઘણી કીપાય, તમે રાખો વૈકુંઠરાય.
ભ્રમ પુત્રીને પદવી આપી, જશ રહ્યો વિશ્વમાં વ્યાપી,
વારાહ રૂપ ધર્યું સાક્ષાત, પાતાળે હણ્યો હિરણાક્ષ.
નરસિંહ રૂપ તમે લીધું, અભયદાન દાસને દીધું
વળી હિરણાક્ષને હણીઓ, પ્રલ્હાદને પોતાનો ગણીયો.
વળી મારો જે પિતાય, તમો તેને કીધી કરુણાય.
આવ્યા વામનરૂપ ધરી, જાચી અવની હેવ મોરારી.
સત્ય રાખ્યું તે રાખી લાજ, આપ્યું પાતાળ કેરૂં રાજ.
એમ પાવન કીધો પોળીયો, વળી હું અહંકારે ભરીયો
મારો મદ મોહનજીએ હણીઓ, બાણાસુર એમ ઓચરીઓ.
સહુથી કૃપા મને વિશેષ, વહેવાઈ થયા અખીલેશ
ભલે ભેટ પડી ક્યાય, મારો ક્ષમા કરો અન્યાય.

(અપૂર્ણ.)

"સાગુ."

---

# સ્ત્રીવાંચન.

સ્નેહી ભાઇ આનંદશંકર,

'વસન્ત'ના ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલા ચારપાંચ પત્રો ઉપરથી જણાય છે કે ગુજરાતીમાં તરજુમો કરવા લાયક અથવા અનુવાદ કરવા યોગ્ય ઇંગ્રેજીમાં ક્યાં ક્યાં પુસ્તકો છે તેનો કોઇએ ઉલ્લેખ કર્યો લાગતો નથી. માત્ર ઇંગ્રેજી પુસ્તકોનો ઇસારો કર્યો છે એટલું એજ. આટલાજ માટે તમારા ત્રીજા પ્રશ્નના સંબંધમાં કેટલીક સૂચના કરવાનું કામ મ્હેં માથે લીધું છે. આ સૂચનાઓ, ધારે તો ગુ. વ. સોસાયટી જેવી સુવ્યવસ્થિત સંસ્થા, અમલમાં આણી શકે એમ છે. તમારી દ્વારા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી આપણી ગુજરાતી સ્ત્રીઓ માટે સાર ઉપયોગી સાહિત્ય ઉત્પન્ન કરી શકશે એવો મ્હને વિશ્વાસ છે.–આશા છે. આ આશા ફલીભૂત થાય વા ન થાય તો પણ વસન્ત પત્રદ્વારા આવી ચર્ચારૂપી માનસિક આનંદ ફેલાવવા ખાતર સમસ્ત ગુજરાતી સ્ત્રીમંડળ તમારો ઉપકાર માન્યા વિના નહિજ રહે. આટલા ઉપોદ્ઘાત પછી મ્હારી સૂચનાઓ તમારી સમક્ષ મૂકું છું અને તેની સારાસારતાનું કામ તમનેજ સોંપું છું.

(૧) જ્યારે ઇંગ્લાન્ડ અને બીજા દેશોમાં સ્ત્રી ઉપયોગી પુસ્તકોની હારમાળા ને હારમાળા પ્રસિદ્ધ થયે જાય છે, ત્યારે આપણે ત્યાં પણ સ્ત્રીઓની ઉન્નતિ અર્થે, સ્ત્રી ઉપયોગી લાયબ્રેરી માટે એવાંજ પુસ્તકો એક પછી એક પ્રસિદ્ધ થવાની બહુજ જરૂર છે. આને માટે પ્રથમ સારાં સારાં પુસ્તકોની પસંદગી થવી જોઇએ. આટલું થયા પછી લેખકોને અમુક વિષયો માટે અમુક પુસ્તકો વાંચી જવા ભલામણ કરવી જોઇએ. આવાં પુસ્તકોની એક આવલિમાં વીસથી પચીસ પુસ્તકોનો સમાવેશ થાય તો બસ. આવી આવલિ અથવા હારમાળા આપણી સ્ત્રીઓને આવકારલાયક નિવડશે અને જો આ કામ ગુજરાત વ. સો. જેવી સંસ્થા ઉપાડી લે તો તેને અન્તે લાભદાયક પણ નિવડવાનો સંભવ છે.

(૨) કેટલાંક વર્ષ અગાઉ રા. કૃષ્ણરાવ. ભો. દીવેટીયાએ 'નારીશિક્ષા' નામનાં બે પુસ્તકો બે ભાગમાં લખ્યાં હતાં. આ બન્ને પુસ્તકો લોકપ્રિય થઇ પડ્યાં હતાં અને એવાંજ પુસ્તકો પ્રસિદ્ધ કરવા સલાહ ભરેલું છે એમ મ્હારી માન્યતા છે. આવી હારમાળા માટે જોયતી સામગ્રી ઇંગ્રેજી–મરાઠી અને બંગાળી સાહિત્યમાંથી જોઇએ એટલી મળી આવશે. "ધ ચીલ્ડ્રન્સ એનસાઇક્લોપેડીયા અથવા ચીલ્ડ્રન્સ મેગેઝીન" ની જુની તેમજ નવી આવૃત્તિઓમાં આવી હારમાળા માટે એટલો સામગ્રી છે કે થોડો સમય તો બીજું શોધવાની જરૂર નહિ પડે. આવીજ હારમાળા અલ્પ સમયમાંજ તૈયાર કરાવવા મ્હારી પ્રબળ ઇચ્છા છે ને મ્હને કહેતાં આનંદ થાય છે કે આ સંબંધમાં બનતી તમામ સાહાય્ય આપવા રા. ભોગીન્દ્રરાવ. આર. દીવેટીયાએ વચન આપ્યું છે.

(૩) વૈદક વિષય ઉપર લોકપ્રિય લઘુ ગ્રન્થોની આવશ્યકતા છે. આવા ગ્રન્થોનું મૂલ્ય ચાર આના કરતાં વધુ ન હોવું જોઇએ. આવા કાર્યોમાં વૈદક જ્ઞાન ધરાવનારાની

ગ્રાહકની પ્રથમ જરૂર છે. આ વિષયને માટે જોઇએ એટલી સામગ્રી તૈયાર હોવાથી એ કામ તરતમાંજ માથે લઈ શકાય એમ છે. આ વિષયને અંગે કેટલાંક ઉપયોગી પુસ્તકોની નામાવલિ આપી હું સન્તોષ માનું છું.

(1) *Moore's Family Medicine and Hygiene for India.* (2) The Doctor by George Black (Ward and Lock). (3) Ten Rules of Health by Eustace Hiles. (4) Dr. Andrew Wilson's common ailments and their cures. (5) How to keep well. (6) Our foods and drinks. (7) Infections diseases and hints to prevent them. (8) A healthy Home and how to attain it (9) *Dictionary of diet (1/net Health and strength Ltd)* (10) A. B. C. of Nursing in accidents and illness 1/ (The Scientific Press Ltd) (11) The mother's guide series 6 parts by Mrs Ada. S. Ballin (Office of Baby, London) each 6d. (12) The care of feeding of children in questions and answers by L. E. Holt, M. D. L. L. D. (London Sidney appleton).

(૪) મુંબાઇની ધ ચંદા રામજી હિંદુ કન્યા પાઠશાળાના સ્થાપકોનો હેતુ એ હતો કે નિશાળ છોડયા પછી તેમના ગૃહ જીવન અને સંસાર જીવન માટે યોગ્ય તાલીમ આપવી અને ગૃહિણી તેમજ માતા તરીકેની ફરજો સમજતાં અને અદા કરતાં શિખવવું. આ હેતુ વિચારમાં તો ઉત્તમ છે, પ્રશંસનીય છે પરંતુ આચારમાં આ હેતુ એ પાઠશાળામાં બર આવતો નથી એ કહેતાં ખરેખર મ્હને ગ્લાનિ થાય છે. આ પાઠશાળાના સંસ્થાપકો એ ઉચ્ચ આશય અમલમાં મુકાતો જોવા ઇચ્છે છે એમ માનીયે તો પણ જો આપણે તેમના હાથમાં વિધ વિધ વિષયો ઉપર લખાયેલાં પુસ્તકો મૂકી ન શકીયે તો આશય ફલીભૂત થઈ શકેજ નહિ. આ પુસ્તકો સ્ત્રીઓની લાયબ્રેરી માટે જે પુસ્તકો તૈયાર કરવામાં આવે તેજ વિષયોના સંબંધના હોવા જોઇએ માત્ર દેર ઓફલીજ કે અભ્યાસના પુસ્તકોમાં વધારે વિવેચન અને તપસીલની જરૂર છે.

(૫) ગુજરાતી સાહિત્યમાં સાધ્વી અને મહાન સ્ત્રીઓનાં જીવનચરિત્રો અનાર નવાર મળી આવે છે ખરાં. આવાં ટુંકા નીરસ જીવનચરિત્રોમાં આપણી સ્ત્રીઓને રસ પડતો નથી અને એના કાંઇ સંસ્કાર રહેતા નથી. જ્યાં સુધી જીવનચરિત્ર લખવાના હેતુ સરાપ નહિ ત્યાં સુધી એવાં ચરિત્રો લખવાથી અથવા વાંચવાથી શો લાભ? આને માટે ઉપયોગમાં નીચેનાં પુસ્તકો છે.

(1) Mark Twain's Joan of Arc. (2) Booth Tucker's Life of Catherine Booth. 2 Volumes (3) The Miracle of a Life (the autobiography of Heller-killer (Hodder and Stoughton). (4) a popular life of Queen Victoria.

(૬) જનસેવા માટે સ્ત્રી તેમજ પુરૂષો શું કરી શકે એમ છે અને એમણે અત્યાર સુધીમાં શુ શું કર્યું છે તેનું યથાચિત વર્ણનથી ભરપૂર જોઇએ એટલાં પુસ્તકો ઉપયોગમાં છે. આવાં પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાન્તર થવાથી સેવાસદન જેવી સંસ્થાઓના શુભ હેતુ

આપણી સ્ત્રીઓમાં ઓતપ્રોત થવા સંભવ છે. સેવાસદન સંપૂર્ણ રીતે વિજયી નિવડ્યું નથી તેનું મુખ્ય કારણ એજ છે કે એ સંસ્થાના ઉચ્ચ આશયો સમજવાને આપણી સ્ત્રીઓ હજી તૈયાર નથી. સેવાસદનની ત્રિમૂર્તિ મી. મલબારી, મી. દયારામ અને પ્રો. ગજ્જરના પૈસા અને યત્નો સફળ થાય એમ ઇચ્છા હોય તો તેમણે તે સંસ્થાના ફંડમાંથી આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવવાં જોઇએ. સેવાસદનની સેવિકાઓમાં સેવા કરવા પ્રેરણા થાય એટલા માટે હુલ હાઉસની જેન એડમ્સ, ઓલાઈવ ક્રીશ્ચન મેલ્વેરી, મીસીસ બુથ, ડો. બર્નાર્ડો અને એવાજ જનસેવા કરનારા મહાત્માઓનો કાર્યનું જ્ઞાન તેમને મળવાની આવશ્યકતા છે. એ. સી. મેલ્વેરીના સોલ-માર્કેટનું ભાષાન્તર કરવાની પહેલી જરૂર છે એમ મારૂં માનવું છે.

(૭) દુઃખાર્તને દુઃખમુક્ત કરવા માટે શાં શાં સાધન અને શા શા ઉપાયો યોજવા જોઈએ એ સંબંધી માહિતી આપતાં પુસ્તકોથી આપણી સ્ત્રીઓને બેહદ લાભ થાય એમ છે. એ સંબંધી પ્રાથમિક જ્ઞાન આપણી સ્ત્રીઓને મળે એટલા માટે નીચેનાં પુસ્તકોનો ભાષાન્તર અથવા અનુવાદ થવાની જરૂર છે. (૧) ચેરીટી ઑરગેનાઇઝેશન સોસાયટી તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકો (૨) Mary Conyngton's How to help (Macmillan & Co).

(૮) Beeton's book on Household management (ગૃહવ્યવસ્થા) જેવાં પુસ્તકો તૈયાર કરવામાં આવે તો આપણી હિંદુ સ્ત્રીઓને બહુ ઉપયોગી થઈ પડે. આવાં પુસ્તકો તૈયાર કરવા માટે જોઈએ એટલી સામગ્રી તૈયાર છે. દાખલા તરીકે (1) Spon's Household manual (2) The Women's book (Uniform with Jack's Reference book) Rs. 3-1; (3) The House wife's What's What by Hary Davies Fisher unvin); (4) Things a woman wants to know No. 12 Isabel Handbooks (5) The Expert Cleaner by Horvey. S. Seaman (Funk and Wagnallis) (6) the book of the best of everything (Fed Warne & Co.) આ અને આવાં બીજાં કેટલાંક ઉપયોગી પુસ્તકોનો અનુવાદ થાય તો લાભપ્રદ છે.

(૯) ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીઓને વાંચવા લાયક ક્યાં પુસ્તકો છે તે સંબંધી ચર્ચા હાલમાં સુંદરીસુબોધ માસિકમાં ચાલે છે. હવે આ સુંદરીસુબોધ તેમજ 'વસન્ત' માં આ વિષય ઉપર આવતા ચર્ચાપત્રો-લેખો જોઆ કરી ઉપયોગ કરવામાં આવે અને તેના સાર તરીકે પુસ્તક તૈયાર કરવામાં આવે તો ઘણું સારૂં. ઇંગ્રેજીમાં હાલાં બે પુસ્તકો નમુના રૂપ છે. (૧) (1) Mind and Culture by Rev. R. P. Downs L. L. D. (2) Through the Magic Door. by A. Conan Doyle.

(૧૦) ગુજરાતી સાહિત્યના વિકાસના ઇતિહાસનું પુસ્તક હજુ સુધી લખાયું નથી અને એટલા માટે સરળ અને રસિક પુસ્તક લખાય તો આપણી સ્ત્રીઓને આવકારલાયક થઈ પડે એમાં સંદેહ નથી. આની સાથે સ્ત્રીઓને ઉપયોગી થઈ પડે એવાં ગુજરાતી વ્યાકરણ, ગુજરાતી રૂઢી પ્રયોગ (Idioms) અને ગુજરાતી પત્રવ્યવહારની પદ્ધતિની જરૂર છે.

(૧૧) આપણાં ઘરોનાં સામાન્ય ઘરખરચનો હિસાબ બરાબર રખાતો જ નથી અને તેમાં સ્ત્રીઓ તો પદ્ધતિસર રાખી શકતી જ નથી એવી અનેક ભણેલી સ્ત્રીઓ છે જેઓને ઘરખરચનો હિસાબ રાખતાં બારગે જ આવડતો હશે આટલા માટે નિયમિત ને પદ્ધતિસર ઘરખરચનો હિસાબ સ્ત્રીઓ રાખી શકે એમ આપણે ચાહતા હોઇએ તો નીચેના પુસ્તકનો અનુવાદ કરવાની જરૂર છે. (1) Household accounts by Kate Manly આની સાથે પૈસા સંબંધી થોડીક સૂચનાઓ આપવામાં આવે તો ઠીક.

(૧૨) હિંદુસ્તાનનાં મુખ્ય શહેરો, જોવા લાયક સ્થળો અને ઇલાકાની રાજ્યધાનીઓનો રસિક હેવાલ આપનારૂં પુસ્તક તૈયાર થાય તો સ્ત્રીઓને ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત થાય. આ પુસ્તકનું નામ " યાત્રાળુનો ભોમિયો " પાડવામાં આવે તો વાંધો નથી. આવા પુસ્તક માટે નીચેનાં ઇંગ્રેજી પુસ્તકોનો ઉપયોગ કરવા ભલામણ છે. (1) Mr. Forrest's Book on Indian Cities (2) The Indian Gazetteer, (3) Mr. Edwards Book on Bombay (4) Caine's Picturesque India, (5) The Traveller as companion (Govt. Printing Press Calcutta) (6) Our Eastern Empire by Philip H. Gibbs (Cassel) (7) Railway Guides.

(૧૩) સ્ત્રી ઉપયોગી લેખો અને દુનિયાના જુદા જુદા ભાગમાં સ્ત્રીઓની હિલચાલ સંબંધી લેખો હાલના પત્રો-માસિકોમાં આવે એવી યોજના તંત્રીઓ તરફથી થતી હોય તો જનસમાજને ને તેમાં સ્ત્રીઓને ઘણો લાભ થવા સંભવ છે. દરેક અંગ્રેજી વર્તમાનપત્ર અને તેમાં 'બુદ્ધિપ્રકાશ' નામના માસિકમાંથી, આ સંબંધી જોઇતી માહિતી મળી શકે એમ છે. ઇંગ્રેજીમાં The English Woman's Year Book નામનું પુસ્તક દર વર્ષે નિકળે છે આવીજ તરેહનું એકાદ પુસ્તક આપણા પત્રોના તંત્રીઓ ગ્રાહકોને આપવા તજવીજ કરે તો વાંચક તેમજ તેમને પોતાને લાભદાયક છે. આમ ન બને એમ હોય તો ઈ. સ. ૧૯૦૪ માં બુદ્ધિપ્રકાશમાં રા. રણછોડભાઈ ઉદયરામ ભાઈએ ગુજરાતી સાહિત્યનું સિંહાવલોકન કર્યું હતું તેજ પદ્ધતિએ વર્ષ દરમિયાન સ્ત્રી પુરૂષોની સામાજીક હિલચાલના પુસ્તકના રૂપમાં અવલોકન લેવાતું હોય તો પણ ઘણું છે.

(૧૪) ક્ષુદ્ર હલકી પંક્તિના લેખો-પુસ્તકોનો બહોળો પ્રચાર થતો જોઈએ છીએ અને તે દ્વારા જનસમાજની નીતિ બગડે પણ છે. આ હાની થતી અટકે એટલા માટે મ્હારી એવી સૂચના છે કે જેવી રીતે ટ્રેક્ટ સોસાયટી એક પૈસાના અથવા આના આનાના નાના પુસ્તકો પ્રસિદ્ધ કરે છે તે પ્રમાણે " ચાલુ જમાનો " અથવા એવું જ કાંઈ નામ આપી ન્હાનાં ન્હાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવવાં. ચાલુ ચર્ચા ઉપરના વ્યાખ્યાનોનો પણ આમાં જ સમાવેશ કરી શકાશે.

(૧૫) બાળકો સ્વભાવિક રીતે જ કેટલાક પ્રશ્નો કરે છે. હવે આ પ્રશ્નોનો બુદ્ધિપૂર્વક તેમજ સમજણ પડે એવી રસિક ભાષામાં ઉત્તર આપવામાં મદદગાર થઈ પડે એવાં પુસ્તકો લખાવાં જોઈએ. સ્ત્રીઓને તેમાં આપણી સ્ત્રીઓ તો કેટલાક વિષય સમજી જ

શકતી નથી અને એનું પરિણામ એ આવે છે કે બાલકોના બુદ્ધિપૂર્વક કરેલા પ્રશ્નોના સંતોષકારક ઉત્તર આપી શકતી નથી અને તેમની જીજ્ઞાસુ વૃત્તિ દાબી નાખે છે અને આથી તેમની માનસિક શક્તિ ખીલતી નથી. ઉપર સૂચિત પ્રશ્નોત્તરીના રૂપમાં થવું જોઈએ.

(૧૬) આદર્શરૂપ પુત્રી આદર્શરૂપ પત્ની અને આદર્શ રૂપ માતા આ સ્ત્રી જીવનની ત્રણ મુખ્ય સ્વરૂપ છે. માટે એ ત્રણે સ્વરૂપ સંપૂર્ણતાને પામે એ હેતુથી ત્રણે સ્થિતિ ઉપર નિરાળાં પુસ્તકો લખાવાં જોઈએ. આવાં પુસ્તકોને લીધે પૂર્વના ઉત્તમ સંસ્કારો કાયમ રાખી પશ્ચિમના વિકાસ પામતા ગુણો ખિલવી આપણી સ્ત્રીઓ સન્મુખ ઉચ્ચ આશયો મુકી શકીશું.

(૧૭) ન્હાના બાળકોને સ્વાભાવિક રીતે વાતો સાંભળવી બહુ ગમે છે હવે આ જીજ્ઞાસા તૃપ્ત થાય અને એમની શક્તિઓ ખીલે એવી ન્હાની રસિક બોધક વાર્તાઓ તૈયાર કરવામાં આવે તો માતાઓનો બાળ કેળવણીનો રસ્તો સરળ થાય. આવાં પુસ્તકો તૈયાર કરાવતી વખત એક વાત એ ધ્યાનમાં રાખવાની છે કે ભાષા બહુજ સાદી અને સરળ રાખવી જેથી સાત આઠ વર્ષના બાળકો સહેલાઇથી સમજી શકે.

(૧૮) દુનિયાના જુદા જુદા દેશમાં વસતા લોકો ત્હેમના ગૃહ જીવનનો અને મુખ્યત્વે કરી દુનિયાનાં ભિન્ન ભિન્ન પ્રદેશની સ્ત્રીઓનાં જીવનની માહિતી મળે એવાં પુસ્તકોની પણ ઓછી આવશ્યકતા નથી. આ વિષયની સામગ્રી નીચેનાં પુસ્તકોમાંથી મળી આવશે. (1) Joyce's Women of Different nations; Peeps at Many Lands Series. 35 Volumes each 1/6 (2) Our Neighbours Series 10 Volumes each 3/6 (3) The Humanitarian Magazine ના પાછલા અંકોમાં જુદી જુદી પ્રજાની સ્ત્રીઓએ વિષય ઉપર લખાયેલા લેખો. (4) Mr. Nelson Fraser's English life for Indian Readers (5) Prof. Welinker's English Impressions.

(૧૯) કાયદામાં સ્ત્રીઓના શા હક આપેલા છે અને કાયદા પ્રમાણે તેમને કેટલી સત્તા છે તેની આપણા દેશની સ્ત્રીઓને ત્હેમાં પણ હીંદુ સ્ત્રીઓને જરા પણ માહિતી હોતી નથી. આનું પરિણામ એ આવે છે કે કેસ ચાલતો હોય છે ત્યારે તેઓ વકીલો અને ત્હેમના કારકુનના કાવાદાવાના ભોગ થઈ પડે છે એટલું જ નહિ પણ પોતાના હક કેટલા છે તે ન જાણવાથી ને હઠીલાઈને લીધે કેસ લંબાયા કરે છે. આટલા જ માટે કાયદામાં સ્ત્રીઓને શી પદવી છે તે દર્શાવનારૂં સરળ અને સમજાય એવું પુસ્તક થવાની જરૂર છે.

(૨૦) એક લેખક એક સ્થળે કહે છે કે "પ્રભુને કયે નામે ઓળખવામાં આવે છે તે મને કહો અને લોકો કેવા છે તે હું તરત જ કહીશ. લોકો કહેવા છે તે જણાવો અને તેમના ઇશ્વરનું નામ કહી શકાય" આટલા જ માટે ધાર્મિક પુસ્તકોની પણ જરૂર છે. નીચે દર્શાવેલી જાતના ગ્રન્થો તૈયાર કરવા સૂચવું તો અયોગ્ય નહિ લેખાય.

(અ) સુપ્રસિદ્ધ પુરાણી-કથાકારના ધર્મ વ્યાખ્યાનોનાં પુસ્તકો દાખલા તરીકે (1) નરહરિશાસ્ત્રીનાં વ્યાખ્યાનો, (2) ડા. ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડેનાં ધર્મ વ્યાખ્યાનો (3) સ્પર્જન, ચાર્લ્સ વૉયસી જેવા ધર્મગુરૂઓનાં ધર્મવ્યાખ્યાનોનો અનુવાદ.

(બ) રેવ. ચાર્લ્સ વૉયસીના "રીલીજીઅન ફોર ઑલ મૅન કાઇન્ડ" જેવું ધર્મ પુસ્તક.

(ક) મહર્ષિ-મહાત્માનાં જીવન ચરિત્રો; થોમસ એ કેમ્પીસના ઇમીટેશન ઑફ ક્રાઇસ્ટ; ઇમીટેશન ઑફ બુદ્ધ ( બેલ્યુચન એન્ડ કં ) ઇમીટેશન ઑફ શ્રી કૃષ્ણ ( નૅટિસન એન્ડ કં ) નું આખું અથવા જરૂર જેટલું ભાષાન્તર.

(ડ) જુદા જુદા મુખ્ય ધર્મો અને પેટા ધર્મોનો સારો સરળ પણ સંપૂર્ણ ઇતિહાસ.

(ચ) જે. એન. ફાર્કરે પ્રાઇમર ઑફ હીંદુઇઝમનું પુસ્તક લખ્યું છે તે જ પદ્ધતિ ઉપર લોકપ્રિય થઇ પડે એવું સરળ પુસ્તક.

(છ) હિંદુ, જૈન, બુદ્ધ અને અન્ય ધર્મના સંતોનો ઇતિહાસ, ચરિત્ર.

(જ) લગ્ન, મૃત્યુ તેમજ અન્ય સારા માઠા પ્રસંગને અનુકૂલ થઇ પડે તેવો-એકલા અથવા બધા સાથે મળી ગાઇ શકાય એવી-સરળ સુંદર ભાવમય-સંગીતમય પ્રાર્થનાનો સંગ્રહ. આ સંગ્રહમાં ઉપોદ્ઘાત તરીકે પ્રાર્થનાનું રહસ્ય, પૂર્વ અને પશ્ચિમની પ્રાર્થનાની ભાવના વગેરે દર્શાવનારો સારો લેખ દાખલ કરવો. આને માટે મી. ડબલ્યુ જે ડોસનનું 'ફરગોટન સીક્રેટ' નામનું પુસ્તક જોવા જેવું છે.

(૨૧) દુનિયાના ઇતિહાસના સામાન્ય જ્ઞાનની આવશ્યકતા ઓછી નથી. આને માટે નીચેનાં પુસ્તકો ઘણા ઉપયોગી છે. (1) Peter Parly Universal History on the basis of Geography ( William Tegg & Co ) ( 2) Outlines of the Worlds History by William Swinton (American book company ) (3) The Childrens Series on England, France Germany &c 9 Vols each 1-10-11.

આની સાથે હિંદુસ્તાનનો ઇતિહાસ સુધારો-રીતરીવાજ અને જીવન વિશે માહિતી મળે એવાં પુસ્તકની પણ જરૂર છે. આને માટે જોઇએ તેટલાં સાધન છે, જેવાં કે Story of India આ પુસ્તકો લંડનની ઓલીઅર સોસાયટીએ પ્રસિદ્ધ કર્યાં છે.

(૨૨) આપણી સ્ત્રીઓની "ગૃહકથા" એ વિષય ઉપર 'બુમન'સ હોમ કમ્પેનીઅન' ની પદ્ધતિસર એકાદ પુસ્તક લખાવવું જોઇએ.

(૨૩) સાયન્સ ઓફ સોસાયટીના ઉપર હેરી જોન્સ એમ એ ના સોશીયલ સાઇન્સના

